# યુગદર્શન

દરેક અંગ્રેજી માસની ૧૫મા તારીખે પ્રગટ થતું માસિક

## યુગદર્શનના સંચાલકો તરફથી નમ્ર વિજ્ઞપ્તિ

§ સમસ્ત ગુજરાતના વિદ્વાનોને, કવિઓને, કળાકારોને, સંશોધકોને, લોકસેવકોને તેમજ વિવિધ વિષયના નિષ્ણાતોને નીચે આપેલા નિયમો ધ્યાનમાં રાખીને અભ્યાસપૂર્ણ લેખો તેમજ ઉચ્ચ કક્ષાના કાવ્યો યુગદર્શનમાં પ્રસિદ્ધ કરવા માટે મોકલી આપવા વિનંતિ છે.

૧. 'યુગદર્શન'માં પ્રગટ થવા માટે મોકલેલા લેખો અને કાવ્યો કાગળની એકજ બાજુએ સુવાચ્ય અક્ષરોમાં લખાયેલા હોવા જોઇએ.

૨. 'યુગદર્શન'માં પ્રગટ થવા માટે મોકલેલા લેખો તેમ જ કાવ્યો અન્યત્ર કોઇપણ સામયિકમાં પ્રગટ થયેલા હોવા ન જોઇએ.

૩. 'યુગદર્શન'માં પ્રગટ થયેલા લેખો તેમજ કાવ્યોમાં રજૂ કરવામાં આવેલા વિચારો તેમજ વિધાનોની જવાબદારી લેખકની રહેશે.

૪. પ્રકાશન માટે મળેલા લેખો તેમજ કાવ્યોમાંથી જે લેખો અને કાવ્યો 'યુગદર્શન'માં પ્રગટ કરવાનો નિર્ણય કરવામાં આવશે એ અંગેની ખબર એ લેખો તેમજ કાવ્યો મળ્યાને પંદર દિવસની અંદર આપવામાં આવશે, અને સ્વીકાર્ય નહીં હોય એવા લેખો જ (કાવ્યો નહિ) ચાલુ બુકપોસ્ટથી પાછા મોકલવામાં આવશે.

૫. 'યુગદર્શન'માં પ્રગટ થયેલા લેખ તેમજ કાવ્યની પાંચ નકલો લેખકને પૂરી પાડવામાં આવશે તેમજ જે અંકમાં પ્રસ્તુત લેખ કે કાવ્ય પ્રગટ થયેલ હશે તે અંક મોકલવામાં આવશે.

૬. 'યુગદર્શન'માં પ્રગટ થયેલા અને પુરસ્કાર અપાયેલા લેખો કે કાવ્યોમાંથી જો કોઇ પણ લેખ કે કાવ્ય 'યુગદર્શન'ના સંચાલકો પોતાના ભાવિ સંકલિત પ્રકાશનમાં લેવાને ઇચ્છે તો તે લેવાની 'યુગદર્શન'ના સંચાલકોને છૂટ રહેશે, અને એમ કરવામાં આવે ત્યારે તે લેખ કે કાવ્ય સંબંધે મૂળ જે પુરસ્કાર આપવામાં આવ્યો હશે એનો ૫૦ ટકા પુરસ્કાર તે લેખકને આપવામાં આવશે. આ સિવાય આવા લેખો તેમજ કાવ્યોના સર્વ અધિકાર લેખકના પોતાના રહેશે.

૭. 'યુગદર્શ'માં પ્રગટ થયેલા કોઇ પણ લેખ કે કાવ્યને અન્ય કોઇ માસિક કે સામયિકમાં પ્રગટ કરવા માટે તે તે પ્રકાશકે 'યુગદર્શનના તંત્રીની તેમ જ લેખકની સંમતિ મેળવવી રહેશે અને રીતે પ્રગટ કરવામાં આવેલા લેખ કે કાવ્યનો તે તે પ્રકાશકે ઋણસ્વીકાર કરવો રહેશે.

**નોંધ :** 'યુગદર્શ'નમાં પ્રગટ કરવાને મોકલવામાં આવેલ કોઇ પણ લેખના અસ્વીકારનું કારણ એ લેખ 'યુગદર્શન'ની અપેક્ષિત કક્ષાનો નથી એમ જ હોવાનું માની ન લેવાની તે તે લેખકને તંત્રીની નમ્ર વિનંતિ છે. કોઇ પણ લેખનો અસ્વીકાર કરવામાં એ લેખનો અતિ વિસ્તાર, એમાંની તંત્રીને પ્રતિકૂળ લાગતી વિચારસરણી, એમાનો પુનઃ ચર્ચા પામતો અન્યત્ર ચર્ચાયેલો વિષય, એમાંના ચર્ચાસ્પદ વિષયને 'યુગદર્શન'માં શરૂ કરવાની તંત્રીની અનિચ્છા અથવા તો સામાન્ય વાંચકોને એ લેખ નિરસ વા દુર્બોધ લાગવાનો સંભવ આવાં અનેક કારણો હોઇ શકે છે.

§ ગ્રંથકારોને તેમજ પ્રકાશકોને પોતપોતાનાં પ્રકાશિત ગ્રંથો અવલોકનાર્થે મોકલવા વિનંતિ છે.

§ સમસ્ત ગુજરાતના પ્રજાજનોને યુગદર્શનના ગ્રાહક બનવા વિનંતિ છે. લવાજમનો દર નીચે મુજબ છે. વાર્ષિક લવાજમ હિંદ ખાતે રૂ. ૮, પરદેશ ખાતે રૂ. ૧૧, છૂટક નકલ રૂ. ૧. ગ્રાહક થવા માટે લખો:–

વ્યવસ્થાપક : 'યુગદર્શન', પો. બૉ. ૬૨, ઘોઘા સ્ટ્રીટ, કોટ, મુંબઇ ૧.

§ જાહેરખબરના દર નીચે મુજબ છે:–

| છૂટક | | કૉન્ટ્રાક્ટ |
|---|---|---|
| આખું પાનું રૂ. ૬૦ | ... ... ... ... ... | આખું પાનું ૧૨ માસ રૂ. ૬૫૦ |
| અડધું પાનું રૂ. ૩૦ | ... ... ... ... ... | અડધું પાનું ૧૨ માસ રૂ. ૩૨૫ |
| પા પાનું રૂ. ૧૮ | ... ... ... ... ... | પા પાનું ૧૨ માસ રૂ. ૧૮૦ |

# યુગદર્શન

## વિષયાનુક્રમ



યુગદર્શન, આજનો સ્વાતંત્ર્યદિન, સત્યમેવ જયતે, મંગલવર્ષા, 'મંગલ પ્રભાત' અને તેના ચિત્રકાર, શ્રી. બચુભાઇ રાવતને અભિનન્દન, કળાવિવેચક શ્રી. મનુભાઈ ઠક્કરનું અવસાન, જાણીતા પત્રકાર શ્રી ચંદ્રકાન્ત સુતરીઆનું ખેદજનક અવસાન, ડોલરનો દુકાળ, નાણાની કીંમત, રૂપીઆનું હુંડીયામણ, સ્ટરલીંગના કરાર, આપણી ખરીદશક્તિ, મુડીનો ઘસારો, મધ્યમવર્ગનું મહત્વ, મુડીની હડતાળ, સરકારી ખર્ચ, ભારતીય વિદ્યાભવનનું ઉદ્ઘાટન.

(૧)



સંગીત પ્રભાત

શ્રી. સોમાલાલ શાહ




# યુગદર્શન

તંત્રી
પરમાનંદ કુંવરજી કાપડીઆ

પુસ્તક ૧ : અંક ૧
૧૫ ઑગસ્ટ ૧૯૪૯


## अनन्य निष्ठा


काकासाहेब कालेलकर


આપણે આઝાદ થયા. આઝાદીનો આનંદ કોને ન થાય? પણ જેમણે આખો જન્મારો પરતંત્રતાનું દુઃખ વેઠયું, છતાં કદી પરતંત્રતા સાથે માંડવાળ કરીને આરામ ગોઠવવાનો વિચાર ન કર્યો; જેઓ કંઈક આશામાં અને ઘણી નિરાશામાં ગુલામી સાથે અખંડ ઝૂઝતા રહ્યા તેમને આઝાદીનો જે આનંદ થયો તે કાંઈ ન્યારો જ હતો. આઝાદી માટે ઝંખતાંઝંખતાં હિંદના દાદાએ દેહ છોડયો. નોકરશાહી સામે અસંતોષ ફેલાવવાનું પવિત્ર કામ કરતાંકરતાં લોકમાન્યે દેહ છોડયો. કાળી નિરાશામાં સ્વતંત્રતાના ગીત ગાતાં અને ભારતીય સંસ્કૃતિનું ઉજ્જ્વલ રૂપ આલેખતાંઆલેખતાં રવિબાબુએ પોતાની લાંબી કારકિર્દી પૂરી કરી. 'પરતંત્રતાની જંજીરો આપણે જ પકડી બેઠા છીએ; આપણને ઢસડી લઈ જાય છે તે જંજીર આપણે જ વ્હોરી લીધેલી છે; તે છોડી દઈએ એટલી જ વાર,' એમ સમજાવતાં સમજાવતાં સ્વામી વિવેકાનંદ વિદેહ થયા. આઝાદીને કારણે દેશબહાર જઈ ત્યાં આઝાદ હિંદની ફોજ તૈયાર કરી આઝાદીનું બારણું ખખડાવતા અદૃશ્ય થયા સુભાષબાબુ. આવા તેજસ્વી મુક્તિમણિઓની માળા ખૂટે એમ નથી. એ સૌએ આઝાદીની ઝંખના સાથે પોતાના દિવસો પૂરા કર્યા. એ બધાએ માન્યું હતું કે આઝાદી એ જ સ્વર્ગ છે, એ જ નંદનવન છે, એ જ કલ્યાણધામ છે.

આજે જો તેઓ હિંદુસ્તાનની વિપત્તિઓ જોઈ શકે તો તેમને શું થશે? એ જમાનાની લાગણીના જેઓ સાક્ષી છે તેઓ ખાત્રી આપી શકશે કે આજની દુર્દશા માટે લોહીનાં આંસુ વહેવડાવતા છતાં તેમનો આઝાદીનો આનંદ ઓછો ન જ થાત. તેઓ કહેત કે આઝાદીનો આનંદ સુસ્થિતિ કે દુસ્થિતિ ઉપર નિર્ભર નથી. ગુલામીની કાળી ટીલી આપણે ધોઈ શકયા એ આનંદ સ્વતંત્ર છે. સ્વતંત્ર માણસ ચઢશે જ એની ખોળાધારી કોણ આપી શકે? સ્વતંત્ર થઈને સ્વર્ગે જઈશું અથવા નરકે જઈશું. 'फाराचि बरि निरयगती परवशता शतगुणे करी जाच' 'નરકગતિ ઘણી સારી, પરવશતા નરકગતિ કરતાં પણ સોગણી અકળામણ કરાવે છે' એમ જે જૂના મરાઠી કવિએ ગાયું તે અક્ષરે અક્ષર આજના જમાનાએ ખરું કરી બતાવવાનું બીડું ઝડપ્યું છે. બીજા એક આધુનિક મરાઠી ખ્રીસ્તી કવિએ ગાયું–फिरिव मला दाहि दिशा। कर मम अन्नास दशा। कर माझ्या वृत्ति पिशा। परि तू हो माझी अेकदा। तुज विण जग शून्य सकळ विकळ भासते। હે સ્વતંત્રતા! મને દશે દિશ રખડાવી માર, અન્ન માટે મને ટળવળતો કરી મૂક, મારી વૃત્તિઓ ચસકાવીને મને ગાંડો કરી નાંખ, પણ એક વાર તું મારી થા. તારા વગર દુનિયા શૂન્ય જેવી લાગે છે અને બધું નિષ્પ્રાણ, નિઃસાર જેવું લાગે છે.

આજે આપણે સ્વતંત્ર થયા છીએ, પણ એની સાથે હિંદુસ્તાનના ભાગલા પડ્યા અને એથીયે વિશેષ, આપણા જ લોકોને હાથે હિંદુસ્તાનના માણસમા મહાત્માને આપણે ખોયા અને આશ્ચર્યની વાત તો એ છે કે સ્વતંત્ર થવાની સાથે કેટલાક લોકોએ પોતાનું ચારિત્ર્ય પણ ખોયું છેઃ છતાં કોઈ કાળે આપણા મનમાં એવો અપવિત્ર વિચાર ન જ ઉઠવો જોઈએ કે આના કરતાં તો પરતંત્રતા જ સારી હતી. જે લોકો સ્વતંત્રતાને સ્વતંત્રતા ખાતર જ ચાહે છે અને કોઈ પણ સુખ કે સત્તા ખાતર સ્વતંત્રતાને જતી કરવા તૈયાર નથી એવા લોકોને હાથે જ હિંદુસ્તાનની તમામ વિપત્તિઓ દૂર થવાની છે અને હિંદુસ્તાન જ શું પણ આખી દુનિયા એવા લોકો પાછળ ચાલીને જ પોતાનો ઉદ્ધાર કરી શકવાની છે.

બાકી ગમે તે થાઓ; પણ આપણી સ્વતંત્રતા પ્રત્યેની નિષ્ઠા રજમાત્ર પણ ઝાંખી ન પડો! આવી અનન્ય નિષ્ઠા જ આપણને સર્વ સંકટોમાંથી ઉગારી લેશે.

# મુક્તિમંગલ



ઉમાશંકર જોશી



[ ૧૫ ઑગસ્ટ, ૧૯૪૭ ]

[૧]

યશોજ્જ્વલ જય હે ભારતમાત !
અમર તવ તપો મુક્તિપ્રભાત !
તપસ્તેજમંડિત મુખ મંગલ, સંકટ મહીં અક્ષુબ્ધ;
ઉદય અસ્ત ને રમી રમકડે, વૃદ્ધા હે ચિરમુગ્ધ !
અહો તવ ઉદાર સ્તન્યની ધારા !
ઘટે નહિ મા ! તુજને ચિર કારા
યશોજ્જ્વલ જય હે૦

[૨]

કરી તવ પુત્રે ઉગ્ર તપસ્યા,
ઉકેલી કૂટ દાસ્ય-સમસ્યા.
ઊઠો હે માત ! આજ મધરાત,
પ્રસવતી મંગલ મુક્તિપ્રભાત.
સાધુપુત્ર તવ લડ્યો આત્મબળ ધારી, સંગ લઇ સાચ;
સહી યાતના પોતે, સહચર દલે; ન અરિને આંચ.
વિશ્વમાં ખેલ્યો અભિનવ જંગ,
પ્રેમનો જગવ્યો રંગ અભંગ.
યશોજ્જ્વલ જય હે૦

[૩]

પ્રગટતો પુનિત મુક્તિનો ભાણ,
પૂર્ણ તવ સ્ફુરો પ્રફુલ્લિત પ્રાણ.
ઊઠો હે ! જુએ વાટ યુગ-કર્મ,
આચરો અભિનવ પુરાણ ધર્મ.
અંતરિક્ષથી પુષ્પવૃષ્ટિ વરસાવે સુરમુનિ સર્વ,
ગંધર્વ કિન્નરો ગાય, અપ્સરાગણ નર્તંત સગર્વ.
આશિષો ગાય વાલ્મીકિ વ્યાસ,
વેદ ઉપનિષદો સુહે સુહાસ.
યશોજ્જ્વલ જય હે૦

[૪]

માત, તવ ઉજ્જ્વલમુખ અભિરામ
દીપતું એ જ, ગાતું મધુ સામ.
રામનો સદા હૃદયમાં વાસ,
કૃષ્ણનો ચગે નિત્ય રસરાસ.
ઋષિકુલવંદિત નંદિતમનુકુલસ્પંદિત ચિત્ત વિરાજે,
મંત્રઘોષ તવ મંદિર મંદિર મંદ્રમૃદુલરવ ગાજે.
જીતીને પ્રબળ વાસનાયુદ્ધ,
સુહે તવ મહાવીર ને બુદ્ધ.
યશોજ્જ્વલ જય હે૦

[૫]



ધન્ય તે રાજર્ષિ અવિજેય,
ઝંખતા મનુકુલનાં વર શ્રેય.
ધન્ય તે ધર્મધીર મિથિલેશ,
સોહતા કૃષક તણે શુભવેશ.
અશોક, વિક્રમ, હર્ષ, અકબ્બર, શિવાજી વંદ્ય નૃપાળ;
તવ પ્રત્યેક સુપુત્રપુત્રીમાં સ્ફુરો એહ ઉરજવાળ.
મુક્તિનો દુર્ગ બની, શુભમર્ગ
વિશ્વને દો શાંતિનો અર્ઘ્ય.
યશોજ્જ્વલ જય હે૦



# સાચી આઝાદી એટલે શું?

— શ્રી. જે. કૃષ્ણમૂર્તિ

[ધી પ્રેસ ઓફ ઇન્ડિયાના પ્રતિનિધિ સમક્ષ હિંદની આઝાદી અંગે શ્રી. જે. કૃષ્ણમૂર્તિએ કરેલાં ખાસ નિવેદનનો અનુવાદ.]



બાહ્ય અને આંતરિક સ્વતંત્રતાને અલગ ન પાડી શકાય. તાજી આઝાદીને વરેલા અને જીવનના ઉંડા અર્થને સમજવા મથતા દેશમાં તો ખુદ દેશ કરતાં યે જીવનની અગત્ય વધારે છે, અને આ વિચારસરણી અનુસાર આજે સંપૂર્ણતઃ સ્વતંત્ર એવો એક પણ દેશ નથી. પ્રત્યેક દેશમાં સ્વતંત્રતાના ઓછાવત્તા અંશ જ જોવા મળે છે; પરન્તુ જ્યાં જ્યાં રાજકીય સ્વતંત્રતા હોય છે ત્યાં ત્યાં એની સાથે જ જીવનને રૂંધતા અને એને નહિવત્ બનાવતાં અકુદરતી બંધનો સામેની સ્વતંત્રતા પણ હોવાની. આ સ્વતંત્રતાનો સાચો દુશ્મન મૃતપ્રાય બનેલી રસમો છે. આ રસમો આજના જીવનને ગઇ કાલની ભૂસાંઇ ગયેલી માન્યતાઓનું ગુલામ બનાવે છે. દુનિયાભરના દેશોમાં હિંદ આવી માન્યતાઓની વધારે ભીંસમાં છે. હિંદનો સળગતો પ્રશ્ન આ જ છે. એનું નિવારણ કરો અને ઉગતા સૂર્ય આગળ જેમ સવારનાં ધુમ્મસ પીગળી જાય છે તેમ હિંદને પાછળ રાખતાં બળોનો નાશ થઇ જશે. જીવનના પ્રવાહને છેતરી નહિ શકાય. દેશ અથવા જાતિએ જ્યાં સુધી આંતરિક પરિબળોથી સ્વતંત્રતા નથી મેળવી ત્યાં સુધી વાસ્તવિક અર્થમાં આઝાદીની એણે કદી આશા નહિ રાખવી જોઇએ, અને કદાચ જો એવી બાહ્ય સ્વરૂપમાં દેખાતી સ્વતંત્રતા મળે તોય સુંદર દેખાતાં એનાં ફળો જ્યારે ચાખવામાં આવશે ત્યારે એમાંથી ધૂળ અને રાખ જ નીકળશે.

આ કંઇક આકરી શિખામણ છે. કદાચ તે અણગમતી પણ હોય, છતાંય હિંદને જે જોઇએ છે તે મેળવવા સારૂ સંજોગોના દબાણથી પણ આ પાઠ શિખવામાં હિંદની સલામતી છે. અને ત્યારે જ અનેક મથામણોમાંથી પસાર થઇને હિંદ વધુ વિશુદ્ધ બનશે. હિંદનો આત્મા એ એક મહાન શૃંખલાબદ્ધ આત્મા છે. એને મુક્ત કરો અને જોઇ લ્યો કે જગતમાં રાષ્ટ્રોમાં એક વિરાટ રાષ્ટ્ર ઉભું થશે. કારણ કે નૂતન પ્રાણસંચારથી વિભૂષિત બનેલું હિંદ સમગ્ર વિશ્વમાં નૂતન પ્રાણનું સિંચન કરશે એમાં જરાયે શક નથી. આપણી પાસે શક્તિનો સુંદર વારસો છે, પણ કોઇ પણ માન્યતાને તાજી અને ઉપયોગી રાખી શકે એવાં—અન્ય પ્રત્યે ઉંડી સહાનુભૂતિભર્યું વલણ અને ખરા દિલનો પ્રેમ એ બે—તત્ત્વોના અભાવે આપણો એ વારસો નિરૂપયોગી અને અર્થહીન બની ગયો છે. આજે આપણા અમર ભૂતકાળના મહાન વારસામાંથી આપણી પાસે શું અવશેષ છે? પાષાણસમી કઠોર નિષ્ઠુરતા અને સ્વાર્થપટુતા, બાળલગ્નો, વિધવા ઉપરનાં રૂઢિગત બંધનો, સ્ત્રીઓ તરફની અઘટિત વર્તણૂંક, અસ્પૃશ્યતા—માનવીના જીવનની સંવાદિતા સાધતી, એને મધુર બનાવતી કૂણી લાગણીઓનેક ચગદતું—આ સઘળું મૃતપ્રાય બની ગયેલી જડ માન્યતાઓનાં પરિણામ સિવાય બીજું શું છે? અને જ્ઞાતિઓના વાડા એય—પોતે બીજા કરતાં કંઇક જુદો છે—કંઇક ઉંચો છે—એ બતાવવાના સાધનરૂપ સ્વાર્થી વ્યક્તિઓનાં મંડળો નથી તો બીજું શું છે? આ અને આવી કેટલીયે વસ્તુઓ આપણા વારસામાં ઉતરી આવી છે, અને એમના ભારણ નીચે આપણે અત્યારે કચડાઇ રહ્યા છીએ; પરન્તુ છેક જ એમ નથી એ પણ નહિ ભૂલવું જોઇએ કે આ જ આપણા વારસાનું સર્વસ્વ છે. ખરી રીતે આ તો આપણા વારસાનો કેવળ મૃતપ્રાય ભાગ જ છે. હિંદના ભવ્ય ભૂતકાળનો સાચો અને જીવંત વારસો તો એની નીચે દબાયેલો પડ્યો છે, અને આત્માની મુક્તિ માટેની શક્તિ કે જે હિંદ પામે છે તે જ આ વારસો છે, એમ હું માનું છું હિંદના

આત્મા ઉપરનાં બધાં જાળાં દૂર કરો અને પછી તમને વધારે મજબૂત, વધારે જીવંત અને વધારે ભવ્ય એવી અનાસક્તિનાં અને વાસ્તવિકતાનાં દર્શન થશે.

હિંદનો આ આત્મા આજે પુનર્જીવિત કરવાનો છે. એને જો પુનર્જીવિત બનાવવામાં આવશે, તેમ જ એને સ્વયંપ્રકાશિત બનવાની જોગવાઇ કરી આપવામાં આવશે તો મેં આગળ જણાવ્યું છે તે મુજબ જગતના પુનર્નિર્માણ-કાર્યમાં એ એક ભવ્ય ચમત્કારિક અસર નીપજાવશે. આવી શક્તિ માટે કશું જ અશક્ય નથી, અને એક વાર સ્વતંત્ર નભોમંડળમાં વિચરવા સાથે એ બધી જ વસ્તુઓને પોતાની તરફ આકર્ષશે. એના એક નાનકડા અને સ્વાભાવિક પરિણામ-રૂપે એ રાજકીય સ્વતંત્રતા લાવશે એટલું જ નહિ, પણ હિંદ જગતની નૈતિક શક્તિઓનું મધ્યવર્તી કેન્દ્ર બનવા સર્જાયું છે એ સાબિત કરી બતાવશે.

### આપણે શું કરવું જોઇએ

આ જાગૃતિ માટે શું શું કરવાની જરૂર છે? પહેલાં તો આપણાં સ્ખલનોને નગ્ન સ્વરૂપે અને નિખાલસતાપૂર્વક જોવાની શક્તિ કેળવવી જોઇએ. બીજું સાચી દૃષ્ટિ મળ્યા બાદ સ્વાભાવિક રીતે ઉદ્‌ભવતો એક પ્રકારનો અસંતોષ કેળવવો જોઇએ, અને પછી વર્તમાન પરિસ્થિતિને બરોબર સમજીને ભૂતકાળનાં સર્વ બંધનોને ફગાવી દઇને કોઇ પણ ભોગે આપણા ઘરને સુવ્યવસ્થિત બનાવવાનો દૃઢતાપૂર્વક નિશ્ચય કરવો જોઇએ. કંઇ કાળથી આપણને વળગેલી જંજીરોને ઘસડયે રાખવાનો જમાનો હવે ગયો છે. બહારની દુનિયા આગળ રજૂ ન કરી શકીએ એવી ઘણી વસ્તુઓ આપણાં જીવનમાં ભરેલી છે. આપણે એ શરમ તરફ આંખમીચામણાં નહિ કરવાં જોઇએ. એને ઢાંકવા મથતા શબ્દોનાં ઢાંકણ કેટલાં અર્થ વિનાનાં છે એ આપણે સમજી લેવું જોઇએ. ટૂંકમાં આપણે આપણા હિંદને વાસ્તવ સાથે સંવાદિતા સાધતો બનાવવો પડશે, અને એમ કરીશું—અવિરત રીતે કર્યા કરીશું—ત્યારે જ સાચું સ્વાતંત્ર્ય આપણને પ્રાપ્ત થશે.

### પશ્ચિમ પાસેથી આપણે શિખવા જેવું શું છે?

આ બધું કરવામાં આપણે બીજા દેશો પાસેથી ઘણું શિખવાનું છે. એ ન શિખવાનું ખોટું અભિમાન આપણે ન રાખવું જોઇએ. શારીરિક જીવનની સ્વચ્છતા અને સંસ્કારિતા પરત્વે, શ્રમને બચાવતી અનેક યાંત્રિક સગવડો પરત્વે, સામાજિક સ્વતંત્રતા સંબંધમાં, રચનાત્મક વ્યવસ્થા તંત્ર બાબતમાં, પરસ્પર સદ્‌ભાવ તથા સહકાર વિષે, તેમ જ ફરજના સાચા ખ્યાલ પરત્વે પશ્ચિમ આપણને ઘણા પાઠો શિખવી શકે તેમ છે, અને જેટલા પ્રમાણમાં સાચા દિલથી આપણે એ પ્રયત્નો કરીશું, એ શિખવામાં રસ કેળવીશું એટલા પ્રમાણમાં આપણે વધારે બળવાન થઇશું, અને જ્યારે આપણે એ પાઠોને આત્મસાત્ કર્યા હશે ત્યારે આપણે તેઓને પણ ઘણું શિખવી શકીશું; કારણ કે અત્યારે પાશ્ચાત્ય આકાશની ક્ષિતિજમાં જે સત્યોએ હજી પ્રવેશ કર્યો નથી તેવાં અનેક સત્યો જાગૃત હિંદ દુનિયાને જરૂર શિખવી શકશે. અદૃશ્ય અને અસ્પૃશ્ય એવી આત્માની અમોઘ શક્તિને સર્વ શારીરિક તાકાત તાબેદાર છે એ વાત હિંદ જ બીજાને સમજાવી શકશે. વસ્તુની માલિકીમાં સુખ નથી, પણ આંતરિક તેમ જ બાહ્ય જીવનની સંવાદિતામાં જ સુખ રહેલું છે, એ દર્શન બીજાઓને હિંદ જ કરાવી શકશે, પણ શિખવવાનો આ અધિકાર મેળવતાં પહેલા એ અધિકારને યોગ્ય લાયકાત આપણે સિદ્ધ કરી આપવી જોઇશે, અને આ કરવા માટે આપણા અદ્યતન રાષ્ટ્રીય જીવનની સર્વ વિગતો ધ્યાનમાં લેવી પડશે. કંઇ કાળથી ચાલી આવતી રૂઢીઓ અને રીતરસમોને વળગી રહ્યે નહિ ચાલે, પણ આજના આપણા જીવનને શુદ્ધ સાદી સમજ અને વર્તમાન વિશ્વના પૂરેપૂરા વાસ્તવિક ખ્યાલપૂર્વક ઘડવું પડશે. સાચી આઝાદીના માર્ગે આ પહેલું પગથિયું છે, અને આજના હિંદને આ પગથિયાની અત્યન્ત આવશ્યકતા છે.



# ભારતમાતા

ડૉ. હરિપ્રસાદ દેસાઈ

દક્ષિણ ભારતનાં મંદિરોમાં મેં ભૂમિ માતાને વિષ્ણુની પત્નીની મૂર્તિના રૂપમાં જોઇ છે, અને વિષ્ણુ એટલે પાલન, પોષણ, સંરક્ષણ અને સંવર્ધન કરનાર સર્વવ્યાપક પ્રભુ: ભૂમિ માતા એમની શક્તિ છે. "વિષ્ણુપત્ની નમોસ્તુ તે" એ પ્રાર્થના તેથી આપણે ગાઇએ છીએ. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ આપણાં પાંચ મહાભૂતો છે. એજ મહાભૂતોથી આપણો પિંડ એટલે દેહ બન્યો છે.

ધરતીમાતાનો ખ્યાલ ખેડૂત અને ગામડીઆને પણ રહેલો છે. કારણ કે દરરોજ એનો આધાર કેટલો બધો છે તે એ જુવે છે; પરન્તુ સ્વદેશભક્તિ અને માતૃભૂમિનો આદર્શ, કોંગ્રેસે જેવો ઘડયો એવો તો તે પહેલાં, ઘણું કરીને અજામાનસ માટે ક્યથિ ઘડાયો નહોતો.

ઇ. સ. ૧૯૦૨ની અમદાવાદની કોંગ્રેસમાં પ્રમુખ સ્વ. સુરેન્દ્રનાથ બેનરજી હતા તે વખતે. "ગાવ ભારતનો જય" બહુ પ્રેરક સંગીત સાથે ગવાયું હતું, બંકીમચંદ્રનું "વંદેમાતરમ્" ૧૯૦૫માં બંગભંગની પ્રચંડ હિલચાલ ચાલી તે વખતથી રાષ્ટ્રગીત થઇ ગયું. બંગભંગ હતી તો આપત્તિ પણ એ તો છૂપા વેશમાં પ્રભુની કૃપા રૂપેજ જાણે ઉતરી આવી હતી.

સરસ્વતીચંદ્રમાં 'પાંચાલીનું રૂદન' એ નામનું એક હૃદયભેદક પ્રકરણ લખીને સ્વ. ગોવર્ધનરામે ગુજરાતીઓમાં ઊંડી માતૃભક્તિ જગાવી હતી. પાંચાલી એટલે ભારતમાતા.

૧૯૦૫ પછી અમદાવાદમાં 'સ્વદેશી ઉત્સવો' કરીને સ્વદેશી મિત્ર મંડળે મહાત્માજીના આવતા પહેલાં ૧૦ વર્ષ સુધી પૂર્વરંગ રચ્યો હતો.

દાદાભઇ જયંતિઓ નિમિત્તે રાષ્ટ્રધર્મની સ્થાપના કરવામાં આવેલી. તે સ્વદેશકીર્તનો દ્વારા અમદાવાદની પોળે પોળે અને ગુજરાતનાં ગામેગામ પ્રસરી હતી. સુરત કોન્ગ્રેસ સુધીમાં "સ્વદેશકીર્તન"ની દેશભક્તિનાં ગીતોવાળી ૧૦,૦૦૦ નકલો ગુજરાતમાં ઘેરે ઘેર પ્રસરી ગઇ અને સરકાર દ્વારા એ પુસ્તકોને જપ્ત કરવા સુધીનું માન મળ્યું.

પરંતુ એ પ્રેરક અને અન્ય પ્રસંગોએ સ્વદેશી મિત્ર મંડળને હિન્દ દેવીની છબિની જરૂર પાડી. નહિ તો હજારોની માનવમેદનીને સ્વદેશ ધર્મની કોઇ આરાધ્ય દેવતા માનસિક દર્શન માટે સુસ્પષ્ટ થતી ન હતી.

સંગીતશાસ્ત્રી સ્વ. બર્વે અમારા રાષ્ટ્રીય ગાયનાચાર્ય હતા. એમણે પ્રથમ તો માત્ર કીર્તનોને પ્રસંગે મુખ્ય સ્થળે હિન્દુસ્તાનનો નકશો રાખવા સૂચના કરી. શ્રી. કિરપાશંકર પંડિતને હિન્દ દેવીની છબી કરાવવાનું સૂઝયું અને સ્વ. મગનલાલ ચિત્રકારે હિન્દ દેવીની ગંભીર ધ્યાનસ્થ છબિ તૈયાર કરી આપી. મૂળ છબિ કીર્તનોમાં લઇ જવામાં આવતી, પણ એની નકલો હજારોની સંખ્યામાં બાર બાર આને વેચાઇ અને આખા દેશમા પ્રસરી ગઇ.



એ ૧૯૦૭માં બહાર પડેલી છબિમાં પ્રથમ તો હિન્દદેવી પોતાની લાંબી સાડીમાં આખા હિન્દુસ્તાનના ભૂમિપ્રદેશને આવરી લે છે. "દેવો કદાપી વૃદ્ધ થતા નથી" એ ન્યાયે, પોતે પ્રૌઢ પણ સશક્ત છે, હાથમાં ભગવો ઝંડો છે અને "ઉત્તિષ્ઠત જાગ્રત પ્રાપ્યવરાન્નિબોધત" "ઉઠો જાગો વિરમો નહિ, સાધ્યો ન આશય જ્યાં સુધી" એમ તેમાં ઉદ્બોધન છે. સાગર એના પગ ધૂવે છે. એક હાથ આશીર્વાદ આપી રહ્યો છે.

આ છબિએ તે વખતમાં સ્વદેશ ધર્મ પ્રત્યે બહુ લોકોને પ્રેર્યા હતા. અને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને બદલે યા

કુળદેવતા, સ્થળદેવતા કે બીજાં અસંખ્ય દેવ દેવીને બદલે એક જ હિન્દ દેવીમાંએ બધા દેવોને અમે લોકોએ સમાવી દીધા હતા. હિન્દ દેવી તે દિવસથી અમારી એક આરાધ્ય દેવતા બની ગઈ.

રવિભાઈએ તે પછી કેટલેક વર્ષે ભારતપૂજાનું એક સુંદર ચિત્ર દોરેલું. તેમાં માતાજીને ઉચ્ચ વેદી પર ઉભાં રાખવામાં આવ્યાં છે. ખેડૂતો એમને માટે ધાનના ઢગ લાવે છે. માળીઓ અને કાછીઓ ફુલ અને ફળ લાવે છે. શાળવીઓ સુંદર પટકૂળ લાવે છે. ઝવેરીઓ હીરા મોતીના અલંકારો લાવે છે. બ્રાહ્મણો આશીર્વાદ આપે છે. ગાય ઉભી છે. મોર ટૌકા કરે છે અને હાથી ઝુલે છે. એની પાસે વિદ્યા, કળા, હુન્નર, ઉદ્યોગ, સંસ્કૃત, ઐશ્વર્ય અને સાત્વિક વૈભવ શોભી રહ્યાં છે.

એ ભારતમાતા, સન્યાસિની કે સ્થિતપ્રજ્ઞ યોગિની જેવી લાગે છે. ભગવાં વસ્ત્ર પહેર્યાં છે. એની આંખોમાં યુગયુગના જ્ઞાનરૂપી તેજ છે, મુખ પર અનંત સૌભાગ્ય ચળકે છે. બાહુમાં શક્તિ છે. ચાર હાથ છે. કર્મ, જ્ઞાન અને ભક્તિની સાક્ષાત મૂર્તિ છે.

રંગ ઘઉંવર્ણો છે, પણ હાથ મુખારવિંદ કરતાં કાળા છે. કારણ એ જાતમહેનતની મહત્તા જાણવાવાળી સ્વાશ્રયી છે. એણે ગુલામો કદી કર્યા નથી. ૯૦ ટકા વસતિ આજે પણ ખેતીવાડીથી પોતાનું ગુજરાન કરે છે. ટાઢતડકો કે વરસાદ એને નડતો નથી. સુખ વૈભવની એને પડી નથી. કર્તવ્યનિષ્ઠ, સાવધાન, નિર્વ્યસની, ઉદ્યમી અને મહેનતુ છે.

માથેથી રાજમુગટ તો હરાઈ ગયો છે, પણ સેંથા વચ્ચે સૌભાગ્યનું ચિહ્ન–સિંદુરનો ચાંલ્લો છે. ત્રીસ કોટી




ગુજરાતમાં આ રીતે જ્યારે હિન્દ દેવીની ભક્તિ જામતી હતી ત્યારે ઘણું કરીને ૧૯૦૭ દરમિયાન અવનીન્દ્રનાથ ઠાગોરે ભારતમાતાનું એક નાનકડું પણ મહાન ચિત્ર દોર્યું. આપણી પ્રાચીન પરંપરા, ઉચ્ચ સંસ્કૃતિની ઉંડી અસરો, દેશકાળને અનુકૂળ ભાવોર્મિ, ભવ્ય ભૂતકાળના પ્રગલ્ભ માનસમાંથી પ્રકટેલી આપણી વર્તમાન શ્રદ્ધા ભક્તિને યોગ્ય એવી એ પવિત્ર અનંત યૌવના બાળ-યોગિની જેવી સત્વગુણી લાગતી હતી. રંગો ગંભીર, ઉંડા અને ઘેરા હતા, વાતાવરણ મંદિરના જેવું શાંત અને જોનારને ધ્યાનમગ્ન કરી દે એવું હતું.

સંતાનોની એ માતા છે.

એણે ભગવાં વસ્ત્ર પહેર્યાં છે; કારણ કે એના જીવનમાં સ્વેચ્છાએ સ્વીકારેલી સાદાઇ છે. વિચાર ઉચ્ચ છે, પણ જીવન સાદું છે. રંગરાગમાં આસક્તિ નથી. હૃદય ભગવાં વસ્ત્ર જેવું અનાસક્ત છે.

ચારે હાથોમાં રૂદ્રાક્ષના બેરખા છે. બીજા કોઈ હીરા મોતી કે સુવર્ણના અલંકાર માટે એને આકાંક્ષા નથી. રૂદ્રાક્ષના અલંકાર એનું જીવન પ્રભુને સમર્પણ કરેલું છે એ દર્શાવે છે. ચાર હાથમાં અન્ન, વસ્ત્ર, શિક્ષા અને

દીક્ષાનાં સૂચક જ્વારો, હાથવણાટનું લુગડું, વેદનાં પાનાં અને માળા છે.



છેક હમણાં લડાઇ પછી આપણે પરદેશથી અન્ન મગાવવું પડ્યું. બાકી ત્યાં સુધી ખેતરોમાં ધાન ઉભરાતાં હતાં. લણણી વખતે ભગત, બ્રાહ્મણ, ગામ, પશુપંખી–ભાટચારણ અને પછી પણ બબ્બે વર્ષની ફસલ ભગાય એટલું અનાજ વધતું. કોઇએ કણને સુકાના ન હતા. પોંખ, પોઆ, ઉંધિયાં અને શેરડીના રસની મીજબાનીઓ થતી. દૂધ, દહીં અને ઘી સુદ્ધાંની રેલમછેલ રહેતી, તેથી તો કલ્યાણકારી ભગવાન શિવની શક્તિરૂપે પણ તે દેવી અન્નપૂર્ણાના પ્રતાપ ગામેગામ વ્યાપેલા ગણાતા હતા. વસ્ત્રમાં એ સ્વાવલંબી હતી. નાગા ભૂખ્યાં કોઇને રહેવું પડતું નહીં. ભૂખ્યા ઉઠાડતી, પણ કોઇને ભૂખ્યાં સૂવાડતી ન હતી.

હાથવણાટની ખાદી, બાસ્તો, મલમલ, પટ્ટણી પટોળાં, કીનખાબ અને ઝાકળ જેવાં અને આસમાન જેવાં વસ્ત્ર પોતાનાં કુટુંબકબીલા માટે એ બનાવતી, એટલું જ નહિ પણ યુરોપ સુધી એ નિકાસ કરતી. ઇજીપ્તની મમીનાં વસ્ત્રમાં ઢાકાની મલમલ નીકળી છે. ઇંગ્લેંડ, ફ્રાન્સ સાથેનો કાપડના વેપારનો ઇતિહાસ અને હેસ્ટીંગ્સે બંગાળાના વણકરોની કાપેલી આંગળીઓની કરુણકથા બની ત્યાં સુધી વનસ્પતી રંગોમાં તૈયાર થતી છીંટ, ચંદ્રકળા, ચુંદડી, પાનેતર, શાલ, દુશાલા, રેશમી કોરનાં ધોતિયાં અને દુપટ્ટા જગમશહૂર હતાં. એટલે ટાગોર મહાશયે એને અન્ન વસ્ત્ર આપનારી ચીતરી છે.

શિક્ષા માટે હાલની ફરજની પ્રાથમિક નિશાળોનાં ભણતર માટે કાયદા કર્યા સિવાય એનાં તમામ બાળક સુસંસ્કારી બને એવી વ્યવસ્થા હતી. સોળ સંસ્કાર, મંદિરો, મેળા, કથા વાર્તા, યજ્ઞપ્રસંગનાં જ્ઞાનસત્રો, નાટક, નૃત્ય, સંગીત અને ચિત્રો; શિલ્પ, સ્થાપત્ય અને તીર્થ; અરણ્યોના આશ્રમો, ગૌસેવા, ગુરૂકુળો અને ભાગવત પુરાણો; ભજન કીર્તન અને વ્રત ઉત્સવોથી ચારે વર્ણ ચારિત્ર્યવાન, ધાર્મિક અને શ્રદ્ધા ભક્તિવાળાં; દાન, પુણ્ય અને પરોપકાર કરે એવાં બન્યાં હતાં.

ઉપલા ત્રણ વર્ણોને યજ્ઞોપવિત આપી માનવમાંથી દેવ બનવાની, બીજો અવતાર એટલે દ્વિજ બનાવવાની દીક્ષા અપાતી. ચોથા વર્ણમાં પરધર્મી અને પરદેશીઓને સમાવવા, એથી ભારતમાતાના બે હાથમાં શિક્ષા અને દીક્ષા માટે પુસ્તકનાં પાનાં અને માળા આપી છે.

માતાના પગ પાસે ફુલો, ફુલો અને ફુલો તરે છે. એ લંકા, જાવા, સુમાત્રા, બાલી અને ઇન્ડોનેશિયાના સુવર્ણદ્વિપ, યવદ્વિપ, વગેરે ટાપુઓ છે.

એક કાળે ભરતખંડે, ભુરલોકે, જંબુદ્વિપે એનું માન હતું. આખી પૃથ્વી એના હાથમાં હતી. ચીન, જાપાન, કોરીઆ, ટીબેટ, અફઘાનીસ્તાન, ઇરાન, ચીનાઇ–તુર્કસ્તાન ઉપરાંત પાતાળ એટલે અમેરિકાની પણ એને જાણ હતી. કોલંબસે અમેરિકા શોધ્યો એ વાત ખોટી છે.

મેક્સીકોમાંથી હિન્દુ સંસ્કૃતિના અવશેષો મળ્યા છે. આમ છતાં હિન્દે બીજા કોઇ દેશો પર રાજદ્વારી આક્રમણો કર્યાં નથી. લશ્કરો એણે મોકલેલાં, પણ તે

શ્વેત કે પીળાં વસ્ત્રધારી સાધુઓનાં હતાં. અગસ્ત્ય ઋષિ જેણે વિંધ્યાચળને નમાવીને સમુદ્ર પીધેલો એણે આર્યસંસ્કૃતિને દક્ષિણ ભારતમાંના હિન્દી મહાસાગરના જાવા સુમાત્રા સુધી ફેલાવેલી. એવા હજારો ઋષિ મુનિઓનાં લશ્કરો એણે મોકલ્યાં હતાં ખરાં; તેથી ભારત માતાને શિક્ષા અને દિક્ષા આપનારી, શાન્ત પણ પ્રવૃત્ત આલેખી છે. આ ચિત્ર જોયા પછી ભગિની નિવેદિતાએ કહ્યું હતું કે, "હવે ભારતનો ઉદય થશે."

આ છબિઓની ગાંધીજીને ખબર હતી. છતાં 'નવજીવન' માટે એમણે બીજી ભારતમાતાની એક તાદૃશ્ય છબિ માગી.

ઉત્તમ સપૂત હોય તેજ ઉત્તમ દેશજન બની શકે છે. ગાંધીજીને ગુજરાત માટે માન હતું અને એના ચિત્રકાર રવિશંકર રાવળની એમણે આવીને તરત ઓળખાણ કરી લીધી હતી. રવિભાઈ પાસે એમણે ભારતમાતાની બીજી એક છબિ માંગી, તે વાત મારા જાણવામાં આવી હતી. આઠેક દિવસમાં રવિભાઈ ગાંધીજીએ માગેલી "ભારત માતા" ચિતરી લાવ્યા.

પોતે એ છબિ લઈને ગયા અને થોડીવારમાં હું પણ આશ્રમમાં જઈ ચડ્યો. મને એમણે વાત કરી કે નવજીવન માટે ગાંધીજીએ માગેલી છબિ હું લાવ્યો છું. પછી મને એમણે એ છબિ બતાવી. હું તો જોઈને ગુસ્સેજ થઈ ગયો. રવિભાઈને "કેમ મા! તારા રૂક્ષ કેશ?" વાળા અંગળી કાવ્યે પ્રેરણા આપી હશે, તેથી વાળ ફગફગતા, વસ્ત્રો ફાટલાં તૂટલાં અને દેખાવ કોઈ ભીખારણ, વાઘરણ જેવો કર્યો હતો! હું તો રવિભાઈ જોડે લડવા લાગ્યો. અમે ઓસરીમાં હતા અને ગાંધીજી સાંભળે એટલા પાસે ઓસરીની અંદરની જ ઓરડીમાં હતા. "તમે ભારતમાતાને આવી કેમ બનાવી છે? એનો રાજમુગટ ક્યાં છે? એ લુંટાઈ ગયો છે? ભલે, તો ધૂળમાં રગદોળાયલો તો રાખવો જોઈને હતો? એની દીપ્તિ, ઐશ્વર્ય, મહત્તા ક્યુંયે આમાં કેમ જણાતું નથી? ગાંધીજીએ જોઈ? શું કહ્યું?"

રવિભાઈ ઠંડે કલેજે કહેવા લાગ્યા કે "પોતે હમણાં જ જોઈ અને પાસ કરી છે."

મેં કહ્યું: ચાલો એમની પાસે. તુરત અમે બન્ને અંદર ગયા અને હું તો ગાંધીજી સાથે પણ લડવા જ મંડ્યો. "આપે આ ભારતમાતાનું ચિત્ર પાસ કર્યું છે? આમાં તો રવિભાઈ શું કહેવા માગે છે તેજ હું સમજી શક્યો નથી. એનું દૈવત્વ ક્યાં છે? આપણાં આદર્શો, ભાવ, મહિમા, મહારાણીપદ કશું નથી. અને ક્યાં છે એનો વૈભવ? મુગુટ ક્યાં છે? ધૂળમાં રગદોળાયેલો પણ રાખ્યો નથી. આપે આ છબિ પાસ કરી? ગાંધીજીએ ધીરજથી જવાબ આપ્યો: "હા! મેં એ પાસ કરી છે. હું આખા હિન્દુસ્તાનમાં ફર્યો છું, પણ રવિભાઈએ આલેખી છે તેના કરતાં વધારે સારી ભારતમાતા મેં ક્યાંયે જોઈ નથી!"

ગાંધીજીના ઉત્તરે મને ગાંડા જેવો ઉન્મત બનાવી દીધો હતો. હું પણ હિન્દુસ્તાનના ઘણા ભાગોમાં ફર્યો છું. તાજમહાલ, કુતુબમિનાર, કાશી, પ્રયાગ, હિમાલય, નિલગીરી, મદુરા, ધનુષ્યકોટી; એમ ઇતિહાસ, યાત્રા, કલા, સૃષ્ટિસૌંદર્ય ઘણું જોઈ કાઢ્યું છે. મને એ દર્શનોને અંતે "પાંચાલીનું રૂદન વારંવાર સંભળાતું હતું" એ રૂદને મને રડાવ્યો હતો, એમ ઘણાઓને અવશ્ય રડાવ્યાં હશે [પણ ગાંધીજી પુરૂષાર્થવાળા હતા.] એ તો Practical Idealist–વ્યવહારુ આદર્શવાદી હતા. અમે તો માત્ર કરણ રસનાં મીઠાં મીઠાં ગીત ગાતા પણ એમણે તો ખરું વાસ્તવિક સ્વરૂપ પોતાના ચૈતન્યમાં ભર્યું. ટાગોરને પણ કહ્યું કે "મીરાંબાઈનાં ગીત તો મને પણ ગમે છે. એ બહુ મીઠાં છે. એ હું ગરીબ ગામડીઆને સંભળાવું છું પણ ખરો. પણ ત્યારે એ લોકો તો મારી પાસે રોટી માગે છે." અમારા એક સ્વદેશકીર્તનમાં પોતે આવ્યા હતા.

> દીપે અરૂણું પરભાત, જયજય ગરવી ગુજરાત!
> તિમિર જશે, મધ્યાન્હ ઓપશે, વીતી ગઈ છે રાત.

સાંભળ્યા પછી પોતે બોલ્યા હતા કે "કવિઓને અતિશયોક્તિ કરવાની ટેવ હોય છે. હું તો અરૂણ પરભાત કે મધ્યાન્હનો ઓપ કંઇ યે જોતો નથી. બધે અંધારી રાત્રી જ વ્યાપેલી છે અને બધા નીરાંતે ઊંઘ્યા કરે છે."

એમના મુકતહાસ્યની અંદર જ્વાળામુખી ધખતો હતો. અંધારી રાત એમણે દૂર કરી. ઉંઘમાંથી આપણને જગાડયા. ચીંથરેહાલ ભારતમાતાને વસ્ત્રો વણી આપ્યાં. રૂક્ષ કેશમાં ધુપેલ ઘાલવાનો પૈસો ન હતો. તેને ચરણે લુંટાતા ભંડાર બચાવીને સમર્પણ કર્યા. ખોવાયેલો રાજમુગટ પાછો અપાવ્યો. જેનાં સૌએ વસ્ત્રો લુંટાઈ રહ્યાં હતાં, તે દેવી પાંચાલીને એમણે રાજરાજેશ્વરી બનાવી અને પછી ગયા છે.

હવેની આપણી મુક્ત, પવિત્ર, ભવ્ય ભારત માતાનું–એ 'ભુવન મનમોહિની'નું નવું ચિત્ર કોણ દોરી આપશે!

# સત્યમેવ જયતે।

**શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક**

**આ**પણી સરકારે આ વાક્યને સરકારના આદર્શવાક્ય કે મુદ્રાવાક્ય તરીકે સ્વીકાર્યું છે. આપણે માટે આ કરતાં કોઇ વધારે યોગ્ય પસંદગી હોઇ શકે નહિ. આપણને સ્વરાજ મળ્યું તેનાં કારણોમાં મોટામાં મોટો ભાગ પૂજ્ય મહાત્મા ગાંધીજીના પુરુષાર્થનો હતો, અને તેમના જીવનનું સર્વસ્વ સત્યની શોધ અને સત્યના પ્રયોગોનું હતું, અને દેશને પણ એમણે પોતાના સત્યના પ્રયોગોમાં ભાગ લેતો કરી બળવાન કર્યો. અત્યારે પણ આપણું બળ તે જ હોઇ શકે, અને તે વાત સદા નજર સમક્ષ રાખવા આ વાક્યને આપણે યોગ્ય રીતે આદર્શવાક્ય તરીકે પસંદ કર્યું છે.

આ વાક્યની શુદ્ધિ સંબંધી પ્રશ્ન ઊઠેલો કે છેલ્લો શબ્દ जयति ખરો છે કે जयते ખરો છે? અલબત મુંડક ઉપનિષદ જેમાં આ વાક્ય આવે છે તેમાં जयते પ્રયોગ છે, એટલે એ પ્રાચીન પ્રયોગ જ સ્વીકારાયો અને તે યોગ્ય છે, પણ આ ભાષાપ્રયોગમાં પણ એક રહસ્ય રહેલું છે તે અહીં સ્ફુટ કરવા પ્રયત્ન કરું છું.

શિષ્ટ સંસ્કૃતમાં, અને સંસ્કૃત વ્યાકરણ પ્રમાણે जयति રૂપ જ થાય જે શબ્દ વારંવાર વપરાય છે. ગુજરાતીમાં પણ એનો અર્થ બધા જાણે છે. પણ સંસ્કૃત ટીકાકારો આ શબ્દના અર્થમાં એક ભેદ બતાવે છે તે તાત્ત્વિક અથવા માર્મિક છે. जयति (જય પામે છે) ક્રિયાપદ સકર્મક હોય ત્યારે તેનો અર્થ કોઇને હરાવીને વિજયી થવું એવો છે. रामो रावणं जयति। એટલે રામ રાવણને જીતે છે, તેમાં રાવણને હરાવીને જીતવાનો અર્થ રહેલો છે પણ દેવોની સ્તુતિઓમાં એ ક્રિયાપદ અકર્મક અર્થમાં વપરાય છે, જેમકે લગ્નપત્રિકામાં स जयति सिन्दुरवदनो 'તે સિન્દુરવદન (ગણપતિ) જય પામે છે'; भारती कवेर्जयति 'કવિની ભારતી સરસ્વતી જય પામે છે.' આવા પ્રસંગે એનો અર્થ ઉત્કર્ષ પામે છે એવો થાય છે. તેમાં કોઇને હરાવવાનો, કોઇને હાનિ પહોંચાડવાનો અર્થ નથી. એ અર્થમાં બીજા સાથે કશો સંબંધ હોતો નથી.

ઉપરના ઉપનિષદના વાક્યમાં પણ जयते અકર્મક ક્રિયાપદ છે અને એનો અર્થ પણ ત્યાં ઉત્કર્ષ પામવો એ જ છે. અલબત जयति, વેદો પછી સંસ્કાર પામેલી ભાષાના વ્યાકરણ પ્રમાણે શુદ્ધ છે, પણ એનો જે ઉદ્દિષ્ટ અર્થ છે, તે जयतेમાં વધારે સારી રીતે પ્રગટ થાય છે. जयति એ परस्मैपदी રૂપ છે, અને जयते એ आत्मनेपदी રૂપ છે. परस्मै ના અર્થ બીજાને અર્થે એવો થાય છે; आत्मने નો અર્થ પોતા અર્થે એવો થાય છે. સત્ય જય પામે છે તે બીજા કોઇને હરાવીને નહિ, પણ કેવળ પોતાના સ્વભાવથી જ ઉત્કર્ષ પામે છે, અને એ રીતે એ શબ્દ આત્મનેપદી રૂપ લે તેમાં સ્વારસ્ય રહેલું છે. મહાત્માજી કહેતા કે સત્યાગ્રહી ખોટો હોય તો પણ તે કદી બીજાને નુકસાન કરતો નથી, નુકસાન કરતો હોય તો પણ પોતાને માત્ર કરે છે. તો સાચો હોય ત્યારે તો તેના જેવો નિર્દોષ નિરુપદ્રવી કોઇ બીજો હોઇ શકે નહિ.

આ સત્યનો ઉત્કર્ષ થવો એટલે શું? જો એ ઉત્કર્ષ સ્વતંત્ર રીતે સૂર્ય ઊગે છે એમ થતો હોય તો આપણને આટલી ગંભીરતાથી એ કહેવાનું પ્રયોજન નથી. એ કહેવાનુ પ્રયોજન એ છે કે માણસનો પોતાનો ઉત્કર્ષ સત્યમાં જ છે. સત્ય ખરી રીતે તો માણસના અનુભવમાં રહેલું છે. તેને શોધીને જીવનનું ખાતર આપતાં તેનો અને માણસનો બન્નેનો ઉત્કર્ષ થાય છે, પણ માણસ એ રીતે જીવનનું ખાતર ન આપી શકે, અને તેને પોતાની વાસનાથી જ પ્રવર્તવાનું હોય, ત્યાં પણ તેની વાસનાનું બીજ સત્યમાં પડે તો જ તે ઊગે. જેમ જમીનમાં ઊંડે ભેજમાં નાંખેલું બીજ જ ઊગે છે, હવામાં ફેંકી દીધેલું નથી ઊગતું, અગ્નિમાં નાંખેલું નાશ પામે છે, તેમ માનસભૂમિમાં સત્યમાં નાખેલું બીજ જ ઊગે છે-ફાલે છે-ફૂલે છે-ફળે છે. સત્યની ઉપેક્ષાથી સેવેલું કાર્ય વ્યર્થ જાય છે, અસત્યમાં નાંખેલું નાશ પામે છે.

મૂળ ઉપનિષદમાં सत्यमेव जयते કહી પછી તેની ઊલટી બાજુ વિશે. न अनृतं 'અનૃત-અસત્ય જય પામતું નથી' એટલું જ કહ્યું છે. પણ મહાકવિ ગૅટેએ ઊલટી બાજુ વિશે એક જગાએ બહુ સુંદર કહ્યું છે. હું તેનો અંગ્રેજીમાં તરજુમો મૂકું છું.

Out of falsehood nothing evolves,<br>
It on the contrary involves us.

ભાષાંતર કરવું અઘરું છે. પણ અત્યારે મને જે સૂઝે છે તે લખું છું.

**અસત્યમાંથી કદિ કૈં ન ઊગતું,<br>
એ ગૂંચવે આપણને જ ઊલટું!**

# સત્યોપાસક સન્ત વિરુદ્ધ સમાજધારક નેતા

મૂળ પ્રવચનકારઃ પંડિત જવાહરલાલ નેહરૂ

દિલ્હી ખાતે ગયા માર્ચ માસની ૨૦ મી તારીખે શ્રી. રામકૃષ્ણ પરમહંસની ૧૧૪ મી જન્મ જયન્તી પ્રસંગે હિંદ મહા અમાત્ય પંડિત જવાહરલાલ નહેરૂએ આપેલા એક લાક્ષણિક પ્રવચનનો ભાઇ નિરંજન ભગતે કરેલો અનુવાદ નીચે પ્રગટ કરવામાં આવે છે. આ પ્રવચનમાં શ્રી. રામકૃષ્ણ પરમહંસ જેવા સંતપુરુષની વિશેષતાઓ વર્ણવતાં સિદ્ધાન્તની અને વ્યવહારની પંડિતજીએ સુન્દર મીમાંસા કરી છે અને સત્ય અને ઇશ્વરસાધનાના એકાન્ત માર્ગે વિચરતા સંતો અને પયગંબરો અને સમાજ ધોરણની સીધી જવાબદારી ધરાવતા અને તે કારણે સત્ય અને વ્યવહારના ક્ષેત્રમાં ચાલુ બાંધછોડ કરતા રાજકારણી પુરૂષો તેમજ મુત્સદ્દીઓ વચ્ચેના તફાવતનો-તેમના ચાલુ વ્યવહાર અને જીવન ધોરણ વચ્ચે રહેલો 'સ્વાભાવિક ભેદનો-મર્મ પંડિતજીએ વિશદતાપૂર્વક રજુ કર્યો છે આ ટુંકો પ્રસ્તાવ ધ્યાનમાં રાખીને આપણે મૂળ પ્રવચનમાં પ્રવેશ કરીએઃ-

**શ્રી** રામકૃષ્ણના જીવન અને બોધ પર બોલવાને હું યોગ્ય છું કે નહિ એ હું જાણતો નથી. કયાં એ અલૌકિક આત્મા અને કયાં હું દુન્વવી પ્રવૃત્તિમાં રચ્યોપચ્યો રહેતો એક માનવી! પરંતુ સામાન્ય માનવી પણ એવા અલૌકિક આત્મા પ્રત્યે પૂજ્યભાવ ધરાવી શકે છે અને તેમાંથી બળવાન પ્રેરણા પામી શકે છે ને એથી હું હંમેશ એવા આત્માઓનો પૂજક રહ્યો છું. જો કે કયારેક કયારેક હું એમને અથવા તો એમના વચનોને સંપૂર્ણપણે સમજતો નથી, છતાંય મેં સર્વદા એમનો સ્વીકાર કર્યો છે, અને એમને વિષે એમના શિષ્યોએ લખેલા લખાણોથી પણ પ્રેરાયો છું.

આવી અસામાન્ય પ્રતિભા આજની અને આવતી કાલની પેઢીઓ પર ગાઢ પ્રભાવ પાડે છે. મહાપુરુષોના જીવન પણ એ પ્રભાવથી પરિવર્તન પામ્યાં છે. શ્રી રામકૃષ્ણ પરમહંસ સામાન્ય મનુષ્યની કક્ષાથી પર હતા. જીવનની અને આત્માની ઉચ્ચ ભૂમિકા ભણી માનવજાતને અભિમુખ કરવાને વારંવાર જન્મ લેતા યુગે યુગે સંભવતા ભારતવર્ષના ઋષિવરોની પરંપરામાંના એ એક ઋષિવર હતા.

પોતાના ઇતિહાસના લાંબા કાળમાં સંસારની અનેક પ્રવૃત્તિમાં રાચતો હોવા છતાં પણ ભારતવર્ષ આધ્યાત્મિક મૂલ્યોને કદિ વિસર્યો નથી. સત્યની ઉપાસના પર એણે સદાય ભાર મૂકયો છે અને ગમે તે નામે પોતાને ઓળખાવતા સત્યના સર્વ ઉપાસકોને એણે આવકાર્યા છે.

આમ ભારતવર્ષે સત્ય અને વાસ્તવની ઉપાસનાની એક અખંડ પરંપરા રચી એ સાથે પોતપોતાની રીતે સત્યની નિષ્ઠાપૂર્વક સાધના કરનાર પ્રત્યે અપાર સમભાવ પણ કેળવ્યો. દુર્ભાગ્યે આજ કાલ આપણે સમભાવની એ પરંપરાનો ભંગ કર્યો છે અને કયારેક કયારેક જૂઠે માર્ગે વળીને સંકુચિત મનના બન્યા છીએ ને વળી એ માર્ગે જનાર એક આપણે જ સાચા અને અન્ય સર્વ જૂઠા એમ પણ માની લીધું છે.

## આપણી પરંપરા

કદિય ભારતવર્ષની એ પરંપરા ન હતી, ભારતવર્ષને મહાન બનાવ્યો હોય તો એ એની હૃદયની વિશાળતાએ સત્ય બહુદર્શી અને અનંતરૂપ છે એ એની પ્રતીતિ હતી કોઇ પણ મનુષ્ય એમ તો કેમ જ કહી શકે કે માત્ર એ જ એકલો સમગ્ર સત્યનું દર્શન પામ્યો છે! જો એ સત્યનો સાચો સાધક હોય તો એટલું જ કહે કે એને અનંતરૂપ સત્યની કોઇ એક વિભૂતિનું દર્શન થયું છે, પણ એમ તો કેમ જ કહી શકે કે એને એ માર્ગે ન જનાર મનુષ્ય અન્યથા સત્યનું દર્શન ન જ પામી શકે. આમ નનિક મૂલ્યો અને સત્યની સ્થાપના-ઉપાસનાને ભારતવર્ષે પ્રોત્સાહન આપ્યું છે, અને એ જ કદાચ એની સંસ્કૃતિનું એક મૌલિક તત્ત્વ છે. ઇતિહાસની અનેક ઉથલપાથલો છતાં એનું આ તત્ત્વ ધ્રુવ, ચિરસ્થાયી રહ્યું છે.

એમના સંબંધમાં આવેલા મનુષ્યોનું જીવનપરિવર્તન એ શ્રીરામકૃષ્ણના જીવનનું એક લાક્ષણિક પ્રભાવકાર્ય હતું. આ અશિક્ષિત માનવીની અનેકવાર માણસો દૂરથી હાંસી ઉડાવતા, પણ એ જ માણસો જ્યારે એમની પાસે આવતા ત્યારે આ દેવપુરુષના ચરણમાં માથું ઢાળી દેતા. આમ પરિહાસ કરનારાઓ એમના પ્રસંશકો બની રહેતા. એમાંના કેટલાક તો પોતાનો સામાન્ય જીવનવ્યવહાર છોડીને એમના શિષ્યો બની ગયા. એ આગતુકો મહાન પુરુષો હતા અને એ સર્વમાં અતિખ્યાત, વિશ્વવિખ્યાત સ્વામી વિવેકાનંદ હતા.

સ્વામી વિવેકાનંદનાં વ્યાખ્યાનો અને વચનોને આજના નવ-જુવાનોમાંથી કેટલા વાંચે છે એ તો હું નથી જાણતો, પણ મારા જમાનાના અનેક માણસો એમની પ્રબળ અસર હેઠળ આવ્યા હતા, અને હું માનું છું કે જો આજના નવજુવાનો સ્વામી વિવેકાનંદની એ વાણીનું પરિશીલન કરે તો તેઓ જરૂર એમાંથી લાભ પામે. સ્વામી વિવેકાનંદના મનહૃદયની જ્વલંત જ્યોતની અમારી જેમ એક આછી ઝલક તો જરૂર પામે. એમના હૃદયની, બુલંદ અને ગૌરવવંતી વાણીમાં પ્રગટ થતી એમની પ્રતિભાની દીપ્તિને કારણે જ એમની વાણીમાં ઓજસ હતું. શબ્દોમાં પોતાનો પ્રાણ ઢાળવીને એ બોલતા, અને એથી જ તેઓ એક પ્રખર વક્તા હતા. એમના વક્તવ્યમાં વાગ્છટાનો મિથ્યા-ડંબર નહીં, પણ દૃઢ પ્રતીતિ અને આત્માની સચ્ચાઈનો સ્પષ્ટ રણકો હતો. ને એથી જ અનેક પર એમનો પ્રભાવ પડયો. ભારતવર્ષની એ ત્રણ પેઢીની પ્રજા પર તો એમની સ્પષ્ટ અસર જોઇ શકાય છે. ત્યાર પછી આ ભૂમિમાં અનેક ઘટનાઓ બની. એક મહાપુરુષનું–ગાંધીજીનું આગમન થયું. ભારતવર્ષની પ્રાચીન ઋષિપરંપરાના આ યુગપુરુષે સારા યે દેશને ઘેરી નિદ્રામાંથી જાગ્રત કર્યો.

## નિત્યનૂતન

શરૂ શરૂના વિકટ કાળમાં જેમણે આ ભૂમિમાં જાગૃતિ અને ચેતનનો સંચાર કર્યો, એમને વિસરાવી દે એવું ઘણું છેલ્લે છેલ્લે બની ગયું છે. વિસ્મયની વાત તો એ છે કે જો. તમે સ્વામી વિવેકાનંદને આજે વાંચો તો એ જરાયે કાલગ્રસ્ત નહીં લાગે. ૫૬ વર્ષ પૂર્વે એ વાણી ઉચ્ચારાયેલી તોય આજે પણ એ એવી ને એવી નિત્ય-નૂતન લાગે છે; કારણ કે એમાં આપણા જીવન અને જ તના મૂલગામી પ્રશ્નોનું માર્મિક રહસ્યદર્શન રહેલું છે. એ વાણી કદિય પુરાણી થનાર નથી.

આપણે આપણી સમૃદ્ધિના વારસાનું ગૌરવ લઇએ એવું કંઇક એમણે આપણને આપ્યું, તો સાથે સાથે આપણી નિર્બળતાઓ અને નિષ્ફળતાઓ બતાવવાનું પણ બાકી ન રાખ્યું. એમણે કશું જ છૂપાવ્યું નહીં; ને છુપાવવું પણ શા માટે? આપણે આપણી એ ક્ષતિઓ દૂર કરીએ એ કારણે જ એમણે એ છતી કરી બતાવી. ક્યારેક એ આપણી પ્રત્યે કઠોર બની ગયા તો ક્યારેક ભારતવર્ષનું એના પરાજયના કાળમાં પણ જે ગૌરવ પ્રેરતું એવું–સત્ય શું છે એ પણ બતાવી ગયા.

આથી સ્વામીજીનાં વાણીવચનો આપણા માટે અને આવતી અનેક પેઢીઓ માટે લાભપ્રદ અને પ્રેરક છે. સામાન્ય અર્થમાં સ્વામીજી રાજનીતિજ્ઞ ન હતા. છતાંય હું માનું છું કે આજની આપણી સર્વ રાષ્ટ્રીય પ્રવૃત્તિના એ આદ્ય-નિયંતાઓમાંના એક હતા અને પાછળથી એ પ્રવૃત્તિમાં ઓછોવત્તો રસ ધરાવનાર સૌનું સ્વામીજી એક પ્રેરણા-સ્થાન બની ગયા હતા. આજના ભારતવર્ષ પર એમની સીધી યા આડકતરી પણ ગાઢ અસર છે. આપણી જુવાન પ્રજા સ્વામી વિવેકાનંદની પ્રજ્ઞા અને ચૈતન્યદીપ્તિનો પૂરો લાભ લે એમ હું ઇચ્છું છું.

## બે માર્ગ

આપણી અને જગતની સન્મુખ આજે અનેક વિકટ પ્રશ્નો છે. એનો ઉકેલ કેમ લાવીશું? ઉકેલનો એક માર્ગ રાજ-નીતિજ્ઞોનો છે, કહો કે મુત્સદ્દીઓનો છે. તકવાદીઓની તો વાત જ જવા દઇએ–જો કે દુર્ભાગ્યે રાજનીતિજ્ઞને કે મુત્સદ્દીને કેટલેક અંશે તકવાદી થવું પડે છે, કારણ કે એમનો મર્યાદિત સાધનો અને વાસ્તવ સાથેનો સંબંધ હોય છે; પ્રજાના જીવનમાં કે મનમાં ન ઉતરે એવા તત્વો સાથેનો સંબંધ હોય છે.

આ મુશ્કેલી સદાય એમની સામે હોય છે, અને તેમાંય પોતાને પ્રજાસત્તાક કહેવડાવતા આ યુગમાં તો સવિશેષ. પ્રજાસત્તા મૂળ તો સારી છે, પણ એમાં તમારા વિચાર અને વર્તન અંતે તો પ્રજાની બહુમતિના જીવનમાં ને મનમાં ઉતરવાં જ જોઇએ.

જો પ્રજાની બહુમતિ એને સમજે કે સ્વીકારે નહીં તો તમારું સાધેલું સત્ય પણ નકામું નીવડે. સમગ્ર પ્રજાની સત્ય વિષેની સમજ અધૂરી હોય છે ને એથી રાજનીતિજ્ઞો અને મુત્સદ્દીઓને સત્ય સાથે પણ વારંવાર સમાધાન કરવું પડે છે. આ રીત સારી છે, યા નરસી છે એ હું નથી જાણતો પણ આ હકીકત છે. અને રાજનીતિજ્ઞ કે મુત્સદ્દીની દૃષ્ટિએ જોતાં આથી અન્ય બીજો કોઇ માર્ગ જ નથી. કારણ કે જો એ એમ ન કરે તો પ્રજાની બહુમતિની મર્યાદાને વધુ સમજનાર બીજાઓ એનું સ્થાન લઇ લે.

ત્યારે બીજી બાજુ, પયગંબરોનો સત્ય સાથેનો સંબંધ આથી જુદો જ હોય છે. પરિણામોની પરવા વિના પયગંબરો સત્યની જ સર્વોપરિતા સ્વીકારે છે ને એ કારણે ઘણીવાર એમનો ભોગ લેવાય છે, શૂળીએ અથવા ગોળીએ

દેવાય છે. પણ પયગંબરોનો તો એ જ એકમાત્ર માર્ગ છે, એ જ એકમાત્ર માર્ગ હતો ને રહેશે.

સત્યના એ સાધકોનો વધ થાય છે, પણ એથી સત્યનો વધ કદિ થતો નથી. કારણ કે એ સાધકોથીયે સત્ય મહાન છે અને પયગંબરો પોતાના જીવનકાળમાં સત્યથી જેટલું જીવે છે એથીયે વધુ તો તેઓ મૃત્યુ પછી જ જીવે છે.

## સત્યનો માર્ગ

આ બન્ને માર્ગો સદાયના છે ને વર્તમાનની દૃષ્ટિએ અથવા કોઇ એક મર્યાદિત કાળની દૃષ્ટિએ બન્નેમાંથી એકેય માર્ગ સંપૂર્ણ સર્વસિદ્ધ નથી. પણ એમ કહી શકાય કે અંતે તો પયગંબરોનો માર્ગ જ સર્વોત્તમ છે. પણ એ માર્ગે આખું રાજકારણ કે પ્રજાકારણ કોઇ ચલાવી શકે નહિ. તે આજે નહિ તો આવતી કાલે પોતાનું સત્ય સ્વીકારાશે એમ માનીને પણ જો કોઇ ચલાવે તો એને માટે આજની કોઇ તક કે આશા તો રહે જ નહિ.

જો કે તાત્વિક દૃષ્ટિએ તો પયગંબરોનો માર્ગ જ સર્વોત્તમ છે, પણ પોતાના જીવનકાળમાં જ એ માર્ગે નિર્ણિત સર્વ પરિણામો પ્રગટ કરવાં અસંભવિત છે, ત્યારે રાજનીતિજ્ઞ કે મુત્સદ્દીનો માર્ગ ગમે તેવો શુભેચ્છાપૂર્ણ હોય તો પણ સમાધાનોની પરંપરા જ માત્ર છે.

એ છટકણો માર્ગ છે. એક વાર તમે એ માર્ગ સ્વીકારો એટલે પ્રત્યેક સમાધાને એ તમને સત્યથી દૂર ને દૂર લઇ જનારો છે વાસ્તવિકતામાં સત્યકર્તવ્ય ભૂલી જવાય છે. સત્યનું જે સ્વરૂપે દર્શન થાય એ જ સ્વરૂપે એને સ્વીકારી લઇશું કે પછી માત્ર વાસ્તવનો જ વિચાર કરીને સત્યને જ વિસરી જઇશું? માનવજાતનો ને રાજ્યતંત્રના સૂત્રધારોનો આ એક મહાપ્રશ્ન છે. તત્કાલોચિત સમાધાનને સ્વીકાર્યા છતાં મુત્સદ્દીએ સત્યને જ સર્વોપરીરૂપે, ઓછામાં ઓછું ધ્યેયરૂપે સ્વીકારવું જોઇએ અને એકવાર પણ જો એ એમાં ચૂકયો કે ગયો જાણવો।

## સમાધાનનું કારણ

માનવબુદ્ધિની સ્વીકારશક્તિ ને સમજનો વિચાર કર્યા વિના રોજબરોજના પ્રશ્નોનું સફળ સંચાલન અશકય છે અને જો રાજનીતિજ્ઞો એમ ન કરે અને એમના શબ્દો પ્રજા જો ઝીલી ન શકે તો પછી પયગંબરોને તો ઝીલવાનું જ કોણ છે? આમ હોવાથી રાજનીતિજ્ઞ પુરુષે માનવબુદ્ધિની સમજશક્તિને ધ્યાનમાં લઇને પણ સત્યને એ વાસ્તવ સાથે મેળ બેસાડીને મર્યાદિત બનાવવું પડે છે.

આજે જયારે જગતે અને મુખ્યત્વે યુ. એસ. એ. જેવા દેશોએ વિજ્ઞાનના ક્ષેત્રમાં આટલી અસામાન્ય પ્રગતિ સાધી છે, એવા યુગમાં આપણે જીવીએ છીએ. અન્ય દેશોએ હુન્નરઉદ્યોગમાં પણ પ્રગતિ સાધી છે અને ભૌતિક તથા શારીરિક જીવનનું ઉચ્ચ ધોરણ સ્થાપિત કર્યું છે. વળી એમની અનેકવિધ સાંસ્કૃતિક પ્રગતિમાં પણ મને તો શ્રદ્ધા છે. પણ મનુષ્યોએ એમના મન અને નૈતિક મૂલ્યોની એટલી પ્રગતિ સાધી નથી, અને એ એક અત્યંત ભયસૂચક ઘટના છે. કારણ કે વિજ્ઞાન અમાપ શક્તિનું સાધન છે ને એ શક્તિને આપણે અણુબોમ્બમાં મૂર્તિમંત કરી છે. સરળ રીતે રજૂ કરીને આ અણુશક્તિનો ઉપયોગ માનવજાતનાં કલ્યાણ માટે જો ધારીએ તો કરી શકાય એમ હું માનું છું અને જો ધારીએ તો સમગ્ર માનવજાતના સંપૂર્ણ વિનાશ માટે પણ એનો ઉપયોગ કરી શકાય છે. વિજ્ઞાન સ્વયં સારું યા નરસું નથી, પણ એને વાપરનાર જ એવા હોઇ શકે છે. જો મનુષ્યે આવી અમાપ શક્તિ મેળવી છે તો એના યોગ્ય ઉપયોગ પૂરતું જ્ઞાન પણ એણે મેળવી જ લેવું જોઇએ એટલે કે એણે નૈતિક અને આધ્યાત્મિક પ્રગતિ સાધવી જ રહી.

એનું અંતિમ ધ્યેય શું છે એ એણે જાણી લેવું જોઇએ. પણ ધર્મ, મંદિર, મસ્જીદ કે દેવળનું અસ્તિત્વ હોવા છતાં પણ સમગ્ર માનવ સમાજે—અહિં વ્યક્તિની વાત નથી—હજી એ કક્ષાની પ્રગતિ સાધી નથી.

અને એજ આ યુગનું મહાદુર્ભાગ્ય છે. આપણે આપણા દુરાગ્રહો, પૂર્વગ્રહો ને નજીવી રીતિ નીતિ માટે પરસ્પર લડી મરીએ છીએ અને તે પણ ધર્મને નામે. આપસઆપસના પાડોશી ધર્મનું તો આપણને ભાન જ નથી. આપણે વિનાશને પંથે જ પ્રગતિ કરીએ છીએ.

## બે વિરોધી બળો

આમ આપણે જગતમાં બે પ્રકારનાં બળો જોઇએ છીએ; વિનાશનાં અને સર્જનનાં. ક્ષણભર હું જો એમ કહું કે મને સર્જનના બળોમાં જ શ્રદ્ધા છે, તો એ કથનમાં મારી શ્રદ્ધા જ એક માત્ર એનું પ્રમાણ છે. એની પાછળ કોઇ તર્કસિદ્ધ દલીલ નથી. મારી શ્રદ્ધા જ પૂરતી છે, એથી અન્ય એનો કોઇ પુરાવો નથી. પણ આપણે એમાં માનીએ

કે ન માનીએ, છતાંય વિનાશક ને વિભાજક બળોની સામે સર્જક અને સંયોજક બળોના સંગઠન વિષે આપણે આપણું મન કેળવવું જ પડશે. સામાન્ય જીવન સાથે આદર્શોને સંલગ્ન કરતી નીતિના પાયા પર જ એ કેળવણીની રચના થઈ શકશે અને જો એમ નહિ થાય તો વિજય વિનાશનો જ થશે.

હવે મૂળ વાત પર આવું. શ્રી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ અને મહાત્મા ગાંધી જેવા મહામાનવો જીવનના પરમ સર્જક ને સંયોજક બળો છે માત્ર એમનો બોધ જ નહિ પણ જગત પ્રત્યેની એમની દૃષ્ટિ ને જીવન ઉપરની એમની જ્ઞાત અજ્ઞાત અસરો પણ મહત્વનાં છે.

અર્થશાસ્ત્રની કે એવી કોઇ એકાદી બાબતમાં મહાત્માજીનો અમુક બોધ આપણે ન સ્વીકારીએ, પણ એમનો જીવનના મર્મનો માર્ગ અને ભારતવર્ષના ભિન્ન ભિન્ન પ્રશ્નો માટે એમનો મહત્વનો સર્જક અને સંયોજક માર્ગ તો આપણે સ્વીકારવો જ પડશે ને જો નહિ સ્વીકારીએ તો આપણે વિનાશને પંથે જ પળવાના.

### ભારતવર્ષમાં શ્રદ્ધા

એમનો માર્ગ–કોઇએક બોધ નહીં, પણ સમગ્ર જીવનનો માર્ગ–એ ભારતવર્ષનો જ માર્ગ છે, ભારતવર્ષના હૃદયનો, એની પ્રતિભાનો માર્ગ છે. ભલે શ્રી રામકૃષ્ણ અલૌકિક ધર્મપુરુષ હોય, ભલે એમણે રાજકારણ પર કંઇ ન કહ્યું હોય, પણ એમના જીવનનો મર્મગામી માર્ગ તો આપણા માટે મહત્વનો છે જ. હું રાજકારણનો માણસ છું, અન્ય ક્ષેત્રોમાં ઝાઝું માથું પણ મારતો નથી, છતાં પણ હું એમ માનું છું કે જો આપણું પ્રજાકારણ અને સમાજ જીવન આધ્યાત્મ અને નીતિથી વિમુખ થશે તો વિનાશ પામશે.

ભારતવર્ષ અને જગતની સમક્ષ આ વિકટ પ્રશ્નો ઉભા છે. આપણે–વ્યક્તિ, જાતિ, સમાજ કે રાષ્ટ્ર–એક અગ્નિપરીક્ષામાંથી પસાર થઇ રહ્યા છીએ, પણ મને ભારતવર્ષમાં શ્રદ્ધા છે અને હું માનું છું કે આ અગ્નિપરીક્ષામાં ભારતવર્ષ જીવંત રહેશે, એને પાર પણ કરી જશે. એનામાં અનેક નિર્બળતા હોવા છતાં એક એવું વીર્ય છે જે યુગ યુગથી એને જીવંત રાખે છે અને આવી પરીક્ષાઓમાંથી પાર પણ પાડે છે. અને આજે તો એના એ બળના પ્રગટીકરણની પળ આવીને ખડી છે ત્યારે તો એ એના પૂર્ણ ચૈતન્યથી એનું ધર્મકાર્ય જરૂર બજાવી જશે.

આ મારી શ્રદ્ધા છે, પણ માત્ર શ્રદ્ધા જ પૂરતી નથી. આપણે આચરણ કરવું પડશે. માત્ર આચરણ જ પૂરતું નથી. આપણે નિર્મળ દૃષ્ટિ કેળવવી પડશે. એ નિર્મળ દૃષ્ટિથી આપણે હિંદનો વિચાર કરીએ અને એથીયે વધુ વિશાળ દૃષ્ટિએ આપણે જગતને નિહાળીએ. આપણી રાષ્ટ્રભાવના સંકુચિત નહી રહી શકે, એને વિરાટ બનવું પડશે સ્વામી વિવેકાનંદ પોતે એક પ્રખર રાષ્ટ્રવાદી હતા છતાં એમણે આ જ બોધ કર્યો હતો. વિશ્વભાવનાના અંશ રૂપે જે રાષ્ટ્રભાવના હોય એવી એમની રાષ્ટ્રભાવના હતી. એથી આ મહામાનવો પાસેથી આપણે એ વિશાળ દૃષ્ટિ લઇને એ દૃષ્ટિએ જ જો તનમનથી આચરણ કરીશું તો આપણે એમની પવિત્ર સ્મૃતિની પૂજાનું ગૌરવ લઇ શકીશું, ને તો જ આપણે દેશની અને દુનિયાની સાચી સેવા કરી શકીશું.

---

## કાળપ્રભાવ અને માનવીનો પુરૂષાર્થ

**મુનિ સંતબાળ**

**કાળ** માનવીને ઘડે છે કે માનવી કાળને સર્જે છે એ એક કોયડો છે. વ્યવહારમાં મોટે ભાગે જેમ જેમ કાળ પલટે તેમ તેમ માનવીને કાળને અનુકૂળ ગોઠવાવું પડે છે. પરંતુ વાસ્તવિક રીતે ઊંડાણથી જોતાં વ્યક્ત કે અવ્યક્ત રીતે સારા નબળા કાળનો નિર્માતા માનવી પોતે જ છે. મનુષ્ય જેવો પોતાની આસપાસના સમાજ કરતાં એક તસુ આગળ ડગ ભરવા જેવો ચિંતક અને સક્રિય બને એટલે આપોઆપ કાળ એને આધીન થાય છે. આપણે ત્યાં અમુક પુરુષ અમર છે એમ કહેવાય છે એનો અર્થ એટલો જ કે કાળ એ પુરુષને ગળી શક્યો નહોતો. સાચું પૂછો તો મોત એ મૃત્યુ નથી, પણ કાળની ચૂડમાં પાછળ રહેવું એ મૃત્યુ છે. જિસસ ક્રાઇસ્ટ વિષે કહેવાય છે કે એમના અવસાન પછી તેઓનું પુનઃ પ્રગટીકરણ થયું હતું. આનંદઘન યોગીશ્વર મસ્તપણે એમ કહી શકે છે કે: 'અબ હમ અમર ભયે, ન મરેંગે.' સાચા પુરુષાર્થીનું 'મરજીવા' વિશેષણ પણ એ જ સિદ્ધ કરે છે. આખો માનવસમાજ મરજીવો બને એવી આશા વધુ પડતી છે, પણ આખા માનવસમાજની નિષ્ઠા તો મરજીવા વૃત્તિ તરફ રહેવી જ જોઇએ. તો જ માનવજાત પોતે પ્રગતિશીલ રહ્યા કરે અને એની આસપાસના વાતાવરણ સામે સ્વમાનભેર ટકવાની શક્તિ કેળવીને જીવી શકે.

# લોકશાહીનો માર્ગ

માનવર શ્રી. ગણેશ વાસુદેવ માવળંકર



હિન્દુસ્તાને આઝાદી મેળવી છે; હિંદુસ્તાનમાં લોકશાહી રાજતંત્ર આપણે સ્થાપવા ઈચ્છીએ છીએ; હિન્દુસ્તાનને આપણે આર્થિક દૃષ્ટિએ સબળ બનાવવા માગીએ છીએ; દરેક પ્રકારે સુખી કરવા ઈચ્છીએ છીએ; માનવીજીવનની ઊંચામાં ઊંચી ઊંચાઇએ હિન્દુસ્તાન જાય એ આપણી ઝંખના છે.

આ પ્રમાણે આપણે બોલીએ છીએ, સાંભળીએ છીએ અને લખીએ છીએ, ત્યારે, વિદ્યમાન પરિસ્થિતિ, આપણા વિચારો અને આપણા વર્તન ઉપરથી ઘણી ય વાર મન સવાલ પૂછે છે કે, "ભાઇ! જે હિન્દુસ્તાન માટે આટલી બધી ભલી લાગણી તું સેવે છે તે હિન્દુસ્તાન કયું ? અને ક્યાં છે ?" સવાલની સાથે જ મનમાં એક પ્રકારની બેચેની ઊભી થાય છે. તેમાંથી અનેક સવાલો ઊભા થાય છે.

હિન્દુસ્તાન એટલે ભૌગોલિક પ્રદેશ? હિન્દુસ્તાન એટલે મારા પ્રાંતનાં કે મારી જ્ઞાતિનાં કે મારા કુટુંબનાં માણસો? હિન્દુસ્તાન એટલે જે શહેરમાં રહું છું તેના શહેરીઓ? હિન્દુસ્તાન એટલે આખાએ દેશના શ્રમજીવીઓ, કિસાનો કે મોટાં કારખાનામાં કામ કરતા મજૂરો કે બુદ્ધિજીવી વર્ગ? હિન્દુસ્તાન એટલે સવર્ણ હિન્દુઓ કે હરિજનો? હિન્દુસ્તાન એટલે હિન્દુઓ કે મુસલમાનો કે બધા ય? જે હિન્દુસ્તાનનું હિત કે આઝાદી, જે હિન્દુસ્તાનની લોકશાહી, જે હિન્દુસ્તાનનું અર્થકારણ વગેરે વિચારીએ છીએ, બોલીએ છીએ તે કયા હિન્દુસ્તાનનું કે હિન્દુસ્તાનના કયા ભાગનું? હિન્દુસ્તાન પ્રત્યેની આકાંક્ષા સિદ્ધ કરવા માટે જે બીડું આપણે ઝડપ્યું છે તેની સિદ્ધિ કેવળ રાજદ્વારી તંત્રની રચના (form of administration) થી આવશે?

એટલું તો નિશ્ચિત છે કે જે કાંઇ આપણે હાંસલ કરવા માગીએ છીએ તેના માટે સાધનની જરૂર તો છે જ. અને તે સાધન એટલે તંત્ર. તે ઊભું કર્યા સિવાય ચાલે તેમ નથી, અને એ દૃષ્ટિએ તંત્રની રચના, તેની શક્તિ, તેની કાર્યક્ષમતા એ બહુ જ મહત્વનો ભાગ ભજવે છે. છતાં પણ તે તંત્ર નિર્જીવ હોય, તંત્રમાં પ્રાણ ન હોય, તંત્રમાં ધારા, ભાવના, સમદૃષ્ટિ, સચ્ચાઇ, ન્યાય, માનવતા ન હોય તો કેવળ ઉત્તમ રીતે ઘડાયેલા તંત્રથી આપણો આદર્શ, આપણી ઇચ્છાઓ સફળ થઇ શકે ખરી ? પ્રશ્નોના જવાબો સ્પષ્ટ છે. આપણે એવું માનીએ છીએ, અને યોગ્ય જ રીતે માનીએ છીએ કે, આપણને મંઝીલે પહોંચાડી શકે તેમ કોઇ તંત્ર હોય તો તે લોકશાહી સ્વરૂપનું જ તંત્ર છે.

એ તો સર્વસંમત વિચાર છે કે કોઇ પણ રાજતંત્ર ચાલે છે તેનો છેવટનો આધાર પ્રજાની સંમતિ ઉપર જ છે. એ સંમતિ દેખીતી રીતે રાજદંડના ભયની હોય, તો પણ એના પાયામાં એવી માન્યતા છે કે, રાજતંત્ર ન હોય તો સમાજમાં વ્યવસ્થા ભાંગી પડે, (જેને અરાજકતા કહીએ છીએ) અને તેમ થાય તો સમાજની ઘણી ખરી વ્યક્તિઓને ઘણું જ દુ:ખ વેઠવું પડે. શાંતિમય જીવન કોઇ પણ ગાળી શકે નહિં. રાજતંત્રમાં દોષો હોય, ખામીઓ હોય અને કેટલીક વખતે અન્યાય પણ હોય; છતાં પણ રાજતંત્ર હોવાના કારણે અરસપરસ ન્યાય મળી શકે, દરેકના હકો જળવાઇ રહે, અને સમાજમાંનાં ગુંડા તત્વોને દૂર કરી શાંતિમય, સુખમય અને પ્રાગતિક જીવન ગાળી શકાય, તેનો વિકાસ કરી શકાય એવી પણ એક દૃઢ માન્યતા રાજદંડની પાછળ રહેલી છે.

લોકશાહી તંત્ર એટલે લોકોના ચૂંટાયેલા પ્રતિનિધિઓ મારફત ચલાવવામાં આવતું તંત્ર. તેમાં કલ્પના તો એ રહેલી છે કે લોકોના પ્રતિનિધિઓ લોકોને ગમે, લોકોને રુચે, અને લોકોની દૃષ્ટિએ લોકહિત થાય તેવા જ પ્રકારે વર્તશે. પ્રતિનિધિઓ લોકોનો વિશ્વાસ ધરાવતા બંધ થાય તો લોકો પોતાની મેળે જ એવા તંત્રવાહકોને ખસેડશે, અને નવા તંત્રવાહકોને ચૂંટી કાઢશે.

તત્વત: (theoritically) આ વાત સાવ સાચી છે. પ્રત્યક્ષમાં આ ઉતારવી એ એટલી મુશ્કેલ છે કે લગભગ અશક્ય જેવી લાગે તો નવાઇ નહિં. પ્રતિનિધિઓ ચૂંટનારા લોકો જે પ્રકારના હોય તે પ્રકારના તેમના પ્રતિનિધિઓ હોવાના; અને તેથી જ તેના તંત્રની મારફત જેમ સારું કામ થાય તેમ જ બહુ જ માઠાં પરિણામો પણ આવી શકે, એ કહેવાની ભાગ્યે જ જરૂર છે.

કમનસીબે આપણા દેશમાં જાતીયતા (communalism); પ્રાંતીયતા (provincialism); ઇ. એટલાં બધાં પ્રવર્તે છે કે એ જાણે આપણા લોહીમાં ઉતરી ગયાં છે એમ કહીએ તો અતિશયોક્તિ નથી. તેની સાથે જ આમ-જનતા બહુ જ ભોળી અને એદી છે અને તેથી જ કહેવત પડી છે કે 'દુનિયા ઝુકતી હૈ; ઝુકાનેવાલે ચાહીએ.' આ પરિસ્થિતિમાં લોકશાહી તંત્રનો માર્ગ બહુ કાળજીપૂર્વક અખત્યાર કરવો રહ્યો. એમાંનાં જોખમો બહુ જ સ્પષ્ટ છે. તેનો સામનો કરવો રહ્યો. લોકશાહી એટલે મતદાર મંડળો (electorates). તેમને કેળવવાનો માર્ગ લોકશાહી દ્વારા જ હોવાથી જોખમો ખેડીને પણ લોકશાહી માર્ગે આપણે જવું રહ્યું. તેનો અર્થ એ છે કે જેને હૈયે દેશહિત હોય એના ઉપર પોતાના દરેક પ્રકારનાં વર્તનની સચ્ચાઇ અને સંયમનો બહુ મોટો બોજો આવી પડે છે. જે સમાજમાં ચારિત્ર્ય ઊંચી કક્ષાનું હોય એજ સમાજ લોકશાહીનાં મીઠાં ફળ ભોગવી શકે; અને જેમાં આ વસ્તુઓનો અભાવ છે તે સમાજ લોકશાહી-તંત્રના જ કારણે અધોગતિએ જવાનો પૂરેપૂરો સંભવ છે એટલે આપણા દેશમાં લોકશાહીના આ ઘડતરના કાળમાં, દરેક વ્યક્તિની અને ખાસ કરીને કોંગ્રેસીઓની એ ફરજ છે કે તેમનું દરેકનું વર્તન શુદ્ધ, સેવાભાવી, સચ્ચાઇભરેલું, સહિષ્ણુતાવાળું, દરેક પ્રત્યે સમભાવ અને પ્રેમવાળું હોવું જોઇએ. તેથી જ મહાસભાએ "સત્ય અને અહિંસા" અને સરકારે 'सत्यमेव जयते' એવા ધ્યાનમંત્રો સ્વીકાર્યા છે.

લોકશાહી તંત્રની જરૂર આપણે સ્વીકારીએ છીએ ત્યારે તેમાંથી ફલિત થતી કેટલીક મુદ્દાની બાબતો વિચારવી રહી.

પ્રથમ તો "સરકાર" નામથી ઓળખાતી સંસ્થાનું સ્વરૂપ અને વાસ્તવિક ફરજ શું છે? ઘણા કાળની પ્રથાના કારણે સરકાર એટલે શાસનસંસ્થા (દંડુકો ચલાવી પ્રજાને હાંકતી કે કાબૂમાં રાખતી સંસ્થા) એમ આપણે માનતા થયા છીએ. હજીએ સરકાર એક શાસનસંસ્થા છે એ વાત મુદ્દામાં સાચી છે, પણ બાબતમાં વિચારક્રાંતિ થયેલી છે. એ પ્રજાના કોઇપણ વર્ગ કે વ્યક્તિ ઉપર અમલ બજાવનારી દંડસંસ્થા તરીકે જોવામાં નથી આવતી; પરંતુ પ્રજાની સેવા માટે ઊભી કરેલી, પ્રજાની સાથે હમદર્દીથી અને માતાની માફક વર્તન કરનારી સંસ્થા હોય એમ લોકો ઇચ્છે છે. જૂના જમાનામાં પ્રજા સરકારને "સરકાર માબાપ" કહેતી, તેમાં સરકારનાં તંત્રનું સ્વરૂપ જુદું હતું, છતાં પણ સરકારની વાસ્તવિક ફરજો અંગે લોકો શું અપેક્ષા રાખતા હતા, અને લોકો શું અનુભવતા હતા તેનો ખ્યાલ મળી શકે છે. જેમ પૂર્વે કુટુંબમાં એક જ માણસનું વર્ચસ્વ હતું, એનો જ હુકમ સૌ પાળતા, કુટુંબની બીજી વ્યક્તિઓને મતસ્વાતંત્ર્ય નહોતું; અને છતાં પણ એ કુટુંબના મુખ્યનું ધ્યેય અને ધોરણ કુટુંબના તમામ માણસોનું ભલું-એની દૃષ્ટિએ-હતું તેમજ "માબાપ" કહેવાતી સરકાર વખતે પણ લોકોનાં ભલા માટે જ સરકાર પોતાનો રાજદંડ ધારણ કરી શકે એમ લોકો માનતા હતા અને લોકશાહી પાસેથી એ જ અપેક્ષા હાલ પણ રખાય છે. સદાયને માટે સુરાજ્યની જો ગેરંટી હોય તો આમજનતા સ્વરાજ્યની ભાંજગડમાં ન પડે। મહેનત કોણ કરે? પણ લોકશાહી સાથે સુરાજ્યની અપેક્ષા સંકળાયેલી જ છે. તેથી લોકશાહીમાં વહીવટીતંત્રની એકલી કાર્યક્ષમતા નહીં પણ સચ્ચાઇ, માનવતા, હમદર્દી, ઝડપ વગેરે સાધવાં જ જોઇએ. એ જો ન સધાય તો વહીવટીતંત્ર લોકશાહીનો આત્મા હણે.

હાલના વહીવટીતંત્રના કારભારની પદ્ધતિ એટલી બધી તુમારી થઇ પડી છે, અને નિયમોના પાલન ઉપર એકંદર દૃષ્ટિબિન્દુ એટલું બધું ચોંટી ગયું છે કે ઘણી વાર સરકારી તંત્રનો વિચાર કરતી વેળાએ થાય છેકે પ્રજાને માટે આ તંત્ર છે કે તંત્રને માટે આ પ્રજા છે? તંત્રને નિયમો તો હોય, પણ તેની પણ હદ હોવી જોઇએ, અને પ્રજાજનોનાં હિત માટે જે આવશ્યક તે વિનાવિલંબે, ઝટ થાય એવી વ્યવસ્થા થવી જોઇએ. લાંચરૂશ્વત, ખાવકી વગવસીલો અટકાવવા માટે કંઇક નિયમોની જરૂર તો ખરી; છતાં પણ એ બદીઓ કેવળ ઝીણવટભર્યા અને સંખ્યાબંધ નિયમોથી નહિ અટકી શકે; નિયમોનો અમલ કરનાર માણસો પર તેનો આધાર રહે છે. જે તંત્રમાં પ્રજાને પ્રેમ અને સહૃદયતાથી જીવનના દરેક ક્ષેત્રમાં મદદ અને સહકાર મળી શકે એ જ તંત્ર ખરા અર્થમાં લોકશાહી આણી શકે. હાલના વહીવટીતંત્રમાં અને તેની દૃષ્ટિમાં જો આ પ્રમાણે ફેરફાર ન થાય તો કેવળ ચૂંટણીઓમાં લોકશાહી પદ્ધતિ દાખલ કરવાથી ખરી લોકશાહી સ્થાપિત નહિ થઇ શકે.

બીજી મહત્વની એક બાબત ધ્યાનમાં રાખવી જોઇએ તે એ છે કે સમાજમાં સંસ્કાર, બુદ્ધિ, કેળવણી, વ્યવસાય, આર્થિક પરિસ્થિતિ, આનુવંશિક ગુણદોષો વગેરેના કારણે જુદા જુદા થરના માણસો છે. અમુક પ્રકારે તેમની ટેવો

બંધાયેલી છે, ઉંચનીચના ખોટા અને વધુ પડતા ખ્યાલો તેમના મનમાં અરસપરસ છે. સમાજની આર્થિક વ્યવસ્થામાં તેઓ જુદી જુદી રીતે પોતાનો ફાળો આપતા આવ્યા છે. જુદા જુદા પ્રકારનાં કામો વહેંચી આપી આખા ય સમાજમાં શ્રમવિભાગ સાધવામાં આવ્યો છે. એ બધાંને રાજકીય દૃષ્ટિએ યાને સમાજનું લક્ષણ-પોષણ અને વિકાસ અંગે એક જ હરોળમાં લાવવાની આવશ્યકતા છે, પણ તેનો અર્થ એ નથી કે હાથનાં પાંચે આંગળાંઓ સરખી લંબાઇનાં, જાડાઇનાં કે ઘાટનાં હોય; સમાજમાંનો દરેક વર્ગ જે કાંઇ કામ કરે છે, તે આખા ય સમાજને માટે પોષક હોય છે; અને તેથી સૌની સમાજને જરૂર છે. સમાજના જુદા જુદા વર્ગો એકબીજાના વિરોધીઓ નથી, પણ એકબીજાના પૂરક છે. આપણી સમાજરચનામાં નથી ચાલવાનું પાયખાનું સંફ-કરનાર ભંગી સિવાય કે નથી ચાલવાનું આપણી ધારાસભા સિવાય. સમાજની દૃષ્ટિએ ભંગી કે ધારાસભા અને તેના પ્રમુખ બન્ને આવશ્યક છે, અને રાષ્ટ્રજીવનમાં બન્ને પોતપોતાનો ફાળો આપે છે. એ સમદૃષ્ટિની આજે બહુ જરૂર છે. જૂના વિચારો અને ટેવોના કારણે એ સમદૃષ્ટિ લાવવી એ સહેલું કામ નથી. બુદ્ધિ કે વિચારથી ગળે ઉતરેલી વાત પણ અમલમાં લાવવી બહુ અઘરું કામ છે. સંસાર અસાર છે એમ કોણ નથી જાણતું? છતાં સંસાર કેટલાએ છોડયો? યોગ્ય કેળવણીથી, સમજાવટથી અને ધીમે ધીમે આગળ વધવાથી જ સમાજની દૃષ્ટિ અને વર્તનમાં યોગ્ય પલટો આવી શકે અને આપણે લોકશાહી તરફ જતી ખરી ક્રાંતિ લાવી શકીએ. એક વર્ગનું બીજા વર્ગ ઉપર આક્રમણ છે, એક શોષિત અને એક શોષણ ક નારો છે વગેરે પ્રકારના સૂત્રોથી તેમ જ અધીરાઇથી, જોરજુલમથી, ક્રાંતિ લાવવાના પ્રયત્નો કરવાથી મને ભય છે કે શાન્તિમય ક્રાન્તિ દૂર જશે અને વર્ગવિગ્રહ—આંતરવિગ્રહ—એ બહુ જ કડવાશથી ફેલાશે. વર્ગવિગ્રહના અને જોરજુલમના પાયા ઉપર લોકશાહી સ્થાપી ન શકાય એમ મારું ચોક્કસ માનવું છે. સમાજને સંગઠિત અને એકવર્ગીય (classless) બનાવવો હોય તો, "કોઇ કોઇનો વિરોધી નથી, દરેક સૌનો પૂરક છે," એ ભાવના પાયામાં રાખી પરસ્પર સંબંધો બાંધવા અને રાખવા જોઇએ.

હાલમાં રાજદ્વારી પક્ષો અને સરકારો તરફથી વર્ગે વર્ગો વચ્ચેનું અંતર દૂર કરવા માટે અરસપરસ શોષણવૃત્તિ અગર લોભવૃત્તિને અંકુશમાં લાવી સૌને ન્યાય આપવાની સદ્દઇચ્છાથી જે જે કાંઇ પ્રચાર થાય છે અને કાયદાઓ ઘડવામાં આવે છે, તેમાં ઘણી ઉતાવળ થાય છે એમ મને લાગે છે. કોઇ લાંબા વખતથી બિમાર હોય અને એના રોગની યોગ્ય ચિકિત્સા કરી એને આપવાની દવા, એ કેટલી પચાવી શકે છે, કે જીરવી શકે છે, તે જોયા સિવાય ઉપરાઉપરી આપ્યા જ કરીએ તો એની બિમારી મટવાની કેટલી આશા રાખી શકાય? દીર્ઘ સમયના રોગને હટાવવાને માટે કેટલોક સમય તો લાગશે જ. જડમૂળથી જ ફેરફારો કરવા પડશે, ખૂબ ધીરજ રાખવી પડશે, પાંચ દિવસમાં આપવાની દવા એક દિવસમાં આપવાથી બિમારી ૧/૫ કાળમાં મટવાને બદલે દર્દીની સ્થિતિ દવાના કારણે ગંભીર થવાનો સંભવ વધારે છે. એવું જ કાંઇક હાલ ચાલી રહ્યું છે એવો મને ભય છે. કાયદા કે કાનૂનના જોરે જ માણસ કે સમાજ સુધરે એવી મને હવે શ્રદ્ધા રહી નથી. કાયદા કાનૂનની જરૂર તો છે. એની હું ના નથી પાડતો. પરંતુ લોકશાહીનું ખરું મૂળ તો દરેક પ્રજાજનના અંતરમાં છે. એ અંતર યોગ્ય રીતે વિકસિત થાય તો જ લોકશાહી ચાલે. કેવળ કાયદાઓ ઘડી, નિયમો દ્વારા લોકશાહી લાદવામાં આવે તો એ યોગ્ય રીતે ચાલશે નહિ એવું હું માનતો થયો છું. સદ્‌ગત સર રમણભાઇ નીલકંઠ કહેતા, "Fraud is always in advance of law," એ સત્યનું દર્શન આજે મને વધારે થાય છે. આપણામાં જૂની કહેવત છે, "ઊંટે કર્યાં ઢેકડા તો માણસે કર્યાં કોઠડા." જેમ કાયદા વધારે તેમ તેની છટકબારીઓ ખોળવાના પ્રયત્નો વધારે, તેથી એક પ્રકારના દંભનું, જૂઠાણાનું, ભયનું અને છેતરપીંડીનું વાતાવરણ પેદા થાય છે, અને સમાજમાં જે એકદિલી, એકસંપી અને પરસ્પર પ્રેમ, આદર અને સહકાર જોઇએ તે ક્ષીણ થતાં જાય છે. એ દિશાએ લોકશાહી નથી. ખરી લોકશાહી તો ત્યારે જ અસ્થાપિત કરી શકયા એમ કહેવાય કે જ્યારે રાજ્ય તરફથી પ્રજાજીવનમાં ઓછામાં ઓછી ડખલ હોય, ઓછામાં ઓછા કાયદા અને નિયમનો હોય, અને દરેક વ્યક્તિને વધુમાં વધુ સ્વાતંત્ર્ય હોય અને એમ છતાં સમાજ વ્યવસ્થિત, સુખી અને પ્રગતિમાન હોય.



# ભારતનો નવયુગ



'ન્યાયમૂર્તિ' હરસિદ્ધભાઇ દિવેટીઆ

આધુનિક સમયમાં આપણા સમગ્ર જીવનનું પરિવર્તન એટલી ઝડપથી થાય છે કે દરેક જમાનો એક સંક્રાન્તિકાળ જેવો મનાય છે. પરન્તુ છેલ્લાં બે વરસથી તો આપણે આવા સંક્રાન્તિકાળમાં નહિ પણ એક નવા યુગમાં જ પ્રવેશ કરી ચૂક્યા છીએ. આપણા પ્રાચીન દેશમાં તો અનેક યુગો થઇ ગયાં. વેદકાળથી માંડીને સમ્રાટ્ અશોકના સમયને ભારતનો સંસ્કારયુગ કહી શકાય. તે પછી અનેક કારણોને લીધે આપણું સામાજિક જીવન નિર્બળ થતું ગયું. રાષ્ટ્રીય ભાવના ક્ષીણ થતી ગઇ અને છેવટે આન્તર્ કલહનું જોર એટલું વધ્યું કે આપણે પોતે જ પરાધીનતાને આમંત્રણ આપીને અપનાવી. અજ્ઞાન, અંધશ્રદ્ધા અને રૂઢિઓના પાશમાં આપણો સામુદાયિક આત્મા એટલો જકડાઇ ગયો કે જે ધાર્મિક અને સામાજિક સંસ્થાઓએ આપણું સંસ્કૃતિમય જીવન ટકાવી રાખ્યું હતું તે નિર્બળ થતી ગઇ અને તેમનાં ખોખામાં નવો પ્રાણ પૂરવાની શક્તિ પણ આપણામાં રહી નહિ. આર્યધર્મભાવના જે આપણા દૂરના પૂર્વજોના હૃદય અને આચરણમાં હતી તે વિરોધી સંપ્રદાયોના વિગ્રહમાં જડવત્ બની ગઇ, અને આપણને એકત્ર કરવાને બદલે સામાજિક ભેદભાવ ઉત્પન્ન કરવાનું કારણ બની. રાજકીય પરાધીનતાને લીધે રાજ્ય તરફથી સાંસ્કૃતિક પુનરોદ્ધાર માટે જે મદદ મળવી જોઇએ તેને બદલે આપણા વિજેતાઓએ આપણા સદ્ધર્માઓને વિધર્મી બનાવ્યા. દેશમાં અશાંતિ અને બીનસલામતીનું મોજું ચારે પાસ સૈકાઓ સુધી ફરી વળ્યું અને જે ભારતે એશિયાના બીજા દેશો પર સાંસ્કૃતિક વિજય મેળવ્યો હતો તે પરદેશી આક્રમણોનું કેન્દ્ર થઇ પડયું. આ આપણો તિમિર યુગ.

આમ છતાં આપણો દેશ સમૃદ્ધિનાં સાધનોથી ભરપૂર હતો. તે સાધનોને લીધે આપણી આબાદી તરફ યુરોપના દેશોનું આકર્ષણ વધતું ગયું, અને આ આકર્ષણે તો આપણી અવનતિની દિશામાં નવો જ પલટો આણ્યો. વ્યાપાર અર્થે આવેલી સાહસિક પ્રજાઓએ હિન્દમાં આવી આપણી સમૃદ્ધિ લૂંટવા માટે એકબીજા સાથે લડવા માંડ્યું. છેવટે એકલા બ્રિટીશ લોકો રહ્યા અને સમગ્ર હિન્દને જીતી લેવામાં આપણે પોતે જ તેમને મદદ કરી. જગતના ઇતિહાસમાં આ એક અપૂર્વ બનાવ હતો. શરૂઆતમાં આપણે એમનું રાજ્ય વધાવી લીધું. જ્યાં સતત અશાંતિ અને ભય હતાં ત્યાં શાન્તિ અને સહીસલામતીનો સ્વાદ ચાખ્યો. પરન્તુ આનો આનંદ સ્વાતંત્ર્યના ઉલ્લાસનો નહિ પણ પરાધીનતાની દશામાં ચિંતામુક્ત થયેલા દુર્બળ માનસનો જ હતો. સત્યને ખાતર કબૂલ કરવું જોઇએ કે બીજી કોઇ પ્રજા કરતાં બ્રિટીશ પ્રજાએ હિન્દ ઉપર સત્તા સ્થાપી એ આપણા ભવિષ્ય માટે શુભ ચિન્હ હતું. હિંદની સાધનસંપત્તિ વડે બ્રિટનને સમૃદ્ધ બનાવવું એ નીતિ તો તેમની હતી જ, પરન્તુ એમની શરૂઆતની કારકીર્દીમાં બીજી બધી વિદેશી પ્રજાઓ કરતાં તેમનામાં સ્વાતંત્ર્ય અને ન્યાયની ભાવના વધારે હતી. અવ્યવસ્થા અને અંધાધુંધીને બદલે કાયદો અને વ્યવસ્થા એમના રાજતંત્રમાં મુખ્ય સ્થાને હોવાથી આપણી પ્રગતિની ભૂમિકા તૈયાર થઇ. જનસમાજ તો અજ્ઞાન રહ્યો, પરન્તુ ઉચ્ચ શિક્ષણ તથા જ્ઞાન મેળવવાનાં સાધનો મળવાથી શિક્ષિત પુરુષોની સંખ્યા વધતી ગઇ અને તેને લીધે દેશમાં રાષ્ટ્રીય ભાવના અને એકતાનું ભાન ધીમે ધીમે દૃઢ થતું ગયું. આપણી આર્થિક સ્થિતિ તો નબળી જ રહી; પરંતુ તેને લીધે જ આપણા જીવનમાં જાગૃતિ આવી અને સ્વાતંત્ર્ય ભાવનાનું તેજ વધતું ગયું. તિમિર યુગમાંથી પ્રકાશ યુગનો ઉષઃકાળ શરૂ થયો અને પ્રજાજીવનનો જન્મ થયો. કોંગ્રેસની સ્થાપના થઇ. એનું બળ ઉત્તરોત્તર વધતું ગયું. અંતે હિંદનો વિકસતો આત્મા એક યુગપુરુષમાં મૂર્તિમંત થયો. ગાંધીજીએ અહિંસક સત્યાગ્રહના સાધન વડે આખા જગતને આશ્ચર્ય ઉપજાવનારી લડત મહાન બ્રિટીશ સામ્રાજ્ય સામે શરૂ કરી, દેશમાં નવો પ્રાણ પૂર્યો અને પરિણામે બ્રિટીશ લોકો જેવી અપૂર્વ રીતે હિન્દમાં સત્તાધારી થયા હતા તેવી જ અપૂર્વ રીતે સંપૂર્ણ સત્તા છોડી ચાલી ગયા.

થોડાં વરસો પહેલાં જે માત્ર સ્વપ્નું હતું તે ધાર્યા કરતાં પણ વધારે સિદ્ધ થયું અને જગતના મહારાજ્યોમાં હિન્દને પણ સ્વતંત્ર સ્થાન મળ્યું. ગાંધી યુગ ત્રીસેક વરસ ચાલ્યા પછી આપણામાંના એકે જ એ રાષ્ટ્રપિતાનું ખૂન કર્યું. એ આપણી વરસોથી વારસામાં મળેલી સામાજીક કટુતા અને અસહિષ્ણુતાનું જ કનિષ્ટ પરિણામ હતું. એ વિભૂતિનો મહાન્ સંદેશ આપણે ઝીલી શક્યા નહિ અને જે સમયે એમની આપણને ઘણી જરૂર હતી તે વખતે જ એમને ખોયા. જે કંઇ નવજીવનનું બળ આપણામાં આવ્યું છે તેને સંયોજિત કરી રાષ્ટ્રીય એકતા આપણે સાધી શક્યા નથી. હિન્દના ટૂકડા થયા છે અને એનું રુધિર હજી સુકાયું નથી, પણ એનાથી આપણું સંગઠન વધારે સ્હેલું અને મજબૂત થશે આ આશ્વાસન વડે આપણે લાખો હિન્દીઓની વેદના વિસરી જવાનો પ્રયત્ન કરીએ છીએ.

આ તો બધી ભૂતકાળની વાત. પણ હવે એ ભૂતકાળની ભૂલો અને ખામીઓને સુધારી આ યુગના વર્તમાન કાળને આપણા ઉજ્જ્વલ ભવિષ્ય માટેનો સંક્રાન્તિકાળ બનાવવો એ મુખ્ય ધ્યેય રાખવું જોઇએ. સારુંય જગત આપણી તરફ જોઇ રહ્યું છે અને વિચાર કરે છે કે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં સ્વતંત્ર હિંદનું સ્થાન કેવું રહેશે? એની સ્થિતિ ચીન જેવી થશે કે પોતાની પુરાણી સંસ્કૃતિનો પુનરોદ્ધાર કરી જગતને અત્યારે જે જાતની નેતાગીરીની ઘણી જ જરૂર છે તે આપી શકશે?

આ પ્રશ્નનો ઉત્તર તો આ નવયુગમાં આપણું કર્તવ્ય સમજીને હાલની પરિસ્થિતિને પહોંચી વળાય એવું પરિવર્તન આપણા સમગ્ર જીવનમાં લાવીએ તો જ આપી શકાય તેમ છે. આપણી સ્વતંત્રતા એવે વખતે આવી છે કે જ્યારે વિશ્વયુદ્ધ પછી આખા જગતનું સ્વરૂપ બદલાઇ ગયું છે. અત્યાર સુધી સર્વોચ્ચ ગણાતી પાશ્ચાત્ય સંસ્કૃતિ તૂટી પડી છે. ઇંગ્લાંડ જેવો સમૃદ્ધ દેશ પણ પરવશ દશામાં અને આર્થિક અવનતિમાં સપડાઇ ગયો છે. અનિયંત્રિત ઉદ્યોગીકરણનાં અનિષ્ટ પરિણામો નીતિનું ધોરણ નીચે ઉતારવામાં સહાયભૂત થયા છે. મૂડીવાદ, સમાજવાદ અને સામ્યવાદના વિગ્રહમાં મૂડીવાદનો પરાજય થતો જાય છે; પરન્તુ માત્ર એટલાથી પ્રજાઓની નૈતિક અને આર્થિક સ્થિતિ સુધરતી નથી. અશાસ્ત્ર યુદ્ધ તો સર્વત્ર ચાલુ જ છે અને ત્રીજા વિશ્વયુદ્ધનો ભય ઓછો થવાને બદલે વધતો જાય છે. અણુબોંબના શસ્ત્રનો ઉપયોગ થાય તો માત્ર માનવતાના ન[illegible] પણ માનવજાતિના વિનાશની કલ્પનાએ ભયાનક વાતાવર[illegible] ઉત્પન્ન કર્યું છે. આ બીકથી જ માત્ર રાષ્ટ્રીય ભાવના[illegible] સંકુચિત માનસ છોડી આંતરરાષ્ટ્રીય ભાવના એટલે આખુ જગત એક એકમ છે તે ધોરણ ઉપર પ્રજાઓના સંબં[illegible] રચાય અને અનુકૂળ આવે એવી નવી સંસ્કૃતિ ઉત્પન્[illegible] થાય તો જ મનુષ્ય જાતિ હાલની દારુણ અવસ્થામાંથ[illegible] બચે એવી પ્રતીતિ વધતી જાય છે. છતાં સ્વાર્થ અ[illegible] જાતિભેદનું માનસ હજી એટલું બળવાન છે કે વિશ્વબંધુ ત્વનો સિદ્ધાંત માત્ર શબ્દોમાં જ સ્વીકારાયો છે. યુનો અ[illegible] યુનેસ્કોની સંસ્થાઓ આ દિશામાં અત્યાર સુધી કંઇ અસરકાર[illegible] પ્રગતિ સાધી શક્યાં નથી. અમેરિકા અને રશિયા પોતપોતાન[illegible] સાગ્રીત દેશોનું સંગઠન કરી દુનિયાને બે મોટા તડમ[illegible] વહેંચી રહ્યાં છે. નાના મોટા દેશોને આમાં ક્યા ત[illegible] સાથે છેવટે ભળી જવું પડશે એની ચિંતા થઇ રહી છે. અનિયંત્રિત વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર રચાયેલો મૂડીવાદ અ[illegible] અનિયંત્રિત રાજદમન ઉપર રચાયેલો સામ્યવાદ, એ બન્[illegible] અનિષ્ટ હોય છતાં બેમાંથી એક પક્ષમાં ભળવું જ પડે તે ક્યાં સુધી તટસ્થતા સાચવી રખાશે એ રાજ્યકારભા[illegible] ચલાવનારાઓની મૂંઝવણ થઇ પડી છે. હિન્દને પ[illegible] સ્વાતંત્ર્યના આંગણામાં પગ મૂકતાંની સાથે જ આ પ્ર[illegible] તો વિષમ થઇ પડ્યો છે.

આ તો આપણી બહારની પરિસ્થિતિ. હવે અંદરન[illegible] પરિસ્થિતિનો વિચાર કરીએ. જે સ્વરાજ માટે આપણે અસંખ્ય ભોગ આપ્યા તે સંપૂર્ણ રીતે આપણને મળ્યું છે, અને આપણી બંધારણ સભાએ તેને પુખ્ત મતાધિકારના પાયા ઉપર રચાયેલા બહુમતિના લોકશાસનનું સ્વરૂપ આપ્યું છે. આ પ્રકારનું રાજ્ય-બંધારણ આપણા માટે તદ્દન નવું જ છે. મુખ્ય અંશે તે ઇંગ્લાંડના બંધારણની કેટલાએક ફેરફારો સાથેની નકલ છે. પણ ઇંગ્લાંડની પ્રજાએ તો સાતસો વરસથી આવા રાજકારણની તાલીમ લીધેલી છે. અને તેથી દરેક મતદાર શિક્ષિત હોવાથી રાજકારણમાં રસ લઇ પ્રજામતને બળવાન બનાવે છે. આપણે ત્યાં તો અજ્ઞાન અને ગરીબાઇમાં રહેલા પુખ્ત વયના મતદારને શેને માટે એણે મત આપવાનો છે તેની જ ખબર નથી. ઇંગ્લાંડમાં લોકશાસનની પદ્ધતિ સૌથી જુની હોઇ કાયદા અને નિયમ માટે માન, શિસ્ત અને સુવ્યવસ્થા માટે પ્રેમ, મતભેદ તરફ સહિષ્ણુતા, સમાજના શ્રેયમાં જ વ્યક્તિનું

શ્રેય રહ્યું છે એ દૃઢ ભાવના, અને વિજ્ઞાનની સાથે વ્યવહારિક બુદ્ધિનો વિકાસ—આ સર્વે ગુણો સૈકાઓના લાંબા અનુભવથી પ્રજાના માનસમાં ઉતર્યા છે. આપણે તો હજી લોકશાસનની બારાખડી શરૂ કરવાની છે, અને મતદાનની ગંભીર જવાબદારી સમજીએ તે પહેલાં તેનો હક્ક મળ્યો છે. છેલ્લાં બે વરસના અનુભવથી જણાયું છે કે લોકો તેમજ નેતાઓને હજી ઘણું શિખવાનું છે. અત્યારે જે ખામીઓ અને અપૂર્ણતા દેખાય છે તેને માટે લોકો નેતાઓનો દોષ કાઢે છે; નેતાઓ લોકોનો વાંક કહાડે છે, પણ દોષ તો આપણા બધાનો છે; લોકશાહીની ભૂમિકા તૈયાર થયા પહેલાં આપણને આ નવું બંધારણ મળ્યું છે તેનો છે. આનો અર્થ એમ નથી કે આપણી અયોગ્યતાને લીધે લોકશાહીના હક્કો લોકો પાસેથી લઇ લેવા. પણ હાલની સ્થિતિ જેમ બને તેમ વહેલી સુધારી, આપણી સઘળી સંસ્થાઓમાં લોકશાહીનું માનસ આણી, સમૂહશિક્ષણ વડે લોકોને એમના હક તથા જવાબદારીનું ભાન કરાવી, આખા દેશને ઉચ્ચ કક્ષા ઉપર આણવો એની જ અત્યારે તાત્કાલિક જરૂર છે. આમ કરવામાં જેટલો વધારે વખત લાગશે તેટલો લોકશાહીની નિષ્ફળતા માટે વધારે ભય છે; પરંતુ આટલેથી પણ આપણી મુશ્કેલી દૂર થવાની નથી. લોકોના જીવનનું ધોરણ સુધરે એવી આર્થિક સુધારણા અને અન્ન, વસ્ત્ર અને રહેઠાણ એ ત્રણ જરૂરીઆતો પૂરતા પ્રમાણમાં મળે તો જ સામાજિક સુધારણા થઇ શકે. જ્યાં સુધી આમ ન થાય ત્યાં સુધી સામ્યવાદનું જોર વધે, તેમાં કંઇ નવાઇ નથી. જરૂરી વસ્તુઓનું ઉત્પાદન એ તો માત્ર નેતાઓનું નહિ, પણ સમગ્ર પ્રજાનું કર્તવ્ય છે. એ જો નહિ થાય તો બીજા દેશો ઉપર આર્થિક પરવશતાના આપણે ભોગ બનીશું. જે વસ્તુ દરેક મનુષ્યે પોતાને કરવાની છે, તે કર્યા સિવાય તેને માટે બીજાઓ ઉપર દોષ ઢોળી પાડવો અને રાજ્યવહીવટમાં અંતરાયો ઉભા કરવા એ તો આત્મહત્યા નોતરવા બરોબર છે. આવતા પાંચ-૭ વરસમાં આપણે જે પ્રમાણે વર્તીશું તેના ઉપર આખા દેશના ભવિષ્યનો આધાર રહેલો છે એ વાત ખૂબ સમજવાની છે. અત્યારે જગતમાં જે વાદ યુદ્ધ ચાલી રહ્યું છે, તેમાંથી આપણા શ્રેયનો રસ્તો કાઢવો હોય તો સૌથી પહેલાં તો કર્તવ્યવાદ અપનાવવાની જરૂર છે. બીજા ઘણા વાદો તો અત્યારે જીર્ણ થઇ ગયા છે. આ નવા યુગમાં મૂડીવાદ કે રૂઢીવાદ, જાતિવાદ કે જ્ઞાતિવાદને સ્થાન નથી, માત્ર માનવવાદને જ સ્થાન છે. વ્યક્તિ પહેલાં સમાજ અને સમાજ પહેલાં જનતા—એ ભાવના જો દૃઢ થાય તો હિંસક અને દમનવૃત્તિથી પ્રેરાયેલો સામ્યવાદ એની મેળે નિર્બળ થઇ જશે. પાશ્ચાત્ય સંસ્કૃતિ મનુષ્યના હક્કો ઉપર રચાઇ છે, પણ આપણી સંસ્કૃતિ તો મનુષ્યના કર્તવ્ય ઉપર રચાઇ છે. 'ધર્મ' શબ્દમાં આપણા જીવનની સર્વે પ્રવૃત્તિઓનો સમાવેશ થાય છે. યુરોપની આધુનિક સંસ્કૃતિ ફ્રેંચ રેવોલ્યુશનના સ્વાતંત્ર્ય, સમાનતા અને બંધુત્વના સૂત્ર ઉપર રચાઇ, પણ તેનું પરિણામ બે વિશ્વયુદ્ધોમાં આવ્યું. કારણ કે મનુષ્યધર્મ ઉપર તે રચાઇ નહોતી. આપણી સંસ્કૃતિ તો માનવધર્મના કર્તવ્ય ઉપર જ રચાઇ છે અને જ્યારે જગત્ લડી લડીને થાકી જશે ત્યારે છેવટે તો આપણા ધર્મના સનાતન સત્યો ઉપર જ નવી વિશ્વસંસ્કૃતિ રચાશે. બીજા લોકો આપણી સંસ્કૃતિ આપણી પાસેથી ખૂંચવી લેશે કે આપણે પોતે પોતાનો પુનરોદ્ધાર કરી બીજાઓને માર્ગદર્શન કરાવીશું તે તો આ નવયુગમાં આપણે કેવી રીતે આગળ વધીશું એના ઉપર આધાર રાખે છે.

આ વિચારો કંઇ નિરાશાવાદના નથી. આપણા દેશમાં શક્તિનો અભાવ નથી. આપણી પાસે પુષ્કળ વ્યક્તિબળ છે, પણ તેટલું સમાજબળ નથી. આ નવયુગ સમાજબળનો છે, સામુદાયિક સંગઠનનો છે. સમાન તક અને સમભાવનો છે, અને તેની સાથે સ્વતંત્ર પણ નિરાગ્રહ માનસનો છે. ભૂતકાળમાં અનેક વિટંબણાઓ અને વિપ્લવોમાંથી પસાર થઇ આધ્યાત્મિક બળ વડે આપણે હજી પ્રજા તરીકે ટકી શક્યા છીએ. કદી ન અનુભવાયેલી રાજકીય એકતા અને સ્વતંત્રતા સાધી શકવાની તક મળી છે. તો પછી આપણા અતિ પ્રાચીન ધર્મના એક મંત્રનો ઉપદેશ જેની અત્યારે ખાસ જરૂર છે એ આપણા જીવનમાં કેમ ન ઉતારી શકીએ? એ મંત્ર છેઃ

ॐ सहनाववतु सह नौ भुनक्तु
सहवीर्यं करवावहै ।
तेजस्विनावधीतमस्तु
मा विद्विषावहै ।
ॐ शांतिः शांतिः शांतिः ॥



# નરસોપંત કેળકર



ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

તિલક મહારાજના પટ્ટશિષ્ય અને મહારાષ્ટ્રના નેતા સ્વ શ્રી. નરસિંહ ચિંતામણ કેળકર ('તાત્યાસાહેબ' એ એમનું હુલામણું નામ અથવા 'ટોપણનાંવ' હતું)નું નામ તો મેં ઘણાં વરસથી સાંભળેલું, પણ એમને ખરેખરા જોયા ૧૯૨૧ના ડિસેમ્બરમાં અમદાવાદની મહાસભા વખતે. એ મહાસભામાં મારે 'નવજીવન'ના એક ખબરપત્રીનું કામ કરવાનું હતું. એક સાંજે હું ખાદીનગરમાં ફરતો ફરતો ગાંધીજીની કુટીર આગળ જઈ પહોંચ્યો. ત્યાં તે વખતે મહાસભાની કાર્યવાહક સમિતિની બેઠક ચાલતી હતી. સ્વયંસેવકો કોઈને અંદર શાના જવા દે? પણ બારણે જ શ્રી. રામદાસ ગાંધી ઊભા હતા, તેમની ઓળખાણને લીધે મને અંદર ડોકિયું કરવાની તક મળી.

ત્યાં કેટલાયે દેશનેતાઓનાં પહેલીવાર દર્શન થયાં. કેળકર, પટ્ટાભી, રંગસ્વામી આયંગાર વગેરે તો આ લખતાં પણ નજર આગળ પ્રત્યક્ષ થાય છે. અમદાવાદની બેઠકમાં જે પ્રસિદ્ધ ઐતિહાસિક ઠરાવ પસાર થયો તેના ખરડા પર ચર્ચા ચાલતી હતી. એ ઠરાવમાં ગાંધીજીને સરકાર સામે લડત ચલાવવા માટે કુલ સત્તા આપવામાં આવી હતી. ગાંધીજીએ ઘડેલા મૂળ ખરડામાં 'તેમને ડિક્ટેટર નીમવામાં આવે છે,' એ મતલબના શબ્દો હતા. આમાંથી 'ડિક્ટેટર' શબ્દ કાઢી નાખવાની સૂચના શ્રી. કેળકરે કરેલી, અને ગાંધીજીએ તે માન્ય રાખી તે જ પળે હું પહોંચ્યો. સૂચનાના સ્વીકારના શબ્દો મેં ગાંધીજીને મોઢેથી સાંભળ્યા. (પસાર થયેલા ઠરાવમાં 'dictator'ને બદલે 'sole executive authority'–એકમાત્ર કાર્યકર્તા અધિકારી–શબ્દ મુકાયેલા છે.) એ સૂચના સર્વથા યોગ્ય નહોતી એમ આજે કોણ કહી શકે?



બીજી એક નાની સુચના ડૉ. પટ્ટાભીએ કરી. સરકારે કરેલા સત્તાના ઉપયોગને વિષે મૂળ ખરડામાં 'brutal' (પશુતાભર્યા) એ શબ્દ વાપરેલો હતો. (પસાર થયેલા ઠરાવમાં આ શબ્દો છેઃ arbitrary, tyrannical and emasculating use of authority) તે કાઢી નાખવાની સૂચના ડા. પટ્ટાભીએ કરી, તે ગાંધીજીએ વગરદલીલે સ્વીકારી, અને કહ્યું: 'પશુતાભર્યા એ શબ્દનો ઉપયોગ પટ્ટાભીને પશુતાભર્યો લાગે છે!' (Pattabhi considers it brutal to use the word 'brutal'!)

આ પછી મહાસમિતિ (ઓલ ઇંડિયા કોંગ્રેસ કમિટી)ની બેઠકમાં શ્રી. તાત્યાસાહેબને વધારે નજીકથી જોવાનો પ્રસંગ મને સારી પેઠે મળ્યો. ૧૯૨૧ માં વર્તમાનપત્રોનો વિકાસ ઓછો થયો હતો. એટલે તેમના ઘણા જ થોડા પ્રતિનિધિઓ આ સમિતિમાં હાજર હતા. તેમને માટે જુદી ગોઠવણ નહોતી, ને તેઓ સભ્યોની વચ્ચે જ બેસી જતા. આ મહાસમિતિની બેઠક વખતે દેશનું વાતાવરણ ઘણું ઉગ્ર હતું; અને ઠરાવો પર ચર્ચા થતી, પણ વિભાગો પાડીને મત ગણવા સુધી વાત પહોંચતી નહિ. આ બધા દિવસો હું શ્રી. તાત્યાસાહેબની નજીક–જોડાજોડ–બેસતો. એવડા મોટા નેતા ઘણા પાસેથી જોવા મળે એનો પણ હર્ષ હતો જ. તેઓ એ બેઠકમાં હાફકોટ ને ટોપી પહેરીને આવતા. જે કાર્યવાહક સમિતિએ ઠરાવો ઘડેલા તેના તેઓ સભ્ય હોવાથી મહાસમિતિની ખુલ્લી બેઠકમાં તેઓ કંઈ ખાસ બોલ્યા નહિ. ઠરાવોની ટીકા કરવાનું કામ ઘણે ભાગે શ્રી. અણે તથા શ્રી. જમનાદાસ મહેતાએ કરેલું.

આ પછી બરાબર એક વરસે, ૧૯૨૨ ના ડિસેમ્બરમાં, ગયામાં મહાસભાનું અધિવેશન થયું. ગાંધીજીની ગેરહાજરીમાં ફેરવાદી ને નાફેરવાદી દળો વચ્ચે પહેલાં મહાસમિતિમાં ને પછી ખુલ્લા અધિવેશનમાં ભારે યુદ્ધ થયું. મહાસમિતિની ચર્ચાઓ બધી સાંભળવાની તક મને મળી હતી. તેમાં ગરમી ઘણી વધારે હતી. એટલે સુધી કે એક દિવસ બપોરે છુટ્ટીમાં મંડપ બહાર શ્રી. સત્યમૂર્તિ (આગેવાન ફેરવાદી) જોડે ઊભેલા એક મિત્રને કહે: 'આ ધર્માંધ લોકો જોડે કામ કરવું અશક્ય છે!' (It is impossible to work with these fanatics!) ફેર પક્ષે મોટા મહારથી ઘણા હતા; ને નાફેર પક્ષે સંખ્યાબળ મોટું હતું. આ ખડાજંગીમાં શ્રી. કેળકરે આગળપડતો ભાગ લીધાનું મને યાદ આવતું નથી.

*

તે પછી ફરી મેં એમને જોયા ૧૯૨૪ના ડિસેમ્બરમાં બેલગામની મહાસભામાં, જ્યાં પ્રમુખ ગાંધીજી હતા. કાર્યવાહક સમિતિની બેઠક ગાંધીજીની કુટીરમાં જ મળતી. દેશબંધુ દાસ, લાલાજી, હકીમ સાહેબ, શ્રી. કેળકર વગેરે મહારથીઓ એમાં હાજર હતા. એ પહેલાં ગાંધીજી સ્વરાજ પક્ષ જોડે સમાધાન કરી ચૂક્યા હતા, એટલે બેલગામમાં ફટાકડા જરાયે ફૂટે એમ નહોતું. જે મુખ્ય ઠરાવ હતો તેને જુદી જુદી દેશી ભાષાઓમાં ટેકો અપાય એવી ગોઠવણ હશે; એટલે ખુલ્લા અધિવેશનમાં શ્રી. કેળકરે મરાઠીમાં ભાષણ કર્યું હતું.

આ પછી થોડે જ મહિને સાબરમતીમાં (ખરું જોતાં ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદમાં) મહાસમિતિની બેઠક થઇ. ત્યાં સુધીમાં સ્વરાજ પક્ષમાં બે તડ પડી ચૂક્યાં હતાં કે પડવાની અણી પર હતાં: એક મોતીલાલજીનું, ને બીજું શ્રી. કેળકર તથા તેમના જેવા 'પ્રતિયોગી સહકાર'વાદીઓનું. તેમનો વચ્ચે ત્યાં કરાર થયો, તેનો નિર્દેશ તે વખતે 'સાબરમતી પૅક્ટ' તરીકે થતો. પણ એ કરાર લાંબો વખત ટક્યો નહિ, ને બે તડ હંમેશને માટે જુદાં પડ્યાં.

*

૧૯૨૮માં શ્રી. કેળકર એકવાર બારડોલી સત્યાગ્રહને ટેકો આપવા ભરાયેલી પરિષદનું પ્રમુખસ્થાન લેવા અમદાવાદ આવેલા. તે વેળા તેઓ ગુજરાત વિદ્યાપીઠની મુલાકાતે નિમંત્રણથી આવ્યા. વિદ્યાર્થીઓને ઉદ્દેશીને કંઇક બોલવાનું તેમને કહેવામાં આવ્યું. અંગ્રેજીમાં બોલવું તેમને પસંદ નહિ: ને હિંદીમાં બોલવાનું ફાવે નહિ. તેમણે સાદી મરાઠીમાં શરૂઆત કરી, ને કહ્યું: 'તમને મારી ભાષા સમજતાં મુશ્કેલી નહિ પડે તો હું એમાં જ બોલીશ.' વિદ્યાર્થીઓને ભાષા જરા અપરિચિત લાગી, પણ ભાવાર્થ સમજ્યા ખરા. એટલે શ્રી. કેળકર કહે: 'જુઓ, આટલું તો તમે સમજ્યા. હવે વાંધો નહિ આવે.' કહીને તેમણે જે કંઇ કહેવાનું હતું તે ઘણી સાદી મરાઠીમાં જ કહ્યું.

*

૧૯૩૩ ના મેમાં ગાંધીજીના ૨૧ દિવસના ઉપવાસ શરૂ થયા તે દિવસે તેમને જેલમાંથી છોડ્યા; તે રાતે શ્રી. અણેને બોલાવી લાવવા શ્રી. કેળકરને ઘેર જવાનો પ્રસંગ મારે આવ્યો. તિલક રોડ પર મોટું પણ સાદું મકાન હતું. વચ્ચે મોટો ચોક હતો. ગાંધીજીના ઉપવાસ પૂરા થયા પછી દોઢેક મહિને દેવદાસ અને લક્ષ્મીબહેનનાં લગ્ન પર્ણકુટીમાં જ થયાં. તેની કંકોત્રી પૂનાના કેટલાક અગ્રગણ્ય નાગરિકોને આપવા મહાદેવભાઇ અને હું નીકળેલા. શ્રી. કેળકરને ઘેર ગયેલા તે મને હજુ બરાબર યાદ છે. શ્રી. કેળકરે નિમંત્રણ ઘણી ખુશીથી સ્વીકાર્યું. એ વર્ણાંતર લગ્ન હતું. પૂનાના સનાતનીઓમાં ચકચાર જાગેલી. પણ શ્રી. તાત્યાસાહેબ તેમાં આવ્યા, એટલું જ નહિ પણ આખા વિધિ દરમિયાન હાજર રહ્યા.

*

૧૯૩૪ ના એપ્રિલમાં સ્વરાજ પક્ષની સ્થાપના થઇ. એ પક્ષમાં ભળવા માટે કેળકર પક્ષને નિમંત્રણ નહોતું અપાયું તે જાણીતા ને પાકા મતભેદોને કારણે જ હશે. મહાસભાના તે વેળાના કામચલાઉ પ્રમુખ શ્રી. બાપુજી અણેને એ રુચતું નહોતું, એટલે તેમણે એક કાગળ લખ્યો તે ગાંધીજીને રાંચીમાં મળ્યો. તેમાં એકબે વાક્ય જરા તીખાં હતાં, તેને લીધે રાંચીમાં ચકચાર પણ થઇ હતી. પણ ગાંધીજીએ તો જવાબમાં સાવ સરળ ભાવે લખ્યું: 'શ્રી. કેળકર, જમનાદાસ ને બીજાઓનો સહકાર નોતરવો જોઇએ એ વાતમાં હું પણ સંમત છું.' (I also agree that the co-operation of Sjts. Kelkar, Jamnadas and others should be invited. તા. ૩૦ ૪–૩૪.) પણ એ વસ્તુ ત્યારે બની નહીં; ને બની હોત તોયે, શ્રી. અણે કૉંગ્રેસ પાર્લામેંટરી બોર્ડથી કોમી નિર્ણયને અંગે છૂટા પડ્યા તેમ આ નેતાઓ પણ છૂટા પડ્યા હોત.

સ્વરાજ પક્ષની સ્થાપનાના આરંભકાળમાં ગાંધીજીનો વિચાર કદાચ એવો હશે કે ધારાસભા મારફતે કામ કરવામાં

માનનાર જે હિંદીઓ હોય તે બધા એક સમૂહમાં ભેગા થઈને સરકાર સામે લડે તો સારું. તેથી તેમણે મૉડરેટ ગણાતા સર હરિસિંહ ગૌડને પણ લખેલું: 'તમને એ પક્ષના સભ્ય થવામાં કશો અંતરાય આવે એમ છે? તમારો રાષ્ટ્રવાદ એમના કરતાં જુદો જ હોવો જોઈએ એવું છે ખરું?' (Is there anything to prevent you from being a member of that party? Must your nationalism differ from theirs? તા. ૧૯-૪-૩૪.)

*

૧૯૩૪ ના જૂનમાં હરિજન યાત્રા વખતે ગાંધીજી અઠવાડિયું પૂને રહ્યા તે દરમ્યાન, તા. ૨૦ મી જૂને, દક્ષિણના સંસ્થાની કાર્યકર્તાઓનું એક પ્રતિનિધિમંડળ શ્રી. કેળકરની આગેવાની નીચે ગાંધીજીને મળવા આવ્યું હતું. તેમાં એમના ઉપરાંત શ્રી. વામનરાવ પટવર્ધન, વઝે, ગોખલે વગેરે હતા. આ પ્રતિનિધિમંડળ જોડે ગાંધીજીને થયેલી ચર્ચાની આખી નોંધ મારી નોંધપોથીમાં છે. પહેલાં મંડળના સભ્યોએ જુદા જુદા પોતાની કહેવાની વાત કહી લીધી, ને પછી ગાંધીજીએ સામટો જવાબ આપ્યો. શ્રી. કેળકરે ચાર ફકરે કહેલી વાતો આ પ્રમાણે હતી:

'અમે બધા સંસ્થાનોમાં જન્મેલા છીએ. આપ સુદ્ધાં. સરકારને પરદેશીનો કાયદો લગાડીને હદપાર કરવા હોય તો આપણને સૌને કરી શકે. અમે કહીએ તે વાતમાં આપ અસંમત નહિ થાઓ એમ અમારી ખાતરી છે. એ વાત કોંગ્રેસ પાર્લામેન્ટરી બોર્ડના ચૂંટણીના જાહેરનામામાં આવે તો કોંગ્રેસને નામે પ્રચાર થઈ શકે. તે ઉપરાંત હવે કોંગ્રેસ સમિતિઓની નવરચના પણ થવાની. ફેડરેશન થાય કે ન થાય, વ્હાઇટ પેપર કાયમ રહે કે ન રહે, તોયે સંસ્થાનોની પ્રજાની માગણીઓ તો કાયમ છે જ. એ પ્રશ્નને કોંગ્રેસની માન્યતા જોઈએ. આ માગણીઓની વાત કોંગ્રેસના જાહેરનામામાં આવે, કોંગ્રેસના તંત્રમાં અમને સંસ્થાનિકોને યોગ્ય સ્થાન મળે, અને આવતી કોંગ્રેસમાં આ પ્રશ્નને મહત્ત્વ મળે. સંસ્થાનોની પ્રજાનું એમ કહેવું છે કે હિંદ એક ને અવિભાજ્ય છે; બ્રિટિશ હિંદના પ્રજાજનોને મળે છે તેટલા જ મૂળભૂત હકો ને વાજબી અધિકારો મેળવવાનો સંસ્થાનોની પ્રજાનો હક છે. "અહીંના (બ્રિટિશ હિંદના) લોકો જેવાં સ્વતંત્રતા ને મૂળભૂત હકો ભોગવે છે તેવાં જ સંસ્થાનોની પ્રજાને મળવાં જોઈએ," એટલું કોંગ્રેસે કહેવું જોઈએ. સંસ્થાની પ્રજાની માગણી તો આપે ગોળમેજી પરિષદમાં રજૂ કરી છે જ. પણ વધારામાં એટલી જાહેરાત થવાની જરૂર છે કે જે હક અહીંના લોકોને હોય તે સંસ્થાનોના લોકોને પણ હોવા જોઈએ. એની વચ્ચે સમાનતા (પૅરિટી) હોવી જોઈએ.'

આનો ગાંધીજીએ જે જવાબ આપ્યો તે ટૂંકામાં આ પ્રમાણે હતો:

'હું જોઉં છું કે આપણે શું ઇચ્છીએ છીએ એ વિષે આપણી વચ્ચે ફરક નથી. તમે માગો છો કે બ્રિટિશ હિંદ અને નેટિવ સ્ટેટ વચ્ચે ભેદ ન હોય, અને બંનેને સરખા હક હોય. હું પણ એમ જ માનું છું. પણ હકીકતમાં સ્ટેટ જુદાં મનાય છે. આ વાત કહેતાં તો મને ડર નથી, પણ અનુચિત જેવું લાગે છે. ગોળમેજી પરિષદમાં મેં જે કંઈ કહ્યું તે આજની સ્થિતિ ઓળખીને કહેલું...આજે દુર્ભાગ્યે સ્ટેટોની હાલત આપણા સંબંધમાં સિલોન વગેરેના જેવી જ છે. એમાં આપણે કહેવું હોય કે જે અધિકારો બ્રિટિશ હિંદમાં છે તે જ સ્ટેટોમાં જોઈએ, તો આપણે એમને એ વિષે વિનંતિ કરી શકીએ. એનો અર્થ જ એ કે તમે જો આટલું કરો તો તમારી જોડે અમારાથી ફેડરેશન થાય...એથી વધારે કરવા જતાં આપણે સ્ટેટોની પ્રજાને ફાયદો નહીં પહોંચાડીએ. સ્ટેટો જોડે મેં ઠીકઠીક લડાઈ કરી છે. રાજાઓ જોડે લડ્યો છું. ૧૮ વર્ષ પર મારી પાસે કેટલાક સ્ટેટોવાળાએ આવીને વાત કરી. મેં કહ્યું: "તમે રાજાઓ સામે લડશો ત્યારે સ્ટેટમાંથી નીકળવા તૈયાર થશો કે માર ખાવા જશો?" તો કહે: "અમારાથી નીકળી નહિ શકાય. અમારે તમારી મદદ જોઈએ." મેં કહ્યું: "આઝાદી તમારે જોઈએ ને હું શું મદદ કરું? મરવું તો તમારે જોઈએ. હું મરું ને તમને મુક્તિ મળે એ ન બને. તમે મરો તેની સાથે હું મરું એ મદદ મારાથી થાય..." તમે કહો છો કે રાજાઓને વિનંતિ કરવાને બદલે જાહેરાત કરો. કેળકર કહે છે કે બે પ્રજાની વચ્ચે સમાનતા (પૅરિટી) જોઈએ એવી જાહેરાત કરો. એવી જાહેરાતથી નુકસાન સિવાય બીજું કંઈ નહિ થાય. કોંગ્રેસ પાસે સ્ટેટો પાસેથી કામ લેવાની જે શક્તિ છે તે પણ તે આમ કરીને ગુમાવી બેસે. દરેક વસ્તુને માટે સમય હોય છે. સમય બહાર તે કરીએ તો મિથ્યા નીવડે. એવી રીતે ઠરાવ ન કરીએ જેથી પેલાઓને હસ્તક્ષેપની ગંધ પણ આવે.'

આ આખી વસ્તુ આજે તો કેવળ ઐતિહાસિક બની ગઇ છે, પણ એ વરસોમાં એની ગરમાગરમ ચર્ચા ઘણી થતી.

*

પૂનોની મુલાકાત દરમ્યાનજ એક સાંજે ગાંધીજીપર બૉમ્બ ફેંકવાનો પ્રયાસ થયો. તે જ રાતે અમારે (ગાંધીજી ને તેમના મંડળને) મધરાતની ગાડીએ મુંબઇ આવવા નીકળવાનું હતું. સાંજના બનાવને લીધે પૂનાના ઘણા મિત્રો ને નાગરિકો ગાંધીજીને સચિંત મને મધરાતે વિદાય આપવા આવેલા; તેમનાથી સ્ટેશનનું પ્લૅટફૉર્મ ભરાઇ ગયેલું. એ મેદનીની પહેલી હરોળમાં શ્રી. તાત્યાસાહેબ પણ હતા.

*

આ બનાવ પછી એકેક મહિને હું પૂને સ્થાયી રહેવા ગયો. 'હરિજનબંધુ' જેમાં છપાતું તે આર્યભૂષણ પ્રેસ ભારત સેવક સમાજની માલિકીનું છે. તેના વ્યવસ્થાપક સ્વ. શ્રી. વામનરાવ પટવર્ધન એ સમાજના પહેલવહેલા ત્રણ સભ્યોમાંના એક હતા. શ્રી. કેળકરના જુવાનીના મિત્ર, ને એ મૈત્રી ટકી રહેલી. તેમણે મને એક વાત કહી: 'ખરું જોતાં તિલકના વિચારનો ને તેમની નજીકનો માણસ તો હું હતો. કેળકર શરૂઆતમાં ગોખલેના વિચારના ને ગોખલેની નજીક રહેવાની ઇચ્છા રાખનારા હતા. પણ વિધાતાની ઇચ્છા કંઇક જુદી હશે. એટલે હું તિલકનો માણસ ગોખલે પાસે આવ્યો, ને કેળકર ગોખલેના વિચારના હતા તે આખરે તિલકના શિષ્ય બન્યા!'

*

પૂનામાં મારે શ્રી. તાત્યાસાહેબનાં દર્શન કરવાનો યોગ ક્વચિત જ આવતો. ૧૯૩૬ માં ધારાસભાની ચૂંટણીઓ આવી. તે અરસામાં શ્રી. કનૈયાલાલ મુનશી એકવાર પૂને આવ્યા. ૩૦ મી ઑગસ્ટનો દિવસ હતો. એ વરસોમાં તેઓ મળવા જાય ત્યારે ઘણી જગાએ મને 'આંગળીએ વળગાડીને' લઇ જતા. તેઓ કૉંગ્રેસની ટિકિટ પર મુંબઇ યુનિવર્સિટીની બેઠક માટે ઊભા રહેવાના હતા. એ કામમાં શ્રી. કેળકરની મદદ માગવા તેઓ 'કેસરી' ઑફિસે ગયા. એ બેનો જૂનો નાતો હતો, તેની વાત મને મુનશીજીએ કરેલી. તિલક મહારાજના દીકરાઓએ 'કેસરી' ટ્રસ્ટ તથા શ્રી. કેળકર સામે માંડેલા દાવામાં શ્રી. મુનશી શ્રી. કેળકરના વકીલ હતા. ચૂંટણી વિષેની વાતચીતને અંતે શ્રી. કેળકરે ખુલ્લા દિલથી કહ્યું: "તમારા હરીફ ડૉ. વાડ અમારા લોકશાહી સ્વરાજ પક્ષ તરફથી ઊભા રહેવા માગે તો કદાચ એ સ્વીકારાય. પણ હું તો યુનિવર્સિટીની બેઠક માટે નથી ઊભો રહેવાનો. ને અમારો ઉમેદવાર નહિ હોય, તો હું જાતે તો તમને મદદ કરીશ.'

*

આ પછી થોડે જ વખતે પંડિત રવિશંકર શુક્લ (મધ્યપ્રાંતના હાલના વડા પ્રધાન) પૂને આવ્યા, ને બે દિવસ મારી સાથે રહ્યા. મને કહે: 'પૂને આવ્યો ને કેળકરને મળ્યા વિના જવાય?' અમે તિલકરોડ વાળે તાત્યાસાહેબને ઘેર મળવા ગયા. વાતો તો થોડીક થઇ. પણ તેમણે અમને રોકયા, અને વચલા ચોકમાં કુટુંબીજનોની જોડે સાવ સાદાઇથી, ને બાહ્ય ઉપચાર વિના, ચા પીવા બેસાડ્યા.

*

આ પછી સ્મરણોમાં વરસોનો ગાળો પડે છે; અને આવે છે એમનું છેલ્લું પુણ્યસ્મરણ. 'Incidents of Gandhiji's Life' (ગાંધીજીના જીવનપ્રસંગ)નું અંગ્રેજી પુસ્તક હું તૈયાર કરતો હતો. ૧૯૪૬ ના માર્ચમાં મારે પૂને જવાનું થયું, ત્યારે આ પુસ્તક માટે સંસ્મરણોની વિનંતિ કરવા સારુ શ્રી. તાત્યાસાહેબને મળવાનો વિચાર મેં રાખેલો. એક દિવસ ગતના આઠેક વાગે હું ડેકન જિમખાના પાસે આવેલે તેમને ઘેર પહોંચ્યો. નીચે એક ભાઇ બેઠા હતા, તેમને મેં કાર્ડ ઉપર લઇ જવાનું કહ્યું, પણ એ તો મને સીધા મેડે જ લઇ ગયા—શ્રી. તાત્યાસાહેબની પાસે તેઓશ્રી ઉઘાડે શરીરે ટેબલ આગળ બેસીને દીવાને અજવાળે કોઇ પુસ્તકનાં પ્રૂફો વાંચતા હતા. એમણે મને આવકાર આપ્યો. મેં મરાઠીમાં જ વાત શરૂ કરી, ને કહ્યું: 'હું ઘણાં વરસ અહીં આપના ઘર પાસે જ રહ્યો છું.' તો કહે: 'હા, હું જાણું છું. મેં જોયેલા છે તમને.'

અમારો આ આખો સંવાદ મરાઠીમાં ચાલ્યો હતો એ કહી લઉં. (ભૂલોવાળું અંગ્રેજી બોલવું એના કરતાં ભૂલોવાળું મરાઠી બોલવું સારું, એવા વિચારથી હું પૂનામાં મોટે ભાગે મરાઠીમાં બોલવાની તક લેતો.) મેં ટૂંકામાં પુસ્તકની યોજના સમજાવી; જેમણે લેખોનાં વચન આપ્યાં હતાં તેમનાં નામની યાદી બતાવી; અને એમના લેખ માટે વિનંતિ કરતાં કહ્યું: 'આમાં રાજકીય મતભેદોનો સવાલ આવતો નથી. જાતે જોયેલા બનાવોનું જ વર્ણન કરવાનું છે. એટલે હું આપના લેખની ચોક્કસ આશા રાખું છું.'

તેમણે તરત જ કહ્યું: 'ગાંધીજી જોડે મારે મતભેદ છે ખરા, પણ એમના વ્યક્તિત્વ (એમણે શબ્દ વાપરેલો 'પર્સનાલિટી') વિષે મને ઘણો જ આદર છે.' આ વાતો કરતાં એમણે જે સદ્ભાવ અને ઉમળકો બતાવ્યા તે તો

શબ્દમાં કેવી રીતે આણી શકાય? પણ હું આશ્ચર્યથી ચકિત થયો, ને મારો સંકોચ ઓસરી ગયો.

મેં પુસ્તકની યોજના થોડી વધારે વિગતથી સમજાવી. એટલે તેઓ કહે: 'સારો વિચાર છે.' (ચાંગલી આઇડિયા આહે).

પછી તેઓ પ્રૂફો વાંચતા હતા તેનો નિર્દેશ કરી મેં છૂટ લઇને કહ્યું: "આપ આટલી ઉંમરે પણ કેટલો બધો પરિશ્રમ કરો છો!'

એટલે પોતે જ કહેવા લાગ્યા: 'હું ગાંધીજીથી ત્રણ વરસ નાનો છું. ૧૯૨૫થી અમારા રસ્તા જુદા પડ્યા.'

મેં કહ્યું: 'લગભગ દસ વરસ તો આપે સાથે કામ કર્યું જ. એમાં તો આપની પાસે ઘણાં ઐતિહાસિક સ્મરણો છે, તે મેળવવાની આશા રાખીને હું આપની પાસે આવ્યો છું.'

એમણે ન તો માન માગ્યું, કે ન આગ્રહ કરાવ્યો. હોંશભેર લેખ લખી આપવાની હા કહી. મતભેદોથી પર ને તેની પાર જનારાં ઉદારતા ને સદ્ભાવનો નવો પાઠ—નવું દર્શન—લઇને હું દાદરો ઊતર્યો. મારા આનંદનો પાર રહ્યો નહિ. આ પુસ્તકને અંગે મને જીવનભર યાદ રહે એવા જે અનેક સુખદ અનુભવો થયા છે તેમાં આ અનુભવને હું પહેલી હરોળમાં મૂકું છું.

તા. ૧૫મી જૂને એમણે લેખ મોકલી આપ્યો. તેની જોડે જે કાગળ પોતાને હસ્તાક્ષરે (ટાઇપ કરાવીને નહીં) લખી મોકલ્યો તે આ લીટીઓ લખતી વેળાએ મારી સામે પડ્યો છે, ને એમની મુલાકાતના એ પુણ્યસ્મરણને તાજું કરાવે છે.

તેમણે મોકલેલા લેખમાં પણ તેમણે પોતાનો પ્રાણ રેડ્યો છે, એમ છપાયેલા પુસ્તકમાં એ વાંચનાર જોઇ શકશે. ૧૯૨૨ ના ગાંધીજીના ઐતિહાસિક મુકદ્દમાનું જે વર્ણન તેમણે લખ્યું છે તે 'ક્લાસિક' છે, ને ઇતિહાસમાં અમર ગણાશે. એની તોલે આવે એવું એ ભવ્ય પ્રસંગનું વર્ણન બીજા કોઇએ લખ્યું નથી.

*

આ પુણ્યસ્મરણને પણ એક 'તાજાકલમ' છે.

ગયા અકટોબરમાં રાજાજીએ ગવર્નર-જનરલ તરીકે વડોદરાને મુલાકાત આપી ત્યારે તેમને મળવા—અથવા ખરું કહું તો દર્શનાર્થે—હું ગયો હતો. મેં એમને 'Incidents'નું બાંધેલું પુસ્તક આપ્યું, ને એને વિષેની વાતોમાં થી કેળકરના લેખની વાત કરી; એ લેખ મને કેવો ભવ્ય લાગ્યો છે તે પણ કહ્યું. રાજાજીની આંખોમાં તરત જ આદરસૂચક ચમક આવી, ને તેમણે કહ્યું: 'મેં કેળકર વિષે લખ્યું છે તે તેં વાંચ્યું છે?' (મેં નહોતું વાંચ્યું.) મેં કહ્યું: 'એમણે મને લેખનું વચન કેટલા બધા ઉમળકાથી આપેલું!' એટલે અંતરનો ઊંડો ભાવ વાણીમાં રેડીને કહે: 'કેળકર! એ તો મહાપુરુષ હતા!' (Kelkar! Oh, he was a great man!)

---

# મિલન

**શ્રી. નાથાલાલ દવે**

હે જી ગગને ગાજ્યા રે મલ્હાર,
પ્રાણના મયૂરે સામા માંડ્યા રે ટહુકાર—ગાજ્યા૦

હે જી ભેદીને અંધાર
તોડી દિશાઓનાં દ્વાર,
નયનોની વીજે કીધા રૂપેરી ચમકાર—ગાજ્યા૦

દિનો વીત્યા તારી આશે,
રાતો ગાળી તારી પ્યાસે,
આજે આવો અનરાધાર, અમી ઢોળો અપરંપાર,
તરસી ભૂમિને કરજો જળઅંબાકાર—ગાજ્યા૦

ભીના વાયુ વહે વનમાં સૌરભના ભાર,
આઘેની સીમેથી આવે પાવાના લલકાર,
રોમે રોમે મિલનના જાગ્યા રે ઝંકાર—ગાજ્યા૦
સખિરિ! સોહાગ કેરા પ્રથમ ચુંબન સમું,
વિકસે રે મેઘધનુ;
પહેરી રંગોની વરમાળ
ધરણી ને આભ જેવાં થાયે એકાકાર,
હૃદયે હૃદય ઢળ્યાં,
'તું' ને 'હું'ના ભેદ ટળ્યા,
છલકાયો આજે એવો પ્રેમપારાવાર—ગાજ્યા૦
હૈયાને ગગને જ્યારે ગાજ્યા રે મલ્હાર—પ્રાણના૦



## ગુર્જર શિલ્પસૌષ્ઠવનું અદ્ભુત કળાનિકેતન

# મોઢેરાનું સૂર્યમંદિર

શ્રી. કનૈયાલાલ ભાઈશંકર દવે

(આ લેખ વડોદરા રેડીઓની અનુમતિપૂર્વક સાભાર પ્રગટ કરવામાં આવે છે.)

કળા તો પરમકૃપાળુ પરમાત્માએ સર્વ સ્થળે ભરી છે, પરંતુ તે કળાને સમજવાનું સાચું જ્ઞાન થોડાકજ માનવોને પ્રાપ્ત થયું હોય છે. પરમાત્માનું એક પણ એવું સર્જન નથી, જેમાં વિશ્વના મહાન કલાકારે પોતાની કલાને ઓછાવત્તા અંશે ઉતારી ન હોય. છતાં તેની સર્જેલી પ્રત્યેક વસ્તુમાં આપણે કલાને ઓળખી શકતા નથી તેનું કારણ આપણી કળા પ્રત્યેની અનભિજ્ઞતા જ મુખ્ય છે. જેણે પ્રભુની કળાને જેવા સ્વરૂપમાં પિછાની, તેણે તેનું વર્ણન પોતાની સમજ અને બુદ્ધિ પ્રમાણે જનતા આગળ રજૂ કર્યું, કુદરતી કળાતત્વોની પ્રતિકૃતિઓ ઉપજાવવા માંડી, તેમજ તે વિશ્વકળાનાયકની કળાના વિવિધ સ્વરૂપો, વિવેચનો, દર્શનો, અભ્યાસીઓએ બનાવ્યાં. આથી કલા-રસિક માનવોમાં કળાસૃષ્ટિના વિહાર માટે રસપિપાસા જાગી. પછી તો કળાના ભેદો અને ઉપભેદો પોતાની બુધ્ધિ અનુસાર કળાવિવેચકોએ યોજ્યા, અને લલિત-કળાઓના શિલ્પ, ચિત્ર, નૃત્ય વગેરે કળાસમૂહોના વિભાગો જુદા પાડયા. આમ જગતના મહાન કળા નાયકનાં પ્રત્યેક કળાસર્જનો કળાપૂર્ણ હોવાનું આધ્યાત્મિક દષ્ટિએ કળાના અભ્યાસીઓએ પિછાણ્યું, અને જગતને સમજાવવા તેના શાસ્ત્રીય ગ્રંથોનું સર્જન કર્યું.

આ બધી કળાઓમાં શિલ્પકળા એ એક અજોડ અને મોહક લલિતકળા છે. આ પવિત્ર કળાએ એવું જબર આકર્ષણ જમાવ્યું છે કે સામાન્ય માણસની ઝૂંપડીથી રાજા મહારાજાઓના પ્રાસાદો પર્યંતમાં તેણે સ્થાન મેળવ્યું છે. અરે મુક્તિ માટે ઝંખના સાધકો, સાધુઓ અને પરિવ્રાજકો માટે રચાયેલા ખંડગિરિ, ઉદયગિરિ, બાઘ, ઇલોરા, બોરીવલી, કારલા, તળાજા અને બાવા પ્યારાનાં ગુફામંદિરો પણ તેનાથી અલિપ્ત રહ્યાં નથી. ઉલટું કળારસિકોનાં તો તે યાત્રાધામો બની ગયાં છે. અર્થાત્ સંસારથી નિવૃત્ત એવા મોક્ષાર્થીઓએ પણ કળાને પવિત્ર તેમજ પરમાત્માના ઐશ્વર્યવાળી માની છે. ભારતમાં તો શિલ્પકળા ખૂબ ફૂલીફાલી છે. ઇ. સ. પૂર્વેથી મધ્યકાળ સુધીના સેંકડો અવશેષો તેની સાક્ષી પૂરે છે. ગુજરાતમાં પણ શિલ્પકળાનો પ્રવેશ આધુનિક તો નથી જ. ઇડર પ્રદેશના રોડા ગામમાં પ્રાપ્ત થતાં મંદિરો, કાઠિયાવાડમાં કદવારનું વરાહમંદિર, સુદર્શન તળાવ ઉપર ગુપ્તકાળમાં બંધાયેલ વિષ્ણુમંદિર, તેમ જ કચ્છનાં કેટલાંક મંદિરો ઇ. સ. ના પાંચમાં છઠ્ઠા સૈકા પહેલાં બંધાયેલાં છે. મધ્યકાળમાં તો તેનો સુવર્ણકાળ આવ્યો. આબુના દેલવાડા, ગિરનાર અને શત્રુંજય ઉપર શિલ્પકલાના અનન્ય સર્જનો સર્જાયાં. સિધ્ધરાજ અને કુમારપાળ જેવા કલાપ્રિય રાજેન્દ્રોએ શિલ્પકળાને રાજ્યાશ્રય આપી સત્કારી. આથી ગુજરાત કાઠિયાવાડમાં સેંકડો કળામંદિરો ગામડે ગામડે અને મુખ્ય મુખ્ય શહેરોમાં અવતાર પામ્યાં. ઉત્તર ગુજરાતનાં વડનગર, સિધ્ધપુર, પીલુદ્રા, વીરતા, ગોરાદ, મોટપ, ધીણોજ, કનોડા, દેલમાલ સંડેર, સુણક, રૂહાવી, મોઢેરા, વાઘેલાં, મઢુ, કસરા, મંદ્રોપુર વગેરે ગામોમાંથી મળતા પ્રાચીન કળાસ્થાપત્યોના અવશેષો આજે પણ તેની સાક્ષી પૂરે છે. આવા કળાનિકેતનો પૈકી સિદ્ધપુરનો રૂદ્રમહાલય, મોઢેરાનું સૂર્યમંદિર, વડનગરનાં તોરણો અને કસરાના ભવ્ય કલા-પ્રાસાદો ગુજરાતભરમાં તેની કલા સમૃદ્ધિ માટે સુવિખ્યાત છે. આ પૈકી મોઢેરાના સૂર્યમંદિરનો પરિચય એ આપણા વાર્તાલાપનો મુખ્ય વિષય છે.

### મોઢેરાનો પૂર્વ ઇતિહાસ

મોઢેરા એ એક પ્રાચીન નગર હતું. ગુજરાતની પ્રાચીન રાજધાની પાટણ અને સિદ્ધપુરનો જ્યારે જન્મ ન હતો.

તે પૂર્વે તેની સ્થાપના થયેલી છે. આ સ્થળ મોઢ કોમનું આદ્ય સ્થાન મનાય છે. તેના નામ ઉપરથી જ ત્યાં રહેતા બ્રાહ્મણો, વૈશ્યો અને તેલી (ઘાંચી)ઓ મોઢ એવી સંજ્ઞાને પામ્યા છે. પૌરાણિક દૃષ્ટિએ તેનાં સત્યમંદિર, વેદભુવન, મહેરકપુર એવાં નામો પૂર્વકાળમાં પડયાં હતાં. ઇતિહાસના પાને તેની નોંધ નથી, છતાં પ્રભાવકચરિત નામના જૈન પ્રાચીન ગ્રંથના 'બપ્પભટ્ટ સૂરિ પ્રબંધ' ઉપરથી મોઢેરાની કીર્તિગાથાઓ જાણવા મળે છે. આ બપ્પભટ્ટ સૂરિ મોઢગચ્છના પ્રભાવક આચાર્ય ગણાતા હતા. સિદ્ધસેન સૂરીએ તેમને સં. ૮૦૭માં ભગવતી દીક્ષા આપી હતી. કનોજનો પ્રતિહારવંશીય નાગભટ્ટ જેને નાગાવલોક પણ કહેવામાં આવે છે, તેનું ટૂંકું નામ આમરાજા હતું. સ્કંદના ધર્મારણ્ય પુરાણમાં, તેમજ મોઢ લોકોના મોઢ પુરાણમાં પણ તેને આમરાજ તરીકે ઓળખાવ્યો છે. આ રાજાએ બપ્પભટ્ટ સૂરીને રાજગુરૂ તરીકે સ્વીકાર્યા હતા, અને તેમના ઉપદેશથી કનોજ, મથુરા, મોઢેરા વગેરેમાં જૈન મંદિરો બંધાવ્યાં હતાં; તેટલું જ નહિ, પણ મોઢેરામાં વસતા મોઢ બ્રાહ્મણોના ગરાસો, વર્ષાસનો વગેરે પડાવી લીધાં હતાં એમ ધર્મારણ્ય પુરાણ કહે છે. અસ્તુ, આપણે તેની ચર્ચામાં ઉંડા નહી ઉતરીએ પણ એટલું તો સાબીત થાય છે કે, નવમા સૈકા પહેલાં મોઢેરાનું અસ્તિત્વ હતું. જ્યારે ઝીંઝુવાડા પાસે સાગર લહેરાતો હતો અને કાઠિયાવાડ દ્વિપ હતો, ત્યારે મોઢેરા ગુજરાત કાંઠાનું બંદર ગણાતું હતું. તેનો વેપાર સમસ્ત ભારતવર્ષમાં ચાલતો. તે કાળે આ મહાનગર સમૃદ્ધિવાન પણ ગણાતું હતું. તેની નગરરચના, દેવમંદિરો વગેરેની નોંધ કોઇ ઐતિહાસિક ગ્રંથોમાં તો સંગ્રહાઇ નથી, પણ ધર્મારણ્ય પુરાણમા તેની આછી એવી રૂપરેખા આપી છે, તે ઉપરથી ત્યા સૂર્યમંદિર, ધર્મેશ્વર, ધર્મવાપી, ધર્મકૂપ, દેવસરોવર, સૂર્યકુંડ, છાયાકુંડ, માતંગીનું સ્થાન, ભટ્ટારિકા ભુવન, નાગતીર્થ, જયંતેશ્વ, દેવમાતા ઇંદ્ર સરોવર અને રામચંદ્રજીનાં મંદિરો હોવાનું જાણવા મળે છે તેને ફરતો ભવ્ય કિલ્લો હતો, જેના ટેકરાઓ આજે પણ તેનું સમર્થન કરે છે. ગુજરાતની પુરાતન રાજધાની પાટણનો સ્થાપક વીર વનરાજ મોઢેરામાં જન્મ્યો હતો અને તેણે બાલ્યકાળ પણ અહીં જ ગાળ્યો હતો. અર્થાત્ મોઢેરાના મોઢ બ્રાહ્મણોના સાન્નિધ્યમાં તે ઉછર્યો હતો એમ ધર્મારણ્ય પુરાણ કહે છે. આવા મહાનગરનો નાશ ગુજરાત ઉપર ચડી આવનાર ધર્માંધ અને જુલ્મી અલફખાનના લશ્કરે સં. ૧૩૫૬ માં કર્યો હતો. આથી ત્યાં રહેતા નગરજનો, મોઢ બ્રાહ્મણો, વૈશ્યો વગેરે એ જુદા જુદા ઠેકાણે સ્થળાંતર કર્યું, અને મોઢેરા ખંડેર સમું નાનકડું ગામ બની ગયું. આજે ત્યાં જવામાં ફક્ત બે મુખ્ય આકર્ષણો રહ્યાં છે, તે પૈકી એક તો કલા સમૃદ્ધિના ભંડાર સમું સૂર્ય મંદિર અને બીજું, મોઢ કોમની કુલાંબાનું મહાસ્થાન.

## સૂર્ય પૂજા અને તેનો ગુજરાતમાં પ્રચાર

સૂર્યપૂજાની ઐતિહાસિકતા વેદ જેટલી પ્રાચીન છે. ઋગ્વેદમાં તેની સ્તુતિ માટે દશ સૂકતો સંગ્રહાયાં છે. બ્રાહ્મણત્વ–બ્રહ્મત્વની દિક્ષાનો પવિત્ર ગાયત્રી મંત્ર સૂર્યની જ ઉપાસનાનો એક મહા મંત્ર છે. વિશ્વામિત્ર જેવા રાજર્ષિએ આ દિવ્ય મંત્ર વડે જ, રાજર્ષિમાંથી બ્રહ્મર્ષિ જેવું ઉચ્ચ પદ પ્રાપ્ત કર્યું હતું. આમ સૂર્યપૂજા વેદ કાળથી ઉતરી આવી હોવા છતાં, પાશ્ચાત્ય વિદ્વાનોને અનુસરી આપણા કેટલાક આંરૂઢ વિદ્વાનો, સૂર્ય પૂજાને ભારત બહારથી આવી હોવાનું સૂચવે છે. વિષ્ણુપૂજાના મૌલિક તત્ત્વોમાં સૂર્યની ઉપાસના જ ખાસ મહત્ત્વનું કારણ છે. એક કાળે સૂર્યપૂજાનો પ્રચાર સારાએ ભારતવર્ષમાં જોરશોરથી ફેલાયો હતો, અને તેની અસરો ભારત બહારના દેશોમાં સારી રીતે ફેલાઇ હોવાનું જાણવા મળે છે. ઇરાનના આર્યો મિથ્ર નામથી તેની ઉપાસના કરતા હતા. પશ્ચિમ એશિયાની મિટ્ટાનિયન જાતિ ઇ સ. પૂર્વે ૨૦૦૦ વર્ષો પહેલાં સૂર્યપૂજક હતી. ઇજિપ્ત અને મેક્સિકોમાંથી ચાર હજાર વર્ષ પૂર્વેની સૂર્યમૂર્તિના અવશેષ મળ્યા છે.

ભારતમાં પ્રચલિત સૂર્યપૂજાને ભગવાન શ્રી કૃષ્ણના પુત્ર સાંબે ખૂબ વિકસાવી હતી, તેટલું જ નહિ પણ તેણે સૌથી પહેલવહેલું સૂર્યમંદિર મુલસ્તાન–મુલતાનમાં બંધાવ્યું હતું. ભારતની સૌથી પ્રાચીન સૂર્યમૂર્તિ ખંડગિરિની ગુફામાંથી મળી છે, જે ઇ. સ. પૂર્વે સો વર્ષની હોવાનું કહે છે. રાજપુતાનામાં ભિન્નમાળ શહેરની અંદર ઇ. સ. ૧૬૬ માં સૂર્યમંદિર હતું. ઇ. સ. ૪૩૭ માં માળવાના મંદસોરમાં સૂર્યમંદિર બંધાયું હોવાનું શિલાલેખ કહે છે. કાશ્મીરના રાજા લલિતાદિત્યે ઇ. સ. ૧૪૦ ના અરસામાં માર્તંડનું મંદિર બંધાવ્યું હતું. કનોજમાં પણ હર્ષવર્ધનના રાજ્યકાળે ભવ્ય સૂર્ય મંદિરો વિદ્યમાન હોવાનું હુએનસંગ લખી ગયેલ છે. પૂર્વ હિન્દમાં વર્મા, સેન અને પાલોના રાજ્યકાળ દરમિયાન સેંકડો સૂર્યમૂર્તિઓ

# સૂર્યમંદિર—મોઢેરા

[આ નીચે ક્રમસર આપેલા આઠ ફોટોગ્રાફ પ્લેટો ચિત્રા સ્ટુડીઓ (સારંગપુર, અમદાવાદ) વાળા શ્રી શ્રીરામચંદ્ર ભટ્ટ તથા શ્રી. મફતલાલ દુધિયા તરફથી મળેલા ફોટોગ્રાફ ઉપરથી ઉતારેલા છે]



સમસ્ત મંદિરનો ખ્યાલ આપતું દૃશ્ય



સભામંડપ



## સૂર્યમંદિર મોઢેરા

અંદરના ઘુમ્મટનો એક ભાગ



મોઢેરા જતાં રસ્તામાં આવતા કાલરી ગામના દરવાજા ઉપરની મૂર્તિ

સર્જાઈ હતી; જેમાંથી કેટલીક મળી છે. બ્રહ્મદેશમાંથી પણ સૂર્યમંદિરના અવશેષો મળ્યા છે. આમ સૂર્યપૂજાનો પ્રચાર ભારતના એક છેડાથી બીજા છેડા સુધી સર્વતોમુખી બન્યો હતો, એટલે ગુજરાત તેનાથી અલિપ્ત રહ્યું ન હોય તે સ્વાભાવિક છે.

સારાયે પશ્ચિમ હિંદમાં અર્થાત્ ગુજરાત કાઠિયાવાડમાં સૂર્યપૂજા ઇ. સ. ની શરૂઆત પછી બે ચાર દાયકામાં વિદ્યુત્ વેગે ફેલાઈ હોવાનું જણાય છે. વલભીના મૈત્રકો સૂર્યપૂજકો જ હતા; પરંતુ પાછળથી બીજા ધર્મોની અસરોના કારણે તેમણે અન્ય ધર્મો સ્વીકાર્યા હશે એમ સમજાય છે. ઇડર પ્રદેશમાં સુધ અને હરણાવના તીર પ્રાંતે આવેલ ખેડબ્રહ્મા, અને પેળામાં ઇ. સ. ની પાંચમી છઠ્ઠી સદીનાં સૂર્યમંદિરો હતાં, એમ તેના અવશેષો ઉપરથી જણાય છે. ત્યાર બાદ એટલે મધ્યકાળમાં તો સૂર્યપૂજા ગુજરાતમાં ખૂબ ફુલીફાલી હતી, એમ પ્રાચીન સૂર્યમંદિરોના અવશેષો કહે છે. કાઠિયાવાડના કાઠીઓ તો તેના ચુસ્ત ઉપાસકો હતા. કચ્છ કાઠિયાવાડમાંથી મળતા સંખ્યાબંધ સૂર્યમંદિરો પશ્ચિમ હિંદમાં ફેલાએલ સૂર્યોપાસનાની સારી એવી પ્રતીતિ રજૂ કરે છે. આવા મંદિરોમાં થાનનું પ્રાચીન સૂર્યમંદિર, પોરબંદર પાસે કિન્દરખેડામાં સૂર્ય અને રન્નાદેવીનાં ત્રણ મંદિરો, પ્રભાસથી આઠ માઈલ સૂત્રાપાડાનું સૂર્યમંદિર, ભાણવડથી અર્ધો માઈલ નદી કિનારે સોમાદિત્યનું મંદિર, ભીમનાથ પાસે પ્રાગીકુંડ ઉપર, પ્રભાસ પાસે ત્રિવેણીસંગમ પર, ત્યાંથી ચાર માઈલ બોરાસામાં પોરબંદર તાબે શ્રીનગર ગામમાં, કચ્છના કંથકોટમાં, લિંબડી રાજ્યના રોજીડા, રાણકપુર, વાંસા, નિનેરા, મૂળથલા, વર્માણ, હળવદ, ઢાંચલ અને કોડીનાર ગામોમાંથી મળતા સૂર્યમંદિરોના અવશેષો, તેમજ ગુજરાતમાં પિલુદ્રા ગામમાં તથા સહસ્રલિંગના કિનારા ઉપર બાયલ સ્વામીના મંદિરની મળતી નોંધ ઉપરથી ગુજરાતે સૂર્યપૂજામાં અપૂર્વ વિકાસ સાધ્યો હતો એમ નિશ્ચિત થાય છે. આ બધાં મંદિરોમાં મોઢેરાનું સૂર્યમંદિર, શિલ્પ સૌષ્ઠવ અને કલાની દૃષ્ટિએ સર્વોત્કૃષ્ટ હોઈ, સારાયે પશ્ચિમ હિન્દમાં અનોખું કલાસર્જન રજૂ કરે છે.

## મોઢેરાનું સૂર્યમંદિર

આ મંદિર મોઢેરા ગામની પશ્ચિમે આવેલું છે. મંદિરની આગળ એક લંબચોરસ કુંડ છે, જેને સૂર્યકુંડ તરીકે ઓળખવામાં આવે છે. કેટલાક લોકો તેને રામકુંડ કહે છે. પણ જે મંદિરની પાસે જલાશય હોય તે, તે મંદિરના મુખ્ય દેવનું તીર્થ ગણાય એ શાસ્ત્રીય નિયમે સૂર્યમંદિર પાસે સૂર્યકુંડ જ હોય એ યથાર્થ લાગે છે. તેની લંબાઈ ૧૭૬ ફીટ, અને પહોળાઈ ૧૨૦ ફીટ છે. આ કુંડનો આકાર, તેનું સ્થાપત્ય અને તેના કિનારા ઉપર આવેલી સંખ્યાબંધ દહેરીઓ વ. એનાં તેનું સંયોજન, રચના વિધાન, શિલ્પના કોઈ વિદ્વાન સ્થપતિએ બુદ્ધિપૂર્વક બાંધ્યું હતું એમ જરૂર સમજાય છે. આ બધી દહેરીઓમાં જુદા જુદા દેવોની પ્રતિમાઓ બેસાડવામાં આવી હતી તે પૈકી કેટલીકમાં તેની મૂર્તિઓ મોજુદ છે, જ્યારે ઘણીખરી દહેરીઓમાંની મૂર્તિઓ નાશ પામી છે. આ કુંડનાં પગથીઆં ચઢી સૂર્યમંદિરના સભામંડપમાં જવાની સુંદર યોજના આ મંદિરના સ્થપતિએ બનાવી છે.

મોઢેરાનું સૂર્યમંદિર બે વિભાગમાં વહેંચાયેલું છે સૂર્યકુંડના કિનારા ઉપર ભવ્ય સભામંડપ યાને રંગમંડપ છે. જ્યારે તેની પશ્ચિમે આઠ-દસ ફુટ દૂર તેનો ગૂઢમંડપ, અને ગર્ભગૃહ આવેલાં છે. સભામંડપમાં નૃત્ય અને ગાન થતાં. દર્શને આવનારા ભાવિક યાત્રિકો તેમાં વિરામ લેતા. દેશ-પરદેશથી આવનાર યાત્રિકોને આ મંડળમાંથી દેશની અનેક અવનવી વાતો જાણવા મળતી. તેઓ પણ સાથે લાવેલ દેશ-પરદેશની હકીકતોની અહીં આપલે કરતા. આ કલાપૂર્ણ મંડપનું વર્ણન ટુંક સમયમાં આપણી આગળ રજુ કરવાનું મુશ્કેલ છે. શિલ્પ અને કલાની દૃષ્ટિએ તેના એકેએક પાષાણ ઉપર કંઈને કંઈ શકાય તેમ છે. તેના સ્તંભો અને સ્તંભોમાંના શિલ્પો દેલવાડાના જગ-વિખ્યાત મંદિરોનું સ્મરણ કરાવે છે. અર્થાત્ તેને સંપૂર્ણતઃ મળતા છે. દેલવાડાનું મંદિર આરસપહાણના પાષાણોનું છે, જ્યારે આ મંદિર પીળા જોધપુરી પથ્થરનું બનાવેલું છે. સભામંડપના સ્તંભો ખૂબ કોતરણીવાળા હોઈ કેટલાકમાં પૌરાણિક આખ્યાયિકાઓ ઉતારી છે, જ્યારે કેટલાકમાં નર્તકીઓ, ઋષિમુનિઓ અને જુદા જુદા દેવદેવીઓને કોતર્યાં છે. નર્તકીઓના અભિનયો, તેના અંગમરોડ અને બધા આ નૃત્ય કરતી મૂર્તિઓમાં જુદે જુદે સ્વરૂપે ઉતાર્યા છે. નૃત્યશાસ્ત્રના અભ્યાસીને આ નૃત્યમૂર્તિઓમાંથી કેટલીક પ્રેરણા મળે તેમ છે. આ સ્તંભોના આકાર નીચેથી અષ્ટકોણ અને ઉપર જતાં ગોળ બની

જઇ તેના ઉપર કપડવંજ, દેલવાડા અને વડનગરના જેવાં કલાપૂર્ણ તોરણોની સુંદર સજાવટ કરી તેના ઉપર મંદિરનો ભવ્ય ઘુમટ હતો જેનો વિનાશ મુસલમાનોએ કરી આ અખંડ કલા-નિકેતનને માથા વગરના માણસ જેવું બનાવી દીધું છે. તે લોકોએ સ્તંભોના શિલ્પોને ખંડિત કર્યા છે, છતાં તે કલાની મોહકના અને સુંદરતાનું ખંડન કરી શક્યા નથી.તે સભા મંડપની જંઘા, વેદી, રાજસેના, નરથર, ગજથર, વગેરેમાં કલાના અપ્રતિમ નમૂનાઓ તેના સ્થપતિઓએ રજુ કર્યા છે. નૃત્યશાસ્ત્રની માફક કામશાસ્ત્રના અભ્યાસીઓને પણ પ્રેરણા આપે તેવા કેટલાક યોગાસનના બંધો મંડપની બહારની પટ્ટીમાંથી જોવા મળે છે. ટુંકમાં સભામંડપ નૃત્ય, અભિનય, કામશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર અને પુરાણ કથાઓનો વિશ્વકોષ છે.

સભામંડપની પશ્ચિમે ગૂઢ મંડપ આવેલો છે. સભામંડપના મુકાબલે ગૂઢ મંડપ સહેજ નાનો છે. ગૂઢ મંડપમાં ગર્ભગૃહનું પ્રવેશદ્વાર ઝીણી કોતરણીવાળું બનાવવામાં આવ્યું છે. તેમાં સૂર્યની બેઠી અપ્રતિમ મૂર્તિઓ કલાન્વિત રીતે ઉતારવામાં આવી છે અને ગાંધર્વો, અપ્સરાઓ, પત્રો, પલ્લવો અને મિથુનો વગેરેને અદ્વિતીય રીતે વ્યક્ત કરવામાં આવ્યાં છે. આ ગર્ભગૃહમાં સપ્તાશ્વ જોડેલા રથમા બેઠેલી સૂર્યની ૧૫ ફુટ ઉંચી મૂર્તિ બેસારેલી હતી એમ ગર્ભાગારની અંદર સૂર્યમૂર્તિના પદ્માસન ઉપરથી માલમ પડે છે. આજે તો ગર્ભાગારમાં મોટો ખાડો દેખાય છે, પણ નીચે સૂર્યમૂર્તિનું પદ્માસન છે, જેમાં સાત ઘોડાઓ કોતરેલા જણાવ્યા છે. તેના ઉપર સૂર્યમૂર્તિ સ્થાપન કરી હતી જેની ઉંચાઇ ગર્ભાગારના મધ્યભાગ સુધી આવતી હતી એમ સમજાય છે. આ મૂર્તિ આજે તો નથી. ધર્માંધ મુસલમાનોએ તેનો વિનાશ કર્યો છે. પણ જો તે મોજુદ હોત તો સારા યે પશ્ચિમ હિંદમાં એક અનન્ય સૂર્યપ્રતિમા તરીકે તેની ખ્યાતિ ફેલાત, એમાં શક નથી. આવી ભવ્ય મૂર્તિનું પૂજન અર્ચન કરવા માટે ગૂઢમંડપમાં બન્નેબાજુ ભોંયરાં છે. તેદ્વારા સૂર્યમૂર્તિના પદ્માસન પાસે જવાતું હતું. કેટલાંક જૈન મંદિરોમાં આવી યોજના આજે પણ વિદ્યમાન છે. આ ભોંયરા માટે આજે કેટલીયે કિંવદંતિઓ પ્રચારમાં આવી છે; પરંતુ શિલ્પ સ્થાપત્યની દષ્ટિએ તેમાં કાંઇ વજુદ નથી. સત્યતઃ સૂર્યમૂર્તિની પૂજાઅર્ચા માટે નીચે જવા આ બન્ને બાજુના ભૂમાર્ગો બનાવ્યા હતા એમ જરૂર લાગે છે. હવે ગૂઢ મંડપનું કલાવિધાન વિચારીએ. ગૂઢમંડપની બહારની બાજુ ફરતી જંઘામાં બારે આદિત્યોની મૂર્તિઓ પંચ ફુટ ઉંચાઇની બેસારેલી છે, તે દરેકની પાસે તેની પત્નીઓ પણ તેટલા જ કદની રજુ કરી સ્થપતિએ એક અભિનવ કલાવિધાન આ મંદિરમાં વ્યક્ત કર્યું છે. આ સિવાય બીજા બધા ભાગમાં દિવાલની અંદર નર્તકીઓ, દર્પણકન્યાઓ, ઋષિઓ અને પૌરાણિક આખ્યાયિકાઓને ખૂબ ઝીણવટથી કોતરી કળાકારે પોતાની સમગ્ર કળા આ મંદિરમાં પ્રકટ કરવાનો પ્રયત્ન કરેલો છે. એક સ્થળે તો બે નગ્ન નાગ મૂર્તિઓ માથા ઉપર નાગફણા વ્યક્ત કરતી બતાવી છે. તદુપરાંત દશ દિક્પાલોને પ્રત્યેક દિશામાં તેના સ્થાન ઉપર મૂકયા છે. આમાંથી સૂર્યની બે હાથથી માંડી ચાર અને ૭ હાથની મૂર્તિઓ પણ મળી છે. આ મંદિરમાં એક સ્થળે અગ્નિની સુંદર પ્રતિમા પણ બેસારેલી છે, ટુંકમાં ગૂઢ મંડપ પણ કલા વિધાનની નજરે એક ભવ્ય કલાસંગ્રહ સ્થાન છે, એમ કહીએ તો તે અસ્થાને નહિ ગણાય.

આ મંદિર કોણે અને કયારે બંધાવ્યું તેની પ્રમાણિક માહિતી કોઇ ગ્રંથ કે શિલાલેખમાંથી મળી નથી. ગૂઢ મંદિરમાં ગર્ભગૃહની ભીંતની અંદર એક પથ્થરમાં વિ. સ. ૧૦૮૩ એટલું લખ્યું છે. આના આધારે અને શિલ્પ-સ્થાપત્ય ઉપરથી તે આબુના દેલવાડાના મંદિરોના સમકાલમાં બંધાયું હોવાનું સમજાય છે. આ મંદિરનું અને દેલવાડાનું કલાવિધાન સંપૂર્ણતઃ મળતું હોવાથી સોલંકી ભીમદેવના રાજ્યકાળમાં તેનો નિર્માણકાળ આવે છે.

## ઉપસંહાર

આ મંદિરની કળા તેમજ સ્થાપત્ય વિષે અનેક વિદ્વાનોએ મુક્તકંઠે પ્રશંસાનાં પુષ્પો વેર્યાં છે. સૌથી પહેલાં સર્વેયર કર્નલ વિલિયમ્સ મોનિયરે આ મંદિરનું અદ્ભુત વર્ણન બહાર મૂક્યું હતું. ત્યારબાદ ફાર્બસ સાહેબે આનું ટુંક વર્ણન રાસમાળામાં રજુ કર્યું છે. આ મંદિરનું વિગતપૂર્ણ વર્ણન હેનરી-કઝીન્સે તેમજ ડૉ. બર્જેસે "ઉત્તર ગુજરાતના પુરાતન અવશેષો" નામના ગ્રંથમાં વિશદ રીતે રજુ કર્યું છે. ત્યારબાદ આપણા કેટલાયે [illegible]રસિક વિદ્વાનોએ તેની મુલાકાત લઇ આ મંદિરની કળાના અપૂર્વ ગાન ગાયાં છે. તેનો સાચો આસ્વાદ તો તેના વર્ણન [illegible] કરતાં પ્રત્યક્ષ દર્શનથી જ લઇ શકાય તેમ છે.



# વિજ્ઞાન દર્શન



ડૉ. નરસિંહ મૂ. શાહ
एम. एस. सी. पी. एच. डी.

## વિજ્ઞાન જગતનાં આંદોલનો અને પ્રવાહોને લોકભોગ્ય ભાષામાં વર્ણવતી નોંધ

**વિજ્ઞાન** દર્શન વિના યુગદર્શન અધુરું રહેવાનું. આપણને ગમે કે નહિ પણ આધુનિક વિજ્ઞાન આપણા જીવનમાં અત્યંત મહત્તાપૂર્ણ ભાગ ભજવે છે. વિજ્ઞાન એટલે માત્ર પુસ્તકોમાંથી ગોખેલાં બે-ચાર સૂત્રો નહીં : વિજ્ઞાન એટલે જીવનના સમગ્ર પ્રશ્નો વૈજ્ઞાનિક પદ્ધતિએ હલ કરવાની આપણી દૃષ્ટિ. આ રીતે વિજ્ઞાન જીવનનું એક ઉપયોગી અંગ બને છે. તેના વિના જીવનમાં અપૂર્ણતા આવે છે આધુનિક યુગ વિજ્ઞાનયુગ તરીકે ઓળખાય છે તે આ રીતે યથાર્થ બને છે.

§ આધુનિક વિજ્ઞાન હવે પ્રયોગશાળાની અજાયબી રહ્યું નથી. માનવીના જીવનમાં તે અતિ મહત્ત્વનો ફાળો આપે છે. વૈજ્ઞાનિક સંશોધનના પરિણામો મોટા પાયા પર ઉદ્યોગોમાં લાગુ પાડી જીવનની જરૂરિયાતો તૈયાર કરવામાં, જીવનને વધારે સુગમ બનાવવામાં તેનો ઉપયોગ થઇ રહ્યો છે. પણ વિજ્ઞાન બેધારું છે. એક ધારે તે સર્જે છે, તો બીજી ધારે સંહારે છે. ગત વિશ્વયુદ્ધે આ સાવ સ્પષ્ટ દર્શાવી આપ્યું છે. વિજ્ઞાનની આ સંહારક પ્રવૃત્તિ સૌ કોઇ વિચારવંતને સાલે છે. વિજ્ઞાનનો દુરુપયોગ કરનારા બીજા છે. વિજ્ઞાનીએ કોઇ દિવસ સંહારક વૃત્તિ પોષી નથી. આધુનિક સંસ્કૃતિને સમતોલ સાચવવા વૈજ્ઞાનિક સંશોધન બંધ કરવા સુધીની સૂચનાઓ પણ થઇ ચૂકી છે.

વિજ્ઞાનનાં બળોનો ઉપયોગ જનતાના હિતમાં કરવા અનેકવિધ વિચારો અને યોજનાઓ રજૂ કરવામાં આવે છે. વિજ્ઞાનનું સામાજિક કાર્ય અદૃશ્ય રીતે વિજ્ઞાનની વૃદ્ધિની સાથોસાથ વિસ્તર્યું છે. વિજ્ઞાનનો અભ્યાસ અને તેનું સંશોધન અમુક પૈસાદારોના આશ્રય તળે અમુક બુદ્ધિશાળીઓનો ઇજારો રહ્યું નથી. પણ ગંજાવર ઔદ્યોગિક એકહથ્થુ સત્તા અને રાજ્યના ટેકાથી નભતા મોટા ઉદ્યોગો તેમાંથી અસ્તિત્વમાં આવ્યા છે. આથી વ્યક્તિગતમાંથી સામુદાયિક પાયા પર વિજ્ઞાનનું આજનું બંધારણ થતું જાય છે.

આ બધી ચિનવણી કોઇ પણ યોજનાનુસાર ન ચાલતા અનાયાસે અને આડીઅવળી રીતે થતી રહી છે. આજની વૈજ્ઞાનિક વ્યવસ્થા એનું પરિણામ છે. વિજ્ઞાનને સમાજને ઉપયોગી કરવું હોય તો તેને સુવ્યવસ્થિત કરવાની જરૂર છે. આ કાર્ય દેખાય છે તેટલું સહેલું નથી. પ્રથમ તો મૌલિકતા અને સ્વયંપ્રેરણા જેવાં આવશ્યક તત્ત્વોનો નાશ ન થવા પામે એ ખાસ ધ્યાનમાં લેવાનું જોઇએ. વિજ્ઞાનની સાચી પ્રગતિ માટે આ તત્ત્વો આવશ્યક છે. કોઇપણ વ્યવસ્થામાં કે યોજનામાં આ તત્ત્વો પ્રધાનપદે રહેવાં જોઇએ. સનદી નોકરીના અંશ તરીકે વિજ્ઞાનની વ્યવસ્થા કદાપિ ન થઇ શકે. અન્ય દેશોમાં થયેલ વિકાસ બતાવે છે કે વિજ્ઞાનની સંસ્થાઓમાં સ્વતંત્રતા અને કાર્યદક્ષતા સાથે રાખી શકાય એવી શક્યતાઓ છે.

> માનવજીવનના ઘડતરમાં વિજ્ઞાને સારો એવો ભાગ ભજવ્યો છે, અને ભવિષ્યમાં પણ આથી વિશેષ તેનો ફાળો રહેશે. ઔદ્યોગિક ખેતીવાડી, સાંસ્કૃતિક પ્રગતિ તેમ જ રાષ્ટ્રના સંરક્ષણનો આધાર વિજ્ઞાન પર છે. આથી વૈજ્ઞાનિક શોધખોળ એ રાજ્યની આવશ્યક મૂળભૂત બાબત છે, એટલે તેની વ્યવસ્થા અને ઉત્તેજન વિસ્તૃત પાયા પર થવાં જોઇએ.
>
> [રાષ્ટ્રીય મહાસભાના ચૂંટણી-ઢંઢેરામાંથી]

§ વિજ્ઞાનના વ્યવહારુ ઉપયોગોની કોઇ પણ ચર્ચામાં અર્થશાસ્ત્ર સંકળાયેલું રહેવાનું. આધુનિક અર્થશાસ્ત્રને રાજકારણથી વિખૂટું પાડી નથી

શકાતું. ફાસીઝમ અને નાઝીઝમનું આગમન, ઉદય અને હવે અસ્ત, ભયંકર યુદ્ધો અને ભાવિ યુદ્ધના ભણકારાઓએ વૈજ્ઞાનિકને શહેરી તરીકે અસર પહોંચાડી છે, એટલું જ નહીં, પણ તેના કાર્યને પણ અસર કરી છે. વૈજ્ઞાનિક તેની સામાજીક જવાબદારી વિચારવા લાગ્યો છેઃ ટૂંકમાં તે માત્ર પ્રયોગશાળાનો એકાંતવાસી રહ્યો નથી.

એ સુવિદિત છે કે હિંદનું કાચું ધન લૂંટાઇ રહ્યું છે. પરદેશીઓ તેનો લાભ ઉઠાવી રહ્યા છે. આ સ્થિતિ દેશની પ્રગતિને રૂંધનારી છે. ઉદ્યોગોના અભાવે આ પરિસ્થિતિ ઉભી થઇ છે પણ આપણા ઉદ્યોગપતિઓ સંશોધનના ફાયદા હજી બરાબર સમજતા થયા નથી. વિજ્ઞાન અને તેના સંશોધનને માત્ર મોઢેથી માન આપનારાં ઘણાં જડી આવે છે. સંશોધનનો અર્થ કાંઇક નવું બતાવી આપો એમ કરવો એ દૃષ્ટિ ટૂંકી અને ઔદ્યોગિક ખિલવણીને વિઘાતક છે.

આ વિભાગમાં વિજ્ઞાનજગતમાં ચાલી રહેલી પ્રવૃત્તિઓ આપવામાં આવશેઃ વિજ્ઞાનની ખિલવણી કઇ દિશાએ ચાલી રહી છે; શુદ્ધ તેમ જ વ્યવહારૂ સંશોધનના પરિણામો લોકભોગ્ય ભાષામાં રજૂ કરવા, વિજ્ઞાનની જુદી જુદી શાખાઓમાં ચાલતા પ્રવાહો વર્ણવવા—આ બધું અહીં આપવા પ્રયત્ન કરીશું. આપણા દેશમાં ચાલી રહેલી યા થઇ ગયેલી ઔદ્યોગિક સંશોધનની પ્રવૃત્તિઓના વૃત્તાંતોનો પણ તેમાં સમાવેશ થશે. આ વિભાગ જેટલો ઉપયોગી છે એટલો જ રસપ્રદ અને અભ્યાસનીય એ આપણા માટે થશે. વિજ્ઞાનની વિધવિધ શાખાઓને લગતી આ માહિતી વાચકોને વિજ્ઞાન પ્રત્યે રૂચિ પેદા કરનાર બનશે એ જણાવવાની જરૂર ભાગ્યેજ રહે છે.

## વિજ્ઞાનનું સંક્રમણ

છેલ્લા વિશ્વયુદ્ધ દરમિયાન વિજ્ઞાનનો ઉપયોગ મુખ્યત્વે યુદ્ધસંચાલન માટે થયો. વિજ્ઞાન અને તેના ઉપાસકોની બધી પ્રવૃત્તિઓ યુદ્ધની જરૂરિયાતો માટે કેન્દ્રિત કરવામાં આવી. પરિણામે છેલ્લી પા સદીની શુદ્ધ વિજ્ઞાનની ઉપાસનામાં ભંગાણ પડ્યું. તો બીજી બાજુએ, વિજ્ઞાનની વ્યવહારુ દિશામાં ખૂબ ભરતી આવી. અનેક નાનામોટા સંશોધનના વ્યવહારુ ઉપયોગો ફળરૂપે સાંપડ્યા. છેલ્લાં થોડાં વર્ષોની અનેક નાનીમોટી વૈજ્ઞાનિક શોધોમાં સૌથી વિશેષ મહત્વપૂર્ણ અને આકર્ષક બે-ત્રણ શોધો તરી આવે છે; એક અણુબોમ્બની અને બીજી, રડરની. પાછળથી, જેટથી ચાલતાં વિમાનોની શોધનો ઉલ્લેખ પણ કરવો ઘટે છે. આ બધાં યુદ્ધની શોધો તરીકે અસ્તિત્વમાં આવ્યાં. અણુબોમ્બ એટલે નરદમ સંહારનું પ્રબળ શસ્ત્ર. એક જ અણુબોમ્બે જાપાનનો ઘાણ કાઢી નાખ્યો, તો રડરે જર્મનીના હવાઇ મારામાંથી ઇંગ્લાંડના લોકોને બચાવ્યા. રડર સંહારાત્મક કરતાં રક્ષણાત્મક વિશેષ છે. અણુબોમ્બનો શાંતિના કાળમાં ઉપયોગ શોધાય ત્યારે ખરો: રડરના આવા ઉપયોગ તો થવા લાગ્યા છે.

યુદ્ધ બંધ થયું. વૈજ્ઞાનિકોએ સર્જેલા આ બાબરા ભૂતોને (ફ્રાંકેન્સ્ટાઇનોને) કેવી રીતે ઉપયોગમાં લેવા એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. વિજ્ઞાને યુદ્ધકાળના વાઘા ઉતારી નાખવા રહ્યા—અને યુદ્ધોત્તર શાંતિના સમયને અનુરૂપ સ્વાંગ ધારણ કરવો રહ્યો. ટૂંકમાં, શાંતિકાળને અનુરૂપ તેનું સ્વરૂપ બનવું જોઇએ. તેની યુદ્ધકાલીન ભયંકર ભીષણતા ભૂલાવી જોઇએ. ઉપરની શોધોનો શાંતિકાળમાં યોગ્ય ઉપયોગ કરવા માટે સંશોધન યોજાય છે. આ યોજનામાં વિજ્ઞાન પરનો કાબૂ દેશની સરકારના હાથમાં જતો જાય છે એટલે આજે વિજ્ઞાનનું સંક્રમણ થઇ રહ્યું છે.

પ્રથમ દૃષ્ટિએ એમ માની લેવામાં આવે છે કે છેલ્લા વિશ્વયુદ્ધના પરિણામે વૈજ્ઞાનિક શોધોમાં ખૂબ મહત્વનો ઉમેરો થયો છે, અને તેને ખૂબ ઉત્તેજન મળ્યું છે. આ વાત બરાબર નથી લાગતી સંશોધનને લગતી સામાન્ય બાબતો પરત્વે જરા વિચાર કરીએ તો ઉપરની વાતને સમર્થન મળે છે ખરૂં? યુદ્ધ યા એવી બીજી કોઇ કટોકટીના પ્રસંગની અસર માનવીના જીવનના દરેક ક્ષેત્રમાં ઉથલપાથલ કરી મૂકે છે. આપણે યુદ્ધમા નહોતા છતાં એ અસરથી ક્યાં અજાણ્યા છીએ? વિજ્ઞાનની બાબતમાં પણ એમ જ થાય છે. શુદ્ધ વિજ્ઞાન અને વ્યવહારિક શોધખોળ વચ્ચે સચવાતું સમતોલ પ્રમાણ યુદ્ધના વખત પૂરતું તો સચવાઇ રહેતું નથી. આ અનિવાર્ય છેઃ આધુનિક યુદ્ધની પરિસ્થિતિમાં આમ જ થવાનું—સરકારી કાબૂ હોય કે નહિઃ સફળ યુદ્ધ સંચાલન માટે તાત્કાલિક જરૂરનાં કાર્યો હાથ ધરવા સરકાર પોતાના શ્રેષ્ટ વૈજ્ઞાનિકો રોકી લે એટલે આમ જ થાય. યુદ્ધ એટલે ભંડોળ પર જીવવાનું. આ વસ્તુ એકલા વિજ્ઞાનને માટે જ નહિ, પરંતુ બીજાં ક્ષેત્રોમાં પણ એટલી જ લાગુ પડે છે. વિજ્ઞાનનું શુદ્ધ સંશોધન

વસ્તુતઃ લાંબી મુદ્દતનું રોકાણ છે. વિજ્ઞાનનાં સત્યોનો અભ્યાસ કરવા ખાતર તેનું કાર્ય હોય ધરવામાં આવે છે. તેમાં થતી શોધોની તાત્કાલિક ઉપયોગિતાને શુદ્ધ વિજ્ઞાનના અભ્યાસ પરત્વે સંબંધ નથી. શુદ્ધ વિજ્ઞાની તેનો અભ્યાસ જિજ્ઞાસા ખાતર જ કરે છે. સમાજ તરફથી તેને ટેકો આપવાનો દાવો એટલા માટે કરવામાં આવે છે કે જ્ઞાન સમાજોપયોગી ધ્યેય છે. તે ઉત્તેજનને પાત્ર છે—માનવીના જીવનના પ્રશ્નોનો તે બુદ્ધિપૂર્વક ઉકેલ આણે છે એટલા ખાતર. શુદ્ધ વૈજ્ઞાનિક સંશોધન મોટા પ્રમાણમાં અંતે ઉપયોગી નીવડે છે. પણ આ ઉપયોગિતા કાંઇ મુખ્ય મુદ્દો નથી, એટલું જ નહીં, પણ તેને મુદ્દો ગણવો એ પણ ઇષ્ટ નથી. અણુબોમ્બ યુદ્ધમાં શોધાયો નહોતો એ ચોક્કસ છે. યુદ્ધે તે કાર્યમાં ઝડપ આણી એ નિર્વિવાદિત છે. સામાન્ય સંજોગોમાં એ કાર્ય પાર ઉતારવા વર્ષો લાગત, તો યુદ્ધની પરિસ્થિતિમાં પુષ્કળ ખર્ચે એ બનાવટ જલદી પાર પાડવામાં આવી.

અણુ બોમ્બનો ઇતિહાસ ૧૮૯૫માં રોન્જનની ક્ષ-કિરણોની શોધથી શરૂ થાય છે. ક્ષ-કિરણો આપે એવા અન્ય કુદરતી પદાર્થોની શોધ આરંભાઇ. રેડિયો-એક્ટીવીટીની શોધ થઇ. પછી રૂથરફર્ડની અણુ વિષેની શોધો આવી. અણુ-રચનાને લગતી આ બુનિયાદી શોધો હતી. એ સુવિદિત છે કે દ્રવ્યની રચના ઝીણા-અતિ સૂક્ષ્મ અણુઓ વડે થયેલી છે. આ અણુઓ અવિભાજ્ય છે એવી પહેલાં માન્યતા હતી. વીસમી સદીની શરૂઆત પછી સંશોધને પુરવાર કરી બતાવ્યું કે અણુમાં મધ્યવર્તી અંશ-જેને કેન્દ્ર-ન્યુક્લીઅસ (nucleus) કહેવાય છે અને તેના ફરતાં વિદ્યુત કણો (electrons)નાં બનેલાં પડો આવેલાં છે. અણુમાં ફેરફાર કરવો હોય તો કેન્દ્રમાં ફેરફાર કરવો જોઇએ. કેન્દ્ર તોડી શકાય તો નવું અણુ ઉત્પન્ન થાય. આ કાર્ય માટે જરૂરી સાધનો-હથિયારોના અભાવે પ્રગતિ શિથિલ રહી. સાદી ભાષામાં કહીએ તો, અણુનું ન્યુક્લીઅસ અજેય કિલ્લા જેવું છે. આવો કિલ્લો તોડવા જબ્બર ટ્રોપની જરૂર પડે; તેવી રીતે અણુનું ન્યુક્લીઅસ તોડવા સબળ સાધનોની જરૂર છે. આ સાધન અમેરિકાના પ્રોફેસર લોરેન્સની સાયક્લોટ્રોન શોધે પૂરું પાડ્યું. આ બધાને કીર્તિકળશ ચડાવતી મહાન શોધ હાન અને સ્ટ્રાસમાનની હતી. તેઓએ શોધી કાઢ્યું કે યુરેનિયમ અણુની એક જાતને બે સરખા ભાગે તોડી શકાય છે. આ ભંગાણ વખતે ખૂબ શક્તિ છૂટે છે, એટલું જ નહીં પણ આ ક્રિયા સળંગ ચાલુ રહે છે. એક વખત ક્રિયા ચાલુ કરી એટલે વિશેષ કરવાનું રહેતું નથી. આ થયો અણુ બોમ્બની રચનાનો સિદ્ધાંત. તેના બધાય મુદ્દા વિષે સંશોધને માહિતી એકઠી કરી હતી. તેનો વ્યવહારૂ ઉપયોગ યુદ્ધને લીધે ઝડપી બન્યો.

રડારનું પણ એમ જ છે. રેડિયોના તરંગો વડે દૂરની કોઇ પણ વસ્તુની હયાતી તેમ જ સ્થાન નક્કી કરવાની કરામત એટલે રડાર. રડાર શબ્દ રેડિયોલોકેટરનું ટૂંકાવેલું નામ છે. આ કરામત પૂર્વે નહોતી એમ નથી. યુદ્ધ પુરતો તેનો ઉપયોગ સંજોગોને જવાબદાર છે. આજનું રડાર એ માત્ર યુદ્ધસાધન નથી રહ્યું. વર્તમાન જગતને ઉપયોગી એવા રોજિંદા વપરાશનું સાધન તે બનતું જાય છે. રડારનો ઉપયોગ હવામાનમાં પણ થવા લાગ્યો છે. ખગોળના અભ્યાસમાં પણ એ ઉપયોગી થતું જાય છે. દરિયાઇ સફર ખેડતાં વહાણો આ રડારની મદદથી માર્ગમાં આવતાં ભયસ્થાનો, તેમનું અંતર અને પ્રકાર ઓળખી શકે છે. ખડકો, બરફ-પર્વતો, દૂરથી આવનારા વાવાઝોડાનાં અંતર અને તેની ઝડપનો સ્પષ્ટ ખ્યાલ આપે છે, એટલે નાવિકને પોતાની મુશ્કેલીનો ઉકેલ ખોળવો સહેલો થઇ પડે છે. વિમાનોમાં પણ રડારનો ઉપયોગ થવા લાગ્યો છે. પક્ષીઓના સ્થળાંતરના અભ્યાસમાં પણ રડાર ઉપયોગી બન્યું છે.

આ તો મુખ્ય શોધોની વાત થઇ. તેમનો ભવિષ્યમાં શો ઉપયોગ થશે એ વિષે ટૂંકું સૂચન કર્યું; પરંતુ આ ઉપરાંત આપણને સીધી રીતે સ્પર્શતી બીજી નાની મોટી અનેક શોધોનો ઉલ્લેખ કરી શકાય. આ વિજ્ઞાનનું જમા પાસું છે. માનવીની જીંદગીને બચાવવામાં અત્યંત ઉપયોગી નીવડેલ સલ્ફા ઔષધો, પેનિસીલીન, ડી. ડી. ટી., સ્ટ્રેપ્ટોમાઇસીન અને એવી બીજી શોધો આ જાતની છે.

૧૭૮૨માં અમેરિકાના બેન્જામીન ફ્રાંકલીને જેટની (jet) શક્તિથી ચાલતાં યંત્રોનો વિચાર કર્યો હતો, અને એવું એક વહાણ બાંધવામાં આવ્યું હતું. પણ સમય તેને પ્રતિકૂળ હતો. રાઇટ બંધુઓએ વિમાનની શોધ સંપૂર્ણ રીતે પાર ઉતારી. ત્યારપછી ઉત્તરોત્તર વિશેષ ઝડપવાળાં વિમાનો શોધાયાં છે. રોકેટ ઉડાડવાના હેવાલ પણ ખૂબ આવે છે. ખૂબ અંતર સુધી આવા

શક્ટિ ઉડાડ્વામાં મુખ્ય પ્રશ્ન તેના પર કાબૂ અને તેને જરૂરી બળતણ-પૂરવઠાનો છે. પેટ્રોલ વડે ચાલતાં એન્જિનો કરતાં સરખામણીમાં જેટ વડે ચાલતાં એન્જિનો વિશેષ શક્તિ આપે છે. તેનું ખર્ચ પણ ઓછું આવે છે. તેમાં પારાફીન તેલ વપરાતું હોવાથી આગની બીક રહેતી નથી. આ ધ્યાનમાં રાખીને જેટ વડે ચાલતાં વિમાનોનો પ્રશ્ન વિચારાયો અને યુદ્ધના અનુકૂળ સંજોગો મળતાં જેટ વડે ચાલતો વ્યવહાર અસ્તિત્વમાં આવ્યો. ભવિષ્યમાં આવાં વાહનો ખૂબ મહત્તાપૂર્ણ ભાગ ભજવશે એમ અત્યારે લાગે છે.

એ સ્પષ્ટ છે કે વિજ્ઞાનની વ્યવસ્થામાં પરિવર્તન પેદા થઈ રહ્યું છે, એ સ્વીકાર્યા સિવાય છૂટકો જ નથી. પ્રત્યેક દેશની સરકાર પોતાના દેશમાં વિજ્ઞાન પ્રત્યેની જવાબદારીઓ પર કાબૂ લેવા લાગી છે. આજે વિજ્ઞાનનું બેવડું રૂપાંતર થઈ રહ્યું છે. એક તો યુદ્ધના ગિરમાંથી નીકળી શાંતિકાળને અનુરૂપ થવાનું, અને બીજું ખાનગીમાંથી સરકારના કાબૂમાં જવાનું.

---*---

## હક કે ફરજ?

(રાગ જોગી-આશાવરી-તાલ ત્રિતાલ)

કવિવર અ. ફ. ખબરદાર

જીવનને શી હકની વાત?
જીવન છે જ ફરજ સાક્ષાત્.

સૂર્ય સદા નિજ જ્યોતિ પ્રસારે, તો દુનિયા રહે તાજી;
હક લેવા થંભે તો જગની થાય પળે તારાજી:
હક નામે સઘળે ઉત્પાત:
જીવન છે જ ફરજ સાક્ષાત્.

સોમ સુધા નિજ પાત્રે ભરતો, છલછલ રહે છલકાવી;
આપી આપી ખાલી થાયે, છો અમાસ રહે ત્યાં આવી:
હક લેવા ડુબે મ્હોલાત:
જીવન છે જ ફરજ સાક્ષાત્.

જગનું અંગ બન્યાં તો જીવો એ જગને રસ આપી:
ચડ શાખા ને પત્ર પુષ્પ ક્યાં રહે મૂળ નિજ કાપી?
ક્લેશભરી છે હકની ભાત:
જીવન છે જ ફરજ સાક્ષાત્.

હક તો છે નિજ ફરજ બજવવા, ભાગ ભજવવા ભવનો:
હક હક કરતાં નાહક ખોશો જન્મ વિરલ માનવનો!
દુનિયા છે ફરજે રળિયાત:
જીવન છે જ ફરજ સાક્ષાત્.

## મનવા

સુન્દરમ

મનવા, નિરખ નિરખ જગ ચલિયો,
બંધુ, પરખ પરખ રસ ચખિયો. મનવા૦

આ સંસાર મહાસાગર છે, કયહીં આછર, કયહીં ઊંડા,
તું તારા સઢ સાબૂત રાખી બસ બંદર ગમ જઇયો. મનવા૦

આ જનગણ અણગણ મણિમેતી, કે જૂઠાં, કો સાચાં,
તું નિર્મળ શું નેહ કરી, તુજ હાર ગલેમેં ધરિયો. મનવા૦

આ વનમાં મારગડા કૈં કૈં, કો ઊલટા, કો સુલટા,
તું તારો શોધી લૈ ભોમી નિજ મંદિર પગ ધરિયો. મનવા૦

એક દિન રાજા, એક દિન ભિક્ષુક, એસા સહુ એ સરખા,
તું મારી તુંબી લે કરમાં, જા તુજ ફેરો ફળિયો. મનવા૦

સૂન શિખર પર બેઠા હરિહર, પલપલ મુરલી બાજે,
એ સુંદરનાં દરસ મિલે તો, હરખ હરખ જાઈ ગઇયો. મનવા૦





# પારૂ

શ્રી. સૌદામિનિ મહેતા

(એક અનુભવગત સત્ય ઘટના ઉપરથી)

**એક** ઉન્હાળાની સવારે અમારા બંગલાના પાછલા ઓટલા પર મારી ન્હાની બ્હેન શરદ અને હું હીંચકા પર બેઠાં હતાં અને સ્હામે નેતરની ખુરશી પર બેસીને અમારાં બા ચોળેલા ભીના વાળ ટુવાલથી લૂછતાં હતાં. ઓટલાની ધાર ઉપર હીરો વાઘરી કાચી કેરીનો ટોપલો લઇને બેઠો હતો. તેની જોડે બાવનાલ ચાલતા હતા. એટલામાં સ્હામેથી, અમારે ઘેર વર્ષો પહેલાં કામ કરતી, મરાઠી બાઇ પારૂ આવી પહોંચી. મેં એકદમ નવાઇ પામીને કહ્યું: "ઓહો પારૂ, તું ક્યાંથી?" પારૂ જરા શરમથી નીચું જોઇ બોલી: "કાલે આરતોડીઆ ચોકમાં બકાધાંચીને ઘેર તેલ લેવા ગઇ હતી ત્યાં આપણા કાળુજી મળ્યા. તેમણે કહ્યું કે બાને બાઇ નોકર વગર બહુ તકલીફ પડે છે માટે બંગલે આવજે. એટલે મેં કીધું લાવ જોઇ આવું". શરદ બોલી ઉઠી–"આટલા દિવસ કેમ જણાતી ન્હોતી? કાળુજી તો કહેતા હતા કે વરસ દહાડાથી પારૂ ગામમાં આવી છે ને ખમાસાની ગેટ પાસે ઓરડી લઇને રહી છે".

કાળુજી અમારા ગાડીવાળાનું નામ હતું. લગભગ ત્રીસ વરસથી અમારે ઘેર નોકરી કરતો હતો, અને ઘરના માણસ જેવો જ થઇ ગયો હતો. કાળુજી બધી રીતે સારો, પણ એને દારૂનું વ્યસન ભારે. ગમે તેટલો દારૂ પીએ તે યે એને ચડે જ નહિ. એ આખા ગામને ઓળખે, પણ એને કોઇનું નામ ના આવડે. કોઇવાર બ્હારથી આવીને કહે કે: "આજે શેઠ મીટીંગમાં ગયા હતા ત્યાં પેલો લાંબો સરખો ગોરો ચશ્માવાળો દાક્તર મળ્યો હતો." તો વળી કોઇવાર કહે: "આજે પેલી જાડી શેઠાણી મળી હતી–આપણે એસ્તો પેલી સીવીલ હસ્પીતાલ પાસે રહે છે તે." એમ દરેક જણનાં આબાદ વર્ણન આપે. પણ કોઇનાં નામ એને યાદ ના રહે. કાળુજીને ગમે તે કામ સોંપ્યું હોય તે પાર પાડીને જ આવે. પ્રમાણિક પણ એટલો જ–જાણે અમારા ઘરનું ચામડાનું નાણું કુટુંબને વફાદાર પણ એટલો જ. કોઇ માંદુ સાજુ પડે તો રાતદિવસ ઉભે પગે ચાકરી કરે.

શરદના સવાલના જવાબમાં પારૂએ સાડીના પાલવથી મોઢું ઢાંકી દીધું અને પછી ઢાંકેલે મોઢે બોલી "બાની બ્હીક લાગતી હતી. કયે મોઢે બા પાસે આવું?" મેં કહ્યું: "તેં બાનુ શું બગાડ્યું હતુ?" એટલે મોઢા પરથી લુગડું ખસેડી પારૂ બોલી: "બાનું બગાડ્યું તો કંઇ ન્હોતું પણ એમનો હુકમ ન્હોતો માન્યો એટલે વાંક તો ગણાય જ ને? બા તો ભગવાન જેવાં છે કંઇ ખોટું કર્યું હોય તો જેમ ભગવાનની બ્હીક લાગે તેમ બાની લાગે છે. એમની સામે જૂઠું બોલવાની હિંમત નથી ચાલતી." અમે બંને જણે બા સ્હામું જોયું કે બા 'હુકમ' વિષે ખુલાસો કરે, પણ એમણે અમારી તરફ નજર જ ના કરી. પારૂની શરમ ઓછી કરવા તેમજ પોતાનાં વધારે વખાણ થતા અટકાવવા બા બોલ્યાં: "તું છુટી હોય તો કાલથી જ અહિં કામ કરવા આવજે." પારૂ સમજી ગઇ કે બાએ એના બધા દોષ માફ કર્યા છે. એટલે હિંમતભેર બોલી: "જરૂર આવીશ પણ મારાં બે છોકરાં છે તે પણ મારી સાથે અહિં રહે તેનો તમને વાંધો નથી ને?" બા ખુરશી પરથી ઉઠયાં ને બોલ્યાં: "ના રે મારે શું વાંધો હોય?" આટલું બોલતાં બોલતાં અંદર ગયા અને થોડી વારમાં કોઇનાં લગ્ન ખાતે આવેલી એક મીઠાઇની છાબડી હાથમાં લઇને આવ્યાં, અને

પારૂને છાબડી આપીને કહ્યું કે "આ તારાં છોકરાંને આપજે." બાનો સ્વભાવ અત્યંત દયાળુ. ગરીબનાં છોકરાનું નામ સાંભળતાં જ તેમને મીઠાઇ આપી દેવાનું સૂઝ્યું. મીઠાઇની છાબડી જોઇ પારૂનું મોઢું પ્રફુલ્લ થયું. તે વખતે તે ખરેખર સુંદર લાગતી હતી. એની ઉંમર ત્રીસેક વર્ષની હશે, પણ તે બહુ ન્હાની લાગતી હતી. ઘઉંવર્ણો તેનો રંગ હતો, આંખો કાળી અને મોહક હતી અને નાક તીણું અને ઘાટીલું હતું. જ્યારે તે હસતી ત્યારે તેના સીધા ઘેળા દાંત બહુ સરસ લાગતા. એકંદરે પારૂ ખૂબ આકર્ષક હતી. તેણે આજે લાલ ચંદ્રકળા પહેરી હતી અને કપાળમાં મોટો લંબગોળ ચાલ્લો કર્યો હતો. ચાંલ્લાની નીચે ભુરૂ છુંદણું શોભતું હતું. પારૂએ મીઠાઇની છાબડીને એક મોટા રૂમાલમાં બાંધી લીધી અને પછી બોલી " જાઉં છું બા! આવજો બ્હેન". એ ઓટલાના પગથીઆ ઉતરતી હતી એટલામાં ઘરડો કાળુજી હાથમાં લાકડી લઇને આવ્યો અને પારૂને ઉદ્દેશીને બોલ્યો " જો બાની ચાકરી બરાબર કરીશ તો તારાં બધાં પાપ ધોવાઇ જશે. હવે અહિં ઠરીને રહેજે. તો તારાં છોકરાં ભણી ગણીને મોટા થશે. બાની ગોળીનું પાણી જ એવું છે કે જે પીએ તે હુંશિયાર થાય". કાળુજી હવે ઘરડો થઇ ગયો હતો એટલે ગાડી ચલાવી શકતો નહિં, પણ બાએ તેને પેન્શન બાંધી આપ્યું હતું એટલે ન્હાનું ન્હાનું કામ કરતો હતો.

લગભગ દસ વર્ષ પહેલાં પારૂ અમારે ઘેર નોકરી કરતી હતી. એકેક વર્ષ કામ કર્યું હશે, પછી એકાએક તે એક દિવસ અમારા પાડોશીના નોકર ગણપત સાથે ન્હાસી ગઇ ત્યાર પછી એનો કંઇ પત્તો જ ન્હોતો. નોકરવર્ગ પાસેથી પારૂ વિષે જાતજાતની વાતો સંભળાતી ત્યારે બા કહેતાં " એ તો બધું ખોટું. લોકો તો ગમે તેમ બોલે. આપણે નો દેખીએ નહિં ત્યાં સુધી માનીએ નહિ." બાનો સ્વભાવ જ એવો હતો કે કોઇની ખરાબ વાત માને નહિ અને અમને માનવા દે નહિં.

પારૂ અમારે ઘેર નોકરીમાં દાખલ થઇ ગઇ. અમે તો ન્હાનપણમાં એની સાથે રમેલાં એટલે એ પાછી આવી તેથી બહુ ખુશી થયાં. વળી એ હુંશિયાર હતી અને કામકાજ ઝપાટાબંધ આટોપી લેતી, તેથી બાને બહુ રાહત મળતી. એને સીવવા-ગૂંથવાયે સારૂં આવડતું.

પારૂની માએ તેને ન્હાનપણમાં એક ઘરડા વર સાથે પૈસા માટે પરણાવી હતી, પણ લટકાળી પારૂને ઘરડો વર જરાએ ગમતો ન્હોતો. એટલે આખો દિવસ બ્હાર જતી રહેતી. એક દિવસ પારૂ રાત્રે જરા મોડી ઘેર આવી, એટલે એના વરે ચીડમાં એના પર છુટી લાકડી ફેંકી. પારૂ ચીસ પાડતી પોતાની માને ઘેર જતી રહી અને ત્યાર પછી કોઇ દિવસ સાસરે ગઇ જ નહિ. તે પછી થોડા દિવસ રહીને પારૂની મા સીતાબાઇ અમારે ઘેર આવી ને અમારાં બાને કહ્યું-"આ મારી રૂપાળી પારૂને કોઇને ઘેર નોકરી કરવા મૂકતાં જીવ નથી ચાલતો, પણ તમે છોકરી પેઠે રાખો એવાં છો એટલે તમને સોંપું છું.' બા સ્હેજ ગુસ્સો કરીને બોલ્યાં: "હાથે કરીને પારૂને ઘરડા વરને પરણાવીને એની જીંદગી શું કામ ધૂળ કરી નાખી?" સીતા પાલવથી આંસુ લુછતાં બોલી: "અરેરે બા, આ પારૂનો બાપ મરી ગયો ત્યાર પછી મેં કેમ દહાડા કાઢ્યા છે તે મારૂં મન જાણે છે. ચાર ન્હાનાં છોકરાં અને કમાનાર એકલી હું. માંડ માંડ પૂરૂં થતું હતું, ત્યાં પારૂ પરણાવવા જેવડી થઇ. ચારસો પાંચસો રૂપિયાનો ખરચ મારે ક્યાંથી કરવો? હું આ બધી મૂંઝવણમાં હતી ત્યારે એક દિવસ સખારામ મારે ઘેર જાતે આવ્યો અને કહે કે "પારૂને મારી સાથે પરણાવો! મારે કંઇ પહેરામણી નથી જોઇતી અને હું ઉલટા સ્હામાં એને કપડાં ઘરેણાં કરાવી આપીશ." આટલું બોલી મારા પગ આગળ પાંચસો રૂપિયાની થેલી મૂકીને બોલ્યો: 'મુશ્કેલીમાં હો તો આ વાપરજો.' હવે હું ગરીબ માણસ, આટલી મોટી લાલચ કેમ જતી કરૂં?"

બા બોલ્યાં: "આ લગ્નમાં ખરચ કરવાનો રિવાજ ખોટો છે. લોક લાજે ખરચ કરવો પડે એ બીકે સોળ વરસની પારૂને સાઠ વરસના સખારામ સાથે પરણાવી ને બિચારીની જીંદગી બરબાદ કરી. સીતા કપાળ કુટીને બોલી: "એનાં નસીબમાં ઘરડો વર હશે, બીજું શું?" થોડી વાતચીત પછી પારૂને અમારે ઘેર નોકરીએ રાખવાનું નક્કી થયું એટલે સીતા આંખમાંનાં આંસુ લુછતી ચાલી ગઇ.

બીજી વાર પારૂ અમારે ઘેર નોકરીએ રહી તે પછી પંદરેક દિવસ રહીને મને સ્હેજ તાવ આવ્યો. રાત્રે પારૂ મારા ઓરડામાં આવીને કહે: "બ્હેન પગ દાબી આપું?" મેં કહ્યું: "હા બાઇસાહેબ, આખું શરીર કળે છે." લગભગ

અડધો કલાક પારૂએ મારૂં શરીર દબાવ્યું હશે. પછી મને બહુ સારૂં લાગ્યું. મેં પારૂને પૂછ્યું: "હેં અલી પારૂ, તને ગણપત જેવો મુરખ શું એટલો બધો ગમ્યો કે એની જોડે ન્હાસી ગઇ?" પારૂ એકદમ ખાટલાની નજીક આવી બેસી ગઇ, અને ધીમે રહીને બોલી, "બ્હેન કોઇને કહેશો નહિ, પણ આજે હું તમને બધી મારી વાત કહું. ગણપત જેવો બબુચક મને ગમે ખરો? એ તો પેલા છોટાલાલ શેઠનું બધું કારસ્તાન હતું." છોટાલાલનું નામ સાંભળતાં હું સ્તબ્ધ થઇ ગઇ અને એકદમ બેઠી થઇ ને બોલી: "જે છોટાલાલ અમદાવાદના શેઠીઆ-ઓમાં મુખ્ય ગણાતો હતો, જે કેટલીયે સભાઓમા પ્રમુખ થયો હતો તે આટલો નીચ?" પારૂ બોલી: "અરે એ શેઠીઆઓનું નામ મૂકો. મારા જેવી કેટલીયે બાઇઓને એ લોકો ફસાવતા હશે. જેટલો પૈસો વધારે તેટલા ભવાડા વધારે. પણ એ તો પૈસાથી બધું ઢાંકી દે. કહેવત છે ને કે "જર ચાહે સો કર, બીનજર બકવા મત કર"

છોટાલાલ શેઠનો બંગલો અમારી તદ્દન પાસે હતો અને ઘણી વાર એ અમારે ઘેર આવતા અને એવી સભ્ય રીતે વર્તતા કે એમને વિષે આવી વાત માનવી એ મુશ્કેલ હતું. પણ માણસના જીવનની કંઇ એક જ બાજુ હોય છે? પારૂએ આગળ ચલાવ્યું–'દસ વરસ પહેલા ચૈત્રી પુનેમને દહાડે તમે બધાં સીનેમા જોવા ગયા હતાં અને હું આજ ઓ ડામાં તમારી પથારી કરતી હતી. પાસેના બંગલાની બારીમાંથી છોટાલાલે મને જોઇ અને બોલાવી. હું કામ અધૂરૂં મૂકીને છાનીમાની છોટાલાલના બંગલા આગળ જઇને ઉભી રહી. દરવાજાની બહાર છોટાલાલ મોટર લઇને ઉભા હતા. પોતે ચલાવતા હતા. તેમા મને બેસી જવાનું કહ્યું. ચાંદનીમાં મોટરમાં બેસીને ફરવા જવાની મને ખૂબ મઝા આવી. છોટાલાલ મને પોતાના શાહીબાગના બંગલામાં લઇ ગયા. ત્યાં બંગલો સાચવવા ગણપત રહેતો હતો. તે સિવાય કોઇ નહોતું. મેં આજલગી જીંદગીમાં કંઇ સુખ ભોગવ્યું નહોતું એટલે છોટાલાલના મોહમાં સપડાઇ ગઇ. સ્હવારના પહોરમાં પાંચ વાગે હું શેઠ સાથે ઘેર આવી. કાણીજીએ મને આવતાં જોઇ અને બધું કળી ગયો અને મને ધમકાવી. હું એને પગી પડી ને કોઇને કશું કહેવાની ના કહી. ત્યાર પછી વારંવાર રાત્રે મને શેઠ શાહીબાગ લઇ જતા. હવે કાણીજીથી ના રહેવાયું એટલે એમણે બાને ફરિયાદ કરી. બાએ મને પાસે બોલાવીને ઘણી શિખામણ આપી. મેં પણ બાને વચન આપ્યું કે હવેથી એવી ભુલ નહિં કરૂં. છતાં ચાર પાંચ દિવસ પછી રાત્રે દસ વાગે છોટાલાલની મોટરનું ભૂગળું વાગ્યું એટલે મારૂં મન કાબૂમાં ના રહ્યું. ઉગતી જુવાની અને સાસરામાં સુખ નહિ એટલે મને કોણ રોકે? હું પાછલે દરવાજેથી બહાર નીકળીને મોટરમાં બેસી ગઇ. આમ ત્રણ ચાર મહિના સુધી શાહીબાગ જવાનું ચાલ્યું હશે. અને પછી મને દહાડા રહ્યા એટલે હું તો ગભરાઇ ગઇ. કોને કહું અને ક્યાં જાઉં? તેવામાં છોટાલાલના મારવાડી ભાગીદાર કલકત્તાથી આવ્યા હતા; તેમણે છોટાલાલને કહ્યું કે: "આજકાલ કલકત્તામા સારા નોકર નથી મળતા. તમારી પાસે કોઇ સારો માણસ હોય તો આપોને?" છોટાલાલે કહ્યું: "આ મારો નોકર ગણપત બહુ ભલો અને પ્રમાણિક છે. એને તમારી સાથે લઇ જાઓ. પણ જોડે એની વહુને લઇ જવી પડશે" એમ કરીને મને ગણપતની વહુ બનાવી, અને ગણપતને આ બધું કબૂલ કરવા માટે સો રૂપિયા બક્ષિસ આપી. મન્નુરામ શેઠ જોડે અમે બંને કલકત્તા ગયાં.

કલકત્તામાં બાલીગંજમાં મન્નુરામ બજોડિયાનો મોટો આલીશાન બંગલો હતો અને બગીચાને એક ખુણે નોકરોને રહેવાની ઓરડીઓ હતી, તેમાંથી અમને એક મળી. હવે ગણપત સાથે કેમ રહેવાય એ મોટી મુશ્કેલી ઉભી થઇ. એક તો ગણપત મને જરા યે ગમતો ન્હોતો અને એની જોડે કોઇ જાતનો સંબંધ રાખવાનો મારો જરા યે વિચાર ન્હેતો. હુ તો કલકત્તા પહોંચી તેજ દહાડે શેઠાણી પાસે ગઇ અને મને કંઇ કામ સોંપવાનું કહ્યું. એમને બે ન્હાની છોકરીઓ હતી તેને સાચવવાનું કામ મને સોંપ્યું. આથી હું તો ખુશી થઇ અને રાતદિવસ છોકરીઓ સાથે રહેવા લાગી. ભલો બિચારો ગણપત પણ નાહક પીડાનાંથી છૂટ્યો, એટલે એ પણ ખુશી થયો. એમ કરતાં કરતાં કલકત્તા આવ્યા પછી સાત મહિના પછી મારી તારાનો જન્મ થયો. શેઠાણીએ મને રામકૃષ્ણ મીશનની હોસ્પીટલમાં મોકલી અને ઘેર આવ્યા પછી પણ બહુ સંભાળ લીધી. દિવસને જતાં કંઇ વાર લાગે છે? જોત-જોતામાં તારા વરસની થઇ આવી અને મને અમદાવાદ જવાનું મન થયું. કલકત્તામાં કોઇવાર મને બહુ એકલું લાગતુ અને રાતે હું પથારીમાં સૂતી સૂતી રડતી. મારી

માએ મને ઘરડા વરને પરણાવી મારી જીંદગી ધૂળધાણી કરી નાંખી એમ વિચારી મા પર મને કોઇ વાર બહુ ચીડ ચ્હડતી પણ પછી તરત એમ થતું કે એ બિચારી કરેયે શું? દુનિયામાં ગરીબાઇ જેવું કંઇ દુઃખ નથી. મન્નુરામ શેઠના બંગલામાં ઓરડે ઓરડે મોટા આરસીવાળાં કબાટ હતાં. કોઇવાર એકલી હોઉં ત્યારે આરસી સ્હામે ઉભી રહીને હું મારૂં રૂપ જોતી ને મનમાં મલકાતી અને પછી તરત જ એમ થતું કે આ રૂપે જ મને ફસાવી. આવું રૂપ હોય તો કોઇ પૈસાદારને ઘેર જન્મ લેવો જોઇએ. ગરીબને સુંદર થવાનોયે હક્ક નથી. કોઇ વાર એમ થતું કે છોટાલાલ પાપ કરે છે તેને કોઇ પૂછતું નથી, અને ઉલ્ટા બધા એને નમી નમીને સલામ કરે છે અને ગામમા એનું કેટલું માન છે? ત્યારે મને ગરીબને સહુ ધૂનકારે છે. છોટાલાલને બૈરી છે, છોકરાં છે એટલે એને આડે માર્ગે જવાનો હક્ક નથી. મારે જીવનમા બીજું કંઇ સુખ નથી એટલે હું એ શઠની જાળમાં ફસાઇ, છતા ગુનેહગાર હું એકલી ગણાઉં? કોઇવાર તો એમ બોલાઇ જવાતું કે અરેરે ભગવાન તારો ન્યાય કેવો છે? છોટાલાલ જેવાને ઘેર લક્ષ્મીની લીલાલ્હેર અને મારી ગરીબડી માને બે ટંખત પેટ પૂરતું ખાવાનાયે સાંસા! છોટાલાલ મોટા મીલમાલેક ગણાય અને હું પાપ સંતાડવા પરદેશમાં રખડું! અરેરે નસીબની શી બલિહારી છે?

મને અમદાવાદ પાછા ચાલ્યા જવાનું મન તો થતું હતું પણ જવાય કેમ? આટલે દૂરથી એકલાં કેવી રીતે જવું? વળી ત્યાં જઇને રહેવું પણ ક્યાં? આમ મારૂં મન મુંઝાયા કરતું હતુ ત્યા અચાનક એક દિવસ છોટાલાલ આવી પહોંચ્યા. કાં તો વેપારને કામે આવ્યા હતા કે કાં તો મને મળવા આવ્યા હતા. એમને જોઇને એમના પરનો ગુસ્સો ઉતરી ગયો અને એમની જોડે પાછું અમદાવાદ જવાશે એ વિચારથી જાણે તારણહાર જેવા લાગ્યા. મારૂં શાંત થઇ ગયેલું મન છોટાલાલે ફરી ચગડોળે ચઢાવ્યું અને વળી એના મોહને વશ થઇ. છોટાલાલ પંદર વીસ દીવસ રહીને અમદાવાદ તરફ પાછા ફર્યા અને ગણપત અને હું બંને તેમની સાથે નીકળ્યાં. શેઠાણીને મારા પર માયા થઇ ગઇ હતી એટલે પહેલાં તો રજા આપવા રાજી નહોતાં, પણ મેં બહુ કાલાવાલા કર્યા એટલે જવા દીધી. જતી વખતે તારા માટે પોટલી ભરીને કપડાં આપ્યાં અને મને પણ સાડીઓ વગેરે આપ્યું.

અમદાવાદ આવીને છોટાલાલ શેઠના શાહીબાગના બંગલામાં નોકરોની ઓરડીઓમાં હું રહેવા લાગી. મેં શેઠને પહેલેથી કહી દીધું હતું કે ગણપત મારા ભાઇ જેવો છે અને મારે એની સાથે કોઇ જાતનો સંબંધ નથી એટલે એમણે મને એક જુદી જ ઓરડી આપી હતી. મારા પર છોટાલાલની મહેરબાની કાયમ હતી એટલે મને કોઇ વાતનું દુઃખ ન્હોતું. તારા બે વરસની થવા આવી ત્યાં મારા શંકરનો જન્મ થયો. નોકર વર્ગમાં ગણપત મારો વર હજી ગણાતો એટલે આ વખતે મારે ન્હાસી જવાનો સવાલ ન્હોતો.

શંકર ૭ મહીનાનો થયો એવામાં છોટાલાલ શેઠ સખત માંદા પડ્યા. અમદાવાદના દાક્તરોની દવાથી સારૂ ન થયું એટલે મુંબઇ લઇ ગયા. ત્યાંયે ફાયદો ન થયો એટલે તેમને હવાફેર કરવા લઇ ગયા. અંતે ૭ મહિના પછી છોટાલાલ શેઠ ગુજરી ગયા. એમના મરણ પછી દોઢેક મહીને શેઠાણીએ મને અને ગણપતને રજા આપી. એમને મારા પર ચ્હીડ હતી એટલે તરત જ ઓરડી ખાલી કરીને ચાલી જવાનું કહ્યું. ગણપત તો પોતાને વતન ગયો, પણ હું ક્યાં જાઉં? મને મારી મા સાંભરી. પ્રજાને પગે એક સમી સાંજે હું એને ઘેર ગઇ. અંધારામાં એ ખાટલા પર સૂતી હતી. મારી માનું શરીર છેક સૂકાઇ ગયું હતું અને તે માંદી લાગતી હતી. અચાનક મને જોઇ તેને બહુ નવાઇ લાગી, અને ખાટલામાં બેઠી થઇ. મેં એના ખોળામાં માથું મૂક્યું અને ખૂબ રડી. એણે મારા માથા પર હાથ ફેરવ્યો તે મને અમૃત જેવો મીઠો લાગ્યો. મા સમજી ગઇ કે હું કંઇ ભારે મુશ્કેલીમાં છું. બીજે દિવસથી હું છોકરાં લઇને એની સાથે રહેવા લાગી, અને એની જોડે બીડીઓ વાળવાનું કામ કરવા લાગી. સુખે દુઃખે દિવસ ચાલ્યા જતા હતા.'' પારૂની વાત પુરી થવા આવી અને એની આંખમાંથી ડળક ડળક આંસુ પડતાં હતાં. એ ઉભી થઇને મારે માથે હાથ ફેરવ્યો અને બોલી ''સૂઇ જાઓ બ્હેન! બહુ મોડું થઇ ગયું.'' મેં કહ્યું: ''પારૂ, તું રડીશ નહિ. હું બાને વાત કરીશ. એ તારૂં દુઃખ ઓછું કરશે.''

પારૂને ફરી અમારે ઘેર આવ્યાને બેત્રણ મહિના થયા હશે તેવામાં એક દિવસ રાત્રે ચાંદનીમાં અમે બધાં અગાશીમાં બેઠા હતાં ત્યારે બા કહે: ''આ પારૂ તો જાણે છેક બદલાઇ ગઇ છે. એ આવી ત્યારે મને બ્હીક લાગતી હતી કે પારૂ જેવી ચંચળ બાઇને મારાથી સચવાશે કે નહિ, પણ એ

તો તદ્દન સીધા રસ્તાની થઇ ગઇ છે. કોઇ સાથે બહુ બોલતી નથી કે હસતી યે નથી."

થોડા દિવસ પછી એક રવિવારની બપોરે પારૂ, મારા ચોળેલા વાળમાં તેલ નાંખતી હતી. હું એની સાથે જાતજાતની વાતો કરતી હતી કેમકે મારા લાંબા ગૂંચવાયેલા વાળ ઓળતાં સ્હેજે અડધો કલાક થતો. મેં ધીરે રહીને કહ્યું: "પારૂ, મને એમ થાય છે કે હવે સખારામ મરી ગયાને વરસ થઇ ગયું ત્યારે તું ફરીથી પરણે તો?" પારૂએ તો એકદમ હાથમાંથી મારા વાળની લટ મૂકી દીધી અને તેલવાળા હાથથી તાળી પાડીને હસીને બોલી: "મને તે કોણ પરણે?" પછી જરા નિસાસો મૂકીને બોલી: "નારે બા, હવે જીંદગીથી ધરાઇ ગઇ. ત્રીસ વરસ તો થયાં હવે બહુ બહુ તો પાંચ સાત વરસ આ શરીરનો મોહ રહેવાનો. પછી રૂપે જતું રહેશે, અને મન પણ લુખ્ખું થઇ જશે." મને મનમાં વિચાર આવ્યો કે પારૂ ભણી નથી તો યે કેટલી વિચારશીલ છે? મેં એને પૂછ્યું: "પારૂ, તું ફરીફરીને પાછી અમારે ઘેર કેમ આવી?" જવાબમાં તે બોલી કે "એટલા માટે કે બા જેવાં પુણ્યશાળીને ઘેર મારો ઉદ્ધાર થશે એમ મને લાગતું હતું. હું કેટલે ઠેકાણે ફરી છું અને કેટલાં માણસોને મળી છું, પણ બા જેવું કોઇ જોયું નથી. એ તો ગરીબનાં બેલી છે, દયાનાં દેવી છે." આટલું બોલી પારૂ થોડીવાર મૂંગી રહી અને પછી બોલી: "બ્હેન મને માફ કરો તો એક વાત કહું." મેં કહ્યું: કહેને? પારૂ બોલી: "બ્હેન, તમે મને ફરી પરણવાનું શું કામ કહ્યું? ખરૂં કહું તો મને એથી ખોટું લાગ્યું. તમે બધાં માનો છો કે હું ચંચળ મનની છું, પણ એ ખોટી વાત છે. હા, હું છોટાલાલ સાથેના સંબંધ મારેની મારી ભૂલ કબૂલ કરૂં છું. બાકી હું કંઇ રખડેલ બાઇ છું? કલકત્તા મનસુખરામ શેઠને ઘેર નોકર, ચાકર, ડ્રાઇવર, મુનીમ વગેરે બધા મારી સાથે છૂટ લેવા માંગતા હતા પણ હું કોઇને દાદ ન્હોતી આપતી. એકવાર શેઠાણીને મળવા એક બંગાળી બાઇ આવ્યાં હતાં. તેણે મને પૂછ્યું કે "તારે સીનેમામાં નોકરી લેવી છે? ખૂબ પૈસા મળશે, અને મોજમઝા કરવાની મળશે." મેં તો કીધું, "નારે બાઇ એ મારૂં કામ નહિ. પછી તે ગતે સૂતી વખતે મને એમ થયું કે પૈસાથી લોભાઇને હું સીનેમામાં ના ગઇ તે સારૂં થયું. ત્યાં જાત જાતના હલકટ લોકો મારી છેડતી કરત. હવે કહો બ્હેન હું જો હલકટ હોત તો સીનેમામાં નોકરી કરવા કેમ ન જાત?" મેં કહ્યું: "પારૂ, તારી વાત સાચી છે." પારૂએ મારૂં માથું સફાઇબંધ ઓળી આપ્યું અને સરસ અંબોડો વાળી આપ્યો, અને હાથ કહીને ઉભી થઇ. મે કહ્યું: "તું મનમા કંઇ લાવીશ નહિ હો, હસવામાંજ તને મેં પરણવાનું કહ્યું હતું પારૂ કહે:" "નારે બ્હેન! તમારાથી રીસાઇને ક્યાં જાઉં? હુ તો હવે આખી જીંદગી બાની સેવા કરવામાં ગાળીશ તો ભગવાન મને બધું માફ કરશે."

---

## વિચારકણ

### લલિત ભટ્ટ

પૂછજો—

જ્યોતિને પૂછજો કોઇ: પોતાનું તેજ પાથરી
રાચતી મનમાં જ્યારે, કોઇ દિન શું ચિંતવ્યું.
જલીને કોણ એનામાં જીવન પૂરતુ જતું?

કામના—

વિરાટ તારા સુરગાનમાં હું
• બસુર થઇ ના બજું એજ કામના!

લઘુકણ—

લઘુક કણ સત્યનો અનૃતના પડોને વીંધી
અચુક જઇ પહોંચશે શિખરરૂપે સ્વયં જોમથી.

ચખનો પલકાર—

તું ચખનો પલકાર એક મૂકતો પલકાર એણી દિશે!

લઘુ દગ—

મણા મત્સ્યનું રહ્યું જનમનું લઘુ કો દગે.

## સાચું શ્રેય

### શ્રી જયાનન્દ દવે

(મન્દાક્રાન્તા-સ્રગ્ધરા)

સ્વપ્નો સેવું, નિશદિન વળી એહની સિદ્ધિ કાજે,
યત્નોત્સાહી રહું, 'સ.' કરૂં ઉચ્ચ સાફલ્યશૈલ-
કેરાં શૃંગો, સમદ મલકું સિદ્ધિ કેરા નશામાં,
ભૂલું સ્વપ્નો સહુ, અહ! પછી પૂર્ણ નૈષ્કર્મ્ય કેરી
ઊંડી, અંધારઘેરી, વિકટ, વિજન કો ખીણમાં જૈ પડું હું!

રે, એથી તો સ્વપન જ રહે સ્વપ્ન સૌ માહરાં, ને,
સિદ્ધિ કેરા વિષમ પથમાં સર્વદા વિઘ્નસૈન્યો,
સામે ઝૂઝી રહું હું સતત-જીવનનું એ ન શું શ્રેય સાચું?



# પુનર્જન્મની ઉપયોગિતા

શ્રી. કાકાસાહેબ કાલેલકર

**આ**પણા દેશના લોકોમાં પુનર્જન્મ ઉપરનો વિશ્વાસ એટલો બધો ઊંડો છે કે એ વિષે કોઇનાં મનમાં શંકા હોઇ જ શી રીતે શકે એમ લોકો પૂછે છે. પુનર્જન્મ છે જ એમ સિદ્ધ કરવા માટે આપણી પાસે પુરાવો નથી પુનર્જન્મ નથી એમ પણ સિદ્ધ કરવું અઘરૂં છે. માણસને મૃત્યુનું નિત્ય દર્શન થાય છે જેટલા જન્મે છે તે બધા મરતા આવ્યા છે. એમાં એકે અપવાદ નથી એ અનુભવની વાત છે અને છતાં જીવન-સાતત્ય ઉપરની માણસની શ્રદ્ધા મોળી પડતી નથી



જીવન-સાતત્ય વિષેની માણસની આ શ્રદ્ધાને કારણેજ એને પુનર્જન્મ ઉપર વિશ્વાસ રાખવાની ઇચ્છા થાય છે. પુનર્જન્મ હોવો જ જોઇએ. પુનર્જન્મની કલ્પના લઇને ચાલીએ તો જ આપણને એક જાતની અમરતા મળી રહેશે, એમ માણસને થાય છે. પુનર્જન્મની કલ્પનાને આધારે જ કાર્યકારણભાવ અને કર્મનો સિદ્ધાન્ત આપણે સિદ્ધ કરી શકીએ છીએ. આ પણ એકસગવડ છે, અને એકવાર પુનર્જન્મ ઉપર વિશ્વાસ બેસી ગયો એટલે બીજું કશું હોઇ જ ન શકે એમ માણસને લાગવા માંડે છે. સત્યની એક વ્યાખ્યા એ છે કે એથી વિરુદ્ધ વસ્તુ ગળે ઉતરી જ ન શકે. inconceivability of the opposite.

એટલું તો ખરૂં જ કે જીવનને અંગેની કેટલીક વસ્તુઓ પુનર્જન્મની કલ્પનાને આધારે જેમ બંધ બેસે છે તેમ બીજી રીતે બંધ નથી બેસતી. ટૂંકામાં કહીએ તો પુનર્જન્મની કલ્પના આપણી મનોરચનાને બધી રીતે અનુકૂળ છે અને તેથી એ કલ્પના સ્વીકારતાં આપણને કશો જ વાંધો આવતો નથી.

આટલું લખ્યું એ ઉપરથી કોઇ એમ ન માને કે પુનર્જન્મ નથી એમ હું સિદ્ધ કરવાને તૈયાર થયો છું. મને પણ પુનર્જન્મ ઉપર વિશ્વાસ રાખવાની ટેવ છે. પુનર્જન્મ છે એમ માનીને ચાલવામાં જ હું માનું છું. પુનર્જન્મ હોઇ શકે એટલું તો મારૂં મન હમેશાં કબૂલ રાખે જ છે. પુનર્જન્મની કલ્પના તર્કને વિરોધી નથી. ઘણી રીતે અનુકૂળ છે એ હું સ્વીકારૂં છું, અને તેથી આજે પુનર્જન્મ છે અથવા નથી એમાંથી એકે વસ્તુ હું સિદ્ધ કરવા માગતો નથી. પુનર્જન્મ હોઇ શકે છે એમ માનીને જ હું ચાલવા માગું છું. પુનર્જન્મ છે એમ માનવાથી આપણા જીવન ઉપર શી શી અસર થાય છે એટલું જ આજે મારે જોવું છે.

આત્મા છે અને તે અમર છે એ માન્યતા મુખ્ય છે. એમાંથી જ આપણે પુનર્જન્મની કલ્પના ઘટાવીએ છીએ. આત્મા છે, અને શરીર મરતાં છતાં એને માટે મરણ નથી, એટલું સ્વીકાર્યા પછી પુનર્જન્મ ઉપર આવવું જ પડે છે. આત્મા જ્યારે શરીર ધારણ કરે છે ત્યારે તે જીવાત્મા બને છે અથવા એમ પણ કહી શકાય

કે આત્મા જ્યારે જીવદશા પર આવે છે ત્યારે એને દેહ ધારણ કરવો પડે છે. જે દેહધારી થયો તેને મરણ તો છે જ. એ મરણ ફક્ત શરીરને જ છે શરીર સાથેની ઉત્કટ સ્મૃતિને પણ મરણ હશે. પણ જીવને મરણ નથી, એટલું સ્વીકાર્યા પછી અને જીંદગી દરમિયાન મેળવેલું જ્ઞાન, ખેડેલા અનુભવો અને કેળવેલા સંસ્કારો નષ્ટ થાય નહિ એવી શ્રદ્ધાને વશ થયા પછી પુનર્જન્મ ઉપર આવ્યા વગર છૂટકો જ નથી.

પુનર્જન્મ ઉપર વિશ્વાસ રાખવાથી બે વસ્તુ સહેલી થાય છે. જગતમાં જ્યાં ત્યાં અન્યાય છે, એવો અનુભવ આપણને અકળાવે છે. મોડો વહેલો પણ ન્યાય મળવાનો જ છે એ વિશ્વાસને કંઇ આધાર મળતો નથી. એવે વખતે પુનર્જન્મની કલ્પના આપણને ઘણી મદદગાર નીવડી છે. આ ભવે જે ન બન્યું તે આવતે ભવે બનવાનું જ છે, એમ મનને મનાવતાં મુશ્કેલી નથી આવતી.

મૃત્યુનો સામનો કરવામાં પણ પુનર્જન્મની કલ્પના અનેક રીતે મદદગાર થાય છે. બીજી બાજુ એ કલ્પના આપણને કોઇ પણ રીતે નડતરરૂપ છે જ નહિ, તેથી જ લોકો પુનર્જન્મ છે એ કલ્પનાને આટલી સહેલાઇથી અને આતુરતાથી સ્વીકારી લે છે.

પુનર્જન્મની કલ્પના આપણને કયાં નડે છે એ હવે આપણે જોઇશું. એક દાખલાથી વખતે એ વિચાર વધારે સ્પષ્ટ કરી શકાય.

પ્રાથમિક શાળામાં શિક્ષકોને સોટી વાપરવાની ટેવ હોય. બાળકોનું જીવન સનાતન કાળથી જે રીતે ચાલતું આવ્યું છે તેનો ખ્યાલ નહિ હોવાથી શિક્ષક પોતાની સંસ્કારી કે અસંસ્કારી મરજી મુજબ બાળકો માટે ઘાટ ઘડવાનો પ્રયત્ન કરે છે. બાળકો એ ઘાટમા બેસે નહિ એટલે એ ચિડાય છે. એને લાગે છે કે શાળામા એનું રાજ્ય તપ્યું, એને ક્રોધ ચઢે છે, ક્રોધ સ્વભાવે હિંસક હોવાથી એને બાળકોને મારવાનું મન થાય છે. બાળકોને મારીને ધરાય ત્યારે જ એ શાન્ત થઇ શકે છે એટલે કે બાળકના હિતને માટે નહિ, પણ પોતાના ક્રોધનો વેગ શમાવવા માટે એ બાળકને મારે છે. માર અસલ થવાથી બાળકો ડરી જાય છે અને શિક્ષક કહે તે પ્રમાણે કરવા તૈયાર થઇ જાય છે. શિક્ષક જુએ છે કે માર એ એક અસરકારક ઇલાજ છે. એક ઇલાજ હાથમાં આવ્યો એટલે બીજો કોઇ પણ ઇલાજ શોધવા કે અજમાવવાની તસ્દીમાં એ પડે જ શાનો? જો વર્ગના વિષયો ભણાવતી વખતે બાળકોનું ધ્યાન એકાગ્ર ન હોય તો પોતાનું અધ્યાપન વધારે આકર્ષક કરવાને બદલે તે બાળકોને કહે છે કે 'અલ્યા, હું કહું છું એ તરફ બરાબર ધ્યાન આપજે; નહિ તો પંજરીપાક મળશે;' બાળકો તરત જ ધ્યાન આમ તેમ દોડતું અટકાવી એકાગ્ર કરે છે. પણ તે વિષય તરફ નહિ પણ પંજરીપાક તરફ. વિષય સાથે બિચારાઓને શું લેવા દેવા! પંજરીપાક એમને મન વધારે નક્કર સત્ય હોય છે. તેથી તેઓ એનો જ વિચાર કરે છે. પરિણામે વિચારશક્તિ અને ગ્રહણશક્તિ બુઠ્ઠી થાય છે. હવે પંજરીપાક ટાળવો હોય તો કંઇક ઇલાજ શોધી કાઢયે જ છૂટકો. ગ્રહણશક્તિ બહેર મારી ગયેલી હોવાથી તે મદદ કરી શકે નહિ એટલે સોટી જેટલો જ યાંત્રિક ઇલાજ શોધી કાઢવો જોઇએ એ હોય છે ગોખણપટ્ટીનો. ચિત્ત ગમે ત્યાં જતું હોય, મોઢું ચાલી શકે છે, અને અમુક પ્રયત્ન પછી પ્રશ્નોનો જવાબ ઉંઘમાં પણ આપી શકાય છે. મારની બીકે માણસ જવાબો મોઢે કરતો થઇ ગયો છે એ અનુભવની વાત છે, પણ મારની બીકે કોઇની બુદ્ધિનો કે નીતિમત્તાનો વિકાસ થયો છે એવો તો અનુભવ નથી.

આગળ જતાં વિદ્યાર્થીઓની આંખો જરાક આમતેમ ગઇ કે શિક્ષકની સોટી બાળકના સાથળ ઉપર ચપ દઇને પડી જ છે. સોટીના ઉપયોગથી ટેવાયેલો શિક્ષક પછી માનસશાસ્ત્ર કે શિક્ષણશાસ્ત્ર શા માટે ખેડે?

પણ મારે દાખલો આપવો છે તે એથીય અદ્ભુત છે અને તે મેં પૂનાના નૂતન મરાઠી વિદ્યાલયમાં જાતે અનુભવેલો છે. શુદ્ધ કેમ બોલવું અને શુદ્ધ કેમ લખવું, તેમ જ અમુક પ્રયોગ શુદ્ધ કેમ છે અને અમુક પ્રયોગ અશુદ્ધ કેમ છે એ વ્યાકરણ શિખવાથી સમજાય છે. એ વ્યાકરણની 'વ્યાખ્યા' મોઢે કરતા મુશ્કેલી નહિ આવી. પણ નામ અને વિશેષણ વચ્ચેનો ભેદ સમજીને પાઠમાં અમુક શબ્દ 'વિશેષણ' છે અને અમુક 'નામ' છે એ ભેદ જ્યારે વિદ્યાર્થી બતાવી ન શકે ત્યારે એને ચપાચપ સોટી પડતી. કોઇને એવી માર જોતું હોય તો એ સોટીની સ્ટેમ્પ ફી ભરીને એરાયે જવાય. પહેલી મહિનાની ફી બાળક ન લઇ આવે તો ત્રીજી તારીખ પછી બાળકોને વખતે ક્રમે સોટી ખાવી પડતી, એવી નિશાળો પણ મેં જોઇ છે. સોટીનો ઇલાજ એટલો સહેલો અને એટલો

અસરકારક હોય છે કે એ હાથમાં આવ્યા પછી શિક્ષક પોતાનું ભેજું, ઉદ્યમ કે મહેનત શા માટે કામમાં લાવે?

ગમે તે વસ્તુનો કાર્યકારણ ભાવ સિદ્ધ કરવા માટે પુનર્જન્મની નિર્વિવાદ અને બિનતોડ દલીલ હાથમાં આવ્યા પછી માણસ બીજાં કારણો શોધવા બેસે જ શા માટે? આમ નસીબ અને પુનર્જન્મ (આમાં પૂર્વભવ આવી જ જાય છે) ની દલીલ હાથમાં આવ્યા પછી લોકોમાં અસાધારણ બૌદ્ધિક આલસ્ય આવી જાય છે, જે માનસશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર બધાની જ પ્રગતિને રોકે છે અને એ ત્રણેમાં વિકૃતિ આણે છે. આમ નસીબ અને જન્માંતરની દલીલથી બુઠ્ઠી અને વિકૃત થયેલી બુદ્ધિ ભૌતિક પદાર્થવિજ્ઞાનશાસ્ત્રમાં પણ બુઠ્ઠી થઇ જાય છે અને સારી સારી શોધખોળ કરવાની તકો ગુમાવે છે.

જન્માન્તરની દલીલથી ટેવાયેલા લોકો ન્યાય નીતિ અને સદાચારના ક્ષેત્રમાં પણ સાવ બુઠ્ઠા અને વિકૃત થઇ જાય છે. આના દાખલા આપણાં પુરાણોમાં ઢગલાબંધ મળી શકે છે. સમાજજીવનને રોગી બનાવે, ખરાબમાં ખરાબ ગુનો હોય તો તે વ્યભિચાર છે એને માટે પણ પાછલા ભવના સંબંધનો ટેકો આપી બચાવ કરનારા પૌરાણિકો આપણે ત્યાં પડયા છે.

માણસ અપથ્ય કરીને માંદો પડે અને કોઇ પૂછે ત્યારે પૂર્વભવના પાપની ઢાલ આગળ કરે પરીક્ષામાં નાપાસ થયા પછી પોતાનું ભણતર કાચું હતું. એનો સ્વીકાર કરવાને બદલે જેઓ પાછલા કે ન જોયેલા અદૃષ્ટ દૈવનો વાંક કાઢે એ આ જ વૃત્તિનો નમૂનો છે, અને એ વૃત્તિ દૃઢ થઇ એટલે ભણવાને બદલે પૂર્વભવના પાપનો પરિહાર કરવા માટે બાર બાર વરસ સુધી માણસ જાપ કરવા માંડે છે.

માણસ ઉપર, તેમજ ગરીબ જનતા ઉપર થતો અન્યાય જોઇને ઉકળી ઊઠવાને અને મદદે દોડવાને બદલે અને પ્રસંગ પડયે પુરુષાર્થપૂર્વક પોતાનું બલિદાન આપવાને બદલે લોકો ગરીબોના પૂર્વભવનો વાંક કાઢે છે અને જે થાય છે તે યથાયોગ્ય છે એમ માની, અથવા કહી, સંતોષ લેવે છે. અન્યાય, અત્યાચાર, અકસ્માત્, સંકટ, એવી કોઇ પણ વસ્તુ નથી કે જેને માટે પુર્વભવની વાત છેડીને માણસ પોતાની કર્તવ્ય-બુદ્ધિને ગુંગળાવી ન શકે.

માબાપ લોભને વશ થઇને પોતાની કુમળી દીકરીને કોઇ ડોસા સાથે પરણાવે અને લોકો વાંધો ઉઠાવે ત્યારે કહે કે 'એના નસીબમાં હશે તો આ પતિ જોડે પણ ઘણું સુખ ભોગવશે' અને જો અપેક્ષા પ્રમાણે વિધવા થાય, તો ફરી પૂર્વભવના પાપ અને દૈવ મદદમાં હાજર છે જ.

સામાજિક કઠોરતા, અન્યાય અને અત્યાચારને જન્માંતરની કલ્પનાનો એટલો બધો ટેકો અપાય છે કે જેમ સરકારદ્વારા દારૂનિષેધનો કાર્યક્રમ પાર પાડવાનું આપણે નક્કી કર્યું છે તેમ જ નિશાળમાંથી અને ધર્મોપદેશમાંથી દૈવ અને પુનર્જન્મનો ઉપદેશ પણ બંધ કરવો જોઇએ.

સ્વામી વિવેકાનંદે એકવાર માયાની વ્યાખ્યા કરતાં કહ્યું હતું કે આમ કેમ થાય છે એનું કારણ કે ઉપપત્તિ શોધ્યે જડતી નથી ત્યારે લોક એ સ્થિતિને જ માયનું નામ આપે છે. આત્મા શુદ્ધ, બુદ્ધ, નિત્ય, મુક્ત હોવા છતાં એનામાં મલિનતા, એકાંગિતાનું ભાન ક્યાંથી આવે છે? એ સવાલનો સીધો જવાબ એક જ હોઇ શકે કે આપણે જાણતા નથી. એ જ વસ્તુ આપણે બીજા શબ્દોમાં કહીએ છીએ કે 'એ માયા છે.' આમ માયા, દૈવ, પૂર્વભવ વગેરે વસ્તુઓ આપણી શોધ થાક્યાનો, અટક્યાનો એકરાર કરે છે. એટલો જ અર્થ લઇએ તો વાંધો નથી, પણ એ અર્થ ઉપરાંત બીજી કાંઇ ખાસ વસ્તુ આપણે જાણતા હોઇએ એમ એમાંથી વધારે અર્થ કાઢવા જઇએ તો તે આપણી સત્યનિષ્ઠાને ઝાંખપ આણ્યા વગર રહે નહિ.

કોઇ પણ વસ્તુનું સ્થૂળ કે સૂક્ષ્મ કારણ શોધતાં આ ભવના જ આપણા ગુણદોષો, આપણાં કરતૂત અને આપણા સંજોગો પહેલાં તપાસવા જોઇએ. સામાજિક પરિસ્થિતિની અસર ક્યાં અને કેટલી છે એ શોધી કાઢવું જોઇએ. આટલું કર્યા છતાં કોઇ ઘટનાની ઉત્પત્તિ ન જડે તો માબાપ તરફથી મળેલા સંસ્કારો અને વંશપરંપરાગત મળેલી સ્વભાવની ખૂબીઓ અથવા એની મર્યાદાઓ શોધવી જોઇએ. જે વસ્તુનો કાર્યકારણ ભાવ આ ભવમાંથી જ મેળવી શકાય તે પહેલે મેળવવો જોઇએ. આમ શોધની તમામ દિશાઓ વાપરી જોયા પછી કાંઇ બાકી રહે તો માણસ કહી શકે કે વખતે પૂર્વભવની કોઇ ઘટનાની અસર અહિં કામ કરતી હશે.

જેઓ પૂર્વભવમાં માને છે તેઓ પણ એમ તો કહેતા જ નથી કે 'પૂર્વભવની વાતો અમે જાણીએ છીએ.'

તેથી પૂર્વભવને જ્યારે આપણે આગળ કરીએ છીએ ત્યારે એની સાથે 'હશે' એ શબ્દ વાપરી શકાય. 'છે' એ શબ્દ ન વપરાય. જ્યાં 'હશે' શબ્દ આવ્યો ત્યાં એની સાથે 'ન પણ હોય' એ વિકલ્પનો સ્વીકાર હોય છે. સત્યની નિષ્ઠા ખાતર અને બુદ્ધિની શુદ્ધિ ખાતર બન્ને વિકલ્પોની શક્યતા સ્વીકારીને જ આગળ જવું જોઇએ.

એટલે ટૂંકામાં કહીએ તો પુનર્જન્મ જેવી વસ્તુ નથી જ એમ આપણે કહી શકતા નથી. એટલા જ વિચારને જોરે પુનર્જન્મ છે એમ કહી એની વિગતોમાં ઉતરવું આપણને છાજતું નથી. બૌદ્ધિક આલસ્ય છોડી ઉત્સાહપૂર્વક સત્યની શોધ વધારતા જઇએ તો જ આપણને જીવનનું રહસ્ય મળે એમ છે. સામા માણસનો આથી જૂદો અનુભવ હોય તો એ એને મુબારક. સત્યનિષ્ઠ માણસ બધી રીતે તપાસીને જ પગ મૂકવાનો અને સામા માણસની પ્રામાણિકતા સ્વીકાર્યા છતાં એણે બાંધેલા અભિપ્રાયો અને માન્યતાઓ એ ઝટ ઝટ નહિ સ્વીકારે.

પુનર્જન્મની કલ્પના સેવવી એ વસ્તુ જોખમથી મુક્ત નથી. એટલું સમજીને ચાલીએ તો ઘણું છે. આ બધું વિવેચન સામા માણસની ટીકા કરવા માટે નહિ પણ પોતાની સત્યનિષ્ઠા વધુ શુદ્ધ કરવા માટે છે.

---

# ગાવાની જરૂર શી છે, ભાઈ!

અનુવાદક: અનિલ શાહ

[ ગતયુગ અને નવયુગ વચ્ચે સેતુસમાન રોમા રોલાંની નવલકથા 'જીન ક્રીસ્ટોફ' જગતની શ્રેષ્ઠ નવલકથાઓમાંની એક છે. વિશાળપટ નદીના પ્રવાહરૂપે રોલાંએ એ વાર્તાને કલ્પી છે. એમાંથી એક ખોબો પાણી લઇ ગુજરાતી ભાષામાં આપ્યું છે. તેમાં જે કાંઇ ઊણપ છે તે પાણીની નહિ, ખોબો ભરનાર હાથની છે.

કથાનાયક જીન ક્રીસ્ટોફ આ વખતે દસબાર વર્ષનો કિશોર છે. બાપદાદાનો સંગીતનો વારસો પોતાનામાં ઉતર્યાનું તેને ભારે ગુમાન છે. તેથી જેની હમેશા હાંસી કરી છે તે ગોટફ્રીડ મામા પાસેથી સંગીત કળાનો મર્મ સમજવા મળશે તેવું તેણે કદી કલ્પેલું ન હતું. પરંતુ એક સંધ્યાકાળે પોતાના ગામની નદીના કિનારે બેસીને જીન ક્રીસ્ટોફે ભલાભોળા ગોટફ્રીડ મામાના ગીતની અસર નીચે અનુભવ્યું કે સચરાચર સૃષ્ટિમાં સર્જનહારનું જે સંગીત નિરંતર બજી રહ્યું છે તેને પીછાનવું-તેને આત્મસાત્ કરવું-તે જ મોટી વાત છે; પોતે રચવું-ગાવું તે તો ગૌણ છે.—અનુવાદક.]

અચાનક, અંધારામાં ગોટફ્રીડે ગાવા માંડ્યું. તે ક્ષીણ દબાયેલા અવાજે ગાતો હતો—જાણે પોતાને માટે જ ન ગાતો હોય! તેનો અવાજ વીસ વાર સુધી માંડ સંભળાતો હશે. પણ તેના અવાજમાં સચ્ચાઇ અને ઉર્મિ હતી. જાણે મોટેથી વિચાર કરતો હતો; અને ગીતમાંથી, નિર્મળ પાણીની પેઠે, તેનું અંતરતમ હૃદય જોઇ શકાતું હતું. ક્રીસ્ટોફે આવું સંગીત કદી સાંભળ્યું ન હતું. આવું ગીત પણ સાંભળ્યું ન હતું. મંદ, સીધું સાદું, બાળક જેવું, ગંભીરપણે ને દર્દભર્યું ગીત ચાલતું. જરા વધારે પડતું એકધારું પણ લાગે, પણ એને ઉતાવળ ન હતી, થોડીવાર માટે અટકી પણ જાય. પાછું પોતાને રસ્તે પ્રયાણ આરંભતું, તેનો કયાં અંત આવશે તેની કંઇ પડી ન હતી, ને આખરે રાત્રિમાં વિલીન થઇ જતું. દૂર દૂરથી એ આવતું, ને એ કયાં ચાલ્યું જતું તે કોઇ જાણતું નહિ. તેની નિર્મળતામાં દર્દ ભર્યું હતું, ને ઉપરથી જણાતી તેની શાંતિ હેઠળ જુગજૂની વ્યથા વસેલી હતી. ક્રીસ્ટોફનો શ્વાસ થંભી ગયો, હાલવા ચાલવાનીયે હિમ્મત રહી નહીં. આવેશથી તે ઠરી થઇ ગયો. જ્યારે ગીત પૂરું થયું ત્યારે તે ગોટફ્રીડ તરફ સરક્યો અને ગળગળા સ્વરે બોલ્યો :

"મામા!"

ગોટફ્રીડે જવાબ ન આપ્યો.

"મામા!" છોકરાએ ફરી પૂછ્યું, ને પોતાના હાથ તથા દાઢી ગોટફ્રીડના ગોઠણ ઉપર ટેકવ્યા.

ગોટફ્રીડે માયાળુ અવાજે કહ્યું :

"બોલ, છોકરા......"

"એ શું હતું, મામા? મને કહો! તમે શું ગાતા હતા?"

"મને ખબર નથી."

"શું હતું તે કહો."

"હું નથી જાણતો. ગીત હતું—બીજું શું?"

"તમે બનાવેલું ગીત?"

"ના રે, મેં નહિ! કેવી વાત! બહુ જૂનું ગીત છે આ તો."

"કોણે બનાવ્યું?"

"કોઇ જાણતું નથી."

"ક્યારે?"

"કોઇને ખબર નથી..."

"તમે નાના હતા ત્યારે?"

"હું જન્મ્યો તે પહેલાં, મારા બાપા જન્મ્યા તે પહેલાં, તેના બાપા જન્મ્યા તે પહેલાં ને તેના બાપાના બાપા જન્મ્યા તેની યે પહેલાં......એ હંમેશાં હતું જ."

"કેવું વિચિત્ર! મને કોઇ દિવસ કોઇએ એ વિષે કહ્યું નથી."

તેણે એક ક્ષણ વિચાર કર્યો.

"મામા તમે બીજું એકકે જાણો છો?"

"હા."

"ત્યારે બીજું એક ગાવને?"

"શું કામ બીજું ગાઉં? એક પૂરતુ છે. જ્યારે ગાવાનું મન થાય ત્યારે માણસ ગાય, જ્યારે ગાવાનું હોય ત્યારે માણસ ગાય. મજાક ખાતર માણસે નહિ ગાવું જોઇએ."

"પણ માણસ સ્વરરચના કરે તેનું શું?"

"એ સંગીત જ નથી."

છોકરો વિચારમાં ગરકાવ થઇ ગયો. એને બરોબર સમજાયું નહિ. પણ એણે ખુલાસો માગ્યો નહિ. બીજા સંગીત જેવું એ સંગીત નહોતું એ વાત તો ખરી હતી. તેણે ચલાવ્યું:

"મામા, તમે કદિ રચ્યાં છે?"

"શું રચ્યાં છે?"

"ગીતો!"

"ગીતો? ઓહ! હું કેવી રીતે બનાવું? ગીતો કાંઇ બનાવી શકાતા નથી"

પોતાના હંમેશના તર્કથી બાળકે જારી રાખ્યું.

"પણ, મામા, કદિક તો કોઇકે બનાવ્યા જ હશે ને?"

ગોટફ્રીડે જક્કીપણે માથું ધૂણાવ્યું.

"ગીત હંમેશાં હતાં જ"

છોકરાએ ફરી હુમલો કર્યો;

"પણ મામા, બીજાં નવાં ગીતો ન બનાવી શકાય?"

"પણ બનાવવા જ શું કામ? દરેક માટે પૂરતા છે. તમે ઉદાસ હો તો એને માટે ગીતો છે, તમે ખુશીમાં હો તો એને માટે છે, તમે થાકી ગયા હો તો એને માટે છે; ઘરનો વિચાર કરતા હો તો છે.

પાપી હોવાને કારણે, પૃથ્વી પર જંતુ જેવા છો તેથી તમારી પર ધિક્કાર આવતો હોય તો એને માટે છે; લોકો તમારી તરફ દયા રાખે ને રડવાનું મન થતું હોય તો એને માટે છે; ને ગીતો છે જ્યારે તમારા હૃદયમાં આનંદ હોય, કારણ કે જગત સુન્દર છે, ને તમને ઇશ્વરનું સ્વર્ગ દેખાય છે, જે એના જેવું જ માયાળુ છે, તમારી તરફ હસે છે...દરેક ચીજ દરેક પ્રસંગ માટે ગીતો છે, હું શું કામ બનાવું?"

"મોટા માણસ થવા માટે" એના દાદાના શિક્ષણથી પ્રેરિત સરળ સ્વપ્નોથી ભરેલા મનથી છોકરાએ કહ્યું.

ગોટફ્રીડ ધીમેથી હસ્યો. ક્રીસ્ટોફ સહેજ ઘવાયો, તેણે પૂછ્યું: "તમે કેમ હસો છો?"

ગોટફ્રીડે કહ્યું:

"ઓહ! હું?.........હું કંઇ નથી." છોકરાના કપાળને તેણે ચૂમી લીધી અને કહ્યું.

"તારે મોટા માણસ થવું છે?"

"હા" ક્રીસ્ટોફે સગર્વ કહ્યું. તેને થયું કે ગોટફ્રીડ તેની પર ખુશ થશે પણ ગોટફ્રીડ બોલ્યો:

'શેને માટે?'

ક્રીસ્ટોફ જરા પાછો પડ્યો. એક ક્ષણ તેણે વિચાર કર્યો અને કહ્યુ:

"સુંદર ગીતો બનાવવા માટે!"

ગોટફ્રીડ ફરી હસ્યો, ને બોલ્યો;

"મોટા માણસ થવા માટે તારે સુંદર ગીતો બનાવવા છે ને સુંદર ગીતો બનાવવા માટે તારે મોટા માણસ થવું છે. પોતાની પુંછડી પકડવાની મહેનત કરતા કૂતરા જેવો તું છે."

ક્રીસ્ટોફ ખરેખરો ઘવાયો. બીજા કોઇ સમયે જો મામા આમ તેની તરફ હસ્યા હોત તો તેણે ચલાવી લીધું હોત નહિ, પોતે જ તેની તરફ હસ્યો હોત. વળી તેને દલીલબાજીમાં જીતી જાય તેવો તે ગોટફ્રીડને કદિ માનત નહિં. અપમાન કરવા, કોઇક જવાબ આપવા માટે તે ફાંફાં મારવા લાગ્યો, પણ કાંઇ–સૂઝયું નહીં. ગોટફ્રીડે ચલાવ્યું:

"અહીંથી તે ઠેઠ કોબ્લેન્ટ્ઝ જેવડો મોટો તું થાય તો પણ તું એકકે ગીત નહિ બનાવી શકે."

હવે ક્રીસ્ટોફે બળવો કર્યો.

"ને જો બનાવું તો !..."

"જેમ વધારે મન કરીશ તેમ ઓછું કામ થશે. ગીતો બનાવવા માટે તારે આ સૌ જોવું થવું પડશે. સાંભળ..."

ખેનરી પછવાડેથી, ગોળ ને ચમકતો ચંદ્ર ઉગ્યો હતો. ધરતી પર ને ખળખળ વહેતા પાણી પર રૂપેરી ધૂમ્મસ છવાતું હતું. દેડકાં ડ્રાઉં ડ્રાઉં કરતાં હતાં ને પછવાડેની ઝાડીમાંથી તમરાંઓનું સુસ્પષ્ટ સંગીત વહેતું હતું. ખડમાકડીના ટોળાના તાલબદ્ધ ગુંજારવ જાણે કે તારાના ચમકારાને જવાબ વાળતો હતો. આલ્ડર્ઝ્સની ડાળીઓમાં પવન ભમતો હતો. નદી પછવાડેના ડુંગરાઓમાંથી ચડુંલતું ધીમું મધુર સંગીત નીચે ઉતરતું હતું.

"ગાવાની જરૂર શી છે ભાઇ?" લાંબા મૌન પછી ગોટફ્રીડે નિસાસો નાખ્યો. (એ ક્રીસ્ટોફને ઉદ્દેશી કહેતો હતો કે પોતાનેજ તેની કાંઇ સ્પષ્ટ સમજ પડે તેમ ન હતું.) "તમારા કોઇ પણ સંગીત કરતાં આ બધાનું સંગીત વધારે મીઠું નથી?"

રાત્રીના આ અવાજ ક્રીસ્ટોફે અનેકવાર સાંભળ્યા હતા, ને એ બધાં એને ગમતાંયે હતા. પણ આજે જેવી રીતે સાંભળ્યા તેવી રીતે કદિ સાંભળ્યા ન હતા. વાત સાચી હતી. ગાવાની શી જરૂર છે?......તેનું સમસ્ત હૃદય અશ્રુના ને દર્દથી ભરાઇ ગયું. ઝાડીઝાંખરાને, નદીને, આકાશને, ચમકતા તારાને ભેટી પડવા તેનું દિલ અધીરું થઇ ગયું. ગોટફ્રીડ મામા પ્રત્યેના પ્રેમથી તે ઉભરાઇ ગયો. હવે તેને તે સૌથી સુંદર માણસ લાગવા માંડ્યો. તેને થયું તેણે ગોટફ્રીડને કેવો અન્યાય કર્યો હતો? તેને થયું કે તેના મામા દુઃખી હતા, કારણ કે ક્રીસ્ટોફે તેને અન્યાય કર્યો હતો. તેને ભારે પશ્ચાતાપ થયો. તેને બોલી ઉઠવાનું મન થયું: "મામા, દુઃખી ના થશો: હું ફરી તોફાન નહિં કરું. મને માફ કરો, તમે મને બહુ ગમો છો!" પણ હિમ્મત ચાલી નહીં. અને એકાએક ગોટફ્રીડના ખોળામાં તે જઇને પડ્યો, પણ બોલવા માટે શબ્દો હાથ આવ્યા નહીં, તે માત્ર બોલ્યો: "તમે મને બહુ ગમો છો." ને ખૂબ જ હેતથી ચુંબન કર્યું. ગોટફ્રીડને આશ્ચર્ય થયું, તેને લાગી આવ્યું, તેણે બોલવા માંડ્યું. "શું? શું?" ને તેને બચી ભરીને પછી ઉભો થયો, છોકરાનો હાથ ઝાલ્યો ને કહ્યું: "હવે આપણે જઇએ." મામા તેને સમજ્યા નહીં, તેથી ક્રીસ્ટોફને દુઃખ થયું. પણ જ્યારે ઘર નજીક આવ્યું ત્યારે ગોટફ્રીડ બોલ્યો: "જો તને મજા પડી હોય તો ફરી કોઇવાર આપણે પ્રભુનું સંગીત સાંભળવા જઇશું. હું થોડા બીજાં ગીતો પણ ગાઇશ." ને જ્યારે 'આવજો' કહેતી વખતે ક્રીસ્ટોફે ઉપકારવશ થઇ તેને ચૂમી ભરી ત્યારે તેણે જોયું કે મામા તેને સમજ્યા હતા.

———:o:———

## કળાસ્વામી અવનીન્દ્રનાથનું ભારતમાતાનું ચિત્ર

[આ અંકમાં બીજા પાના ઉપર ડૉ. હરિપ્રસાદ દેસાઇનો 'ભારતમાતા' એ મથાળાનો લેખ અને તે લેખમાં અન્તર્ગત ઉપર જણાવેલ ભારતમાતાનું ચિત્ર પ્રગટ કરવામાં આવેલ છે તેના અનુસંધાનમાં સદ્‌ગત ભગિની નિવેદિતાની એ ચિત્ર ઉપરનીજ એક નોંધ પ્રસ્તુત હોઇને અહિં પ્રગટ કરવામાં આવે છે તંત્રી]

આ ચિત્રમાં સંપૂર્ણ સંસ્કારિતા અને કલ્પનાના પ્રકટીકરણનું સાફલ્ય છે. ભારતમાતા લીલી ભૂમિ પર ઉભાં છે. એમની પાછળ નીલ આકાશ છે. એમના સુંદર નાનકડાં પગલાં આગળ ચાર શ્વેત કમળની માળાની ઝાંખી રેખા છે. એમને ચાર હાથ છે, જે ભારતવાસીઓની વિચારધારા પ્રમાણે દૈવી શક્તિના સૂચક છે. એમાંણે પહેરેલી સાડીની ઘડીની રેખાઓમાં શુધ્ધ આચારની કોરતા છે. એમનાં ઉદાર અમૃતમય નયનો અને ભ્રકુટિની પાછળના તેજપ્રવાહથી આપણે અંજાઇ જઇએ છીએ. શિક્ષા, દીક્ષા, અન્ન, વસ્ત્ર—આ ચાર વરદાન પોતાના ચારે હાથ વડે ભારતમાતા આપે છે.

પહેલેથી છેલ્લે સુધી એ ચિત્ર ભારતવાસીઓના હૃદયને ઉદ્દેશીને ભારતની ભાષામાં કરાયેલું નિવેદન છે. નવી શૈલીની એ પહેલી મહાન કૃતિ છે. મારી શક્તિ હોય તો હજારોની સંખ્યામાં છાપીને દેશભરમાં એ ચિત્રને હું છૂટું મૂકી દઉં, જેથી કોઇ ખેડૂતના ઝુંપડાની કે કોઇ કારીગરના ઘરની ભીંત, કેદારનાથથી કન્યાકુમારી સુધી, આ ચિત્ર વિનાની ન હોય ફરી ફરીને આ ચિત્રના ગુણો તરફ જોઇએ છીએ તેમ તેમ એમાં રેખાંકિત કરેલાં પાવિત્ર્ય અને ભાવનાથી મુગ્ધ થવાય છે. અને એ સાચેજ અદ્‌ભુત વાત છે કે ભારતમાતાના એક ભારતવાસીએ દોરેલા પહેલાજ ચિત્રમાં આ હકીકત મોટેથી કહેવાઇ રહી છે.

# ધર્મના મૂળ સિદ્ધાન્તો

એરચ જહાંગીર તારાપોરવાળા

[ તાજેતરમાં મુંબઇમાં એક ધર્મપરિષદ્ મળી હતી. જ્યાં હિન્દના બધા ધર્મો તથા પંથોના અનુયાયીઓ ભેગા મળ્યા હતા. મને તે પરિષદ્‌માં હાજર રહેવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું, અને ત્યાં એક વસ્તુએ મારું ખાસ ધ્યાન ખેંચ્યું હતું. તે એ કે ધર્મ-ધર્મનો પંથ-પંથનો ભેદ ત્યાં મૂળે દેખાતો ન હતો. બધા ધર્મો બધા પંથો સમાન છે, બધા મનુષ્યો એકમેકના ભાઇબંધુ છે, એ ભાવના તે પરિષદ્‌માં સ્પષ્ટ તરી આવતી. સારાંશ એ જ કે આ પરિષદ્‌માં જે મૂળ મુદ્દો સચવાયો તે વિશ્વપ્રેમનો, મનુષ્યબંધુત્વનો, એ પરથી જે વિચારો મને સૂઝ્યા તે આ લેખમાં વ્યક્ત કરવાનો પ્રયત્ન કર્યો છે.]

**આજકાલ** આખાય જગતમાં, બધા દેશોમાં, બધા લોકોમાં, વેરઝેર, કંકાસ, કજીયા વગેરે વ્યાપી રહ્યાં જણાય છે. દેશદેશના લોકોમાં પરસ્પર અદેખાઇ અને શત્રુત્વ, એક જ દેશમાં જુદા જુદા ધર્મોના અનુયાયીઓમાં કજીઆ-ટંટા અને ઘણીકવાર એક જ મૂળ ધર્મના લોકોમાં જુદા જુદા પંથો વચ્ચે ઝઘડા ચાલે, તે ઉપરાંત કાળા અને ગોરા, મજૂરી કરનારા અને શેઠીઆઓ, સરકાર અને રૈયત, સામ્યવાદીઓ અને શાહીવાદીઓ વગેરે વગેરે અસંખ્ય પક્ષો પડી ગયાથી સાધારણ મનુષ્ય વિહ્વળ બને તો જરાય નવાઇ નહિ. માત્ર ત્રીસ પાંત્રીસ વર્ષોમાં બે વિશ્વયુદ્ધ ખેલાયાં, જેવાં જગતના ઇતિહાસમાં કોઇએ જાણ્યાં નથી. લોહીની નદીઓ વહી. નાશના અનેક નવાં નવાં સાધનો યોજાયાં. અસલ ભારતવર્ષમાં 'શતઘ્ની' શબ્દ વપરાતો, જેનો અર્થ એક સપાટે સો મનુષ્યનો નાશ કરી શકે તેવું યંત્ર. પણ છેલ્લા વિશ્વયુદ્ધમાં જે અણુ બોમ્બ શોધાયો તેને તો આ હિસાબે 'લક્ષઘ્ની' નામ આપવાનું યોગ્ય થશે. આ યુદ્ધોમાં જીતનાર હારનાર કોઇ નથી. એક રીતે કહીએ તો બધા જ હાર્યા છે. યુદ્ધ કર્યાં, અસંખ્ય જીવોની હાની થઇ, જે દ્રવ્ય ખર્ચાયુ ને નષ્ટ થયું તેના તો આંકડા જ ન મળે, અને આજે બધા થાકયા હાર્યા દમ ભરી રહ્યા છે. યુદ્ધ તો 'સમાપ્ત થયું' એમ બધા કહે છે, પણ જે માનવીની મનોદશાને કારણે આ યુધ્ધો જાગ્યાં, તેમની મનોદશામાં જરાય ફેર પડેલો દેખાતો નથી. "આ તારું, આ મારૂ" એ બધા વિગ્રહનું મૂળ છે. તે મૂળ તો હજી તેવું જ રહેલું છે. યુદ્ધની સમાપ્તિ પછી આગળ કોઇએ જોયાં કે કલ્પ્યાં ન હોય એવાં ભયંકર શસ્ત્રો યોજાઇ રહ્યાં છે. છેલ્લાં યુદ્ધમાં એક અણુ બોમ્બે હિરોશીમાનો નાશ કર્યો, પણ હવે તો કહેવાય છે કે નવી શોધના જે અણુ બોમ્બ બનશે તે સાથે સરખાવતાં તો હિરોશીમાનો બોમ્બ તો બાળકનું રમકડું ગણાય !

બધા વિચારવંત મનુષ્યોને એમ ભસે છે કે મનુષ્ય-જાતિ વિનાશપંથે ચડી ગઇ છે, અને આવું ને આવું જ ચાલ્યા કરશે તો થોડાં જ સમયમાં પૃથ્વી પર મનુષ્ય પ્રાણીનું નામ પણ નહિ રહે, પણ મનુષ્યની બે બાજુઓ છે. એક પાશવી અને બીજી દૈવી. અત્યારે પાશવી બાજુનું બળ અધિક દેખાય છે. વિજ્ઞાનની નજરે મનુષ્ય પશુમાંથી આગળ વધેલું પ્રાણી છે. આજ સુધી વિજ્ઞાને માત્ર આ પશુત્વ જ જોયું છે ને તેનું સંશોધન કર્યું છે; પરંતુ મનુષ્યમાં એક બીજી પણ વસ્તુ છે, જેનો આજે ખાસ વિચાર થતો નથી. મનુષ્યમાં મુખ્ય વસ્તુ મન છે, વિચાર શકિત છે તેને જ લઇને એ માનવી કહેવાય છે. એ વિચારશકિત વડે માનવી સાર-અસાર, સત્ય-અસત્ય સમજી શકે છે. એ મન આપણી સૌથી કીમતી વસ્તુ છે. મનુષ્યનો ઇશ્વરી અંશ, માનવીની દૈવી શકિત મન દ્વારા પ્રગટે છે.

એ વિશેષ શકિતના વિકાસથી જ આજનો અંધકાર દૂર થશે એમ ઘણાનું માનવું છે. મનુષ્ય માત્ર ખાવા પીવા યા મોજ માણવા યા સંતતિ વધારવા માટે પૃથ્વી પર જન્મ્યો નથી. એનામાં જે ઇશ્વરની અણમોલ ભેટ છે તેનો વિકાસ કરવો એ એનું કર્તવ્ય છે. પોતાના પાશવ સ્વભાવને જીતીને પોતાની અંતરની દૈવી જ્યોતિ જગાવવી એ મનુષ્યનું કર્તવ્ય છે. એ મનનું વશીકરણ મનુષ્ય જીવનમાં મુખ્ય ભાગ ભજવે છે. એ મન જો સ્વચ્છંદે વિહરે તો તે મનુષ્ય મટીને રાક્ષસ બને છે, પણ જો મન વશ થાય તો મનુષ્ય આ જગતમાં દેવ જેવો બને છે.

આજે બધાં વિચારશીલ સ્ત્રી પુરૂષો એકમત છે કે મનુષ્યની પાશવી વૃત્તિને ખૂબ જ પોષણ મળ્યું. હવે તેની

દૈવી વૃત્તિને પોષતી ધરે. તેમ ન કરાય તો મનુષ્ય જાતિનો સંપૂર્ણ નાશ થોડા જ સમયમાં થશે. અને તે કારણે બધા દેશોમાં અનેક સ્ત્રી પુરુષો આજે ધાર્મિક સંગઠનની વાતો કરે છે; નૈતિક શસ્ત્રોથી સજ્જ થવાનાં (moral rearmament) સ્વપ્નાં સેવે છે.

મનુષ્ય અને પશુઓમાં અનેક પ્રકારે સામ્ય છે. માત્ર મનની વિશિષ્ટતાને લઇને મનુષ્યમાં ધર્મ નામે એક ખાસ વસ્તુ છે, જે કોઇ પણ પશુમાં નથી. એથી જ ભર્તૃહરિએ લખ્યું છે કે धर्मेण हीनाः पशुभिः समानाः (ધર્મ-વિહોણા માનવીઓ પશુઓ જેવા જ છે) એટલે કે મનુષ્યનું દૈવી સ્વરૂપ પ્રગટી શકે છે,તે ખીલી શકે છે. આપણા દેશમાં આગળ એ માન્યતા હતી (જે આજે પણ સેંકડો નરનારીઓ આપણા દેશમાં માને છે) કે પૂર્વના દેશોના લોકોમાં ધર્મ ઉપર આસ્થા ઘણા વધારે પ્રમાણમા છે, પરંતુ પશ્ચિમના દેશોમાં ધર્મ જેવું કશું જ નથી. આ કેવળ ભ્રમ છે. કારણ કે આપણે ગમે તે દિશામાં જઇએ તો બધે મનુષ્યસ્વભાવ એકસરખો જ જડે છે. આનો તો મને પ્રત્યક્ષ અનુભવ થયો છે. 'ધર્મ' શબ્દની વ્યાખ્યા આપણાં દેશમાં લગાર જુદી છે, તેથી આ ભ્રમણા આપણા દેશમાં વધુ દેખાય છે. આપણાં દેશમાં 'ધર્મ' કહીએ તો તેમાં સ્નાન-સંધ્યા, ટીલાં-ટપકાં, પૂજા-પાઠ, નમાઝ-રોઝા, ભણતર-ગણતર વગેરે વગેરે સમાય છે. યાને બહારનાં સ્વરૂપ પર વધારે વજન દેવાય છે. પશ્ચિમમાં કેળવણી તથા વિજ્ઞાન (science) ના બહોળા પ્રચારના કારણે આ ધર્મનાં બહારના સ્વરૂપ પર ઝાઝું ધ્યાન દેવાતું નથી, અને તે કારણે સારૂં પરોપકારી જીવન તે જ સાચો ધર્મ એમ સમજવામાં આવે છે, વિજ્ઞાનના વિકાસને લઇને પશ્ચિમના ઘણાક 'શિખેલા-ભણેલા' લોકો નાસ્તિકવાદ પર ઉતરે છે. અને ઇશ્વર યા આત્મા હોઇ શકે નહિ, એમ માને છે. આપણા દેશમાં પણ ચાર્વાક વગેરે દર્શનો આ નાસ્તિકવાદ શીખવાડે છે. વાસ્તવમાં ઇશ્વર છે કે નહિ એ તકરારજ અસ્થાને કહેવાય. જેઓ ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારે છે તેઓ જ એને એટલે ઉંચે સ્થાને સ્થાપે છે કે સાધારણ મનુષ્યના જીવનને ઉંચા સ્વર્ગમાં બીરાજમાન ઇશ્વર જરાય અસર કરી શકતો નથી. પરિણામે મનુષ્યોનો મોટો ભાગ ઇશ્વર છે એટલું જીભે બોલી જાણે છે; પણ તેમનું જીવનમાં વર્તન એવું હોય છે કે જાણે ઇશ્વર છે જ નહિ.

જે કાંઇ હો તે હો. એટલું તો બધાય (આસ્તિક તેમજ નાસ્તિક) એક વસ્તુનો સ્વીકાર કરે છે કે મનુષ્ય અને મનુષ્ય જીવનથી પર અને તેનાથી અનેક દરજ્જે ચઢિયાતી કોઇક વસ્તુ (શક્તિ) છે, જેમાંથી આ બધળું ઉદ્ભવે છે. આપણા વેદના સમયથી અનેક મહાપુરુષોએ એ માટે અનેક તર્ક-વિતર્ક કર્યા, પણ છેવટે તો એ જ કહ્યું કે એ ભેદ ઉકેલી શકાય તેમ નથી. એટલે મનુષ્ય જીવનને જે સ્પર્શી શકે નહિ તે વિષે તકરાર કરવી મિથ્યા જ લેખાય. પણ એટલું તો સિદ્ધ છે કે મનુષ્ય પર એક એવી મહાશક્તિ છે જેના વડે આ બધું વિશ્વ પોતાને નિર્મિત માર્ગે ચાલી રહ્યું છે. તે એક જ એટલું સત્ય છે, પછી તેને ગમે તે નામ અથવા સંજ્ઞા આપે. एकम् सद् विप्रा बहुधा वदन्ति એ સુપ્રસિદ્ધ વેદ-વાક્ય છે, અને તે સાથે સાથે એ પણ બધા માને છે કે એ બધાંથી પરવસ્તુ (યા શક્તિ)મનો થોડોક અંશ આ સૃષ્ટિના દરેક જીવમાં છે. ઉપનિષદ્‌માં આ બહુ સુંદર ઉપમાથી સમજાવ્યું છે. જેમ મોટા અગ્નિમાંથી અસંખ્ય ચિનગારીઓ ચોતરફ ઊડે તે જ પ્રકારે આ અનંત અને અમર શક્તિમાંથી બધા જીવો ઉદ્ભવે છે.

આપણા જીવનનું એક જ ધ્યેય હોઇ શકે-જે મહા જ્વાલામાંથી આપણે નીકળ્યા તેમાં છેવટે સમઇ જવું, તેના જેવા જ સર્વસંપૂર્ણ અને અમર બનવું.

પૃથ્વીના પટપર અનેક ધર્મો થયા છે ને થશે. મનુષ્યની સ્મરણશક્તિ એટલી નબળી છે કે તે મૂળ સિધ્ધાન્તો ફરી ફરીને વીસારી મૂકે છે. તેથી જ જુદા જુદા યુગોમાં જુદા જુદા દેશોમાં મહા પુરુષો પાકયા છે, તેમણે દેશ કાળ અને સ્થિતિને અનુસરીને મુળ સિધ્ધાન્તો ફરી ફરીને સમજાવ્યા છે. દેશ, કાળ તથા સ્થિતિના ભેદના કારણે એ જુદા જુદા મહાત્માઓના સંદેશ (પયગામ)માં થોડો થોડો ફેર તો હોય જ; પણ મૂળ સનાતન સત્ય એક જ છે. જે મહાત્માએ અમુક સમયે અમુક પ્રજાને એ સનાતન સંદેશ સમજાવ્યો, તેમાં વખત જતે ફેર પડતો જાય છે. તે સંદેશને સંદેશવાહક સાથે ભેળવી દેવાય છે, અને પછી સંદેશ વિસરાઇ જાય છે અને સંદેશ લાવનારની પૂજા થાય છે। વિદુષી એની બેસંટે એક વ્યાખ્યાનમાં કહેલું બધાએ ગોખી રાખવું જોઇએ. Men remember the Messenger but forget the Message (મનુષ્યો પયગમ્બરને યાદ કરે છે; પરંતુ પયગામ વિસારી દે છે). આ જ કારણે

ધર્મના ઝગડાઓ ઉદ્‌ભવ્યા છે. ધર્મને નામે અનેક અત્યાચારો થયા છે, હજારો બલ્કે લાખો નિર્દોષોની કતલ થઈ છે અને તેથી આજે કહેવાતા 'સુશિક્ષિત' વર્ગ તરફથી ધર્મની ખુલ્લી અવગણના થઇ રહી છે.

ઘણો સમય થયા 'ધર્મ–શિક્ષણ' બાળકોને અપાઇ રહ્યું છે. પણ દુઃખની વાત એ છે કે ધર્મના પરસ્પર-વિરોધી શિક્ષણ પર ભાર દેવાય છે. અમે હિન્દુ, યા બૌધ્ધ, યા જૈન, યા ખ્રિસ્તી, યા મુસ્લીમ, યા જરથોસ્તી તેથી અમો બીજા સર્વથી નોખા, અમારા પર ઇશ્વરના ચારે હાથ અમો જેવા સંસારમાં કોઇ જડે નહિ. અમથી જુદા તે અનંતકાળ સુધી નરકના અધિકારી. આ પ્રકારનું 'ધર્મ–શિક્ષણ' સૈકાઓથી મળતું આવે તો પછી ધર્મને નામે લોહી ન રેડાય તેની જ નવાઇ.

આ ધર્મ શિક્ષણની–પ્રથા–જેમાં બાળકના પોતાના 'જન્મ–ધર્મ' પર જ ભાર દેવાય છે તે સંપૂર્ણ રીતે નાબૂદ થવી જોઇએ. એની સાથે સાથે પરધર્મીઓને માટે વપરાતા શબ્દો (જેવા કે મ્લેચ્છ, પાખંડ, કુફ્ર, દરવંદ, heathen વગેરે) ભાષામાંથી સદાને માટે દૂર થવા જોઇએ. અત્યાર સુધી જે પ્રકારનું ધર્મ શિક્ષણ બાળકોને અપાય છે તેમાં બીજા ધર્મો પોતાના ધર્મથી જુદા પડે છે તે જ શીખવાડાય છે. ધર્મોનું સામ્ય તપાસવાની અને તેને બાળકના મનમાં ઠસાવવાની કોઇને ફુરસદ નથી અને રૂઢિચુસ્ત ધર્મશિક્ષકોને આ પ્રકારનું શિક્ષણ રૂચિકર ક્યાંથી હોય? માટે પહેલું શિક્ષણ જે બાળકના મન પર કુમળી વયે જ ઠસાવવું જોઇએ, તે બધા ધર્મોમાં જે સામ્ય છે તેનું સ્પષ્ટ દર્શન. બધા મનુષ્યો એક જ મહાશક્તિમાંથી નીકળ્યાં છે–તેને ગમે તે નામે ઓળખો (ઇશ્વર, વિષ્ણુ, શંકર, અલ્લાહ, ગૉડ, દાદાર, અહુરમઝદ ગમે તે નામે ઓળખો) અને તે જ કારણે બધા મનુષ્યો આપણા પોતાના બંધુજનો છે. મનુષ્યબંધુત્વનો આ પહેલો પાઠ બાળક સૌથી પહેલો શીખે.

ત્યાર પછી બધા ધર્મોમાં મૂળભૂત સિદ્ધાંતો છે તે સમજાવવા જોઇએ. એ મૂળ સિદ્ધાંતો ત્રણ છે. તે જરા વિગતવાર જોઇ લઇએ. બધી સૃષ્ટિ અને બધા જીવો એક મહાશક્તિમાંથી જન્મ્યાં તો એટલું તો સ્વીકારી લેવું જ જોઇએ કે તમામ સૃષ્ટિ અમુક નિર્માણ કરેલ ધ્યેય તરફ જ આગળ વધે છે, અને સૃષ્ટિમાંનું બધું (જડ તેમજ ચેતન) અમુક અચળ, અટલ નિયમોને અનુસરીને જ પોતાનું કાર્ય સિદ્ધ કરે છે. એ નિયમો સૃષ્ટિની પહેલાં આદિ શક્તિમાંથી ઉદ્‌ભવેલા છે. અને તે નિયમોને કોઇ પણ ઉથાપી શકે નહિ. એ નિયમ જુદી જુદી રીતે પયગમ્બરોએ સમજાવ્યા છે, પણ તેનું એક નામ સત્ છે. વેદ કાળમાં એને ઋત કહેતા. આ શબ્દનો અર્થ 'જવા યોગ્ય માર્ગ' અથવા જે માર્ગે ચાલવાથી માનવી આદિ શક્તિને મળી શકે તે માર્ગ. એ મૂળ સિદ્ધાંત જુદા જુદા ધર્મોમાં ખાસ ખાસ નામે ઓળખાય છે. એ નિયમોનું જ્ઞાન હોય તો માનવી ભવસાગર તરી શકે છે. દરેક માનવીએ આ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. એ જ સાચું જ્ઞાન છે, બીજું બધું 'અજ્ઞાન' છે, અને આ જ્ઞાનથી પવિત્ર બીજું કશું નથી હોઇ શકે નહિ. અલબત, નાનાં બાળકને આ જ્ઞાનના ઊંડાણમાં તો ન લઇ જવાય; પરંતુ સત્‌ની વ્યાખ્યા અપાય. આદિ શક્તિના નિયમોનું પાલન કરવું, જીવનમાં કેટલું જરૂરી છે તેનો કાંઇક ભાસ આપી શકાય.

સૃષ્ટિનો પહેલો નિયમ એજ કે બધા માનવીઓ, બધા જીવો પોતાના નિર્માણ થયેલ માર્ગે આગળ ધપી રહેલા છે. સાચું જ્ઞાન સમજાય તો જરૂર તેના મનમાં થાય કે આ માર્ગે તે એકલો જ જતો નથી, પણ તેના જેવા જ બીજા અસંખ્ય જીવો પણ એજ મહાયાત્રા કરી રહેલા છે. આટલું મનમાં આવે તો બીજા જીવો પ્રત્યે સહાનુભૂતિ આપોઆપ જ ખીલવા માંડે. તે સ્પષ્ટ જોઇ શકે પોતાને જે સુખ–દુઃખના અનુભવો થાય છે તેવા જ અનુભવો બીજા જીવોને પણ થાય છે, એ ભાન થતાં તે પ્રેમ માર્ગે ચડી શકે છે. આ પ્રેમનું બીજું નામ 'ભક્તિ' છે. 'ભક્તિ' સાધારણ રીતે નિરાકાર નિર્ગુણ ઇશ્વરની હોય. પણ ઘણાં મનુષ્યો એવા છે જે નિરાકાર આદિ શક્તિ પર પોતાનો પ્રેમ ઢાળવી શકે નહિ. તેવાઓનો પ્રેમ મનુષ્યો–પોતાના જાતભાઇઓ–તરફ વળે છે. આ પ્રેમ ભક્તિ તે ધર્મનો બીજો મૂળ સિદ્ધાન્ત.

જ્ઞાન પ્રાપ્ત કરી હૃદયભક્તિથી તરબોળ કરી બેસી રહી શકાય નહિ. મનુષ્યસ્વભાવ જ આ બે પ્રાપ્ત કરેલાં અણમોલ રત્નોનો ઉપયોગ કરવા માર્ગ શોધે છે. એ ઉપયોગ સેવા દ્વારા થાય. પોતા કરતાં ઉતરતી દશાનાં ભાઇ બ્હેનોને યથાશક્તિ સહાય કરવી અને તેમાં પોતાને કશો લાભ યા ગેરલાભ થતો હોય તે તરફ ન જોવું. જ્ઞાન–ભક્તિ પ્રાપ્ત કર્યા એટલે માનવીએ સેવા કરવી રહી. અને તે પોતાનું કર્તવ્ય છે એ જ ભાવનાથી–આને જ નિષ્કામ કર્મ કહે છે. આ ધર્મોનો ત્રીજો મૂળ સિદ્ધાન્ત.

બધા ધર્મોમાં આ ત્રણ માર્ગો જ્ઞાન, પ્રેમ તથા સેવા સ્પષ્ટ રૂપે દર્શાવેલા છે. બધા ધર્મો કહે છે કે એ ત્રણે એકસરખી રીતે સાધે તે જ સાચી સાધના લેખાય. બધા ધર્મોનું જે મૂળભૂત સામ્ય તે આ ત્રણે માર્ગોમાં સમાય છે.

# ગુજરાતી ચિત્રકળા છેલ્લા ૧૦૦ વર્ષમાં

શ્રી. રવિશંકર મહાશંકર રાવળ



## ગુજરાતી ચિત્રકળાનો વિકાસક્રમ

અંગ્રેજો આવ્યા તે પહેલાંના અરસામાં ભીંતો પરનું ચિત્રકામ હોંશીઆર સલાટો અને કમાનગરો કરી આપતા. જૂના રાજમહેલોની છત, ભીંત તેમજ બારણાં ઉપર દેવ-દેવીઓ, ધર્મપ્રસંગો, કૃષ્ણલીલા, રામ રાવણ, મલ્લો તેમજ રાજાની કચેરીનાં ચિત્રો એમણે કરેલા છે. આ ચિત્રો જૂની રાજસ્થાની કળાનો પરિવાર ગણી શકાય. પૂરી ભભકવાળા રંગો, જાડી એકધારી કડક રેખાઓ અને ભાવ કરતાં વર્ણનને વધુ વફાદાર આવાં ચિત્રો ભાવનગર, જામનગર, વડોદરા તેમ જ ગુજરાત સૌરાષ્ટ્રના શહેરો તેમ જ ગામડાનાં દેવસ્થાનો અને ગૃહસ્થોની હવેલીની દીવાલો પર હજુ પણ જોવા મળે છે. એને સલાટી ચિત્રકામ તરીકે ઓળખવામાં આવે છે. તીર્થોમાં જોવા મળતી નાની દેવદેવીઓની છબીઓ, જન્મકુંડળીઓનાં ચિત્રો, કેટલીક હસ્તપ્રતોમાંના ચિત્રો એ જ ઢબનાં થતાં, જયપુરી કે રાજસ્થાની કલમનો એ એક અપભ્રંશ પ્રકાર હતો. હૈયાત માણસોની હુબહુ છબી એ શૈલીમાં ક્વચિત જ જોવા મળે છે, તે પણ વાસ્તવિક નહિં. ચિત્રકારો કારીગર વર્ગમાં ખપતા. કવિઓ, વિદ્વાનો અને મુત્સદીઓ જેવાં માન કે પારિતોષ તેમને માટે ન હોતાં.

## થોડી તવારીખ

ઇ. સ. પૂર્વે ૧૮૫૭માં મુંબઇની સરકારે સર જીજીભાઇની સખાવતથી એક કળાશાળા (આર્ટ સ્કૂલ) મી. ટેરીના હાથ નીચે અબ્દુલ રહેમાન સ્ટ્રીટમાં શરૂ કરી. મી. ટેરી શિલ્પી અને ઇજનેર હતા.

ઇ. સ. ૧૮૭૮માં કર્નલ બાર્ટને રાજકોટમાં હાલના ફીમેલ ટ્રેનીંગ કોલેજના મકાનમાં મી. સાઇક્સના હાથ નીચે એક શિલ્પશાળા ખોલી હતી. તેમાં મહાશંકર ઇંદ્રજી અને વ્રજલાલ બોઘાણી આગળ પડતા વિદ્યાર્થીઓ હતા. તેઓ પાછળથી શાળામાં ડ્રોઇંગ શિક્ષક થયા. મી. સાઇક્સ એક શિલ્પકાર હતા એટલે તેમના હાથે ચિત્રસર્જન થયાં નહિં. રાજકોટ જ્યુબીલીના મ્યુઝીયમના પગથીયાંની બે બાજુના સિંહોના નમૂના તેમણે તૈયાર કર્યા હતા. એ જ અરસામાં વાનરથ (Van Ruth) કરીને એક જર્મન ચિત્રકાર જૂનાગઢ આવેલો. તેણે નવાબ અને તેના કુટુંબની કેટલીક તસ્વીરો કરેલી.



ઇ. સ. ૧૮૮૮ માં વડોદરા નરેશ શ્રીમંત સયાજીરાવ રાજા રવિવર્માને પોતાના દરબારમાં બોલાવ્યા. ત્યાં તે બે વર્ષ સુધી રહ્યા અને પુરાણ પ્રસંગોના કેટલાક સુપ્રસિદ્ધ ચિત્રો તેમણે કર્યાં.

ઇ. સ. ૧૮૯૨ રાજા રવિવર્મા લીથો પ્રેસ મુંબઇમાં ઘાટકોપર(?)એ ઉભું કર્યું અને બે જર્મન કારીગરો રાખી તેમનાં ચિત્રો પ્રસિદ્ધ કરવા માંડ્યા.

ઇ. સ. ૧૮૯૫ રાજકોટ પોલિટિકલ એજન્ટ સર ચાર્લ્સ ઓલીફન્ટે ફ્રાંકબ્રુક્સ નામના સમર્થ તસ્વીર ચિત્રકારને ખાસ બોલાવ્યો. તેણે દોઢેક વર્ષમાં એ સમયના સૌરાષ્ટ્રીય રાજવીઓની તેમની સ્થાનિક વેશભૂષામાં તસ્વીરો કરી, જે આજે એ સમયની સંસ્કૃતિના ઇતિહાસના ઉપયોગી તાદૃશ નમુના છે. એ જ અરસામાં રાજા રવિવર્માએ ભાવનગર વડોદરા વિગેરે સ્થળોએ રાજ્યના અતિથિ તરીકે મુલાકાત આપી અને વધુ તસ્વીરો તેમજ ચિત્રસર્જનો કર્યાં. તેમની તેમજ અન્ય પરદેશી ચિત્રકારોની અસરથી દેશી ચિત્રકારોએ ઓઇલ પેન્ટીંગમાં તસ્વીરો કરવાનું શરૂ કર્યું. તેમાં ભાવનગરમાં છગન પેઇન્ટર અને ધ્રાંગધ્રામાં રાજા મેરુ જાણીતા થયા હતા. એમના સમયમાં જૂની ઢબે કામ કરનારા થોડા હયાત હતા. ભાવનગરમાં ગણેશજી અને જામનગરમાં કડીયા રામજી અને તેના પુત્રો રાઘો અને કચરો તેમજ કમાનગર વલીમામદ જૂના રંગો અને હાથબનાવટની પીંછીઓ વાપરતા.

ઇ. સ. ૧૮૯૬ માં ઇ. બી. હાવેલે કલકત્તામાં ભારતીય ચિત્રોનો સંગ્રહ શરૂ કર્યો અને નવીન ભારતીય કલાનો

પાયો નાખ્યો. શ્રી. અવનીંદ્રનાથે અભિનવ કલાકાર તરીકે શરૂઆત કરી.

ઇ. સ. ૧૯૦૧ માં દિલ્હી દરબાર ભરાયો અને તે વખતે કલાકારીગરીનું એક ગંજાવર પ્રદર્શન થયું. તેમાં શ્રી. અવનીંદ્રનાથનું "શાહજહાનની અંતિમ પળો" નામનું હિંદી પ્રણાલિથી ચીતરાયેલું ચિત્ર રજૂ થયું. તેને સુવર્ણચંદ્રક મળ્યો. સર જ્યોર્જ બર્ડવુડે ઉચ્ચારેલું કે હિંદમાં લલિતકળાનો પ્રભવ થયો જ નથી.

ગુજરાતમાં ગપસપ, પંચ, દંડ, ચર્ચાવળ વિગેરે હાસ્યપૂર્ણ ચિત્રોવાળાં ચોપાનિયાં લીથો પ્રેસમાંથી પ્રગટ થતાં.

ઇ. સ. ૧૯૦૪ મુંબઇની સરકારી ચિત્રશાળામાંથી થોડા ગુજરાતી વિદ્યાર્થીઓ બહાર આવ્યા. તેમણે જીવંત માનવીની ફોટોગ્રાફીક તસ્વીરો ઉપરથી મોટી છબીઓ કરી. ખંભાતના ચુનીલાલ ધોડીએ વિક્ટોરિયા આલબર્ટ મ્યુઝીયમમાં આસી. ક્યુરેટરની નોકરી લીધી. વઢવાણના નાનાલાલ જાનીએ ભાવનગરના કલા ઉદ્યોગ પ્રદર્શનમાં 'ભરવાડ'ના પાત્રચિત્ર માટે સુવર્ણ ચંદ્રક મેળવ્યો. તે પછી એવું ચિત્રનિર્માણ કર્યું નથી. તેમણે જીવનભર રાજા રજવાડાની છબીઓ જ કરી. તેમના સમકાલીન છોટાલાલ તેજપાલ આપશક્તિથી સારા તસ્વીરકાર થયા અને સૌરાષ્ટ્રમાં પ્રસિધ્ધ થયા. આ ત્રણે વ્યક્તિઓ આજે હયાત છે. શ્રી. કેશવલાલ કારખાનીસ જામનગરમાં સ્થિર થયા. તે સારૂં પેઇન્ટીંગ કરી જાણતા, પણ બહાર પડવાની ધગશ નહોતી, તેમ જ રાજ્ય તેમને ઉત્તેજન આપી શક્યું નહિ. જામનગરના નરેશ શ્રી. રણજીતસિંહજીએ લખલૂટ દ્રવ્ય પરદેશી ચિત્રો પાછળ ખર્ચ્યું, પણ તેથી પ્રજામાં કળાકારો કે કળાપ્રેમ વિકસ્યાં નહિ. તેજ પ્રમાણે ભાવનગરનરેશે ઇલીયડના કાવ્યનાં ચિત્રો ઇંગ્લાંડમાં કરાવેલાં, તેની બહુ કીંમત આપેલી. તે સંગીન ઇલીયડમાં છપાવેલાં, પણ ખરાં પરંતુ કોઇ દેશી કળાકારને એટલું ઉત્તેજન આપ્યું નહોતું. આ જ સમયમાં વડોદરા કળાભવનમાંથી સ્વ. ફુલચંદભાઇ શાહ અને બચુભાઇ મુલાણી તૈયાર થયા. તેઓ ધંધાર્થી કળાથી આગળ ગયા નહિ. બચુભાઇ મુલાણી પાછળથી કાઠીઆવાડી નાટક મંડળીના પડદા ચિતરનાર બન્યા જે આજે હયાત છે.

ઇ. સ. ૧૯૦૭ ના અરસામાં અમદાવાદની સ્કૂલબોર્ડના એક શાળાશિક્ષક શ્રી. મગનલાલ શર્માએ એકલવ્યની પેઠે રાજા રવિવર્માને આદર્શ રાખી કેટલાંક મૌલિક ચિત્રો કર્યાં. તેમાં તેમણે કરેલું 'હિંદ દેવી'નું હિંદુસ્તાનના નકશાની આકૃતિમાં સમાવેલું ચિત્ર રાષ્ટ્રજાગૃતિના સમયે બહુ લોકપ્રિય બન્યું અને તેની નકલો હિંદના ખૂણે ખૂણે પહોંચી. કમનસીબે તેને કોઇ આર્થિક લાભ થયો નહિ. તેઓ નિરાશા અને તંગીમાં જમાલપુર લત્તામાં ભાડાનાં મકાનમાં દેહવિલય પામ્યા. તેમનાં ચિત્રો હાલ અમદાવાદના વિકાસગૃહમાં છે અને તેમનાં વિધવા પત્ની સાબરમતી આશ્રમને આશ્રયે છે. શ્રવણ મૃત્યુ, રાણક રા'ખેંગાર, દમયંતી અને પારાધી વગેરે મોટા કદનાં તેમનાં ચિત્રો છે.

ઇ. સ. ૧૯૦૯. મુંબઇ ચિત્રશાળાના પ્રીન્સી બર્ન્સે ઇંગ્લંડમાં હિંદી કળાનો ઇનકાર કર્યો. ડૉ. કુમારસ્વામીએ તેને આવ્હાન કરી ઇંગ્લંડના જ પ્રમુખ ચિત્રકારો પાસે તેનો વિરોધ જાહેર રીતે પ્રગટ કર્યો.

મુંબઇમાં સ્વ. શેઠ પુરુષોતમ માવજીએ મી. દામકેને જર્મની મોકલી ચિત્રોનાં બ્લોક કામમાં તથા ફીલ્મ કામમાં નિષ્ણાત કર્યા. તેની દેખરેખ નીચે લક્ષ્મી આર્ટ પ્રીન્ટીંગ પ્રેસ કર્યું અને શ્રી. ધુરંધરનાં ચિત્રો સાથે 'સુવર્ણમાળા'ના અંકો પ્રસિદ્ધ કરવા માંડયા. શ્રી. ધુરંધરનાં ચિત્રો એ રીતે ગુજરાતમાં પ્રચાર પામ્યાં અને એક દશકા સુધી પ્રજા ઉપર તેની અસર પડી.

૧૯૧૦. અલ્લાહાબાદનું કોંગ્રેસ પ્રદર્શન. બંગાળનાં ચિત્રો તેમજ અસલ મુગલ ચિત્રો પહેલીવાર માનભેર રજૂ થયાં. ડૉ. કુમારસ્વામીની વ્યાખ્યાનમાળા મોડર્ન રીવ્યુમાં આવવા લાગી.

૧૯૧૪. ત્રિભુવન પટેલ ભાવનગરના વતની, વડોદરા કળાભવનમાં ચિત્રકળાનું પ્રાથમિક શિક્ષણ પામેલા, ધંધાનું કામ કરતાં તેમણે પીંછી જમાવી ૧૯૧૪-૧૫ના અરસામાં અમદાવાદમાં વાસ કર્યો. તેની હથોટી પાકી અને ઝડપી હતી. એના માનવ પાત્રોમાં એક જાતની માદકતા હતી. એ સમયના બુકસેલર પ્રકાશકોએ તેનો ઠીક લાભ લીધો હતો. વિદ્યા, સંસ્કાર અને ઉચ્ચ ભાવનાના અભાવે કલ્પનામાં ચિન્તનપૂર્ણ કામ તે કરી ન શક્યા. વીસમી સદીમાં તેણે કેટલાંક વાર્તાચિત્રો કરેલાં. ભરજુવાનીમાં તે ગુજરી ગયા. તેનાં ચિત્રોની અસર નીચે શ્રી. હીરાલાલ

ખત્રીએ 'કારકીર્દી' શરૂ કરી. એ સમયે અમદાવાદમાં શ્રી. ચીમનલાલ મહેતા એક પીઢ તસ્વીરકાર ગણાતા.

ઇ. સ. ૧૯૧૫. સૂરત સાહિત્ય પરિષદ સાથે કળા-પ્રદર્શન થયું.

ઇ. સ. ૧૯૧૬. હાજી મહમદ શિવજીએ સુપ્રસિદ્ધ "વિસમી સદી" માસિક શરૂ કર્યું. પહેલીજ વાર ચિત્રકારોને લેખકો જેટલું સન્માન અને પ્રસિદ્ધિ મળ્યાં. તે પત્રમાં ર. મ. રા. શ્રી. પુરુષોત્તમ મથુરાદાસ, શ્રી. ત્રીભુવન પટેલ, શ્રી. રવિશંકર પંડિત વિગેરે ચિત્રકારોનાં નામ ગુજરાતમાં જાણીતા થયાં.

એજ વર્ષમાં રવિશંકર રાવળને મુંબઇ આર્ટ સ્કૂલનો છેવટનો "ગુણાતિશયસ્ય હેતોઃ"નો ચંદ્રક મળ્યો. વીસમી સદીમાં તેમનાં ગુજરાતી પાત્રો અને ચિત્રો લોકપ્રિય થયાં બંગાળમાં અભિનવ ભારતીય શૈલીનો વિસ્તાર થયો. રાષ્ટ્રીય સ્વરૂપો અને સંસ્કૃતિપ્રેરક ચિત્રો તરફ આકર્ષણ વધ્યું. નવા પ્રયોગો થવા લાગ્યા, તો પણ ગુજરાતનો શિષ્ટ સમાજ તેની અસરથી અસ્પૃષ્ટ હતો.

ઇ. સ. ૧૯૧૭ બોમ્બે આર્ટ સોસાયટીનો વર્ષની સર્વોત્તમ કલાકૃતિ માટેનો સુવર્ણચંદ્રક શ્રી. રવિશંકર રાવળને મળ્યો. એ ચિત્ર કલાપિના બિલ્વમંગળ કાવ્યની પ્રેરણાથી રાજસ્થાની શૈલીમાં ચીતરાયું હતું. કળાના ક્ષેત્રમાં ગુજરાતી કલાકારની આવી જાહેર કદર થઇ, છતાં ગુજરાતમાં તેની યોગ્ય સમજ કે ઉલ્લાસ નહોતા.* ક્રમશઃ

* આ તવારીખને કોઇએ સંપૂર્ણ માની ન લેવી. લેખકની પાસે જે કંઇ સ્મૃતિસંચય હતો તેને આધારે આ લેખ તૈયાર થયો છે. તેમાં રહી જતી ક્ષતિઓ, પાનો કે સાલો માટે સુધારા કે પુરવણી અન્ય વાચકો મોકલી આપશે તો આભાર થશે. ર. મ. રા.

---

# નારીરક્ષાગૃહ

શ્રી. ગઠ્ઠુલાલ ગોપીભાઇ ધ્રુ



અપંગ, અશક્ત અને અનાથ સ્ત્રી પુરુષો તથા બાળકો માટે દેશમાં કેટલીક ઠેકાણે આશ્રમો છે; તજી દીધેલાં બાળકોને માટે પણ આશ્રમો કોઇ કોઇ સ્થળે છે; અંધશાળાઓ, બહેરાં મુંગાંની શાળાઓ પણ દેશના કોઇક ભાગોમાં ચાલે છે. આ સંસ્થાઓ તે માટેની જરૂરીઆતોના પ્રમાણમાં પૂરતી નથી હોતી. એવી સંસ્થાઓ ઘણે ભાગે ભરચક રહે છે અને નવાં આવનારાંને દાખલ કરવાની જગા નથી એવું લગભગ બધે સ્થળે સાંભળવાનું મળે છે. તો પણ થોડી ઘણી પણ એ જાતની સંસ્થાઓ છે ખરી.

પરન્તુ આ બધી સંસ્થાઓ ઉપરાન્ત બીજી જાતની એક સંસ્થા પ્રાન્તના દરેક મુખ્ય શહેરમાં હોવાની અગત્ય છે એમ મને લાગે છે. મુંબઇ, અમદાવાદ જેવાં મોટાં શહેરોમાં કૌટુમ્બિક કલેશને કારણે, પતિના ત્રાસને કારણે, સાસુ સસરા અગર બીજાંના જુલમને લીધે અથવા તો પોતાની ભૂલને પરિણામે અનેક સ્ત્રીઓને કુટુંબ છોડી નીકળી જવું પડે છે અગર રાત. મધરાતે કેટલીક વખત તેમને કાઢી મુકવામાં આવે છે. કેટલીક વખત માર્ગ ભુલેલી, અજાણ્યા શહેરમાં આવેલી સ્ત્રીઓ બેધ્યાનપણે બદમાશોના હાથમાં ફસાઇ જાય છે. એ બદમાશો પછી એમને તજી દે છે. આવી સ્ત્રીઓને અબળાશ્રમોમાં કેટલીક વખતે આશ્રય મળે છે; પરંતુ તે સંસ્થાઓમાં દાખલ થવા અગાઉ અનેક બાબતની ચોકસાઇ અને તપાસ એ સંસ્થાઓને કરવી પડે છે; પરંતુ હું જે સ્ત્રીઓની બાબતનો અહિં ઉલ્લેખ કરૂં છું તે કાયમી ત્યકતાજ નહિ, પણ ગૃહકલેશ કે એવા કારણે કંટાળેલી, ઉશ્કેરાયલી હાલતમાં કે આવેશમાં ગૃહ તજી નીકળી ગયેલી, સંજોગવશાત્ ભૂલી પડેલી, બદમાશોના હાથે ફસાતાં બચી ગયેલી એવી સ્ત્રીઓને માત્ર થોડા દિવસ–કદાચ બે ચાર દિવસ માટે જ આશ્રય અને રક્ષણની જરૂર હોય એવી સ્ત્રીઓ માટેની સંસ્થાની બાબત વિષે છે.

યુરોપનાં મોટાં શહેરોમાં આવાં નારીરક્ષાગૃહો ઠેર ઠેર હોય છે. દિવસ અગર રાત કોઇ પણ વખતે કોઇ પણ સ્ત્રીને આ સંસ્થામાં આશ્રય આપવામાં આવે છે. એવી સ્ત્રી આ જાતની સંસ્થામાં આવે છે ત્યારે તેની બાબતમાં કાંઇ પણ પૂછપરછ કરવામાં આવતી નથી. તેને સંસ્થાની અંદર દાખલ કરી દેવામાં આવે છે. સંસ્થાનાં

દ્વાર રાત દિવસ ખુલ્લાંજ રાખવામાં આવે છે. આખો દિવસ અને રાત દરવાજા ઉપર પહેરો અને કમ્પાઉન્ડમાં પેસતાંજ પાસે આવેલી ઑફિસમાં પણ આખો દિવસ અને રાત કોઇને કોઇ અધિકારી હાજર રહે છે. એ ઑફિસના મકાનમાંજ એક બે ખંડ હોય છે, ત્યાં નહાવાની વ્યવસ્થા રાખવામાં આવે છે, બદલવાનાં કપડાં રાખવામાં આવે છે તથા દિવસ કે રાત ગમે તે વખતે દૂધ, ચ્હા અને થોડા નાસ્તાની વ્યવસ્થા હોય છે અને સૂવા માટે પથારી હોય છે. કોઇ પણ દુઃખી અગર ત્રાસ પામેલી સ્ત્રી સીધી ત્યાં આવે છે, ઑફિસમાં બેઠેલી સ્ત્રી અધિકારીને મળે છે, અધિકારી કાંઇ પણ પૂછપરછ કર્યા સિવાય તેને આશ્રય આપી, ન્હાવા ધોવાની કપડાં બદલવાની અને તે ભૂખી હોય તો ચ્હા નાસ્તાની વ્યવસ્થા કરે છે. રાત્રે આવી કોઇ બાઇ આવી હોય તો આખી રાત તેને ગરમ હવાવાળા ખંડમાં ગરમ બીછાનું મળે છે. દિવસે આવેલી સ્ત્રીને તે ન્હાઇ ધોઇ કપડાં બદલી નાસ્તો લઇને સ્વસ્થ થયા પછી, અને રાતે આવેલી સ્ત્રીને સવારમાં ઑફિસમાં બોલાવી તેની હકીકત પૂછવામાં આવે છે. એણે જણાવેલી હકીકતની બરાબર તપાસ એ સંસ્થા તરફથી જ કરવામાં આવે છે. તપાસને અંતે એની જે વ્યવસ્થા કરવાની હોય તે આ સંસ્થા જ કરે છે. કોઇને તેના કુટુંબીજનો સાથે સમાધાન કરી પાછી સોંપવામાં આવે છે, કોઇને કોર્ટમાં ફરિયાદ કરવા માટે વ્યવસ્થા કરી આપવામાં આવે છે, કોઇને નોકરીએ કે ધંધે વળગાડવામાં આવે છે, કોઇને કોઇ શિક્ષણગૃહમાં મોકલવામાં આવે છે. આ સ્ત્રીઓની વ્યવસ્થા બરાબર થાય ત્યાંસુધી તે સંસ્થામાંજ રહે છે. તેમનો રહેવા ખાવાપીવા વગેરેનો ખર્ચ તેમની સ્થિતિ હોય તો તે પોતે, અગર તેના કુટુંબીઓ અગર સંસ્થા પોતે ભોગવે છે. આ સ્ત્રીઓમાંની જે ખરેખરી દુઃખી હોય, જેને લાંબા સમય સુધી આશ્રયની જરૂર હોય તેને રહેવા વગેરેની સગવડ સંસ્થાના મુખ્ય મકાનમાં કરી આપવામાં આવે છે. થોડા કલાક માટે અગર એક બે દિવસ માટે આવેલી બાઇઓને ઑફિસવાળાં મકાનમાં રાખવામાં આવે છે. આ સંસ્થાઓ, અબળાશ્રમો કે અનાથાશ્રમો નથી પણ નારીરક્ષાગૃહો છે. આ સંસ્થાનો નિભાવ રાજ્ય અને ધનવાનો તથા પ્રજાજનો મળીને કરે છે. મુખ્ય હેતુ એ છે કે શહેરની કોઇપણ સ્ત્રી, કોઇપણ વખતે, કોઇપણ સંજોગોમાં તત્કાળ આશ્રય મેળવી શકે. આશ્રય ન મળવાને કારણે તે આપઘાતને માર્ગે કે અનીતિને માર્ગે ન જવા પામે.

આપણા દેશમાં ઉપર જણાવ્યા તેવા કિસ્સા પશ્ચિમના દેશો જેટલા બનતા નથી. એ દેશોમાં હજારો સ્ત્રીઓ સ્વતંત્ર રીતે ગુજરાન ચલાવનારી, પુરુષનાં રક્ષણ વગર એકલી રહી પોતાનો ધંધોઉદ્યોગ કરી ગુજરાન કરનારી હોય છે. સગાંવહાલાં કે મિત્રોની તેને હૂંફ હોતી નથી એટલે તેમને આવી જાતનાં રક્ષણની જરૂર વિશેષ પ્રમાણમાં પડે છે.

પરંતુ આપણાં મોટાં શહેરોમાં જે જાતનું જીવન હવે બદલાતું જાય છે, જે કુટુંબકલેશ અને પતિના તથા સાસરીવાના જુલમના કિસ્સા બને છે તેને પરિણામે ગૃહત્યાગ કરનાર, બદમાશોના હાથમાં ફસાઇ જનાર સ્ત્રીઓની સંખ્યા પણ વધતી જાય છે. એવી સ્થિતિમાં એવી દુઃખી અને ભયથી ત્રાસેલી સ્ત્રીઓને રક્ષણ–તાત્કાલિક આશરો–આપનાર સંસ્થાઓ અત્યારે નથી અને તેવી સંસ્થાઓ મોટાં શહેરોમાં હોવી જોઇએ એમ મને લાગે છે. લંડનના બનાર્ડો હોમ ફોર ચિલ્ડ્રનની અનેક શાળાઓમાં રાતે અને દિવસે ગમે તે અનાથ બાળકને તાત્કાલિક આશ્રય અને રક્ષણ મળે છે, એ સંસ્થાનાં દ્વાર ચોવીસે કલાક ખુલ્લાં રહે છે. તે મુજબ આવાં નારીરક્ષાગૃહોનાં દ્વાર પણ ખુલ્લાં હોવાં જોઇએ અને કાંઇ પણ પૂછપરછ કર્યા વિના આશરો શોધવા આવેલી કોઇ પણ સ્ત્રીને, દિવસ અગર રાતના ગમે તે સમયે, તાત્કાલિક આશ્રય મળી તેના મનનો ગભરાટ અને ઉદ્વેગ થોડા સમય પૂરતો ટળવો જોઇએ એમ મને લાગે છે.

આવી સંસ્થાઓનું સંચાલન કરનાર સ્ત્રીકાર્યકરો (આ જાતની સંસ્થાઓ સર્વથા સ્ત્રીઓથી જ સંચલિત હોવી જોઇએ) શાંત, સૌમ્ય પ્રકૃતિનાં, પ્રૌઢ ઉમ્મરનાં, હમદર્દીવાળાં અને વ્યવહારકુશળ તથા અનુભવી હોવાં જોઇએ. સરકારી કે વેપારી ખાતાંની માફક આનો વહીવટ ન ચાલવો જોઇએ. તોછડાઇ, ઉદ્ધતાઇ કે દોરદમામનો અંશ પણ આમાં ન હોવો જોઇએ, અને સેવાભાવી સાત્વિક વૃત્તિથી એ કાર્ય ચાલવું જોઇએ. ત્રાસ પામેલી, ભયભીત થયેલી, જુલમનો ભોગ થયેલી, ઉશ્કેરાટ અગર આવેશને વશ થયેલી દુઃખી નારીને સહાનુભૂતિના બે શબ્દ, સાન્ત્વનના ઉદ્ગાર, વિશ્રામનું સ્થાન અને ભયમુક્ત વાતાવરણ મળે તો એના જીવનમાં પલટો થવાનો ઘણો સંભવ છે. આ જાતની સંસ્થાઓ સ્થાપવાનો કોઇ વિચાર કરશે?



# સાહિત્ય સમીક્ષા



## જ્યોત અને જ્વાળા

[ ચાર દર્શન–૧ તણખો; ૨ જ્યોત; ૩ જ્વાળા; ૪ ભસ્મ; કર્તા શ્રી. ચુનીલાલ વ. શાહ ('સાહિત્યપ્રિય') નવી આ. ગાંડીવ-સાહિત્ય મંદિર સુરત: ઇ. ૧૯૪૮. રૂા. ૭-૮-૦ ]

**કલમકારુઓ** ('લિટરેટાઇ,' 'મેન ઓફ લેટર્સ')નો વર્ગ ગૂજરાતમાં પણ હવે કેટલાંક પગથિયાં ચડી પોતાના ધંધાને જુદે જુદે ખંડે સ્થિરતા મેળવતો થયો છે, એમ કહી શકાય. અર્વાચીન કાળની શરૂઆતથી નર્મદ, નવલરામ અને દલપતરામ, કેશવ હરિરામ, ગોવર્ધનરામ અને નરસિંહરાવ, હરગોવનદાસ, મણિલાલ નભુભાઇ અને રમણભાઇ આખો જન્મારો લેખ લખ કર્યા કરતા એ ખરૂં. પ્રકાશનયોગ્ય કશું જ લખેલ નહિં એવી એક બે ઋતુઓના ગાળા એમના જીવનમાં ઓછા જ વીતેલા, એ પણ ખરૂં. સાચી બાજુ તેટલું આ પણ ખરૂં, કે લેખન પ્રવૃત્તિ જ એ કોઇનો મુખ્ય વ્યવસાય હતી નહીં. સ૨ વૉલ્ટર સ્કૉટ પોતા વિષે રમૂજ સાથે કહ્યા કરતો, કે સાહિત્ય સર્જન મ્હારા જીવનનો પ્રધાન આશય છે નહીં; હરવા ફરવામાં જેમ લાકડી હાથમાં ખિલવણું અને ચાલવામાં ટેકો બને, તેવું જ મારે સાહિત્ય સર્જન છે, જીવનપ્રવાહનું એક ઉપલક્ષણ માત્ર જ. પરંતુ હાલ ચાલતી પેઢીના આપણા લેખકોનું કલમ સાથે લ્હેણું અને કિતાબ–મતા ('કૉપિરાઇટ બુક')થી કમાણી ઉપર અવલંબન વધતું જાય છે. ભોગીંદ્રરાવ દીવેટિયાને આપણે આપણા આવા પ્રથમ કલમકારુ ગણી શકિયે; લખવાના વ્યવસાયે જેના જીવનમાં મોટો અને અગત્યનો ભાગ ભજવેલો, ટુંકી આવકમાં સાંકડે મોકળે નિર્વાહ ચલાવી લેવાનો સંતોષ જેને કોઠે જરી ગયેલો. આવા ધધાઓને વળગીને ધોળા કાગળ પર કાળા મંકોડાની હારો ચીતરતા, કિશોર વયમાંથી માંડીને ઘરડા થતાં પણ કલમ ઘોડીની જ સવારી કરતાંની સંખ્યા ગુજરાતે પણ હવે વધતી જાય છે; અને એ મોટા ધાડામાં અમુક અમુક પેટા જૂથો ય તારવી શકાય છે. એક ન્હાનો વર્ગ ચિંતનશીલ કલમકારુઓનો છે. એક ન્હાનો વર્ગ પદ્યનિષ્ઠોનો છે. એક ન્હાનો વર્ગ નવલગુંફકોનો છે. એક ન્હાનો વર્ગ અનુવાદકો અને જરાતરા નવતરતાવાળાં અનુગુંજનો જોડનારાનો છે. આ વર્ગોમાંના સંખ્યાબંધ ભાઇબહેનો–બહેનો, બેશક હજુ અતિ વિરલ છે, પણ વધતી જવાની-આપણા કલમકારુ લશ્કરનાં માત્ર સિપાઇસપરાં નથી, અફસરો છે. એક જથો વર્તમાનપત્રોની કતારોનાં ભરતિયાં ભરનારાનો છે. એક જથો નવનિકાઓ, ગીતો, પદો, ભજનો, રાસો, પ્રશસ્તિઓ ગઝલો, મુસદ્દ્સો, હોરીઓ, લાવણીઓ આદિના રોજ સવારે નવા નવા સાથરા માંડે છે. એક જથો કિસ્સા અને ટુચકા ચુટકુલાની અને મર્મોળી હસાહસ, ફારસ અને ઠઠ્ઠાચિત્રો ('ઠત્રો')નો ઇજારદાર થઇ પડ્યો છે....

નવલનવલિકા સર્જને રાચતા પેટા વર્ગમાં પોતાના શક્તિપ્રભાવે, અને ઉપરાઉપર વખતોવખત નવાં નવાં સર્જનો–સંતાનો–ને અવતારવાની પ્રજનનતા (ફર્ટીલીટી)એ, અત્યારે શ્રી. કનૈયાલાલ મુનશી કદાચ સૌની વડી આઇ ગણાય; અગર જો કે સાહિત્ય સર્જનને પોતે પોતાનો મુખ્ય વ્યવસાય લેખતા જ નથી, એ રીતે તેઓને આગલી પેઢીના પ્રતિનિધિ પણ ગણી શકાય. કલ્પિત ઘટનાઓની રસિકતા ઉપજાવવા મથીને શ્રી. મુનશીએ પોતાની આત્મકથા લખવી આરંભી છે, પરંતુ એમાં પોતે જે 'રસ્તા' અને જે 'સીધાં ચઢાણ'ની ગાથાનો ગદ્યલલકાર કર્યો છે, તે રસ્તો વકીલાતનો કોરટે કોરટે ઝળકતો રાજમાર્ગ છે, તે ચડાણો અર્થોપાર્જન સત્તા શિખરારોહણ અને દુન્યવી ફતેહને પગથિયે પગથિયે મહાજન પદાનુસંધાનની જ પ્રશસ્તિઓ છે. ઇબ્સન, ટોલ્સ્ટોય, માન કે સમર્સેટ મૉમ જેવા સાહિત્ય મહારથીઓ પોતાના સર્જનો દ્વારા જીવનનાં રહસ્યો અને કૂટ પ્રશ્નો અને વિજયાભાસે પરાજય તો પરાજયાભાસે સાચા વિજય સાથે મલકુસ્તી કરી રહે છે, તેની શ્રી. મુનશીના રોચક તથાપિ સપાટિયાં નિરૂપણોમાં ગંધ પણ નથી.

લગભગ શ્રી. કનુ મુનશીના જેટલી ફળદ્રુપતાવાળા અદ્યતન લેખકોમાં ઉંમરે અને કૃતિકલાપે જામી ગયેલ

અને સારા ગુજરાતને પંકાતા અને ચર્ચાતા કલાકારોમાં શ્રી. 'ધૂમકેતુ' (ગૌરીશંકર જોષી) રમણલાલ દેસાઇ અને શ્રી. ચુનીલાલ શાહ ('સાહિત્ય પ્રિય') આ પેઢીના આપણા બીજા સર્જકો લેખે આગળ તરી આવ્યા છે, અને એ દરેકની શૈલી પણ થોડીક જ પંક્તિ વાંચતાં છતી થઇ જાય એવી વિશિષ્ટતાવાળી બંધાઇ છે. અથવા આગલા જમાનામાંથી જેમ રમણભાઇને તેમ અદ્યતન લેખકોમાંથી શૈલીની વિશિષ્ટતા માટે આગ્રહી વિવેચક શ્રી. 'સાહિત્યપ્રિય' એકલાને જ વિશિષ્ટ શૈલી વિનાના લેખે ગણાવી શકે.

સાહિત્યના આલીશાન ઝગઝગમાન દેવાલયમાં દાખલ થવા માટે લેખકોને દ્વાર અને દરવાજા અનેકાનેક મળી રહે છે. મૌલિક ('ઓરીજીનલ') સર્જકોને તો કોઇ ચોકીદાર પણ રોકતો નથી, રાતે ને દિવસે કિશોરવયથી માંડીને બુઝર્ગીની ઘડી ભરવા આવે ત્યાં લગી મૌલિક વિધાયક વા સર્જક ગમે ત્યારે એ કીર્તિધામમાં જઇ શકે છે. ચિંતકો શાસ્ત્રાદિ પાંડિત્યને વિવિધ પગથિયે ચડતા ચડતા ત્યાં વહેલા મોડા દાખલ થવાનો લ્હાવો પામે છે. પોપટિયા પંડિતોમાંથી પણ કેટલાંક મંદિરમાંની કલાદેવીઓ ('ધિ નાઇન મ્યુઝિસ') નાં દર્શન પાસેથી કે દૂરથી પામે છે; પણ કેટલાક દષ્ટિદોષને લઇને વારંવાર દ્વાર ચૂકે છે, નીચલે ઉપલે પગથિયે આથડતા અટવાતા જ રહી જાય છે. કોઇ કોઇ વળી અનુવાદ અનુગુજનને દરવાજેથી પેસી જાય છે. વૃત્તપત્રોની કતારોનાં ભરનિયાં ભરનારા જુદી જુદી જાતનાં પત્રોના નાકડા કાઢતા આવે તેની સાથે સાથે,–વધતા જાય એ કુદરતી છે. તેમાંના ઘણા પોતે ય સાહિત્યકાર હોવાનો, સાહિત્ય દેવીઓમાંથી એક કે અનેકના ઉપાસક હોવાનો, દાવો રાખે છે, તે પણ કુદરતી ગણાય એવું છે; પરંતુ કતાર–ભરણું–ઘડિયાળની ટકટકને તાલે લેખણ પદોડવી, અને યદચ્છા થતું સાહિત્યલેખન, એ ઉભય પ્રવૃત્તિ–નર્તુલોમાં સ્વકીય હકકે સમાવેશ મેળવતી રચનાઓ થોડીક જ હોય. ઊલટાને આમ બનતું દેખાય છે, કે સાહિત્ય ઉપજાવવાની હથોટીવાળા લેખકો કતારભરણું માથે લેતાં, તેમાં વધારે વધારે દટાય છે; પોતાની જૂની સિદ્ધિ પણ ખોઇ બેસે છે. ચિત્રકાર હોય અને નાટકી પડદા કે જાહેરખબરી લપેડા લગાડવાનું લઇ બેસે, તેની પીંછીમાંથી નાજુકતા આચિત્ય રંગમિલાવટના સુમેળાદિ ગુણો અને સામર્થ્યો ઓસરી જાય, તેમ લેખકોનું પણ બને છે. અને તથાપિ એવા પ્રતિકૂલ ક્ષેત્રોમાંથી પણ વિકાસ અને સમુત્ક્રાંતિ ('ઇવોલ્યૂશન') સાધતા છેક ઊલટા દાખલા ય જોવા મળે છે. જો કે એવા અપવાદો અત્યંત વિરલ. કતારભરણાના નિત્યકર્મથી આરંભના કોઇ કોઇ સાચા સાહિત્યકાર સર્જક પણ નીવડી આવે છે. ભાષા, લયમેળ, ઔચિત્ય, પ્રમાણસરતા, ટુંકામાં રસસર્જકતાને આવશ્યક અનેકાનેક ન્હાની મોટી સામગ્રી સાધના, સૂક્ષ્મવિવેક અને ઉદાર સમભાવમાં કેળવાતા કેળવાતા, દશ કે પાંચ વર્ષ ઉપર પણ પોતાને શકય નહીં એવા સાહસોમાં આ અપવાદરૂપ બંધુઓ ઝંપલાવે છે અને તેમને પાર પણ પાડીને કૃતકૃત્ય બને છે. શ્રી. ચુનીલાલ વ. શાહ આ વિરલ વર્ગના નમૂનેદાર અને પ્રતિષ્ઠિત પ્રતિનિધિ છે. વૃત્તપત્રનો ધંધો એમનું વિશ્વવિદ્યાલય બન્યું છે, અને વર્ષોના વ્યાસંગથી વિકાસધર્મે એમના ચિત્તત્રે મૌલિકતા પણ હાથ કરી છે. સાહિત્યલીલા તો જન્મસિદ્ધ પ્રતિભા નામે કોઇ અદ્ભુત લોકોત્તર બક્ષીસ જેને હોય તેનો જ ઇજારો, એ મતની પોકળતાના શ્રી. 'સાહિત્યપ્રિય' છતા અને સમર્થ નમૂના છે. એમના સાહિત્યસર્જનોમાં ઐતિહાસિક નવલો સંખ્યાબંધ છે, અને એ કૃતિઓ એ જ વર્ગની શ્રી. મુનશી, શ્રી. ધૂમકેતુ અને શ્રી. રમણલાલની રચનાઓ સાથે સાવધાન સરખામણી માગી રહે છે. પ્રજાના મહાનિધિમાં સંચાતું આવતું સાહિત્યધન આવી આવી તપાસણી ચકાસણી વડે જ ઉછરતા મગજોમાં પોતાના સજીવન બીજકો રોપી શકે. આશા છે કે કોઇ તરુણ અધિકારી વિવેચક બંધુ આવી તુલનાત્મક સમીક્ષાનું બીડું ઝડપી પણ લેશે. આ એક જ ખોટ પૂરી કરવાની મર્યાદિત ચર્ચામાં હું તો માત્ર શ્રી. 'સાહિત્યપ્રિય'ની વર્ષો પછી હમણાં ફરીને સુલભ બનેલી એક અનૈતિહાસિક નવલ–'જ્યોત અને જ્વાળા'–ને વળગું છું.

"જ્યોત અને જ્વાળા" એક અદ્ભુત કથા ('રોમાન્સ') છે. વસ્તુ એવું કલ્પ્યું છે કે તેમાં રોમાંચક પ્રસંગો એક ઉપર એક આવે. પણ કર્તા એવા વર્ણનોમાં ય તે વાકછટા કે આડંબરી વાક્પ્રચુરતા (સારું કે રૂડી 'રેટરિક') વાપરતા નથી. પાત્રો એવી એવી સ્થિતિમાં આવી પડે છે, કે તેમની લાગણીઓ આશા નિરાશા રાગદ્વેષ ભૂતકાળના અનુભવો અને મદો, ભાવિ માટેના મનોરથો, યોજનાઓ અને ભાવનાઓ વ-રેનાં વર્ણન, પૃથક્કરણ, શુભાશુભ ઉગમ અને પરિણામ આદિ વિશે જોરદાર ને તલસ્પર્શી

ચર્ચા પ્રસ્તુત થઇ પડે; પરંતુ આમ બનાવોના વર્ણન પ્રવાહમાં મંદતા આવી જાય તેય કર્તાને ઇષ્ટ નથી.

સામી બાજુ માનસશાસ્ત્રી વિશ્લેષણ કે વાક્છટા અલંકારાદિનો ઉપયોગ કર્તા સર્વથા વર્જે છે એમ પણ નથી. બન્નેનો તેવો અતિ વિરલ પ્રસંગે પ્રયોગ કરે પણ છે, અને તેથી તે ઓર ઉપસી આવે છે. એમના કટાક્ષપ્રયોગના નમૂના લેખે-'જ્વાળા'-એ ત્રીજા દર્શનમાં પ્રકરણ ૮મું જુવો. કુંતલકુમાર નિખાલસતાએ પોતાનાં મહેચ્છુ સમણાં રંગબેરંગે સજાવી: રહી, ત્યાં તો નાયિકા વિલાસકુંવરે પોતાની ભાવનાઓ એટલી જ નિખાલસતાએ એની આગળ વર્ણવવા માંડી, તેના કુંતલકુમારને આભો જ બનાવી દે એવાં કટાક્ષવચન નીવડે છે; એ વિધાન સાહજિકની સાથે કેટલું તો લક્ષ્યવેધી છે તે વાચક પોતાની મેળે તત્કાળ જોઇ લેશે. માનસશાસ્ત્રી વિશ્લેષણ, જેના ઉપર આ આખી વસ્તુની ઇમારત ચણવામાં આવી છે; તેને સારુ જુવો બીજા દર્શનમાં પ્રકરણ ૧૭ મું. જ્યાં નાયક સાયરસિંહ તણખા, જ્યોત, જ્વાળા અને ભસ્મની મીમાંસા કરે છે, જે તત્કાલ તો નાયિકાને જરતી નથી; પરંતુ પછી તે જ રાત્રિમાં પૂરેપૂરી બેસી જાય છે, અને પોતાની જીવનભર સંમતિ એ મીમાંસાએ છતી લીધી છે. તેના ઉત્સાહમાં એટલી તો શૂન્યમનસ્ક બની જાય છે, કે જાતે પાછી ફરીને પોતાની મોતીમાલા સાયરસિંહના કંઠમાં આરોપે છે, તેની સ્મૃતિ સુદ્ધાં એને રહેતી નથી.

નાયક સાયરસિંહ કલાને જ જીવન સર્વસ્વ સમર્પી દેતો કલાકાર પ્રકૃતિએ કેવો ઘડાઇ આવે તેનું પ્રતીક છે. આને જાણે કે પ્રતીતિજનક બનાવવાના આશયે જ કર્તા આવું બીજું પ્રતીક વૃદ્ધ શિલ્પીનું પણ આલેખે છે. "ચમત્કાર વિના નમસ્કાર નહીં" એ પામર મનુષ્યોમાં લગભગ સાર્વત્રિક સ્વીકાર પામતી કહેતીનો પૂરેપૂરો લાભ કેમ લઇ લેવો, તે બડા બજરંગ દેવાલયનો ધૂર્ત યોગી મહંત હનુમંતપ્રસાદ સારી રીતે જાણે છે. એક નવજુવાન નિષ્ણાત શિલ્પી તેને મળી ગયો એટલે તેણે તેની પાસે બીજું કંઇ કંઇ કરાવી લીધું. તે ઉપરાંત મુખ્ય મૂર્તિમાં એવો સંચ ગોઠવાવ્યો કે મહંત ધારે ત્યારે તેના મુખમાંથી પાણીની ધારા વહે અને ધારે ત્યારે તેની આંખોને ચાર ખૂણેથી ચોધાર આંસુ વહે. આ બીજો સ્રોત તે દેવનું મહાઅનર્થસૂચક રુદન, તો પહેલો તે દેવનું મંગલ હાસ્ય, એમ તેણે દર્શન કરવા આવતા જતાને ઠસાવ્યું, અને સાથે એ દેવની, એ ધામની, એ મહંતની ખ્યાતિ જોતજોતામાં ચોપાસ પ્રસરી ગઇ. વારુ, પાકા મહંતે શિલ્પીને એની આ કુશલ કારીગરીનો શો બદલો આપ્યો? આપણા સિદ્ધરાજે ડભોઇગઢના શિલ્પી હીરા ગજધરને શો બદલો આપ્યો હતો તે દંતકથાઓમાં પ્રસિદ્ધ છે. આ મહંત ઓછો શઠ નહોતો! પોતાનું પોકળ જાહેર થઇ ન જાય માટે એણે આ જુવાન શિલ્પીને આખો જન્મારો એક ભોંયરામાં જ ગોંધી રાખ્યો! ન એને બહાર નીકળવાની છૂટ, ન એને કોઇ કરતાં કોઇ પણ માનવી મળી શકે; પરંતુ આ જન્મકેદી પામે પોતાની કલામાં મચ્યા રહેવાનાં છીણી ટાંકણાં આદિ સાધન સામગ્રી રહ્યાં હતાં. પોતાને કેદ કરેલો તે ભોંયરાની ચારે દિવાલોમાં એણે તો એક પછી એક ભાવનામૂર્તિઓ ભરવા માંડી. એક દિવાલ રામ કૃષ્ણ પાંડવો ભીષ્માદિએ ભરી, સામી દિવાલ સીતા, રુક્મિણી, સત્યભામા, દ્રૌપદી, સુભદ્રા, કુન્તી, ગાંધારી, સાવિત્રી, અનસૂયા, અહલ્યાદિએ ભરી. આમાં કોણ જાણે કેટલાં વરસ વીતી ગયાં, એ નવજુવાનમાંથી ધરડો થવા આવ્યો, પછી જ એને નવો બુટ્ટો સૂઝ્યો. જે દિવાલ પાછળ કશું જ નથી એમ તેને લાગ્યું તેની વચમાં તેણે વજ્રાંગની મોટી મૂર્તિ કોતરી; કોતરતાં કોતરતાં તે એ દિવાલની આરપાર નીકળ્યો, અને જોયું તો ત્યાંથી એક ભોંયરાનો માર્ગ એટલે કે સુરંગ જેવું બનાવના બહાર નીકળીને ન્હાસી છૂટવાનો પણ સંભવ જણાયો. વજ્રાંગની મૂર્તિને પણ તેણે ઉઘડે અને પાછી સંપુટ બંધ થઇ જાય, કોઇને કશો વહેમ જ ના જાય, એવી બનાવી. કલાકાર ખરોને, એટલે લાંબા સમય લગી તો એને પોતાની ભાવનાઓને સજીવન કરવાનું જ સૂઝયુ. આ દરવાજો અને સુરંગ બનાવવાની વ્યવહારુ વાત પ્રથમથી સૂઝી હોત તો મહંતની શઠતાને પણ ઉઘાડી પાડી બરાબર વેર લઇ શકત; પરંતુ આ વ્યવહારુ વાત એને એટલી તો મોડી સૂઝેલી કે તેને પાર પાડતાં પાડતાં તેની કાયા વૃદ્ધાવસ્થાએ જર્જરિત થઇ ગઇ અને તેને લાગવા માંડ્યું કે આ છુટકારા માટે આવશ્યક કરામતો પૂરી થઇ રહે તે પહેલાં તો મોત પણ આવી લાગે કદાચ,-અને તેની આશાઓ ઝડપથી નિરાશામાં પલટાતી ગઇ. (જુઓ પહેલું દર્શન, પ્રકરણ ૧૧).

કલાનિષ્ઠ માણસ પ્રકૃતિએ લગભગ આવાં હોય છે એ અભિપ્રાયની વાસ્તવિકતા વિષે વાચકને શંકા પડે, તેને

પોતાના વ્યવહારપણાના ગ્રહોને લઇને આ બધું તૂત જેવું લાગે, તો મારી તેમને ભલામણ છે કે તેમણે ઇતિહાસમાંથી દાન્તે (ઇટાલીનો મહાકવિ), વેગનર અને બીથોવન (જર્મનીના સંગીત સર્જકો) જેવાના જીવન જોયાં, અને એ અસાધારણ વ્યક્તિઓને પોતાની કલાભક્તિ જ જીવનનાં એક માત્ર આલંબનરૂપ નહોતી, તો તેમના જીવનનું બીજું શું રહસ્ય પોતાને બેસે છે તે વિષે તેમણે પુખ્ત વિચારણા કરવી. આપણી સંસ્કૃતિમાં જન્મેલામાં આવી અનન્ય નિષ્ઠા ભક્તોમાં હોય છે ખરી, એમ આપણે સૌ તુર્ત વિચારી શકીએ છીએ, કેમકે આપણે ત્યાં સૈકાઓથી સર્વસ્વ સમર્પક ભક્તોની લાંબી શ્રેણી ચાલી આવે છે અને આપણા લાંબા ઇતિહાસ પટમાં જેમ આવી ભક્તમૂર્તિઓની ખોટ નથી, તેમ યુરોપી સંસ્કૃતિમાં કલાના અનન્ય ભક્તોની પણ સારી જેવી પરંપરા સૈકા પર સૈકાને શોભાવી રહી છે. બેશક, ભક્તિ કે કલાલક્ષી આવી અનન્યનિષ્ઠા અહીં યુરોપમાં તેમ સર્વત્ર અસાધારણ બલ્કે અતિ વિરલ હોઇ એવાં જીવન અદ્ભુત રસના વાહનો બની જાય છે, અને દુન્યવી સ્થૂલતામાં જ વ્યાપેલા રહે તેવા બધુઓ આવા માણસો પોતાને નથી જ સમજ એમ ભલે કહે; પરંતુ એવાં કોઇ પણ હોઇ જ ના શકે, એવી એવી વાતો તદ્દન અસંભવિત અને ગલત છે, એમ કહેવાનો તેને પણ કશો હક છે નહીં. "There are more things in heaven and earth than we can fathom, Horato", said Hamlet

એ કેદી શિલ્પી કરતાં પણ કર્તાએ બગડામાં સાયરસિંહની જે દશા વર્ણવી છે તેમાં અદ્ભુત રસ ખોબે ખોબે ઉછાળ્યો છે. (જુઓ દર્શન ત્રીજું, પ્રકરણ ૯, ૧૦) વૃદ્ધ શિલ્પીના અદ્ભુત રસમાં વીર રસનો રંગ થોડો ભળેલો છે. અહીં તો એકાંતિક કરુણ રસનો ઘેરો રંગ જામે છે. સાયરસિંહની પ્રકૃતિ જેવી આલેખી છે તેને અસંભવિત ગણનારા વાચકો વસ્તુના આ વિભાગમાં વર્ણવેલા સંજોગોમાં પણ નાયક જીવતો રહ્યો એવી યોજનાને ય ઓછી અસંભવિત નહીં ગણે. અને આવી સ્થૂળ અસંભવિતતામાં અદ્ભુતતા ના હોય એટલે મ્હારે ઉમેરવું જોઇએ કે આ સંજોગોમાં પણ નાયક ઉગરી જાય છે, તે માટે કાં તો આપણે એની જુવાનીને જશ આપી શકીએ, અથવા કર્તાએ આ સંજોગો આટલા બધા કપરા ચિતરવામાં જરા ભૂલ કરી છે, એમ આપણે ટીકા કરી શકીએ. સાયરની પ્રકૃતિની અસાધારણતાની છાપ આ સંજોગોને કંઇક ઓછા કપરા રાખવામાં આવત તો પણ એવીતે એવી પડત, એમાં ફેર નથી. સંજોગોને પૂરતા વિકટ બનાવવા જતાં એ વિકટતાને કર્તાએ કંઇક વધારે પડતી બનાવી દીધી છે; પરંતુ એ તો લખતાં લખતાં કલમ ચડી ને ચાલી, અને એવો દોષ ઘણીવાર થઇ જાય એવો છે તેમ એટલો ભારે પણ ગણી શકાતો નથી.

વારુ, આ વિગતમાં કર્તાની જરા ગફલત થઇ છે, પણ મહંતના દાવપેચ રચનાનાં અને એ શઠનું પાપ ફૂટવાનો આરંભ કઇ રીતે થયો વગેરે વસ્તુની જાળને બિછાવવામાં અને તેને તોડવામાં કર્તાએ દેખાડેલી ચકોરતા પ્રશંસનીય છે. અદ્ભુત કથાઓ ('રોમાન્સીસ')માં જાળગૂંથણી હોય જ, અને તેની કોઇ કોઇ ગાંઠ નબળી હોય અથવા તો કોઇ કોઇ ગાંઠને છોડવામાં કર્તાએ સંભવાસંભવમાં ગલફત કરી હોય એમ ઘણીવાર બને છે. અનુભવી વાચકો માત્ર મુખ્ય ગાંઠ કેમ ગાંઠી છે, શી રીતે છોડવાઇ છે એટલું ધ્યાનમાં લે છે અને રચનાની સરસતા કે અદ્ભુતતાની જમાવટ વિશેનો અભિપ્રાય સમગ્રે જ બાંધે છે, તેજ સમુચિત છે; પરંતુ અહીં તો વાચક જેમ જેમ વિગતોમાં ઉતરતા જશે તેમ તેમ તેનો આનંદ વધે એમ છે. પાત્રોના ચિત્રણમાં સૌથી નબળું વિધવા રાણી વિજ્જુલાકુંવરનું લાગે છે. પચીસેક વર્ષની થતાં સુધી જેણે પોતાનું કૌમાર્ય સાચવ્યું અને વૃદ્ધ પતિની ખડે પગે સેવા કરવાનું વ્રત પૂરેપૂરું દીપાવ્યું, તેનામાં એ તપશ્ચર્યાથી અસાધારણ મનોબલ અને પાવિત્ર્ય માટે દઢતા જામેલાં હોવાં જોઇએ. તથાપિ એક જ રાતની ઘડીઓમાં એને ચંચલ બની જતી નિરૂપી છે. (જુઓ સન્મતિ દુર્મતિ સંવાદ પ્રકરણ) એના મનની પડભાંગ એકજ રાત ચાલી એને અક્ષરશઃ વળગવાની જરૂર નથી. કર્તાએ આંક માત્ર લાઘવ માટે ઉકેર્યું હોય તો તે કંઇ મોટો દોષ નથી. પરંતુ આખી ઘટનામાં આવશ્યક અંશ આ છે કે એ થોડા જ વખતમાં પતિત થઇ, અને એ પતિત થઇ તે જ એના તે ક્ષણ સુધીના ચારિત્રને સંગત નથી: પતિત થઇ એક જ દિવસમાં કે થોડા સમયમાં એ વિગત મહત્વની નથી, અને વસ્તુનું આયોજન કરતાં કર્તાએ વિજ્જુલાના પતનને સ્વીકારી લીધું, તેનો એમની કને એકજ બચાવ હોઇ શકે, એટલો જ કે એની પતિ-

ત્તતા અખંડ રાખીને વસ્તુ જેવું નવલમાં ગોઠવેલું છે તેવું ગોઠવવાનો કોઇ પણ બીજો માર્ગ કર્તાને સૂઝ્યો નહીં; વસ્તુની સંભવિતતા જાળવવાની ખાતર જ કર્તાને વિધવા રાણીની પવિત્રતાને હોમી દેવી પડી છે, અને તેની આટઆટલી લાંબી તપશ્ચર્યા ઉપર પાણી ફેરવવું પડ્યું છે. સાચી બાજુ સૌ સ્વીકારશે, એમ ધારું છું કે ચારિત્રનિરૂપણમાં કર્તાનો સૌથી મોટો વિજય જોધમલનું પાત્ર છે. શ્રી. રામચંદ્ર ને હરિશ્ચંદ્ર, ભીષ્મ અને યુધિષ્ઠિર, અર્જુન અને કર્ણ એ પુરાતન ક્ષત્રિયત્વના આદર્શો પ્રાચીન ગ્રીક પ્રજાના હર્ક્યુલીસ અને જેસન, આગેમેમ્નોન અને નેસ્ટોર, એકિલિસ અને યુલિસિસ વગેરે મહાવીરોની જેમ હવે છેક કાલગ્રસ્ત (ઍબ્સોલીટ) વિભૂતિઓ ગણાય. હિન્દુ સંસ્કૃતિ અને હિન્દના ઇતિહાસમાં જે મુકુટમણિઓ હજુ પણ આગળના જેવી જ સ્થિરોજ્જ્વલ કીર્તિ પ્રકાશી રહ્યાં છે તે તો મધ્યકાલીન પુણ્યશ્લોક રાજપૂત વીરો છે. એ રજપૂતાઇ, એ શૂરાતન, એ ટેક, ગમે તેવા સમર્થ શત્રુને તૃણવત લેખવું એ સાહસ, એ સત્યનિષ્ઠા, એ ધર્મિષ્ઠતા, એ અમીરીઔદાર્ય ('શિવલરી') હજુ અસલ જેવાં જ દીપે છે.

આઝાદ હિન્દ પાંચ દાયકાના જ ટુંકા અરસામાં જે મહાભારત પલટા અનુભવશે, તેમાં આ મૂલ્યાંકનો ('વેલ્યૂઝ') પણ કજળશે, નવતર નવતમ કંઇ કંઇ આદર્શો વધારે તેજસ્વી બની આને ઝાંખા પાડશે એમ આજ પણ વર્તી શકાય એવું છે, પરંતુ એ છેક જુદી બાબત છે. હજુ પણ જે રાજપૂત માનવતાને આપણે ઉદાત્તાભિજાત ગણિયે છીએ, તેનો નમૂનો આ બહારવટિયો જોધમલ છે. એ ધર્મ અને ન્યાયનું શસ્ત્રાસ્ત્ર છે, સદાચરણીઓનું કવચ અને છત્ર છે, શરણાગતનો આશરો છે, પ્રજાનો બેલી છે, એ ધર્મયુદ્ધ જ ખેલે છે. જુલ્મીનો ત્રાસ છે, પાપીનો ભય છે, દાનો દુશ્મન છે, હિતેચ્છુ દુરંદેશ મિત્ર છે. એ સાવધ છે. ઉદાર છે, ક્ષમાશીલ છે,, ગમે તેવા સંજોગોને પહોંચી વળવા સમર્થ છે. સામરસિંહ જોધમલને કહે છે: "જોધમલ, તું તો દેવ છે..." હિન્દુ સંસ્કૃતિએ સેંકડો વર્ષ લગી રાજપૂત માનવતાને કહ્યા કર્યું છે, "હે ગોબ્રાહ્મણ પ્રતિપાલ રાજપૂતાઇ! તું તો દેવી છો!"

જોધમલના પુત્રને રાધાકુંવરની કટારીએ મરવા દઇ કર્તાએ પોતાના પ્રિય પાત્ર જોધમલને પોતાના પાપી પુત્રનું શું કરવું ઘટે એવા કપરા ધર્મસંકટમાંથી બચાવી લીધો છે. વિધવા રાણી પોતાને ફસાવનારનો ઘાત કરે તે કરતાં તેને હાથે જ રાણીનો ઘાત વર્ણવીને કર્તાએ વાસ્તવિકતા અને ઔચિત્ય રક્ષ્યાં છે, અને મહંતના પાપના ઘડાને પૂરેપૂરો ભર્યો છે, અને એ પાપી, દંભી વિલાસીની ભીરુતાને પણ કર્તા વીસર્યા નથી; એ મહંતનું મૃત્યુ પોતાને હાથે તથાપિ અકસ્માત થયું એમ વર્ણવીને તો કર્તાએ કમાલ કરી છે.

આપણું મહાસાહિત્ય પણ ભક્તિને વળગીને ચમત્કારની કરામત અપનાવે છે અને સુખાવસાનમાં જ કલાસૌંદર્યની શાંતિ અને મુદ્દા અનુભવે છે. પાશ્ચિમાત્ય પ્રજાઓ અહીં ઘૂસી, સાથે એમનાં સાહિત્ય, સંસ્કૃતિ, મનોરાજ્યમીમાંસા સર્વ આવતાં ગયાં, આપણી બુદ્ધિ તેમના સમાગમમાં આવી અને તે સર્વની સાથેનો આપણો પરિચય વધતાં વધતાં આપણે એ જુવાન, સમર્થ બુદ્ધિપ્રકાશે જ આગળ આગળ ધપનારી પ્રજાઓની કરુણાવસાની (ટ્રેજિક) કલા પણ જોઇ શક્યા. સત્ય એક છે, શિવ એક છે, સુન્દર એક છે, એ માનવબુદ્ધિની શ્રદ્ધા અવિચલ છે તો કઇ કલા મહત્તર? વધારે સાચી વધારે સુંદર, વધારે હિતાવહ કલા કઇ? સુખાવસાની કે કરુણાવસાની? કલા ક્ષેત્રનો આ પ્રશ્ન મોટામાં મોટો છે, અને એ પ્રશ્ન એકલા કલાક્ષેત્રનો જ નથી, માનવજાતિની વિચારણાના આખા મિનારાને તે પાયાથી મોભ લગી સ્પર્શે છે; પરંતુ એને ઉકેલવાનું સાહસ આ ટુંકા લખાણમાં ન હોય! આ પ્રશ્ન આવી ચોપડીને ચકાસતાં ઉઠે એ કુદરતી છે. કેમકે પશ્ચિમની કરુણાવસાની કલાનું આ અજબકથા એક સારું ઉદાહરણ પૂરું પાડે છે.*

કર્તાની લખાવટમાં સાદાઇની સાથે સચોટતાનો કેવો સુમેળ છે, તે દર્શાવતાં બે ટુંકા અવતરણો સાથે આ સમીક્ષા પૂરી કરું છું.

"ત્રાહિ! ત્રાહિ! પાપીઓની પાપવાણીનો તોલ જો થઇ શકતો હોત તો આખી પૃથ્વી કરતાં એ જરૂર વજનદાર ગણાત! હિંમતપૂર્વક પાપ કરવું, પાપ છુપાવવા દંભો કરવો,

* આ અજબ કથાને અંતે કર્તાએ રાજ્યપંચાયત એટલે પ્રજાએ ચૂંટેલા પંચદ્વારા ચાલતું પ્રજારાજ્ય એ વિષયનો બોધપાઠ કે પ્રચારપાઠ જોડેલો છે, ત એ કથાનું આવશ્યક અંગ નથી. અને એ પંચાયતમાં પણ સર્વોપરિ તો કર્તાએ પાંચ વર્ષ લગી સન્યાસની કંથા ધારેલા જોધમલને જ બનાવ્યો છે ને!

ફાવે ન ફાવે ત્યારે હિંમતભર્યું જુઠું બોલવાની ધૃષ્ટતા કરવી, અને જુઠાને સાચું મનાવવાને આકરામાં આકરા સોગંદ લેવા, એ એક જ પરંપરાનો ખ્યાલ આવતાં હૃદય કમકમે છે, તો જેણે જીવનભર એવા પાપો કરીને પોટલાં બાંધ્યા છે, તેના પાપનો અંબાર કેટલો ગંજાવર હશે તેની કલ્પના કેવી રીતે થાય?" ( દર્શન ૪ થું, પૃ. ૧૫૫-૬ )

"કાકા, તમે જે ભૂલી ન શક્યા અને બહારવટું ખેડ્યું, તે હું ભૂલી જઇ શકું છું. શીલને ખાતર જીવતી દટાનાર સોમદે જેવી બહેનનો હું ભાઇ છું. પુત્રીના રક્ષણને માટે જાન અને જાગીર કુરબાન કરનાર પિતાનો હું પુત્ર છું. વન વન રખડ્યા છતાં લાચારી નહીં કરનારી માતાનો હું પુત્ર છું. માતાની વત્સલતાનું જ સાચું ભાન કરાવનારી માશીનો હું ભાણેજ છું, અને બહારવટું ખેડ્યા છતાં ધર્મ નહીં છોડનાર કાકાનો હું ભત્રીજો છું. બસ, આટલી વાતો જાણ્યા પછી દાનગઢ મ્હારૂં હોય કે બીજાનું હોય તેની મને પરવા નથી. મારા કુટુંબનો નાશ કરનારા ઉપર પણ મને દ્વેષ નથી. માત્ર નાશ પામનારાઓનાં શીલ તથા કીર્તિથી હું ઊજળો છું. તેટલું જ મારા આત્મસંતોષ માટે બસ છે." (દર્શન ૪ થું પૃ. ૧૮૨)

બળવન્તરાય ક. ઠાકોર

## ગોલ્ડન જ્યુબીલી સૉવેનીર

[ પ્રકાશક: શ્રી. નિરંજનાનંદ સ્વામી, સર્વાધિકારી, શ્રી રમણાશ્રમ, તિરુવનમલાઇ કીંમત રૂા. ૬-૪-૦ ]

શ્રી રમણ મહર્ષિની પચાસ વર્ષની જીવનસાધનાના સરવૈયા રૂપે આ પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે.

શ્રી રમણ મહર્ષિની વિચારસરણી, એમની સિદ્ધાંતચર્ચા, અદ્વૈતમાં એમની શ્રદ્ધા વગેરે સઘળાનો આ પુસ્તકમાં સમાવેશ થાય છે. શ્રી રમણ મહર્ષિ હિંદની એક મહાન અને પાવનકારી વિભૂતિ છે. એમણે આ જીવનમાં જે સાધના સાધી છે એવી સાધના આજના સમયમાં વિરલ ગણાય. એમના આધ્યાત્મજ્ઞાનના વિદ્યાર્થીઓએ અને એમના અનુયાયીઓએ ખૂબ જ ભાવપૂર્વક એમના વિષે લેખો લખ્યા છે. એવા ઘણા લેખોનો સમુહ આ પુસ્તકમાં જોવામાં આવે છે. લેખોના વિષયો જુદા જુદા હોઇ એ સહુમાં એકવિધતા હોવા સંભવ નથી, પરન્તુ પ્રત્યેક લેખમાંથી મહર્ષિનું કંઇ ને કંઇ નવું તત્ત્વદર્શન બહાર આવે છે. આ પુસ્તકમાં એમના ભક્તો તરફથી રચવામાં આવેલાં સ્તોત્રો, કાવ્યો તથા શ્લોકોનો પણ સમાવેશ થાય છે. આ પ્રાર્થના કે કીર્તનો દ્વારા લોકોનો એમના માટેનો ભક્તિભાવ પ્રકટ થાય છે.

હિંદના તેમ જ હિંદ બહારના ઘણા અભ્યાસી અને જ્ઞાની પુરૂષોએ શ્રી. રમણ મહર્ષિ માટેના લેખો આ પુસ્તકમાં લખ્યાં છે. એ બધા પુરૂષો રાજકારણમાં, સમાજકારણમાં કે ધર્મ સંબંધમાં ગણનાપાત્ર વ્યક્તિઓ છે. શ્રી. રમણ મહર્ષિના એમની સાથેના સંવાદમાં આધુનિક દુનિયા વિષેની તેમ જ પૂર્વ અને પશ્ચિમ સાથે સમન્વય સાધતી માન્યતાઓ વગેરે આવી જાય છે. આવા 'ધર્મ અને જીવન' ઉપર સમગ્રપણે ચર્ચા કરતા પુસ્તકની હિંદને જરૂર છે જ.

## ગુજરાતી સાહિત્ય-પરિષદ સંમેલન

### સોળમું અધિવેશન રાજકોટ

(સંપાદક તથા પ્રકાશક : શ્રી. ઉપેન્દ્ર પંડયા. મંત્રી, સોળમું સા. પ. સંમેલન, રાજકોટ: કિંમત રૂ. ૫.)

રાજકોટ મુકામે ભરાયેલ સાહિત્ય પરિષદના અહેવાલો, નિબંધો, વ્યાખ્યાનો વગેરેને આ પુસ્તકમાં સંગ્રહિત કરવામાં આવ્યાં છે. એ પરિષદનાં સંસ્મરણોરૂપે એમાં થયેલાં કાર્યોના વર્ણન સાથે એમાં વંચાયેલા અભ્યાસપૂર્ણ નિબંધો આ પુસ્તકમાં આપવામાં આવ્યાં છે.

પરિષદના પ્રમુખ શ્રી. પાઠકના અભ્યાસપૂર્ણ વ્યાખ્યાન સાથે બીજાં સઘળાં વ્યાખ્યાનો આ પુસ્તકમાં આવી જાય છે. સાહિત્યરસિક વિદ્યાર્થીઓને આ પુસ્તક-ભલે એ અહેવાલનું પુસ્તક રહ્યું-ખૂબ જ ઉપયોગી બનશે. જો કે આ અધિવેશન પછી જૂનાગઢ મુકામે બીજું અધિવેશન ભરાઇ ગયું અને એ દૃષ્ટિએ આ અહેવાલો થોડાક મોડા પણ કહેવાય, છતાંય આ પુસ્તકમાં સંગ્રહિત કરવામાં આવેલા નિબંધો ગુજરાતી સાહિત્યના અભ્યાસીને માર્ગદર્શક છે જ.



# વિહંગાવલોકન

[તંત્રીસ્થાનેથી]



## 'યુગદર્શન'

**આ**જે સ્વાતંત્ર્યપર્વના શુભ દિવસે સૌરાષ્ટ્ર-ગુજરાતની પ્રજાની સેવામાં અમો નમ્રભાવે યુગદર્શન રજૂ કરીએ છીએ. આજના સામયિક સાહિત્યમાં અનેક માસિકો પ્રગટ થઇ રહ્યાં છે. કેટલાંક માસિકો વર્ષોથી ગુજરાતી સાહિત્યની સેવા કરી રહ્યાં છે. આજના આ વિપુલ સાહિત્યનિર્માણ સામે આવા એક નવા માસિકની શી જરૂર એવો પ્રશ્ન કોઇને પણ સ્વાભાવિક રીતે થાય. આજના સામયિક સાહિત્યમાં ભારત્ક વિપુલતા છે અને એમ છતાં પણ માનવજીવનના અનેક અંગ ઉપાંગોને સ્પર્શતું, આપણને મળેલી આઝાદી બાદ રાષ્ટ્રજીવનમાં જે અનેકવિધ સમસ્યાઓ ઉભી થઇ રહી છે તે સમસ્યાઓની નૂતન દૃષ્ટિએ સમાલોચના કરતું અને ઉકેલ દાખવતું, સુંદર ચિત્રો, આલેખનો તેમજ છબીઓ દ્વારા ચિત્ર, સ્થાપત્ય, નૃત્ય, સંગીત આદિ લલિત કળાઓનો પરિચય આપતું એક ઉચ્ચ કક્ષાનું માસિક હજુ અસ્તિત્વમાં આવ્યું નથી એમ સૌરાષ્ટ્ર ટ્રસ્ટ કે જેના આશ્રય નીચે આ માસિકનો ઉદ્‌ભવ થઇ રહ્યો છે, તેના ટ્રસ્ટીઓને લાગ્યું અને આપણા સામયિક સાહિત્યની એ ઉણપ દૂર કરવાના હેતુથી એક માસિક પ્રગટ કરવાનો તેમણે નિર્ણય કર્યો. એ નિર્ણયનાં પરિણામ રૂપ આ 'યુગદર્શન' આજે સૌરાષ્ટ્ર ગુજરાતના શિષ્ટ વાચકસમાજ સમક્ષ રજૂ કરવામાં આવે છે.

આજે મૂર્ત રૂપે પ્રગટ થતું 'યુગદર્શન' તે સંબંધમાં સેવાયલી કલ્પના અને ભાવનાને સર્વાંશે પહોંચી વળે તેવું હજુ નિર્માણ થઇ શક્યું નથી એમ અમારે નમ્રભાવે કબૂલ કરવું જોઇએ. પૂર્વતૈયારીનાં અનેકવિધ રોકાણોને અંગે યુગદર્શન વિષે કલ્પાયેલાં કેટલાંક અંગઉપાંગો આ પહેલા અંકમાં સામેલ થઇ શક્યાં નથી. કોઇ પણ ઉચ્ચ કક્ષાના માસિકમાં કટાક્ષ ચિત્રો અગત્યનું સ્થાન ધરાવે છે. દેશપરદેશમાં પ્રગટ થતા સામયિકોમાંથી તારવણી કરીને સારસંગ્રહના આકારમાં મનનીય વિચારસામગ્રી રજૂ કરવી એ પણ આવાં માસિક માટે એટલું જ આવશ્યક છે. પરદેશમાં વસતા આપણા ગુજરાતીઓ સાથે સંપર્ક સાધીને તેમની ભિન્ન ભિન્ન પરિસ્થિતિ અને પ્રવૃત્તિઓનું નિરૂપણ કરવું એ પણ આ માસિકના અંગમાં હજુ કલ્પાયલી સામગ્રી છે. લેખ સામગ્રી પણ હજુ વધારે વ્યાપકતા અને ઉંડાણની અપેક્ષા ધરાવે છે. પાયાની અનેકવિધ તૈયારીઓ આડે તેમજ અણધારી કેટલીક અગવડોના કારણે સંપાદકીય નોંધ પણ અપેક્ષિત વૈવિધ્યથી વંચિત રહી છે એ પણ કબૂલ કરવું જ રહ્યું. વિગતવાર ગ્રંથાવલોકન તો હવે પછી જ શરૂ કરી શકાશે. આ ઉપરાંત આ માસિકના ઉઠાવ તેમજ સુશોભનમાં પણ ત્રુટિઓ રહી ગઇ છે, જે અનુભવે જ દૂર થઇ શકે તેમ છે. આ સર્વ ત્રુટિઓ દૂર કરવી અને જરૂરી વસ્તુઓની પુરવણી કરવી તેમજ યુગદર્શનને—જે નવા વિચારો, નવાં આંદોલનો, નવી ભાવનાઓ સમસ્ત રાષ્ટ્રજીવનને નવું ઘડતર અને સંસ્કાર આપી રહેલ છે તે સર્વને પ્રતિબિંબિત કરે અને વર્તમાન યુગનું સર્વાંગી દર્શન કરાવે એવું—એક અનોખું સર્વાંગ-સુંદર માસિક બનાવવું એવો અમારો મનોરથ છે.

આ માસિક કોઇ ચોક્કસ વિચારપક્ષનું પ્રચારક નહિ બને. વિવાદાસ્પદ પ્રશ્નોની ચર્ચા અને આલોચનાથી દૂર નહિ ભાગે. સરકારી નીતિ અને પ્રવૃત્તિઓની પણ લોકસંગ્રહની દૃષ્ટિને સન્મુખ રાખીને જરૂરી ટીકા કરવામાં પાછી પાની નહિ કરે. સત્યની ઉપાસના અને લોકશ્રેયની સાધના એ જ આ માસિકનું મુખ્ય ધ્યેય રહેશે.

આ મનોરથ અને ધ્યેયની સફળતાનો મુખ્ય આધાર લેખકો, વિચારકો, સમાજસેવકો તેમજ સંશોધકો અને કલાકારોના સહકાર ઉપર રહેલો છે. આજે ભિન્ન ભિન્ન ક્ષેત્રમાં અનેક ગુજરાતી મહાનુભાવો કાર્ય કરી રહેલ છે. ગુજરાતી પ્રજામાં ઉચ્ચ કોટીના વિદ્વાનો અને કળાકોવિદોની કોઇ ઉણપ નથી. એ બધા જ શિષ્ટ બધુંઓ તથા બહેનો આ માસિકને પોતાનું ગણે અને પોતાથી બને તેટલો સાથ અને સહકાર આપે એવી સર્વે કોઇને નમ્રભાવે અભ્યર્થના છે.

## આજનો સ્વાતંત્ર્યદિન

હિંદને આઝાદ થયાને આજે બે વર્ષ પૂરાં થાય છે અને ત્રીજા વર્ષનો પ્રારંભ થાય છે. યુગદર્શનનું આવા શુભ દિવસે પ્રગટ થવું એ એક ભારે સુભગ સુયોગ છે. આજની ઘડીએ છેલ્લાં બે વર્ષ દરમિયાન બનેલા બનાવો અને થયેલા ફેરફારો સ્મરણપટ સામે એક ચિત્રપટની માફક પસાર થાય છે, અને રાષ્ટ્રની સમગ્ર પરિસ્થિતિમાં કેવાં મહત્ત્વનાં પરિવર્તનો થયાં છે એનો સમુચ્ચયે વિચાર કરતાં ચિત્ત પ્રમોદ-વિષાદની મિશ્ર લાગણી અનુભવે છે. ૧૯૪૭ ની ૧૫ મી ઓગસ્ટની રાત્રિ દેશભરનાં પ્રજાજનોએ અભૂતપૂર્વ આનંદના ઉન્માદમાં પસાર કરી, પરંતુ બીજા દિવસથી જ પંજાબનો ઝંઝાવાત શરૂ થયો, જાનમાલની પાર વિનાની હાનિ થઇ, લાખો માણસોનાં સ્થળાન્તર થયાં. વળી થોડા સમય બાદ રાષ્ટ્રસ્વાતંત્ર્યના નિર્માતા ગાંધીજીને આપણે ગુમાવ્યા. બીજી બાજુએ દેશી રાજ્યોનાં વિલીનીકરણ શરૂ થયાં. કાઠિયાવાડનું એકમ ઉભું થયું; હૈદરાબાદે શરણાગતિ સ્વીકારી; વડોદરા રાજ્ય વિસર્જિત થયું. લાલ પીળા રંગમાં વહેંચાયલું હિંદ—એક બાજુ લાલ રંગના હિંદમાં ચાલતો અદ્યતન પદ્ધતિનો રાજ્ય વહીવટ અને બીજી બાજુએ દેશી રિયાસતોમાં પ્રવર્તતો મધ્યકાલીન રાજ્ય કારભાર—અંગ્રેજી રાજ્યતંત્ર નીચે આમ બે ભાગમાં વહેંચાયલું હિંદ બે વર્ષ બાદ એકરૂપ બન્યું અને સર્વત્ર પ્રજાતંત્રની સ્થાપના થઇ. આઝાદીનાં બે વર્ષ દરમિયાન સધાયલી આ સિદ્ધિ જેટલી અપૂર્વ તેટલી જ હિંદના ભાવી ઘડતરની દૃષ્ટિએ અત્યન્ત ઉપકારક છે.

આઝાદીના આગમન સાથે દેશમાં શાન્તિ ફેલાશે, સુખ અને સ્વાસ્થ્ય પુનઃ સ્થાપિત થશે એવી આશા પ્રજાજનોએ સેવેલી, પણ એ સુખ, શાન્તિ અને સ્વાસ્થ્ય હજુ દૂરનાં દૂર જ હોય એવો આપણે અનુભવ કરી રહ્યા છીએ. આખી પ્રજાને અન્ન પૂરું પાડવાની જે સમસ્યા આઝાદી પ્રાપ્ત થયા પહેલાંની રાજસત્તા સામે ઉભી હતી, તે સમસ્યા આજે પણ આપણને એટલી જ સતાવી રહી છે. અંગ્રેજી હકુમત દરમિયાન સારા પ્રમાણમાં પ્રજ્વલિત થયેલો મોંઘવારીનો દાવાનળ આજે અત્યારે હવે ઉપશમનને પામ્યો હોય એવી કોઇક નિરાંત આપણે અનુભવીએ છીએ. મોંઘવારી તો તે દિવસો કરતાં પણ આજે ઘટવાને બદલે વધી છે. એક બાજુ કાળા બજાર અને બીજી બાજુ નોકરશાહીમાં વ્યાપેલું લાંચરૂશ્વતનું જોર—બને પ્રજાપ્રાણનું શોષણ કરી રહ્યાં છે. વ્યાપાર વ્યવસાયમાં ઉત્તરોત્તર મંદી ફેલાતી રહી છે; અને મધ્યમ વર્ગને ટકવાની વિષમતા વૃદ્ધિંગત થઇ રહી છે. આન્તરરાષ્ટ્રીય પરિસ્થિતિ યુદ્ધવિરામ થવા છતાં અતિશય બેચેનીભરી બની રહી છે અને તેની અસરમાંથી આપણો દેશ કોઇ પણ રીતે મુક્ત કે અલગ રહી શકે તેમ નથી. ડોલર-સ્ટર્લીંગની અથડામણ આપણા અર્થકારણને પણ ગંભીર રીતે જોખમાવી રહેલ છે. પરદેશી સત્તાએ વિદાય લીધા બાદ આપણે ત્યાંના રાજકારણી પક્ષો વચ્ચેનાં ઘર્ષણો સત્તાપ્રાપ્તિની લાલસાના કારણે વધારે તીવ્ર બની રહ્યા છે. કોંગ્રેસમાં અન્તર્ગત થઇને રહેલો સમાજવાદી પક્ષ કોંગ્રેસથી અલગ થઇને પોતાનું સત્તાવર્તુળ વિસ્તારી રહ્યો છે. મજૂરોની હડતાળ અને કારખાનાંઓની તાળાબંધી જે ઉત્પાદનવૃદ્ધિની આપણને આજે સૌથી વધારે અપેક્ષા છે તે ઉત્પાદનકાર્યને જ વધારે ને વધારે વિકટ બનાવી રહ્યાં છે. સામ્યવાદની નીતિ અને કાર્યપદ્ધતિ દેશમાં આજે જે કાંઇ સુલેહશાન્તિ અને સ્વાસ્થ્ય પ્રવર્તે છે તેના મૂળમાં કુઠારાઘાત કરી રહેલ છે. આવી ચોતરફ પ્રવર્તતી વિષમ પરિસ્થિતિ વચ્ચે આઝાદીનાં સુખ, સમૃદ્ધિ અને આબાદી દ્વારા પ્રતીત થતાં મિષ્ટ ફળો ચાખવાની ઘડી દૂરની દૂર ઠેલાતી જાય એ તદ્દન સ્વાભાવિક છે.

આમ છતાં પણ આપણને મળેલી આઝાદી આપણા આખા જીવનમાં કોઇ નવી ચેતના પ્રગટાવી રહેલ છે. સ્વતંત્ર પહેલાં કદી નહિ અનુભવેલું એવું સુખદ સંવેદન આપણામાં જાગૃત કરી રહેલ છે. આપણા રોજ-બ-રોજના વ્યવહારમાં આપણી સાથે સીધી કે આડકતરી રીતે અહિં રાજ્ય કરતી

પરદેશી સત્તા અથડાતી અને આપણા સ્વમાનને આઘાત પહોંચાડતી. આ દુ:સ્થિતિમાંથી આપણે મુક્તિ અનુભવીએ છીએ, આપણા દેશમાં હવે ઊંચું માથું રાખીને ફરી શકીએ છીએ. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં આપણી પ્રતિષ્ઠા જામતી જાય છે અને એશીઆના દેશોની આપણે આગેવાની પ્રાપ્ત કરી છે. ઇન્ડોનેશીઆને સ્વતંત્ર અને સ્વાધીન બનાવવામાં હિંદે ઘણો મહત્વનો ભાગ ભજવ્યો છે. આજ સુધી અનેક ક્ષેત્રોમાં આપણને પ્રવેશ મળવો શક્ય નહોતો. આજે એ સર્વ ક્ષેત્રોનાં દ્વાર આપણા માટે ખુલ્લા થયાં છે. આ રીતે આઝાદીની આબોહવા પ્રજાજીવનનાં અંગઉપાંગને ચોતરફથી સ્પર્શી રહી છે અને તેમાં કોઇ નવી જાગૃ–નવી ચેતના–પેદા કરી રહી છે અને ભવ્ય પુરુષાર્થ પ્રેરી રહી છે. માનવીના વ્યક્તિગત કે સામુદાયિક જીવનમાં સુખદુઃખ પ્રમાણમાં ગૌણ વસ્તુ છે; પુરુષાર્થમયતા, ચેતનમયતા, પ્રગતિશીલતા એ જ મુખ્ય વસ્તુ છે. અને આ ધોરણે વિચારતાં આપણને મળેલી આઝાદી વિશેષ અને વિશેષ ચરિતાર્થ બની હી છે.

આ રીતે સર્વાંગસ્વરૂપે સ્વાતંત્ર્ય આપણને પ્રાપ્ત થયેલું હોવા છતાં નજર સામેનું ભવિષ્ય ભારે અંધકારથી ભરેલું લાગે છે. કેટલીક સમસ્યાઓ છેલ્લા વિશ્વયુદ્ધે પેદા કરેલી છે; કેટલીક સમસ્યાઓ વિદાય થયેલી પરદેશી હકુમતે આપણને 'વારસામાં આપી છે; કેટલીક સમસ્યાઓ સ્વાતંત્ર્ય અને સ્વાધીનતામાંથી જન્મી છે. આ સર્વ સમસ્યાઓના ઉકેલમાં રાષ્ટ્રની પ્રમુખ શક્તિઓ રોકાયલી છે, પણ તે સમસ્યાઓ હજુ આપણાથી ઉકેલી શકાઇ નથી. ઉલટું ઘણી વખત તો એમ લાગે છે કે આપણી આ સમસ્યાઓ કાળના વહેવા સાથે સરળ બનવાને બદલે વધારે ને વધારે જટિલ બની રહી છે. આજનું સર્વવ્યાપી નૈતિક અધઃપતન ભારે ભયાનક છે. આન્તરરાષ્ટ્રીય પરિસ્થિતિ પણ એકસરખી ચિંતાજનક ચાલ્યા કરે છે. આજે જરૂર છે નૈતિક શુદ્ધિની, પ્રજાકીય સંગઠનની, ભવ્ય પુરુષાર્થની. આજની આપણી કરણી ઉપર ભાવિનો સર્વ આધાર રહેલો છે. આજના આઝાદી દિને આપણે સર્વ અન્તર્મુખ બનીએ, અંગત સ્વાર્થ, રાગદ્વેષ, અર્થ કે સત્તાની લાલસા, પક્ષાપક્ષી–એ સર્વને બાજુએ રાખીને આપણને મળેલી આઝાદીને સુરક્ષિત અને સાર્થક બનાવવા માટે સર્વ કાંઇ કરી છુટીએ. જે ભોગ–બલિદાન જરૂરી હોય તે આપવામાં આપણે પાછી પાની ન કરીએ!

### सत्यमेव जयते

આપણી સરકારે આપણી રાજ્યમુદ્રા સાથે આ સૂત્ર સંલગ્ન કરવાની જાહેરાત કરી છે એ સુવિદિત છે, આ સૂત્ર ઉપર આ અંકમાં શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠકની એક વિદ્વતાભરી નોંધ પણ પ્રગટ કરવામાં આવી છે. આ સૂત્રમાં ગાંધીજીના જીવનનું સારસર્વસ્વ આવી જાય છે. ગાંધીજીને આ સૂત્રમાં અપૂર્વ શ્રદ્ધા હતી અને એમાં રહેલી સત્યની ઉપાસના એ જ તેમના સમગ્ર જીવનનું પ્રેરક બળ હતું. આપણી આઝાદીના ગાંધીજી વિધાતા હતા. આપણે સર્વ ગાંધીજીના વારસદાર હોવાનો દાવો કરીએ છીએ અને તેમાં ગૌરવ લઇએ છીએ. આમ છતાં પણ આજનો આપણો રાહ કેટલીક બાબતમાં ગાંધીજીનો રાહ નથી એ પણ આપણને કબૂલ કર્યા સિવાય ચાલે તેમ નથી. વ્યવહારમાં, રાજકારણમાં અને આન્તરરાષ્ટ્રીય પરિસ્થિતિ અને બીજા દેશોના હરિફાઇમાં આપણો દેશ કેમ ટકી રહે અને આગળ વધે એ બાબત રાષ્ટ્રના સૂત્રધારોને મુખ્યપણે ધ્યાનમાં રાખવાની રહે છે. વળી દિન પર દિન બદલાતા સંયોગોમાં, કોઇ પણ મહાન વ્યક્તિ વિષે આપણને ગમે તેટલું માન યા ભક્તિ હોય તો પણ રાજ્યના વહીવટી પ્રશ્નોમાં તેમના વચનોનું આંધળું અનુકરણ કરવું આપણને પાલવે પણ નહિ. દરેક બાબતમાં આપણી સમજ અને સુઝનો પૂરો ઉપયોગ કરવો જોઇએ અને ઉત્તરોત્તર બદલાતી પરિસ્થિતિનો સામનો કરવો જોઇએ. આમ કરતા જતાં ગાંધીજીએ આપણને અમુક કાળે અમુક સંયોગોમાં દર્શાવેલા વિચારોથી અન્ય માર્ગે જવાની આપણને ફરજ પડે અને એમ કરતાં આપણે ગાંધીજી વિષેની આપણી નિષ્ઠાને બેવફા નીવડીએ છીએ એવો કોઇ આક્ષેપ કરે તો તે અનુચિત અને અવિવેકભર્યો લેખાય. કારણકે બદલાતા સંયોગોમાં ગાંધીજી પણ પોતાના આદેશો બદલતા હતા. આ હકીકત ગાંધીજીનાં જીવનમાંથી ઠેકાણે ઠેકાણે આપણને જાણવા સમજવા મળે છે. પણ એક બાબત એવી છે કે જેની જો આપણે ઉપેક્ષા કરવા માંડીએ તો આપણી ગાંધીનિષ્ઠા તદ્દન અર્થ વિનાની બની જવાની અને આપણે ગાંધીજીના વારસ અને વફાદાર અનુયાયી છીએ એમ

કહેવાનો આપણને લેશમાત્ર અધિકાર રહેવાનો નહિ. અને એ છે સત્યનું અવલંબન અને ઉપાસના. આ આપણે બરાબર સમજીએ અને આપણા રાજકારણને, સામાજિક વ્યવહારને, આપણા સમસ્ત આચારને અસત્યથી દુષિત કરતાં અટકીએ. સત્યમેવ જયતે એ સૂત્રને આપણો મુદ્રાલેખ બનાવીને સત્ય વિષેનું આપણું ધ્યેય, ભાવના અને શ્રદ્ધા આપણે ગાંધીજીના વારસદારો જગત સમક્ષ જાહેર કરીએ છીએ. દેશકાળનો વિચાર કરતાં ગાંધીજીથી આપણે બીજી કોઇ પણ બાબતમાં અન્ય માર્ગે જવાનું પસંદ કરીએ તો તે ક્ષમ્ય લેખાશે, પણ સત્યથી જો આપણે દૂર જઇશું તો આપણે ગાંધીજીનો જ-તેમના મૂળ તત્ત્વનો જ-સીધો ઇનકાર કર્યો કહેવાશે એ આપણે બરાબર સમજીએ, અન્તરમાં ઉતારીએ અને આજે કેવળ અસત્યથી વ્યાપ્ત બની રહેલા આપણા સમસ્ત જીવનને સત્યપરિપૂત બનાવવાનો નિશ્ચય કરીએ. ગાંધી-નિષ્ઠા એટલે સત્યનિષ્ઠા એ આપણે કદિ ન ભૂલીએ.

### મંગળ વર્ષા

ગયું વર્ષ ગુજરાત તેમ જ સૌરાષ્ટ્રના અમુક ભાગોએ વિષમ દુષ્કાળની યાતનામાં પસાર કર્યું. આ વર્ષ દરમિયાન પણ જેઠ માસ વરસાદ વિના ખાલી ગયો હતો અને અષાઢ પણ વ્યતીત થવા આવ્યો હતો અને ક્યાંય પણ વરસાદ ન મળે એ કારણે પ્રજાનાં દિલ ઊંચા થઇ રહ્યાં હતા અને આ વર્ષે પણ જો વરસાદ નહિ આવે તો લોકોનું શું થશે એ ચિન્તા સૌ કોઇને ઉદ્વિગ્ન કરી રહી હતી. પણ આષાઢના અન્ત ભાગમાં મેઘરાજાની સર્વત્ર મહેર ઉતરી છે અને ચોતરફ લોકોનાં દિલ શાન્તિ અને પ્રસન્નતા અનુભવી રહ્યાં છે. મુંબઇ તો વરસાદથી તરબોળ બની રહ્યું છે અને ગુજરાત તેમજ સૌરાષ્ટ્રના સર્વ પ્રદેશોની ધરતી પણ પૂરતા પ્રમાણમાં જળસીંચિત થઇ રહી છે. વર્ષાના આગમન પ્રસંગે પૃથ્વી જીર્ણ વસ્ત્રોનો ત્યાગ કરે છે અને નવયૌવનમાં પુનઃ પ્રવેશ કરતી હોય એમ નવું રૂપ અને નવાં વસ્ત્રો ધારણ કરે છે. સમુદ્ર આ દિવસો દરમિયાન કોઇ જુદી જ મસ્તી ધારણ કરે છે. ચોતરફ પથરાઇ રહેલી લીલી હરિયાળી આંખોને કોઇ જુદો જ આનંદ અને ઠંડક આપે છે. પર્વતો ઉપરથી પાણીના ધોધ પડવા લાગે છે અને નીચેની ખીણોમાં વિપુલ જલપ્રવાહો ખળખળ કરતા વહેવા લાગે છે. સર્વત્ર નવજીવનની નવી પ્રાણપુરણની ઝળક દેખાય છે અને ગ્રીષ્મની નિરવ શાન્તિના સ્થાને વર્ષાની સરવ મસ્તીનો અનુભવ થાય છે. પ્રકૃતિની આવી કાયાપલટ જોઇને ચિત્ત પણ આનંદપ્રમત્ત બની જાય છે અને ચિન્તનના ઉંડાણમાં લઇ જતું અપૂર્વ વિસ્મય અનુભવે છે. આ વિમળ પ્રસન્ન વિશદ વાતાવરણમાં-જ્યારે પ્રજાજનોની ભૂતકાળની ચિંતા સરી ગઇ છે અને આગામી ઉજ્જવળ ભવિષ્યની આશાઓ તેમનામાં નવો પ્રાણસંચાર કરી રહી છે ત્યારે-યુગદર્શન પ્રગટ થઇ રહ્યું છે એ યુગદર્શન માટે પણ શુભ શુકનરૂપ છે એમ માનવા મન લલચાય છે.

### 'મંગળ પ્રભાત' અને તેના ચિત્રકાર

આ અંકના પ્રારંભમાં ગુજરાત સૌરાષ્ટ્રના જાણીતા કળાકાર શ્રી. સોમાલાલ શાહનું આલેખેલું ચિત્ર આપવામાં આવ્યું છે. આ ચિત્રનું વર્ણલાલિત્ય અને રચનાપ્રમાણમાં રહેલું સૌંદર્ય એટલું સ્વયંસિદ્ધ છે કે તે વિષે કોઇ લાંબા ટીપ્પણ કે સમજુતી આપવાની જરૂર છે જ નહિ. પ્રભાતનો સમય છે; જાણે કે પ્રભાતની કોઇ અધિષ્ઠાત્રી દેવતા હોય એવી કોઇ સુરૂપ સન્નારી હાથમાં વીણા ધારણ કરીને બેઠી છે અને ગાન આલાપ શરૂ કરવાની તૈયારીમાં છે. સામે બેઠેલાં હરણ-હરિણી ઔત્સુક્યભરી મુદ્રા વડે સામેથી નીકળતું ગાન ઝીલવાની તત્પરતા દાખવી રહ્યાં છે. પૂર્વાકાશમાં સંધ્યાતારો ટમટમી રહ્યો છે. આખા દૃશ્યમાં ચોક્કસ પ્રકારની પ્રસન્નતા વ્યાપી રહી છે. આંખ અને મનને આલ્હાદ આપે તેવી રંગ અને આકારની ગુંથણી રજૂ કરવી એ આ ચિત્રનો મુખ્ય ઉદ્દેશ છે એમ ચિત્રના આલેખક જણાવે છે અને તે આશાદ પાર પડયો હોય એમ આપણે અનુભવીએ છીએ.

આ ચિત્રના ચિત્રકાર શ્રી. સોમાલાલ શાહ ભાવનગરના ખુણે ત્યાંની સરકારી હાઇસ્કૂલમાં ચિત્રશિક્ષક તરીકે કામ કરે છે અને પોતાની સહજસિદ્ધ ચિત્રકળાની એકલક્ષી ઉપાસનામાં મગ્ન જીવન ગાળે છે. તેમનાં ચિત્રો કુમારમાં અવારનવાર પ્રગટ થતાં રહ્યાં છે, અને તેમનાં ચિત્રોનો એક સુન્દર સંગ્રહ પણ પ્રગટ થયો છે. તળપદા ગ્રામવાસી જનોનું-ખાસ કરીને રબારણો અને ભરવાડણોનું-નૈસર્ગિક લાવણ્ય ઉત્કૃષ્ટ રીતે રજૂ કરવું એ તેમની વિશેષતા છે. પક્ષીઓનાં અપ્રતિમ આલેખનો એ તેમની બીજી વિશેષતા છે, પણ તે આલેખનો લગભગ અપ્રગટ હોઇને આપણને તેનો બહુ જ ઓછો પરિચય છે. ભાવનગર જેવા દૂરવર્તી કેન્દ્રમાં તેઓ વસતા હોઇને તેમજ

સ્વભાવથી તેઓ અત્યન્ત સંકોચશીલ હોઇને તેમને ગુજરાતે બહુ જ ઓછા જાણ્યા છે. પણ આજના આપણા ચિત્રકારોમાં તેઓ અગ્રગણ્ય સ્થાન ધરાવે છે એવો આપણા સર્વ કલાવિવેચકોનો એકસરખો અભિપ્રાય છે. આજના આઝાદીદિનના મંગળ પ્રભાતને અનુરૂપ આ ચિત્ર 'યુગદર્શન'ના પ્રથમ અંકમાં પ્રગટ કરતાં સવિશેષ આનંદ થાય છે અને આ ચિત્ર પ્રકાશનાર્થે આપવા માટે શ્રી. સોમાલાલ શાહનો ઋણસ્વીકાર કરવામાં આવે છે.

## શ્રી. બચુભાઇ રાવતને અભિનન્દન

સાહિત્ય, કળા અને સંસ્કૃતિસંવર્ધક કોઇ પણ ક્ષેત્રમાં કાર્ય કરતા લેખકો, કળાકારો કે સંશોધકોમાંથી દર વર્ષે કોઇ પણ એક વ્યક્તિને પસંદ કરીને તેને સુવર્ણચંદ્રક આપવો આવી યોજના ગુજરાત સાહિત્ય સભા તરફથી કેટલાંએક વર્ષથી અમલમાં મૂકવામાં આવી છે અને આ યોજના સદ્‌ગત સાક્ષર શ્રી. રણજીતરામ વાવાભાઇના સ્મારકનિધિમાંથી ઉપસ્થિત થયેલી હોઇને આ ચંદ્રકને 'રણજીતરામ સુવર્ણ ચંદ્રક'ના નામથી ઓળખવામાં આવે છે. આ વર્ષનો ચંદ્રક 'કુમાર'ના તંત્રી શ્રી.બચુભાઇ રાવતને અર્પણ કરવામાં આવ્યો છે. 'કુમાર' છેલ્લાં પચ્ચીસ વર્ષથી ગુજરાતની અનુપમ સેવા કરતું આવ્યું છે. તેના આદ્યસંપાદક શ્રી. રવિશંકર મહાશંકર રાવળને પણ આગળનાં વર્ષો દરમિયાન આ ચંદ્રક અર્પણ કરવામાં આવેલ છે. કુમારે ગુજરાતી મુદ્રણકળામાં જે નવી ભાત પાડી છે, તેનો સર્વ યશ શ્રી. બચુભાઇ રાવતને ભાગે જાય છે, અને એ કારણે 'કુમાર'નું સ્થાન આપણા ગુજરાતી સામયિકોમાં આજ સુધી અજોડ રહ્યું છે. શ્રી. બચુભાઇ પ્રકૃતિથી એક કળાકાર અને સાહિત્યક છે અને તે કારણે જ મુદ્રણકળાના ક્ષેત્રમાં તેમણે આવું વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કર્યું છે. અમદાવાદની અનેક સાહિત્ય પ્રવૃત્તિઓમાં શ્રી. બચુભાઇ સક્રિય ભાગ લઇ રહ્યા છે. લીપિ સુધારણાને લગતી તાજેતરમાં મુંબઇ સરકારે નીમેલી સમિતિના તેઓ એક સભ્ય છે. આમ અનેક દિશાઓને તેમની સાહિત્યપ્રવૃત્તિ સ્પર્શતી હોવા છતાં 'કુમાર' એ તેમની સર્વ શક્તિઓના ઉપયોગનું વર્ષોથી કેન્દ્રસ્થાન બની રહ્યું છે. લેખસામગ્રીની કળાપૂર્ણ મુદ્રણ દ્વારા અભિવ્યક્તિ એટલે કુમાર અને કુમાર એટલે બચુભાઇ રાવત—આવા એકનિષ્ઠ સાહિત્યસેવક શ્રી. બચુભાઇ રાવતને રણજીતરામ સુવર્ણ ચંદ્રક અર્પણ કરવામાં ગુજરાતી સાહિત્યસભાએ યોગ્ય વ્યક્તિની યોગ્ય કદર કરી છે અને તે માટે શ્રી. બચુભાઇ રાવતને અંતરનાં અભિનંદન છે.



## કળાવિવેચક શ્રી. મનુભાઇ ઠક્કરનું અકાળ અવસાન

તા. ૨૪-૭-૪૯ ને રવિવારના રોજ ગુજરાતના એક જાણીતા કળાવિવેચક શ્રી. મનુભાઇ ઠક્કરના ૩૨ વર્ષની ઉમ્મરે નિપજેલા અકાળ અવસાન પરત્વે અમો ઉંડી શોકની લાગણી અનુભવીએ છીએ. ૧૯૧૮ માં તેમનો જન્મ થયો હતો, ૧૯૩૭ માં લંડન મેટ્રીકની પરીક્ષા પસાર કરીને તેમના પિતાના મિલઉદ્યોગના વ્યવસાયમાં તેઓ જોડાયા હતા. નાનપણથી લલિતકળાઓ પ્રત્યે તેમને સ્વાભાવિક આકર્ષણ હતું. એક વખત તેઓ નૃત્ય તરફ ઠીક ઠીક ઢળેલા હતા. પોતે સ્વયં એક ચિત્રકાર હતા, પણ વ્યાપારવ્યવસાયમાં જોડાયા બાદ ચિત્રકાર્ય તેમણે લગભગ છોડી



દીધું હતું, એમ છતાં પણ ચિત્રકારોનો તેમનો સંસર્ગ ગાઢપણે ચાલુ હતો. ચિત્રકાર અને ચિત્રકળાનો ઉત્કર્ષ સાધતી દરેક પ્રવૃત્તિમાં તેઓ જોડાતા હતા એટલું જ નહિ પણ ખૂબ સક્રિય ભાગ લેતા હતા. તાજેતરમાં સ્થપાયેલ 'ઑલ ઇન્ડીઆ એસોશીએશન ઑફ ફાઇન આર્ટ્સ'ના તેઓ એક મૂળ સ્થાપક અને કોષાધ્યક્ષ હતા. મુંબઇ ખાતે ભરાયલી ૧૯૪૮ની આર્ટસ કૉન્ફરન્સ (કળા પરિષદ) ને પાર પાડવામાં તેમણે ઘણો અગત્યનો ભાગ ભજવ્યો હતો. મુંબઇમાં ફાઇન આર્ટસ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટ ઉભું કરવું અને અનુક્રમે ફાઇન આર્ટસ યુનિવર્સીટીની સ્થાપના કરવી એ બે એમના જીવનના મોટા મનોરથો હતા. પણ માનવી ઇચ્છે છે કાંઇ અને કાળ કરે છે કાંઇ! પંદર દિવસની માંદગી, એપેન્ડીસાઇટીસનું દર્દ હોવાની કલ્પના, ઓપરેશન અને ત્રણ દિવસમાં આ દુનિયાનો છેલ્લો શ્વાસ એમને વિદાય થવું એવું કોઇ અકળ ભાવિ તેમના માટે ઘડાયલું હતું. તેઓ આપણા ચિત્રકારોનું એક મોટું અવલંબન હતા. કોઇ પણ ચિત્રકાર તેમનું ઠામ ઠેકાણું પૂછીને તેમને મળવા પહોંચી જતો. પછી તેનાં ચિત્રો કળારસિક શ્રીમાનોને દેખાડવા, સારા દામે વેચી આપવા, પોતાથી પણ બને તેટલી તેને મદદ કરવી—આ બધી ચિન્તા મનુભાઇ સ્વેચ્છાએ સ્વીકારી લેતા. 'ઇલસ્ટ્રેટેડ વીકલી'માં છેલ્લા કેટલાક સમયથી હિંદી ચિત્રકારોનાં ચિત્રો પ્રગટ થઇ રહ્યાં છે અને એ કારણે એ સાપ્તાહિક પત્ર આપણું હોય એમ લાગે છે. ચિત્રોની પસંદગી શ્રી. મનુભાઇ કરતા અને તે ઉપરની નોંધ પણ તેઓ જ લખતા. 'યુગદર્શન'ની યોજના વખતે હું હજુ થોડા સમય પહેલાં તેમની પાસે ગયેલો. ગુજરાતી ભાષામાં આવું સચિત્ર અને કળાપૂર્ણ માસિક કાઢવાનો અમે વિચાર કરી રહ્યા છીએ એ જાણીને તેમને ભારે આનંદ થયો અને ચિત્રો સંબંધી બધી જવાબદારી તેમણે સ્વીકારી લીધી અને 'યુગદર્શન' સંબંધમાં એ બાજુની હું નચિન્તતા અનુભવતો થયો. બીછાનામાં પડયા પડયા તેમના ટેલીફોનો આવ્યા કરે કે આ ચિત્ર અહિંયા લઇ આવો, અને એ ચિત્રના બ્લોક પેલે ઠેકાણે કરવા આપો વગેરે. પણ કમનસીબે એ મારી નચિન્તતા પણ અત્યન્ત અલ્પાયુષી નીવડી. આ રીતે 'યુગદર્શન'ના પ્રારંભ સાથે જ 'યુગદર્શન'ને પડેલી ખોટની નોંધ લેવી પડે છે. તેમના પિતાશ્રી શ્રી. મૂળજી દયાળ રતલામની સજ્જન મિલના મૅનેજીંગ એજન્ટ અને મુંબઇના 'સ્વદેશી' કો-ઓપરેટીવ સ્ટોર્સ'ના મુખ્ય સંચાલક છે. તેમનાં માતુશ્રી શ્રી. બાબીબહેન મૂળજી મુંબઇનાં એક બહુ જાણીતા સ્ત્રી કાર્યકર્તા છે. માતપિતા, પત્ની, પુત્રી, ત્રણ ભાઇઓ, બે બહેનો આમ મોટા કુટુંબપરિવાર વચ્ચેથી તેઓ હંમેશાને માટે વિદાય થયા છે. આ આખા કુટુંબ પરિવાર પ્રત્યે આપણી સહાનુભૂતિ છે. શ્રી. મનુભાઇના આત્માને પરમ શાંતિ પ્રાપ્ત થાઓ!

### જાણીતા પત્રકાર શ્રી. ચન્દ્રકાન્ત સુતરીઆનું ખેદજનક અવસાન

જન્મભૂમિ પત્રના સહાયક સંપાદક શ્રી. ચન્દ્રકાન્ત સુતરીઆના ઑગસ્ટ માસની ત્રીજી તારીખના રોજ થયેલા કરુણ અને આકસ્મિક અવસાનથી ગુજરાતી પત્રકારિત્વે એક નિષ્ઠાવંત અને કુશળ પત્રકાર ગુમાવ્યો છે.



સ્વ. ચંદ્રકાન્તે મુંબઇ રાષ્ટ્રીયશાળામાં વિનીત થઇ સ્વ. શ્રી. વિઠ્ઠલભાઇ પટેલની પ્રેરણાથી પત્રકારિત્વમાં ઝંપલાવ્યું હતું. મુંબઇ સમાચાર, હિંદુસ્તાન, જન્મભૂમિ, વંદેમાતરમ્, નૂતન ગુજરાત વગેરે મુંબઇનાં જાણીતાં દૈનિકોમાં તેમણે કાર્ય કર્યું હતું. આજના ગુજરાતી પત્રકારિત્વમાં સમાચારોને શણગારીને મૂકવાની કળાનો જે વિકાસ થયો છે, તેનું શ્રેય જે એક બે પત્રકારોને જાય છે તેમાં શ્રી ચન્દ્રકાન્તનું અગ્રસ્થાન આવે છે.

તેમના પચ્ચીસ વર્ષના પત્રકારિત્વ દરમિયાન સંખ્યાબંધ નવા નવા યુવાનોએ તેમની સાથે કાર્ય કર્યું છે અને તેમની કાળજીભરી દોરવણી હેઠળ સારા પત્રકારો બન્યા છે. આમ સ્વ. શ્રી. ચંદ્રકાન્તે માત્ર પત્રકાર તરીકે જ કાર્ય કર્યું નથી; પરંતુ ગુજરાતી પત્રકારિત્વને નવા નવા

માણસો તૈયાર કરી આપ્યા છે.

તેમના માયાળુ છતાં રમુજી સ્વભાવને તેમના સંસર્ગમાં આવેલા કોઇ પણ કદી ભૂલી શકશે નહિ. તેઓએ "નથુભાઇ"ના ઉપનામે વર્ષો સુધી હળવાં અને હાસ્યરસ પ્રેરતાં લખાણો દ્વારા ગુજરાતના સંખ્યાબંધ ગમગીનોને ખડખડાટ હસાવ્યા છે.

તેઓ ગુજરાતી પત્રકારિત્વની જૂની અને નવી પેઢી વચ્ચેની કડી સમાન હતા. તેમના જવાથી એ કડી તૂટે છે. ગુજરાતી પત્રકારિત્વનો ઇતિહાસ લખવાનો અધિકારી પુરુષ, પોતાની એ મહેચ્છા "મનની મનમાં રાખી" ને આપણી વચ્ચેથી વિદાય થયો છે.

તેમના આકસ્મિક અવસાનથી, અને તેમને બચાવવા જતાં તેમના લઘુબંધુ શ્રી. ધનસુખલાલના પણ તેવા જ કરુણ અવસાનથી શ્રી. સુતરીઆ કુટુંબ ઉપર અસહ્ય આપત્તિ આવી પડી છે. તેમની આ આપત્તિ અને શોકમાં અમે પણ પોતાને સહભાગી ગણીએ છીએ અને તેમના આત્માને ચિર શાન્તિ ઇચ્છીએ છીએ.

## ડૉલરનો દુકાળ

અમેરિકા ખંડમાં કાચી અને ઔદ્યોગિક વસ્તુઓનું ઉત્પાદન અને સંગ્રહ જગતમાં સૌથી મોટું છે; ખાસ કરીને તે પ્રદેશ મોટા પ્રમાણમાં નિકાસ કરી શકે તેમ છે. અમેરિકા ખંડના કેટલાંક દેશોમાં લાખો એકર ફળદ્રુપ જમીન અણખેડાયલી પડી છે. એકલા યુનાઇટેડ સ્ટેટ્સનું ઔદ્યોગિક ઉત્પાદન આ લડાઇ દરમિયાન લગભગ બેવડું થયું છે. અમેરિકાના ખંડને છેલ્લા બંને યુદ્ધનો આર્થિક લાભ મળ્યો છે.

તેની સામે બાકીના જગતમાં લડાઇએ ઉત્પાદન ખોરવી નાખ્યું છે, તે ઉત્પાદન સામાન્ય ધોરણ પર લાવવા માટે સૌને અમેરિકાની વસ્તુઓ જોઇએ. તે ઉપરાંત ચાલુ વેપાર-વિનિમયમાં કેટલીયે ચીજો જોઇએ તે જુદી.

આ રીતે જગત આખાને અમેરિકાની વસ્તુઓ ખરીદવી છે; અમેરિકા મોટા પ્રમાણમાં જગતને વેચી શકે તેટલો તેની પાસે માલ છે. પણ આખા જગત પાસે અમેરિકામાંથી માલ ખરીદવા માટે ડૉલર નથી.

આખા જગતનું વસ્તુઓનું ઉત્પાદન લડાઇ પહેલાંના સમયની સપાટીએ આવતું જાય છે, પણ ડૉલરના દુકાળને અંગે જગતમાં વસ્તુઓનો વિનિમય છૂટથી થઇ શકતો નથી. પરિણામે દુનિયામાં એક બાજુ છત અને બીજી બાજુ અછત-એ દુનિયાનો મોટામાં મોટો આર્થિક કોયડો બનતો જાય છે.

આખી દુનિયાને અમેરિકાની વસ્તુઓ જોઇએ; સામે અમેરિકાને દુનિયામાંથી અમુક જુજ ચીજો જોઇએ; છતાં હરીફાઇ કરીને જગતના દેશો, અમેરિકામાં વસ્તુઓ વેચી ત્યાંથી જોઇતી વસ્તુઓ ખરીદી શકે, પણ પરદેશી વસ્તુઓની આયાત સામે અમેરિકામાં ભારે જકાત છે.

અમેરિકા નથી પરદેશી વસ્તુઓ આયાત કરવા માગતું, કે નથી ત્યાંના ઉદ્યોગપતિઓ પરદેશમાં ડૉલરની ધીરધાર કરવા માગતા, નથી અમેરિકાના ઉદ્યોગપતિઓ પરદેશમાં નવા ઉદ્યોગોમાં મૂડી રોકતા. આથી અમેરિકામાંથી ડૉલર બહારની દુનિયાને બહુ જ મર્યાદિત પ્રમાણમાં મળે છે. જ્યારે સૌને અમેરિકામાંથી ગંજાવર ખરીદીઓ કરવી છે. પરિણામે દુનિયાના ચલણી નાણા સામેની સોનાનીઅનામતો પણ ઘસડાઇને અમેરિકા ભેગી થાય છે. છતાં અમેરિકામાંથી માલ ખરીદવાની જગતની ભૂખ ભાંગતી નથી.

શરૂઆતમાં લડાઇની પાયમાલીમાં રાહત આપવાના બહાને અમેરિકાએ યુરોપના દેશોને લોન આપી; પછી માર્શલ-યોજના નીચે મદદ કરી. હવે શું? આ પ્રશ્નમાંથી જગતમાં હુંડીઆમણના ભાવ ઘટાડવાની હવા ઉભી થઇ છે.

## નાણાંની કીમત

અમેરિકાના રાક્ષસી ઉત્પાદનને ઠેકાણે પાડવા અમેરિકાને પણ જગતમાં માલ વેચ્યા વિના છૂટકો નથી. નહિતર બેકારી અને મંદી અમેરિકાના અર્થતંત્રને ઝડપથી પીંખી નાખે, એટલે અમેરિકાએ ત્રીજો રસ્તો વિચાર્યો અને આડકતરી રીતે જગતના દેશોને તેની ભલામણ કરી. તે રસ્તો દરેક દેશના નાણાંની આંતરરાષ્ટ્રીય કિંમત, એટલે હુંડિયામણના ભાવ ઘટાડવાનો છે.

અમેરિકા કહે છે કે જો આ દેશોના હુંડિયામણના ભાવ ઘટાડવામાં આવે તો તે દેશોનો માલ અમેરિકામાં સસ્તો પડે પરિણામે તેઓની અમેરિકા ખાતેની નિકાશ વધે અને તેઓને વધુ ડૉલર મળી શકે. આ ઉપરાંત હુંડિયામણનો ભાવ ઘટાડવામાં આવે તો બીજો પણ

ફાયદો આ દેશોને થાય અને તે એ કે તેઓના આયાત-નિકાસ વેપારની ખાધ ઓછી થાય.

ઈંગ્લંડની સરદારી નીચે અમેરિકા અને રશિયાની લાગવગ નીચેના દેશો સિવાયના ઘણા ખરા દેશો એકમત થયા કે અમે ડોલર બચાવવા અમેરિકામાંથી ખરીદી ઓછી કરીશું અને જરૂર પડશે તો પેટે પાટા બાંધીશું, પ્રજાનું જીવનધોરણ નીચું લાવીશું, ઉત્પાદન ખર્ચ ઘટાડીશું, સ્ટર્લીંગ વિસ્તારમાં વ્યાપાર-વિનિમય વધારીશું, પણ હુંડિયામણના ભાવ ઘટાડીશું નહિ. હુંડિયામણના ભાવ નહિ ઘટાડવા પાછળ કયા પ્રાણપ્રશ્નો સમાયેલા છે કે જગતના આટલા બધા દેશો જીવ ઉપર આવીને આવા મરણીઆ નિર્ણયો કરે છે તે રહસ્ય સમજવા માટે આપણે રૂપિયાની સ્થિતિનો વિચાર કરીએ. તે ઉપરથી બીજા દેશોની સ્થિતિનો ખ્યાલ આવી જશે.

### રૂપિયાનું હુંડિયામણ

લડાઇ પહેલાં કેટલાયે વર્ષોથી બ્રિટિશ સરકારે હિંદના રૂપિયાને બ્રિટિશ પૌંડ સાથે અઢાર પેન્સની હિંદુ લગ્ન-ગ્રંથિથી જોડયો હતો. આ લગ્નને છુટાછેડાનો કાયદો લગાડવા પ્રજાએ ભારે પોકારો કરેલા અને સોળ પેન્સ કે તેથી નીચા ભાવ બાંધવાની માગણી કરેલી, પણ કાંઇ પરિણામ આવ્યું નહોતું.

બ્રિટિશ સરકાર ગઇ અને આ લગ્નના છુટાછેડા થયા. પણ લડાઇ પછીના અસાધારણ આર્થિક સંજોગોમાં રૂપિયાને સ્ટર્લીંગ વિસ્તારના વાડામાં સમાવું પડયું છે એટલે અમેરિકાએ સ્ટર્લીંગના ભાવ ઘટાડવાની વાત શરૂ કરી કે તરત રૂપિયાના ભાવ ઘટાડવાની વાત ઉભી થઇ હતી.

લડાઇ પહેલાં અઢાર પેન્સના હુંડીના ભાવ ઘટાડીને સોળ પેન્સ કરવાનો પ્રજાપોકાર જેઓના કાનમાં ગુંજતો હતો, તેઓ અત્યારે પણ હુંડીના ભાવ ઘટાડવાની તરફેણ કરતા હતા. તેઓની મુખ્ય દલીલ આ હતી. એક રૂપિયાના બદલામાં અઢાર પેન્સને બદલે સોળ પેન્સ મળે તો એક રૂપિયાના બદલામાં પરદેશથી અઢાર પેન્સનો માલ મળવાને બદલે સોળ પેન્સનો મળે. તેટલે અંશે પરદેશી માલ અહિં મોઘો પડે. સામે અહિંનો એક રૂપિયાનો માલ પરદેશ જાય તેના બદલામાં પરદેશીને અઢાર પેન્સ ચુકવવાને બદલે સોળ પેન્સ ચુકવવા પડે. એટલે અંશે પરદેશમાં અહિંનો માલ સસ્તો પડે. આથી નિકાસ વધે, આયાત ઘટે અને દેશના ઉદ્યોગોને રક્ષણ મળે. દરેક દેશની આ આર્થિક જરૂરિયાત સમજીને અમેરિકાએ આ વાત રજૂ કરી હતી.

પણ લડાઇ પહેલાના અને આજના આર્થિક સંજોગોમાં આસમાન જમીન જેટલો મોટો ફરક પડી ગયો છે.

૧. હિંદમાંથી નિકાસ કરવાની કાચી ચીજોનો જથ્થો બહુ મર્યાદિત છે. રૂ, શણ, બિયાં વગેરે મોટામાં મોટી નિકાસ થતી વસ્તુઓ આજે ઓછામાં ઓછી નિકાસ થાય તેમ છે. રૂનો પાક ઘટયો, શણ પાકીસ્તાનમાં ગયું, બિયાની સ્થાનિક વપરાશ વધી, અને ૧૯૫૧ માં અનાજની બાબતમાં સ્વાવલંબી થવાની સરકારી યોજના સફળ થતાં સુધી અનાજ પરદેશથી આયાત કરવુંજ પડશે.

૨. યાંત્રિક ખેતી અને ઔદ્યોગિક વિકાસ માટે મોટાં યંત્રો પરદેશથી લાવ્યા વિના છુટકો નથી.

૩. પરદેશી માલ મોંઘો પડવાને કારણે હિંદમાં બનતા માલને રક્ષણ મળે; પણ તે મધ્યમ વર્ગ અને બીજા માલ ખરીદનારાઓના ભોગે. અકુદરતી રીતે ઉંચા ભાવ ટકે તેથી ઉદ્યોગોની કાર્યક્ષમતા વધવાને અને ભાવ ઘટવાને બદલે લોકોના હિસાબે અને જોખમે ઉદ્યોગોનું રગશિયું ગાડું ચાલે છે તેમ ચાલ્યા કરે અને છતાં ઉદ્યોગપતિઓને લાભ મળ્યા કરે.

૪. હુંડીના ભાવ ઘટાડીને નિકાસ વધારવામાં કાયમ જાપાન-જર્મનીનો દાખલો અપાય છે, પણ જાપાન-જર્મની હુંડીના ભાવ ઘટાડવા ઉપરાંત ઉત્પાદન ખર્ચ ઘટાડતા હતા અને પોતાની પ્રજાને મોંઘું વેચી પરદેશમાં સસ્તું વેચતા હતા. આ બન્ને દેશો અંદરખાને લડાઇની તૈયારીમાં હતા એટલે પરદેશમાથી વસ્તુઓ મગાવવા તેમને કોઇ પણ ભોગે પરદેશમાં માલ મોકલ્યા વિના છુટકો નહોતો.

૫. દુનિયાના સૌ દેશોને નિકાસ વધારવી હોય અને આયાત ઘટાડવી હોય તે ખાતર સૌ હુંડીના ભાવ ઘટાડે તો તેથી ધાર્યો લાભ થાય નહિ, અને અમુક દેશો સાથેના વેપારમાં લાભ થાય તો પણ જકાત નાંખીને તે દેશો આ લાભ ઉડાવી દઇ શકે છે. તેમ થાય તો વેપારની હરીફાઇનું યુદ્ધ જામે.

૬. આ બધી રીતે હુંડીના ભાવ ઘટે, પણ અત્યારના અનિવાર્ય સંજોગોને લઇને નિકાસ વધે નહિ અને આયાત ચાલુ રહે તો જેટલા ટકા હુંડીના ભાવ ઘટે તેટલા ટકા

પરદેશી માલ આપણને મોંઘો પડે. તેટલા પૂરતું રૂપિયાની કિમ્મત ઘટાડવામાં હાલ તુરત ફાયદો જણાતો નથી.

આ બધા સંજોગો જોતાં સ્ટર્લીંગના ભાવ ટકાવવાનું મુશ્કેલ ભલે હોય; પણ સ્ટર્લીંગના અને રૂપિયાના અત્યારના હુંડીના ભાવ ટકી રહે તેમાં જ હાલ તુરત દેશને લાભ છે, એટલા ખાતર જ સ્ટર્લીંગ વિસ્તારના દેશોએ ગમે તે ભોગે અત્યારના ભાવ ટકાવી રાખવાનો નિર્ણય કર્યો છે. જે સંજોગો રૂપિયાના છે તે સ્ટર્લીંગ વિસ્તારના ઘણાખરા દેશોના છે એટલે સૌએ મળીને નિર્ણય કર્યો છે કે અમેરિકામાંથી આયાત ઓછી કરવી પણ હુંડીના ભાવ ઘટાડવા નહિ. અમેરિકામાં મંદીની શરૂઆત થઇ છે તે સંજોગોમાં પરદેશની લેવાલી ઘટતાં અમેરિકા ઉપર શું અસર થાય છે, અને અમેરિકા તે સામે શું વળતાં પગલાં લે છે તે જોતા રહેવું પડશે. ઇંગ્લંડ અને અમેરિકા વચ્ચે વધુ વાટાઘાટ સપ્ટેમ્બરમાં થવાની છે.

## સ્ટર્લીંગના કરાર

હુંડીના ભાવ નહિ ઘટાડવાનો નિર્ણય કર્યા પછી હિંદના નાણાપ્રધાને બ્રિટિશ સરકાર સાથે સ્ટર્લીંગ પુરાંતની વપરાશ અને ડૉલરની સગવડતા માટે વાટાઘાટો ચલાવી અને તેનું પરિણામ નીચે મુજબ આવ્યું છેઃ

૧૯૪૮ના જૂનનાં છેલ્લા સ્ટર્લીંગ કરાર થયેલા તે સમયે અગાઉના છૂટા કરેલા પણ નહિ વપરાયેલા આઠ કરોડ સ્ટર્લીંગ ગમે ત્યારે વાપરવાની છૂટ મળેલી, તે ઉપરાંત આ આઠ કરોડમાંથી દોઢ કરોડ સ્ટર્લીંગ ડૉલરમાં ફેરવી શકાય તેવી સગવડ મળેલી અને ૧૯૪૮-૪૯ માટે વાપરવા બીજા વધુ સ્ટર્લીંગ નહોતા આપ્યા. ૧૯૪૯-૫૦ અને ૧૯૫૦-૫૧ દરમિયાન વાર્ષિક ચાર કરોડ સ્ટર્લીંગ વાપરવાની છૂટ મળી હતી..

આગલા કરાર મુજબ જે સ્ટર્લીંગ વાપરવા મળેલા તેમાંથી આઠ કરોડ આપણે વાપર્યા નહોતા અને ૧૯૪૮ ના કરાર મુજબ ૧૯૪૮-૪૯ માં તે વાપરવાની છૂટ મળી એટલે આપણે પુરજોસથી વાપરી નાખ્યા. ૧૯૪૯ ના જૂનમાં વર્ષ પૂરું થાય તે પહેલાં ફેબ્રુઆરી સુધીમાં આપણે બાર કરોડ અને ચાલીસ લાખ સ્ટર્લીંગ વાપરી નાખ્યા એટલે કે ૧૯૪૯-૫૦ માં મળવાના હતા તેથી પણ વધુ સ્ટર્લીંગ વાપરી નાખ્યા. પરિણામે આયાત ઉપર સખ્ત અંકુશો મૂકાયા અને સ્ટર્લીંગની વપરાશ માટે નવી વાટાઘાટો થઇ. તા. ૫-૮-૪૯ ના રોજ નવા સ્ટર્લીંગ કરાર બહાર પડ્યા તેનો સાર નીચે મુજબ છેઃ

૧૯૪૮-૪૯ ના વર્ષ માટે નવા સ્ટર્લીંગ બિલકુલ નહોતા મળ્યા તેના બદલે આઠ કરોડ દસ લાખ સ્ટર્લીંગ વાપરવા મળ્યા. ૧૯૪૯-૫૦ અને ૧૯૫૦-૫૧ માટે દર વર્ષે ચાર કરોડને બદલે પાંચ કરોડ સ્ટર્લીંગ મળ્યા. ૧૯૪૯-૫૦ ના પાંચ કરોડ સ્ટર્લીંગમાંથી સાડા ત્રણ કરોડ સ્ટર્લીંગ ડૉલરમાં ફેરવી શકાય તેવા મળશે, ઉપરાંત અગિયારમું ઓપન જનરલ લાયસન્સ બંધ થયુ તે પહેલાં તે અનુસાર જે માલના સોદા થયા હોય અને જેના પેટે બેન્કમાં નાણાં ભરી દેવાયાં હોય તે માલ લાવવા માટે જરૂરી એટલા બધા સ્ટર્લીંગ છૂટા કરવામાં આવશે.

રાષ્ટ્રસમૂહના ડૉલર ભંડોળના એક ભાગીદાર તરીકે આપણે અમેરિકા ખાતે ગયા વર્ષ કરતા વધુ કે ઓછો માલ મોકલીએ તો પણ ત્યાંથી આગલા વર્ષ કરતાં માત્ર પંચોતેર ટકા માલ મંગાવી શકીશું. અલબત્ત ઇન્ટરનૅશનલ બૅન્ક જેટલી રકમ આપણને ધીરે તેટલો માલ અમેરિકાથી મંગાવી શકીએ તે જુદું.

એકંદર આ કરાર આજની આપણી અને ઇંગ્લંડની સ્થિતિ જોતાં સંતોષકારક ગણવામાં આવે છે.

## આપણી ખરીદશક્તિ

હવે દેશના આંતરિક આર્થિક સંજોગો તપાસીએ. સરકારી આંકડા જોતાં ચલણી નાણાંની સંખ્યામાં મહત્વનો ઘટાડો થયો નથી; છતાં નાણાંની છાકમછોળ હતી ત્યાં નાણાંભીડની બુમરાડ શરૂ થઇ ગઇ છે. જીવનનિર્વાહના ખર્ચમાં અને ખાસ જરૂરિયાતની વસ્તુઓના ભાવમાં મહત્વનો ઘટાડો થયો નથી, છતાં વેપારીઓના વકરા ઘટ્યા છે અને લોકોની ખરીદશક્તિ ઘટ્યાની વાત જ્યાં ત્યાં સંભળાય છે. આર્થિક ક્ષેત્રના આ વિરોધાભાસી આંતરપ્રવાહો સમજવા માટે દેશના અર્થતંત્રના મૂળભુત પ્રશ્નો સમજવા ઊંડું ઉતરવું પડશે.

સામાન્ય માન્યતા એવી છે કે લડાઇ દરમિયાન દેશમાં સમૃદ્ધિ હતી. 'ઇસ્ટર્ન ઇકોનોમીસ્ટે' બહાર પાડેલા અને આ નીચે આપેલા આંકડા તપાસતાં આ હકીકત તદ્દન અવળે માર્ગે દોરનારી છે તેમ જણાશે.

૧૯૩૯–૪૦ થી ૧૯૪૭–૪૮ સુધીનાં નવ વર્ષમાં હિંદુસ્થાનની માથાદીઠ સરેરાશ આવક વર્ષવાર વધતી વધતી રૂા. ૬૭–૭૦–૭૮–૧૧૨–૧૩૯–૧૩૫–૧૩૭–૧૪૩–૧૬૦ હતી. તે જ વર્ષોનો જીવનનિર્વાહનો સત્તાવાર આંક ૧૦૦–૧૦૫–૧૧૭–૧૬૦–૨૧૭–૨૧૬–૨૧૯–૨૪૨–૨૫૮ હતો. પ્રત્યેક હિંદીની માથાદીઠ આવક વધી તે સાથે જીવનનિર્વાહનો ખર્ચ વધ્યો, તે બંનેને સાથે ગણતાં આ નવ વર્ષની ચોકખી માથા દીઠ આવક ૬૭–૬૭–૬૬–૭૦ ૬૪–૬૪–૬૩–૫૯–૬૨ થાય છે.

આ રીતે પ્રત્યેક હિંદીની માથાદીઠ આવક અને જીવનનિર્વાહનો ખર્ચ બન્ને સાથે ગણતાં ચોકખી માથાદીઠ આવક ૧૯૩૯–૪૦ કરતાં તે પછીના વર્ષોમાં (૧૯૪૨–૪૩ની સીત્તેર હતી તે બાદ કરતાં) ઓછી જ રહી છે. ફુગાવાના સમયમાં લોકોની આવક અને બચત વધી હોય તો જ ખરીદશક્તિથી આવતી મંદી અટકી શકે; નહિતર ખરીદશક્તિ વિનાના અર્થતંત્રમાં મંદી આવે ત્યારે પુર ઝડપે આવે અને તેને કોઇ અટકાવી શકે નહિ. સરકાર ફુગાવાની તેજીને જુજ અંશે કાબુમાં રાખી શકે છે પણ મંદી અટકાવવાનું લગભગ અશક્ય છે.

### મૂડીનો ઘસારો

સમગ્ર હિંદી પ્રજાની આવક અને ખર્ચ ગણતાં ૧૯૪૬–૪૭ની સાલથી હિંદી પ્રજાની આવક કરતાં ખર્ચ વધુ છે અને પ્રજા અગાઉની બચતમાંથી જીવનનિર્વાહ કરે છે તેમ આંકડા સાબીત કરે છે ઉપરાંત એક માત્ર શેર બજારમાં લોકોની મૂડીમાં સત્તર અબજનો ઘટાડો થયાનો શેરબજારના પ્રમુખોનો અંદાજ હતો, અને હિંદી પ્રજાની સ્થાવર મિલકત, જંગમ મિલકત અને મૂડી મળીને લગભગ ચૌદ અબજ પાકિસ્તાનમાં રહી હોવાનો અંદાજ છે તે સામે મુસલીમો હિંદમાં માત્ર બે–ત્રણ અબજની મિલકત મૂકી ગયાનો અંદાજ છે.

આમ છતાં જીવનનિર્વાહના વધતા જતા ખર્ચને બાદ કર્યા વિના રાષ્ટ્રીય આવકમાં જે વધારો થયાના આંકડા ઉપર આપ્યા છે તે વધારો મુખ્યત્વે ઉદ્યોગોમાં અને મજૂર–ખેડૂતમાં થયો છે. મધ્યમ વર્ગના વચલા વર્ગની આવકમાં વધારો થયેલો તે ૧૯૪૫–૪૬ અને ૧૯૪૬–૪૭માં ઘટતો ગયો છે.

આ રીતે મધ્યમ વર્ગની આવક ઘટતી ગઇ છે. મૂડીવાદીઓની અને ખેડૂત–મજૂરની આવક એકધારી વધતી ગઇ છે, પણ ખેડુતો અને મજૂરો આ દેશમાં પોતાનાં નાણાં બેન્કોમાં કે ઉદ્યોગોમાં રોકવાને ટેવાયેલા નથી. તેઓ પોતાની બચત શુભ અશુભ અવસરે ખર્ચી નાખે છે અગર સોના–ચાંદી જેવી વસ્તુઓનો સંગ્રહ કરે છે. આથી બન્ને રીતે ફુગાવામાં વધારો થાય છે, અને ઔદ્યોગિક પ્રગતિ માટે એકલા મૂડીવાદીઓ સામે નજર રાખવાની સ્થિતિ ઉભી થાય છે.

### મધ્યમ વર્ગનું મહત્વ

દેશમાં સમાજવાદ કે સામ્યવાદ આવે ત્યારે મૂડીવાદી અને મધ્યમ વર્ગનું શું થશે તે પ્રશ્ન વિચારવો આજે અપ્રસ્તુત છે. પણ આજની અર્થરચનામાં મધ્યમ વર્ગનું સ્થાન વિચાર્યા સિવાય ચાલે તેમ નથી.

બીરલા જેવા ઉદ્યોગપતિ કહે છે કે "હજુ આપણે એ હકીકત પૂરેપૂરી સમજતા નથી કે ઉદ્યોગોમાં નાણું રોકનારાળા સાચેસાચ નીચલા અને ઉપલા થરના મધ્યમ વર્ગના લોકો છે....નાણાંની બચત કરવાની શક્તિ મધ્યમ વર્ગમાંથી બીજા વર્ગમાં ગઇ છે અને ઉદ્યોગોમાં નાણું રોકવામાં મધ્યમ વર્ગ દેશની કરોડરજ્જુ સમા છે."

કોઇપણ મહાન ઉદ્યોગ એકલા મૂડીવાદીથી નથી ઉભો થઇ શકતો. મૂડીવાદી જરૂર શરૂઆત કરવા પ્રેરાય છે, પણ તેઓને મધ્યમ વર્ગના શેરહોલ્ડરોનો ટેકો મળી શકે તેમ હોય તો જ તે ઉદ્યોગ સક્રિય સ્વરૂપ લે છે.

આમ છતાં ઉદ્યોગપતિઓ સંગઠિત અને વ્યવસ્થિત હોવાથી તેમનો અવાજ સંભળાય છે અને તેમનાથી જ ઉદ્યોગો ચાલતા હોય તેવું વલણ જ્યાં ત્યાં જણાય છે. આ કારણેજ ઉદ્યોગોના રાષ્ટ્રીયકરણની મોટી વાતો કર્યા પછી તેમાંથી પીછેહઠ કરીને ઉદ્યોગપતિઓને પંપાળવાનો વખત આવ્યો છે. જ્યારે મધ્યમ વર્ગના વેપારધંધા કલમના એક ઝટકે જ્યાં ત્યાં ઝૂંટવી લેવામાં આવે છે અને મધ્યમ વર્ગને મોંઘવારી અને બેકારીનાં બે પડ વચ્ચે ભીંસાતો કરી મૂકવામાં આવ્યો છે. મજૂરો માટે રાહતની યોજનાઓ થાય છે ત્યારે મધ્યમ વર્ગને તેના ભાગ્ય ઉપર ધકેલી દેવાયો છે.

સરકારની આવી નીતિ છતાં મધ્યમસરની અને કેટલીક વખત મામુલી બાંધી આવક ઉપર જીવનાર આ વર્ગ ગમે તેમ કરીને પોતાનું સામાજિક, રાજકીય અને આર્થિક જીવન અમુક ધોરણે ટકાવી રાખવા તરફડિયાં

મારી રહ્યો છે. પણ તેના હૃદયમાં નિરાશા અને નફરત ભરી છે. ગમે તેવી કટોકટીમાં સદા રાષ્ટ્રનું હિત હૈયે રાખનાર આ વર્ગની રાષ્ટ્રભાવના પેટના ખાડામાં દબાતી જાય છે એટલે રાજકીય બાબતમાં પણ વચગાળાની સ્થિતિ જાળવવામાં દેશની કરોડરજ્જુ સમો આ વર્ગ પેટનો ખાડો ન પૂરાતાં મરણીયો બને તે દિવસ દેશના રાજકીય જીવનમાં પણ ખતરનાક હશે.

સરકારી નોકરી કરતા મધ્યમ વર્ગના કુટુમ્બોની આર્થિક સ્થિતિ તપાસવા માટે સરકારે ૧૯૪૫માં એક સમિતિ નીમેલી, તેનો અહેવાલ હમણાં બહાર પડયો. તે અનુસાર મોટા ભાગના મધ્યમ વર્ગના કુટુમ્બોનું ખર્ચ આવક કરતાં વધુ છે અને સાડત્રીસથી છોતેર ટકા કુટુમ્બો દેવાદાર હાલતમાં જીવન ગુજારે છે.

## મૂડીની હડતાળ

આ સંજોગોમાં હિંદી સરકારે ગયા અંદાજપત્રમાં ફુગાવો અટકાવવાના નાણાંકીય ઉપાય તરીકે મુખ્ય બે રસ્તા યોજેલા. ૧. ઉદ્યોગો વધારવા, ૨. સરકારી લોન લઇને નાણાની છત ઓછી કરવી. પણ ગયા વર્ષમાં સરકાર એક પણ લોન લઇને નાણું એકઠું કરી શકી નથી અને એકપણ મહત્વનો નવો ઉદ્યોગ પ્રજાના નાણામાંથી ઉભો થયાનું નોંધાયું નથી.

આ પરિસ્થિતિને નાણાની હડતાળનું નામ સરકાર તરફથી અપાય છે, જ્યારે મૂડીવાળાઓ તેને મૂડીના અવિશ્વાસનું નામ આપે છે. પણ ઉપર જણાવી તે હકીકત લક્ષ્યમાં લેતાં સ્પષ્ટ સમજાશે કે નામની આ મારામારી બહુ જુજ અંશે સાચી છે.

સાચી હકીકત એ છે કે લીઆકતઅલીના અંદાજ-પત્રથી મૂડીવાળા ગભરાયા, નવા કરવેરાથી અને બીજી મુશ્કેલીઓથી નવા ઉદ્યોગોના શેરના ભાવ ઘટી ગયા, ઉદ્યોગોના શેરોમાં મંદી શરૂ થઇ, તે પછી તેમાં નાણાં રોકનારા ઓછા જ મળે. રાષ્ટ્રીયકરણની હાલતાં ચાલતાં થતી વાતોથી શેરબજારના ભાવ ગગડતા ગયા, અને નવા ઉદ્યોગોમાં રોકવા જેવી મધ્યમ વર્ગની બચત મૂડી સાફ થવાથી તેઓની મૂડી ઉદ્યોગોમાં રોકાવાને બદલે તેમને તેમાંથી ખાવાનો વખત આવ્યો છે. મજૂરો અને ખેડૂતો દેવું ચુકવવામાંથી અને શુભ–અશુભ પ્રસંગોની ખર્ચીમાંથી જે કાંઇ બચાવી શકે તે મૂડી ઉદ્યોગોમાં કે બેન્કોમાં રોકવાને ટેવાયેલા નથી.

## સરકારી ખર્ચ

દેશના ઉદ્યોગો, ખેતીની સુધારણા, ઉત્પાદન, વેપાર અને લોકોની ખરીદ શક્તિ વધતી નથી. બલ્કે ઉપર જણાવ્યું તેમ કેટલીક બાબતોમાં પ્રગતિ અટકી છે તો કેટલીક બાબતોમાં મંદી શરૂ થઇ ચૂકી છે. આ સ્થિતિમાં સરકારની આવક વધવાને બદલે ઘટવાનો સંભવ છે, છતાં સરકારી ખર્ચ વધ્યે જાય છે. સરકારી ખર્ચ ઘટવા જોઇએ તે આજની આપણી આર્થિક સમસ્યાનો એક મહત્વનો ઉકેલ છે.

જ્યારે હિંદી પ્રજાની માથાદીઠ આવક ઘટી રહી છે ત્યારે સરકારનો વહીવટી ખર્ચ વધે તે અર્થતંત્રનું એક વિનાશક તત્ત્વ બને છે. વહીવટી ખર્ચ પ્રજાની ઉત્પાદન-શક્તિ અને જીવનધોરણ વધવા સાથે જ વધી શકે. વહીવટ પ્રજાની સેવા માટે છે, બોજારૂપ થવા માટે નહિ જ.

સૌથી મહત્વની વાત એ છે કે જ્યારે પ્રજાની નાણાંની બચત ખૂટતી જાય છે અને જેની પાસે નાણાં છે તે ઉત્પાદન વધારવામા પોતાના નાણાં રોકવા પ્રેરાય તેવા સંજોગો નથી ત્યારે સરકારે પોતાના નાણાં રોકીને દેશની ઉત્પાદનશક્તિ વધે તેવાં ખેતી ઉદ્યોગોનાં સાધનો વસાવવાં ઘટે છે. સરકાર માત્ર અનુઉત્પાદક વહીવટી ખર્ચના ખાડા પુરવામાં જ રોકાયેલી રહેશે, તો નવા ઉત્પાદન માટેના નાણાની જોગવાઇ ક્યારે અને કઇ રીતે કરી શકશે?

પ્રજાની કરવેરા ભરવાની શક્તિને પણ મર્યાદા હોય છે. તે મર્યાદાની ઉપરવટ જઇને જેમ કરવેરા વધુ નખાય તેમ આવક વધવાને બદલે ઓછી થતી જાય અને વહીવટી ખર્ચ માથે પડે એ અર્થશાસ્ત્રનો સિદ્ધાન્ત છે. એ ધાણુ ઓળખીને સરકારે આ દ્રષ્ટિએ પણ પોતાનાં ખર્ચ ઘટાડવા પડશે.

પણ નોકરશાહી એ એવું સંગઠિત અને સ્થાપિત હિત ધરાવનાર તત્વ છે કે તેમાં થતું ખર્ચ સદા વધતું જ જાય છે. તે ખર્ચ ઘટાડવાનું કામ વિરલા જ કરી શકે છે.

આજના ગૂંચવાયેલા દેખાતા અર્થતંત્રની આ મૂળભૂત સમસ્યાઓ છે. પ્રજા અને પ્રજાકીય સરકાર આ સમસ્યાઓ કેમ ઉકલી શકે છે તેના ઉપર દેશનું રાજકીય અને આર્થિક ભાવી તોળાઇ રહ્યું છે.

## ભારતીય વિદ્યાભવનના નવા મકાનનું ઉદ્ઘાટન

તા. ૮-૮-૪૯ સોમવારના રોજ ભારતીય વિદ્યાભવનના નવા મકાનનું હિંદના સરસુબા શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચાર્યના હાથે ઉદ્ઘાટન કરવામાં આવ્યું હતું. મુંબઈ શહેર દુનિયાના ગણનાપાત્ર ભવ્ય નગરોમાંનું એક નગર છે અને આ શહેરની અનેક ભવ્ય ઇમારતોમાં ભારતીય વિદ્યાભવનનું આ નવું મકાન કોઈ જુદી જ ભાત પાડે છે. મકાનનો મધ્યવર્તી વિભાગ ભુવનેશ્વરના જાણીના મંદિરના 'આમલક' ઉપરથી ઉતારવામાં આવ્યો છે અને તેનું ગગનચુંબી સુન્દર ઘાટીલું શિખર ચોતરફ દૂર દૂરથી નજરે પડે છે. આ મકાનનાં બાંધકામ પાછળ ૧૮ લાખ રૂપીઆથી વધારે ખર્ચ થયાનું જણાવવામાં આવે છે. અને આ ગંજાવર મકાનનું નિર્માણ શ્રી લીલાવતી મુનશીની અકૃત્રિમ આયોજનશક્તિનું પરિણામ છે. વિદ્યાભવનના આશ્રય નીચે જે અનેક સંસ્કારપૂરક પ્રવૃત્તિઓ ચાલે છે તે બધી પ્રવૃત્તિઓને સમાવે અને કેંદ્રસ્થ કરે એવું મકાન આ સંસ્થાને હવે પ્રાપ્ત થાય છે. આ મકાન શહેરના મધ્યભાગ સમીપમાં જ આવેલું હોઈને ભારતીય વિદ્યાભવન સૌ કોઈ માટે સુલભપ્રવેશ બને છે. આ મકાનમાં જુદી જુદી પ્રવૃત્તિઓ માટે જુદી જુદી સગવડો ઉતારવામાં આવી છે અને એ ઉપરાંત લગભગ ૧૦૦૦ માણસોનો સમાવેશ કરી શકે એવું એક ભવ્ય સભાગૃહ આ મકાનની અંદર યોજવામાં આવ્યું છે.




આ સંસ્થાના આત્મારૂપ શ્રી. કનૈયાલાલ મુનશીને તેમ જ તેમનાં જીવનસહચરી શ્રી. લીલાવતી મુનશીને ભારતીય વિદ્યાભવનની ભવ્ય કલ્પનાને આવી રીતે મૂર્ત સ્વરૂપ આપવા માટે અનેકશઃ ધન્યવાદ ઘટે છે. ભારતીય સંસ્કૃતિના આવીર્ભાવને પુરો વેગ મળે એવું શ્રી. મુનશીનું સ્વપ્નું આજે સફળ બને છે. આ ભવનની સ્થાપનાને આજે ૧૧ વર્ષ થવા આવ્યા છે. અખિલ હિંદના વિરાટ દર્શન સાથે અસંગત એવી સંકીર્ણ પ્રવૃત્તિના સાંકડાપણાને નિર્મૂળ કરવું એ આ સંસ્થાનો હેતુ છે. ઉદ્ઘાટન પ્રસંગે શ્રી મુનશીએ જણાવેલું કે "હિંદી સંસ્કૃતિના પાયાનાં મૂલ્યો શોધી બહાર લાવવા, આજના બેચેન અને ગતિશીલ યુગની જરૂરિયાતોને અનુરૂપ એ સંસ્કૃતિની પુનર્રચના કરવી અને જે જડવાદ ઇશ્વર વિષેની આપણી શ્રદ્ધાનું શોષણ કરી રહેલ છે અને માણસને કેવળ યંત્રની કોટિ ઉપર લાવી રહેલ છે તે જડવાદના જોખમનો સામનો કરવો, એ આ આપણી પ્રવૃત્તિનું પ્રધાન પ્રયોજન છે."

જન્મભૂમિ પ્રકાશન મંદિર વતી મુદ્રક: છગનલાલ વનમાળી ગોળી મુદ્રણસ્થાન: સ્ટેટ્સ પીપલ પ્રેસ, ૧૩૮, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઈ
પ્રકાશનસ્થાન જન્મભૂમિભવન ઘોઘા સ્ટ્રીટ, કોટ મુંબઈ.

# યુગદર્શન

દરેક અંગ્રેજી માસની ૧૫ મી તારીખે પ્રગટ થતું માસિક
યુગદર્શનના સંચાલકો તરફથી નમ્ર વિજ્ઞપ્તિ

§ સમસ્ત ગુજરાતના વિદ્વાનોને, કવિઓને, કળાકારોને, સંશોધકોને, લોકસેવકોને તેમજ વિવિધ વિષયના નિષ્ણાતોને નીચે આપેલા નિયમો ધ્યાનમાં રાખીને અભ્યાસપૂર્ણ લેખો તેમજ ઉચ્ચ કક્ષાનાં કાવ્યો યુગદર્શનમાં પ્રસિદ્ધ કરવા માટે મોકલી આપવા વિનંતિ છે,

૧. 'યુગદર્શન'માં પ્રગટ થવા માટે મોકલેલા લેખો અને કાવ્યો કાગળની એકજ બાજુએ સુવાચ્ય અક્ષરોમાં લખાયેલા હોવા જોઇએ.

૨. 'યુગદર્શન'માં પ્રગટ થવા માટે મોકલેલા લેખો તેમ જ કાવ્યો અન્યત્ર કોઇ પણ સામયિકમાં પ્રગટ થયેલા હોવા ન જોઇએ.

૩. 'યુગદર્શન'માં પ્રગટ થયેલા લેખો તેમજ કાવ્યોમાં રજૂ કરવામાં આવેલ વિચારો તેમજ વિધાનોની જવાબદારી લેખકની રહેશે.

૪. પ્રકાશન માટે મળેલા લેખો તેમજ કાવ્યોમાંથી જે લેખો અને કાવ્યો 'યુગદર્શન'માં પ્રગટ કરવાનો નિર્ણય કરવામાં આવશે એ અગેની ખબર એ લેખો તેમજ કાવ્યો મળ્યા બાદ પંદરે દિવસની અંદર આપવામાં આવશે, અને સ્વીકાર્ય નહીં હોય એવા લેખો જ (કાવ્યો નહિ) ચાલુ બુકપોસ્ટથી પાછા મોકલવામાં આવશે.

૫. 'યુગદર્શન'માં પ્રગટ થયેલા લેખ તેમજ કાવ્યની પાચ નકલો લેખકને પૂરી પાડવામાં આવશે તેમજ જે અંકમાં પ્રસ્તુત લેખ કે કાવ્ય પ્રગટ થયેલ હશે તે અંક મોકલવામાં આવશે.

૬. 'યુગદર્શન' માં પ્રગટ થયેલા અને પુરસ્કાર અપાયેલા લેખો કે કાવ્યોમાંથી જે કોઇ પણ લેખ કે કાવ્ય 'યુગદર્શન'ના સંચાલકો પોતાના ભાવિ સંકલિત પ્રકાશનમાં લેવાને ઇચ્છે તો તે લેવાની 'યુગદર્શન' ના સંચાલકોને છૂટ રહેશે, અને એમ કરવામાં આવે ત્યારે લેખ કે કાવ્ય સંબંધે મૂળ જે પુરસ્કાર આપવામાં આવ્યો હશે એતો ૫૦ ટકા પુરસ્કાર તે લેખકને આપવામાં આવશે. આ સિવાય આવા લેખો તેમજ કાવ્યોના સર્વ અધિકાર લેખકના પોતાના રહેશે.

૭. 'યુગદર્શન' માં પ્રગટ થયેલા કોઇ પણ લેખ કે કાવ્યને અન્ય કોઇ માસિક કે સામયિકમાં પ્રગટ કરવા માટે તે તે પ્રકાશકે 'યુગદર્શન'ના તંત્રીની તેમ જ લેખકની સંમતિ મેળવવી રહેશે અને એ રીતે પ્રગટ કરવામાં આવેલા લેખ કે કાવ્યનો તે તે પ્રકાશકે ઋણસ્વીકાર કરવો રહેશે.

નોંધ : 'યુગદર્શન'માં પ્રગટ કરવાને મોકલવામાં આવેલ કોઇ પણ લેખના અસ્વીકારનું કારણ એ લેખ 'યુગદર્શન'ની અપેક્ષિત કક્ષાનો નથી એમ જ હોવાનું માની ન લેવાની તે તે લેખકને તંત્રીની નમ્ર વિનંતિ છે. કોઇ પણ લેખનો અસ્વીકાર કરવામાં એ લેખનો અતિ વિસ્તાર, એમાંની તંત્રીને પ્રતિકૂળ લાગતી વિચારસરણી, એમાંનો પુનઃ ચર્ચા પામતો અન્યત્ર ચર્ચાયેલો વિષય, એમાંના ચર્ચાસ્પદ વિષયને 'યુગદર્શન'માં શરૂ કરવાની તંત્રીની અનિચ્છા અથવા તો સામાન્ય વાંચકોને એ લેખ નિરસ વા દુર્બોધ લાગવાનો સંભવ આવાં અનેક કારણો હોઇ શકે છે.

§ ગ્રંથકારોને તેમ જ પ્રકાશકોને પોતપોતાના પ્રકાશિત ગ્રંથો અવલોકનાર્થે મોકલવા વિનંતિ છે.

§ સમસ્ત ગુજરાતના પ્રજાજનોને યુગદર્શનના ગ્રાહક બનવા વિનંતિ છે. લવાજમનો દર નીચે મુજબ છે. વાર્ષિક લવાજમ હિંદ ખાતે રૂ. ૮, પરદેશ ખાતે રૂ. ૧૧, છુટક નકલ રૂ. ૧. ગ્રાહક થવા માટે લખો :–

વ્યવસ્થાપક : યુગદર્શન. પો. ઑ. ૬૨, ઘોઘા સ્ટ્રીટ, કોટ, મુંબઇ ૧.

§ જાહેરખબરના દર નીચે મુજબ છે :–

| છુટક | | કૉન્ટ્રાક્ટ |
|---|---|---|
| આખું પાનું રૂ. ૬૦ | ... ... ... ... ... | આખું પાનું ૧૨ માસ રૂ. ૬૫૦ |
| અડધું પાનું રૂ. ૩૦ | ... ... ... ... ... | અડધું પાનું ૧૨ માસ રૂ. ૩૨૫ |
| પા પાનું રૂ. ૧૮ | ... ... ... ... ... | પા પાનું ૧૨ માસ રૂ. ૧૮૦ |



# યુગદર્શન

## વિષયાનુક્રમ





દેશભક્ત કોન્ડા વ્યંકટપૈયા, આ અંકની ચિત્ર સામગ્રી, લિંગિવાડ મહોત્સવ, સુભાષચંદ્ર જીવતા હોવાનું વ્રત, સ્વર્ગમાં સેવક બની રહેવું તે કરતાં નર્કના સ્વામી શા માટે ન બનવું ?, ગુજરાત યુનિવર્સિટી કમિટિની બેઠકો, વડોદરા વિશ્વવિદ્યાલય, ચક્રવર્તી રાજગોપાલાચાર્યનું વ્યાખ્યાન અને પ્રાથમિક શિક્ષણનો પ્રબંધ.



કન્યાકુમારી — શ્રી. કે. કે. હેબર

આ ચિત્ર હિંદુસ્તાનનું દક્ષિણતમ ભૂશિર કે જ્યાં અરબી સમુદ્ર અને બંગાળાનો ઉપસાગર હિંદી મહાસાગરને ભેટે છે, જ્યાં ભગવાન શંકરનાં પુનરાગમનની પ્રતીક્ષા કરતી કન્યાકુમારીની લાવણ્યમયી મનોહર મૂર્તિના દર્શનાર્થે સમસ્ત હિંદના યાત્રીઓ આવે છે અને જીવનની ધન્યતા અનુભવે છે એવા અપ્રતિમ સૌંદર્યધામનું કેવળ સ્થૂળ આલેખન નહિ, પણ સંવેદનશીલ ચિત્રકારના ચિત્ત ઉપર પડેલી સંસ્કાર-[illegible] છે.

# યુગદર્શન

તંત્રી
પરમાનંદ કુંવરજી કાપડીઆ





પુસ્તક ૧ : અંક ૨
૧૫ સપ્ટેમ્બર ૧૯૪૯


## ધર્મનો પ્રાણ


काकासाहेब कालेलकर


કોઇ દાનવીર રાજાએ જાહેર કર્યું હતું કે કોઇ મારી પાસે જે કાંઇ માગવામાં આવે તેની હું ના કહેવાનો નથી। આવી પ્રતિજ્ઞા એકવાર કર્ણે કરી હતી અને તેને પોતાના પ્રાણુસમાં કૂંડલો આપવાં પડયાં હતાં. શ્રી હરિશ્ચંદ્રે સ્વપ્નામાં એક બ્રાહ્મણુને રાજપાટ આપી દેવાનું વચન આપ્યું, અને તે વચન જાગૃતિમાં પાળવા ખાતર તેણે કેટલી ભયાનક વિટંબણાઓ વહોરી લીધી તે આપણે જાણીએ છીએ. રાજા બળિએ પણ વામનને ત્રણ ડગલાં ભૂમિ આપવાનું વચન આપી સર્વસ્વનો નાશ કર્યો હતો. આપણા દાનવીર રાજાની તેથીયે વધારે આકરી કસોટી થઇ હતી. કોકે એની પાસેથી બે વસ્તુ માગી. રાજાએ વગરવિચારે તરત હા પાડી. પેલાએ કહ્યું "મને તારું રાજત્વ (રાજલક્ષ્મી) અને તારું ચારિત્ર્ય આ બે વસ્તુ આપ." લોકકથામાં રાજાએ બંને વસ્તુ આપી અને પછી એનો બાહ્ય અને આંતરિક બંને રીતે નાશ થયો. એવું કંઇક હશે. ચારિત્ર્ય ગયું એટલે બધું જ ગયું, લોકવાર્તા મારે લખવી હોત-એટલે કે જો લોકવાર્તાનો રાજા હું હોત–તો હું જુદો જ જવાબ આપત.

"જો ચારિત્ર્ય જ જવાનું હોય તો અત્યારથી જ હું વચનભ્રષ્ટ કેમ ના થાઉં? અને વચન તોડીને પણ જો કંઇ ચારિત્ર્ય બચી જશે ને, અને મારું રાજત્વ હું કેમ ન બચાવું? ચારિત્ર્યભ્રષ્ટ થવા માટે ચારિત્ર્યપાલન, વચન-પાલન કોઇ કરતું હશે?"

હરિશ્ચન્દ્ર પણ કહી શકત કે 'રાજ મારું નથી પણ પ્રજાનું છે. મારી પત્ની અને મારા દીકરા મારી માલિકીની વસ્તુઓ નથી કે તેમને હું વેચી શકું જે મારું નથી તેનું દાન હું કેમ જ કરી શકું?' અને સ્વપ્નામાં આપેલું વચન સ્વપ્નસૃષ્ટિમાં જ પળે. સ્વપ્નસૃષ્ટિમાં વિવેક શિથિલ થયેલો હોય છે. અને વિકાર, આંધળી ભાવના અને મોહ પ્રબળ હોય છે. સ્વપ્નસૃષ્ટિનું રાજ જાગૃત સૃષ્ટિ ઉપર ન જ ચાલવું જોઇએ. બળિ કહી શકત કે વામનમૂર્તિને મેં ત્રિપાદ ભૂમિ આપી હતી; ત્રિવિક્રમને આપી ન હતી.

એક પુરાણી વાર્તા સાંભળી હતી. શ્રી રામચંદ્રને વનવાસની આજ્ઞા આપ્યા પછી દશરથે રામચંદ્રને બોલાવીને કહ્યું કે "વચનબદ્ધ થવાથી મેં એ આજ્ઞા આપી છે. રાજહિતનો વિચાર કરીને નથી આપી. હું વચનબદ્ધ છું, તું સ્વતંત્ર છે. મારી આજ્ઞા તોડીને તું રાજપાટનો કબજો લે. પ્રજાનું કલ્યાણ કર." રામચંદ્રે કહ્યું કે "પહેલી આજ્ઞા આપે ધર્મવશ થઇને કરી હતી, બીજી આજ્ઞા આપ મોહવશ થઇને કરો છો. પહેલી આજ્ઞા ધર્મપરાયણ રાજાની છે, બીજી આજ્ઞા મોહવશ પિતાની છે. પ્રજાનું કલ્યાણ તો ભરત પણ મારા જેટલું જ સારી રીતે કરી શકશે. એટલે આપની પહેલી આજ્ઞાનું હું પાલન કરીશ. બીજી આજ્ઞાનું પાલન કરી શકતો નથી."

શ્રી રામચંદ્રે ધર્મબુદ્ધિ સાથે વિવેકબુદ્ધિ પણ જાગૃત રાખી હતી. યુધિષ્ઠિર–ધર્મરાજે દ્યૂત પહેલાં જો આવી જ વિવેકબુદ્ધિ જાગૃત રાખી હોત તો ભારતીય યુદ્ધ અને તેમાંથી નિપજેલો સર્વનાશ વખતે ટળ્યો હોત !

ધર્મ આપણું સર્વસ્વ છે, પણ ચારિત્ર્ય એ જ ધર્મનો પ્રાણ છે. ચારિત્ર્યને કોઇ કાળે ગૌણ સ્થાન ન અપાય. વિવેક અને ચારિત્ર્ય એ જ વ્યક્તિગત તેમ જ સામાજિક, રાષ્ટ્રીય તેમ જ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં સર્વોપરિ હોવાં જોઇએ.

# પુનર્જન્મ

શ્રી મનસુખલાલ ઝવેરી

મૃત્યુ આજ અહો! મ્હોર્યું! ઊઠ્યું જીવન પાંગરી!

વ્યાપી શરદની સ્વચ્છ રહી સર્વત્ર સત્પ્રભા,
પલ્લવે પંકજશ્રીનો કેવો જાગ્યો વિલાસ આ!
ફૂલનાં ફગરાં જેવી વાદળી રસળી રહી,
અજાણ્યા અભિસારે શી સોહાગી રહી સંચરી!
મૂકીને મન આજે આ ફૂજે મીઠું વિહંગમો,
કેકા જેની સુદૂરેની ગજાવી ગિરિકન્દરા,
પડઘા પાડતી, હૈયાં લાખ લાખ જગાડતી,
આવતી ઘુમરાતી ને પરાગે પ્રસરી જતી.

ઢળે છે ક્ષિતિજે પેલી ભૂખરી માળ અદ્રિની,
ને અહીં હરિયાળી આ રમણીએ ધરા ચડી!

પ્રભાતાનિલ મન્દેથી મર્મરી તાડ આ રહ્યાં;
ને ઝૂલે નાળિયેરીનો નીલશ્યામ કલાપ આ;

સોનેરી સૂર્યનો ત્યાંથી ચળાઇ તડકો ઢળે,
ઘાસની આખાઓ તેમાં ધીરું ગગણતી તરે.
ચકલી ને કાગડા ગાતા: નાચતાં આ પતંગિયાં;
આજે ચેતનની છોળો ઝીલતું વિશ્વ સર્વ આ.

રસની ભરતી શી આ? વડો વૈભવ શો લસ્યો
રંગનો? રૂપ કેરો? ને રાગનો ને પરાગનો?

કોના રે સ્પર્શથી પૃથ્વી રોમાંચે આમ નાચતી?
કોને રે સ્પર્શ અબ્ધિની ઝમકે જલઝાંઝરી?
કોની અંગુલિને સ્પર્શે વિશાળાં આભની તળે
જે જે છે તે બધું આજ સાર સૌન્દર્યનો બને?

નાનેરું ઝરણું: ઝીણું એવું વાદળી ફૂલડું,
સરૂની સળીઓ, પંખો નાળિયેરી કલાપનો,
ગોરંભેલી ઘટા આંબા, પીપળા, ગુલમહોરની,
વાયુના માદક સ્પર્શે ધીરે ધીરેથી ડોલતી.
રંગીલા ફૂલફૂવારા ચંપા કેરા કરેણના,
વેલીથી ગાઢ આલિંગ્યાં, વાંધ્યાં વૃક્ષનાં વન;
ને પેલો પૃથ્વી હૈયામાં સ્પન્દતા નૃત્ય ભાવની
મૂર્તિ શો, છેલછોગાળો, રંગીલો અંગભંગથી,
સરગવો ઝીણકાં એનાં પાનની જાળી ગૂંથીને,
નીલાકાશ વિશે ભાત રૂપાળી ઉપસાવતો.
વાયુની લ્હેરને સ્પર્શે ડોલતો, ફૂલ વેરતો,
નભની પૂર્વ પીઠે એવો તો શોભી ઊઠતો
કે ન શોભી હશે એવું કુબ્જયે કૃષ્ણસ્પર્શથી.

આજે સૌન્દર્યનો એવો પમરી પ્રાણ કો રહ્યો
કે માત્ર નહિ આ સર્વ: કિન્તુ ઠૂંઠાં વિરૂપ ને
ભૂંગળાં મિલનાં, જાડાં, ગંજીઓ ઘાસની, વળી
જીર્ણ વાવતણું પાણું, બુરજો શીર્ણ કોટના,
તારનાં દોરડાં, પાટા રેલના, પૂલ, ટાંકી, ને
તાડછે છાઇ માટીની ઝૂંપડીઓ ય ચિત્તને
મૂળથી હલવી નાખે: ઊંડેરાં સળકે જળ:
ખોલીને ફલશું હૈયું, બનતું ફરી નિર્મળ.
જડચેતન સત્ત્વોને નિજમાંહિ સમાવતી
અન્તરે ભરતી આજે પ્રેમે છલકતી ચડી.

આજે અભદ્ર ના કાંઇ, ના વિરૂપ, પરાયું ના,
આજે તો સ્નેહસૌંદર્યે લસે વિશ્વ સમગ્ર આ.
પ્રાણને આજ કો લ્હાણુ પુનર્જન્મની લાધતી,
ને મારું ન કશું તો યે મને આ સૃષ્ટિ લાગતી
આખા મારી જ, મારી!

# આપનું આગમન

શ્રી કપિલ ઠક્કર

હતી અંધાર રજની, સાગરે ભરતી છવાતી'તી,
ગગનમાં ગર્જનાઓ વીજ સાથે અંટવાતી'તી;
ભયંકર રોષથી ધરતી પ્રલયના ગીત ગાતી'તી,
ઉઝારો નાવડી તોફાનના વમળે તણાતી'તી;
મને એ રાતની વાતો હજી પણ યાદ આવે છે.

ગહનથી સાદ આવ્યો. "દ્વાર મંદિરના ઉઘાડા કર;
કુસુમ માળા ગુથી લે, પાથરી દે પુષ્પ મસ્નદ[1] પર;
પ્રકટ કર ધૂપ દીપક, મસ્કદાની[2]માં સુગંધી ભર;
અખંડિત નેન માંડી રાહ જોજે, આજ ત્હારે ઘર
ચડી તોફાનની પાંખો ઉપર, ઉસ્તાદ આવે છે."

પધાર્યા આપ મંદિરમાં, હવા સઘળી કપૂરી થઇ,
બની રજની રૂપાળીને ઘડી મ્હારી મધૂરી થઇ,
નયન નયને મિલાવ્યા ત્યાં અમારી રાત પૂરી થઇ,
સખુન બોલ્યા ન બોલ્યા ને બધી વાતો અધરી થઇ,
કઝાઉ[3]ની રહેમથી એવું મિલન એકાદ આવે છે.

અમે એ આપની યાદી હૃદયમાં સંઘરી લીધી.
અને એ રાતની મસ્તી જીગરમાં છે ભરી લીધી;
અમારે સ્નેહમંદિર સ્થાપના એની કરી લીધી,
અને હાથે કરી એ યાતનાઓ નોતરી લીધી,
હૃદયમાં, એ સ્મરણ થાતાં હજી ઉન્માદ આવે છે.

કદી તોફાન જાગે છે હવે સાગર કિનારા પર,
તરે છે ઘોર અંધારા ગગનભરના સિતારાપર,
વિષાદો એ કદી છાયા કરે અંતર અમારાપર,
નજર મ્હારી ઠરે છે આસમાની એ મિનારાપર,
તમારા આગમન કેરા ફરીથી સાદ આવે છે.

---

૧ મસ્નદ=બેઠક, ૨ મસ્કદાની=કસ્તુરીપાત્ર, ૩ કઝા=નિર્માણ.

# આજનું આપણું કર્તવ્ય

શ્રી. કેદારનાથજી

[એક ગંભીર ચિન્તક તરીકે શ્રી. કેદારનાથજી જેઓ પરિચિત વર્ગમાં 'નાથજી'ના નામે ઓળખાય છે તેમનું નામ સુવિદિત છે. તેમના ચિન્તનની આ પ્રસાદી મૂળ હિંદુસ્તાનીમાં હતી જેનો અનુવાદ શ્રી. તારાબહેન શાહે કર્યો છે. તંત્રી]



દુનિયાના જુદા જુદા માનવસમૂહોનો ઇતિહાસ જોઇએ તો તેમાંથી દરેક સમૂહને સારા અથવા નરસા પ્રસંગોમાંથી પસાર થવું પડ્યું છે એમ સાધારણ રીતે માલુમ પડશે. કોઇ પણ પ્રસંગમાં માનવધર્મ અને માનવના મુખ્ય કર્તવ્યમાં તફાવત પડતો નથી, છતાં પણ પ્રસંગાનુસાર તેમાંથી કયા કર્તવ્ય પર વધારે ભાર દેવો અને કયા પર ઓછો દેવો એનો વિચાર સમાજધુરીણોને કરવો પડે છે. આપણા દેશ પરત્વે વિચાર કરતાં બે બાબતો ધ્યાનમાં આવે છે. કેટલાંક વર્ષો પહેલાં આપણું કર્તવ્ય હિંદમાંથી અંગ્રેજોની સત્તા નષ્ટ કરવાનું હતું. એ વખતે આ વસ્તુ ધ્યાનમાં રાખીને જ દરેક બાબતનો આપણે વિચાર કરતા હતા, અને આ વસ્તુને જ સૌથી વધારે મહત્ત્વ આપતા હતા. જ્યારે જ્યારે દેશમાં આંદોલનો ઊઠતાં હતાં ત્યારે ત્યારે દેશની આઝાદી માટે કષ્ટ સહન કરવા તૈયાર થનારને આપણે ધન્યવાદ આપતા હતા. હવે વખત બદલાઇ ગયો છે. અંગ્રેજો ચાલ્યા ગયા છે; તેમની સત્તા નષ્ટ થઇ ગઇ છે; પરંતુ અત્યારે દેશ બીજા ભયંકર સંકટમાં સપડાયો છે. અંગ્રેજોનું વ્યવસ્થાતંત્ર નીકળી જતાં જ પ્રજામાં જેટલા દુર્ગુણો પડયા હતા એ બધા જાગૃત થઇને બહાર આવતા જાય છે. અંગ્રેજો અહીં રહ્યા એ દરમિયાન પ્રજાના તરફથી પોતાને કોઇ મુશ્કેલી ઊભી ન થાય અને પોતાની સત્તા કાયમ રહે એ પ્રકારનું ધોરણ અને વ્યવસ્થા તેમણે રાખી હતી. પ્રજાના કલ્યાણનો વિચાર તેમણે કદી કર્યો નહોતો. પ્રજાની નીતિ–ઉન્નતિનો ખ્યાલ તેમને કદી કરવો જ નહોતો. લોકોને રાષ્ટ્રભક્તિનો પાઠ તેમણે કદી શિખવ્યો જ નહોતો, પ્રજામાં સામુદાયિક ભાવ નિર્માણ કર્યો નહોતો, આટલું જ નહિ પરંતુ રાષ્ટ્રપ્રેમ અને સામુદાયિક ભાવને મહાભયંકર ગુનો ગણવામાં આવતો હતો. રાષ્ટ્રભક્તોને કચડી નાખવાનો પ્રયત્ન કર્યો હતો. પોતાની સત્તા મજબૂત કેવી રીતે રહે એ જોવું એ જ તેમનું કામ હતું. એ કામ એ બરાબર કરતા હતા, પણ જ્યારે એમની દીર્ઘદ્રષ્ટિએ આ બાબત જોઇ કે હવે હિંદ એમના હાથમાં રહેશે નહિ, હાથમાં રાખવું મુશ્કેલ અને મોંઘું પડશે, જગતની પરિસ્થિતિને લીધે તેને સ્વતંત્રતા આપવામાં જ પોતાની સજ્જનતા અને ભલાઇ સાબિત થશે ત્યારે તેઓએ પોતાની સત્તા હઠાવી લઇને તરત જ આપણા હાથમાં હિંદુસ્તાનને સોંપી દીધું.

પરંતુ આજ સુધીની પરતંત્ર દશા અને અકસ્માત મળેલી આઝાદી બન્નેનાં દુષ્પરિણામ આજે આપણે ભોગવવાં પડે છે. આજ સુધીની પરતંત્રતાને લીધે આપણામાં અનેક દોષોની વૃદ્ધિ થઇ છે. જનતામાં રાષ્ટ્રપ્રેમ નથી. આપણે બધા એક રાષ્ટ્રમાં રહેનારાઓ છીએ, આપણા બધાનાં સુખદુઃખ એક છે, આપણે બધા મળીને જ એક રાષ્ટ્ર છીએ એવી ભાવના આપણામાં નથી. સર્વનું હિત એ આપણું હિત, સર્વનું કલ્યાણ એ આપણું કલ્યાણ, એવો ભાવ આપણામાં નથી. એકતાની ભાવના આપણામાં નથી. આપણે વ્યક્તિગત સ્વાર્થબુદ્ધિને જ આજ સુધી વધારી છે. પોતાના સ્વાર્થની પાસે દેશનાં હિત, સમાજના હિતનો વિચાર આપણા હૃદયને સ્પર્શતો પણ નથી. પોતાના સ્વાર્થને માટે અવરનું બલિદાન દેવામાં પાછું વાળીને નહિ જોવાની આપણને ટેવ પડી છે. રાષ્ટ્ર પરની પા ફ્રી સત્તા ચાલી ગઇ પણ આપણા મનમાં રાષ્ટ્રપ્રેમ કે સમાજપ્રેમ ઉત્પન્ન નથી થયો. મેળવેલી સત્તા અને સ્વાતંત્ર્યનો ઉપયોગ આપણે સ્વાર્થ સાધવામાં જ કરીએ

છીએ. રાષ્ટ્રીય અને સામાજિક કર્તવ્યનિષ્ઠાનો અભાવ, કેટલીયે પેઢીઓથી વધતી જતી સ્વાર્થવશતા, દ્રવ્યલોભ, ધનવાનોને પ્રતિષ્ઠા દેવાની પ્રથા અને એવીજ આપણી મનોરચના–આ સર્વ–આજની વિપરીત દશાનાં કારણો છે. આપણામાં આ દોષ ન હોત અને રાષ્ટ્રભાવ હોત–માનવતા હોત તો આજના પ્રાંતીય ઝગડા–ભાષાના ઝગડા–ક્યાંથી નિર્માણ થાત? આપણામાં પરસ્પર બંધુભાવ હોત, પરસ્પર પ્રેમ અને ઐક્યભાવ હોત તો કોણ આવા કાળા બજાર કરત? કોણ બીજા પાસેથી લાંચરુશ્વત લેત? પરંતુ વર્ષોજૂની આપણી ગુલામી અને પરતંત્રતાને લીધે આપણામાં રહેલા સર્વ નૈતિક ગુણો નાશ પામ્યા છે. આજની સ્થિતિ એનું જ પરિણામ છે. આ સ્થિતિ જો આમ જ ચાલશે તો થોડા જ દિવસોમાં આપણી અને આપણી ભાવિ પેઢીની કેવી દુર્દશા થશે, તેની કલ્પના પણ આપણે નથી કરી શકતા.

મેં પહેલાંજ લખ્યું છે કે સમયાનુસાર માણસને વિશિષ્ટ કર્તવ્ય પર ભાર મૂકવો પડે છે. આજ આપણી જે સ્થિતિ નજરે પડે છે તેના જવાબદાર આપણે જ છીએ. આમ સમજીને આપણે આ સ્થિતિ બદલવાનો પ્રયત્ન કરવો જોઈએ. આપણામાં રાષ્ટ્રભક્તિ ન હોવાને લીધે આજે આપણે જ પરસ્પર એક બીજાના દુશ્મન બન્યા છીએ, આપણે જ એક બીજાને લૂંટી રહ્યા છીએ, ફસાવીએ છીએ. આ રાષ્ટ્રદ્રોહ, સમાજદ્રોહ, માનવદ્રોહ છે. આ બધાં મહાન પાપ છે. આજે જે ઘાતકી ચક્ર–પાપચક્ર ચાલુ છે તેને આપણે સર્વેએ ચાલુ કર્યું છે. આપણે જ એને ગતિ આપી રહ્યા છીએ અને આપણેજ એના શિકાર બની રહ્યા છીએ. દરેક મનુષ્ય આજની પરિસ્થિતિથી હેરાન થઈને કંટાળી ગયો છે, ત્રાસ પામ્યો છે. આવી સ્થિતિમા આપણે કંઈક સુખ પણ માની લઈએ છીએ. કાળાબજારથી પૈસા કમાવાવાળો એ પૈસામાં પણ કંઈક સંતોષ માને છે, પણ એટલામાં થોડા જ દિવસોમાં એ અથવા એનો પુત્ર કોઈ ફંદામાં ફસાઈ જાય છે અને સઘળો પૈસો ચાલ્યો જાય છે ત્યારે ઉદ્વેગ, શોક અને સંતાપ જ બાકી રહે છે. દ્રોહથી જે પૈસા કમાય છે એ દુઃખનાંજ બીજ વાવે છે, પણ દ્રવ્યલોભ અને તૃષ્ણાને લીધે આ વસ્તુ આપણા ધ્યાનમાં આવતી નથી. આપણે વિચાર કરતા નથી કે આ વર્તનનું આગળ શું પરિણામ આવશે. આજે આપણે આ પ્રકારનો વ્યવહાર કરીને કઈ જાતની પરિસ્થિતિ નિર્માણ કરી રહ્યા છીએ? નીતિનું સત્યાનાશ કરીને ક્યા પ્રકારની સૃષ્ટિ સર્જાવવા માગીએ છીએ? જેમ શરાબી શરાબના વ્યસનમાં પોતાનું તથા પોતાના સ્ત્રીબાળકોનું શું થશે, તેનો જરા પણ વિચાર નથી કરતો તેમ અનીતિથી પૈસા કમાવાવાળા, લાંચરુશ્વત લેનારા ને સમાજદ્રોહી પોતાના વ્યવહારનો વિચાર કરતા નથી; પરંતુ જો તેઓ થોડો પણ વિચાર કરશે, દીર્ઘદૃષ્ટિથી જોશે તો તેમનું ધ્યાન દોરાશે કે તેઓ પોતાના સંતાન માટે–ભાવિ પેઢી માટે–ક્યા પ્રકારનાં બીજ વાવી રહ્યા છે. અસત્ય, કપટ અને વિશ્વાસઘાતથી પૈસા મેળવનાર, સમાજદ્રોહ કરીને દ્રવ્ય સંચય કરનાર આજે ભલે લાખો કે કરોડોપતિ બની જાય, પણ તેમને આ વાતની ચોકકસ ખાતરી થવી જોઈએ કે તેઓ પોતાની દ્રવ્યતૃષ્ણાને લીધે સમાજને ડૂબાવી રહ્યાં છે. સમાજનું ગળું કાપી રહ્યાં છે, અને તેમનાં પાપનું પરિણામ–દ્રોહનું પરિણામ તેમને અને તેમના સંતાનોને ભોગવવું પડશે એ નિશ્ચિત વાત છે. દ્રોહ અને દુર્ગુણોથી સમાજમાં અધિકાધિક દ્રોહ અને દુર્ગુણો જ પેદા થાય છે. પરિસ્થિતિ પણ એવી વિકટ આવવા માંડી છે કે દ્રોહ વિના માણસ પોતાનો જીવનવ્યવહાર ચલાવી જ શકતો નથી. આવી સ્થિતિમાં માણસને દ્રોહ અને દુર્ગુણોની માત્રા દિવસે દિવસે વધારવી પડે છે. આવે વખતે સમાજમાં પરસ્પર વિશ્વાસ ઉઠી જાય છે, ત્યારે માણસને પોતાની કાર્યસિદ્ધિ માટે વધારે દંભ ને વધારે હોંશિયારીથી કામ કરવું પડે છે. આવી સ્થિતિ ઉત્તરોત્તર વધારે ખરાબ બનતી જાય છે. સમાજમાં દ્રોહ કપટ આદિ દુર્ગુણોની જ વૃદ્ધિ થતી જાય છે. આવી સ્થિતિમાં સમાજ ટકી શકતો નથી અને બધી રીતે છિન્નભિન્ન થતો જાય છે. રોજનો વ્યવહાર અને પોતાની જીવનયાત્રા ચલાવવી પણ કઠણ થઈ પડે છે. ભાવિ પેઢીને માટે આપણે આ પરિસ્થિતિ નિર્માણ કરી રહ્યા છીએ. પ્રેમાળ અને કલ્યાણેચ્છુ માતપિતા પોતાના સંતાનના સુખને માટે ધર્મમાર્ગ ગ્રહણ કરીને દરેક પ્રકારે સહન કરે છે, પણ તેમને દુઃખમાં નાખતાં નથી. આપણે આજે જે આચરણ કરીએ છીએ તે દ્વારા આપણાં સંતાન માટે એક એવી ભયંકર દુનિયા રચી રહ્યા છીએ જે દુનિયામાં કોઈનો કોઈપર વિશ્વાસ નહિ હોય, જે દુનિયામાં પ્રેમ, વિશ્વાસ, ઉદારતા, પ્રામાણિકતા, સત્ય આદિ ગુણોનું નામનિશાન નહિ હોય, જ્યાં મનુષ્ય મનુષ્યનો ભયંકર

દુશ્મન હશે. વળી આવી દુનિયામાં આપણે આપણા સંતાનને -ભાવિ પેઢીને-મૂકીને આપણે અને તેઓ સુખી થશે એવી આશા રાખીએ છીએ. આથી અધિક મૂર્ખતાની વાત બીજી કઇ હશે? આપણે આજે જે દ્રોહ અને પાપ કરી રહ્યા છીએ એથી વિશેષ વ્યાપક રીતથી દુઃખ અને ક્લેશ વધારનાર બીજા દોષ મળવા અસંભવિત લાગે છે. સમાજદ્રોહ, માનવદ્રોહ અને રાષ્ટ્રદ્રોહ કરીને આપણે અને આપણી ભાવિ પેઢી સુખી થશે એવી આશા રાખવી નિરર્થક છે એ વાત દરેક વિચારવાન અને ધર્મનિષ્ઠ મનુષ્ય જાણે છે

આજે વર્તમાન સ્થિતિનું આપણને દુઃખ હોય, ભાવિ સ્થિતિનું ભીષણ ચિત્ર આપણી નજર સમક્ષ આવતું હોય, તો આપણે આજથી જ આ સ્થિતિ બદલવાનો પ્રયત્ન કરવો જોઇએ. આપણી સર્વ શક્તિ ઉપયોગમાં લઇને આ સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરવો એ આપણું આજનું પ્રથમ કર્તવ્ય છે. આપણે જાણવું જોઇએ કે આજના પાપચક્રનું બળ આપણા દ્રવ્યલોભ પર જ અવલંબિત છે. એને છોડવાથી જ આ ચક્ર તોડી શકાય છે. દ્રવ્યલોભને મજબૂત .ાવીને બીજા હજારો ઉપાય કરવા છતાં આ ચક્ર કદી નહિ તૂટે. લોભ રાખીને ચક્ર તોડવાનો ઉપાય કરવો એ ઢોંગ છે. કોઇ પણ સજ્જન આવા ઉપાયો પર વિશ્વાસ રાખતો નથી. આ પાપ આપણા દેશમાંથી નીકળી જવું જોઇએ એવું જેને ખરેખર લાગે છે તેણે મનથી ધનની કિંમત ઓછી કરી નાખવી જોઇએ. કેવળ ધનથી મનુષ્ય સુખી થાય છે એ માટે કોઇપણ ઉપાયે મનુષ્યે વિપુલ ધન પ્રાપ્ત કરવું આ ભ્રાંતિયુક્ત કલ્પના મનુષ્યે છોડી દેવી જોઇએ. ધનવાન માટે આપણા મનમાં જે શ્રેષ્ઠભાવ હોય છે તેનું કારણ છે આ ભ્રાંતિયુક્ત કલ્પના. આ કલ્પનાને લીધે જ આપણા મનમાં પણ ધનની લાલચ જન્મતી હોય છે. આ લાલચ નષ્ટ થશે તો ધનવાન જેવો દુઃખી, અસંતુષ્ટ અને પાતકી .બીજો કોઇ નથી એવી ખાત્રી થશે. જ્યા પાપ સિવાય ધન એકઠું કરવાનો રસ્તો જ નથી ત્યાં આપણે ધનવાનને શું સમજવો જોઇએ? આવા પાપના માલિક કેવળ ધનપતિ હોવાને લીધે જ્યાં સભ્ય મનાય છે એ સમાજ સર્વ જાતના પાપથી ભરેલો છે અને પાપથી જ .જીવે છે એમ સમજવું જોઇએ. ધનવાનને શ્રેષ્ઠ સમજીને આપણે એમને માન દઇએ છીએ એજ સર્વ અનર્થોનું મૂળ છે. દરેક માણસ સન્માન માગે છે. દ્રવ્યના બળ પર જ્યાં સુધી સન્માન મળશે ત્યાંસુધી મનુષ્યના હૃદયમાંથી દ્રવ્યલોભ ઓછો થશે નહિ. તે ઓછો કરવાનો ઉપાય એક જ છે, અને તે એ કે ધનની સહાયથી સુખેચ્છાની ભ્રાંતિ આપણે પોતાના મનમાંથી કાઢી નાખવી જોઇએ. તે નીકળી જવાથી આપણી પોતાની શુદ્ધિ થઇ જશે. આજની અનીતિનું મુખ્ય કારણ ધનની અભિલાષા જ છે. ધન પર આપણી જે શ્રદ્ધા છે તે દૂર કરી ધર્મ પર, શીલ પર, માનવતા પર શ્રદ્ધા કેળવવી જોઇએ. જેને ધર્મ અને શીલ પ્રિય છે તે ધનને અયોગ્ય મહત્ત્વ આપી શકતો નથી. વ્યવહાર ચલાવવાને માટે પૈસા એ તો માત્ર માધ્યમ છે. તેની કીંમત અને તેનું મહત્ત્વ આટલું જ છે. આથી તેને અધિક મહત્ત્વ આપીને જીવનભર તેની જ પાછળ લાગવું, તેની પ્રાપ્તિ માટે ધર્મ અધર્મનો વિચાર પણ ન કરવો. દેશદ્રોહ, સમાજદ્રોહ, માનવદ્રોહ કરવામાં જરા પણ ન ડરવું-આ બધા આપણા અવનતિના લક્ષણ છે. કેટલાક માણસોને પૈસા કમાવા એ વ્યસન જેવું બની જાય છે. તેઓ પૈસા શા માટે કમાય છે તેનો તેમને પણ ખ્યાલ નથી હોતો. વ્યસની મનુષ્ય જેમ ચોવીશે કલાક વ્યસન અથવા વ્યસનના વિચારમાં જ મગ્ન રહે છે તેમ જ આ લોકો પણ ધન કમાવામાં દિવસભર મગ્ન રહે છે. માનવજન્મ આ માટે નથી. આ તો માનવતાનો નાશ છે, સમાજનો વિનાશ છે. આપણે આમાંથી છૂટવું હોય તો આ વ્યસનનો નિષેધ કરવો જોઇએ, ખોટું કર્મ કરીને પૈસા કમાવાનું છોડી દેવું જોઇએ. જીવનશુદ્ધિના પ્રયત્નો કરવા જોઇએ. લોકોમાં રાષ્ટ્રપ્રેમ, મનુષ્યપ્રેમ ન હોય, ધર્મનિષ્ઠા ન હોય તો આપણું કર્તવ્ય છે કે આપણે આ પ્રેમ-આ નિષ્ઠા-ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. સમાજમાં ફેલાયેલી આશા, તૃષ્ણા, દ્રવ્યલોભ, ભોગલાલસા ને સ્વચ્છંદ સર્વને દૂર કરવાનો પ્રયત્ન આપણી તરફથી થવો જોઇએ. જે ધર્મ સમાજને કર્તવ્યનું ભાન કરાવે છે, જે સમાજમાં ન્યાય, સત્ય, પ્રમાણિકતા, પરસ્પર સહકાર, બંધુતા, અક્ય, પ્રેમ, સખ્ય, વિશ્વાસ નિર્માણ કરે છે, જે આપણને ઉદારતા, નિર્ભયતા શિખવાડે છે એ ધર્મનો પ્રચાર કરવો જોઇએ. એ ધર્મને જાગૃત કરીને અધર્મનો નાશ કરવાની શક્તિ પ્રાપ્ત કરવી જોઇએ. જેના હૃદયમાં ન્યાયબુદ્ધિ છે, જેનું હૃદય નિર્મળ છે, જે ઇશ્વરનિષ્ઠ છે, દુનિયાનું ભલું ચાહે છે, સ્વાર્થી નથી અને જેના હૃદયમાં રાષ્ટ્રપ્રેમ છે. તેને આજની

સ્થિતિ ખૂબ જ દુઃખદ લાગતી હશે. આજના પાપમાંથી મુક્ત રહીને બીજાઓને પણ એમાંથી મુક્ત કરવા એ આજનો ધર્મ છે, આજનું કર્તવ્ય છે. આ કર્તવ્ય પર જ આપણે ભાર દેવો જોઇએ. આપણી સર્વ શક્તિ ને બુદ્ધિનો ઉપયોગ આપણે આ કર્તવ્ય માટે જ કરવો જોઇએ. જે પાપનું નિર્માણ આપણે કર્યું છે, તેનો નાશ આપણે જ કરવો જોઇએ. આ ઘાતકી ચક્ર આપણે જ ચાલુ કર્યું છે, એને આપણે જ તોડવું પડશે. આમાં જ આપણું, આપણા રાષ્ટ્રનું અને ભાવિ પેઢીનું કલ્યાણ છે. આપણે સમયસર જાગૃત નહિ થઇએ તો ચાલુ અધર્મથી આપણા જેવી દરેક પ્રકારે હીન, દુર્બળ અને છિન્નભિન્ન બનેલી પ્રજાને બહારની કોઇપણ સંગઠિત અને સુસજ્જ પ્રજા ગુલામ બનાવવામાં સહેજે સફળ થાય તો એમાં આશ્ચર્ય નથી. છતાં પણ હું માનું છું કે રામ અને કૃષ્ણ, બુદ્ધ અને મહાવીર, નાનક અને કબીર, પ્રતાપ અને શિવાજી જેવા મહાપુરુષોની ભૂમિ કદી પરતંત્ર નહિ થાય. આપણે આપણા ધર્મને જાગૃત કરીશું; રાષ્ટ્રપ્રેમને વધારીશું, આપણા સર્વ પાપોનો નાશ કરીશું, તો આપણને જે સ્વતંત્રતા મળી છે તે આપણને સર્વ પ્રકારે ઉન્નત કરવામાં પરમ ઉપયોગી થશે. પરમાત્માને આપણી સદ્‌ભાવપૂર્વક આ જ પ્રાર્થના છે કે ધર્મમાર્ગ પર ચાલવા માટે તે આપણને પરિપૂર્ણ બળ આપે.



## આજ મારું મન ડોલે રે!

પ્રા. 'શશિન્' ઓઝા એમ. એ.

આજ મારું મન ડોલેરે, ડોલેરે.
સ્વપ્નની શીતળ રાતમાં જાણે
ન્હાતું ચંદ્રિકાની છોળે રે!
આજ મારું મન ડોલે રે!

વાતો હશે મૃદુ શીત સમીરણ,
દેવના બાગથી વહી પરિમલ,
આભ ઉષાનું પ્રેમત્ત મિલન-
રંગગુલાલની ઉડતી છોળે દિલ ઝબોળે રે!
આજ મારું મન ડોલે રે!

ધૂધવે પેલી પાર જો સાગર,
દોડતો ઘેલો મિલને નિર્ઝર,
ઉન્મત્ત એનાં ઉડતાં શિકર,
વિરહિતા ચડી વસંત ઝોલે રે!
આજ મારું મન ડોલે રે!

જાગ્યાં થીજેલાં બદ્ધ જીવનજળ,
ખંડ અંધારે તેજ ઝળાહળ,
ભરતી ભાવની દિલ છલોછલ-
શશીને સ્પર્શે પોયણી પહેલી પાંખડી ખોલે રે!
આજ મારું મન ડોલે ડોલે રે!

## ટહુકાર

શ્રી ઉપેન્દ્ર પંડ્યા

અહો શો મેઘ કરે ટહુકાર!
રંગ ભરેલો મોર કળાયલ
મત્ત કરે ટહુકાર,
અહો શો મેઘ કરે ટહુકાર!

વ્યોમમંદિરે આજે બાજે
ઘેરું ગગનપખાજ,
સિંધુતરંગે તંબુર બાજે
ઝનનનૂ ઝનૂ ઝંકાર ... ... અહો.

ઝરણ ઝાંઝરે સાન્ધ્યસુંદરી
ઠમક કરે ઠમકાર,
મંજીર શી મંજુલ રણકંતી
ઝરમર વરસે ધાર ... ... અહો.

ગગન ઘુમ્મટે સોનતારંગી
વીજધજા લહેરાય,
લખ તારકના તેજે ઝળાહળ
આરતી અપરંપાર ... ... અહો.

અંગસુગંધે મ્હેંક મ્હેંકતી
ધરતી લીલી કુંજાર,
ઢેલ સમી હો! લળતી ઢળતી
ઝીલે મયૂર-ઉરધાર ... ... અહો.



# પરમયોગી શ્રી અરવિંદ ઘોષ

સૌ. સરલાબહેન સુમતિચંદ્ર શાહ.

"નિષ્ક્રિય શાન્તિ તે છે કે જેમાં આંતરચેતના શૂન્યતા અને વિરામ અનુભવે છે અને બહારની કોઇ પણ વસ્તુઓ કે બળોને લેશ માત્ર સ્પર્શતી નથી સક્રિય શાન્તિ એ છે કે જેમાં એક ભારે તાકાત હોય છે અને ભૂમિકાગત શાન્તિને જરા પણ ખલેલ પહોંચાડયા સિવાય એ તાકાત બહારની વસ્તુઓ અને બળોને સ્પર્શે છે અને તેમાં બળવાન પરિવર્તન નિપજાવે છે."

શ્રી. અરવિન્દ

**૧૫મી** ઓગસ્ટ એટલે હિન્દની સ્વતંત્રતાનો શુભ દિવસ. જેણે એ સ્વતંત્રતાની પ્રાપ્તિ અર્થે, સર્વ કંઇ ત્યાગી ફકીરી લીધી હતી એવા એક વખતના આઝાદીના લડવૈયા અને આજના પરમયોગી શ્રી. અરવિંદ ઘોષનો જન્મ દિવસ પણ આજ દિને આવે છે એ પણ યોગાનુયોગ છે. આજનું રાજકારણ એમને વિસરી ગયું હોય એ સ્વાભાવિક છે. કારણ કે શ્રી. અરવિંદ પોતે જ એમાંથી ખસી ગયા છે; પરંતુ જ્યારે લોકોને ગુલામી દશાનું ભાન પણ નહોતું ત્યારે જનતામાં સ્વતંત્રતાનો સંદેશો પહોંચાડી તેણે જાગૃતિ આણી હતી. એમણે પોતાના પત્ર 'વંદેમાતરમ' દ્વારા દેશના રાજકીય માનસને પલટી નાખ્યું હતું. આજના પ્રસંગે એમના જીવનપર થોડો દ્રષ્ટિપાત કરીએ તો અસ્થાને નહિ ગણાય.



શ્રી. અરવિંદનો જન્મ ૧૮૭૨ની ૧૫ ઓગસ્ટે ખુલનામાં ડૉ. કૃષ્ણધન ઘોષને ત્યાં થયો. એ સમયે એમના માત-પિતાને ભાગ્યેજ ખ્યાલ આવ્યો હશે કે એમને ત્યા આજે એક દિવ્ય વિભૂતિ અવતરી છે કે જેના ભવિષ્યમાં જગત ગુણગાન કરશે. ડૉ. કૃષ્ણધન ઘોષ ઇન્ડિયન મેડીકલ સર્વીસમાં ડૉક્ટર હતા. એ ઉદારચરિત હતા, અને ગરીબો પ્રત્યે અનુકંપા ધરાવતા હતા. ઇંગ્લંડ જઇ આવ્યા પછી ડૉક્ટર ઘોષ ત્યાંના વાતાવરણથી રંગાઇ સંપૂર્ણ સાહેબ બની ગયા. એમની રહેણી-કરણી, આચાર-વિચાર બધું પાશ્ચાત્ય બની ગયું. પોતાના પુત્રોને ઉછેરવા તેમણે યુરોપિયન દાઇ રાખી હતી. આમ શ્રી. અરવિંદનું બાળપણ પાશ્ચાત્ય વાતાવરણમાં વીત્યું. સાત વર્ષની વયે એમના પિતાએ એમને ઇંગ્લંડ ભણવા મોકલ્યા. એમણે ૧૪ વર્ષ ઇંગ્લંડમાં ગુજાર્યાં. પિતાની ઇચ્છાનુસાર એમણે આઇ. સી. એસ. ની પરીક્ષાની તૈયારી કરી. એ પરીક્ષામાં એમણે ગ્રીક અને લેટીનમાં અસાધારણ કોટિના માર્ક મેળવ્યા, પરંતુ બે વર્ષની ઉમેદવારી પછી ઘોડેસ્વારીની પરીક્ષા વખતે ગેરહાજર રહેવાને કારણે શ્રી અરવિંદ આઇ. સી. એસ. થતાં રહી ગયા. એ વખતે વડોદરાના ગાયકવાડ સ્વ. સયાજીરાવ ઇંગ્લેંડમાં હતા. શ્રી. અરવિંદનો તેમની સાથે મેળાપ થયો અને એમને સ્વ. સયાજીરાવે પોતાને ત્યાં રોકી લીધા. પોતાનો પુત્ર આઇ. સી. એસ. ન થયો, એ જાણી એમના પિતાને ખુબ આઘાત થયો. કારણ કે એમના માટે એમના પિતાને ઘણી આશા હતી. શ્રી. અરવિંદ હિન્દ આવે તે પહેલાં થોડા મહિના અગાઉ તેમનું મૃત્યુ થયું.

વડોદરાના શાંત જીવનનો અંત થોડા સમયમાંજ આવ્યો. બંગાળના ભાગલા પડયા, અને દેશભરમાં પ્રચંડ આંદોલન ઉભું થયું. શ્રી. અરવિંદ ૧૯૦૬માં કલકત્તા ગયા.

ગાયકવાડે તેમને પાછા આવવા માણસો મોકલ્યા, પરંતુ તેઓ વડોદરા પાછા ન ફર્યા.

આજ સમયે દેશમાં નાસરાની પ્રવૃત્તિનું મોજું ફરી વળ્યું. બંગાળમાં આ પ્રવૃત્તિ સૌથી વધુ ઉગ્ર હતી. શ્રી. અરવિંદના નાનાભાઇ બારિન્દ્ર આ જૂથના આગેવાન હતા. સરકારે આ ચળવળ પાછળ શ્રી. અરવિંદની દોરવણી માની, એમને કેદમાં મૂક્યા. એક વર્ષ કેસ ચાલ્યો તે દરમ્યાન તેઓ જેલમાં રહ્યા. પ્રભુના સાક્ષાત્કાર માટે જરૂરી એવી શાંતિ અને એકાંત જેલનિવાસે આપી આપ્યા. કલકત્તાની રાજકીય પ્રવૃત્તિ દરમ્યાન પણ એમની યોગસાધના તો ચાલુ જ હતી. શ્રી રામકૃષ્ણ પરમહંસ પ્રત્યે એમને ખૂબ પૂજ્યભાવ હતો. પોતાને કેવી રીતે પ્રભુની એકતાનો સાક્ષાત્કાર થયો અને તેનું જ્ઞાન મળ્યું એનું વર્ણન એમણે કારાવાસની કહાણીમાં લખ્યું છે. પ્રભુની શોધમાં નીકળેલા શ્રી. અરવિંદને સામાન્ય માણસને ચલિત કરે એવી મુશ્કેલીઓ કશી અસર કરી શકતી નહોતી.

બોમ્બ કેસમાં લેખીત જુબાનીમાં એમણે જણાવ્યું કે 'સ્વતંત્રતાનું ધ્યેય જનતા સમક્ષ મુકવું એ જો અપરાધ કહેવાય તો તે મેં કર્યો છે તેની હું ના પાડતો નથી. તેને માટે મેં સર્વ સુખનો ત્યાગ કરી સર્વસ્વ પર પાણી મૂકી વડોદરા છોડ્યું છે અને કલકત્તા આવ્યો છું. મારો આ ગુન્હો સાબીત કરવાની જરૂર નથી." આ કેસ કે જે અલીપુર બોમ્બકેસને નામે જાણીતો છે તેમાં એમનો બચાવ કરવા સ્વ. દેશબંધુદાસ હાજર હતા. સ્વ. દેશબંધુએ સેશન્સકોર્ટમાં આઠ દિવસ પર્યંત કરેલા ભાષણોનો ઉપસંહાર કરતાં જુરીને ઉદ્દેશીને કહ્યું : "જેમની ઉપર આજે અત્યાચારનો આરોપ છે અને જે તમારી સમક્ષ આરોપી તરીકે હાજર છે તે અરવિંદ ઘોષ માટે અનેક વર્ષો પછી એક વખત એવો આવશે કે જ્યારે સ્વાતંત્ર્યના શાયર, રાષ્ટ્રધર્મના પ્રણેતા અને અખિલ માનવજાતના કલ્યાણકર્તા તરીકે જગત એમના ગીતો ગાશે અને આદરપૂર્વક એમનું પુણ્ય સ્મરણ કરશે. ત્યાર પછી એક સમય એવો આવશે કે જ્યારે એમની દિવ્ય વાણી માત્ર આ દેશમાં નહિં પરંતુ અખિલ વિશ્વના અણુ અણુંમાં ગુંજતી રહેશે." અને આજે દેશબંધુની એ ભવિષ્યવાણી સાકાર બનવા લાગી છે.

વડોદરાનિવાસ દરમિયાન, એમણે પોતાની પત્નીને એક પત્રમાં લખ્યું હતું: "સ્વદેશને હું જડ પદાર્થ માનતો નથી. સ્વદેશ એટલે મારી માતા. હું એ માતાની પૂજા ભક્તિ કરૂં છું. આ પતિત જાતિનો ઉદ્ધાર કરવાની શક્તિ મારામાં છે એમ મને લાગે છે. શારીરિક શક્તિ માત્ર નહિ, પણ જ્ઞાનશક્તિ, ક્ષાત્રતેજ એ જ કંઇ એકમાત્ર તેજ નથી; પરંતુ બ્રહ્મતેજ પણ તેજ છે. એ તેજ પ્રભુની શાન પર પ્રતિષ્ઠિત છે. આ ભાવના આજની નથી. આ ભાવના લઇને જ હું જન્મ્યો છું. મારા અણુ અણુમાં આ ભાવના ઓતપ્રોત છે. આ મહાન્ ધ્યેય સિદ્ધ કરવાને પ્રભુએ મને આ પૃથ્વી પર મોકલ્યો છે." પોતે શા માટે જન્મે છે તેનું જ્ઞાન ધરાવનારને યોગી જ કહેવાય. આમ શ્રી. અરવિંદ જન્મગત યોગી છે.

ધીરે ધીરે શ્રી. અરવિંદને જણાયું કે દેશની દોરવણીનું કામ હવે તેમનું રહ્યું નહોતું. દેશનું રાજકીય ધ્યેય એમના વિના અન્ય રીતે પાર પાડવાનું છે. એક વધારે ગહન પ્રકારની સાધના માટે એમને પ્રેરણા મળી ચૂકી હતી. એમની સમક્ષ એક વધારે પવિત્ર કાર્ય આવી ઉભું રહ્યું હતું. એ કાર્ય હતું માનવજાતિના આધ્યાત્મિક વિકાસની કેડે વેદકાળથી આરંભાયેલી પ્રવૃત્તિને આગળ વધારવાનું. માનવપ્રકૃતિના અને ચેતનાના રૂપાન્તરદ્વારા મનુષ્યને દેવમાં પલટી નાંખવાનું. અને તે માટે રાજકારણમાંથી તેમણે વિદાય લીધી. ૧૯૧૦ માં તેઓ પોંડીચેરી ગયા. હિન્દના કેટલાંક રાષ્ટ્રીય નેતાઓ તેમની સાથે ચર્ચા કરવા આવતા. કોંગ્રેસ તેમને પાછા બોલાવતી હતી. કોંગ્રેસનું પ્રમુખપદ તેમને ધરવામાં આવ્યું હતું, જેનો તેમણે સાદર અસ્વીકાર કર્યો હતો. તેઓ પાછા રાજકારણમાં ન પ્રવેશ્યા, પરન્તુ પોતાના મહાન ધ્યેયની પ્રાપ્તિ અર્થે તેની પાછળ મંડ્યા રહ્યા.

આજે જગત તેમને યોગી અને તત્વજ્ઞાની તરીકે ઓળખે છે. શ્રી. અરવિંદની પ્રતિભા વિશાળ છે. તેઓ કવિ છે, નાટ્યકાર છે, વિવેચક છે, વેદોના તથા ગીતાના અર્થદૃષ્ટા અને ભાષ્યકાર છે. ભારતની બ્રહ્મવિદ્યા અને પુરાણકથાના વાર્તિકકાર છે, અને બધાં કરતાં પણ તેઓ કંઇક વિશેષ છે. વિશ્વરૂપ પરમાત્મા સાથે અદ્વૈતનો સાક્ષાત્કાર પામેલા પરમ સંત છે. એક ફ્રેંચ વિદ્વાને શ્રી. અરવિંદને આપણાં છેલ્લામાં છેલ્લા ઋષિ તરીકે વર્ણવ્યા છે અને એ સાચું છે. આ મૃત્યુ અને દુઃખથી ભરેલી દુનિયામાં માત્ર ઋષિઓનો વંશ જ અમર છે. જગતને માટે તેઓ મહાન આશીર્વાદરૂપ છે. વર્તમાન યુગની તેઓ એક પૂર્ણતમ વિભૂતિ છે. આવા પરમ સંતને ધરાવવાનું સદ્ભાગ્ય હિન્દના માટે ગૌરવનો વિષય છે.



# લડાઈ પછીનું જાપાન

શ્રી ગીરધરલાલ ભ. કોટક બી. એ.

[ આ લેખના લેખક સૌરાષ્ટ્રના ખોરાકખાતાના પ્રધાન છે. તેમણે જાપાનમાં પોતાના વ્યાપાર વ્યવસાય નિમિત્તે અનેક વર્ષો ગાળ્યાં છે અને બીજું વિશ્વયુદ્ધ પુરું થયા પછી પણ તેઓ બે વખત જાપાન જઈ આવ્યા છે. આ રીતે જાપાનનો જેમને ઘનિષ્ઠ પરિચય છે તેવી વ્યક્તિનો આ લેખ જાપાનની આજની પરિસ્થિતિ વિષે ઘણો નવો પ્રકાશ પાડે છે. તંત્રી ]

**આજથી** ૪૫ વર્ષ પહેલાં જગતમાં એક નવો ધૂમકેતુ દેખાયો. ૪૫ વર્ષ પહેલાં રશિયા અને જાપાન વચ્ચે યુદ્ધ થયું. રશિયા એ વખતની યુરોપની મહાસત્તા. તે દિવસની જાણીતી દુનિયામાં તેનો ડંકો વાગતો હતો. રશિયાએ સખ્ત હાર ખાધી જાપાનનો વિજય એ જાપાનની મહાસત્તાનો ઉદયકાળ. એક ખૂણામા પડેલા જાપાનનો અને તેની મારફત એશિયાનો જગતને સાચો પહેલો પરિચય મળ્યો. સરખા સંયોગોમાં એશિયન પ્રજા જગતની બીજી પ્રજા કરતાં ઉતરતી નથી એમ જગતને પહેલવહેલી ઝાંખી થઈ.

એશિયાના આ ક્રાંતિકારી યુદ્ધની ફીલ્મ મેં ૧૯૦૯-૧૦ માં જોઈ હતી. નાનકડા વામનજીઓને બરફના પહાડોમાં ઘૂમતા–પોતાનાથી બમણા કદના "કોઝેક"ને મારી હઠાવતા–જોયા અને ઝાઝું સમજ્યા વગર પણ મારી છાતી ગજ ગજ ઉછળી, ત્યાર પછી તો અમારી બાળકોની રમતમાં પણ વિશ્રામ પડે ત્યારે "અમારી કોર જાપાન" એમ અમે એ દેશનો સાથ મેળવતા. આપણા દેશમાં અને ખાસ કરીને ક્રાંતિના મોખરે એવા બંગાળમાં આ રૂસો–જાપાનીઝ લડાઈની ભારે અસર થઈ. બંગાળી જુવાનો તાલીમ અને પ્રેરણા લેવા જાપાન તરફ નજર માંડતા. ત્યાર પછીની બંગભંગ અને સ્વદેશીની ચળવળ જાણીતી વાત છે. જાપાનના નાના નાના ઉદ્યોગો બંગાળીઓ શિખી લાવ્યા અને આજે પણ એ બંગાળમાં મોજુદ છે. દા. ત. કાચનાં કારખાનાં બંગાળમાં બીજા બધા પ્રાંતો કરતાં વિશેષ છે.

૧૯૧૪માં પહેલું વિશ્વયુદ્ધ થયું. જાપાન તે વખતે મિત્રરાજ્યો સાથે ભળ્યું. રૂસો–જાપાન લડાઈ પછી ઇંગ્લાંડ જાપાનના મિત્ર તરીકેનો દાવો કરતું હતું. લાંબી દૃષ્ટિએ વિચાર કરનાર અને પગલાં ભરનાર તરીકે ઇંગ્લાંડની ખ્યાતિ આજના કરતાં તે વખતે વિશેષ હતી. પૂર્વમાં જાપાન એક જ સત્તા હતી કે જે જરૂર પડયે ઇંગ્લાંડના સામ્રાજ્યને સાચવવામાં કામિયાબ થઈ શકે. એ જાણીતી વાત છે કે પહેલાં વિશ્વયુદ્ધમાં જાપાનને પૂર્વમાં રશિયાથી તે ઠેઠ એડન સુધીની ચોકી કરવાનું કામ મિત્ર રાજ્યો તરફથી સોંપવામાં આવ્યું હતું. હિંદી મહાસાગરમાં જાપાનીઝ મનવારો નિયમિત ફરતી હતી. આપણા દેશની ચોકી તે વખતે જાપાન કરતું હતું. આપણે એ અરસામાં જો અંગ્રેજની સામા થયા હોત તો કદાચ જાપાન આપણને દબાવવા માટે ઇંગ્લાંડને મદદ કરત. રાજકારી રમત એ નર્યા સ્વાર્થનીજ રમત છે, જેમાં ભાવનાને સ્થાન નથી હોતું. જે સીડી ઉપર ચડી મહાન સામ્રાજ્યો સ્થપાયાં હતાં તેજ સીડી ઉપર જાપાનને ચડવું હતું, એટલે પહેલેથી જ તેણે રાજ્યનીતિમાં ઇંગ્લાંડ, વિજ્ઞાનમાં જર્મની અને વ્યવસ્થામાં અમેરિકા પાસેથી શિખવા માંડયું. પહેલા વિશ્વયુદ્ધમાં જાપાનને અખૂટ સમૃદ્ધિ, જબરદસ્ત ઔદ્યોગીકરણ અને લડાયક તાલીમ મળી પૂર્વમાં એનો સામનો કરે એવું કોઈ ન હતું અને યુરોપની મોટી સત્તાઓએ આ ધૂમકેતુની ખુશામત કરવા માંડી. આવા સંજોગોમાં જેમ વ્યક્તિને થાય તેમ સત્તાને થાય, અને તે પ્રમાણે જાપાનની આકાંક્ષાઓ વધવા માંડી;

જાપાન ઈંગ્લાંડના જેવો છે. તેણે ધીમે ધીમે એશિયાની ભૂમિ પર પોતાનો પગદંડો જમાવવા માંડ્યો. મનરો સિદ્ધાંતનું અનુકરણ કરીને એશિયામાં જાપાનનું જ વર્ચસ્વ હોય એવો દાવો જાપાને કરવા માંડ્યો અને ફોર્મોસા, કોરિયા, મંચુરિયા તેમજ ઉત્તર-ચીન વગેરે ઉપર અધિકાર જમાવ્યો. જગતનાં વાદળાં ઘેરાતાં હતાં અને ૧૯૩૯માં બીજો વિશ્વ દાવાનળ સળગ્યો. પોતાનાં સ્વપ્નો સિદ્ધ કરવા જાપાનને આ સુંદર તક સાંપડી એટલે એશિયા સર કરવા તે નીકળ્યું પણ શું જાણે ગણતરીમાં ચૂક્યું અને જાપાને સજ્જડ હાર ખાધી. લડાઇ દરમિયાન એણે પોતાની બહાદુરીના, દેશભક્તિના, શારીરિક સામર્થ્યના અનેક પરચા આપી આપણને ચકિત કર્યા. ૧૯૩૯માં જાપાનમાં એક કહેવત કહેવાતી હતી કે, ("We may breakfast in Shanghai, lunch in Honkong, and supper in Singapore!") "આપણે સવારનો નાસ્તો શાંઘાઇમાં, બપોરનું ભોજન હોન્ગકોંગમાં અને રાતનું ભોજન સીંગાપોરમાં લઇશું." આ એણે કરી પણ બતાવ્યું.

લડાઇ દરમિયાન જાપાને જે સહન કર્યું છે તેની આપણને કલ્પના પણ ન આવી શકે. દોઢ વર્ષ પહેલાં હું જાપાન ગયો હતો અને જે ભયંકર દર્શન મેં જોયું એ ભૂલી શકાય એમ નથી. મને કહેવામાં આવ્યું કે આની ભયંકરતા જો હું ૩૬ મહિના પહેલાં ગયો હોત તો અનેકગણી વધારે મને નજરે પડત. જે શહેરમાં હું વર્ષો સુધી રહ્યો છું એ શહેરના બગીચા ભૂકકા જોતા હૃદય રડી પડ્યું. દર ૧૦૦ ઘરમાંથી કોબેમાં ૭૦ ઘર ન હતાં. માઇલો સુધી બિસ્માર હાલતમાં, ખંડિયેર દશામાં મકાનો પડ્યાં હતાં. આશ્ચર્ય રીતે મારું ઘર બચી ગયું હતું. એ ઘર ઉપર ચઢી સામે દષ્ટિ કરી તો માઇલ દોઢ માઇલ સુધી એક પણ મકાન નજરે પડતું ન હતું. જમણી બાજુ જોયું અને એ જ દુર્દશા મેં જોઇ. ડાબી બાજુ એક અર્ધ બળેલા ચર્ચ સિવાય કંઇ નજરે પડતું ન હતું. મારા ઘરમાં કંપાઉન્ડની વંડી સિવાય કોઇ જ નુકશાન થયું નથી; પણ આવી ભયંકરતાની વચમાં પોતાના મકાનમાં રહીને પણ સ્વસ્થતા મેળવવી મુશ્કેલ છે. લડાઇ પહેલાં કોબેની વસ્તી મુંબઇ જેટલી, ત્યાં અત્યારે સાંજ પડે અને માણસ નજરે ન ચડે; આવી સ્થિતિ ટોકીઓ, ઓસાકા અને નાગાયોમની હતી કે જે બધાં જાપાનનાં ઉદ્યોગોના મોટાં કેન્દ્ર હતાં. હિરોશીમા અને નાગાસાકીની શાંત ભગ્નાવશેષતી છે એટલે એનો ઉલ્લેખ અહીં નથી કરતો.

એક મહાપ્રજાનો આ વિનાશ જોતાં સ્વાભાવિક દુઃખ થાય. ઘડીભર સુનમુન થઇ જવાય, પણ જાપાની પ્રજા હતાશ થઇ નથી. નિરાશાથી માથે હાથ દઇને બેસવું— "ઓ પ્રભુ હવે તું માર્ગ બતાવ" એવી પ્રાર્થના જાપાનીઓ કરતા નથી. એક એક જાપાનીઓ આજે કામે લાગી ગયા છે. લડાઇ પહેલાં હતા તેના કરતાં આજે જાપાનમાં વિશેષ જાપાનીઓ છે. જાપાનના સામ્રાજ્યમાં વહેંચાઇ ગયેલાં જાપાનીઓને લડાઇ પછી પોતાને વતન મોકલાવી દેવામાં આવ્યા છે. પરિણામે લડાઇ પહેલાંના ૭૦ કરોડને બદલે આજે ૮ આઠ કરોડ જાપાનીઓ વસે છે. પરિણામે જાપાનમાં આજે કારીગરો અને કામદારોની ખોટ નથી. જાપાને લડાઇ પહેલાંની આર્થિક સ્થિતિ પ્રાપ્ત કરવાની કમ્મર કસી છે. એમણે એક લક્ષ નક્કી કર્યું છે કે ૧૯૩૭માં જાપાનની જે આર્થિક સ્થિતિ હતી તે ૧૯૫૨માં પાછી લાવી દેવી. જાપાનીઓની પ્રવૃત્તિ જોતાં અને અમેરિકાની જે સહાય મળે છે તે ધ્યાનમાં લેતાં આ લક્ષ સુધી જરૂર પહોંચી શકાશે એની મને ખાતરી છે. લડાઇ પહેલાંના ઉદ્યોગો ઝડપથી પગભર થવા માંડ્યા છે, અને આજે લડાઇ પહેલાંના ઔદ્યોગિક ધોરણના ૬૦ ટકાએ એ પહોંચ્યું છે. જાપાનને હાલ ૪૦ લાખ સ્પીન્ડલ ચલાવવાની છૂટ છે, અને આ છૂટ ૬૦ લાખ સ્પીન્ડલ સુધી પહોંચશે. લડાઇ પહેલાં જાપાન પાસે ૧ કરોડ ૨૦ લાખ સ્પીન્ડલ હતી, પણ લડાઇ પછીની ૧૦ લાખ સ્પીન્ડલ એ નવામાં નવી બનાવટની હોઇ ઓછામાં ઓછું ૯૦ લાખ સ્પીન્ડલ જેટલું કામ આપશે. અને એને જો રૂ પૂરા પ્રમાણમાં મળે તો ત્રણ 'શીફ્ટ' કરીને એ લગભગ લડાઇ પહેલાંની પેદાશના આંકડા સુધી પહોંચી જાય તો નવાઇ જેવું નથી. દરેક ચીજની પેદાશના ત્યાં લક્ષબિંદુઓ નક્કી થાય છે. આ બાર મહિનાની અંદર આટલું પેદા થવાનું છે. આવા દરેક લક્ષબિંદુ એક પછી એક સર થતાં જાય છે, અને હજી સુધી એક પણ લક્ષ ન પહોંચ્યું હોય એવું મારા જાણવામાં નથી.

જાપાન આજે શું શું બનાવે છે અને કેટલું સારું બનાવે છે એ તમને કહું. જાપાન આજે વરાળ અને વિજળીનાં એન્જીનો અને પંપો બનાવે છે. એક હોર્સ પાવરથી પાંચ હજાર હોર્સ પાવર સુધીનાં

ડીઝલ અને સ્ટીમ એન્જીનો ટર્બાઇન વગેરે બનાવે છે. ઔદ્યોગિક મશીનરી, સ્ટીમર, માછલાં પકડવાની બોટ —એ બધાં માટે આગળ વધેલા દેશો જેવા કે રશિયા, અમેરિકા, સ્કેન્ડીનેવીઆ, બેલ્જીયમ, હોલેંડ વગેરે આજે ત્યાં ઓર્ડર મૂકે છે, કારણ કે ત્યાં સસ્તું અને સારું થાય છે. જાપાન સસ્તું અને નબળું કરે છે એવી એની ખ્યાતિ છે, પણ જેઓ સારું કામ ત્યાંથી માગે છે એને દુનિયાના કોઇ પણ દેશની બરાબરીમાં ઉતરી શકે તેવો માલ મળી શકે છે એ હકીકત છે. આપણો દેશ પશ્ચિમના તાબામાં સૈકાઓ સુધી રહેલ હોવાથી આપણું ધ્યાન બધી રીતે પશ્ચિમ તરફ કેન્દ્રિત થયેલું હતું. અને હજી પણ છે. હિંદી સરકારનું ધ્યાન આ બાબતમાં ખેંચવાનો મેં પુષ્કળ પ્રયત્ન કર્યો હતો, અને હમણાં હમણાં આપણી સરકારનું ધ્યાન તે બાજુએ ખેંચાયું છે. હિંદી સરકારે નિષ્ણાતોને એ બાજુ મોકલ્યા છે, અને સાંભળવા પ્રમાણે વિજળીનો સામાન અને ડબાઓ વગેરેમાં યુરોપીઅન માલ કરતાં ૪૦ ટકા નીચે ભાવ માલુમ પડયા છે. હિંદી સરકારને કેટલાક અબજની જુદી જુદી જાતની મશીનરી લેવાની છે. ૪૦ ટકાનો ફેર એટલે કરોડો રૂપિયાનો ફેર પડી શકે એ દેખીતું છે.

જો આપણે એમને સગવડતા કરી આપીએ તો જાપાનીઝ ઉદ્યોગપતિઓ આપણી સાથે હિંદમાં કારખાના નાખવા તૈયાર છે. એક મોટા વિજળીનાં કારખાનાવાળા કે જ્યાં એક લાખ કીલોવોટ વિજળીની શકિત ઉત્પન્ન કરવાના યંત્રો (Power Plants) તૈયાર થાય છે એવા ઉદ્યોગપતિએ હિંદમાં પોતાનું કારખાનું નાખવાની ઇચ્છા મને જણાવી હતી. આપણા ઉદ્યોગપતિઓને મારી ખાસ ભલામણ છે કે જાપાનનું ઉદ્યોગીકરણ જુએ, શિખે અને હિંદુસ્તાનમાં જાપાને કરી તે જ પ્રમાણે ઉદ્યોગોની નવરચના કરે.

જાપાનનો સંપૂર્ણ કાબૂ આજ અમેરિકાના હાથમાં છે. બીજા મિત્રરાજ્યોના પ્રતિનિધિઓનું કમીશન ત્યાં છે પણ બધો જ કારભાર અમેરિકાને સોંપાયો છે. અમેરિકાનું ત્યાંનું તંત્ર SCAP એટલે કે મિત્રરાજ્યોના સેનાપતિ (Supreme commander of allied powers) હસ્તક છે. જનરલ મેક આર્થર કે જેઓ અમેરિકાના પ્રથમ કક્ષાના મુત્સદ્દી અને લશ્કરી વડા છે, તેમના સિદ્ધ હસ્તમાં જાપાનનું સુકાન સોંપાયું છે. એમની આકાંક્ષા જાપાનને ઔદ્યોગિક રીતે પૂર્વવત્ સ્થાપવાની એટલું જ નહિ, પણ, એને યાંત્રિક સાધનો વગેરેમાં વધારે સુવ્યવસ્થિત કરવાની છે. કહેવામાં આવે છે કે 'જ્યારે ત્રીજું વિશ્વયુદ્ધ સળગે ત્યારે જાપાન એ અમેરિકાનાકારખાના તરીકે ઉપયોગમાં આવે એવી રીતે અમેરિકા જાપાનને તૈયાર કરી રહ્યું છે.

જાપાનીઝ પ્રજા બહુ શિસ્તવાળી અને કાયદાને માન આપનારી છે—પછી એ કાયદો પોતાના શાસકો કે પરદેશી સત્તા પળાવતી હોય. જાપાનમાં ચાલુ સત્તા વિરૂદ્ધ કોઇ દંગો, કોઇ બળવો કે કોઇ તોફાન થયાં નથી. જાપાને અમેરિકાની પૂરેપૂરી સહાનુભૂતિ મેળવી લીધી છે, અને તેથી કરીને અમેરિકા અને જાપાન પોતાની બધી શક્તિ જાપાનની તરક્કી માટે ખરચી રહ્યાં છે. મને પૂરેપૂરી ખાતરી છે કે ત્રણ ચાર વર્ષની અંદર જાપાન સંપૂર્ણ આર્થિક આઝાદી અને મોટે ભાગે રાજદ્વારી સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકશે.

જાપાનીઝ ચલણ ખૂબ નીચે ગયું છે. લડાઇ પહેલાં જાપાનીઝ યેનની કિંમત આપણા બાર આના જેટલી હતી. આજે જાપાનીઝ યેનની કીમત માંડ બે પાઇ જેટલી છે, પણ ચીનાઇ ડોલર કરતાં તો ઘણી ઉંચી છે. ચીનાઇ ડોલર એક વખત એક રૂ.ના ૪૦ લાખ થઇ ગયા હતા. અમારી શાંગહાઇ ઓફીસના પટાવાળાને અમે ૩૦ કરોડ ચીનાઇ ડોલર એટલે કે રોજના એક કરોડ ડોલરનો પગાર આપતા. ફુગાવો દેશને કઇ સ્થિતિએ લઇ જાય છે તેનો આ દાખલો છે. આપણા દેશમાં પણ ફુગાવો છે જ. એનાં વિનાશક તત્વો આપણી પ્રજા હજી સમજી શકી નથી એટલે જે કંટ્રોલ, રેશનીંગ વગેરે ફુગાવા-વિરોધી પગલાંઓ લેવાય છે તેને પ્રજા આવકારી શકતી નથી. જાપાનમાં અનેક કંટ્રોલો છે. આપણને મળે છે તેના કરતાં જાપાનને ઓછો ખોરાક મળે છે. આપણને કાપડ મળે છે એના કરતાં જાપાનને ઘણું ઓછું કાપડ મળે છે. દોઢ વર્ષ પહેલાં તો જાપાનને માણસ દીઠ વર્ષનું ફક્ત બાા વાર કાપડ આપવામાં આવતું હતું. જાપાન પોતાની જરૂરિયાત



જેટલો ખોરાક પેદા કરી શકતું નથી. જ્યારે જાપાનીઝ સામ્રાજ્ય હતું ત્યારે ખોરાક સામ્રાજ્યમાંથી મળી રહેતા હતા. આજે જાપાનને પોતાના ખોરાકના ૩૦ ટકા માટે પરદેશ ઉપર આધાર રાખવો પડે છે. આ ખોટને પહોંચી વળવા માટે આગળ જણાવ્યા પ્રમાણે ઉદ્યોગીકરણ ખૂબ આગળ વધી રહ્યું છે. એ લોકોએ બીજો પ્રયત્ન પોતાને ત્યાં વધારે અનાજ ઉગાડો (Grow more food)ની પ્રવૃત્તિથી કર્યો છે. ગયે વર્ષે જાપાનીઝ સરકારે નક્કી કર્યું કે અનાજની પેદાશ દશ ટકા વધારવી જોઇએ. શિસ્તબદ્ધ જાપાનીઝોએ એ લક્ષ બરાબર પાર પાડ્યું. દશ ટકા એ કદાચ નાનકડો વધારો લાગે, પણ આપણે જાણીએ છીએ કે હિંદુસ્તાનની અનાજની કુલ ખાધ દશ ટકાથી વધારે નથી. જાપાન જે એક વર્ષમાં કરી શક્યું. તે જો આપણે ૧૯૫૨ સુધીમાં કરી શકીએ તો પંડિત જવાહરલાલ નહેરૂએ આપણને જે આદેશ આપ્યો છે તે પૂરો કરી શકાય. "અનાજ વધારે ઉગાડો" એ સૂત્રનો સુંદર અમલ જો ક્યાંય જોવો હોય તો એ જાપાનમાં જોઇ શકાય. અનાજની અછત પૂરી કરવા માટે જાપાનનાં શહેરોમાં પણ ઇંચે ઇંચ જગામાં શાકભાજી વાવવામાં આવે છે. કોઇ પાચ ફૂટ જમીન કે કૂંડા શાકભાજી વગર નજરે નહિ પડે. લગભગ દરેક કુટુંબ પોતપોતાનાં શાકભાજી પોતે ઊગાડી લ્યે છે. ભાંગી ગયેલા, પડી ગયેલા ખંડિયેરાની ભૂતાવળની અંદર એક વસ્તુ આંખને સંતોષતી હોય તો એ ખંડિયેરાના ઢગ ઉપર પણ આજે શાકભાજી ઉગે છે એ દૃશ્ય છે. મેં ફૂટપાથ ઉપર, રસ્તા વચ્ચેની વાડોની અંદર મેંદીને સ્થાને શાકભાજી ઉગતાં જોયાં. મારા કોબેના ઘરમાં નાનકડા કમ્પાઉન્ડમાં મેં એક બાગ લડાઇ પહેલાં કરેલો, ગયે વર્ષે હું ગયો ત્યારે ત્યાં એકેય ઝાડ નહોતું. મારાં માનીતાં બધાં ઝાડ કાઢી નાખવામાં આવ્યા હતાં. એને સ્થાને શાકભાજી ઉગતી હતી. હું જેટલા દહાડા એ ઘરમાં રહ્યો, એટલા દહાડા મારા ફળિયામાં ઉગેલું શાક મેં રોજ બે વખત ખાધું હતું, અને એ ફળિયું રાજકોટના સાધારણ ઘર કરતાં મોટું નહોતું. જાપાનમાં બાળકોને પ્રાથમિક શિક્ષણની સાથે ખેતીવાડીનું જ્ઞાન અને યાંત્રિક જ્ઞાન પણ આપવામાં આવે છે એટલે જાપાનીઝો અનાજ વધારે ઉગાડવાની પ્રવૃત્તિમાં રસપૂર્વક ભાગ લઇ શકે છે, અને તેને લઇને નિયત કરેલા લક્ષને પહોંચી શકે છે. તેજ પ્રમાણે તેના ઔદ્યોગીકરણનું. જાપાને ખેતીવાડીમાં ખૂબ પ્રગતિ કરી છે. અમેરિકાએ પણ સરસ પ્રગતિ કરી છે.



આપણે જાપાનનું વધુ સહેલાઇથી અનુકરણ કરી શકીએ, કારણ કે એમની પદ્ધતિ, એમની રહેણીકરણી, એમની જીવનચર્યા એ બધાં આપણને વધારે મળતાં આવે છે. કદાચ તમને ખબર હશે કે લડાઇ પહેલાં જાપાનથી લાખો સફરજન હિંદુસ્તાનમાં આવતાં હતાં. દરેક સફરજન એગ્રીકલ્ચર ઇન્સ્પેક્ટર તપાસીને મંજુરી આપે પછી જ પેક થાય. ત્યાં તો દરેક ફળ ખેતીવાડી ખાતાનો ઇન્સ્પેક્ટર તપાસે, એ પછી જ બજારમાં મૂકી શકાય એવું હતું. એક તરબુચ આપણે ઘરે લઇ જઇએ અને તેને કાપ્યા પછી જો ખરાબ નીકળે તો વેચનારને તે પાછું આપી શકાય અથવા એ બદલી શકાય. વેપારી એ પાછું રાખે અને જે ખેડૂત પાસેથી એણે લીધું હોય તેને ત્યાં ખબર મોકલે. ક્યાંથી આવ્યું અને કયા ઇન્સ્પેક્ટરે પાસ કર્યું એની તલાશ થાય અને આવા કિસ્સા ઓછા બને તેના ઉપર ખેતીવાડી ઇન્સ્પેક્ટરની પ્રગતિનો આધાર રહે.

જાપાનની સામાજીક સ્થિતિમાં પણ લડાઇ દરમિયાન અને લડાઇ પછી ઘણો ફેર પડી ગયો છે. જાપાનીઝ તરીકેની એની મગરૂબી અને અભિમાન ઓછાં થયાં છે. એશિયાટીક (એશિયાની) દરેક પ્રજામાં વધતું ઓછું Inferiority Complex-'લઘુ માનસ' રહ્યું છે. જાપાન એક જ એવો દેશ હતો કે જ્યાં આ ઘણું જ ઓછું હતું. આજે અમેરિકાના કબજા નીચે ફરીથી ત્યાં પણ "લઘુ માનસ" દેખાય છે. મને એમ લાગે છે કે અમેરિકન લોકોએ પણ એમને કચડયા કર્યા છે કે જેના તેજોવધથી એમના પ્રાણનું તેજ ઓછું થાય. જાપાનની અંદર અમુક હોટેલોમાં, અમુક સરકારી અને જાહેર મકાનોમાં જાપાનીઝોને પ્રવેશવાની બંધી છે. જરૂરી કામ અંગે જવું પડે તો તેના માટે ખાસ પરમીટ લેવી પડે. મેલ ગાડીની અંદર જાપાનીઝોને મુસાફરી કરવાની છૂટ નહોતી. હમણાં સાંભળ્યું છે કે એ ગાડીની અંદર અમુક ડબામાં બેસવાની એમને છૂટ મળી છે. શિયાળાની કડકડતી ઠંડીમાં જાપાનમાં ટ્રેનો વરાળથી ગરમ રાખવામાં

આવે છે, પણ જે ગાડીમાં જાપાનીઝ મુસાફરી કરે એમાં એ જાતનાં સાધનો—ગરમી આપવા માટેનાં શિયાળામાં ચાલતાં નથી. હીમ પડે તેના કરતાં ૧૦ ડીગ્રી નીચે ઠાર હોય, પવન જોરથી ફૂંકાતો હોય, ટ્રેનની બારીઓના ઘણાં ખરાં ભાંગી તૂટેલ હોય, એવી સ્થિતિમાં મુસાફરી એ આકરી કસોટી થઇ પડે. લડાઇ પહેલાં જાપાનની રેલ્વે એ સાફસૂફી અને નિયમિતતાનો એક આદર્શ નમુનો હતો. ત્રણ મિનિટ મોડી ગાડી એ મોડી ગણાતી. સાધારણ રીતે અરધી મિનિટથી વધારે ફેરફાર મારા ત્રણ વર્ષના વસવાટ દરમિયાન મેં જોયો ન હતો. આજે પણ ખૂબ વપરાયેલી સ્થિતિમાં ડબ્બા હોવા છતાં પંદર મિનિટ ભાગ્યે જ વધારે ફેર પડે છે. આ બધા જ માનભંગ જાપાન એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યા વિના સહન કરી રહ્યું છે એ બે કારણે: એક તો તે એમ માને છે કે અમેરિકા સિવાય બીજો વિજેતા હોત તો છે એનાથી ઘણી જ વધારે ભયંકર દશા એની થાત; અને બીજું, જે આર્થિક રીતે અમેરિકા જાપાનને તૈયાર કરે છે તે મદદ જો એ સામનો કરે તો ન મળે.

જાપાનમાં જાપાનીસ સાચો, પ્રમાણિક અને ચારિત્ર્યવાન ગણાતો. એ સ્થિતિમાં કંઇક ફેર પડયો છે. જીવનની જરૂરીઆતની વસ્તુની અછત, ઓછી કમાણી અને લડાઇ દરમિયાન જીવન અને માલમિલકતની બીનસલામતિની લાગણી એ બધું કદાચ આને માટે જવાબદાર છે. જેમ આપણે અંગ્રેજનું અથવા તો પશ્ચિમનું આંધળું અનુકરણ કરી રહ્યા હતા, અને આજ પણ તેમાંથી છૂટયા નથી, તેવી રીતે મગરૂર જાપાનીઝ આજે અમેરિકાના દોષો, કુટેવો અને ફિલ્મોના હલકા ભાવોનું અનુકરણ કરી રહ્યા છે. રાજ્ય કરતી પ્રજાને આ રીતે ખુશ રખાય. એવી માન્યતા દરેક તાબેદાર પ્રજામાં હોય છે. જાપાનમાં છૂટાછેડાની છૂટ કાયદામાં છે પણ છૂટાછેડા હિંદુસ્તાનની પેઠે ત્યાં ભાગ્યે જ થતા. એનું એક કારણ એ કે જાપાનમાં સ્વચ્છંદના કિસ્સા ભાગ્યેજ બનતા, પરણેલી સ્ત્રી આડે માર્ગે જાય એવું જાપાનમાં ભાગ્યેજ સાંભળવામાં આવતું. કુટુંબના વડીલો અને સ્નેહીજનો લગ્ન ગોઠવી આપતા. આજે અલબત્ત એ બાબત વધારે છૂટ મળી છે. એ ખોટું છે કે સારૂં છે એના ગુણદોષમાં હું નથી ઉતરતો. હું તો આજની પરિસ્થિતિ વર્ણવું છું. જીવનધોરણ બહુ ઉંચું જવાથી આજે લગ્નો મુશ્કેલ થવા માંડયા છે. બે જણનું એક કુટુંબનો ખર્ચ એક માણસ ઉપાડી શકે એટલી કમાણી રહી નથી. આના એક પરિણામ રૂપે અને ઉપર કહ્યું તેમ અમેરિકન અનુકરણથી છોકરા છોકરીઓ ઓછા સંયમિત બન્યાં છે, અને એમની સાથેની રખડપટ્ટી ઉપર આજે ભાગ્યે જ કોઇ ટીકા કરે છે. હમણાં ટોકિયોની નજીક એક નદીના કાંઠા ઉપર છોકરા છોકરીઓનો પોતાના સાથીની પસંદગી કરવા માટે એક મેળો ભરવામાં આવ્યો હતો, જેમાં છોકરા છોકરી સાથે રહી લગ્નનો નિર્ણય કરે. સાથે રહ્યાં એ હકીકત છે, લગ્ન કેટલાં થયાં તે જાણવામાં નથી. આ મેળામાં હજારો સ્ત્રી પુરુષોએ ભાગ લીધો હતો. લડાઇ પહેલાં આ અશકય હતું.

લડાઇ પહેલાંના જાપાનમાં ચોરી ભાગ્યે જ થતી. લોકો બહાર જતી વખતે તાળું દેવાની જરૂર પણ નહોતા જોતાં. એમના ઘરનાં બારણાં એવા પાતળા લાકડાનાં કે તાળું દીધું હોય તોય ઠોંસો મારીને અંદર જઇ શકાય. પરંતુ આજે પરિસ્થિતિ જુદી છે. મજબૂત મકાનને પણ તાળું મારીને બહાર નીકળવું એ જોખમી છે. તાળા ઉપરાંત ઘરમાં કોઇ રખેવાળ હોય એ જરૂરનું લાગે. છેલ્લા બાર મહિનામાં આમાં કંઇક સુધારો થયો છે એમ મને આજે જ કાગળ છે. ઉપર જણાવ્યું તેમ પ્રજાના નૈતિક ધોરણનો આબાદી અને સમૃદ્ધિ ઉપર ખૂબ જ આધાર રહે છે. એના સારા દિવસોમાં જાપાની સભ્યતા ખૂબ ખીલી અને પ્રસરી. વિવેક માટે જાપાની પ્રજા ખૂબ જાણીતી હતી. આજે એ વિવેક પણ ઓછો છે. જો કે હજી નીચા થરના અમેરિકનની તોછડાઇ આ પ્રજામાં નથી આવી.

જાપાનમાં લડાઇ સુધી ફાસીસ્ટ સત્તા જેવું જ રાજ્ય હતું. તેને બદલે આજે લોકશાહી ખીલતી આવે છે. સાધારણ જાપાનીઝમાં ગમે તેટલું વ્યકિતત્વ હોય પણ લડાઇ પહેલાં એ હમેશા સમૂહથી કે વડિલોથી જુદો નહોતો પડી શકતો. આ ખોબીને લઇને લડાઇ એ ખોટી વસ્તુ છે એમ માનનારો વર્ગ પણ વિના વિરોધે લડાઇમાં સાથ આપતો રહ્યો. એ ભૂલ હવે એમને સમજાય છે. લડાઇમાં જાપાનીઓએ ખૂબ ખોયું છે. પણ એ પ્રજા ગઇ કાલની કે આજની કમનશીબી ઉપર આંસુ વેરવા બેસી રહેતી નથી. ભયંકર તંગી અને કંગાલિયત જોયા છતાં આજ એમ કહી શકાય કે જાપાનની નૈતિક તાકાત ખૂટી નથી. એ લોકોનું સંગઠન, ઉદ્યમીપણું અને દેશના લાભ માટે

સાથે મળીને કામ કરવાની ટેવ આજે પણ જીવંત છે. દેશની પુનર્રચના શરૂ થઇ છે અને એમની શિસ્તને લઇને ખૂબ ઝડપથી જાપાન પગભેર થતું જાય છે.

આપણા દેશે લડાઇ જોઇ નથી. થોડીક અગવડ સિવાય લડાઇનો વિનાશ જોયો નથી, લડાઇનાં દુઃખ સહન કર્યાં નથી. ખરેખર તો લડાઇનો આપણને આર્થિક દૃષ્ટિએ લાભ જ થયો છે. દુઃખ અને સંકટ એ માણસની કસોટી છે. એ કસોટીમાં મોટે ભાગે માણસ ધર્મ ચૂકે છે. લડાઇનાં દુઃખ ન જોવા છતાં આપણે નૈતિક રીતે નીચે ઉતર્યા છીએ એ હકીકત છે. અનેક સંકટો જોવા છતાં જાપાન પોતાનું નૈતિક ધોરણ સંભાળતું રહ્યું છે એ પણ એટલી જ હકીકત છે. આના કારણોમાં, એક તો જાપાન અનેક કસોટીઓમાંથી અને સંકટોમાંથી પાર થતું આવ્યું છે. જાપાનમાં વરસના ૨૫૦ ઉપરાંત ધરતીકંપો નોંધાય છે. જાપાનમાં વાવાઝોડાં અને દરિયાનાં તોફાનો દર વર્ષે જબરદસ્ત ભોગ લે છે. ત્યાં અનેક જ્વાળામુખીઓ છે, જે ફાટે ત્યારે ભયંકર નાશ કરે છે. જાપાનીઓ કહે છે કે અમે તો હમેશના જ્વાળામુખીઓના શિખર ઉપર જ બેઠેલા છીએ. આથી કુદરતની સામે બાથ ભીડતાં એમને જીવન હથેળીમાં લઇ ફરવું પડે છે. આને લઇને એના જીવનમાં ફિલસૂફી વણાઇ ગઇ છે, અને તેથી એના જીવનમાં શોક-વિષાદને ઓછું સ્થાન છે.

હિંદુસ્તાનને કુદરતી એટલી બધી અનુકૂળતા મળી છે કે જેથી કરીને નાની પ્રતિકૂળતા પણ એ બરદાસ્ત નથી કરી શકતું. આપણા જાહેર જીવનમાં આપણે હંમેશાં જોઇએ છીએ કે માણસ નાની મોટી અગવડની ફરિયાદ કરતો જ હોય છે. એને લઇને વ્યક્તિગત અને સમૂહજીવન પણ ખૂબ અસંતોષવાળું બનતું જાય છે. પરિણામે સારી વસ્તુ પણ એના સારા સ્વરૂપમાં જોવાની શક્તિ ક્ષીણ થઇ છે.

જાપાનમાં વ્યવસ્થા, શિસ્ત અને કાયદાપાલન એ પ્રજાનાં હાડોહાડમાં છે. દેશની પ્રગતિનાં આ મુખ્ય તત્ત્વોની આપણે ત્યાં અછત દેખાય છે. શિસ્તભંગ અને કાયદાનું ઉલંઘન કરવાની એક કળા આપણે ત્યાં સર્જાઇ છે. આજના કહેવાતા ઉપવાસો, આજનાં સરઘસો, હડતાળો, છાપામાં આવતી નિંદાઓ, બધાં આજની માનસિક અવ્યવસ્થા અને અરાજકતાનાં પ્રતીકો છે. તરક્કી એ રીતે આવી શકે નહિ.



આજની દુનિયાનું ચિત્ર જુઓ. જગત બે ભાગમાં વહેંચાઇ ગયું છે. એ બે વિચારસરણી વચ્ચે કોઇ મેળ નથી. ક્ષણિક તડજોડ થાય કે એની પાછળ ભડકો લાગે છે. જગભડકો થાય તો આપણી શું સ્થિતિ? આપણા દેશમાં અત્યારે અનેક વાદ અને વાડા સર્જાવા માંડયા છે. ગઇ કાલે જે ભેગાં હતાં તે આજે જુદાં છે, એમાં પણ ભાગલા પડવાની તૈયારી દેખાય છે. સ્થાપિત સત્તાની સામે આ દરેક વાદ અને વાડા પ્રચાર કરી રહ્યાં છે. આમાંનો એકેય વાદ કે વાડા આજની સ્થાપિત સરકારનું સ્થાન લઇ શકે તેમ નથી. સ્થાન મળી જાય તો પણ એ તાકાત એમનામાં નથી કે એ સ્થાન ટકાવી શકે, પણ આજની સરકારને ઉખેડી નાખવાના, ઉતારી પાડવાના સતત પ્રયત્નો થાય છે. પરિણામે આજે આપણા દેશની છિન્નભિન્ન દશા થવાની બીક છે. કાશ્મીર જેવો એક નાનકડો પ્રશ્ન પણ આપણને મૂંઝવી રહ્યો છે. વિશ્વવિગ્રહ થાય તો હિંદુસ્તાન એક ઘડી પણ પરદેશની સામે આ સ્થિતિમાં ટકી શકે નહિ. આપણો ઇશાન ખૂણો, અગ્નિ ખૂણો અને પૂર્વ દિશા એ બધી જગાએથી રશિયા કામ્યુનીસ્ટો મારફત પહોંચી રહ્યું છે. પશ્ચિમમાં આપણાં પાડોશીઓએ બહુ મિત્રાચારીભર્યું વર્તન દેખાડયું નથી. હિંદુસ્તાન ઘણી બાજુથી એવા બળથી ઘેરાયેલું છે કે જો આપણી નબળાઇ અને આપણા સંગઠનની ખામીનો લાભ લેવા તક મળે તો બહારનાં તત્ત્વો તુરત જ કૂદી પડે. આપણી કમનસીબી છે કે સ્વતંત્રતાના ઉદયકાળે આપણે વેરવિખેર પડયા છીએ. આપણો ધર્મ આપણા વ્યક્તિ કે વાડાનાં મંતવ્યો મૂકીને જેના હાથમાં આજે દેશનું સુકાન છે એને સબળ ટેકો આપવો એ છે.

# પાગલ જ્હોન

શ્રી. મોહનલાલ તળશીભાઇ શાહ

(ખલીલ જીબ્રાનના 'John the madman' ના આધારે)



[ આ કથા રિથતિચુસ્ત ખ્રીસ્તી સંપ્રદાયને અનુલક્ષીને યોજવામાં આવી છે. પણ તેમાં રહેલો મર્મ જગતના સર્વ કોઇ સંપ્રદાયોને એક સરખી રીતે લાગુ પડે છે, અને સત્ય ધર્મની વિડંબના કરનાર ધર્માધિકારી વર્ગ અને તે સામે બંડ ઉઠાવનાર દીવાનો લેખાતો, નાસ્તિક મનાતો, ધર્મધ્વંસક ગણાતો અને એમ છતાં વાસ્તવિક રીતે ખરો સત્યનિષ્ઠ-ધર્મનિષ્ઠ પાગલ જ્હોન—બનેનું એક સાથે દર્શન પ્રત્યેક સંપ્રદાયના ઇતિહાસમાં અવાર-નવાર થતું આવ્યું છે. આવી કથાઓ અને ઘટનાઓમાંથી સત્ય ધર્મને આપણે પારખતા થઈએ એજ લેખક કે પ્રયોજકનો શુભ હેતુ હોય છે. તંત્રી ]

**સત્ય** અને સત્તા વચ્ચેની અથડામણ જગતના વહેવારમાં સનાતન તત્વ છે. જે જે વ્યક્તિઓ કે સંસ્થાઓ સત્તાના સ્થાને હોય છે તે તે વ્યક્તિઓ કે સંસ્થાઓ 'યેન કેન પ્રકારેણ' પોતાની 'મહત્તા' અને 'પ્રતિષ્ઠા' સુરક્ષિત રાખવા ઇચ્છે છે અને એ અર્થે ન્યાય કે નીતિના સિદ્ધાંતોનું ખૂન કરતાં પણ સંકોચ કે ક્ષોભ પામતાં નથી. તેમની દૃષ્ટિએ સત્યનું પાલન એ ધર્મ નથી, પણ સત્તાની અબાધિત જાળવણી એજ ધર્મ હોય છે. શુદ્ધ સત્યનું સર્વાંશે પાલન કરનાર તો કોઇ વિરલ વિભૂતિ જ હોય છે.

ધાર્મિક, સામાજિક કે રાજકીય એમ પ્રત્યેક ક્ષેત્રે લગભગ આવું જ બને છે અને વર્ષોજૂની ગુલામ મનોદશાથી ટેવાએલી ભોળી જનતા તેનો ભોગ બને છે. રૂઢ થયેલ આ અજ્ઞાન દૂર કરી ક્રાંતિ આણવા કોઇ કોઇ શક્તિશાળી વ્યક્તિ મથે છે, પણ કોઇ વિભૂતિને જ તેના પ્રયત્નોમાં સફળતા સાંપડે છે; જ્યારે કેટલીક વ્યક્તિઓ જનતાની સહાનુભૂતિના અભાવે સ્થાપિત સત્તાઓનાં દમનનો ભોગ બને છે. જગતની દૃષ્ટિએ દીવાનો ગણાતો જ્હોન આવા જ પ્રકારનો ક્રાંતિકારી સ્વતંત્ર વિચારક હતો.

જ્હોન એ એક નિર્ધન કૃષિકારનો પુત્ર હતો. ખેતીના વ્યવસાયમાં માતાપિતાને સહાય કરવી, રાત્રિએ માતાપિતા પાસેથી જૂના સમયના સંતપુરુષોની જીવનકથાઓનું શ્રવણ કરવું એ તેનો નિત્યક્રમ હતો. મોડી રાત્રિએ તે બાઇબલનો અભ્યાસ કરતો અને તેમાંના ઉપદેશ વિષે વિચારતો. એકાંતપ્રિય જ્હોનને ધ્યાન અને ચિંતનની ધેલછા લાગી હતી. ધર્મગુરૂઓની એકહથ્થુ સત્તાને એ જમાનામાં સામાન્ય માણસ માટે ધાર્મિક પુસ્તકના વાચનનો નિષેધ હતો. બાઇબલ જેવાં પવિત્ર પુસ્તકો વાંચવાં અને તેનો અર્થ જનતાને સમજાવવાનો અધિકાર માત્ર પાદરીઓ અને ધર્મગુરૂઓને જ હતો. કોઇ સામાન્ય માણસ આવું 'પાપ' કરતાં પકડાય તો સજાને પાત્ર ગણાતો અને બહિષ્કૃત થતો. અબુધ જનતા ઉપર પોતાની સત્તા ટકાવી રાખવા તેમજ પોતાનાં અવળાં આચરણો જગત જાણી ન જાય તે માટે પાદરીઓએ ઉભી કરેલી આ જાળ હતી. પાદરીઓની ક્રૂર દૃષ્ટિ પોતાના ઉપર ન પડે એ માટે જ્હોન પોતાનો અભ્યાસ ગુપ્ત રીતે કરતો હતો. વાંચન અને વિચારણાના પરિણામે સત્ય, ધર્મ અને ધર્મગુરૂઓને સમજતાં એ શિખ્યો અને એથી જ જ્યારે જ્યારે એ દેવળે જતો ત્યારે ત્યાંનું વાતાવરણ અને ધર્મગુરૂઓનાં ધતીંગો જોઇને અકળાઇ જતો અને ઉંડી મનોવ્યથા અનુભવતો. તેને અહોનીશ એક જ વિચાર આવ્યા કરતો—ક્યાં ઇશુનો ઉપદેશ અને ક્યાં અનુયાયીઓ હોવાનો દાવો કરનારાઓનું કલુષિત જીવન! જ્હોન બિચારો મૂઝાતો મૂઝાતો પોતાનું જીવન ધર્મગુરૂઓના સંસર્ગથી દૂર રહીને વ્યતીત કરતો હતો. પણ એના ભાગ્યમાં ધર્મગુરૂઓ સાથે અથડાવાનું સર્જાયું હતુ. અણધાર્યો આવો પ્રસંગ તેના માટે ઉપસ્થિત થયો.

હમેશના ક્રમ પ્રમાણે એક દિવસ જ્હોન પોતાના બળદોને ચરવા છુટા મૂકી બાઇબલના વાંચનમાં મશગૂલ થઇ ગયો. બળદો તેની દૃષ્ટિમર્યાદાથી દૂર દૂર ચરતા જતા રહ્યા. ઘર તરફ પાછા વળવાના સમયે જ્હોન બળદો ન જોતાં તેની શોધમાં નીકળ્યો અને તેમનો પત્તો ધર્મગુરૂઓના સ્થળે લાગ્યો. બળદોને મારકૂટ થતી જ્હોને જોઇ અને તે વચ્ચે પડવા જતાં બધા પાદરીઓ તેની આસપાસ ફરી વળ્યા. એ દેવળનું સ્થાન હતું. જ્હોનના

ગભરાટનો પાર ન હતો. તેનાથી બોલી જવાયું: "મેં એવો તે કયો ભયંકર ગુનો કર્યો છે કે તમે મને કેદી ગણી બેઠા છો?" વડા ધર્મગુરુએ સક્રોધ કહ્યું: "તારા બળદોએ અમારી બધી ખેતી અને દ્રાક્ષના રોપાઓને ખેદાન મેદાન કરી નાખ્યા છે. ધર્મસ્થાનકને થયેલા આ નુકસાનનું વળતર તું ભરી આપીશ નહિ ત્યાં સુધી તારા બળદો તને પાછા મળી શકશે નહિ. તારી બેદરકારીનું ફળ તારે ભોગવવું જ જોઈએ."

જ્હોને નમ્રતાપૂર્વક પ્રત્યુત્તર આપ્યો: "હું ગરીબ માણસ છું. મારી પાસે રાતી પાઈ પણ નથી, ત્યાં વળતર આપવાનું મારું શું ગજુ? મને મારા બળદો પાછા સોંપી દો અને આ પળે હું પ્રતિજ્ઞા લઉં છું કે ફરી કોઈ દિવસ હું મારા બળદોને આ બાજુ આવવા નહિ દઉં." ધર્મગુરુ ઉપર આ નમ્રતાની કશી જ અસર થવા પામી નહિ. તેણે સત્તાવાહી અવાજે ફરમાવ્યું કે "ઈશ્વરે આ વિશાળ પ્રદેશના રક્ષક તરીકે અમને નીમ્યા છે અને સર્વ બળથી તેનું રક્ષણ કરવું એ અમારું કર્તવ્ય છે. તેને દુષિત કરનારનો વિનાશ જ થાય. આ તો ધર્મસ્થાન રહ્યું એટલે પ્રભુની સત્તા સામે તારાથી જે ગુન્હો થયો છે તેના બદલો તું નહિ આપે તો તારા બળદોએ ખાધેલું ઘાસ વિષરૂપે પરિણમશે અને તારા બળદો મૃત્યુ પામશે માટે તું તારે ધર્મ અને જવાબદારી સમજ."

જ્હોને કાલાવાલા કર્યા, આજીજીઓ કરી, પણ બધું નિરર્થક. "તમારા ધર્મસ્થાનકોના ખજાના સોનાચાંદીથી ભરપૂર છે, છતાંયે મારા જેવા નિર્ધનને આ કેવો ત્રાસ? મારાં વૃદ્ધ અને લાચાર માતપિતાનો હું એકલો જ આધાર છું. દયા રાખજો. પરમાત્મા મને નિઃશંક ક્ષમા આપશે." જ્હોનની આવી આવી વિનવણીઓની ધર્મગુરુને પડી ન હતી. બદલો એ જ મુખ્ય વસ્તુ હતી એટલે જ્હોનને સ્પષ્ટ શબ્દોમાં ફરમાન થયું કે અહીં શ્રીમંત કે નિર્ધનનો પ્રશ્ન જ નથી. કોઈ પણ હિસાબે ઋણ દિનારો તારે આપવી જ પડશે. ઈશ્વરનો કોપ વહોરી નરકમાં વાસ કરવો પડે એના કરતાં જે કાંઈ માલમિલકત હોય તે વેચીને કરજમુક્ત બની નિર્ધન દશામાં સ્વર્ગના રાજ્યમાં પ્રવેશ કરવાની યોગ્યતા પ્રાપ્ત કરવી એમાં કલ્યાણ રહેલું છે.

ધર્મગુરુનું વર્તન જ્હોન માટે અસહ્ય થઈ પડ્યું. "તમારા કાયદા ખરેખર અદ્ભુત છે. તમારા ખજાનાઓ ભરપુર રહે, તમે સ્વચ્છંદી જીવન જીવી શકો, અત્યાચારો આદરી શકો અને વૈભવવિલાસો ભોગવી શકો એ અર્થે નિર્ધનોને તેમના આધારરૂપ સાધનો વેચવાં પડે એવો તમારો ન્યાય છે? કહેવાતાં અમારાં પાપનાં પ્રાયશ્ચિતરૂપે અમારા ઉપર સખ્તાઈ ગુજારવી એ તમારો ધર્મ છે? નીતિ અને ન્યાયના આ કેવા સિદ્ધાંતો!"

જ્હોન જેવો એક સામાન્ય માણસ પોતાની સત્તાને આ રીતે પડકારે એ ધર્મગુરુને કેમ રુચે? તેમણે જણાવ્યું "પામર, ધર્મ શું છે એનું ભાન તને ક્યાંથી હોય? ધર્મપુસ્તકોનું સ્પષ્ટ ફરમાન છે કે શ્રીમંતો વધારે શ્રીમંત થશે, જ્યારે ગરીબોને ગરીબ હોવાના કારણે વધારે ગરીબ બનવું પડશે."

જ્હોને ધર્મપુસ્તકોનાં સૂત્રો અને જીસસનાં પ્રવચનો પચાવેલાં હતાં એટલે આ પ્રકારનાં વિકૃત વિધાનો સહી લેવા તે તૈયાર ન હતો. તેનો પુણ્યપ્રકોપ સળગી ઉઠયો. પરિણામની દરકાર કર્યા વિના પોતાની પાસે સંતાડી રાખેલું ન્યુ ટેસ્ટામેન્ટ કાઢી તે પોકારવા લાગ્યો: "દંભીઓ ધિક્કાર છે તમને! તમારા જ પાપે આ ધર્મસ્થાનકોનો નાશ થશે. ધિક્કાર છે સત્તા અને સંપત્તિના પૂજારીઓ તમને! કુદરતનો કોપ તમને આની કારમી સજા કરશે. જીસસના અનુયાયીઓ હોવાનો તમારો દાવો પોકળ છે. તમે અનુયાયીઓ નહિ પણ તેમના દુશ્મનો છો. मधु तिष्ठति जिह्वाग्रे, हृदये तु हलाहलम्। પ્રાર્થનાના મીઠાં વચનો પોપટની જેમ બોલી જાણો છો, પણ તમારા હૃદયમાં દયાને બદલે નરી નિષ્ઠુરતા જ ભરેલી છે. દેખાવ ધર્મગુરુનો અને આચરણ પાખંડીનું. આ તમારી માલિકીની જમીન! કહો, એના નાણાં ક્યાંથી આવ્યાં હતાં? અમારા બાપદાદાના પસીનાના પૈસે તમે આજે આ સુખ-સાહ્યબી ભોગવો છો, અને તેમનાં હતભાગી સંતાનો દયા અને ક્ષમાની વિનવણી કરે છતાંય તમે હડધૂત કરો છો અને ન્યાયથી વિપરીત એવાં તમારાં વર્તન માટે ધર્મપુસ્તકનો આધાર આપો છો! જુઓ, આ રહ્યું એ પવિત્ર પુસ્તક! બતાવો ક્યાં છે તમે ઉપજાવી કાઢેલાં મનસ્વી મંતવ્યો? 'અપરાધીઓ સજાને પાત્ર જ છે, તેમને ક્ષમા ન હોય.' ક્યાં છે એ આદેશ? આ પવિત્ર પુસ્તકનાં પાને પાને દયા અને ક્ષમાનાં પ્રવચનો અંકિત થયેલાં છે. ભયંકરમાં ભયંકર પાપો આદરનારને પણ શું

જીસસે ક્ષમા આપી ન હતી? જગતના કલ્યાણ માટે ક્રૉસને–વધસ્તમ્ભને–સત્કારનાર જીસસનો જીવનપાઠ શો છે? અમારી કંગાળ દશા જુઓ! અમારાં સાધનવિહોણા ઝૂંપડાંમાં બિમારો મરણની રાહ જોતા તરફડે છે, કારાગ્રહની દીવાલોમાં અન્યાયો અને અત્યાચારોના ભોગ બનેલા કેટલાય નિર્દોષો પોતાના દેહ ગાળી રહ્યા છે. અપંગ ભિક્ષુકો ટુકડા રોટલા માટે સ્થળે સ્થળે ભટકે છે. ઇસુના એટલે તમારાં બાળકો ભૂખથી મરે છે, ત્યારે તમે મોજશોખ માણો છો! આંખ ઉઘાડી તમારૂં જીવન તપાસો! દુઃખીને કોઇ દિવસ તમે દિલાસો આપ્યો નથી, ભૂખ્યાને અન્ન આપ્યું નથી, કે નથી નિરાધારને આશ્રય આપ્યો. આ તમારો કેવો ધર્મ! અમારા પૂર્વજોના પૈસાથી તમારા ભંડારો છલકાય છે, છતાંયે અમને લૂટતાં તમે અચકાતા નથી. તમે ઘણા છો; સત્તાના બળે સુરક્ષિત છો. હું એકલો છું, નિરાધાર છું. તમે ધારશો તે કરી શકશો, પણ પાપ એ પાપજ છે અને તેનું અંતિમ પરિણામ પતન અને વિનાશ જ છે એ રખે ભૂલતા."

જ્હોનની આ 'નફટાઇ'થી તેને એકાંત કારાગ્રહની દીવાલોમાં પૂરાવું પડ્યું; પણ જ્હોન એથી હતાશ ન બન્યો. આ આફતના સમયે તેનું આત્મબળ અનેકગણું વધી ગયું. જીસસ પ્રત્યેની તેની શ્રદ્ધા અને ભક્તિ વધારે દૃઢ બન્યાં. એ સમજતો હતો કે સત્યના પૂજકને કશુંજ ખોવાનું હોતું નથી. અંતરના અવાજને અવગણવામાંજ પાપ છે. એ દિવ્ય અવાજના પાલન ખાતર સોક્રેટીસે શું પોતાના દેહનું બલિદાન નહોતુ આપ્યું? જનતાના કલ્યાણ માટે પવિત્ર સિદ્ધાંતોનો પ્રચાર કરવા જતાં કેટલી કેટલી વિભૂતિઓએ હસતે મોઢે પોતાનાં જીવનનાં બલિદાન દીધાં છે! અંતરના અવાજનો દ્રોહ ન હોય. આવી આવી વિચારણા જ્હોનને આ વિપદના સમયે પ્રોત્સાહન પ્રેરતી હતી. કસોટીના સમયે જ્હોન નિર્બળ ન બન્યો.

જ્હોનના બંદીવાસના સમાચાર તેના માતાપિતાને પહોંચાડવામાં આવતાં તેની 'ભાવિક' માતા ધર્મગુરૂ પાસે આવી. થયેલા નુકશાનના બદલામાં પોતાને ક્ષમાપત્ર તરીકે પોતાની માતા તરફથી મળેલું ચાંદીનું લોકેટ ધર્મગુરૂને આપ્યું, અને પોતાના પુત્રની મુક્તિ મેળવી. ધર્મગુરૂએ વૃદ્ધાને આશિર્વાદ સાથે આદેશ આપ્યો કે તારા દીવાના પુત્રનું મગજ ઠેકાણે આવે એ માટે પ્રાર્થના કરજે.

જ્હોનના પિતા જ્હોનના વિચિત્ર વર્તનથી તેને દિવાનો જ ગણતા હતા. હવે ધર્મગુરૂનું પ્રમાણપત્ર મળ્યું, પછી એ વિષે શંકા કેવી! ગરીબ બિચારો જ્હોન! તેના હૃદયમાં શી શી ગડમથલ થઇ રહી હતી! સત્ય શું હતું, અન્યાય અને અનીતિ કોણ આદરી રહ્યું હતું એ સમજવાની શક્તિ કોઇનામાં ન હતી અને જેનામાં એવી સમજણ હતી તેનામાં પ્રગટ રીતે પ્રચલિત સત્તાને પડકારવાની હિંમત ન હતી. પ્રચલિત પ્રણાલિકાના વિરોધી મંતવ્યો, ભલે પછી તે સાચાં હોય તો પણ, તેને સત્કારવા લોક તૈયાર નથી હોતા. વર્ષોજૂનાં પડળ સહજમાં દૂર થઇ શકતાં નથી.

* * *

ઇસ્ટરના તહેવારો આવ્યા, એક નવા ભવ્ય દેવળની ઉદ્‌ઘાટન ક્રિયાનો એ પ્રસંગ હતો. આ સમયનો વૈભવ અસાધારણ હતો. ગરીબ લોકોની ઠઠ પણ એટલી જ જામી હતી. જ્હોન એક ખૂણે વિચારમગ્ન ઉભો હતો. એક બાજુ અસાધારણ ઉડાઉપણું અને બીજી બાજુ એજ ઉત્સવમાં ભાગ લેવા આવેલા સેંકડો દરિદ્રનારાયણો—એ બે ચિત્રોની એ તુલના કરી રહ્યો હતો. ધર્મગુરૂઓની કર્તવ્યહીનતા અને દબાયેલી, કચરાયેલી જનતાના દુઃખોને વિચારતો જ્હોન ભારે દર્દ અનુભવી રહ્યો હતો અને તેની બેચેની વધતી જતી હતી.

ધર્મક્રિયાની પૂર્ણાહુતિ થઇ અને મેદની વિખરાવા લાગી. અત્યારપર્યંત મુઢ અને શાંત ઉભેલા જ્હોનને એકાએક પ્રેરણા થઇ આવી અને તેના મુખમાંથી એકસરખી વાક્ધારા શરૂ થઇ. વિખરાતા લોકો થંભી ગયા અને તેને એક ચિત્તે સાંભળવા લાગ્યા.

"જીસસ! જો જો! તેં પ્રરૂપેલા સત્યના પંથમાં આ તારા અનુયાયીઓએ કેવા કંટકો બિછાવ્યા છે! ઘેટાં જેવાં ગભરૂ બાળકોને તું પ્રેમથી લાડ લડાવતો. તારાં એ નિર્દોષ બાળકો ઉપર ભૂખ્યાં વરૂઓનો કેવો જુલમ છે! તારા મૂળ ઉપદેશની તો અવગણનાજ થઇ રહી છે અને 'મારે તેની તલવાર'નો ન્યાયજ આચરવામાં આવે છે. તારા ઉપદેશકો દુઃખી અને અનાથ લોકોને વધારે અને વધારે કચડી રહ્યા છે. જેમને તેં રક્ષક તરીકે સ્થાપ્યા તેજ ભક્ષક થઇ પડ્યા છે. તારાં પવિત્ર ફરમાનોની ક્રૂર હાંસી થઇ રહી છે. મંદિરોની સ્થાપના આજે તો કેવળ પોતાની મહત્તા માટે જ થઇ રહી છે. તેના ખજાનામાં સોના ચાંદી ઝવેરાત ખડકવામાં આવે છે. જે સમાજના નાણાંથી આ ભંડારો છલકાઇ રહ્યા છે એજ

સમાજમાં પાર વિનાના દરિદ્રનારાયણો કંગાલ દશામાં જીવન વ્યતીત કરી રહ્યા છે, પણ તેની તેમને દયા નથી. તારા સાચા ભક્તોને આ તારા અનુયાયીઓ ભૂખે મરવા દે છે. વિધવાઓ અને અનાથોના નિસાસા તેમને સાંભળવા નથી. જીસસ! તું ફરીથી પૃથ્વી ઉપર આવ અને પવિત્ર સ્થળોમાં ચાલતી વેપારીવૃત્તિનો નાશ કર! આજે આ ધર્મસ્થળોમાં દંભ અને જુઠાણાં પ્રવર્તી રહ્યાં છે."

આ સમયે અધિકારીઓ વધારે અને વધારે નજીક આવવા લાગ્યા હતા, પણ તેમને અવગણીને જ્હોન વધારે અને વધારે નિર્ભયતાથી બોલવા લાગ્યો.

"જીસસ! એક વખત પાછો આવ અને ગરીબોને લૂંટનારનો હિસાબ માગ, ન્યાય કર! તારા અનુયાયીઓ અંદર અંદર લડીને આખા સમાજને છિન્ન ભિન્ન કરી રહ્યા છે. ધર્મના નામે ધર્મને હણી રહ્યા છે. દેવળમાં થતું તારૂં નામસ્મરણ માત્ર આડંબર જ છે અને તા। યશોગાન કરનાર દંભી, જૂઠા અને પાપીઓ છે.

"આપખુદ અધિકારીઓની લાલસાઓ સંતોષવા માટે ગરીબોને ખેતરમાં લોહીનું પાણી કરવું પડે છે, છતાંયે આવશ્યક સાધનોનો તેમને અભાવ છે. પછી પૃથ્વી ઉપર સુખ કે શાંતિ કેવાં? તારાં દેવળોનાં મૂગાં પ્રાણીઓને પણ પુષ્કળ ખોરાક મળે છે ત્યારે સમાજના બાળકો પોષણના અભાવે માતાના દૂધથી પણ વંચિત રહે છે.

"અમીરો અન્યાયો અને અત્યાચારો કરી શકે છે, સ્ત્રીઓની ઇજ્જત આબરૂ હણાય છે, લોકોના દેહ અને આત્માનાં લીલામ થાય છે, છતાંયે ફરિયાદના બદલામાં અમને અને અમારા કુટુમ્બીઓને સૈનિકોના માર સાંપડે છે.

"જીસસ! અમારૂં રક્ષણ કરો આવા આવા અનેકવિધ ત્રાસમાંથી અમારૂં રક્ષણ કર અને અમારી મુક્તિ માટે કલ્યાણકારી મરણ મોકલી આપ, જેથી તારી દિવ્ય છત્ર-છાયા નીચે અમે શાંતિ અનુભવી શકીએ. અમારાં જીવન આજે તો અસહ્ય ગુલામીથી અને ગરીબીથી અંધકારમય બની ગયાં છે. અમારા ઉપર થતા જુલમો અને અન્યાયોનો પાર નથી. તારણહાર! અમારૂં રક્ષણ કર! અમારો ઉદ્ધાર કર!"

જ્હોનના આ ભાષણના પ્રત્યાઘાત જુદા જુદા હતા. કોઇએ તેની વાત સાચી માની, કોઇએ અવગણી, તો કોઇએ તેને ગાંડો ગણી કાઢ્યો. જ્હોનના આ કહેવાતા ગાંડપણ માટે ધર્મગુરૂઓ તેને પ્રાંતના ગવર્નર પાસે લઇ ગયા અને ગવર્નરના હુકમથી તેને કેદખાનાની કોટડીમાં પૂરવામાં આવ્યો. સત્તા આગળ શાણપણ દાખવવાની ધૃષ્ટતાનું પરિણામ બીજું શું હોય!!

બીજે દિવસે જ્હોનના પિતાએ ગવર્નર પાસે આવી જ્હોન દીવાનો છે એવું નિવેદન કરી તેની મુક્તિ મેળવી. જ્હોનની ઘેલછાની વાત ચોતરફ પ્રસરી. લોકો કહેવા લાગ્યા કે આ ભલા માણસમાં સમજણ અને દીવાના-પણાનું કેવું અદ્‌ભુત મિશ્રણ છે! ઇશ્વરનો આમાંય કોઇ ગૂઢ સંકેત હશે. લોકોને એથી વિશેષ સમજણ ન હતી.

દુન્યવી સત્તા જેને નથી સ્પર્શતી એવા કોઇ પ્રદેશમાં બળદોને ચારતા જ્હોનના એ યાદગાર શબ્દોના નાદ અને પડઘા આજે પણ વાતાવરણને ભેદી રહ્યા છે.

"તમે ઘણા છો. સત્તાના બળે સુરક્ષિત છો. હું એકલો છું. તમે ધારશો તે કરી શકશો, પણ પાપ એ પાપ જ છે, અને તેનું અંતિમ પરિણામ પતન અને વિનાશ જ છે. એ રખે ભૂલતા!"

## અકારણે

**શ્રી શિવકુમાર જોષી**

(શ્રી નિશિકાન્તના 'causeless' નામના કાવ્ય ઉપરથી)

કેમ કરી જાણું સ્નેહ-બંસરીનું ગાણું
કેમ પ્રગટ્યું? હો નાથ! તેમાં રૂદન શે સમાણું?
ફક્ત સ્નેહ કરી જાણું; શાથી? કેમ? એ ન જાણું
સ્નેહ એજ જ્યાં સ્વભાવ! એમ શાથી? ના પિછાનું!
મ્હારાં અશ્રુ ને હાસ્ય ભરી અંજલિએ, બાંધુ!
મ્હારાં નયનોને નીરે ચરણ તવ પખાળું;
રાજરાજેન્દ્ર! ફુલમ્હોરી વેલડી બીછાવું
સારૂ જીવનદેવ, આજ ત્હારે ચરણે ઝુકાવું.

પેલી ઘેલી નર્તતી, દિલ છાવરતી, મ્હાલંતી શું!
અફુલે વિસ્તાર લેતા સાગરને બાથ લે શું!
સરળ દેહે સરતી એ સરિતાની તરસ ક્યાંથી?
ગીત ગાતી વ્હેતી એ ભાનભૂલી જાણતી શું?
જેમ ઉછ્‌ળે ના તરસી એ સરિતાની આરઝૂ
ખુશખુશાલ ખેલતી એ હ્રેતુ વિના જાણ શું!
પ્રિય ત્હારે કારણે અકારણે તરંગ સાથ
મ્હારીયે પ્રીતડીના સૂર તાલ દીધ નાથ!



# સ્ટર્લિંગ અને ડૉલર



**શ્રી હૃષિકેશ પાઠક**

**સ્ટર્લિંગ** અને ડૉલર આજે જગતની આર્થિક સમતુલાનું સત્તાત્મક સ્વરૂપ છે. આપણને ગમે કે ન ગમે યુદ્ધ અને આર્થિક કટોકટી એ આપણી સમાજરચનાનાં અનિવાર્ય અંગ થઇ પડયાં છે. આ બન્ને અંગો એકમેકથી સ્વતંત્ર નથી, બલ્કે યુદ્ધ એ આર્થિક કટોકટીનું પુરોગામી સર્જક બળ છે. આજ સુધીનો ઇતિહાસ જોતાં છેલ્લાં સો વર્ષમાં એક હકીકત ખાસ તરી આવે છે કે દરેક યુદ્ધ એના પહેલાના યુદ્ધ કરતાં વધુ ભયંકર અને વ્યાપક બનતું ગયું છે, અને આ સત્યને અનુમોદન આપતી હોય તેમ યુદ્ધ પછીની આર્થિક કટોકટી પણ એટલી જ વ્યાપક અને ભયંકર હોય છે. તેજી અને મંદીની આ ઘટમાળમાં યુદ્ધ શું ભાગ ભજવે છે એ પ્રશ્ન સ્વાભાવિક છે; અને ખાસ કરીને સ્ટર્લિંગ અને ડૉલરની કટોકટી સમજવા માટે તો એ પ્રશ્ન વિચારી જવો યોગ્ય લાગે છે. આપણા આજના મૂડીવાદી સમાજની એક ખાસિયત છે કે કામ કરી શકનાર બધા માણસોને એ રોજગારી પૂરી પાડી શકતો નથી. સામાન્ય શાંતિના વર્ષોમાં મૂડીવાદી અર્થક્ષેત્રમાં સૂચક એવું બેકારીનું તત્વ હોય છે. મૂડીવાદી અર્થતંત્ર અમુક સમય પછી કટોકટીમાં ફસાઇ પડે છે—સંખ્યાબંધ મનુષ્યો બેકાર બની જાય છે. યંત્રો, કારખાનાં નિષ્ક્રિય બની જાય છે અને એ દશામાંથી પગભર થતાં આખા સમાજને અત્યંત કષ્ટ સહન કરવું પડે છે. આ દૃષ્ટિએ ખૂબ અપવાદનાં વર્ષો બાદ કરતાં મૂડીવાદી સમાજમાં અલ્પ કે ગંભીર એવું બેકારીનું તત્ત્વ રહેલું હોય છે જ. મૂડીવાદનાં અપવાદનાં વર્ષો કયાં છે? અને એ પરિસ્થિતિ કાયમી બને એવો પ્રયત્ન શા માટે નથી થતો? આ સવાલનો જવાબ કદાચ અણધાર્યો લાગે તેવો છે. કાંઇક વિચિત્ર યોગને લીધે મૂડીવાદી સમાજમાં યુદ્ધના સમય દરમિયાન જ બધા લોકોને રોજી મળી રહે છે. પૂર્ણ રોજગારીની (Full employment) કક્ષાએ પહોંચવા માટે આજના આપણા સમાજે યુદ્ધ જેવી અમાનુષી પ્રવૃત્તિ આદરવી પડે એ નવાઇ જેવું કહેવાય, પણ એ સત્ય છે અને માટે જ એ કહ્યું છે.

યુદ્ધ એ આર્થિક રાજકીય કે સામાજિક દૃષ્ટિએ એક અસામાન્ય પરિસ્થિતિ છે. યુદ્ધની જરૂરિયાતો રાક્ષસી હોય છે, અને એ દિનપ્રતિદિન વધતી જ જાય છે. પરિણામે દેશનું અર્થકારણ પણ વિકાસ પામે છે. નવા ઉદ્યોગો, નવું કામકાજ શરૂ થાય છે અને બેકાર રહેલા માણસોને રોજગારી મળે છે; પરંતુ યુદ્ધની અસામાન્ય પરિસ્થિતિ પૂરી થતાં આર્થિક પ્રવૃત્તિમાં આવેલો ફુગાવો પાછો સંકોચાતો લાગે છે. કામ કરતા મનુષ્યો પાછા બેકારીમાં ધકેલાય છે અને કોઇ વાર તો આખો સમાજ બેકાર બની જાય છે. આપણી દુનિયા આજે કાંઇક આવા કપરા સમયમાંથી પસાર થઇ રહી છે યુદ્ધનો અંત આવ્યો છે પણ યુદ્ધ દરમિયાન વિકાસ પામેલાં દેશ પરદેશનાં અર્થકારણો હજુ યુદ્ધ પહેલાંની કક્ષાએ પહોંચી શક્યાં નથી. જગતનાં અર્થકારણો સામે આવી પડેલા આ પ્રશ્નોમાં સ્ટર્લિંગ-ડૉલર એક પ્રકરણ માત્ર છે.

આર્થિક દૃષ્ટિએ યુદ્ધ પછી દુનિયામાં કેટલાક મહત્વના ફેરફારો થયા છે. પ્રસ્તુત લેખના વિષયને લગતો ફેરફાર ઇંગ્લેંડના સ્થાન વિષે છે. યુદ્ધે રાજકીય તેમ જ આર્થિક ક્ષેત્રમાં ઇંગ્લેન્ડનું સ્થાન બદલી નાખ્યું છે. આ સ્થાને ઇંગ્લેન્ડના અર્થતંત્ર ઉપર એક દૃષ્ટિ ફેંકી જવાની જરૂર છે. એ ઉપરથી દુનિયાના બદલાયેલા આર્થિક નકશાની સમજ સરળ થઇ પડશે. પ્રથમ તો ઇંગ્લેન્ડ એક એવો દેશ છે જેની આર્થિક પ્રવૃત્તિનું મુખ્ય અંગ આયાત નિકાસ છે. ખોરાકની ચીજો માટે ઇંગ્લેન્ડ પરદેશની આયાત ઉપર આધાર રાખે છે. આ સમજી શકાય તેવું છે, કારણ ઇંગ્લેન્ડ જેવા ટાપુનો ભૂમિવિસ્તાર મર્યાદિત છે. પરંતુ બ્રિટનના ખાદ્યતંત્ર જેટલું જ એનું ઉદ્યોગતંત્ર પણ આયાત ઉપર અવલંબે છે.

ઉદ્યોગોને જરૂરી માલમાં કાચું લોઢું ૫૦ %, ઊન ૮૫ % લાકડાં ૯૦ % અને રૂ ૧૦૦ % જેટલું પરદેશથી આયાત કરવામાં આવે છે. ઇંગ્લેન્ડની થતી કુલ આયાતની કીમત નીચેના આંકડા સૂચવશે.

| | |
|---|---|
| ખાવાપીવાના પદાર્થો તથા તમાકુ | ૪૫૭,૦૦૦,૦૦૦ પૌંડ. |
| ઉદ્યોગો માટેનો સામાન ... | ૩૯૮,૦૦૦,૦૦૦ ,, |
| બીજી વપરાશની ચીજો ... | ૫૭,૦૦૦,૦૦૦ ,, |
| કુલ | ૯૧૨,૦૦૦,૦૦૦ ,, |

આ ઉપરથી સ્પષ્ટ થશે કે ઇંગ્લેન્ડ એક આયાત-પ્રધાન દેશ છે, એટલે કે પ્રતિવર્ષ એને આયાતમાંથી જન્મતું દેવું ભરપાઇ કરવાનો પ્રશ્ન ઊભો રહેતો હશે. પરંતુ ઇંગ્લેન્ડ એ પ્રશ્ન ત્રણ રીતે ઉકેલતું. બ્રિટનની વહાણવટાની કંપનીઓ તથા વીમા અને શરાફી પેઢીઓ બ્રિટનની આયાતના લગભગ ૧૫% જેટલું ભરપાઇ કરતી. આ ઉપરાંત ઇંગ્લેન્ડની પરદેશમાંની થાપણો અને મૂડીઓ આયાતના લગભગ ૨૫% જેટલું મેળવતી. ત્રીજું અને સૌથી જબરું હથિયાર નિકાસ, પરદેશનાં બજારોમાં પગપેસારો કરવો અને એ બજારો ટકાવી રાખવાં એ બ્રિટનનો મહાન જટિલ પ્રશ્ન છે. આંકડાઓ પ્રમાણે (૧૯૩૬-૩૮ ની સરેરાશ)

| | |
|---|---|
| નિકાસ ... ... ... | ૪૯૬,૦૦૦,૦૦૦ પૌંડ |
| વહાણવટાની કંપનીઓની આવક | ૧૦૫,૦૦૦,૦૦૦ ,, |
| બેંક અને વીમાની પેઢીઓ ... | ૪૪,૦૦૦,૦૦૦ ,, |
| પરદેશી થાપણો અને મૂડીમાંથી થતી કમાણી ... ... ... | ૨૦૩,૦૦૦,૦૦૦ ,, |
| કુલ | ૮૪૮,૦૦૦,૦૦૦ ,, |

ટૂંકમાં બ્રિટનના અર્થતંત્રનું કાર્ય આયાત નિકાસમાં સમાઇ જાય છે. જરા શાસ્ત્રીય શબ્દપ્રયોગ કરીએ તો બ્રિટનના અર્થ તંત્રની સમતુલા પ્રાદેશિક વેપાર ઉપર જ નભે છે અથવા તો પ્રાદેશિક વેપારમાં જો કોઇ ફેરફાર થાય-કોઇ નવાં બળો જન્મે જે એ વેપારને અસર કરે-તો અર્થતંત્રની સમતુલા ડગમગી જાય. બીજી રીતે કહીએ તો પોતાના અર્થતંત્રની સમતુલાને અસર કરનારાં બળો ઉપર બ્રિટનનો સીધો કે આડકતરો અંકુશ બહુ નહિ. કોઇપણ કારણને લીધે બ્રિટનના વેપારને હાનિ પહોંચે તો એની આર્થિક સમતુલાને હાનિ પહોંચે. આંતરરાષ્ટ્રીય આર્થિક બળો ઉપર સંપૂર્ણ અવલંબન રાખતા આવા દેશ માટે આંતરરાષ્ટ્રીય સહકાર અનિવાર્ય ગણાય* આટલામાં બ્રિટનના આંતરરાષ્ટ્રીયવાદનું તાત્પર્ય સમાઇ જાય છે.

બીજા મહાયુદ્ધની શરૂઆત સુધી તો બ્રિટન એની અત્યંત પરાવલંબી આર્થિક સમતુલાને જાળવી શક્યું. આનું મુખ્ય કારણ એ હતું કે આંતરરાષ્ટ્રીય આર્થિક પરિસ્થિતિમાં એ એક લેણદાર રાષ્ટ્ર હતું. એનાં બજારો સદ્ધર અને સ્થિર હતાં. હિંદ જેવો મોટો ભૂમિવિસ્તાર એના કબજામાં હતો. આ ઉપરાંત સામ્રાજ્યના બીજા દેશો સાથે પણ વ્યાપારી કોલકરારો વગેરે અમલમાં મૂકી બ્રિટન એનું અર્થતંત્ર સમતોલ રાખી શકતું હતું; પરંતુ યુદ્ધે આ આખી પરિસ્થિતિ સમગ્ર રીતે બદલી નાખી છે. યુદ્ધની જંગી જરૂરીઆતોને પહોંચી વળવા બ્રિટનને અમેરિકામાંની એની થાપણો વેચી દેવી પડી. આ સાથે લેન્ડ-લીઝની નવી યોજના અમલમાં આવી. ઉપરાંત હિંદ જેવા દેશ સાથેના બ્રિટનના લેણદાર તરીકેના સંબંધો સાવ બદલાઇ ગયા. આના પરિણામરૂપ હિંદના નામે બ્રિટનમાં સ્ટર્લિંગ જમા થયા. હિંદનું ઐતિહાસિક દેવું આમ યુદ્ધના પ્રતાપે(?) ચૂકવાઇ ગયું અને હિંદ દેવાદાર મટીને લેણદાર રાષ્ટ્ર તરીકે યુદ્ધ પછી બહાર આવ્યું. બીજી બાજુ બધી દૃષ્ટિએ બ્રિટન એક અત્યંત ક્ષીણ થઇ ગયેલી દશામાં, નવા ભાવિની અ કાંક્ષા કરતું બહાર આવ્યું. બ્રિટનના ઇતિહાસમાં એની આ સંપૂર્ણ રીતે બદલાઇ ગયેલી સ્થિતિ એક ક્રાંતિકારી સીમાચિહ્ન ગણાશે. આ નવી પરિસ્થિતિ જ ઘણે અંશે જગતની આર્થિક સમતુલાને અસર કરે છે. ૧૮૭૦ માં દુનિયાના ઔદ્યોગિક ઉત્પાદનના ૨૩.૩% અમેરિકામાં, ૧૩.૨% જર્મનીમાં અને ૩૧.૮% બ્રિટનમાં થયા હતા. આ રીતે ત્રણ દેશોમાં દુનિયાના ઔદ્યોગિક ઉત્પાદનના ૬૮% જેટલું પેદા થયું. વીસમી સદીમાં પણ આજ સુધી બ્રિટન-અમેરિકાનું આ વર્ચસ્વ લગભગ અબાધિત રહ્યું.

* "A Country on the other hand whose productive equi, ment is mainly designed to meet the needs of its exports markets rather than its domestic market, is indeed necessarily to a greater or less extent at the mercy of the policies adopted by their trading partners. To them, internationally concerted policies for the maintenance of a high level of employment, are indeed indispensable" ('Economic stability in the Post-war world' League of Nations 1945.)



૧૯૨૮-૨૯ ની સાલના દુનિયાનાં ઉત્પાદનના આંકને જો ૯૦ ગણીએ તો ૧૯૩૮ માં ઉત્પાદનનો આંક વધીને ૧૩૫ થયો. અને આના ૫૦% બ્રિટન-અમેરિકામાં પેદા થયા. આ બંનેમાં અમેરિકાનાં ઉત્પાદનના વધુ ટકા નિકાસમાં ન જતાં દેશમાં જ વપરાઇ જતા હતા, જ્યારે બ્રિટન એક જ એવો દેશ હતો જ્યાં નિકાસ એ અર્થ-તંત્રનો પ્રાણ હતો, અને જગતના બીજા દેશોને પણ આ આપમેળે વર્ષો જતાં ઉગી નીકળેલી યોજના ફાવતી હતી. બ્રિટનને આયાતની જરૂર હતી. દુનિયાના બીજા દેશો બ્રિટનને આયાતની જરૂરિયાતને પોષી શકે તેમ હતા. આમાંના ઘણા તો બ્રિટનના દેવાદાર હતા એટલે કાચો માલ બ્રિટનમાં મોકલવામાં જ એમનું શ્રેય હતું. બીજી બાજુ આ દેશોમાં બ્રિટન પોતાના સર્વો-પરિપણાને લીધે જંગી થાપણો અને મૂડીનું રોકાણ કરી શકતું હતું. પરદેશની આયાત અને બ્રિટનની નિકાસ તથા મૂડીનું રોકાણ આવા એકમેકનાં પૂરક બળોથી જગતની આર્થિક સમતુલા જળવાતી હતી. બ્રિટનના અર્થતંત્રની વિશિષ્ઠતા એમાં ખૂબ ફાળો આપતી. પહેલા મહાયુદ્ધ પછી આ પરિસ્થિતિમાં ગણનાપાત્ર ફેરફાર થયો. ખાસ કરીને બે યુદ્ધના ગાળામાં આંતરરાષ્ટ્રીય વેપારનું ચિત્ર જરા બદલાયું. ઓગણીસમી સદીની જેમ હવે બ્રિટન દુનિયાના વેપારનું કેન્દ્ર નહોતું રહ્યું. બ્રિટન અને યુરોપના કેટલાક દેશો હવે અમેરિકાથી આયાત કરતા હતા. એશિયા આફ્રિકા સાથેનો યુરોપનો વેપાર પુર્વવત્ ચાલતો હતો. અમેરિકા પણ એશિયા આફ્રિકાથી કાચો માલ આયાત કરતું હતું; પરંતુ આ આયાતની ચુકવણી એ દેશો સાથે સીધેસીધી જ ન કરતાં યુરોપ અને મુખ્યત્વે કરીને લંડન દ્વારા કરતું, કારણ યુરોપ એ રીતે જ અમેરિકાનું લેણું ચૂકવી શકે તેમ હતું. એશિયા અને આફ્રિકાનો અમેરિકા સાથેનો વેપાર ગાધો હતો, પણ એ વેપારનો જવાબ લંડનદ્વારા મળતો. આ રીતે પહેલાંની શુદ્ધ દ્વિમુખી યોજનાની (બ્રિટન અને એશિયા કે આફ્રિકા) જગ્યાએ અમેરિકાના પ્રવેશથી એક ત્રિકોણાકાર યોજના જન્મી. લંડન પહેલાંની જેમ આંતરરાષ્ટ્રીય વેપારનું એક માત્ર કેન્દ્ર ન રહ્યું. આમ હોવા છતાં આંતરરાષ્ટ્રીય વેપારના પરિણામરૂપ લેણદેણની પતાવટ તો બ્રિટન દ્વારા જ થતી. બીજી રીતે કહીએ તો આયાત નિકાસની પાછળનાં નાણાંકીય બળોનું તંત્ર લંડનના હાથમાં હતું. લંડન આ રીતે દુનિયાના લેણદેણનું Clearing Centre તો રહ્યું જ, જો કે એનું ભૂતકાળનું અદ્વિતીય સ્થાન એણે ગુમાવ્યું.

આંતરરાષ્ટ્રીય આર્થિક ચિત્રમાં અમેરિકાનો પ્રવેશ અને વધતી જતી પ્રગતિ એજ સ્ટર્લિંગ ડોલ.ની કટોકટીનું બીજ છે. અમેરિકા આજે દુનિયામાં સર્વપ્રથમ કક્ષાએ પહોંચેલો દેશ છે. દુનિયાના બધા દેશોને અમેરિકાના માલની એક યા બીજી રીતે જરૂર છે. બીજી બાજુ અમેરિકામાં રોજગારીનું ધોરણ ટકી રહે તે માટે એનો માલ નિકાસ થાય તે એને માટે પણ અગત્યનું છે. યુદ્ધ દરમિયાન અમેરિકાના અર્થતંત્રે જે વિકાસ અનુભવ્યો તેનું અસ્તિત્વ આજે પણ ચાલુ રહે એ માટે નિકાસ સિવાય બીજો ઉપાય નથી. આમ અમેરિકાની રોજગારીની કક્ષા ટકાવવા નિકાસની અગત્ય ઘણી કહેવાય. યુદ્ધ દરમિયાન રોજગારોનું ઉંચું ધોરણ જે જે દેશો મેળવી શકયા છે તે બધાની આર્થિક નીતિ એ ધોરણને ટકાવી રાખવાની છે. જે યુદ્ધમાં અનાયાસે પ્રાપ્ત થયું છે તેને ચિરંજીવ બનાવવાના બધા દેશો પ્રયત્ન કરી રહ્યા છે; પરંતુ જે દેશ અમેરિકાનો માલ આયાત કરે તે અમેરિકાનું દેવું ચુકવવા કાં તો કાચો માલ કે પાકો માલ મોકલે અથવા તો અમેરિકાને એ દેવું કોઇ બીજા અર્થમાં ચૂકવી આપે. પ્રથમ આપણે અમેરિકામાંથી મોકલાયેલ નિકાસની વાત તપાસીએ. વધારે સરળ બને તે માટે આપણે પહેલાં સ્ટર્લીંગ દ્વારા અમેરિકા સાથે વેપાર કરતા દેશો જોઇએ.

૧૯૪૮ની સાલમાં (હજાર ડૉલરમાં)

| | આયાત | નિકાસ | + કે − |
|---|---|---|---|
| બ્રિટન ... | ૬૪૪૨૫૯ | ૨૭૪૬૫૬ | −૩૬૯૬૦૩, |
| હિંદ ... | ૨૯૮૦૯૩ | ૨૬૫૫૮૭ | − ૩૨૫૦૬, |
| દક્ષિણ આફ્રિકા | ૪૯૨૧૪૭ | ૧૩૫૧૭૨ | −૩૫૬૯૭૫, |

૧૯૪૯ના જાન્યુઆરી તથા ફેબ્રુઆરી માસમાં

| | આયાત | નિકાસ | + કે − |
|---|---|---|---|
| બ્રિટન ... | ૧૧૨૫૨૩ | ૪૫૧૮૩ | −૬૭૩૪૦ |
| હિંદ ... | ૫૫૯૧૩ | ૪૫૪૬૦ | −૧૦૪૫૩ |
| દક્ષિણ આફ્રિકા | ૩૬૯૫૩ | ૧૬૮૯૪ | −૨૦૦૫૯ |

સ્ટર્લિંગ ક્ષેત્રના બીજા દેશોમાં ઓસ્ટ્રેલિયાનો અમેરિકા સાથેનો ૧૯૪૮ નો વેપાર પુરાંતવાળો હતો, જ્યારે ૧૯૪૯માં

એને પણ ૬૫૧૮૦૦૦ ડોલરની ખાધ આવી છે. ૧૯૪૮ તેમ જ ૧૯૪૯ માં પુરાંતવાળા દેશ પાકીસ્તાન અને પૂર્વ આફ્રિકા છે. બાકીના ન્યુઝીલેન્ડ, મલાયા, સીલોન વગેરે વધતાઓછા ખાધવાળાં છે. ૧૯૪૮ માં અમેરિકાએ આયાત કરેલા માલની કીમત ૭૦,૩૫,૦૦૦,૦૦૦ ડોલર હતી. આમાંથી સ્ટર્લિંગ ક્ષેત્રનો ફાળો ૧૩,૫૬,૦૦૦,૦૦૦ ડોલર હતો. આમાં મલાયા, હિંદ અને બ્રિટનનો ફાળો ૫૮.૮% હતો. ૧૯૩૮ની સાલના આંકડા તપાસીએ તો યુરોપની અમેરિકા સાથેના વેપારની ખાધ કરતાં આજે (૧૯૪૮) એ ત્રણ ગણી થઇ ગઇ છે. (૨,૦૦૦,૦૦૦ ડોલરથી વધીને લગભગ ૬,૦૦૦,૦૦૦ ડોલ ) જ્યારે અમેરિકાની પુરાંત ૧૯૩૮ કરતાં ૧૯૪૮માં ૭ગણી થઇ ગઇ છે. એશિયાને ૧૯૪૮ માં ૭૬૬,૦૦૦,૦૦૦ ડોલરની ખાધ રહી છે જ્યારે ૧૯૩૮ માં એશિયાને ૨૫,૦૦૦,૦૦૦ ડોલરની પુરાંત હતી. આફ્રિકાની ખાધ ૧૯૩૮ માં ૯૨,૦૦૦,૦૦૦ ડોલર હતી, તે વધીને ૪૪૦,૦૦૦,૦૦૦ ડોલર થઇ છે. આ બધા આકડા એક જ હકીકત તરફ આંગળી ચીંધે છે. દુનિયાના લગભગ બધા દેશોને અમેરિકાનું દેવું મોટા પ્રમાણમાં છે. વળી યુદ્ધ દરમિયાન લગભગ કસ નીકળી ગયો છે એવા ઉત્પાદન તંત્રને પરિણામે આ દેશો કાંઇ નજીકનાં ભવિષ્યમાં અમેરિકાનું દેવું સાફ પતાવી દે તેવી ખાસ આશા જણાતી નથી. રશિયા સિવાયના નાના મોટા દેશો એક યા બીજી રીતે અમેરિકાને આશરે છે. અમેરિકા આ રીતે એક નવા આર્થિક કે નાણાંકીય સામ્રાજ્યનું સર્જક થયું છે. ટૂંકમાં અમેરિકાની નિકાસ એની આયાત કરતાં અનેકગણી વધુ હશે. પરિણામે બહારની દુનિયાને અમેરિકાથી લીધેલા માલને કઇ રીતે ખરીદવો એ પ્રશ્ન કાયમ રહેશે. પ્રો. એલ્વીન હેન્સને આજ સત્ય એમના પુસ્તકમાં સ્પષ્ટ રીતે વ્યક્ત કર્યું છે:

"We are always selling to foreigners more than they are able to pay for. We are unwilling to purchase from foreigners enough to balance our trade. Hence the *"world shortage of dollars"*...... We have, in fact, shipped to the outside world in the last quarter century bullions of dollars for which we have gotten no adequate return."*



ઉપરની ચર્ચામાંથી એ ફલિત થાય છે કે ડોલરની તંગી એ ખરી રીતે દુનિયાના બધા દેશોનો પ્રશ્ન છે, માત્ર બ્રિટનના કિસ્સામાં જ એ વધુ અગત્ય પામ્યો છે. કારણ બ્રિટન હજુ સ્ટર્લિંગ ક્ષેત્રનું વડું મથક રહ્યું છે. સ્ટર્લિંગ ક્ષેત્રના (કોમનવેલ્થના) બધા દેશો અમેરિકા સાથે હજુ સીધો વેપાર નથી ખેડતાં, યુદ્ધ પહેલાંનું તંત્ર હજુ અસ્તિત્વમાં છે એટલે સ્ટર્લિંગ દ્વારા ડોલર મેળવી શકાય છે. રૂપિયાના ડોલર ન મળતાં રૂપિયાના સ્ટર્લિંગ અને સ્ટર્લિંગના ડોલર એ પ્રમાણે વ્યવહાર ચાલે છે. આ દ્રષ્ટિએ સ્ટર્લિંગની કટોકટીમાં કોમનવેલ્થના બીજા દેશોની કટોકટી સમાઇ ગયેલી ગણાય. નાણાંકીય સંબંધોની ઉપર કદી એવી ત્રિકોણાકાર યોજના અસ્તિત્વમાં ન હોત તો આ કટોકટી જુદું સ્વરૂપ લેત એટલું જ. રૂપિયો અને ડોલર, દક્ષિણઆફ્રિકન પાઉંડ અને ડોલર કે ઓસ્ટ્રેલિયન પાઉંડ અને ડોલર આમ ભિન્ન ભિન્ન સ્વરૂપે આ કટોકટી વ્યક્ત થઇ હોત. બ્રિટન પૂરતી આ કટોકટીની અગત્ય વધારે એટલા માટે કે આગળ બતાવ્યા પ્રમાણે પ્રાદેશિક વેપારનું અસ્તિત્વ અને પ્રગતિ એ બ્રિટનની જીવનદોરી છે. યુદ્ધ પછી બ્રિટન માટે નિકાસનો વધારો કરવો એ આર્થિક સમતુલા સ્થિર કરવાનો એકમાત્ર ઉપાય છે. તદનુસાર આજ સુધી બ્રિટને નિકાસ કરવા લાયક માલનું ઉત્પાદન ખૂબ ઝડપથી વધાર્યું. સર સ્ટેફર્ડ ક્રીપ્સના કહેવા પ્રમાણે બ્રિટનના આજનાં ઉત્પાદન જેટલું ઉત્પાદન એના ઇતિહાસમાં કોઇ કાળે એ સિદ્ધ નહોતું કરી શક્યું; પરંતુ બ્રિટન જેટલો નિકાસ કરનારો એટલો જ આયાત કરનારો દેશ છે એ આપણે ક્યાં નથી જોયું ? અને અમેરિકાની સરખામણીમાં તો બ્રિટન બીજા દેશોની જેમ ડોલરની તંગી અનુભવે છે. સર સ્ટેફર્ડના ભાષણમાં આ પ્રધાન સૂર છે. બ્રિટન પોતાની આયાતનો જવાબ આપી શકે એટલી નિકાસ એ અમેરિકા જેવા દેશને કરી શકે તેમ નથી. આનું એક કારણ એ છે કે બ્રિટનમાં પેદા થતા માલનું ઉત્પાદનખર્ચ અમેરિકાની સરખામણીમાં ઉંચું છે. આથી અમેરિકામાં એ માલ મોંઘો પડે છે. આ ઉત્પાદનખર્ચ ઘટાડવા માટે આજ સુધી અજમાવાતો ઉપાય તો રોજીના દરમાં ઘટાડો કરવાનો છે; પરંતુ બ્રિટ-

* America's Role in the World Economy, Alvin Hansen.

નની મજૂર સરકાર આવો કોઇ મજૂરઅહિતનો ઉપાય ન સ્વીકારે એ દેખીતું જ છે. હીક્સ આ માટે ઉત્પાદનની કાર્યક્ષમતા વધારવાનું સૂચવે છે. પરિણામે ઉત્પાદન વધે પણ ખર્ચ એટલા જ પ્રમાણમાં ન વધે. આવા ઉપાયથી અંતે નિકાસ વધારી શકાય. કારણ એની કીમત પહેલાં કરતાં ઓછી જ હોય. આ બંને ઉત્પાદનના તંત્રને લગતી જ છે; જ્યારે ત્રીજો ઉપાય નાણાંકીય છે. આને Devaluation કહે છે. આજે પાઉંડ અને ડોલર વચ્ચે હુંડિયામણનો જે દર ચાલુ છે એ બદલીને બ્રિટન નવો દર જાહેર કરે. આવી નીતિને પરિણામે અમેરિકાને આજ સુધી એક ડોલરમાં જેટલો બ્રિટિશ માલ મળતો હતો એનાથી વધારે મળી શકે–ડોલરની સરખામણીમાં પાઉંડ સ્ટર્લિંગ સોંઘો પડે. આની અસર એટલે સુધી કલ્પી શકાય કે અમેરિકાના લોકો પોતાના દેશમાં બનેલી ચીજો ન લેતાં બ્રિટનમાં બનાવેલી ચીજો લે-કારણ કે અમેરિકાના ભાવ બ્રિટનની સરખામણીમાં વધારે ગણાય. બે મહાયુદ્ધ વચ્ચેનો આંતરરાષ્ટ્રીય નાણાંકીય ઇતિહાસ આવાં એકમેકના ગળાં કાપનારાં Devaluation થી ભરપૂર છે. આવી કોઇ નીતિમાંથી આંતરરાષ્ટ્રિય સહકાર ન જન્મે એ સ્પષ્ટ છે. ઊલટું એ વૈમનસ્યનું બીજ બને. બીજું આવી નીતિ કોઇ દેશ પોતાની નિકાસ વધારવા અમલમાં મૂકે તો સામેનો દેશ પણ એ નીતિ સ્વીકારે. પરિણામે બેમાંથી કોઇને ધારેલો ફાયદો ન થાય. અર્થશાસ્ત્રની શાસ્ત્રીય દૃષ્ટિએ કૃત્રિમ રીતે નાણાંની કીંમત ઘટાડવાની આ નીતિને અત્યંત ગંભીર પરિસ્થિતિમાં જ સ્વીકારવામાં આવે છે. એ ન છૂટકે સ્વીકારાયેલી નીતિ હોય શકે. ખાસ કરીને જે દેશનું ઉત્પાદનતંત્ર અને ખર્ચ ખૂબ જડ હોય–જેમાં કોઇ જાતના ફેરફારો અનુકૂળતા પ્રમાણે ન થઇ શકે–અને જે આંતરરાષ્ટ્રીય વેપારમાં કાયમ આયાત નિકાસની સરખામણીમાં દેવાદાર રહેતું હોય તે Devaluation સ્વીકારી શકે. આવી કોઇ ગંભીર પરિસ્થિતિની શક્યતા વિચારીને આંતરરાષ્ટ્રીય નાણાં ફંડમાં નાણાંની કીમત ફેરવવા વિશે અમુક છૂટછાટ આપવામાં આવી છે. પરંતુ એ પરિસ્થિતિ આજે અસ્તિત્વમાં છે એવું માનવાને ખાસ કારણ નથી. હજુ આંતરરાષ્ટ્રીય આર્થિક બજો સાવ બેકાબુ નથી બની ગયાં. ટૂંકમાં આ કોકડીની ઉત્પત્તિ જો અનિવાર્ય હતી, તો એમાંથી જન્મનારાં ગંભીર પરિણામો હજુ તો અનિવાર્ય નથી બની ગયાં. ઉપર ચર્ચેલી નાણાંકીય નીતિની એક બીજી બાજુ પણ અત્રે જોઇ જવી યોગ્ય લાગે છે. કોઇ દેશ પોતાની નિકાસ વધારવા માટે Devaluation અપનાવે તો ખરી રીતે તો એ પોતાનો આર્થિક પ્રશ્ન બીજા દેશ ઉપર ઢોળી દેવા પ્રયત્ન કરે છે એવો અર્થ નીકળે. ધારો કે અમેરિકામાં પૂર્ણ રોજગારીની કક્ષા મેળવવા માટે અમેરિકાની સરકારે નિકાસ શરૂ કરી. અને આ નિકાસ ઝડપથી વધે એ માટે ડોલરની કિંમત બીજા દેશોના નાણાંની સરખામણીમાં ઘટાડી નવો હુંડિયામણનો દર નક્કી કર્યો. પરિણામે અમેરિકાનો માલ બીજા દેશોને સોંઘો પડશે અમેરિકાની નિકાસ વધશે, રોજગારી વધશે,બેકારી ઘટશે, પરંતુ આમ કરવામાં બીજા દેશોને સહન કરવું પડશે, એમનું પોતાનું ઉત્પાદન નહિ વધે. કદાચ ત્યાં બેકારીનાં ચિન્હો દેખાવા લાગશે. આ નીતિનો અર્થ છેવટે તો એ જ થયો કે અમેરિકાએ પોતાની બેકારીની નિકાસ બીજા દેશોમાં નાણાંકિય નીતિની મદદથી કરી. Devaluation આ દૃષ્ટિએ અસ્વીકાર્ય ગણાય અને એટલે જ સર ટેર્ડ એના અણનમ વિરોધી રહ્યા છે.

રશિયા સિવાયના બીજા દેશોની આર્થિક સમતુલા અમેરિકા જેવા નિકાસપ્રધાન દેશના વર્ચસ્વથી અસ્થિર બનવા પામી છે. આંતરરાષ્ટ્રીય અર્થકારણની દૃષ્ટિએ ૧૯ મી સદીનું બ્રિટનનું વર્ચસ્વ અને આજનું અમેરિકાનું વર્ચસ્વ,–આ બેમાં ઘણો ફેર છે. ૧૯ મી સદીમાં દુનિયાની આર્થિક સમતુલાનું તંત્ર બ્રિટન દ્વારા ચાલતું, કારણ બ્રિટન જેટલો નિકાસપ્રધાન એટલો જ આયાતપ્રધાન દેશ હતો. દુનિયાના દેશોનું બ્રિટનનું દેવું જંગી કક્ષાએ કોઇક વાર જ પહોંચતું હતું. આવું કાંઇ બની શકે એવી બહુ શક્યતાઓ નહોતી, કારણ આગળ બતાવ્યા પ્રમાણે બ્રિટન દેવાદાર દેશોમાં જંગી મૂડીનું રોકાણ કરતું હતુ. ૧૯ મી સદીમાં રાજકીય કે આર્થિક રીતે પછાત રહેલા પૂર્વના દેશો આના ભોગ બનેલા. મૂડીવાદના શરૂઆતના વર્ષોમાં આમ એકધારી પ્રગતિ સર્વત્ર દેખાઇ, પણ આજે દુનિયાના અર્થકારણમાં એક એવા દેશનું વર્ચસ્વ છે કે જે નિકાસપ્રધાન છે એટલો આયાતપ્રધાન નથી. અમેરિકાના માલની દુનિયાને જેટલી જરૂર છે એટલી જરૂર અમેરિકાને બીજા દેશોનાં ઉત્પાદનની નથી. અને જેટલે અંશે એ જરૂર છે, એમાં પણ બીજા દેશોના ઉંચા ચઢી ગયેલા

ઉત્પાદન ખર્ચને લીધે અમેરિકા એ માલ બહુ ખરીદે એવી શક્યતા નથી. આના નિરાકરણ માટે બ્રિટનની જેમ ત્રણ કે ચાર માસ અમેરિકામાંથી માલની ખરીદી બંધ કરવી એ ઉપાય બહુ જ ટૂંકા ગાળાનો છે. જો કે બ્રિટનનો આખો આર્થિક ઇતિહાસ આવા ટૂંકા ગાળાના ઉપાયોથી ભરપૂર છે. આજ દૃષ્ટિ લોર્ડ કેઇન્સ જેવાએ ૧૯૨૩ માં આર્થિક સિદ્ધાન્ત તરીકે સ્વીકારી હતી. લાંબા ગાળાની કે ચિરંજીવ યોજનાને બદલે ટૂંકા ગાળાની નીતિ 'muddle through' બ્રિટન સ્વીકારે છે. કેઇન્સ તો એમજ કહે છે કે In the long run all of us are dead. બ્રિટનના અર્થતંત્રને આવી ટૂંકા ગાળાની યોજનાઓ ખૂબ અનુકૂળ આવે છે; પરંતુ આજની પરિસ્થિતિમાં ટૂંકા ગાળાની આ નીતિ ડૉલર તંગીનો પ્રશ્ન કાયમ માટે નહિ પતાવી શકે. બ્રિટન અને દુનિયાના દેશો માટે battle of the gap–ફરી ફરીને ઉભી થશે. જગતના ઇતિહાસમાં આજ સુધી બ્રિટનનું જે સ્થાન હતું તે એક ઐતિહાસિક અકસ્માત જ હતો. એના અર્થકારણની અમુક વિશિષ્ટતાને લીધે આજ સુધી આવેલી કટોકટી પ્રમાણમાં મોળી આવી, પણ અમેરિકાનાં અર્થતંત્રમાં બ્રિટનના અર્થતંત્રના બધા ગુણો હોય જ એવું કાંઇ નિર્માણ નથી; અને એટલેજ આયાત નિકાસની અસમાનતા જગતની આર્થિક સમતુલાને અસ્થિર બનાવી મૂકે એવો ભય ઉભો થયો છે.

તો પછી અર્થશાસ્ત્ર પાસે આનો કોઇ ઉપાય જ નથી? શું જગતને, ડૂબતા માણસને જેમ લોકો જતો કરે છે એમ ડૂબવા દેવું? આજસુધી તો અર્થશાસ્ત્રીઓ એમ કહેતા હતા કે કટોકટીનાં મૂળ અમે નથી સમજી શકયા, એનો આદિ અંત ગહનઅને અગમ્ય રહે છે; પરંતુ આજે અર્થશાસ્ત્રીઓ પરિસ્થિતિનું પૃથક્કરણ કરી શકે તેમ છે અને રોગનિદાન પણ કરી શકે તેમ છે. એટલે કે બધા અર્થમાં આ કટોકટી નિવાર્ય હોવી જોઇએ. આપણે જુદા જુદા ઉપાયોની તુલનાત્મક ચર્ચા કરી જોઇએ.

પ્રથમ તો દુનિયાના દેશો અમેરિકાનું કાંઇ ખરીદે નહિ, પોતાનું જીવનધોરણ ખૂબ નીચું લાવી મૂકે અને અમેરિકા પોતાનો બધો માલ પોતે જ વાપરે. પરિણામે અમેરિકાનું જીવનધોરણ છે એના કરતાં વધારે ઊંચું જશે. જ્યારે બાકીની દુનિયા લગભગ જીવનનિર્વાહ માત્ર કરી શકે તેવી સ્થિતિ સ્વીકારે. આમ દુનિયામાં છે એનાથી વધુ આર્થિક અસમાનતાનું આપણે સર્જન કરીએ.

બીજું, દુનિયાના દેશો અમેરિકામાંથી જરૂરી ચીજો આયાત કરે અને બદલામાં અમેરિકાની મૂડી દેશમાં રોકવા દે. ટૂંકામાં બ્રિટન જેમ અમેરિકા પણ એક આર્થિક સામ્રાજ્ય સ્થાપે. આજના તાજા સ્વતંત્ર થયેલા જાગૃત એશિયાના દેશો આ કેટલે અંશે સ્વીકારશે એ ચર્ચાસ્પદ વિષય છે અને યુરોપના યુદ્ધશ્રમિત દેશો ક્યાં સુધી માર્શલ યોજનાનો સ્વીકાર કરશે એ કહેવું પણ મુશ્કેલ છે.

ત્રીજું, આપણી દુનિયાએ એ સમજવાની જરૂર છે કે આયાત નિકાસ ઉત્પાદન આ બધા પાછળ મૂળ હેતુ રોજગારીની કક્ષા જાળવી રાખવાનો છે. અમેરિકા નિકાસ વગર એ જાળવી શકે તેમ નથી. બ્રિટનની પણ એ જ સ્થિતિ છે. શું એવો સમાજ ન હોય જ્યાં આયાત નિકાસ પર આટલું અવલંબન દુનિયાએ ન રાખવું પડે? નિકાસ કોઇ પણ ભોગે ચાલુ રાખીને પૂર્ણ રોજગારી ટકાવી રાખવી એ મૂડીવાદી સમાજનાં આર્થિક સમતુલા જાળવવા માટેનાં વલખાં છે. બે ત્રણ વર્ષે પાછી સમતુલા ડગી જાય છે. આના કરતાં કડવો લાગે તે છતાં બીજો વિકલ્પ છે. દુનિયાના દેશો પૂર્ણ રોજગારીની કક્ષાએ પહોંચવા ને ટકાવી રાખવા થોડેઘણે અંશે આર્થિક આયોજન સ્વીકારે. સંપૂર્ણ અનિયંત્રણની જગાએ નિયંત્રણ અને નિયમન સ્વીકારે, અને આ ઉપાય પણ મુખ્ય મુખ્ય દેશો સ્વીકારશે તો કોઇ અર્થ નથી સરવાનો. આનો સ્વીકાર સમસ્ત દુનિયાએ કરવો પડશે. આર્થિક આયોજન દુનિયાને વખતોવખત આવી પડતી કટોકટીમાંથી ઉગારી શકશે. પછી ન જોઇતા હોય એવા માલના ખડકલા નહિ થાય બીજા દેશોને આયાત નહિ કરવો હોય એવો માલ બીજે ક્યાંય પેદા પણ નહિ થાય. ન ખપેલા માલને લીધે મંદી ને બેકારીના પ્રશ્નો અચાનક ઉગી નહિ નીકળે. આજની ડૉલરની તંગી ઘણી સૂચક છે. આર્થિક નીતિનાં ક્ષેત્રમાં એ આયોજનની આવશ્યકતા સ્પષ્ટ કરે છે, અને આયોજન એ સમાજવાદનો પર્યાય માત્ર છે, એ કહેવાની ભાગ્યેજ જરૂર છે. રાજકીય બળો નહિ, તો આર્થિક બળો આપણને સમાજવાદની સમક્ષ વહેલા લાવી મૂકે તો નવાઇ નહિ.

# શ્રી જયકૃષ્ણ ઈંદ્રજી

## શ્રી. પોપટલાલ ગોવિંદલાલ શાહ



સ્વ. જયકૃષ્ણ ઇન્દ્રજી

અર્વાચીન વનસ્પતિશાસ્ત્રનો જાતમહેનતથી અભ્યાસ કરી જંગલો અને ઝાડીઓ, પર્વતો અને ટેકરીઓમાં ઘૂમીને મહાગુજરાતને ચરણે વનસ્પતિશાસ્ત્રની અમૂલ્ય ભેટ ધરનાર આપણા અર્વાચીન વનસ્પતિશાસ્ત્રી શ્રી. જયકૃષ્ણ ઇન્દ્રજીની ૧૦૦ મી જન્મતિથિ આગામી વિજયાદશમીના દિવસે આવે છે. જેવી રીતે પંડિત ભગવાનલાલ ઇન્દ્રજીએ પુરાતત્ત્વ અને સંશોધનના વિષયમાં મૌલિક સંશોધનો કરીને ગુજરાતની કીર્તિ અને ગૌરવમાં વૃદ્ધિ કરી હતી તેવી જ રીતે તેમના અમુક અંશે સમકાલીન શિષ્ય અને સહાધ્યાયી શ્રી. જયકૃષ્ણ ઇન્દ્રજીએ પણ અર્વાચીન વનસ્પતિવિદ્યામાં અમૂલ્ય સંશોધન કરીને ગુજરાતની કીર્તિ અને ગૌરવ વધાર્યાં હતા. વળી અંગ્રેજી ભાષાનું પૂરૂં પ્રાવીણ્ય ધરાવતા હોવા છતા પણ તેમને અમર બનાવનાર "વનસ્પતિશાસ્ત્ર"નો ગ્રંથ તેમણે ગુજરાતી ભાષામાં લખ્યો હતો. તે મહાપુરુષ પ્રત્યે મહાગુજરાત પોતાનું ઋણ અદા કરે અને વનસ્પતિવિદ્યાના અભ્યાસને સવિશેષ પ્રોત્સાહન મળે તે હેતુથી મુંબઇના ગુજરાત સંશોધન મંડળે આગામી વિજયાદશમીના અરસામાં તેમની જન્મશતાબ્દિ ઉજવવાનો નિર્ણય કર્યો છે. આ પ્રસંગના અનુસંધાનમા જાણીતા સાહિત્યલેખક અને વિજ્ઞાનવિશારદ શ્રી. પોપટલાલ ગોવિંદલાલ શાહ તરફથી મળેલ તેમના જીવનચરિત્રનું સંક્ષિપ્તમાં નિરૂપણ કરતો લેખ પ્રગટ કરતાં અમને આનંદ થાય છે. અહીં એ જાહેર કરતા હર્ષ થય છે કે સદ્ગત જયકૃષ્ણ ઇન્દ્રજીનું 'વનસ્પતિશાસ્ત્ર' સુપ્રસિદ્ધ વૈદ્ય શ્રી. બાપાલાલ ગાંડાલાલ વૈદ્યના હાથે સંશોધિત થયેલું સસ્તું સહિત્ય મુદ્રણાલય તરફથી થોડા વખતમાં પ્રગટ થવાનું છે. તંત્રી.

પ્રત્યેક દેશમાં મહાપુરુષો યુગે યુગે જન્મે છે એ તો સાધારણ અનુભવની વાત છે. પરંતુ આવા પ્રતિભાશાળી પુરુષોની ઉત્પત્તિ કોઇ નિયમને આધીન છે કે કેમ, અથવા તો તેઓ પોતાની પરિસ્થિતિનો સામનો કરીને–તેને જીતીને–પોતાનું પ્રભુત્વ દર્શાવે છે? राजा कालस्य कारणम्। એ પ્રાચીન ઉક્તિને હવે તો માન આપવાનો પ્રસંગ રહ્યો નથી. ઉલટું प्रजा कालस्य कारणम्। અને રાજાના મુગટો અને મહેલો હવે તો પ્રજામત અને પ્રજાશક્તિને જ આધારે ટકી શકે છે એ તો મહાત્મા ગાંધી અને સરદાર વલ્લભભાઇએ સિદ્ધ કરી આપ્યું છે. મહાત્મા ગાંધી જેવા વિશ્વવંદ્ય મહાપુરુષો કેવળ કાળના બળે જ અથવા તો રૂપાંતર પામતી રાજકીય પરિસ્થિતિના અને પ્રજામતના પરિપાકનું પરિણામ છે એ વિચારને કોણ માન આપશે? કેવળ દુષ્કૃતોની સંખ્યા વધવાથી જ મહાપુરુષોના અવતારની સંભાવના શક્ય છે એવો અર્થ ગીતાકા ના संभवामि युगे युगे એ સૂત્રમાંથી લઇ શકાય નહિ. મહાપુરુષો પોતાની જ પ્રતિભાથી, જાતમહેનતથી અને અંગત ગુણોને લીધે તેમજ પોતાની કાર્યદક્ષતાથી પોતાના ધ્યેયની પ્રાપ્તિ કરે છે, એટલું જ નહિ પણ દેશની અને સમાજની પરિસ્થિતિ બદલવામાં સાધનભૂત થઇ પડે છે. કાર્લાઇલના 'વીરો અને વીરપૂજન'ના આખા પુસ્તકનો ઝોક મહાપુરુષો સમય કરતાં બળવાન હોય છે તે સિદ્ધ કરવાનો છે. તેના મત પ્રમાણે સમાજનાં બળો અને રાજકીય સ્થિતિમાં રહેલ અજ્ઞાન કે અવ્યવસ્થાથી નિપજતું તિમિર અને અંધકાર દૂર કરવાને અને પ્રકાશ તેમજ વ્યવસ્થાનાં સર્જન માટે જ વીરપુરુષો જન્મે છે, એ વાત ખરી હોય તો પણ સમયનાં બળો કરતાં પુરુષાર્થ વધારે કાર્યક્ષમ થાય છે કાર્લાઇલ રાજાઓ, પયગમ્બરો, કવિઓ અને પાદરીઓને એક વર્ગમાં મૂકે છે અને સરસ્વતીના ભક્તો અને લેખકોને જુદા વર્ગમાં મૂકે છે. સાહિત્યકારો, વૈજ્ઞાનિકો અને કેળવણીકારો દેશની વસ્તુસ્થિતિનો લાભ ઉઠાવવા કરતાં પોતાની પ્રતિભાનો લાભ જાતમહેનત અને આત્મબલિદાનથી

પોતાના દેશને અને સમાજને આપે છે, અને તેથી જ તેમનું મહત્ત્વ ઘણું જ વધારે છે.

આવી જ એક વિલક્ષણ વ્યક્તિ તે મહાન વનસ્પતિ-વેત્તા જયકૃષ્ણ ઇન્દ્રજી. નવગુજરાતના ઇતિહાસમાં અને યુગદર્શનમાં તેમનો શું ફાળો?

શ્રી. જયકૃષ્ણ ઇન્દ્રજીનો જન્મ ઇ. સ. ૧૮૪૯માં અને મૃત્યુ ૮૧ વર્ષની ઉંમરે ઇ. સ. ૧૯૨૯માં થયું. તેમનો જન્મ કચ્છના લખપત ગામમાં વિષ્ણુવ મંદિરના મુખ્યાજી ગીરનારા બ્રાહ્મણ શ્રી. ઇંદ્રજીને ત્યાં થયો હતો. તેમનું જીવન તો વિવિધ પ્રદેશોને સ્પર્શતું હતું, પણ તેમનો ધંધો–આજીવિકાનું મુખ્ય સાધન–એ ગણી શકાય કે તેમણે સન ૧૮૮૬ થી ૧૯૦૪ સુધી પોરબંદર રાજ્યના "ક્યુરેટર ઓફ ફોરેસ્ટ્સ એન્ડ ગાર્ડન્સ"ની નોકરી એકનિષ્ઠાથી કરી હતી. ત્યાર પછી ઇ. સ. ૧૯૨૧ થી ૧૯૨૭ સુધી તેમણે કચ્છમાં સ્ટેટ બોટેનીસ્ટ અને રાજમહેલ સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે મરણાંત કામ કર્યું. તેમની વિદ્વત્તા અને તેમનું મુખ્ય સ્મારક ૩૫ બરડાની વનસ્પતિનું 'વનસ્પતિ શાસ્ત્ર' (૧૯૧૦) અનેક વર્ષોના નિરીક્ષણ, અભ્યાસ અને સંશોધનનું પરિણામ છે. "કચ્છની જડીબુટ્ટી" (ઇ. સ. ૧૯૨૬) એ એમનું બીજું પ્રસિદ્ધ પુસ્તક છે, તે ઉપરાંત નીચેનાં પુસ્તકો અપ્રસિદ્ધ હાલતમાં પડેલા છે.

૧. વનસ્પતિ શતક
૨. વનવિદ્યા (forestry)
૩. બજારનાં ઓસડિયાં
૪. Walks and talks among plants "છોડવાઓ વચ્ચે સહેલગાહ અને વાતચીતો"
૫. Sacred plants of India— "હિન્દુસ્તાનના પવિત્ર છોડો"

તે ઉપરાંત તેમણે Indian Forester અને Bombay Natural History Societyના માસિકમાં સંશોધન અને નિરીક્ષણપૂર્ણ લેખો લખ્યા હતા. તે ઉપરાંત એક રચનાત્મક કાર્યકર્તા તરીકે તેમણે કચ્છની મરુભૂમિમાં વૃક્ષારોપણનો અને સમુદ્ર કાંઠાના રેતીના ઢગલા (ઢૂવાઓ)થી થતા નુકશાનથી બચવા માટે વનસ્પતિવિદ્યાનો લાભ દેશને આપ્યો હતો.

વનસ્પતિ વિજ્ઞાનની શરૂઆત ઔષધ વાપરનારા વૈદ્યોને હાથે થઇ હતી; તેનું કારણ કે જે વૈદ્યો વનસ્પતિને ઔષધિ તરીકે વાપરતા હોય તેમને ઔષધિઓનો વૈજ્ઞાનિક અભ્યાસ કર્યા વિના ચાલે જ નહિ. આજ કારણથી પ્રાચીન હિન્દુ સમયમાં વનસ્પતિવિદ્યાનો અભ્યાસ વૈદ્યો તરફથી સારો થયો હતો. ઇ. સ. પૂર્વે ૫૦૦ વર્ષ પહેલાંના સમયમાં રચાયેલી પ્રખ્યાત 'ચરકસંહિતા'માં ઔષધવિદ્યાનો જ્ઞાનભંડાર ઘણા ઉંચા પ્રકારનો છે. ચરક અને ચક્રપાણિના પુસ્તકોમાં કરવામાં આવેલું વનસ્પતિનું વર્ગીકરણ હજી પણ ઉપયોગી છે. "ફૂલ અને ફળ બન્ને ધારણ કરનાર" "ફૂલ વગર ફળ ધારણ કરનાર" "ફળ આવ્યા પછી મરી જાય તેવા છોડવાઓ" (ઔષધિ) "તૃણ–ઘાસ" "લતા–વેલાઓ" "નિરંભ્ર" વગેરે જાતની વનસ્પતિનું વર્ણન તેમાં મળે છે. જયકૃષ્ણભાઇના અભ્યાસને માટે ચરક શુશ્રુતના પુસ્તકો તો મોજુદ હતાં જ; પરંતુ તેમનો ખરો અભ્યાસ તો અર્વાચીન પદ્ધતિએ મુંબઇમાં જ થયેલો. જયકૃષ્ણભાઇના મોટાભાઇ મુંબઇમાં રહેતા હતા, તેમની પાસે તેમના પિતાના મૃત્યુ પછી તેમને લાવવામાં આવ્યા. તેમને પડેલી વિદ્યાભ્યાસની મુશ્કેલીઓ વિષે એમના પોતાના જ શબ્દો સુચક છે:–

"મારા જેવું કષ્ટ તો કોઇને જ પડતું હશે. મારી પાસે મહીને આઠ આના ફી આપવાના પણ ન હોય. એ આઠ આના ક્યાંથી લાવવા એના વિચારમાં હું ઘણી વખત રોતો. મહીને મહીને આપવી પડતી ફીના પૈસા કોઇ ભલો ભાટિયો ભરી દેતો. કાગળ-પેન્સીલ માટે હું કચેરી આગળ જઇને ભીખ માગતો. દયાળુ ઓફિસરને મારી દયા આવતી એટલે તે બિચારા મને પેન્સીલ કાગળ વગેરે આપતા. મારે આઠ આના ફી આપવી પડતી; પણ જ્યારે ફોર્થમાં આઠ આનાને બદલે એક રૂપિયો માસિક ફી થઇ ત્યારે તે વધારાના આઠ આના ક્યાંથી લાવવા? એ આઠ આના ભરવાની અશક્તિ માટે જ મારે ફોર્થમાંથી નિશાળ છોડવી પડી. એક ભલો માસ્તર મારી આ સ્થિતિ જાણતો હતો, એટલે તે છોકરાઓ પાસેથી ફાળો ઉઘરાવીને મને પુસ્તકો અપાવતો. લાભશંકર ઉમિયાશંકરનું ગણિત ને એક ડીક્ષનરી મને એ ભલા માસ્તરે અપાવેલાં. હું ફોર્થમાં અભ્યાસ કરતો, ત્યાં એક ભલો પારસી માસ્તર મારી સ્થિતિ જાણતો થઇ ગયો. તે મને કહે કે "તું આગળ તો ભણી શકવાનો છું જ નહિ, કારણકે આગળ તો ખર્ચ વધારે આવશે, માટે અત્યારથી જ અંગ્રેજી ભણવું છોડી દઇને કોઇ ધંધે વળગે તો સારું." અને હું

ક્રોધમાંથી ઉઠી ગયો. અમારું તે વખતનું શિક્ષણ આજના કરતાં ઘણું સંગીન હતું એમ મને લાગે છે. ડેઝર્ટેડ વિલેજની "No more thy glassy brook reflects the day, Choked with sedges works its weedy way."

આ લીટીઓ તો મને હજુએ યાદ આવે છે.

"મારી પાસે દીવો બાળવાના પૈસા પણ ન હતા. કોટમાં એક ઉંચા મકાનના ઓટલા ઉપર મ્યુનિસિપાલિટીના ફાનસ નીચે હું વાંચવા બેસતો અને તેની સામેના એક સાંકડા ઓટલા ઉપર સૂઇ જતો. એ ઓટલો એટલો સાંકડો હતો કે જરા પાસું ફેરવતાં ધબ દઇને નીચે પડાય એમ હતું."

અગ્રેજી ચોથા ધોરણ સુધી પણ ભણવાનાં સાધન વિનાના આ મહાપુરુષને વનસ્પતિવિદ્યાનું જ્ઞાન કેવી રીતે થયું? તેમનો ૧૪ વર્ષથી ૨૦ વર્ષની ઉમરનો ખરો જ્ઞાનપ્રાપ્તિનો સમય વિચિત્ર રીતે પસાર થયો. મુંબઇમાં બેંકની હુંડીની દલાલીનો ધંધો તેમણે થોડો સમય કરેલો. વખતે વખતે ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરની પેઠે રસોઇનું કામ પણ કરવું પડયું હ ; પરંતુ તે સમયમાં પણ સંગીતનું, સંસ્કૃત અને ફારસી ભાષા શિખવાનું કામ પણ માથે લીધું હતું. મથુરા યાત્રા કરવા ગયા ત્યાં પં. જયેષ્ઠારામ મુકુંદજીના સંબંધને લીધે એક બુકસેલર–પુસ્તક વિક્રેતા–ની દુકાન ઉઘાડી, ત્યાં પુસ્તક વેચવા કરતાં વાંચવાના કામમાં વધારે પ્રવૃત્તિ થઇ અને તેથી હિંદી અને વ્રજ ભાષાનો અને ઉત્તર હિંદની સંગીન પદ્ધતિનો તેમને સારો અનુભવ મળ્યો. તે વખતે તેમનું વનસ્પતિનું જ્ઞાન ઘણું ઓછું હતું, પરંતુ તેમની કુતુહલદૃષ્ટિ તીવ્ર હતી.

આ દિશામાં તેમને પ્રગતિ કરવાનો પ્રસંગ પ્રખ્યાત પુરાતત્ત્વવેત્તા શ્રી. ભગવાનલાલ ઇંદ્રજીના સંસર્ગથી થયો હતો. ભગવાનલાલભાઇ પણ જૂનાગઢથી મુંબઇ આવીને રહેલા, અને ડૉ. ભાઉદાજીના સંસર્ગથી પુરાતત્ત્વવિદ્યા અને શિલાલેખવિદ્યામાં સંશોધનકાર્ય કરી રહ્યા હતા. તેમના મદદનીશ તરીકે જયકૃષ્ણભાઇને રાખવામાં આવ્યા હતા. પહેલાં તો શિલાલેખની નકલો કરવામાં તેમનો ઉપયોગ થતો; પરંતુ બંનેના વનસ્પતિવિદ્યા અને ઔષધવિદ્યાના શોખને લીધે અને જયકૃષ્ણભાઇની વનસ્પતિ પારખવાની તીવ્ર બુદ્ધિને લીધે, અને ભગવાનલાલભાઇના ઓસડિયાં અને ઔષધોના શોખને લીધે આ 'ઓસડિયાં–યુગલનું' વનસ્પતિ વિદ્યાનું જ્ઞાન સુંદર રીતે આગળ વધ્યું. ૧૮૭૭ થી ૧૮૮૮ અગિયાર વર્ષ સુધી જયકૃષ્ણભાઇએ આ પ્રમાણે ભગવાનલાલભાઇના ગુરુપદ નીચે વનસ્પતિવિદ્યાનો વ્યવસ્થિત અભ્યાસ કર્યો. તે સમયમાં મુંબઇમાં ડૉ. સખારામ અર્જુન મેડીકલ કોલેજમાં વનસ્પતિવિદ્યાના અધ્યાપક હતા. તેમની સાથે સંસર્ગ થવાથી અને ત્યારપછીના અધ્યાપક ડૉ. મેક્ડોનલ્ડના Field Botanist તરીકે કામ કરવાથી અને રાજકોટ રાજકુમાર કોલેજના પ્રિન્સિપાલ મેકનોટન સાથેના સંબંધને લીધે, તેમજ મુંબાઇ ગેઝેટીઅરના સામાન્ય સંપાદક જે. એમ. કેમ્પબેલ સાથેના દૃઢ અને લાંબા સમયના સંપર્કને લીધે, તેમજ પોતાની નૈસર્ગિક પ્રતિભાને લીધે, જયકૃષ્ણભાઇનું વનસ્પતિવિદ્યાનું જ્ઞાન ઘણું ચોક્કસ અને નિશ્ચિત થઇ ગયું. તેમની અથાગ મહેનત લેવાની ટેવ અને ભગવાનલાલભાઇ સાથે અગિયાર વર્ષનાં પર્યટનો, સંશોધનો, લેખો અને અન્ય પ્રવૃત્તિઓમાં ભાગ લેવાથી જયકૃષ્ણભાઇની નૈસર્ગિક પ્રતિભા અને વનસ્પતિપ્રેમને સારો ઓપ મળ્યો હતો. વળી તે સમયમાં ક્ષેત્ર–વનસ્પતિ શાસ્ત્ર અને વનસ્પતિ વર્ગીકરણના વિષયોમાં અંગ્રેજી વિદ્વાનોને અનુભવ અને માહિતી ઓછી હોવાને લીધે જયકૃષ્ણભાઇને એવો લાભ મળ્યો હતો. તેમને વ્યવસ્થાપૂર્વક ક્ષેત્રકાર્ય કરવાના અનુભવની પ્રાપ્તિ થઇ હતી અને અંગ્રેજી વિદ્વાનોની તીક્ષ્ણ વિશ્લેષણ બુદ્ધિ અને સંશોધનવૃત્તિનો લાભ મળ્યો હતો આ કારણને લીધે રેવ. ડા. નેર્ને, ડૉ. ડીમક, ડૉ. પોરી, કર્નલ કીર્તિકર વગેરેના પશ્ચિમ હિંદના વનસ્પતિના વર્ગીકરણનાં પુસ્તકોમાં જયકૃષ્ણભાઇએ ઘણી માહિતી આપી હતી. આવી રીતે કામ કરવાની પ્રકૃતિ પ્રાપ્ત થયા પછી તેમનાં બે પુસ્તકો 'બરડાનું વનસ્પતિશાસ્ત્ર' અને 'કચ્છની જડીબુટ્ટીઓ'માં વૈજ્ઞાનિક ચોકસાઇ અને તીવ્ર નિરીક્ષણશક્તિ જોવામાં આવે છે.



પંચાવન વર્ષ પૂરાં થયેથી તેઓ પોરબંદરથી ઇ. સ. ૧૯૦૪માં નિવૃત્ત થયા અને ત્યાર પછી જ તેમના વિશાળ અનુભવને પુસ્તકરૂપ આપવાની તેમને નવરાશ મળી એમનું વનસ્પતિશાસ્ત્રના ૭૧૭ પાનાના પુસ્તકનું અંગ્રેજી નામ Botany—A complete and comprehensive account of the Flora of Barda Mountain (Kathiawad) By: Thacker Jaykrishna Indraji—Late Curator of Forests and Gardens (Porbunder State) તેમની વિદ્વત્તાનું ભાન કરાવે છે.

વિજ્ઞાનની દૃષ્ટિએ ઉપરનું પુસ્તક ઉત્તમ પ્રકારનું છે. પુસ્તકનો મુખ્ય ભાગ તો ૬૧૧ જાતની વનસ્પતિઓના વર્ણો કરવામાં જ રોકાયેલો છે. તે છતાં વનસ્પતિઓનું વૈજ્ઞાનિક વર્ણન અને શાસ્ત્રીય પરિભાષાના વિભાગો ઉત્તમ રીતે લખવામાં આવ્યા છે. વનસ્પતિનાં વર્ણનમાં આપેલા ટૂચકાઓ અને દુહાઓથી તેમની શૈલી ઘણી જ રસાળ અને અર્થવાહી બની છે, અને તેમણે વાપરેલી પરિભાષા ચાલુ સમયમાં પણ વાપરી શકાય તેવી છે. શ્રી જયકૃષ્ણભાઇનું મૃત્યુ ફક્ત ૨૨ વર્ષ ઉપર જ થયું હતું અને તેથી તેમને અર્વાચીન વનસ્પતિ વિજ્ઞાનનો સારો સંપર્ક હતો. ૧૮૮૪ થી ૧૮૯૪ સુધીનાં વર્ષોમાં તેમણે અનેક યુરોપિયન વનસ્પતિશાસ્ત્રીઓને ગુજરાત, કાઠિયાવાડ અને પશ્ચિમ હિંદની વનસ્પતિઓ વિષે ઘણી ઉપયોગી માહિતી આપી હતી. અને તે માહિતી ઉપરથી અનેક વિદ્વાનોએ વનસ્પતિઓનો સંગ્રહ કરીને આધારભૂત પુસ્તકો લખ્યાં હતાં. એક વનસ્પતિનું વૈજ્ઞાનિક વર્ણન કરવું એટલે ફક્ત તેનું દેશી નામ શોધવું એટલું જ નહિ, પણ તેનું શાસ્ત્રીય નામ, વર્ગ, કુટુંબ અને જાતિ શોધવાં, તેનાં મૂળ, ડાંડી અને શાખાઓ, પાન, ફૂલ, પુષ્પનું બાહ્યકોષ, પુષ્પનું અભ્યન્તર કોષ, તેનાં પુંકેસર, સ્ત્રીકેસર, ફળ, બીજ, ગુણદોષ, ઉપયોગ, ઉત્પત્તિ વગેરે સંબંધી ચોક્કસ માહિતી ભેગી કરવી અને સરળ પણ શુદ્ધ ગુજરાતી ભાષામાં રસ પડે તેવી રીતે લખવું. એ કાર્ય જયકૃષ્ણભાઇની નૈસર્ગિક પ્રતિભા વિના થવું અશક્ય હતું. હજી પણ વનસ્પતિવિદ્યા શિખવનારા અધ્યાપકોને દેશની નવી નવી અને અજ્ઞાત વનસ્પતિ ઓળખવાનું અને તેનું વર્ણન કરવાનું કામ કઠિન લાગે છે અને તેમને જયકૃષ્ણભાઇનો અભ્યાસ, તેમની તીવ્ર બુદ્ધિ અને તેમનો જ્ઞાનસંગ્રહ જોઇને આશ્ચર્ય થાય છે.

૧૯૨૬ ની કચ્છની મુસાફરીનાં "સ્મરણો" લખતી વખતે ગાંધીજીએ લખેલ: "શ્રી જયકૃષ્ણજી ઇંદ્રજી એ ગુજરાતનું ભૂષણ છે. ગુજરાતમાં પોતાના વિષયમાં તન્મય થયેલી થોડી જ વ્યક્તિઓ છે, તેવી પ્રધાન વ્યક્તિઓમાં શ્રી જયકૃષ્ણ ઇંદ્રજી શોભે છે. બરડાનું ઝાડે ઝાડ અને પાને પાન તેઓ જાણે છે. વૃક્ષારોપણ ઉપર તેમનો એટલો બધો વિશ્વાસ છે કે તેઓ એ કાર્યને પ્રથમ સ્થાન આપે છે, અને તેથી અનેક પરિણામો આવી શકે એમ માને છે. એ વિષે એમનો ઉત્સાહ અને વિશ્વાસ ચેપી છે. મને તો એનો ચેપ ક્યારનોય લાગેલો છે. રાજા પ્રજા બન્ને ધારે તો જ્યાં વૃક્ષોનું જ્ઞાન ધરાવનાર આવી વ્યક્તિ વસે ત્યાં તેનો સંપૂર્ણ લાભ લઇને સુંદર વાટિકા બનાવી શકે".

આ વૃક્ષારોપણ માટે તો શ્રી જયકૃષ્ણભાઇએ પ્રતિજ્ઞા લીધી હતી. હંમેશા અમુક ઝાડ વાવ્યા પછીથી જ ખાવાની પ્રતિજ્ઞા લીધાનું એમના પત્રોઉપરથી જાણી શકાય છે. માંદગીમાં હોય ત્યાંસુધી પોતે ઝાડ વાવતા, બીજા પાસે વવરાવતા, એ ઝાડનો ઉછેર રોજ જોતા અને રાત પડે પોતે કરેલાં કાર્યનો સંતોષ અનુભવતા.

કુમારશ્રી માધુભા સાહેબે શ્રી જયકૃષ્ણભાઇની નીચેના શબ્દોમાં તારીફ કરી હતી:

"ચારિત્ર્ય, દેશપ્રેમ, રાજ્યભક્તિ, શૌર્ય, ઉદારતા, જનસેવાની સતત ધૂન આદિ ગુણો જેના જીવનમંત્ર છે, એવી અસાધારણ ભવ્ય વ્યક્તિઓ દરેક કાળમાં, દરેક દેશમાં પ્રશંસા પામે છે અને આદરપાત્ર બને છે. જેમની ખાતર આજનો મહાન મેળાવડો ગોઠવવામાં આવ્યો છે તે પણ એવી જ અસાધારણ વ્યક્તિ છે અને એ વ્યક્તિ તે આપણા મી. જયકૃષ્ણઇન્દ્રજી.

"છેલ્લાં પાંચ વર્ષની તેમની અતિ ઉજ્વલ કારકીર્દિ વિષે મારો જાતઅનુભવ છે અને મને કહેવા દ્યો કે આટલી પક્વ વયે પણ તેમણે પોતાના કામમાં યુવાનને પણ શરમાવે એવો શ્રમ અને ઉત્સાહ દર્શાવ્યાં છે. આની સાથે એમનું નિરભિમાન તથા પોતાના કામમાં સામાને રસ કેમ ઉત્પન્ન થાય તે માટેની સતત કાળજી તો કેવળ દાખલારૂપ છે. " મારું જ્ઞાન જનસમાજને ઉપયોગી કેમ થાય એ જ એમનું જીવનસૂત્ર છે અને તે તાદૃશ્ય કરી બતાવવા તેમણે "કચ્છ સંસ્થાનની વનસ્પતિઓ અને તેની ઉપયોગિતા।" નામનું મોટું દળદાર સચિત્ર પુસ્તક તૈયાર કરી આપણી સમક્ષ રજૂ કર્યું છે."

પોરબંદર રાજ્યનાં જંગલો અને ઉદ્યોગોના નિયામક અમલદાર તરીકે, કચ્છ રાજ્યના વનસ્પતિશાસ્ત્રી તરીકે

તેમણે રાજ્યસેવા, દેશસેવા અને પ્રજાસેવા એ ત્રણે દિશામાં ખ્યાતિ મેળવી હતી. સમુદ્રકિનારે જામેલા રેતીના ઢગલાને "દૂવા" કહેવાય છે; આ દૂવા સમુદ્રકિનારે ન હોય તો દરિયાનાં પાણી રોકાય નહિં; પણ આ રેતીના ડુંગરા ઉપર જોરથી પવન ફુંકાય ત્યારે આ રેતી દૂર દૂર સુધી ઉડે છે અને આજુબાજુનાં ખેતરો, ઘરો, ગામો વગેરેને નુકશાન કરે છે. આ નુકસાનથી બચવા માટે યોગ્ય પ્રકારની વનસ્પતિ ઉગાડીને જયકૃષ્ણભાઇએ કચ્છના દૂવાઓને કાબૂમાં આણ્યા, અને રેતીને દબાવીને કિનારાની જમીનને લીલીછમ બનાવી અને ખેતીને તેમજ મકાનોને નુકશાન થતાં અટકાવ્યાં. તેવી જ રીતે ક્ષારે પણમાં વનસ્પતિ, ઔષધિઓ, જંગલની પેદાશ વગેરેનો ઉપયોગ કરવામાં તેમના જ્ઞાનનો ઉપયોગ કર્યો. તેમનું ગૃહસ્થી જીવન, તેમનું સ્વદેશાભિમાન, તેમની ઉદારતા, તેમની મેમાનગીરી, તેમનો વિદ્યાર્થી તરફનો અખંડ પ્રેમ, તેમનું પ્રભુપરાયણ જીવન, તેમનો ભજનકીર્તનનો પ્રેમ એ સઘળું એમના જીવનની વિશિષ્ટતાઓ ગણાય.

તેમનાં પુસ્તકોનું મૂલ્ય તે વખતના પ્રમાણમાં વધારે હોવાથી તેમનું વનસ્પતિજ્ઞાન પ્રમાણભૂત હોવા છતાં તેમના મોંઘા પુસ્તકની નકલો ખપી નહીં; પરંતુ તેની હિંદી આવૃત્તિને માટે પંડિત મદનમોહન માલવિયા તરફથી આગ્રહ કરવામાં આવેલો, અને હજુ પણ હિંદના જુદા જુદા પ્રાંતોમાંથી તેની નકલ માટે માગણી થાય છે અને તેની બીજી આવૃત્તિ "સસ્તું સાહિત્યવર્ધક મંડળ" પાસે તૈયાર થાય છે. તેમની તીવ્ર વૈજ્ઞાનિક બુદ્ધિ અને વૃત્તિ તેમના પુસ્તકોમાં ઝળહળી રહી છે; તેની મહત્તા અર્વાચીન વિદ્યાર્થીઓએ ખાસ સમજવા જેવી છે. શિક્ષણના સાધનોનો અભાવ છતાં પણ ખંત અને મહેનતથી અર્વાચીન વૈજ્ઞાનિક પદ્ધતિ પ્રમાણે પોતાનો અભ્યાસ આગળ વધારીને તેમણે ગુજરાતના વૈજ્ઞાનિકોની આત્મશ્રદ્ધા જગાડી છે. વર્ષો સુધી મહેનત કરવી પડે તો તેને માટે તત્પર થનાર ઘણા ઓછાં વિદ્યાર્થીઓ મળી આવે છે. તે સમયમાં જયકૃષ્ણભાઇના જીવનમાંથી આપણને ઘણો ઉપદેશ મળે છે. નવયુગની નવી પદ્ધતિ અને નવી પ્રજાની નવશક્તિ ખીલવવાને માટે આવશ્યક વસ્તુસ્થિતિ આપણને એવા મહાપુરૂષોના જીવનના અભ્યાસથી જ મળી શકે છે. નવ ગુજરાતને જયકૃષ્ણભાઇ જેવા અનેક વૈજ્ઞાનિકો મળે અને તેઓ તેમના જીવનના આદર્શોથી પ્રેરાઇને સંભાળપૂર્વક અને વિજ્ઞાનસેવાના ક્ષેત્રોમાં પોતાની શક્તિ વાપરે એ જ પ્રાર્થના!

## શ્રી અરવિન્દનાં કેટલાંક સૂક્તો

### શ્રદ્ધા અને જ્ઞાન

શ્રદ્ધા જ્ઞાનની પુરોગામી છે અને નહિ કે જ્ઞાનની અનુગામી. જે સત્યને વિશિષ્ટ રૂપે અનુભવગોચર કર્યું નથી એ સત્યની ઝાંખી તેનું નામ શ્રદ્ધા છે.

### લાગણીઓ ઉપરનું સ્વામિત્વ

સ્નેહ, વેદના, દિલગીરી, નિરાશા, ઉન્માદક હર્ષ—આવી લાગણીઓના અનુભવમાં રાચવું અને તેના ઉપર જ વધારે પડતો ભાર દેવો એનું નામ લાગણીવેડા છે. ઉંડા સંવેદનમાં શાન્તિ, નિયંત્રણ, પવિત્રતાને પ્રેરતો સંયમ અને પ્રમાણબદ્ધતા હોવાં જોઇએ. પોતાની વૃત્તિઓ અને લાગણીઓના ભોગ બનવું ન જોઇએ પણ તે ઉપર હંમેશાં સ્વામિત્વ જમાવવું જોઇએ.

### મનુષ્યસ્વભાવમાં રહેલ અહં

અભિમાન એ અહંનો એક આકાર છે. અહંના તો આવા બીજા હજારો આકારો છે—સારા તેમજ ખરાબ. નમ્રતા તેમજ અભિમાન, સદ્ગુણો તેમજ દુર્ગુણો.

### સંકોચશીલતા

સંકોચશીલતા બે પ્રકારની છે: એક સત્યને વ્યક્ત કરવાની અથવા તો બીજા લોકો સમજી ન શકે તેવી બાબતોમાં સત્ય પ્રત્યે વફાદારી દાખવવાની અપ્રેરિત શરમ અને બીજી શ્રેષ્ઠ પ્રકારની મનની વાત મનમાં સમાવવાપણું પોતાના હિતનાં ઉંડા સંવેદનો અન્ય સમક્ષ રજુ કરવાની અનિચ્છા, ઇશ્વર સાથેનો પોતાનો પ્રેમસંબંધ અન્યથી અજાણ રાખવાની-તેની પવિત્રતા જાળવવા-ઇચ્છા, એક પ્રકારની માનસિક લાગણી.

### શરીરમન

સત્યને સ્પર્શતું ચિન્તનશીલ મન શરીર સાથે કશો પણ સંબંધ ધરાવતું નથી. શરીરમન વ્યાપક મનનો એ અંશ છે કે જે માત્ર રૂપી પદાર્થો સાથે સંલગ્ન છે. એ ઇન્દ્રિયમન ઉપર આધાર રાખે છે, માત્ર બહારના પદાર્થો, કાર્યો વિગેરેના બાહ્ય પદાર્થોના જ્ઞાનમાંથી વિચારો પેદા કરે છે, તેમાંથી અનુભવો તારવે છે, અને જ્યાં સુધી ઉપરના પ્રકાશનું અંદર અવતરણ થયું ન હોય ત્યાં સુધી બીજા કોઇ સત્યનું તેને જ્ઞાન હોતું નથી.

તેમણે રાજ્યસેવા, દેશસેવા અને પ્રજાસેવા એ ત્રણે દિશામાં ખ્યાતિ મેળવી હતી. સમુદ્રકિનારે જામેલા રેતીના ઢગલાને "ઢૂવા" કહેવાય છે; આ ઢૂવા સમુદ્રકિનારે ન હોય તો દરિયાનાં પાણી રોકાય નહિં; પણ આ રેતીના ડુંગરા ઉપર જોરથી પવન ફુંકાય ત્યારે આ રેતી દૂર-દૂર સુધી ઉડે છે અને આજુબાજુનાં ખેતરો, ઘરો, ગામો વગેરેને નુકશાન કરે છે. આ નુકસાનથી બચવા માટે યોગ્ય પ્રકારની વનસ્પતિ ઉગાડીને જયકૃષ્ણભાઈએ કચ્છના ઢૂવાઓને કાબૂમાં આણ્યા, અને રેતીને દબાવીને કિનારાની જમીનને લીલીછમ બનાવી અને ખેતીને તેમજ મકાનોને નુકશાન થતાં અટકાવ્યાં. તેવી જ રીતે જુદારે પણમાં વનસ્પતિ, ઔષધિઓ, જંગલની પેદાશ વગેરેનો ઉપયોગ કરવામાં તેમના જ્ઞાનનો ઉપયોગ કર્યો. તેમનું ગૃહસ્થી જીવન, તેમનું સ્વદેશાભિમાન, તેમની ઉદારતા, તેમની મેમાનગીરી, તેમનો વિદ્યાર્થી તરફનો અખંડ પ્રેમ, તેમનું પ્રભુપરાયણ જીવન, તેમનો ભજનકીર્તનનો પ્રેમ એ સઘળું એમના જીવનની વિશિષ્ટતાઓ ગણાય.

તેમનાં પુસ્તકોનું મૂલ્ય તે વખતના પ્રમાણમાં વધારે હોવાથી તેમનું વનસ્પતિજ્ઞાન પ્રમાણભૂત હોવા છતાં તેમના મોંઘા પુસ્તકની નકલો ખપી નહીં; પરંતુ તેની હિંદી આવૃત્તિને માટે પંડિત મદનમોહન માલવિયા તરફથી આગ્રહ કરવામાં આવેલો, અને હજુ પણ હિંદના જુદા જુદા પ્રાંતમાંથી તેની નકલ માટે માગણી થાય છે અને તેની બીજી આવૃત્તિ "સસ્તું સાહિત્યવર્ધક મંડળ" પાસે તૈયાર થાય છે. તેમની તીવ્ર વૈજ્ઞાનિક બુદ્ધિ અને વૃત્તિ તેમના પુસ્તકોમાં ઝળહળી રહી છે; તેની મહત્તા અર્વાચીન વિદ્યાર્થીઓએ ખાસ સમજવા જેવી છે. શિક્ષણના સાધનોનો અભાવ છતાં પણ ખંત અને મહેનતથી અર્વાચીન વૈજ્ઞાનિક પદ્ધતિ પ્રમાણે પોતાનો અભ્યાસ આગળ વધારીને તેમણે ગુજરાતના વૈજ્ઞાનિકોની આત્મશ્રદ્ધા જગાડી છે. વર્ષો સુધી મહેનત કરવી પડે તો તેને માટે તત્પર થનાર ઘણા ઓછાં વિદ્યાર્થીઓ મળી આવે છે. તે સમયમાં જયકૃષ્ણભાઇના જીવનમાંથી આપણને ઘણો ઉપદેશ મળે છે. નવયુગની નવી પદ્ધતિ અને નવી પ્રજાની નવશક્તિ ખીલવવાને માટે આવશ્યક વસ્તુસ્થિતિ આપણને એવા મહાપુરૂષોના જીવનના અભ્યાસથી જ મળી શકે છે. નવ-ગુજરાતને જયકૃષ્ણભાઇ જેવા અનેક વૈજ્ઞાનિકો મળે અને તેઓ તેમના જીવનના આદર્શોથી પ્રેરાઇને સમાજસેવા અને વિજ્ઞાનસેવાના ક્ષેત્રોમાં પોતાની શક્તિ વાપરે એ જ પ્રાર્થના!

## શ્રી અરવિન્દનાં કેટલાંક સૂક્તો

### શ્રદ્ધા અને જ્ઞાન

શ્રદ્ધા જ્ઞાનની પુરોગામી છે અને નહિ કે જ્ઞાનની અનુગામી. જે સત્યને વિશિષ્ટ રૂપે અનુભવગોચર કર્યું નથી એ સત્યની ઝાંખી તેનું નામ શ્રદ્ધા છે.

### લાગણીઓ ઉપરનું સ્વામિત્વ

સ્નેહ, વેદના, દિલગીરી, નિરાશા, ઉન્માદક દર્દ—આવી લાગણીઓના અનુભવમાં રાચવું અને તેના ઉપર જ વધારે પડતો ભાર દેવો એનું નામ લાગણીવેડા છે. ઉંડા સંવેદનમાં શાન્તિ, નિયંત્રણ, પવિત્રતાને પ્રેરતો સંયમ અને પ્રમાણબદ્ધતા હોવાં જોઇએ. પોતાની વૃત્તિઓ અને લાગણીઓના ભોગ બનવું ન જોઇએ પણ તે ઉપર હમેશાં સ્વામિત્વ જમાવવું જોઇએ.

### મનુષ્યસ્વભાવમાં રહેલ અહં

અભિમાન એ અહંનો એક આકાર છે. અહંના તો આવા બીજા હજારો આકારો છે—સારા તેમજ ખરાબ, નમ્રતા તેમજ અભિમાન, સદ્ગુણો તેમજ દુર્ગુણો.

### સંકોચશીલતા

સંકોચશીલતા બે પ્રકારની છે: એક સત્યને વ્યક્ત કરવાની અથવા તો બીજા લોકો સમજી ન શકે તેવી બાબતોમાં સત્ય પ્રત્યે વફાદારી દાખવવાની અર્ધપ્રેરિત શરમ અને બીજી એક પ્રકારની મનની વાત મનમાં સમાવવાપણું પોતાના દિલનાં ઉંડા સંવેદનો અન્ય સમક્ષ રજુ કરવાની અનિચ્છા, ઇષ્ટ સાથેનો પોતાનો પ્રેમસંબંધ અન્યથી અજાણ્યુ રાખવાની-તેની પવિત્રતા જાળવવાની-ઇચ્છા, એક પ્રકારની માનસિક લાગણી.

### શરીરમન

સત્યને સ્પર્શતું ચિન્તનશીલ મન શરીર સાથે કશો પણ સંબંધ ધરાવતું નથી. શરીરમન વ્યાપક મનનો એ અંશ છે કે જે માત્ર રૂપી પદાર્થો સાથે સંલગ્ન છે. એ ઇન્દ્રિયમન ઉપર આધાર રાખે છે, માત્ર બહારના પદાર્થો, કાર્યો નિહાળે છે બાહ્ય પદાર્થોના જ્ઞાનમાંથી વિચારો પેદા કરે છે, તેમાંથી અનુમાનો તારવે છે, અને જ્યાં સુધી ઉપરના પ્રકાશનું અંદર અવતરણ થયું ન હોય ત્યાં સુધી બીજા કોઇ સત્યનું તેને જ્ઞાન હોતું નથી.

# શિલ્પી શ્રીધર મહાપાત્ર

'કુમાર'ના સૌજન્યથી પ્રાપ્ત થયેલા આ કલાકારની શિલ્પકૃતિઓના કેટલાક નમૂનાઓ અહિં રજુ કરતાં આનંદ થાય છે.



અપ્સરા

પાળેલું પંખી



શ્રીધર મહાપાત્રે અમદાવાદના નિવાસ દરમિયાન સર્જેલું આ એક અનુપમ કાષ્ઠશિલ્પ છે. માત્ર આઠ જ ઇંચના લાકડાના ટુકડામાં એણે સૌંદર્યકાવ્ય રચ્યું છે. સેવનના સફેદ લાકડાને મીણ જેવી મૃદુતા અર્પી નખશિખ અવયવો, અલંકારો અને અંગમરોડમાં કોઇ ઠેકાણે ટાંકણાનો કર્કશ ઘસારો જણાવા દીધો નથી વાયુની ફૂંકે જાણે બધી સપાટી લીસી અને મૃદુ બની હોય એવી અકળ કારીગરી સાથે મનોહર સૌંદર્યની જે ભભક આખા પાત્ર ઉપર ફેલાઇ છે તે તો આ ફોટોગ્રાફમાં પણ ઉતારવી અશક્ય છે.



## શણગાર





યમુનાતીરે રાધા

સૌંદર્યના સ્તોત્ર સમું પાષાણમાં ઉતરેલું આ એક જ મનોહર શિલ્પકાવ્ય છે. એ શા વિચાર કરતી હશે? એ તે યમુનાજળમાં પોતાનું પ્રતિબિંબ નીરખે છે કે પાદાંગુલિએ? પાણીનાં પદ્મપત્રો સાથે લીલા ખેલે છે કે પ્રિયતમ શ્રી કૃષ્ણનું ચિંતન એ કરે છે? ચિત્રવિષયમાં કરેલા મનોહર ભાવસંચાર ઉપરાંત તેની શિલ્પક્રિયા પણ અનુપમ છે.



હર–પાર્વતી નૃત્ય



નાગદમન



શ્રી મહાપાત્રનું આ એક અનેરું કાષ્ઠસર્જન છે. હોઠ કે એ હાથના લાકડાના ટુકડામા કલાપૂર્ણ નૃત્યયોજન ને હરપાર્વતીનાં મુખારવિંદોની ભાવલીલા જોતાં શ્રી મહાપાત્રની પ્રથમ પંક્તિની કૃતિ ઠરે એવું આ શિલ્પ છે, અને કલકત્તાના કલાપ્રદર્શનમાં એ માટે તેમને સુવર્ણચંદ્રક અપાયો છે તે યથોચિત લાગે છે.



# અપલક્ષણ

• મધ્યમ વર્ગના જીવન ઉપર પ્રકાશ
• પાડતી એક સામાજીક નવલકથા

શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ

(૧)

બેસતા જેઠ મહિનાનો વાદળિયો તાપ હતો. મધ્યાન્હ થઇ ગયો હતો. ઊની લૂ વાતી હતી. ખેડૂતો ખેતરમાંથી સાંતીડાં સાથે ઘર તરફ પાછા ફરતા હતા. બળદો તાપથી ફુંફાડા મારતા રેબઝેબ થઇ ગયા હતા. ઠંડક શોધતું કૂતરું પ્રાગજી સંઘવીની હાટડીના ઓટલાને છેડે પગ વડે ભોંય ખોદતું હતું.

હરજીવન ટપાલીએ દુકાને આવીને હાક મારી: "અરે સંઘવી, ઊઠો ઊઠો, આજ તો તમારો મનીઑર્ડર લાવ્યો છું."

સંઘવી ઘેર જમી આવીને શરીરે ટાઢું પંચીઉં લપેટીને દુકાને જરા આડા પડખે થયા હતા એવામાં ટપાલીની હાક સાંભળીને ચડપ બેઠા થતાં બોલ્યા; "મનીઑર્ડર છે? કોણે મોકલ્યો છે?"

હરજીવને મનીઑર્ડરનું ફારમ સંઘવીની સામે ધરતાં હસીને કહ્યું: "પોતાના હોય તે મનીઑર્ડર મોકલે. મારા જેવા અકર્મી ઉપર કોઇ થોડો જ મનીઑર્ડર મોકલવાનું હતું! જુઓને અમદાવાદથી આવ્યો છે; મોકલનારનું નામ છે પ્રેમ...પ્રેમનો, હા હા, પ્રોફેસર મનોભાઇ તો તમારા દીકરા ને?"

"હા, બરાબર." કહેતા સંઘવીએ ફારમ હાથમાં લઇ ઉપર-નીચે જોયું. પચાસ રૂપિયાનો મનીઑર્ડર હતો. સંઘવીએ તુરત સહી કરી આપી અને રૂપિયા ગણી લીધા.

· હરજીવન ઊઠીને જતો હતો, તેનો હાથ પકડીને સંઘવીએ તેને રોકયો અને દાબડામાંથી સાકરિયા ચણાની મૂઠી ભરીને તેના ખોબામાં ઠાલવતાં કહ્યું: "જરા મ્હોં ગળ્યું કરતો જા."

હરજીવને રાજી થતાં થોડા સાકરિયાનો બુકડો મ્હોંમાં માર્યો. બાકીના ગજવામાં ભરી ચાલવા માંડ્યું.

પ્રાગજી સંઘવીની જિંદગીમાં ખરેખર આ એક એવો બનાવ હતો કે તે ઉમંગમાં આવી ગયા વિના રહે જ નહિ.

દશ-બાર વર્ષ પહેલાંની જ વાત. પ્રાગજી સંઘવી બલદાણાના મોટા વેપારી હતા. તે વખતના તેમના વૈભવની ન પૂછો વાત. સંઘવી રૂનો વેપાર કરતા અને સાથી રાખીને ઘરખેડ પણ કરતા હતા ગામનાં સુખી લેખાતાં વાણિયાનાં ઘરોમાં પહેલા નંબરનું ઘર તેમનું લેખાતું. ઘેર બે દૂઝણી ભેંસો અને બે જોડ બળદ હતા. એક ઘોડો પણ ખરો; પરન્તુ પછીનાં બે વરસમાં તેમનો બધો વૈભવ અટવાઇ ગયો. એક વર્ષ નબળું આવ્યું એટલે એક બાજુએ ઘરખેડ માથે પડી. બીજે વર્ષે જમા માંડેલી થાપણો ઊપડી ગઇ એટલે વેપાર ઓછો કરી નાંખવો પડ્યો. તે વખતે ઘરમાંથી જે ધન ગયું ને એ પછીનાં આઠ-દશ વરસમાં પણ પાછું ન આવ્યું.

એવા વખતમાં સંઘવી ઘસાયા ખરા, પણ તેમણે ખબરદારીથી વર્તવા માંડ્યું. પોતે પૈસે ટકે ખાલી થઇ ગયા છે એ કોઇની જાણમાં ન આવે એવી રીતે તે બધો દેખાવ રાખવા લાગ્યા. ઘરનો વૈભવ જરાએ ઓછો થવા ન દીધો. "છોકરો હવે અંગ્રેજી ભણતો થયો એટલે ઘર-ખેડ થોડો જ રાખવાનો છે?" એમ કહી તેમણે ઘરખેડ કાઢી નાખી ને ખેતરો ભાગથી ખેડવા આપ્યાં. વેપાર કરવા પૈસા જોઇએ તે પાસેના લીંબડી ગામમાંયા ખેતર કે ઘરેણાં

છાની રીતે ગીરો મૂકીને લાવતા અને મોસમ વીત્યે પાછા આપી આવતા. પણ આવક કરતાં ખર્ચ વધતું અને ઘરની સંપત ઘસાતી જતી હતી તે બીજાં બે વર્ષમાં સંઘવીના ખ્યાલમાં આવી ગયું.

એ જ વર્ષે મનોર મેટ્રીકની પરીક્ષામાં પાસ થયો, અને તેને કોલેજમાં આગળ અભ્યાસ કરવા માટે મૂકવાનું થયું ત્યારે સંઘવી ગૂંચવાઇ ગયા. ઘરનું ખર્ચ વેળાસર જોઇ સમજીને તેમણે ઘટાડ્યું હતું, ગર્ભશ્રીમંતાઇનો દેખાવ કરવામાં સાર નથી એ તેમણે જોઇ લીધું હતું, પણ દીકરાને ભણાવવામાં કાંઇ કરકસર થોડી જ થાય? મનોરને ભાવનગરની કોલેજમાં ભણવા મોકલતાં સંઘવીએ ઘરેણું વેચીને તેને બસો રુપિયા બંધાવ્યા હતા. મનોર ભણવામાં હોંશિયાર હતો, પરન્તુ પિતાને વાગેલા ઘા તેણે વેઠયા નહોતા કે કરકસર શિખે. બીજા બાપકમાઇવાળા સહાધ્યાયીઓની જેમ તે રહેતો અને તે પૈસા જોઇએ તેમ પિતા પાસેથી મગાવતો.

મનોરના ભણતરના ખર્ચને પોતાથી હવે પહોંચી વળાશે નહિ એમ પ્રાગજી સંઘવીને ઘણીવાર લાગતું, પણ મનોરની બા કહેતી:"આજ મનોરના ભણતરમાં પૈસા ખર્ચશો તો કાલ દસગણા ઊગી નીકળશે અને તે આપણને જ પાછા મળશેને? માટે ગમે તેમ કરીને તેને આગળ ભણાવો. આવો હોંશિયાર દીકરો છે એ જ આપણું કાંઇ જેવું તેવું ભાગ્ય છે?"

નાનો-મોટો વેપાર કરીને સંઘવી ઘરખર્ચ જેટલું તો કૂટી કાઢતા; પરંતુ વર્ષે હજાર-બારસો રૂપિયાની જોગવાઇ દીકરાના ભણતર માટે કરવી એ તેમને બહુ વસમું લાગતું. તેમણે ઘરેણાં તો વેચ્યાં જ હતાં અને હવે એક પછી એક ખેતર વેચીને એ જોગવાઇ કરવી પડતી હતી.

મનોર બી. એ.ની પરીક્ષામાં પહેલા વર્ગમાં પસાર થયો કે તુરત ધ્રાંગધ્રા, વઢવાણ, લીંબડી જેવાં મોટાં ગામોના શેઠિયાઓની દીકરીઓ માટેનાં કહેણ આવવા લાગ્યાં. ખરેખર, એવાં કહેણોથી ઉપજતું સુખ એક પિતાને માટે માણવા જેવું લેખાય, પણ બિચારા પ્રાગજી સંઘવી તે માણી શકતા નહોતા. ઘર ખાલી કરીને તેમણે દીકરાને ભણાવ્યો હતો. હવે તેનું સગપણ કરીને તેને પરણાવવો કઇ મૂડીમાંથી? ત્યાં તો મુંબઇથી મનોરનો પત્ર આવ્યો કે "મારું સગપણ હમણાં કરશો નહિ. મારે હજી એમ. એ. ની ટર્મ્સ ભરવી છે."

દીકરાને પરણાવવાના ખર્ચની ચિંતાને સ્થાને હવે દીકરાને બે વર્ષ આગળ ભણાવવાની ચિંતા સંઘવી ઉપર પડી. તેમણે દીકરાને પત્ર લખ્યો: "ભાઇ! હવે તને ભણાવવાનું ખર્ચ મારાથી ઉપડે તેમ નથી, તો નોકરી કરવાની સાથે સાથે ભણવાનું બને તો આગળ ભણજે, બાકી મારાથી તને રાતો પૈસો હવે મોકલી શકાય તેમ નથી."

બસ, એ પત્ર મનોરને પહોંચ્યો ત્યાર પછી સાડાત્રણ વર્ષે તેનો આ પહેલો મનીઓર્ડર આવ્યો હતો!

એ ગાળામાં મનોર મુંબઇમાં એમ. એ. થયો હતો. એક ધનિક વાણિયાની કન્યાને તે પરણ્યો હતો અને અમદાવાદની કોલેજમાં નોકરી મેળવી પ્રાધ્યાપક મનોહરલાલ પરાગરાય સંઘવી તરીકે તે વિદ્યાર્થીઆલમમાં પ્રતિષ્ઠિત પણ થયો હતો. તે કોઇવાર પિતાને મળવા આવ્યો નહોતો કે પત્ર પણ લખતો નહોતો. લગ્ન પ્રસંગે પણ તેણે પિતાની હાજરીની જરૂર માની નહોતી. પછી તેણે પિતાને એક પૈસોય મોકલ્યો શાનો હોય? પ્રાગજી સંઘવીએ દીકરાને ભણાવવામાં ખર્ચેલા પૈસા ખારા પાટમાં વાવ્યા હોવાનું માનીને ગામમાં એક નાની સરખી કરિયાણું વેચવાની હાટડી નાખી, બાર વરસનો દીકરો તથા દસ વરસની નાની દીકરીને ઉછેરતા તે ગરીબાઇમાં દહાડા કાઢતા હતા. સાઠની ભરતીમાં આવી ગયા હોવાથી તે નિઃશ્વાસો નાંખતા હવે જીવનનો આરો શોધી રહ્યા હતા.

એ વખતે કશો કાગળ-પત્ર નહિ અને મનોર તરફથી એકાએક પચાસ રૂપિયાનો મનીઓર્ડર પોતાપર આવ્યો હતો, એ શું સંઘવીને ભાગ્યચક્રનો સવળો ફેરો ન લાગે?

## (૨)

બીજે દિવસે સંઘવીને પુત્રનો લખેલો પત્ર મળ્યો:

"પૂજ્ય પિતાજી! ત્યાં સૌ કુશળ હશે. અહીં કુશળતા છે. આ પત્ર લખવાનું કારણ એ છે કે ચાર દિવસ પછી એટલે કે આવતા શનિવારે મેલમાં નીકળી હું અને મારા એક પ્રાધ્યાપક મિત્ર વીરેન્દ્ર અમીન ત્યાં આવવાના છીએ. ખાસ કામ તો તેમનું છે અને હું તેમની સાથે માત્ર આવવાનો છું. વીરેન્દ્રભાઇ સુખી પાટીદાર કુટુંબના સજ્જન છે, અહીં કોલેજમાં મારી સાથે ઇકોનોમિક્સના

પ્રાધ્યાપક તરીકે કામ કરે છે અને તે પી.એચ. ડી. ની ડીગ્રી મેળવવા માટે એક થીસીસ-નિબંધ-તૈયાર કરી રહ્યા અને તેને અંગે તેએ દિવસ માટે આપણા મહેમાન થવાના છે. ત્યાંના મધ્યમ વર્ગના બ્રાહ્મણ, રાજપુત અને વણિક કુટુંબોની કેટલીક માહિતી તેમને પોતાના નિબંધ માટે જોઇએ છે, તે તો હું તેમની સાથે હોઇશ એટલે જુદાં જુદાં કુટુંબો નમૂના તરીકે પસંદ કરીને મેળવી આપીશ. પરંતુ ત્યા બે દિવસને માટે તે આપણા મહેમાન થાય તે વખતે તેમના ભોજન, નિવાસ, આતિથ્ય વગેરેમાં જરાયે ખામી ન આવે, આપણું હીણું ન દેખાય, તેમની નજરમાં આપણી પ્રતિષ્ઠા જરાયે ઊતરી ન જાય, આપણી રહેણીકરણી અંગે તેમના મન ઉપર જરાએ ઊતરતી છાપ ન પડે તેટલા માટે પૂરતી વ્યવસ્થા કરી રાખવાની છે.

આપણા ઘરના પૂરતા હવા-ઉજાશ વિનાના અને ગારથી લીપેલા એ ઓરડાઓમાં તેમને ઉતારો આપી શકાય જ નહિ, એટલે આપણા ઘરની બાજુએ મકન મેરાઇની મેડી છે તે તમે કોઇ પણ રીતે મેળવી લેજો અને તેને સાફ કરાવી, ધોળાવી, માથે છાપરું છે તો ચંદરવા બંધાવીને તૈયાર રાખજો. મકન મેરાઇની ડોસી કદાચ ભાડું માંગે તો પણ તે માગે તે આપજો. એ મેડીમાં એક ટેબલ, ખુરશી, પલંગ, ધોયેલી ચાદર બિછાવેલું ગાદલું અને એક જાજમ એટલો સામાન ગમે ત્યાંથી માગી લાવીને પણ મુકાવજો. ત્યાંના ગીરાસિયા કુટુંબોમાંથી તે વસ્તુઓ મળી રહેશે. તેઓ પણ ભાડું માગે તો આપજો, પણ કશી ખામી રહેવા દેશો નહિ

અમીન સાહેબ ઉમંગથી જમે અને આપણી વાહ વાહ કરે એવું સરસ ભોજન પણ જોઇએ. મારી બાને તેવું કાંઇ તૈયાર કરતાં જ નહિ આવડે. લાપસી, ચૂરમુ કે શીરો એ બધાં જૂનવાણી જમણ છે, એટલે શિખંડ-પૂરી-શાક-રાયતાં-ચટણી-કાતરી-કચોરી-બટાટાવડાં ઇત્યાદિ કોની પાસે તૈયાર કરાવશો? મગન કાકાની રંભા હમણાં હવાફેર માટે મુંબઇથી ત્યાં આવી છે તેને બોલાવી લાવશો તો તે બધું તૈયાર કરી આપશે.

આ ઉપરાંત સવારે ચા, બપોરે કૅાફી અને સાંજે કોકો જોઇશે, તે બધું વઢવાણ કે લીંબડીમાંથી મળશે. બપોરે નાસ્તામાં ફ્રુટ જોઇશે તે પણ શહેરમાંથી મળી રહેશે. ધ્યાનમાં રાખશો કેઅમીન સાહેબને કૅાફી અને કોકો વિના નથી ચાલતું તે હું તેમના પરિચય ઉપરથી જાણું છું.

અમે અહીંથી નીકળીને વઢવાણ જંક્શન ઉતરી ત્યાંથી મોટરમાં જ સીધા બલદાણા આવીશું એટલે વાહનનો બંદોબસ્ત કરવાની તકલીફ તમને નહિ પડે.

આ અંગે ખર્ચવા માટે તમને મુશ્કેલી ન પડે તેટલા સારુ મેં તમારા પર રૂપિયા પચાસનો મનીઑર્ડર મોકલ્યો છે

લી॰ આપનો પુત્ર મનોહરલાલ સંઘવી

તા. ક. અમીન સાહેબ બે દિવસ ત્યાં રહે તેટલો વખત તમે તમારી હાટડી બંધ રાખજો અને ઘર આગળ પહેલાં જેવી આપણી જૂની પેઢી હતી તેવી સજાવટ કરીને બેસવાનું ત્યાં જ રાખજો. એ બે દિવસ પૂરતાં તમે તથા ઘરનાં બધાંય જરા સારાં કપડાં પહેરવાનું ધ્યાનમાં રાખજો.”

દીકરાનો પત્ર વાંચીને સંઘવી અને તેમનાં પત્ની હેમકોરબાઇ વિચારમાંપડી ગયાં. મનીઑર્ડર આવ્યો ત્યારે તેમને લાગેલું કે દીકરામાં હવે ઘરડાં માબાપ અને નાનાં ભાઇ-બહેન પ્રત્યે લાગણી સ્ફુરી અને તેથી તેમને આનંદ થયેલો; પરંતુ મનીઑર્ડર પાછળનો મર્મ જાણ્યા પછી તેમનો એ આનંદ ઉડી ગયો. મહેમાન આવે ત્યારે પોતાની ઘરસંપત જોગી મહેમાનગતિ કરવામાં સંઘવી કુશળ હતા, પરન્તુ દિકરાએ લખ્યું હતું તેવી પરોણાગત મુશ્કેલીભરેલી અને એ નાના ગામમાં તો મુંઝવણભરેલી થઇ પડે તેવી હતી. પૈસા તો તેણે મોકલ્યા હતા પણ તકલીફ કાંઇ ઓછી હતી? કેવળ દેખાડો કરવાં માટે ઉજળી સજાવટ કરવાની બધી વિગત સંઘવીને કડવી ઝેર જેવી લાગી. આ બધો ઠોળ-ઠમાક શાને? દિકરો ભણી-ગણીને પ્રોફેસર થયો તે માટે?

હેમકોરબાઇએ પતિને કહ્યું: “ હશે હવે, ત્રણ-ચાર વર્ષે દીકરાનું મ્હોં તો જોઇશું! ઘેર આવશે તો બધું જોશે જાણશે, અને તેને ઘરડાં માબાપ ઉપર લાગણીય થશે... તમે તમારે એણે લખ્યું છે એ બધું તૈયાર થાય તેમ કરો.”

સંઘવી ઉઠીને બહાર ગયા.

## ( ૩ )

વીરેન્દ્ર ચાર વર્ષથી થીસીસ તૈયાર કરી રહ્યો હતો. જેમ જેમ તે લેખનમાં આગળ વધતો હતો તેમ તેમ તેને તેમાં વધુને વધુ વિગતો ઉમેરવાની સૂઝતી. એ ઉદ્યમી અને ઉત્સાહી જુવાન પોતાની થીસીસમાં જરાએ ઊણપ રહેવા દે તેમ નહોતું. એકેએક વિગતની જાનમાહિતી

મેળવીને તે પોતાનો નિર્ણય બાંધતો, તે અંગે જુદા જુદા લેખકોના વિચારોની તારવણી કરતો અને પોતાના સહ-પ્રાધ્યાપકો સાથે વિચારવિનિમય પણ કરતો. એવી રીતે સ્થિર થયેલું વિધાન જ તે પોતાની થીસીસમાં ઉતારતો. "મધ્યમ વર્ગની સામાજિક સ્થિતિ" એ એની થીસીસનો વિષય હતો. ગુજરાતનાં શહેરો તથા ગામડાંના પ્રતીક ૨૫ નગરો અને ગામો નક્કી કરીને તેણે ત્યાંના મધ્યમવર્ગો અંગેની જાતમાહિતી મેળવી હતી કાઠિયાવાડમાં રાજકોટ, જૂનાગઢ અને ભાવનગર જેવાં નગરોમાં જઇ આવીને તેણે જરૂરી વસ્તુ મેળવી હતી; પણ એકવાર વાતની વાતમાં મનોહરે કહ્યું: "પણ અમીન સાહેબ", કાઠિયાવાડનાં ગામડાંના મધ્યમવર્ગને તમે શહેરોના મધ્યમવર્ગ ઉપરથી કલ્પી લઇને ચલાવશો તે નહિ ચાલે હોં, એ માટે તમારે ગામડાંના નમૂનાનો પણ અભ્યાસ કરવો જોઇએ."

એ સૂચન વીરેન્દ્રને મુદ્દાસરનું લાગ્યું અને તે વિચારમાં પડી ગયો એટલે મનોહરે કહ્યું: "તમારી ઇચ્છા હોય તો હું તમને મારા વતનના ગામડાંમાં લઇ જાઉં અને ત્યાંના મધ્યમ વર્ગની સ્થિતિની તપાસમાં મદદ કરું."

વીરેન્દ્રે ઉત્સાહથી પૂછ્યું: "તમારું વતનનું ગામડું કેવું છે?"

"મધ્યમ કદનું."

"તેને રેલ્વે સ્ટેશન છે?"

"હા, છે, પણ તે નામનું જ છે; સ્ટેશનથી ચાર-પાંચ માઇલ દૂર ગામ છે."

"વાહ, વાહ, એજ બરાબર; ત્યારે આપણે એકવાર ત્યાં જાઇએ; તમને તકલીફ તો પડશે, પણ..."

"એ આપ શું બોલ્યા, એમાં તકલીફ શાની? તમે જાણતા હશો કે અમે કાઠિયાવાડીઓ આતિથ્ય કરવામાં વધારે કુશળ હોઇએ છીએ. અમને કોઇની મહેમાનગતિ કરતાં તકલીફ લાગતી જ નથી."

"થેંક યુ, તો ક્યારે જઇશું?"

"ચાર-પાંચ દિવસ પછી નીકળીશું તો પણ વેકેશન પૂરું થયા પહેલાં પાછા ફરી શકીશું."

વીરેન્દ્ર મનોહર કરતાં વયમાં દશેક વર્ષ મોટો હતો અને નોકરીમાં પાંચેક વર્ષ જેટલો સીનિયર હતો; પરંતુ બેઉ એક જ કોલેજમાં પ્રાધ્યાપકો હતા, એક જ બંગલાના જુદા જુદા ભાગોમાં વસતા હતા, અને પછી તો વિદ્યા-વ્યાસંગ કોને મિત્રો બનાવ્યા વિના રહે છે?

વઢવાણ જંકશન પર રેલ્વે ટ્રેનમાંથી ઉતરીને તેઓ ભાડાની ટેક્સીમાં બલદાણે પહોંચ્યા. પુત્રને અને મહેમાનને જોઇને પ્રાગજી સંઘવીની આંખો હસી ઊઠી. મનોહરે વીરેન્દ્રને પોતાના પિતાની ઓળખાણ કરાવી; વીરેન્દ્રે અને સંઘવીએ પરસ્પર નમસ્કાર કર્યા. સંઘવી આગળ ચાલ્યા અને વીરેન્દ્ર તથા મનોહર પાછળ દોરાયા. મનોહરને એમ થઇ ગયું કે મકન મેરાઇની મેડીમાં ઉતારાની વ્યવસ્થા પિતાજી કરી શકયા નથી. તેનું મ્હોં ઊતરી ગયું, પણ ઘરનો ઓટલો ચડતાં રસોડામાંથી "મનોહરભાઇ આવ્યા કે?" એવી રંભાની બૂમ સાંભળીને તેને સંતોષ થયો કે રસોઇ તો સારી થશે. "હા, આવ્યો બહેન" કહેતાં તેણે તેથી ઉલ્લાસ અનુભવ્યો.

સંઘવીનું મકાન આમ તો વિશાળ હતું. સળંગ ઓસરીએ ચાર મોટા ઓરડા હતા. છેલ્લા ખંડમાં મહેમાનના ઉતારાની વ્યવસ્થા કરી હતી. ત્યાં જાજમ પાથરી ગાદી-તકિયો ગોઠવ્યાં હતાં, બાજુએ ઢોલિયો બિછાવી રાખ્યો હતો. પાણિયારી પર પાણી લોટા-પવાલાંની વ્યવસ્થા કરી હતી; અને ટેબલ તો નહોતું, પણ બે ખુરશીઓ પડોશીને ત્યાંથી લાવીને મૂકી હતી.

વીરેન્દ્ર તથા મનોહરે અંદર જઇ કપડાં ઉતાર્યાં, હાથ મોં ધોઇ પાણી પીધું, ત્યાં સંઘવી આવ્યા: "નાહવાનું કેમ છે?"

વીરેન્દ્રે કહ્યું: "નહિ કાકા, અમે બધું નિત્યકર્મ તો પતાવીને જ નીકળ્યા છીએ."

"તો ચા બનાવરાવું?"

"અરે એમાં પૂછવાનું શું, પિતાજી?" મનોહર જરા ચીડાઇને બોલ્યો.

વીરેન્દ્રે કહ્યું: "જવાદોને ચાની વાત. આપણે જંક્શન પર તો પીધી છે."

સંઘવી બોલ્યા: "તો રસોઇ તૈયાર છે."

પાટલા નંખાયા અને બેઉ મિત્રો જમવા બેઠા. મનોહરે જોયું કે શિખંડ બનાવ્યો નથી પણ દૂધપાક બનાવ્યો છે, એતો ઠીક, પણ ફરસાણમાં માત્ર ઢોકળાં ને કાચી કેરીનાં ભજીયાં જ; કચોરી-કાતરી-બટાટાવડાં કશુંય નહિ! શાક

ફક્ત એક જ અને રાયતું તો બિલકુલ નહિ. ચટણી બનાવેલી પણ આંબલીની. મનોહર નારાજ થઇ ગયો.

બધું પીરસાઇ ગયું એટલે વીરેન્દ્રે કહ્યું: "સંઘવી કાકા આવું જમણ બનાવીને તમે કાઠિયાવાડના ગામડાંના મારા પરિચયમાં એક ક્ષતિ આણી. હું તો અહીંનું સાદું ભોજન કેવું હોય, તેનો અભ્યાસ કરવા આવ્યો છું."

સંઘવી સ્મિત કરીને બોલ્યા: "એ અભ્યાસ તો કોઇ વાર અચાનક આવી ચડો તો થાય."

વીરેન્દ્ર બોલ્યો: "તો મનોહરભાઇ, ખરેખર આપણે ભૂલ કરી. અગાઉથી ખબર ન આપી હોત તો જ સારું હતું."

મનોહર બોલ્યો: "આ ભોજન કાંઇ બહુ 'રીચ' નથી; દૂધપાક સિવાય બીજું બધું સામાન્ય જ છે."

સંઘવીના વદન પરથી સ્મિત ઊડી ગયું, તેમને પુત્રને કહેવાનું મન થયું કે, 'આવું ભોજન તારો બાપ વર્ષમાં એક વાર–દિવાળીના તહેવારને દિવસે–પણ જમી શકતો નથી, તે શું તારે મન સામાન્ય જ?' પણ એ ઉભરાને સંઘવી ગળી ગયા.

જમતાં જમતાં અનેક અણગમતી બાબતો મનોહરની નજરે અને સ્મરણે ચડવા લાગી.

તેણે જોયું કે વીરેન્દ્રનું આતિથ્ય કરવામાં ડોસાએ બરાબર કાળજી રાખી નથી. ઉતારો ઘરમાં આપ્યો, જમવાની વસ્તુઓમાં પૂરો માલ નહિ, હજી કૉફી–કોકો–કટ્ની કાંઇ વ્યવસ્થા થઇ હશે કે નહિ તે બાબતની તેને ચિંતા થતી હતી, અને મહેમાનને જમવા બેસાડવાના સ્થળનું વાતાવરણ આવું ગામડિયું ને ગંદું હોય તે કેવું ખરાબ! કોઇને ત્યાંથી બે–ચાર જર્મનસિલ્વરના ખુમચા મંગાવવા જેટલી તેમની અક્કલ કેમ ચાલી નહિ હોય કે જેથી કાંસાની તાંસળીમાં અને પિત્તળની કલાઇ વિનાની થાળીમાં દૂધપાક–પૂરી પીરસવાં પડયાં? દૂધપાક ચમચાથી ખાવાનું વધારે ફાવે તે ચમચા તો હતા જ નહિ. જમતાં જમતાં રસોડાની અંદરનું દ્રશ્ય નજરે પડતું હતું તે કેવું ગંદું લાગતું હતું! ભલે ઓસરીમાં જમવાનું રાખ્યું, પણ ત્યાં રંગોળી પૂરી હોત તો કેવું દીપી નીકળત! મનોહરને વધુ દુઃખ થતું હતું દસ વરસની વયની મોતી રસોડામાંથી બહાર આવી આવીને કાંઇ વસ્તુઓ મૂકી જતી હતી તેનાં કપડાં જોઇને. ગામડિયણ છોકરીની જેમ તેણે ટૂંકી ઘાઘરી ને ફાટેલો કબજો પહેર્યાં હતાં. એ પોતાની નાની બહેન હતી અને રસોડામાં આધું ઓઢીને બેઠેલી પોતાની માતા હતી એવી ઓળખ પડતાં વીરેન્દ્ર પોતાના કુટુંબ માટે કેવો ઉતરતો અભિપ્રાય બાંધશે તેની ચિંતા મનોહરને થયા કરતી હતી.

જમી ઉઠયા પછી સંઘવીએ પાન ધર્યાં નહિ અને માત્ર સૂડી–સોપારી આગળ કર્યાં, એટલે મનોહર જાણી ચૂક્યો કે આતિથ્યમાં પિતાજીએ ખૂબ જ કચાસ રાખી છે. વીરેન્દ્ર સોપારી ચાવતો ઢોલિયા પર આડે પડખે થયો તે વખતે બાજુના ઓરડામાં જઇ તેણે પિતાને પૂછ્યું: "પિતાજી! તમે પાન પણ મંગાવી રાખ્યાં નથી?"

"હું તો લાવતો'તો, પણ રામજી બીડીવાળાએ કહ્યું કે તમે એ તરખડમાં પડશો નહિ, હું તમને જોઇએ તેટલાં પાન–બીડાં બનાવી આપીશ, એટલે હું ન લાવ્યો. આજે હવે તેને ત્યાં પાન રહ્યાં નથી, એટલે પાન વિના ચલાવ્યે જ છૂટકો."

"પણ કૉફી, કોકો, કસ્ટર્ડ શું કર્યું છે?"

"કૉફી તૈયાર મળી નહિ, એટલે પાશેર ભુંદદાણા લાવ્યો છું; કોકોનું તો લીંબડીમાં કોઇ વેપારીએ નામ જ સાંભળ્યું નથી; અને કટ અગાઉથી લાવી રાખેલું બગડી જાય એટલે નકામું એટલે ન લાવ્યો."

મનોહર ખૂબ જ ચિડાઇ ગયો અને બોલ્યો: "તમે મારું નાક કપાવવા જેવું બધું કર્યું છે. એક–બે દિવસના મહેમાનની પણ પૂરી ખાતર–બરદાસ્ત ન કરી શકાય એનાથી વધારે શરમાવા જેવું બીજું શું?" એમ બોલતો મનોહર ઉકળાટમાં ને ઉકળાટમાં પિતા પાસેથી ખસી ગયો.

વીરેન્દ્ર સમીપે આવીને તેણે કહ્યું: "ત્યારે વિરેન્દ્રભાઇ! તમે જરા આરામ કરો, હું આપણા કામ અંગેની તજવીજ કરવા જાઉં છું, કે જેથી કેટલુંક કામ સરળ થઇ જાય."

"ઓલ રાઇટ!"

મનોહર ગયો અને ભારે ભોજન પછીની નિદ્રાથી ઘેરાતાં વીરેન્દ્રને વાર લાગી નહિ.

આગળી સંઘવીએ પુત્રની સૂચના મુજબ બે દિવસ દુકાન બંધ રાખવાનું જ ઠરાવ્યું હતું અને પાસેના ઓરડામાં પોતાની આગલી વેપારી પેઢીનો દેખાવ કરી રાખ્યો હતો. ગાદીને સ્થાને એક ગોદડું પાથરી, સામે તકિયો મૂકી, બાજુએ જૂનો દફતરો ગોઠવી તે ઉપર

# આધુનિક શિક્ષણ

મૂળ અંગ્રેજી: **માનવવર ચક્રવર્તી રાજગોપાલાચાર્ય.**

અનુવાદક: **પરમાનંદ**



(કેટલીયે અગત્યની વસ્તુઓ દૈનિક છાપાંઓમાં આજે પ્રગટ થાય છે અને આવતી કાલે બીજું છાપું મળતાં એ વસ્તુઓ વિસરાઇ જાય છે. વળી આવી અગત્યની વસ્તુઓ જ્યારે મૂળ અંગ્રેજીમાં હોય ત્યારે દૈનિક છાપાંઓમાં પ્રગટ થતા તેના અનુવાદો સાધારણ રીતે બહુ જ ઉપલકીયા અને અનેક ભૂલોથી ભરેલા હોય છે. આવી વસ્તુઓને તારવી લેવી, એને સુવ્યવસ્થિત આકારમાં અને અર્થવિશદ ભાષામાં રજુ કરવી, સંગ્રહિત કરવી એ પ્રબુદ્ધ જૈન જેવા માસિકોનું એક અગત્યનું અંગ લેખાવું જોઇએ આ દૃષ્ટિએ તા. ૮-૮-૪૯ ના રોજ મુંબઇ ખાતે ભારતીય વિદ્યાભવનનું ઉદ્‌ઘાટન કરતાં હિંદના ગવર્નર જનરલ શ્રી. રાજગોપાલાચાર્યે આપેલા વ્યાખ્યાનનો અનુવાદ અહીં પ્રગટ કરવામાં આવેલ છે. આ વ્યાખ્યાનમાં શ્રી. રાજગોપાલચાર્યે આજના શિક્ષણના કેટલાક મુદ્દાઓ ચર્ચ્યા છે, આજના શિક્ષણમા રહેલ વિશિષ્ટ વ્યક્તિત્વના ઘડતરની ઉણપ તરફ હિંદની પ્રજાનું ખાસ ધ્યાન ખેંચ્યું છે અને પ્રાથમિક શિક્ષણ સંબંધી કેટલાક મૌલિક વિચારો પ્રગટ કર્યા છે ગવર્નર-જનરલ જેવા અતિ મહત્વના અધિકાર ઉપર બેઠેલ આપણો પ્રતિનિધિ કેટલો જીવંત છે, જાગૃત છે તેનો આ વ્યાખ્યાન ઉપરથી આપણને સહેજે ખ્યાલ આવે છે. તંત્રી)

આપણો કોઇ પણ યુવાન યુનિવર્સિટીનું શિક્ષણ પૂરૂં કરે તે પહેલાં સૌથી વધારે અગત્યની વસ્તુ એ છે કે તેણે વ્યકિતત્વ પ્રાપ્ત કર્યું હોવું જોઇએ. ભણતરની એટલી અગત્ય નથી જેટલી ચારિત્ર્યની છે. આજે જે ભાઇઓ અને બહેનો ગ્રેજ્યુએટ થઇને બહાર પડે છે તે બીજું બધું શિખીને આવે છે, પણ ત્યાર બાદ તેનું વ્યકિતત્વ તો તે બીજે કોઇ ઠેકાણે ગોઠવાય ત્યાર પછી જ ઘડાવા પામે છે. જ્યારે જાહેર સેવાની જવાબદારીનો બોજો આગલી પેઢીની કોઇ કલ્પનામાં પણ ન આવે તેટલો બધો વધી પડયો છે ત્યારે આ વસ્તુસ્થિતિ અત્યંત અસંતોષપ્રદ બને છે.

હિંદુસ્તાનની કોલેજો વિદ્યાર્થીઓથી ઉભરાઇ રહી છે. પ્રત્યેક શૈક્ષણિક વર્ષની શરૂઆતમાં કોલેજમાં પ્રવેશ મેળવવા માટે દોડાદોડી ચાલે છે અને મેટ્રીક થયેલા વિદ્યાર્થીઓ નાતજાત, સંપ્રદાય અને એવી અનેક બાબતો આગળ ધરીને કોલેજમાં પ્રવેશ મેળવવા આકાશપાતાળ એકઠાં કરે છે. જો માત્ર કોલેજમાં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યાનો જ વિચાર કરીએ તો આપણી યુનિવર્સિટી સંપૂર્ણ રીતે સફળ થઇ છે એમ જાહેર કરવું પડે, પણ સાથે સાથે એ પણ કબૂલ કરવું જોઇએ કે આજની યુનિવર્સિટીઓ જે રીતે ચાલે છે તે રીત તદ્દન નિષ્ફળ નિવડી છે એવી લગભગ સૌ કોઇને પ્રતીતિ થઇ છે. અધ્યાપકો, વિદ્યાર્થીઓ, આપણી ધારાસભાના સભ્યો, જાહેર જનતા, ભિન્ન ભિન્ન પબ્લિક સર્વીસ કમીશનો—સૌ કોઇ કબૂલ કરે છે કે યુનિવર્સિટીઓમાં તૈયાર થતો માલ કોઇ પણ સંજોગોમાં પૂરતો સારો હોતો નથી. જો કે વિદ્યાર્થીઓની સંખ્યામાં કશી પણ કમીના હોતી નથી, પણ રાજ્યની જરૂરયાતોને પહોંચી વળાતુ નથી. ગુણવત્તાના ધોરણમાં તો ભારે ખેદજનક ઉણપ માલુમ પડે છે. લોકશાસનની ગમે તેટલી વાતો કરવામાં આવે તો પણ કાર્યનિષ્ઠ નેતૃત્વ રાષ્ટ્રીય સાધનોનું એક મૌલિક અંગ છે અને તે તો આપણી યુનિવર્સિટીઓમાંથી જ નિષ્પન્ન થવું જોઇએ. એ કંઇ આપણને બીજેથી મળી શકે નહિ. એક ક્રાન્તિકારી નેતા કે કોઇ સંતપુરુષ રાષ્ટ્રના ઇતિહાસમાં અકસ્માતથી અવારનવાર પ્રગટ થાય અને પ્રજાના વ્યવહાર અને વર્તનને નવું ઘડતર આપે, પણ પ્રજાના ક્રમશઃ વિકાસ માટે જે દિનપરદિનના કાર્યની અપેક્ષા રહે છે તે કાર્ય તો આખા દેશમાં પ્રજાનો સર્વ વહીવટ સંભાળે અને જનતાના જીવનનું નિયંત્રણ કરે એવા દેશનેતાઓની ચાલુ પુરવણી પર જ આધાર રાખે છે. આખા દેશના હજારો જીલ્લા-ઓમાં રોકાયેલા—એક નહિ પણ હજારો—ચારિત્ર્યશીલ માનવીઓની આપણને ખાસ અપેક્ષા છે. આજની જરૂરિયાતો અને આપણી યુનિવર્સિટીઓ તરફથી થતી પુરવણીની ગુણવત્તા એ બે વચ્ચે પાર વિનાનું અંતર છે એમ કબૂલ

કરવામાં જરા પણ અનિશ્ચતા થતી નથી. આપણી યુનિવર્સિટીઓમાં ભણતાં ભાઈબ્હેનોના વ્યક્તિત્વના ઘડતરમાં જે દોરવણીની આવશ્યકતા છે તે આજે સુલભ નથી. કમનસીબે આપણી કોલેજોનું વાતાવરણ બૌદ્ધિક તેમ જ નૈતિક ગંભુમેળાથી એટલું બધું ડહોળાયેલું છે કે આવા કોઇ પ્રયત્ન માટે અવકાશ જ દેખાતો નથી. આપણા વિદ્યાર્થીઓની બૌદ્ધિક શક્તિ ઘણા ઉંચા પ્રકારની છે અને શિક્ષણ પણ ઘણા ઉચા પ્રકારનું આપવામાં આવે છે, પણ જરૂરી વસ્તુનો અભાવ જ હોય છે. આ પરિસ્થિતિનો એવી રીતે ખુલાસો કરવામાં આવે છે કે આજની દુનિયામાં ચોતરફ આવો જ બૌદ્ધિક તેમ જ નૈતિક ગોટાળો પ્રવર્તે છે અને તેનું પ્રતિબિંબ આપણી યુનિવર્સિટીઓમાં જોવામાં આવે છે, પણ આપણી યુનિવર્સિટીઓ બહારના ગોટાળાને દૂર કરવાને બદલે માત્ર પ્રતિબિંબિત કરે એ શું બરાબર છે? યુનિવર્સિટીઓનું ધ્યેય ચાલુ સમાજનું યથાપ્રમાણ પ્રતિબિંબિત્વ દાખવવાનું નહિ પણ તેને સુધારવાનું અને જ્યાં અવ્યવસ્થા છે ત્યાં બુદ્ધિપૂર્વક વ્યવસ્થા તેમ જ નૈતિક મૂલ્યોની પુનઃ પ્રતિષ્ઠા થાય તેવું કંઇક કરવાનું હોવું જોઇએ.

હું ફરી વાર ભાર દઇને જણાવું છું કે યુનિવર્સિટીઓએ આજના જટિલ સમયમાં રાજ્ય પર આવી પડેલી ફરજોને પહોંચી વળવા માટે, તેમ જ સમાજને પોતાના સાંસ્કૃતિક જીવનના માર્ગે દોરવા માટે, જેની ખાસ જરૂર છે એવા સમાજ-નાયકો, શિક્ષકો તેમજ વહીવટ-કર્તાઓ પ્રજાને પૂરા પાડવા જોઇએ. એવકુરીની જગાએ બુદ્ધિપૂર્વ વિચારણાની પ્રતિષ્ઠા થવી જોઇએ. લાગણીવેડાની જગાએ આત્મનિરીક્ષણની સ્થાપના થવી જોઇએ. જ્યાં પ્રપંચોનું સામ્રાજ્ય છે તેના સ્થાને આદર્શ અને ભાવનાઓ અભિમાન થવાં જોઇએ. તકવાદીપણાનું સ્થાન સિદ્ધાંતોને મળવું જોઇએ. આ બધું કંઇ કોઇ અણધાર્યા ભવ્ય ચમત્કાર દ્વારા સિદ્ધ થતું નથી. યુનિવર્સિટીઓનો ધર્મ એવા જુવાન સ્ત્રીપુરુષો પેદા કરવાનો છે કે જેઓ પ્રજાને આ ઉજ્જવળ ચઢાણને માર્ગે લઇ જવામાં આનંદ અને કૃતાર્થતા અનુભવે. આજના યુવકો જેની અવિશ્વસનીયતાથી પોતે પણ અજ્ઞાત નથી એવી ક્ષણજીવી મુદ્રિત સામગ્રીના સ્વરૂપમાં વ્યક્ત થઇ રહેલી અસ્તવ્યસ્ત અને સંભ્રમયુક્ત વિચારણાના ભોગ થઇ પડયા છે. પોતાની ભાવિ ઉન્નતિના માર્ગે હિંદ આજના યુગમાં જે મહાન પ્રયોગ કરી રહેલ છે, તેમાં આપણી કોલેજો અને યુનિવર્સિટીઓની અદ્યતન પરિસ્થિતિ કરતાં વધારે કમનસીબ એવી બીજી કોઇ બાબત નથી. આજની યુનિવર્સિટીઓ ભૂતકાળમાં યોજાયેલી હતી અને ઘડાયેલી હતી અને આપણા વખત સાથે તે બંધબેસતી ન આવે અને આઝાદીની ઝડપી સાધના દરમિયાન જે ક્રાંતિકારી વ્યૂહરચના અખત્યાર કરવામાં આવી હતી તેથી આપણી યુનિવર્સિટીઓને ફાયદાને બદલે નુકશાન થયું હોય તો તેમાં યુનિવર્સિટીઓનો કશો દોષ નથી.

### તત્વજ્ઞાન અને સંસ્કૃતિ

આપણા જે તત્વજ્ઞાન અને સંસ્કૃતિએ ભૂતકાળમાં હિંદનું રક્ષણ કર્યું હતું તે તત્વજ્ઞાન અને સંસ્કૃતિ જો યથાસ્વરૂપે ટકી રહ્યાં હોત તો આપણી યુનિવર્સિટીઓની ત્રુટિઓમાંથી નિપજ થયેલું નુકસાન પ્રમાણમાં બહુ અગત્યનું લેખાત નહિ. જો આપણી વેદાંતી સંસ્કૃતિ માત્ર પાંડિત્યમાં જ નહિ, પણ મનુષ્યોના હૃદયમાં અને તેને લગતી ઊંડી સમજણમાં જીવતી રહી હોત તો શાળા અથવા કોલેજનાં શિક્ષણમાં રહેલી ઉણપો ચિન્તાનો વિષય ન બનત, અથવા તો તેમાંથી કોઇ ગંભીર નુકશાન નિપજવા પામત નહિ. કમનસીબે આ આપણો પુરાણો વારસો પાછળના વખતમાં એકદમ લુપ્ત થતો ચાલ્યો અને મને ભય રહે છે કે આજે તેમાંનું ઘણું ઓછું અવશિષ્ટ રહ્યું છે. એમ ન હોત તો આપણી રાષ્ટ્રીય સરકારના હેતુઓ અને ઉદ્દેશો સિદ્ધ થવામાં જે એક મોટી આડ-ખીલીરૂપ બની રહેલ છે તે લોભ અને સ્વાર્થપરાયણતાનું આવડું મોટું પ્રમાણ નજરે નિહાળવાનો વખત આવત નહિ. જે શિસ્ત, સંયમ અને નૈતિક મૂલ્યોના ખ્યાલો વેદાંતી સંસ્કૃતિના પાયામાં રહેલા છે તે સર્વ છેલ્લા પચાસ વર્ષ દરમિયાન અખત્યાર કરવામાં આવેલ વિવિધ પ્રકારની શૈક્ષણિક યોજનાઓથી આવરાઇ ગયેલ છે, અને જે પુરાણો વારસો આજે આપણે ગુમાવી બેઠા છીએ તેના સ્થાને આ શૈક્ષણિક યોજનાઓએ કમનસીબે કશું પણ મહત્વનું તત્ત્વ આપણને પૂરૂં પાડયું નથી. ચોક્કસ પ્રકારનું વ્યક્તિત્વ ઘડવું એ શિક્ષણનો હેતુ હોવો જોઇએ. એ હેતુ પાર ન પડે એવું શિક્ષણ સર્વાંશે અર્થ વિનાનું છે. બીજી બાજુએ યુનિવર્સિટીઓના હેતુઓની આ બાજુ જો ધ્યાનમાં રાખવામાં આવે તો દરેક

પ્રકારનું શિક્ષણ જરૂર સુંદર પરિણામો નિપજાવશે. જો બૌદ્ધિક શિક્ષણ સાથે વ્યક્તિત્વના વિકાસની સંભાળ લેવામાં આવશે તો શિક્ષણનો વિષય પછી વિજ્ઞાન હોય, ટેકનીકલ શિક્ષણ હોય, અર્થશાસ્ત્ર હોય, ઇતિહાસ હોય, કાયદો હોય, ગૃહવિજ્ઞાન હોય કે ગમે તે હોય–આ દરેક વિષયના શિક્ષણમાંથી દરેક વિદ્યાર્થી કે વિદ્યાર્થિનીને સમાજના નેતા બનવા માટે પુષ્કળ અવકાશ રહેશે.

## નૈતિક શિક્ષણ

નૈતિક શિક્ષણના સંબંધમાં જે મુશ્કેલી આવે છે તેથી હું અજાણ નથી. જે વ્યક્તિઓનું સમગ્ર જીવન તેમજ રીતભાત કશા પણ સીધા બોધ સિવાય અથવા તો ફરજીયાત શિસ્ત સિવાય વિદ્યાર્થીઓને પ્રેરણારૂપ અને એવી–યુનિવર્સિટીમાં એકત્ર થયેલા યુવકો વચ્ચે વસે અને વિચરે એવી ઉચ્ચ કક્ષાની વ્યક્તિઓ આપણને મળી શકતી નથી. બીજી બધી બાબતમાં અત્યંત કુશળ એવા શિક્ષકો મળે છે. વળી કોઇ પણ સંપ્રદાયને લગતા ધાર્મિક શિક્ષણ સાથે સંબંધ ધરાવતું હોય એવું કંઇ પણ શાળા કે કોલેજના અભ્યાસક્રમમાં દાખલ કરવા સંબંધે સાધારણ રીતે બહુ તીવ્ર અણગમો દર્શાવવામાં આવે છે. આની પાછળ રહેલી વિચારશ્રેણીનું અને આશંકાઓનું વાજબીપણું આપણે સમજી લેવું જોઇએ, પણ આ સબંધમાં આપણે વધારે પડતા વહેમી થઇ બેસીએ એવો પૂરો સંભવ છે. આપણી આશંકાઓ વધારી મૂકવી અને નિષ્ક્રિય બનીને સંતોષ ચિંતવવો, એ આપણને પરવડે નહી. આજની કટોકટી અત્યંત વાસ્તવિક અને ગંભીર છે. ઉપર જણાવી તેવી આપણી મુંઝવણના કારણે કેવળ નકારાત્મક વળણ આપણે ધારણ કરવું એ ઉચિત નથી. ભિન્ન ભિન્ન ધર્મો અને તેમાં રહેલું તત્ત્વજ્ઞાન સમજવા તથા શિખવા માટે અવકાશ મળે, વળી ગ્રીસ અને રોમની વિચારણાઓ જે પશ્ચિમની યુનિવર્સિટીઓમાં "ક્લાસીકલ હ્યુમેનીઝમ" ને નામે ઓળખવામાં આવે છે તેનો પણ સમાવેશ કરવામાં આવે એવી એક સર્વગ્રાહી યોજના અમલમાં મૂકવામાં આવે તો તેમાંથી એક એવું વાતાવરણ તેમજ પ્રેરણા પેદા થશે જેના પરિણામે આપણા વિદ્યાર્થીઓ સત્યને ગ્રહણ કરવાને અને દેશની સંસ્કૃતિ તેમજ તત્ત્વજ્ઞાન પચાવવાને સર્વ પ્રકારે સમર્થ થશે, અને એમ કરવા માટે કોઇ સીધો અજ્ઞાયદો યત્ન કરવાની જરૂર નહિ પડે. જે સીધી રીતે ગ્રહણ કરવામાં નહિ આવે તે આડકતરી રીતે સાધી શકાશે. આપણા વિદ્યાર્થીઓને ખ્રિસ્તીધર્મ, યહુદી ધર્મ તેમજ ઇસ્લામ અને ગ્રીસ તથા રોમના સાહિત્યમાં રસ લેતા થવા દો. પછી એમ થતાં કોઇએ તેમને કહેવું નહિ પડે પણ તેઓ પોતે જ વેદાંત તરફ આકર્ષાશે, કારણ કે હિંદમાં જેણે જન્મ લીધો છે અને પોતાના દેશ વિષે જે ગૌરવ અનુભવે છે, તેવા કોઇ પણ મનુષ્ય માટે હજુ પણ વેદાંત સુલભ અને આકર્ષક રહેવાનું જ છે.

હું જ્યારે નાનો હતો ત્યારે મારાં પાઠ્યપુસ્તકોને બાજુએ રાખીને મેં બનિયનનું "પિલગ્રીમ્સ પ્રોગ્રેસ" અને બાઇબલના જૂના અને નવા કરારના પ્રકરણો વાંચ્યાં હતાં, અને સોક્રેટીસ, માર્કસ ઓરીલિયસ અને બ્રધર લોરેન્સના વિચારોથી હું પરિચિત થયો હતો. આના પરિણામે મેં જે આનંદ અને ભક્તિભાવ અનુભવ્યો તે દ્વારા, કોઇની પણ પ્રેરણા સિવાય, હું ઉપનિષદ, ગીતા અને મહાભારત તરફ આકર્ષાયો હતો. આખરે બધી આધ્યાત્મિક ઉપાસનાઓ એક જ રસ્તે લઇ જાય છે અને જ્યારે પણ આવી ઉપાસના કરવામાં આવે છે, અને કોઇ પણ કરે છે ત્યારે તેના ઉપર ઇશ્વરના આશીર્વાદ ઉતરે છે. જો આજે હું ગમે તેટલો અપૂર્ણ છતાં શ્રદ્ધાળુ હિંદુ વેદાંતી હોઉં તો એ વસ્તુસ્થિતિ આપણા પૂર્વજો આપણને જે આપી ગયા છે, તેને જેટલી આભારી છે, તેટલી જ બીજી પ્રજાના કેટલાક ધર્મશાસ્ત્રોના પરિચયને આભારી છે. સર્વ ધાર્મિક અને આધ્યાત્મિક વિચારણાનો સંપૂર્ણ બહિષ્કાર કરીને નહિ, પણ સર્વ પ્રકારના આધ્યાત્મિક વિચારના પરિચય અને કદરદ્વારા આપણે સુરક્ષિત બનીશું અને આપણા જીવનને યોગ્ય રીતે ઘડી શકીશું.

## પ્રાથમિક શિક્ષણ

હવે પ્રાથમિક શિક્ષણનો વિચાર કરીએ તો તે વાંચન હોય, લેખન હોય, ગણિત હોય, કામ દ્વારા શિક્ષણ હોય કે આનંદ દ્વારા કેળવણી હોય, બાળકને આંકડા તથા અક્ષરના સાંકેતિક ચિહ્નોમાં ડૂબાવી દેવાના હોય અને આ રીતે જીવનના પ્રારંભકાળથી જ તેને કેવળ જડ બનાવવાનો

હોય, અથવા તો શિક્ષણનાં સાધનો સાથે પ્રારંભથી જ તેનો વ્યવહાર શરૂ કરવાનો હોય અને રમત અને કામ એ બે વચ્ચે જાણે કે કશો ભેદ જ ન હોય એવી રીતે તેણે રમવાનું અને કામ કરવાનું હોય અને બન્નેમાં તેણે આનંદ પ્રાપ્ત કરવાનો હોય, આપણી આવી શિક્ષણપદ્ધતિને 'પ્રોજેક્ટ' 'મોન્ટેસરી' પાયાની (Basic) અથવા તો આપણને ગમે એવું બીજું કોઇ પણ નામ આપીએ–આપણા બાળકોનું શિક્ષણ આપણા વર્તમાન સંજોગોને અનુરૂપ બને એ પ્રમાણે જ યોજવું જોઇએ, કારણ કે એ તો સ્પષ્ટ છે કે આપણા પૂર્વગ્રહો સાથે બંધ બેસે એવી રીતે આપણે આપણા સંજોગોમાં ફેરફાર કરી શકતા નથી. જો તમે શાંતિથી વિચારો અને તમારી યોજનાઓ તથા તેનો અમલ કરવા માટે આખરે જરૂર પડે તેટલી રાષ્ટ્રની આવક–બન્નેને સામાન્ય ગણિત લાગુ પાડો તો ગણતરી કરતાં કરતાં જ તમારી યોજનાઓ ભાંગીને ભૂકેભૂકો થઇ જવાની અને કેવળ નિરાશા અનુભવતા શાહમૃગની માફક તમે તમારૂં માથું રેતીમાં ઢાંકી દેવાના અને તમારી સામે જે કંઇ છે તેનો ઇન્કાર કરવાની તમને ફરજ પડવાની. જો આપણાં બાળકોને યોગ્ય રીતે અને સમજણપૂર્વક ઉછેરવામાં નહિ આવે તો આપણે કઇ સંસ્કૃતિ કે સભ્યતા જાળવવાના હતા ? હિંદુસ્તાનમાં સમાજની અસ્થિર પરિસ્થિતિ, તરેહ તરેહના ધારાસભાના કાયદાઓ, લોકકલ્યાણ-સાધક હીલચાલો અને એવી સંસ્થાઓ દ્વારા ચાલી રહેલ પુનર્ઘટનાનાં અનેક ચક્રો ચોતરફ ગતિમાન હોવા છતાં જેના પર પ્રજાનું આખું જીવન અવલંબી રહ્યું છે એવા પાયાના ઉદ્યોગના તંતુઓ કુલપરંપરા જાળવવાની પ્રણાલિને લીધે સદ્ભાગ્યે હજુ જીવતા છે. ઘણાં ખરાં બાળકો હજુ પણ પોતાના માતાપિતાના કામમાં મદદ કરે છે અને કોઇ પણ શાળા કે સંસ્થાના ટેકા સિવાય પોતાના કુટુંબનો ધંધો શિખે છે અને તેમાં કુશળતા પ્રાપ્ત કરે છે. ખેડૂત, સુતાર, મોચી, ભંગી, લુહાર, વણકર, દુકાનદાર, ગાડી હાંકનાર-આવા લાખો પ્રાકૃત જનો, મોટા અને ભણેલા લોકોની મહત્ત્વાકાંક્ષાઓ તેમજ વિચારશ્રેણીઓથી તદ્દન અપરિચિત રહીને, જાણે કે કશું જ બનતું ન હોય એમ પોતાનો વ્યવસાય–વ્યવહાર ચલાવે જાય છે, અને આમ આપણું જીવન વહ્યું જાય છે. આપણે ધૃષ્ટતાપૂર્વક આકાશમાં કિલ્લાઓ બાંધે જઇએ છીએ અને બાંધી શકીએ છીએ, કારણ કે નીચે ધરતી ઉપર જ્યાં આપણું ખરૂં વસનિસ્થાન છે તેની જાળવણી તો એ ભલાભોળા પ્રાકૃત જનો કરી રહ્યા છે કે જેઓ અભણ છે, અને ઉચ્ચત્તમ કક્ષાના આપણા પ્રયાસોનું જેમને ભાન પણ નથી. અન્ન વવાય છે, કપડું વણાય છે, ઘેટાં ઉપરથી ઉન ઉતારાય છે, ગાયોને ચરાવાય છે, જોડાઓ શીવાય છે, ગ્રામ-નગરની સાફસૂફી ચાલ્યા કરે છે, ગાડાંઓ અને હળો બનાવાય છે અને તેનું સમારકામ ચાલ્યા કરે છે, કારણ કે ઇશ્વરનો આભાર માનો કે આ પ્રત્યેક કામ કરનારનો વર્ગ, જ્ઞાતિ કે સમૂહ આજે હજુ હયાત છે અને એનાં એ જ ઘરો હજુ ઉભાં છે અને એ ધંધાદારી ઘરોમાં ચાલતી નિશાળો અને તે ચલાવનારા માતપિતાઓ એના એ જ માતપિતાઓ અને શિક્ષકો છે કે જેમની પાસે બીજી કશી પણ મહત્ત્વાકાંક્ષાઓથી અસ્પૃષ્ટ એવાં બાળકો સ્વાભાવિક રીતે બાપદાદાની ધંધાની તાલીમ પામ્યા કરે છે. આ પુરાતન કાળથી ચાલી આવતા સંયોગો કે જેની એકરૂપતામાં પાગલ માણસો સિવાય અન્ય કોઇ પણ વ્યક્તિ દખલગીરી કરવાનું ઉચિત ન લેખે એવા સંયોગો વચ્ચે જે પ્રાથમિક શાળાઓ આપણે સ્થાપી છે અને વધારે જઇએ છીએ, તેમાં આપણે કઇ યોજનાથી કામ કરવું જોઇએ ? શું આપણે એ સર્વ બાળકો, જેની ઉપર આપણી હકુમત પહોંચી શકે તેમ હોય તે સર્વ બાળકોને પોતપોતાના બાપદાદાના ધંધાથી વિમુખ કરીશું અને આપણે જેવી નિશાળો સ્થાપીએ તેવી નિશાળોમાં આ બાળકોને પોતાનો સર્વ સમય ગાળવાની ફરજ પાડીશું ? અને આ નિશાળોને ગમે તેટલો પ્રયત્ન છતાં આપણે કેટલી વ્યવસ્થિત અને શિસ્તબદ્ધ બનાવી શકીશું એ તો આપણે બહુ સારી રીતે જાણીએ છીએ, અને બીજું પોતાના બાપદાદાનો ધંધો શિખવાનું તેમના માટે અશક્ય બનાવી મૂકીએ છીએ તેનું શું ? કારણ કે પછી આગળ ઉપર આ કામગીરી તેઓ સફળતાપૂર્વક શિખી શકતા જ નથી અને કાચાપાકા તૈયાર થયેલા અને નિયુક્ત કરવામાં આવેલા શિક્ષકો દ્વારા આપણી નિશાળોમાં એ ધંધાઉદ્યોગો શિખવવાની આપણે ઉમેદ રાખી શકીએ તેમ નથી. આ કલ્પના જ મને ચમકાવે છે, કારણ કે આવાં પગલાંથી થનારૂં નુકસાન હું સ્પષ્ટપણે જોઇ શકું છું. પણ કદાચિત વિનાકારણ હું આટલો બધો ભયવ્યાકુળ બની રહ્યો છું. કારણ કે મને ખાતરી છે કે આપણા ગમે એટલા પ્રયાસો છતાં સદ્ભાગ્યે સંખ્યાબંધ બાળકો આપણા આ

જુલમમાંથી ઉગરી જાય છે અને કુટુંબ વચ્ચે વસવું અને વંશપરંપરાગત ધંધાઉદ્યોગની ઉમેદવારી કરવી-તાલીમ લેવી. આ પ્રકારની પુરાતન પ્રણાલિકા આપણા ગમે તેવા અન્ય દિશાના પ્રયત્નો છતાં ચાલ્યા જ કરે છે. કેળવણીને વ્યાપક બનાવવાનો આપણો સ્તુત્ય હેતુ અને આ કૌટુંબિક ઉમેદવારી તથા વંશપરંપરાના ઉદ્યોગો ચાલુ રાખવાની અસાધારણ જરૂર-આ બન્ને બાબતનો આપણે શી રીતે સમન્વય કરીશું? હું મધ્યમમાર્ગી માણસ છું અને બધી બાબતોનો સુખદ સમન્વય સાધવા તરફ મારું માનસ હમેશાં ઢળેલું રહે છે અને તેથી ફરજિયાત પ્રાથમિક શિક્ષણના પુરસ્કર્તાઓને સૂચવવાની હું હિંમત ધરું છું કે અઠવાડિયામાં આપણું બાળક ત્રણ દિવસ જ ભણવા આવે એવો આપણે સંતોષ ચિન્તવી ન શકીએ? એ ત્રણ દિવસો દરમિયાન તમારાથી જે કાંઇ શિક્ષણ આપી શકાય તે બેલાશક આપો, પણ બાકીના ચાર દિવસો પોતાના બાપદાદા સાથે કામ કરવાની બાળકોને તક આપો. તેનું શું પરિણામ આવે તે આપણે જોઇએ. આમ કરવાથી આપણા હાથે થતી કોઇ પણ ભૂલ સામે એક પ્રકારનો પાકો વીમો ઉતરશે પાયાને સુરક્ષિત રાખીને આપણને ઇષ્ટ એવી પ્રગતિ રાખી શકીશું. જે બાળકોના બાપદાદાના ધંધાના માર્ગે જવા માગતા નથી અથવા તો જેમને એવો કોઇ ધંધો ઉપલબ્ધ નથી, જેમનાં મા-બાપો પોતાનાં બાળકોને પરાવલંબી અથવા તો સરકારી નોકરો બનાવવા ઇચ્છે છે, અથવા તો પોતાનાં બાળકોના ભાવી સાથે રમત કરવા માગે છે અથવા તો તેમને દુનિયાની હરિફાઇમાં હડસેલવા ઇચ્છે છે તે બાળકો આ બાકીના ચાર દિવસોનો પોતાને ઠીક લાગે તેવો ઉપયોગ કરી શકે છે. પ્રાકૃત બાળકો તો આ ચાર દિવસનો પોતાના બાપીકા ધંધાની તાલીમ લેવા પાછળ ઉપયોગ કરશે જ અને બાકીના ત્રણ દિવસો ભણતર પાછળ ગાળશે ને હું ધારું છું કે આટલું તેની શૈક્ષણિક જરૂરિયાત માટે પૂરતું છે. આના પરિણામે આપણી નિશાળોની અને શિક્ષકોની તાકાત દ્વિગુણિત થશે; કારણ કે અઠવાડિયામાં બેવડી સંખ્યાના વિદ્યાર્થીઓને તેઓ ભણાવી શકશે અને વળી એક દિવસ તેમને આરામનો મળશે. આ ગોઠવણથી આર્થિક બોજો પણ ઘણો હળવો થશે અને બાળકોના કુમળાં મગજ ઉપર રહેતું પ્રતીકો ધારણ કરવાનું, શબ્દરચના શિખવાનું દબાણ પણ ઓછું થશે. ચાર દિવસની છુટી મળતાં શાળામાં તેઓ જે કાંઇ શિખે તે પચાવવા માટે-તેમજ મગજની તાઝગી મેળવવા તથા પોતાના ભણતરને ચાલુ જીવન ઉપર લાગુ પાડવા માટે-બાળકોને પૂરતો અવકાશ મળશે. મને લાગે છે કે આથી ખરેખર શિક્ષણની ભાતમાં તેમજ ભણતરના પાચનમાં ઘણો સુધારો થશે. આના વિકલ્પમાં કોઇ એમ સૂચવે કે અડધો દિવસ બાળક નિશાળે ભણે અને અડધો દિવસ પોતાના બાપ સાથે કામ કરે તો એવી યોજના મને સંમત નથી. નિશાળને તેમજ કૌટુંબિક વ્યવસાયને સવારનો તેમજ બપોરનો પૂરો લાભ મળવો જ જોઇએ. ખેડૂતના બાળકે પણ આખો દિવસ નિશાળે જવું જોઇએ. અને તેનો તેને પૂરો લાભ મળવો જોઇએ. અને પોતાના માતાપિતા અને ઢોરઢાંખર સાથે પણ ખેતરમાં તેમજ ઘરના કારખાનામાં પૂરા ચાર દિવસ તેણે ગાળવા જ જોઇએ. નિશાળને કે કુટુંબને સવાર કે બપોરના લાભથી આપણે વંચિત રાખી શકાય જ નહિ.

## ગાઓ રે!

**શ્રી. મગનરામ રાવળ**

ગાઓ રે વસન્તનાં ગીતો
　　વરણાગિયા, ગાઓ રે વસન્તનાં ગીતો.
આકુડી ઊમટે પ્રીતો
　　વરણાગિયા, ગાઓ રે વસન્તનાં ગીતો.
ન્હેરી ઊઠ્યું રે અંગઅંગે અવનીનું ઉર
　　પ્રીતડી હવે ન રહે છાની;
ઘુમરાયે વાયરો ઘેલો આનન્દમાં,
　　બોલે છે પ્રીતની બાની!...વરણાગિયા૦
ઝળતું આકાશ, ઝળે સૂરજ, દશદિશાઉરે
　　ફાગણની લ્હેર ગઈ લાગી,
એકલું રહેવાય નહીં જગના ઉદ્યાનમાં,
　　હૈયું હૈયાને રહે માગી!...વરણાગિયા૦

## બંસી વાગે!

**શ્રી. રજનીકાન્ત દલાલ**

બંસી વાગે! બંસી વાગે!
કોઇના ઉરની તંત્રિ વાગે, દૂર દૂરથી બંસી વાગે!
　મીઠા સૂરમાં, મીઠાં સપનાં
　　ભરતી-ભરતી બંસી વાગે,
　કોડ ભરી કૈં યાદની આગે,
　　ઉરવટની હો આરઝૂ વાગે, બંસી વાગે!
　મીઠા સૂરમાં દુઃખની વાચા.
　　આશામાં તો છાય નિરાશાઃ
　શ્રદ્ધાનાં ફુલ ખાર બનીને,
　　ગીતમાં ગુંજવા લાગે
　　હો બંસી વાગે, બંસી વાગે!
કોઇના ઉરની તંત્રિ વાગે, દૂર દૂરથી બંસી વાગે!

# ગુજરાતી ચિત્રકળા
## છેલ્લાં ૧૦૦ વર્ષમાં

શ્રી. રવિશંકર મહાશંકર રાવળ

(ગતાંકથી ચાલુ)



ઉત્તર ગુજરાતનું ૧૮ મી સદીનું કાષ્ઠશિલ્પ શ્રીકૃષ્ણ

[પ્રસ્તુત લેખકે ગતાંકમાં ગુજરાતી ચિત્રકળાના ઇ. સ. ૧૮૫૭થી ૧૯૧૭ સુધીના વિકાસક્રમની તવારીખવાર એક યાદી આપી હતી તે ગાળામાં મુંબઇના કેટલાક પારસી ચિત્રકારોનો ઉલ્લેખ કરવો રહી ગયો હતો. જે ૧૯૧૭ પછીની યાદી રજૂ કરતા પહેલાં પુરવણીરૂપે અહિં પ્રારંભમાં આપવામાં આવે છે.]

ઇ. સ ૧૮૭૫. મુંબઇના પ્રિન્સિપાલ મી. જ્યોર્જ ગ્રીફીથ્સે મુંબઇની સ્કૂલ ઑફ આર્ટસના કેટલાક વિદ્યાર્થીઓને અજન્તાનાં ચિત્રો ઉતારી લેવાના કામમાં લગાડયા હતા. તે કાર્ય ઇ. સ. ૧૮૮૫ માં પૂરું થયું હતું, તેમાંના કેટલાક, સાઉથ કેન્સીંગ્ટનની આગમાં ભસ્મીભૂત થયાં અને જે બચ્યાં તેમાંથી મી. ગ્રીફીથ્સે ૧૮૯૬ માં બે મોટા સુપ્રસિદ્ધ વોલ્યુમો પ્રકટ કર્યાં. મી. ગ્રીફીથ્સે અજન્તાનાં ચિત્રો પાછળ ઘણાં વર્ષો ધ્યાન આપ્યું હતું, તેથી તેમણે લખ્યું છે કે ઇટલીમાં શ્રેષ્ઠ ગણાતી કેટલીક કળાકૃતિઓની જોડમાં મૂકી શકાય એવાં કેટલાક ચિત્રો ત્યાં છે. આમ છતાં મુંબઇની ચિત્રશાળામાં તે શિક્ષણક્રમમાં ગણાયાં નહોતાં.



મૃદંગ વાદક

ઇ. સ. ૧૮૮૮. બોમ્બે આર્ટ સોસાયટી સ્થપાઇ હતી.

ઇ. સ. ૧૮૯૦માં વડોદરા કળાભવન સ્થપાયું હતું. અજંતાનાં ચિત્રો ઉતારનાર મંડળીમાં મર્હુમ પારસી ચિત્રકાર પેસ્તનજી બમનજી હતા (તેમને આ લેખકે નજરે જોયેલા) તે લગભગ ૯૩ વર્ષ ઉપરાંત જીવ્યા હતા. તે અચ્છા તસ્વીરકાર હતા. વળી તેમણે યુરોપના ચિત્રકારોની પેઠે પોતાના જ ચહેરાની ઘણી તસ્વીરો આયનામાં જોઇ દોરેલી. તેમણે પારસી ધર્મક્રિયાઓનાં કેટલાંક વાસ્તવચિત્રો કરેલાં, પણ તે આજે ઝાંખા પડી ગયેલાં છે. પયગમ્બર જરથુસ્ત સાહેબનું તેમનું કરેલું ચિત્ર પારસી ઘરોમાં બહુ પૂજ્ય બન્યું છે. અને ખરેખર તેમાં તેમણે પયગમ્બરી ઇરાની સાત્વિક ચહેરો બરોબર ઉપજાવ્યો છે. એમની પછી મુંબઇમાં અવ્વલ દરજ્જાનું તસ્વીરકામ કરનાર મર્હુમ પીઠાવાલા હતા. તે એકવાર ઇંગ્લેંડ જઇ આવેલા. તેમની પીંછી ઘણી ચોકકસ અને ચોટદાર હતી. તેમના જ સમકાલીન રૂસ્તમજી સીયોડિયા ઇંગ્લેંડની રોયલ એકેડેમીની પરીક્ષા આપી એકેડેમીના મેંબર (R. A.) થનાર પહેલવહેલા હિંદીજન હતા, પણ હિંદમાં તેમની કદર થઇ નહિ, તેથી નિરાશ થઇ તેઓ ઇંગ્લેંડ જતા રહ્યા અને ત્યાં જ બેહસ્ત પામ્યા. તેમનાં સુપુત્રી .કુમી દાલાસ એક સારાં ચિત્રકાર તરીકે નામના પામ્યાં છે.

[ગતાંકમાં ઇ. સ. ૧૯૧૭ સુધીની યાદી પ્રગટ થયેલી. ત્યાર પછીની ૧૯૩૬ સુધીની યાદી હવે નીચે આપવામાં આવે છે.]

ઇ. સ. ૧૯૧૮. મુંબઇની આર્ટ સ્કૂલના પ્રિન્સિપાલ તરીકે કેપ્ટન ગ્લેડસ્ટન સોલોમન આવ્યા. તેમણે મુરલ ચિત્રો (મોટાં ભીંતચિત્રો)નો અભ્યાસવર્ગ શરૂ કર્યો તથા દિલ્હીના સરકારી મહેલો માટે ચિત્રોની શરૂઆત કરી. તેમણે અજંતાની ચિત્રશૈલીને હિંદી વિદ્યાર્થી માટે

આદર્શ ઠરાવી. સ્વ. શ્રી. કનૈયાલાલ વકીલ કળાવિવેચક તરીકે અને સ્કૂલ ઑફ આર્ટના સમર્થ પક્ષકાર તરીકે બહાર આવ્યા.

ઇ. સ. ૧૯૧૯. રવિશંકર રાવળે અમદાવાદને જીવનકાર્યનું કેન્દ્ર બનાવ્યું. કૃષ્ણલાલ ભટ્ટ, બળવંત ભટ્ટ, જગમોહન મિસ્ત્રી વગેરે તરૂણોને તેમની પાસેથી કળાની ભૂમિકા મળી.

ઇ. સ. ૧૯૨૦ છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ અમદાવાદમાં થઇ તે પ્રસંગે ર. મ. રાવળે ગોઠવેલું કળાપ્રદર્શન શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીને હાથે ખુલ્લું મૂકાયું. ગુરુદેવ ટાગોરનો ગુજરાતને પ્રથમ સંપર્ક થયો. કળા અને સંસ્કૃતિની નવી લહેર આવી. પૂ. ગાંધીજીની આશ્રમશાળામાં સ્વામી આનંદ અને કાકા કાલેલકરના પ્રયત્નોથી સંગીત અને ચિત્રકળાને આદર મળ્યો.

ઇ. સ. ૧૯૨૦. ર. મ. રાવળ, આંધ્રકલાકાર સ્વ. રામરાવ અને શ્રી. મનુભાઇ બધેકાએ સૌરાષ્ટ્રનો પ્રવાસ કર્યો એ પ્રાસાદિક કલાકાર રામરાવે પહેલી જ વાર સૌરાષ્ટ્રની ગોપનારીઓનાં સુંદર ચિત્રો કર્યાં, તેની નોંધ પ્રખ્યાત 'રૂપમ્' કલાપત્રમાં સારી લેવાયેલી.

ઇ. સ. ૧૯૨૧. વીસમી સદીના તંત્રી શ્રી. હાજીમહમદ અલારખિયા શિવજીનું અવસાન થયું અને તે માસિક બંધ પડયું. હાજીનું કાર્ય સંભાળવા 'નવચેતન' અને 'ગુજરાત' શરૂ થયાં, પણ એના વૈવિધ્ય અને જમાવટનો કોઇ પહોંચી શકયું નહિ. 'ગુજરાત'માં પશ્ચિમનાં ચિત્રો વેશાંતર પામી પ્રકટ થતાં. 'નવ- ચેતને' ગુજરાતના કલાકારોનાં રંગીન ચિત્રો છાપવાની પહેલ કરી.

ઇ. સ. ૧૯૨૨. ર. મ. રાવળે 'હાજી સ્મારક ગ્રંથ' પ્રગટ કર્યો. તે વખતે તે ગુજરાતનું અપૂર્વ પ્રકાશન ગણાયો. તેમાં પહેલીજ વાર સ્વ. કે. હ. ધ્રુવે પંદરમા સૈકાનાં વસંતવિલાસનાં પદો પ્રસિદ્ધ કર્યાં. તે લેખ નીચે તેનાં ચિત્રો વિષે લખતાં ર. મ. રાવળે તેને ગુજરાતની તળપદી શૈલી તરીકે ઓળખાવ્યાં.

ઇ. સ. ૧૯૨૩. ર. મ. રાવળે 'કુમાર' માસિક શરૂ કર્યું. અમદાવાદમાં ચિત્રોના બ્લૉક બનાવવાનું ખાતું પણ શરૂ કર્યું. કુમારના સહકાર્યકર્તા શ્રી. બચુભાઇ રાવતે મુદ્રણકળાને અદ્યતન રૂપમાં ખિલવી તેમાં નવા સંસ્કાર ઉતાર્યા. કુમાર દ્વારા કળા અને સાહિત્યના વૈભવની નવી પ્રતિષ્ઠા કરી.

કવિ શ્રી. નાનાલાલના પ્રમુખપણા નીચે "ગુજરાત કલાપ્રવર્તક મંડળ" સ્થપાયું અને અમદાવાદ હઠિભાઇની વાડીમાં એક મોટું કળાપ્રદર્શન તે મંડળે કર્યું. તેમાં ગોંડલના શિલ્પી શ્રી. દામોદર વ્યાસને સુવર્ણચંદ્રક મળ્યો.

ઇ. સ. ૧૯૨૪. 'કુમાર'માં છાયાચિત્રના નમૂના ર. મ રા. થી શરૂ થયા. કનુ દેસાઇએ તે શૈલી અપનાવી લીધી. તેજ વર્ષમાં કનુ દેસાઇને ગુજરાત વિદ્યાપીઠમાં ચિત્રના પ્રાધ્યાપક તરીકે સ્થાન મળ્યું.

ઇ. સ ૧૯૨૫. ગુજરાતના પ્રશંસક અને મિત્ર આંધ્રકલાકાર સ્વ. રામરાવનું અવસાન થયું. સુરતમાં શ્રી. કનૈયાલાલ વકીલ અને રાજેન્દ્રલાલ સુરકાથાના પ્રયાસથી મોટું કલાપ્રદર્શન થયું. તે વડોદરાના દિવાન શ્રી. મનુભાઇ મહેતાએ ખુલ્લું મૂકયું અને શ્રી. જગન્નાથ અહિવાસીને સુવર્ણચંદ્રક અપાયો.

ઇ. સ. ૧૯૨૫. Indian paintings in the 15th century નામનો શ્રી. નાનાલાલ મહેતાનો લેખ 'રૂપમ્'ના ૨૨-૨૩ મા અંકમાં છપાયો.

ઇ. સ. ૧૯૨૬. શ્રી. નાનાલાલ મહેતાનું Studies in Indian Painting છપાયું. ર. મ. રાવળે શ્રી ઔંધનરેશના આશ્રયે અજન્તામાં એક માસ રહી ચિત્રો ઉતાર્યાં અને પછીથી 'અજન્તા કલા મંડપો' પ્રકટ કર્યું.

ઇ. સ. ૧૯૨૬. ર. મ. રા.ના સોળ ચિત્રોનો સંપુટ બહાર પડયો. કનુ દેસાઇને ગુજરાત વિદ્યાપીઠ તરફથી છાત્રવૃત્તિ મળતાં તેમણે શાન્તિનિકેતન જઇ ત્યાં કળાભવનમાં અભ્યાસ શરૂ કર્યો.

ઇ. સ. ૧૯૨૬. વડોદરા કળાભુવનમાં બંગાળી કલાકાર શ્રી. પ્રમોદકુમાર ચેટરજીની નિમણુંક થઇ કૃષ્ણલાલ ભટ્ટ અને સોમાલાલ શાહ તેમના ખાસ વિદ્યાર્થીઓ બન્યા.

ઇ. સ. ૧૯૨૭. કનુ દેસાઇ શાંતિનિકેતનમાં બે વર્ષ રહી આવી ફરી વિદ્યાપીઠમાં જોડાયા.

ઇ સ. ૧૯૨૮. રસિકલાલ પરીખનું 'માનાં હેત' નામનું પ્રથમ ચિત્ર કુમારમાં પ્રકટ થયું.

ઇ. સ. ૧૯૨૯. કનુ દેસાઇનું પહેલું ચિત્ર સંપુટ-૧૭ છાયા ચિત્રો-પ્રકટ થયું. સોમાલાલ શાહનું પ્રથમ ચિત્ર 'ફુલછાબ' કુમાર વર્ષના આરંભે રંગમાં પ્રગટ થયું.

ઇ. સ. ૧૯૩૧. રસિકલાલનાં થોડાં વૂડકટ ચિત્રો (કાષ્ટમુદ્રાઓ) પ્રગટ થયાં. કનુ દેસાઇનું 'ભારત માતા' ગાંધીજીની દાંડી- કૂચનાં ચિત્રો પ્રસિદ્ધ થયાં. શ્રી. નાનાલાલ મહેતાએ લંડનમાં Indian Arts & Letters માં વસંતવિલાસનાં ચિત્રોનો ગુજરાતની ૧૫ મા સૈકાની કળા તરીકે પરિચય કરાવ્યો.

ઇ. સ. ૧૯૩૩. એપ્રિલમાં રસિકલાલે મુંબઇ આર્ટ-

સ્કૂલની ડીપ્લોમા પરીક્ષામાં પ્રથમ વર્ગમાં પહેલો નંબર મેળવ્યો. તે જ વર્ષે બીજા ગુજરાતી કલાકારો શ્રી. ઇંદ્રવદન પારેખ, બાલુભાઇ ભટ, મીસ સીયોડીઆ (હાલ મીસીસ દલાલ) પટેલ (કલાકાન્ત) મીસ મહેરાં ખરેઘાટ વગેરેને ચિત્રની ડીપ્લોમા મળી.

ઇ. સ. ૧૯૩૪. શ્રી. જગુભાઇ શાહ, શ્રી. યજ્ઞેશ્વર શુક્લ, શ્રી. યુસુફ મરચંટ, દુર્ગાશંકર (કલાબ્ધિ), નરોત્તમ જોષી, હરિલાલ ત્રિવેદી વગેરે ચિત્રની ડિપ્લોમા પામ્યા.

શ્રી સારાભાઇ નવાબે અધિષ્ઠાયિકાષ્ટક આઠ દેવીઓનાં ચિત્રોનું સંપુટ બહાર પાડ્યું.

ઇ. સ. ૧૯૩૫. મુંબઇની આર્ટ સ્કૂલમાંથી શ્રી ભાનુસ્માર્ત, સ્વ. કનુ સુબેદાર, મીસ મોતીવાલા, આલુ મુકાદમ, મી. સ્વાવકૂસ ચાવડા, વિનુ પંડ્યા, માર્કંડ ભટ્ટ, શ્રી. સંઘવી, અમૃતલાલ વગેરે ડીપ્લોમા પામ્યા.

ઇ. સ. ૧૯૩૬. ર. મ. રાવળે જાપાનનો પ્રવાસ કરી ત્યાંના કળાકારો અને કળાપ્રવૃત્તિઓનું પ્રત્યક્ષ અવલોકન કર્યું અને તે વિષે લેખો લખ્યા. વળી એજ સાલમાં ભરાયેલ અમદાવાદ સાહિત્ય પરિષદ અને ગુજરાત કળા-પ્રદર્શનમાં પૂ. ગાંધીજીએ પ્રમુખસ્થાનેથી પ્રવચન કરતાં જણાવ્યું કે છેલ્લાં દશ વર્ષની કલાની પ્રગતિ જોઇ મારી છાતી ફૂલે છે, પણ આ કળાને મારાં ગામડાંમાં લઇ જઇ શું કરૂં? એ પછી ગામડાંની સ્થિતિ યાદ કરતાં તેઓ ગળગળા બની ગયા હતા અને ગુજરાતના કળાકારોને દિશાસૂચન કર્યું હતું. તે પછી ર. મ. રાવળે 'સંસાર ચિત્રાવલિ' નામની ચિત્રમાળા ગામડા માટે તૈયાર કરી અને આજ સુધી તેનો પ્રવાહ ચાલુ રાખ્યો છે.

શ્રી. સારાભાઇ નવાબે જૈનાશ્રિત ગુજરાતી કળા પર બહુ માહિતીપૂર્ણ ગ્રંથ તૈયાર કર્યો અને ગુજરાતની ૧૩ મા સૈકાથી ૧૫ સૈકા સુધીની કળાના વિરલ નમુના સંઘરવાની શરૂઆત કરી. અમદાવાદમાં કનુ દેસાઇ, છગનલાલ જાધવ, રસિકલાલ પરીખ, જયંત ઝવેરી, સત્યેન્દ્ર ત્રિપાઠી, હીરાલાલ ખત્રી વગેરે કલાકારો જાણીતા થયા*.

* આ નોંધમાં રહી જતી બાબતોની પૂરવણી માટે જાણનાર વાચકો સુધારાવધારા જણાવતા રહે એવી વિનતી છે.

# વિજ્ઞાન દર્શન

ડૉ. નરસિંહ મૂળજીભાઇ શાહ
एम. एससी; पीएच. डी.

## વિજ્ઞાનનું પ્રૌઢ શિક્ષણ

**જૂના** જમાનામાં વિજ્ઞાનનું સંશોધનકાર્ય કરનાર વ્યક્તિઓ જુદા જુદા પ્રદેશોમાં વિખેરાયેલી પડી હતી. મુસાફરીનાં સાધનો આજના જેટલાં વિપુલ અને સગવડભર્યાં નહોતાં એટલે અરસપરસ પોતાના કાર્યની જાણ કરવા તથા અરસપરસ સંબંધ સાચવવા વિજ્ઞાનનાં પ્રકાશનો સાધનરૂપ હતાં: તેઓ એક બીજાના પરિણામો આ રીતે જાણી શકતા. સંશોધનમાં રસ લેનાર પોતાનું કાર્ય શરૂ કરતા પહેલાં અન્યત્ર ચાલતા યા થઇ ગયેલા કાર્યથી આ પ્રકાશનો દ્વારા માહિતગાર રહેતો અને પોતાના કાર્યની પ્રગતિ બીજાઓને જણાવી શકતો. વિજ્ઞાન-પ્રકાશનોનું મુખ્ય કાર્ય પ્રાપ્ત થયેલ નવીન જ્ઞાનને લગતી માહિતી સૌને પહોંચાડવાનું હતું અને હજી પણ છે. અમુક વિષયમાં કામ કરનારને પ્રગટ થયેલી બધી વિગતોને લગતી માહિતીની જરૂર પડે: બાકી તો મોટા ભાગના કામ કરનારાઓ માટે તેની રૂપરેખા જાણવી એટલું બસ થાય. આ રીતે વિજ્ઞાનના પ્રકાશનોનું કાર્ય અત્યાર સુધી ચાલ્યું આવે છે. આજે લગભગ તેત્રીસ હજાર પ્રકાશનો દ્વારા વિજ્ઞાનની બધી શાખાઓને લગતું સંશોધનકાર્ય પ્રગટ થાય છે. નિષ્ણાતો અને વિદ્વાનો સિવાય ભાગ્યે જ કોઇ તેને હાથ લગાડે છે સંશોધનખાનાનાં પુસ્તકાલયો સિવાય આ પ્રકાશનો જનતામાંથી કોઇ પણ વાચક ભાગ્યે જ વાંચે છે. વિજ્ઞાનની જુદી જુદી શાખાઓ એટલી બધી ખેડાવા લાગી છે કે સંશોધનકાર્ય ખૂબ પ્રગતિ કરી શક્યું છે. પરિણામે સંશોધનનાં પ્રકાશનો એક અટપટો પ્રશ્ન બની રહ્યો છે. દરેક શોધ અને તેને લગતું કાર્ય પ્રગટ થાય એટલું જ બસ નથી. અત્યારે જે પ્રકાશનો બહાર પડે છે તેમાં મૂળભૂત ફેરફારો કરી વિજ્ઞાનની પુનર્રચના કરવાની જરૂર છે. આ પ્રશ્ન બીજા છેડેથી ઉકેલ માગે છે. પ્રત્યેક વૈજ્ઞાનિકને પોતાના કાર્ય અંગે આવશ્યક પારિભાષિક માહિતી મળે એટલું જ જોવાનું નથી, પણ સામાન્ય જનતાના દરેક અંગને વિજ્ઞાનની ઉપયોગી માહિતી જનતાને સુલભ ભાષામાં મળતી રહે એવી ગોઠવણ કરવાની રહે છે. આ દૃષ્ટિએ વૈજ્ઞાનિક પ્રકાશનોનો આખો પ્રશ્ન ખૂબ વિચારણા માગે છે. ટૂંકમાં વિજ્ઞાનના

ઔદ્યોગિકરણનો એ પ્રશ્ન બની જાય છે.

અમારે પ્રગટ થતાં સંખ્યાબંધ પ્રકાશનો તે તે વિષયના નિષ્ણાતોને ઉપયોગી નીવડે છે. વૈજ્ઞાનિકો અરસપરસ પોતપોતાના કાર્ય સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરે એ સંબંધી કાંઇ ખાસ કહેવાનું નથી. પરંતુ જો એ જ્ઞાન વૈજ્ઞાનિકોના વાડા પૂરતું બંધિયાર બની જાય તો તેનો લાભ જનતાને નિષિદ્ધ બની જાય છે. એટલે સાથોસાથ વિજ્ઞાનની સાચી સમજ આપણા જીવનનો અંશ બને એવી પરિસ્થિતિ ઉત્પન્ન થાય તેમાં જ વિજ્ઞાનનું સાફલ્ય છે. વિજ્ઞાનનું અધૂરૂં અને અવળું જ્ઞાન આપણી આજની જંગલિયાતને લાવવા માટે જવાબદાર છે. કેળવણીની સુધારણા માટે વિજ્ઞાનની સાચી સમજ પાયારૂપ છે. વિજ્ઞાન આપણા જીવનને કેવી રીતે સ્પર્શે છે તેમજ આજનું વિજ્ઞાન શું કરી રહ્યું છે એ સમજવું એ પણ એટલું જ અગત્યનું છે. આ કાર્ય છાપાંઓ, રેડિયો અને સિનેમા દ્વારા થઇ શકે. ઉપરાંત લોકભોગ્ય ભાષામાં લખેલાં વિજ્ઞાનનાં પુસ્તકો અને પ્રકાશનો વડે તેમજ વિજ્ઞાનનાં પ્રદર્શનો દ્વારા જનતાને આ દિશામાં કેળવી શકાય ટૂંકમાં, વિજ્ઞાનનું સામાન્ય જ્ઞાન આપવાનો પ્રશ્ન આપણી સમક્ષ ઉભો થાય છે. લોકવિજ્ઞાનના ક્ષેત્રમાં ઉપયોગી થાય એવાં પ્રકાશનો ખૂબ જૂજ છે. આપણી સંસ્થાઓએ આ પ્રશ્ન દેશના હિત ખાતર ઉપાડી લેવો જોઇએ. એ માટે સમય પાકી ગયો છે.

### આપણી ખનીજ સંપત્તિ

ખનીજો દેશની જમીનમાં દટાયેલી સંપતિ છે. આ સંપત્તિનો સદ્ઉપયોગ દેશના હિતની ખાતર આવશ્યક છે. ખનીજો આધુનિક ઔદ્યોગિક સંસ્કૃતિના પાયારૂપ છે. આપણી સગવડ ખાતર તેમજ દેશના હિત ખાતર આવશ્યક ઘણા ખરા ઉદ્યોગોને કાચા પદાર્થોરૂપે ખનીજો ચાલુ ઉપયોગી છે; પરંતુ આપણું આ રાષ્ટ્રીયધન ચાલુ વપરાશની સાથોસાથ ઓછું થતું જાય છે. ખનીજો બનાવી શકાતા નથી. એ તો કુદરતની બક્ષિસ છે. એટલે આપણી આ એસકયામત ઘટતી જાય છે. દાખલા તરીકે, કોલસો ભૂસ્તરીય યુગોની વનસ્પતિના દટાયેલા અવશેષો છે. કોલસો ખાણમાંથી કાઢી લીધા પછી ત્યાં બીજો નવો કોલસો પેદા કરી શકાતો નથી.

ખેતીમાં જેમ એક દાણો વાવવાથી અનેક દાણા પાકે છે એમ ખનીજોની બાબતમાં થતું નથી. અમુક ખનીજનો જથ્થો એકવાર જમીનમાંથી કાઢી લીધો એટલે ત્યાં બીજો જથ્થો પેદા થતો નથી. એટલા પ્રમાણમાં તેનો પુરવઠો ઓછો થયો. આ સબબે કોઇ પણ આધુનિક રાષ્ટ્રના અર્થકારણમાં ખનીજનું સંરક્ષણ તેમ જ તેનો યુક્ત ઉપયોગ કરવાની નીતિ તે દેશની સરકારને સ્વીકારવાની જરૂર રહે છે.

આપણા દેશમાં ઘણાં વર્ષો થયાં ખનીજોને લગતું કામકાજ પ્રાંતના મહેસૂલી અધિકારીઓને સોંપવામાં આવેલું હતું. તેમને કોઇ નિષ્ણાતની મદદ પણ આપવામાં આવતી નહિ ખનીજને લગતા હક્કપટા આપવા, રોયલ્ટી નક્કી કરવી, કયો પ્રદેશ ખનીજ કાઢવા માટે આપવો, પટ્ટો કેટલા વર્ષ માટે આપવો, આવું સાધારણ કામ એ અધિકારીઓને કરવું પડતું. પરિણામે ખનીજો સંબંધી પરિસ્થિતિ પ્રાંત પ્રાંતવાર જુદી પડતી. એક પ્રાંતમાં કામ કરનાર અધિકારી બીજા પ્રાંતમાં એ જ ખનીજો સંબંધી ત્યાંનો અધિકારી શું કરે છે તેથી અજ્ઞાન રહેતો. પ્રાંતીય સરહદની બંને બાજુ આવેલા અમુક ખનીજના સંબંધમાં બંને પ્રાન્તિક સરકારોએ બે તદ્દન ભિન્ન ભિન્ન દરોની પદ્ધતિ તેમજ ખનીજ કાઢવાની શરતો રાખેલી જોવામાં આવતી. કેટલીક જગ્યાએ અમુક ખનીજ સંબંધી પટ્ટાના હક્ક તથા શરતો ખૂબ ઉદાર રહેતી તો કેટલીક જગ્યાએ એથી ઉલટું બનતું. પરિણામે પ્રથમ દર્શાવેલ કિસ્સામાં ખનીજનો દુરૂપયોગ થતો; તો બીજા કિસ્સામાં મોટા પાયા પર કામ કરવાની પ્રેરણાને ઉત્તેજન ન મળતું: બધું કામ આયોજન વિના ચાલતું. ટૂંકમાં ૧૯૪૭ ની પૂર્વે આપણા દેશમાં ખનીજો સંબંધી કોઇ સામાન્ય રાષ્ટ્રીય નીતિ અસ્તિત્વમાં નહોતી.

સામાન્ય માન્યતા એવી પ્રવર્તે છે કે આપણા દેશમાં લગભગ બધાં ઉપયોગી ખનીજો કલ્પનાતીત જથ્થામાં ભૂગર્ભમાં પડેલા છે. દેશમાં અઢળક ખનીજસંપત્તિ–કાચું સોનું પાકે છે એવી સંપત્તિ–ભરેલી છે. આ માન્યતા વાસ્તવિક નથી. એ બરાબર છે કે અમુક ખનીજની બાબતમાં દેશ તેની અત્યારની જરૂરિયાત પૂરતો સ્વાવલંબી ગણાય. બીજાં થોડાંક ખનીજોની બાબતોમાં આપણો માલ દુનિયાની બજારોમાં જાય છે; પરંતુ કેટલાંય ઉપયોગી ખનીજો માટે આપણે બીજા દેશો પર આધાર રાખવો પડે છે. ખનીજો સંબંધી આપણી પરિસ્થિતિનું પૃથક્કરણ

કરીએ તો નીચે આપેલ ચાર વિભાગો થઇ શકે.

(૧) આપણી જરૂરિયાતોને પૂરી પાડીને વધારાનો જથ્થો આપણે પરદેશ ખાતે ચડાવી શકીએ છીએઃ લોઢાના ખનીજ, ટીટેનિયમના ખનીજ, અને અબરખ.

(૨) આપણે ત્યાંથી નિકાસ થતાં ખનીજો દુનિયાના દેશોમાં અગત્યનો અંશ અને છેઃ મેન્ગેનીઝના ખનીજ (પાઈરોલ્યુસાઇટ), એલ્યુમિનિયમના ખનીજ (બોક્સાઇટ), મેગ્નેશિયમના ખનીજ (મેગ્નેસાઇટ), રીફ્રેક્ટરી ખનીજો, કુદરતી સખત પદાર્થો, સ્ટીએટાઇટ, સીલીકા (રેતી), મોનાઝાઇટ રેતી, કોરન્ડમ અને સીમેન્ટની બનાવટમાં વપરાતા કાચા પદાર્થો.

(૩) આપણી અત્યારની જરૂરિયાતમાંથી કેટલાંક ખનીજો મળી રહે છેઃ એલ્યુમિનિયમના ખનીજ, સોનું, ક્રોમખનીજ, કોલસો, બાંધકામના પથ્થર, આરસપહાણ, સ્લેટના પથ્થરો, માટી, ચુનાપથ્થર, ખનીજ-રંગો, સોડિયમ ક્ષારો અને આલ્કલી.

(૪) કેટલાક ખનીજો માટે આપણે પરદેશો પર નભવું પડે છે; ત્રાંબું, રૂપું, નીકલ, સીસું, જસત, કલાઇ, ટંગસ્ટન, પ્લેટીનમ, પેટ્રોલિયમ, ગંધક, પારો, ગ્રેફાઇટ, ફ્લોરાઇડ ક્ષારો, એસ્ફાલ્ટ અને પોટાશ.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે હિંદની ભૂમિમાં દરેક પ્રકારના ખનીજો પડયા છે એ લોકમાન્યતા યથાર્થ ઠરતી નથીઃ છતાં તેની ખનીજસંપત્તિમાં કેટલાંક ઉપયોગી ખનીજોનો સમાવેશ થાય છે.

રાજકીય સ્વતંત્રતા મળ્યા પછી ૧૯૪૭મા ખનીજોને લગતી નીતિ નક્કી કરવા એક પરિષદ ભરવામાં આવી હતી. એનું પરિણામ સારું આવ્યું. આધુનિક વૈજ્ઞાનિક રીતે દેશનાં હિતોને લક્ષમાં રાખીને ખનીજઉદ્યોગની ખીલવણી થાય એમ નક્કી કરવામાં આવ્યું. ખનીજ કાઢવામાં બગાડ ઓછો થાય અને ગમે તેવી રીતો વપરાય નહિ અને આધુનિક રીતો અખત્યાર કરવામાં આવે એ રીતે નવી નીતિ ઘડવી અને હક્કપટ્ટા, રોયલ્ટી વગેરે બાબતો પ્રાન્તિક સરકારો પાસેથી મધ્યસ્થ સરકાર હાથમાં લે એમ નક્કી થયું. આ મુદ્દાઓની બાબતમાં સૌ એકમત હતા. તેમાં વિરોધનો એક પણ સૂર ન હતો.

આ નવી નીતિનો અમલ કરવા માટે નીચેનાં પગલાં ભરવામાં આવ્યાં છેઃ

(૧) હિંદની જીઓલોજીકલ સર્વે-ભૂસ્તરીય માપણી-ખાતું-વિસ્તૃત કરવામાં આવ્યું છે. પાંચ વર્ષની આ યોજના કરવામાં આવી છે. અત્યાર સુધી આ ખીલવણી ચાલુ જ છે. લડાઇ પહેલાં તેમાં માત્ર ૨૭ અમલદારો કામ કરતા હતા: તેની સંખ્યા ૧૩૦ સુધી પહોંચી છે. આમ આ ઉપયોગી ખાતું વિસ્તારવામાં આવ્યું છે.

(૨) ખનીજોની ખીલવણીને લગતા બધા પ્રશ્નો પર હિંદી સરકારને વૈજ્ઞાનિક સલાહ આપવા હિંદી બ્યુરો ઑફ માઇન્સ સ્થાપવામાં આવ્યું છે.

(૩) ૧૯૪૮માં ખાણ અને ખનીજો (નિયમન અને ખીલવણી)નો કાયદો હિંદી ધારાસભાએ પસાર કર્યો. એ બધા ખનીજોને લાગુ પડે છે. પેટ્રોલિયમ તેલનો પણ તેમાં સમાવેશ થઇ જાય છે. બધા પ્રાંતો, તથા હિંદી સંઘમાં જોડાયેલાં રાજ્યો-એમ દેશના બધા વિસ્તારોને આ કાયદો લાગુ પડે છે. ખનીજોની ખીલવણી માટે પટ્ટા આપવાની, તેને લગતી શરતો નક્કી કરવાની અને તે સંબંધી યોગ્ય નિયમો ઘડવાની સત્તા હિંદી સરકારને મળી છે. આને લગતું બધું કામકાજ 'વર્કસ, માઇન્સ અને પાવર-પ્રધાન ખાતું' કરે છે.

આ કાયદો હિંદના ઇતિહાસમાં એક સીમાચિહ્ન છે. દેશના હિતમાં ખનીજઉદ્યોગોની ખીલવણીની દૃષ્ટિ એમાં રખેલી છે.

ભૂસ્તર વિદ્યાના વિષયમાં આપણે ત્યાં (ગુજરાત-કાઠિયાવાડમાં) કાંઇ કાર્ય થતું નથી. આ વિષય ઉપયોગી છે, છતાં તેના શિક્ષણ અર્થે અત્યંત જૂજ પ્રબંધ છે. અત્યંત દુઃખની વાત છે કે ગુજરાત-કાઠિયાવાડની શિક્ષણ-સંસ્થાઓમાં સામાન્ય ભૂસ્તરના અભ્યાસને પણ યોગ્ય સ્થાન મળ્યું નથી. વિજ્ઞાનના અન્ય વિષયો જેટલો જ ભૂસ્તરનો અભ્યાસ અગત્યનો છે. ખનીજોને લગતું સંશોધન ખીલવવા ભૂસ્તરવિદ્યાનો અભ્યાસ અનિવાર્ય છે. માત્ર વૈજ્ઞાનિક ચર્ચા ઉપસ્થિત કરી તેમા રાચવા જ નહીં પણ આર્થિક દૃષ્ટિએ, સાહસિક ગુજરાતીને ધૂળમાંથી ધન પેદા કરવાનું સાધન ભૂસ્તરનો અભ્યાસ છે. ખનીજ-ઉદ્યોગની ખીલવણીમાં ગુજરાતનો યુવક પોતાનો ફાળો આપી શકે એટલા માટે આપણી કોલેજોમાં ભૂસ્તરનો અભ્યાસ તથા તેને લગતું સંશોધનકાર્ય થઇ શકે એવી સગવડો મળે એ આપણા કેળવણીના આગેવાનોએ પહેલ કરવી જોઇએ.

# સાહિત્ય સમીક્ષા



## જીવનનું પરોઢ

[લેખક: શ્રી. પ્રભુદાસ છગનલાલ ગાંધી; પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; કીંમત રૂ. ૮]

અવલોકનકાર: **શ્રી ગુલાબદાસ બ્રોકર**

"જીવનનું પરોઢ" આપણા આત્મકથા સાહિત્યમાં, માત્ર નહિ પણ આપણા આખાયે સાહિત્યમાં એક મહત્ત્વપૂર્ણ ઉમેરો કરે છે. તે પુસ્તકના લેખક શ્રી. પ્રભુદાસ છગનલાલ ગાંધીના જીવનના ચારથી બાર વર્ષ સુધીના ગાળાની કથા તેરુણે આ પુસ્તકમાં આલેખી છે, અને એ કથા મોટા કદનાં છસો ને બત્રીસ પાનાંમાં વિસ્તારથી લંબાઇને ફેલાઇ ગઇ છે; એ છતાં ક્યાંયે કશો થાક લાગતો નથી કે કંટાળો આવતો નથી. જાણે કોઇ મહાન નવલકથા અવનવા રસથી ભરપૂર, પળે પળે વાંચકની ઉર્મિને ઉન્નત કરતી જતી અને બુદ્ધિને શુદ્ધ કરતી જતી, તેના સમગ્ર ચિત્તને પોતાના પ્રબળ આકર્ષણે પોતામાં જ પરોવી રાખતી વંચાતી હોય, ને જેવો અનુભવ થાય એવો જ અનુભવ આ આત્મકથાના પુસ્તકને વાંચતાં થાય છે.

કાકાસાહેબની "સ્મરણયાત્રા" વાંચ્યા પછી આવડી નાની ઉમરનાં સ્મરણોને માણસે આલેખ્યાં હોય તેમાં રસ તે શી રીતે આવે એવો પ્રશ્ન તો કોઇને ન યે ઊઠે, પણ આટલી ઉંમરના બાળકના જીવનની વાતોમાં ઉપર કહ્યો એવો અનુભવ શી રીતે થાય એ પ્રશ્ન તો સહેજે સહુ કોઇના મનમાં ઉપસ્થિત થાય છે, પણ એ પ્રશ્નનો ઉત્તર તો તદ્દન સરળ છે. લેખકની એ કાચી ઉમરમાં થતા એના જીવનના ઘડતરની સાથે સાથે એક બીજા માણસનું જીવન પણ કોઇ અનોખી અને આશ્ચર્યપૂર્ણ રીતે ઘડાતું જતું હતું, તેની કથા પણ આ લેખકના જીવનની કથા સાથે વણાઇ ગઇ છે અને તે કથા સામાન્ય આત્મકથાના પુસ્તક કરતાં આ પુસ્તકને એકદમ ઊંચી કક્ષાએ લઇ જાય છે. તે માણસ તે મોહનદાસ કરમચંદ ગાંધી અને તે વર્ષો તે દક્ષિણ આફ્રિકામાં તેમણે ફિનિક્સ આશ્રમની સ્થાપના કરી- ત્યારથી જનરલ સ્મટ્સ અને તેની તુંમાખી સરકારની સામે વારંવાર યુદ્ધ કરી છેવટે તેમાં જવલંત વિજય મેળવી, મિ. ગાંધીકે ગાંધીભાઇ કહેવાતા તેમાંથી 'કર્મવીર ગાંધી'નું માનભર્યું પદ મેળવી તેઓ હિંદુસ્તાન પાછા આવ્યા ત્યાં સુધીનાં વર્ષો. એ વર્ષોનો રસિક, રોમાંચક, તપઃપૂત ઇતિહાસ આ પુસ્તકને પાને પાને નીતરે છે. ગાંધીજીએ પોતે તથા અન્ય લેખકોએ એ વર્ષો વિષે ઘણું બધું લખ્યું હોવા છતાં શ્રી. કાકાસાહેબે આ પુસ્તકની પ્રસ્તાવનામાં કહ્યું છે તેમ, આ પુસ્તક વાંચતાં આપણને પણ થાય છે કે "ગાંધીયુગના ઇતિહાસકારોમાં તેમ જ ગાંધીજીવનના ચરિત્રલેખકોમાં પ્રભુદાસે આ ચોપડી લખી કાયમનું સ્થાન મેળવ્યું છે."

ધીમે ધીમે પણ ચોક્કસપણે એક પછી એક પ્રતિજ્ઞાઓ લેતાં લેતાં અને તેમાં જરાયે છટકબારી રાખ્યા વિના અત્યંત ચીવટથી એ પ્રતિજ્ઞાઓનો અમલ કરતાં, બેરીસ્ટર તરીકેના બાદશાહી ઠાઠથી રહેવામાંથી પહેરણ અને લુંગી પહેરી ડરબન કે જોહાનિસબર્ગ કે કેપટાઉનના ભડભડતા તાપથી તપી ગયેલા રસ્તાઓ ઉપર ઉઘાડે પગે ચાલ્યા જતા અને સદાયે મુખ ઉપર મંગળસ્મિત ફરકાવતા મહાત્માજીના જીવનનાં એ વર્ષોની કથા, તેમના જીવનના નાના નાના છતાં મહત્ત્વપૂર્ણ પ્રસંગોને સંઘરી લેતી અને એ બધામાં પણ એમનું વિશાળ પ્રેમપૂર્ણ હૃદય વ્યક્ત કરતી કથા, આ પુસ્તકનું અત્યંત મહત્ત્વનું અંગ છે. એક બાળકની આંખે જ એ પ્રસંગો તથા એ માનવી જોવાયેલા, અનુભવાયેલા હોવા છતાં, વર્ષો પછી પણ તેમની જે મહત્તા તેમના નાનામાં નાના કાર્યમાં તરી આવતી, એવી જ મહત્તા આટલાં બધાં વર્ષો પહેલાંનાં એમના જીવનમાં તરી આવે છે. એ તો મહાત્માજીના પોતાના જીવનની જ બલિહારી છે, પણ એ બધા દ્વારા આ પુસ્તકના લેખકે એ વર્ષોના મહાત્માજીનું જીવન અને તેમનું ઘડાતું જતું વ્યક્તિત્વ અને સાહિત્ય આપણી નજર સમક્ષ ખડું કરી દીધું છે, એનો યશ તો લેખકની નિતાન્ત શુદ્ધ જીવનદૃષ્ટિ અને એટલી જ શુદ્ધ સાહિત્યની દૃષ્ટિ અને ભાષાની સમૃદ્ધિને જ છે.

પણ મહાત્માજીની એ વર્ષોનાં જીવનની કથા ગમે તેટલી આકર્ષક કે અદ્‌ભુત હોય, છતાં આ પુસ્તક તે મહાત્માજીની જીવનકથાનું નથી, પણ શ્રી. પ્રભુદાસ ગાંધીની બાળપણની આત્મકથાનું છે, એટલે એમાં તો એમનાં એ વર્ષોનાં જીવનની કથા જે રીતે વણાઇ અને આલેખાઇ હોય એના ઉપર જ પુસ્તકની મૂલ્યવત્તા નિર્ભર રહે. એ દૃષ્ટિએ જોતાં પણ 'જીવનનું પરોઢ' અણખૂટ રસથી ભરેલું પુસ્તક છે. આટલી નાની બાળવયના આટલાં આટલાં સ્મરણો શ્રી. પ્રભુદાસભાઇને હૈયેથી એમની કલમમાં નીતરી આવ્યાં છે, તે એમની સ્મરણશક્તિ માટે યશરૂપ છે, અને છેક નાની વયમાં બનેલા બનાવોની તેમના માનસ ઉપર પડેલી છાપમાં એ બનાવોનું જે રીતનું પૃથક્કરણ સચવાયેલું છે તે તો શ્રી. પ્રભુદાસભાઇ આખા પુસ્તક દરમિયાન જે એક વાત વારંવાર આપણને કહે છે કે "હું ઠોઠ છું, હું ઠોઠ છું, મને કશું આવડતું નથી, કશું હું કરી કે ઝીલી શકતો નથી." એ બધી વાતને સદંતર પાયા વગરની ઠરાવે છે, છતાં એમનામાં એ ભાવના શી રીતે જાગી એ વાત પણ આ પુસ્તકમાં આપેલા, એમની એ વયમાં એમના મુરબ્બીઓ તરફથી થયેલા અનુભવોનું આલેખન સચોટ રીતે કહી જાય છે, ને દરેકે-દરેક માબાપને, બાળક પ્રત્યે એ ગમે તેટલો પ્રેમ રાખતાં હોય છતાં, બાળકમાં પોતાનું વર્તન કેવા કેવા સંસ્કારો મૂકી જશે, એનો એક સચોટ અને સબળ પદાર્થપાઠ પૂરો પાડે છે.

આત્મકથાનું એક અનિવાર્ય લક્ષણ એ છે કે એમાં લેખક જે હકીકત કહે તે સાચેસાચી, જેવી બની હોય તેવી જ કહે. ન એને સુધારે, વધારે કે મઠારે, કે ન કશું છુપાવે–પછી એમ કરતાં કોઇને ખરાબ લાગી જવાનો સંભવ હોય તોયે ભલે. આ આત્મકથામાં અનિવાર્ય એવું એ લક્ષણ સાંગોપાંગ જળવાયું છે, અને લેખકે અત્યંત સંયમપૂર્વક છતાં અત્યંત સચ્ચાઇથી એમના અંગતમાં અંગત ગણાય એવા મુરબ્બીઓને લગતી વાતો લખી છે, ને એમાં ગેરસમજ થવાનો અવકાશ હોય કે ન હોય પણ એમાં આવતાં કોઇ પણ પાત્રોને અન્યાય થવાનો સંભવ તો બિલકુલ નથી જ. ઊલટું શ્રી મગનલાલ ગાંધીનું પાત્ર તો એ બધા પ્રસંગોના ચિત્રણને અંગે સોળે કળાએ વિકસી ઊઠયું છે. પારસમણિનો સ્પર્શ થતાં જેમ લોઢું પણ સોનું થઇ જાય છે, તેમ એક સાચા માણસને પવિત્ર ભાવનાનો સ્પર્શ થતાં તેનું આખું જીવન કેવું પરિવર્તન પામે છે, તેનો અદમ્ય ક્રોધ પણ કેવો નાશ પામે છે તેનું સુંદર ઉદાહરણ શ્રી. મગનલાલ ગાંધીનું પાત્ર પૂરું પાડે છે.

એ ઉપરાંત આમાં પાત્રસૃષ્ટિ તો કેટલી બધી વિધ-વિધ છે? બધાંયે પાત્રો કલમના કેટલા સામર્થ્યથી ચીતરાયાં છે? લેખકનાં બાલસાથીઓ, તેમનાં તોફાનો, તેમની ચોરી અને ધીંગામસ્તી, તેમનાં નાનાં નાનાં સુખ અને દુઃખ બધુંયે આપણી નજર સામે તરી રહે એટલી સબળતાથી ચીતરાયું છે, અને મહાત્માજી કે પૂજ્ય બા કે લેખકના માનીતા દેવદાસકાકા કે શ્રી. મગનલાલ ગાંધીથી માંડીને સી. એફ. ઍન્ડ્રૂઝ કે મિ. પિયરસન કે મિસ સ્લેશિન જેવાં પાત્રો પણ એ જ કુશળતાથી આલેખાયાં છે. આખું પુસ્તક વાચતાં, ફિનિક્સના આવા તપ અને સંયમમય વાતાવરણમાં પણ જરાતરા શિથિલતા દાખવી લેવાની ક્યાંક નિર્બળતા બનાવતી, તો વળી ગમે એવી કારમી કસોટીમાંથીયે હસતે ચહેરે ને જાણે કશું મહાન કામ કરતી જ ન હોય, પણ નિત્ય વ્યવહારમાં પ્રવાહપતિત જે બધાં કામો આપણે કર્યે જતાં હોઇએ છીએ એવી જ સાહજિકતાથી પસાર થતી જતી અનેક વ્યક્તિઓ આપણી નજર સામે તરવરી રહે છે. આવી આખીયે પાત્રસૃષ્ટિમાં લેખકનું પોતાનું પાત્ર પણ એવી જ સત્યમય નિષ્પક્ષતાથી તેઓ દોરી શકયા છે એ જેવી તેવી સિદ્ધિ ન ગણાય. તેમાં યે ક્યાંયે તેમણે દંભ સેવ્યો હોય, પોતાનો અવગુણ દબાવીને ગુણનો પુરસ્કાર કરવાનો ક્યાંયે પ્રયત્ન કર્યો હોય કે નમ્રતાને પણ દંભની કોટિએ લઇ જઇ ગુણોને દબાવી રાખી માત્ર પોતાના અવગુણ ગાવાનો જ સભાન પ્રયત્ન કર્યો હોય એવી છાપ આખું પુસ્તક વાંચતાં ક્યાંયે પડતી નથી. બધું સરળતાથી અને નિરાડંબરથી આલેખાયું છે.

આડંબરનો અભાવ અને નિતાન્ત સરળતા એ શ્રી. પ્રભુદાસ ગાંધીની શૈલીનાં સહેજે આગળ તરી આવતાં તત્ત્વો છે. એટલું જ ઊડીને આંખે વળગે એવું બીજું તત્ત્વ તે તેમની સૌંદર્યદૃષ્ટિ છે. તેમનાં ઝાડપાન, ફળફૂલ, પંખીગણ, વાદળાં, નદીનાળાં, ધોધ અને સમુદ્ર વગેરેનાં વર્ણનોમાં, અને તે બધાં પ્રત્યેના પ્રીતિ-ભર્યા ઉલ્લેખોમાં એ દૃષ્ટિનાં દર્શન વારંવાર થાય છે, અને એ બધાં વર્ણનો કે ઉલ્લેખો પુસ્તકના આગંતુક અંશો નથી બની રહેતા, પણ એ આખા પુસ્તકના વાતાવરણના એક અંગરૂપ જ બની રહે છે, એ એનું સાર્થક્ય છે.

આખું પુસ્તક વાંચીને પૂરું કરીએ તે દરમિયાન પણી બધી વસ્તુઓ એક પછી એક આપણું ધ્યાન ખેંચી રહે છે. લેખકનું માનસપૃથક્કરણ, તેમનું નિરીક્ષણ અને બનાવોનું નિરૂપણ, તેમનું કવિત્વ અને સૌંદર્યદૃષ્ટિ, તેમની ભાવનાશીલતા અને પૂજ્ય મહાત્માજી તરફની તેમની પરમ ભક્તિ, બધું જ આપણામાં સમર્થ સાહિત્યકૃતિ વાંચતાં હોઇએ એવો રસ પેદા કરે છે અને કાકાસાહેબની સાથે વાંચકના મનમાં પણ એવો ભાવ આ પુસ્તક મૂકતું જાય છે કે શ્રી. પ્રભુદાસ ગાંધી કોઇ નવલકથા લખવા એમે તો તેમની આ બધી શક્તિઓને અંગે કેવી સુંદર નવલકથા આપણા સાહિત્યને મળે!

[ઓલ ઇન્ડિયા રેડિયોના સૌજન્યથી]

## ગુર્જરેશ્વર

[લેખક: **શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ;** પ્રકાશક: પ્રાચીન સાહિત્ય મંદિર, સુરત. મૂલ્ય રૂ ૪.]

અવલોકનકાર: **અધ્યાપક ચંદ્રકાન્ત મહેતા.**

શ્રી. મુનશીએ મધ્યકાલીન ગુજરાતનું એમની નવલકથાઓમાં નિરૂપણ કર્યું ત્યાર પછી આપણા નવલકથાલેખકોને, મધ્યકાલીન ગુજરાતમાં વસ્તુની જાણે ખાણ જડી ગઇ છે. શ્રી. ધૂમકેતુ, શ્રી. મેઘાણી, શ્રી. ચુનીલાલ શાહ વગેરે લેખકોએ લગભગ એક જ સમયનું પોતપોતાની લાક્ષણિક રીતે નિરૂપણ કર્યું છે. ઉપર નિર્દિષ્ટ સર્વ લેખકોએ સમકાલીન ગુજરાતના જીવનમાંથી પણ વસ્તુ લઇને નિરૂપણ કર્યું છે, એટલે સમકાલીન ગુજરાતમાંથી યોગ્ય વસ્તુ ન જડવાથી તેઓ મધ્યકાળ પાસે ગયા એમ કહી શકાય નહિ ત્યારે એક સહજ પ્રશ્ન ઊઠે છે કે આપણા લેખકો, એકના એક સમયને શા માટે નિરૂપતા હશે? એનું એક કારણ એ હોઇ શકે કે એ સમયનો ઇતિહાસ આપણી પાસે એટલો અસ્પષ્ટ અને સંદિગ્ધ સ્વરૂપમાં છે કે એ સમયનું ચિત્ર દોરતાં ઔચિત્ય અનૌચિત્યના પ્રશ્નો લેખકને મૂંઝવે નહિ.

શ્રી. ચુનીલાલ શાહની આ નવલકથામાં સિદ્ધરાજના જીવનનો અંતિમ કાળ નિરૂપાયો છે. સિદ્ધરાજની ઘટતી જતી લોકપ્રિયતા, એની વિરુદ્ધ કાવત્રાં, સિદ્ધરાજની ક્ષીણ થતી કાર્યશક્તિ, ને બીજી બાજુ હેમચન્દ્રાચાર્યનું વર્ચસ્વ, કુમારપાળના જીવનચક્રના જૂદા જૂદા ફેરાઓ અને આખરે કુમારપાળની ચઢતી–એમ એક રાજાનો અસ્ત ને બીજાના ઉદયનો સંધિકાળ, સંધિકાળની સમવિષમ ને અચોક્કસ સ્થિતિ, એ શ્રી. ચુનીલાલ શાહે તાદૃશ રીતે નિરૂપ્યું છે.

એક દૃષ્ટિએ વિચારતાં, આ નવલકથાનું નામકરણ 'ગુર્જરેશ્વર' એ નવલકથામાં થયેલું પાત્રોનું અને પ્રસંગોનું નિરૂપણ જોતાં બંધબેસતું નથી. એક તો, કુમારપાળ અંતમાં ગુર્જરેશ્વર બને છે એ સાચું; પરન્તુ, વચમાંનાં ચાર પ્રકરણો અને છેલ્લાં બે પ્રકરણો એટલામાં જ કુમારપાળ મુખ્ય ભાગ ભજવે છે. એટલે કુમારપાળ મુખ્ય પાત્ર હોવા છતાં, એને જ કેન્દ્રીભૂત રાખીને પ્રસંગોની યોજના થઇ નથી. ત્યારે પ્રશ્ન થાય છે આ નવલકથામાં જેના નામથી નવલકથા ઓળખાય એવું વિશિષ્ટ અને જેની સમક્ષ કર્તાએ આપણું લક્ષ કેન્દ્રિત કર્યું હોય એવું કયું પાત્ર છે? એના ઉત્તરમાં કહી શકાય કે સુભગા. સુભગા એક દૃષ્ટિએ કહીએ તો, નવલની સમગ્ર ક્રિયાની એ સંચાલિકા છે. ત્રિભુવનપાળ મરાયો તેનું રહસ્ય એ જે અજબ રીતે ને મુત્સદ્દીની છટાથી શોધે છે, જે રીતે પાટણને સિદ્ધરાજ વિરુદ્ધ કરવામાં એ કારણભૂત બને છે, કરણદન દાન ગઢવીને જે રીતે બનાવી, કુમારપાળને પોતાને સાસરેથી મધરાતે નસાડી મૂકે છે; જે રીતે એ ચાહડદે જ્યારે એના વસ્ત્રાગારની તપાસ લેવા આવે છે, ત્યારે તેને મહાત કરે છે, જે રીતે એ મહારાણીને છૂપે વેશે નસાડે છે, એ સઘળું જોતાં, એની બુદ્ધિપ્રતિભા, એનું કાર્યકૌશલ, એની વિકટ પ્રસંગોથી માર્ગ કાઢવાની સૂઝ, એ ગુણો દરેકનું લક્ષ આદિથી તે અંત સુધી એની તરફ જ રોકે છે. એટલે આ નવલકથાનું નામ તો હોવું જોઇતું હતું સુભગા. સુભગા ન હોત તો કુમારપાળ રાજ્યગાદી પર ન આવી શકયો હોત, કારણકે સિદ્ધરાજે એને ખતમ કરી નાખ્યો હોત. આમ નવલકથાની ઘટનાઓ જેના કાર્યને પરિણામે જ નિશ્ચિત આકાર લેતી હોય, નવલકથાના અંતિમ પરિણામ તરફ લઇ જનાર જે પાત્ર કારણભૂત હોય, કુમારપાળ કરતાં પણ જે આપણી વિશેષ પ્રશંસા મેળવી જતું હોય, એવા પાત્ર પરથી નવલકથાનું નામકરણ ન યોજતાં એ પાત્રને અન્યાય તો થયો છે જ.

સુભગાનું પાત્ર અનેક રીતે આપણને ગોવર્ધનરામભાઇની ગુણસુંદરીની યાદ આપે છે. ગુણસુંદરીની જેમ જ એ સર્વગુણસંપન્ના છે. સાસરે જે અવ્યવસ્થા હોય છે તેમાં સુવ્યવસ્થા જન્માવીને બધાને પ્રિય બને છે. ગુણસુંદરી જેમ પોતાના સસરાને જીતી લે છે, તેવી જ રીતે સુભગા ઉદાને જીતી લે છે; એટલું જ નહિ પણ માનવંતુ

જેવી રીતે પોતાના ઘરનાં માણસો ને ગુણસુંદરી બન્ને વચ્ચે વિખવાદ થતાં ગુણસુંદરીનો જ પક્ષ લે છે, તેવી જ રીતે ઉદો પણ ચાહડ અને સુભગાના વિખવાદમાં સુભગાનો જ પક્ષ લે છે. વિદ્યાચતુર જેમ કાવ્યો વગેરેનો શોખીન છે તેવો જ સુભગાનો પતિ વાહડ છે. ગુણસુંદરી અને વિદ્યાચતુરના પ્રેમપ્રસંગોમાં ને આલાપમાં જે કૃત્રિમતા લાગે છે તેવી જ સુભગા ને વાહડના પ્રેમપ્રસંગોમાં પણ કૃત્રિમતા છે. ગુણસુંદરી જેમ પ્રેમાવેગમાં આવી જતાં ગીતો ગાય છે, તેવી જ રીતે સુભગા પણ ગાય છે ગુણસુંદરીનું પાત્ર જે રીતે ક્યારેક આપણને અનિકાહ્યું લાગે છે, તેવું જ સુભગાનું પણ થયું છે. એટલું જ નહિ પણ શ્રી. ચુનીલાલ શાહની વાર્તાશૈલી પણ આપણને ગોવર્ધનરામભાઇની વાર્તાશૈલીનું સ્મરણ કરાવે છે. પ્રત્યેક પાત્રને પોતાની મેળે વિકસવા દેવા કરતાં પાત્રના કાર્યનું આપણી સમક્ષ તેઓ પૃથક્કરણ કરી બતાવે છે, એના આંતરહેતુઓ તપાસે છે, અને એ રીતે એમની રીતિ નાટ્યાત્મક ને વસ્તુના વેગવાળી નહિ પણ પૃથક્કરણાત્મક બને છે.

શ્રી. શાહની આ નવલકથા અર્ધે સુધી તો જામતી જ નથી. અઢાર પ્રકરણ સુધી વસ્તુમાં વેગ આવતો નથી, અને પ્રસંગયોજનાની કચાશ આપણને દેખાઇ આવે છે. ત્યારબાદ નવલકથા વેગ પકડે છે, અને રસ પડે એવું આલેખન આવે છે. શરૂઆતનાં પ્રકરણોમાં જે શૈથલ્ય છે, તેનું એક કારણ સંવાદની અસ્વાભાવિકતા અને બીજું, વર્ણનની બહુલતા ને પ્રસંગોની સુશ્લિષ્ટતાનો અભાવ છે; પરન્તુ એમની આ ઊણપને ઉત્તરાર્ધમાં લગભગ સદંતર દૂર થયેલી આપણે જોઇ શકીએ છીએ. એમના શક્તિને યશ અપાવે એવો આ ઉત્તરાર્ધ પ્રસંગોની ઝડપી પરંપરા; પાત્રોનું તાદૃશ ચિત્રણ, પ્રસંગ યોજનાની કલાત્મક દૃષ્ટિ, કાર્યકારણ સંબંધની જાગરણી, ઔચિત્યદૃષ્ટિ વગેરેથી સમૃદ્ધ બન્યો છે. આમ એક જ કૃતિમાં એમની શક્તિનાં ને મર્યાદાઓનાં ગંગાજળનાં વહેણ જોઇને આશ્ચર્ય થાય છે.

શ્રી. ચુનીલાલ શાહે અહીં હેમચન્દ્રાચાર્ય પાસે અસત્ય બોલાવ્યું છે. હેમચન્દ્રાચાર્ય રાજાધિરાજમાં મંજરીને જોઇને જરાક માનસિક અસ્વસ્થતા અનુભવે છે, તેવું જ અહીં છે. એમના મનમાં સાચું કહેવું કે જૂઠું એની મૂંઝવણ થાય છે, અને બધી દૃષ્ટિએ વિચારી અસત્ય બોલીને તેઓ કુમારપાળને બચાવે છે. આમ એમની સ્થિતિ યુધિષ્ઠિર જેવી બની છે. અહીં પ્રશ્ન ઉદ્ભવે છે કે હેમચન્દ્રાચાર્ય પાસે અસત્ય બોલાવ્યા વિના કુમારપાળને બચાવી શકાત ખરો? હેમચન્દ્રાચાર્ય જેવા વિચક્ષણ પુરુષ ચાહડ ને ઉદયન આવે તે પહેલાં કુમારપાળને ત્યાંથી ખસેડવાનો બંદોબસ્ત સહેલાઇથી કરી શકે. માત્ર ચાર-પાંચ માણસોને લઇને આવેલો ચાહડ ખંભાતને ઘેરો ઘાલી શકે એમ તો હતું નહિ એટલે ચાહડની ચૂડમાંથી કુમારપાળને બચાવવો એ કામ બહુ આસાન હતું. બીજું, મરણિયો થયેલો ચાહડ હેમચન્દ્રના વચનમાં શ્રદ્ધા રાખી તપાસ ન કરાવે એ સંભવિત નથી લાગતું. આ રીતે હેમચન્દ્રને અસત્ય ઉચ્ચારણમાંથી બચાવી શકાયા હોત. બીજું, ઉદયનમંત્રી એમની મુત્સદ્દીગીરી માટે જાણીતા હતા. આ નવલકથાના ઉત્તરાર્ધમાં પાટણમાં આવ્યા પછી આખી પરિસ્થિતિનો એ જે રીતે કબજો લે છે તે જોતાં, ઉદયનમંત્રીની મુત્સદ્દીગીરી માટે માન ઉપજે છે; પરન્તુ એ જ ઉદયનમંત્રી જ્યારે ચાહડ ખંભાત જાય છે, ત્યારે ચાહડના આગમનનું કારણ એમને વાહડ સમજાવે ત્યારે એ સમજે અને તે છતાં, કુમારપાળને સંતાડવાનો કશો બંદોબસ્ત કરે નહિ, અને ભોળા માણસની જેમ સિદ્ધરાજ સામે બંડ કરવા એ તૈયાર થાય, ને વાહડ એને સમજાવે ત્યારે પોતાનું કૃત્ય એ બંડ કહેવાય એટલું એ સમજે, ત્યારે વાહડ પાસે મુત્સદ્દીગીરીના પાઠ શીખતા ઉદયનની આપણને દયા આવે છે. એ સમયનું એનું સમગ્ર વર્તન, પાછળથી ઉદયન જે રીતે વર્તે છે તે જોતાં, અપ્રતીતિકર છે. ચાહડ સુભગાનું વસ્ત્રાગાર જોવા માગે છે ત્યારે પહેલાં એને કશું ખોટું લાગતું નથી, પણ જ્યારે સુભગા ઉદયન જેવા ધર્મરત માણસને શીલની નવ વાડોનું સ્મરણ કરાવે, એમાં પણ ઉદયનને ભોગે સુભગાના પાત્રને તેજસ્વી બનાવવાનો પ્રયત્ન થયો છે એમ લાગે છે.

આ નવલકથામાં કેટલીક આધુનિકતા પ્રવેશી છે. તેમાંની એક તો લોકશાહીની ભાવના. દરેક જણ પાટણની પ્રજા પસંદ કરે તે રાજા થાય એમ કહે છે. ધર્મપાલ, ઉદો, બધા આધુનિક લોકશાહીની ભાષામાં જ વાતો કરે છે. એ જમાનામાં આવી વ્યવસ્થિત લોકશાહીની ભાવના પ્રજામાં નહોતી. ધર્મપાળના મનની સાધ્યસાધનની ગડમથલ પણ ગાંધીયુગની અસર ગણી શકાય.

શ્રી. ચુનીલાલે ગુજરાતી નવલકથા સાહિત્યમાં પ્રતિષ્ઠિત સ્થાન મેળવ્યું છે; પરન્તુ એમની આ નવલકથાથી એમની એ પ્રતિષ્ઠામાં વધારો કે ઘટાડો બેમાંથી કંઇ નહિ થાય, એટલું તો અવશ્ય આને વિષે કહી શકાય.

શક્તિ એટલે શરીર અને મનનો સમતોલ વિકાસ એજ વ્યાયામનું ધ્યેય હોવું જોઇએ.

આ વ્યાયામવિશારદ લિંગનો જન્મ ઇ. સ. ૧૭૭૬ ના નવેમ્બર માસની ૧૫ મી તારીખે થયો હતો. બાર વર્ષની ઉમ્મર પહેલાં તેમણે માતપિતા ગુમાવ્યાં હતાં. ૧૯ વર્ષની ઉમ્મરે તે ગ્રેજ્યુએટ થયા. ત્યાર બાદ ચાર વર્ષ તેમણે યુરોપમાં પરિભ્રમણ કર્યું અને ફ્રેંચ, જર્મન તથા અંગ્રેજી ભાષાનો અભ્યાસ કર્યો. પછીનાં ચાર વર્ષ તે ડેન્માર્ક–કોપનહેગનમાં રહ્યા અને ડેનિશ ભાષાનો અભ્યાસ કર્યો. અહીં જ તેમનું વ્યાયામ તરફનું વલણ શરૂ થયું તેમ જ સાહિત્યવિષયક જીવનનો પણ અહિં જ પ્રારંભ થયો. આ સમય દરમિયાન તેમણે અનેક ક્રાન્તિકારક કાવ્યો તથા નાટકો લખ્યાં, વળી ભિન્ન ભિન્ન પ્રકારની વ્યાયામપદ્ધતિનો તેમણે અભ્યાસ કર્યો. ૧૮૦૪માં તેઓ લુંડ ખાતે ફેન્સીંગ શિક્ષક થયા અને પછી ઉત્તરોત્તર વ્યાયામના પ્રદેશમાં તેમનું સંશોધન વધતું ચાલ્યું અને નવી નવી પદ્ધતિઓની તેમણે શોધ કરવા માંડી. ૧૮૧૨ માં જ્યારે નેપોલિયને યુરોપના અન્ય વિભાગોને આક્રાન્ત કર્યું ત્યારે સ્વીડને નોર્વે અને ફીનલેન્ડ સર કર્યાં. પરિણામે સ્વીડનમાં ખૂબ જાગૃતિ આવી અને વ્યાયામના પ્રદેશમાં લિંગની પ્રવૃત્તિઓ વધારે વ્યાપક બનવા લાગી. તેમણે લશ્કરી શિક્ષણના અંગમાં એક વ્યાયામયોજના તૈયાર કરી શિક્ષણખાતાને સુપ્રત કરી. શિક્ષણખાતાએ એ યોજના મંજુર કરી. ૧૮૧૪ માં 'રોયલ સેન્ટ્રલ ઇન્સ્ટીટ્યુટ ઑફ જીમનેસ્ટીક્સ'ની સ્થાપના કરવામાં આવી. લિંગને આ સંસ્થાના પ્રમુખ બનાવવામાં આવ્યા. ૧૮૧૮માં તેમણે 'મેન્યુઅલ ઑફ જીમનેસ્ટીક્સ' તથા 'મેન્યુઅલ ઑફ બેયોનેટ ફેન્સીંગ' એ બે પુસ્તક પ્રગટ કર્યાં. આ કારણે તેમની પ્રતિષ્ઠા વધતી ચાલી, અને તેમની વ્યાયામયોજનાનો યુરોપના અન્ય દેશોમાં ખૂબ ફેલાવો થવા લાગ્યો. સાહિત્યનાં ક્ષેત્રમાં પણ તેણે ઘણી સેવા કરી. પોતાના જીવન દરમિયાન ૨૫૦૦ પૃષ્ઠ જેટલું તેમનું કુલ લખાણ પ્રગટ થયું હતું, જેમાં ૩૦૦ થી ૩૫૦ પાનાં વ્યાયામ વિષયને લગતાં હતાં. આટલું બધું કાર્ય કરવા છતાં પોતાના ધાર્યા પ્રમાણે કાર્ય કરી શકેલ નથી અને પરિણામ નીપજાવી શકેલ નથી એવા અસંતોષ સાથે ૬૩ વર્ષની ઉમ્મરે ૧૯૩૯ ના મે માસની ત્રીજી તારીખે તે પરલોકવાસી બન્યા.

આવા એક વિશિષ્ટ પુરૂષની ૧૯૩૯ માં સૌથી પહેલી શતાબ્દિ ઉજવવામાં આવી હતી. એ વર્ષ દરમિયાન જુલાઇની ૨૦ મી તારીખથી ઑગસ્ટની ચોથી તારીખ સુધી સૌથી પહેલો લિંગિયાડ મહોત્સવ ઉજવાયો હતો, જેમાં ૩૭ રાષ્ટ્રના પ્રતિનિધિઓ આવ્યા હતા, ૧૨ સંઘોએ ભાગ લીધો હતો અને ૭૩૦૦ વ્યાયામપટુઓએ પોતાનું કૌશલ્ય દાખવ્યું હતું. બીજો લિંગિયાડ મહોત્સવ શરૂઆતમાં જણાવ્યું તે મુજબ ચાલુ વર્ષના જુલાઇ માસની ૨૭ તારીખથી ઑગસ્ટ માસની ૧૩ મી તારીખ સુધી ઉજવાયો. આમાં ૫૪ રાષ્ટ્રના કુલ ૧૫૦૦૦ વ્યાયામપટુઓએ ભાગ લીધો હતો. આ મહોત્સવમાં હિંદ તરફથી અમરાવતીના શ્રી હનુમાન વ્યાયામ પ્રચારક મંડળના ૨૫ સભાસદોની એક ટુકડી મોકલવામાં આવી હતી. આ મહોત્સવના અંતમાં જિમનેસ્ટિક મહોત્સવ, આન્તરરાષ્ટ્રીય શારીરિક શિક્ષણ પરિષદ, શારીરિક શિક્ષણ શિબિર, તેમ જ નાનાં બાળકો, સ્ત્રીઓ, મજૂરો, નોકરિયાત વર્ગ, અપંગ સમાજ વગેરેનાં વ્યાયામ તથા રમતગમતનાં પ્રદર્શનો યોજવામાં આવ્યાં હતાં. હિંદના પ્રતિનિધિઓ હજુ હિંદ ખાતે પાછા ફર્યા નથી. તેમના આવ્યા બાદ પ્રસ્તુત મહોત્સવ વિષે આપણને વધારે માહિતી મળશે.

### નેતાજી સુભાષચંદ્ર જીવન્ત હોવાનું તૂત

જ્યારે દેશનું રાજકારણ સત્તાલક્ષી બને છે, જે પક્ષ સત્તાધીશ હોય તેને કોઇપણ રીતે સત્તાને વળગી રહેવાનો મોહ થાય છે, અને જે પક્ષો લઘુમતીમાં હોય તે પક્ષોને કોઇપણ રીતે સત્તા ઉપર આવવાનો લોભ વળગે છે ત્યારે અન્ય પક્ષને પ્રજાજનોની નજરમાં હલકો બતાવવા માટે અને પોતાના પક્ષની પ્રતિષ્ઠા અને લાગવગ વધારવા માટે તે તે પક્ષના નાયકોમાં ગમે તે ઉપાયો સેવવાની વૃત્તિ વધારે ને વધારે બળવાન બનતી જાય છે અને પરિણામે દરેક પક્ષ સત્યથી વધારે ને વધારે દૂર જતો જાય છે. આજે આવી મનોદશા કોંગ્રેસી સત્તાધીશોની બિલકુલ નથી એમ કહી નહિ શકાય; પણ સમાજવાદ, સામ્યવાદ, હિંદુ મહાસભા અને એવા અન્ય પક્ષોમાં આ પ્રકારનો નૈતિક હ્રાસ વધારે વ્યાપક અને વેગવાન બનતો જતો નજરે પડે છે. નેતાજી સુભાષચંદ્ર બોઝ અદ્યાપિ પર્યન્ત જીવતા હોવાનું જે તૂત ચલાવવામાં આવે છે તે પાછળ આવી જ વૃત્તિ અને આવો જ ઉદ્દેશ

કામ કરી રહ્યો છે એમ કોઇને પણ વિચાર કરતાં માલુમ પડયા વિના રહે તેમ નથી. સૌથી પ્રથમ તો યુદ્ધવિરામના અરસામાં જ એરોપ્લેન ભાંગી પડતાં સુભાષ બોઝના પ્રાણની હાની થઇ એ અંગ્રેજ સરકારે હિંદને આપેલા તાર સમાચાર માનવાને કેટલાક લોકો તૈયાર નથી. અંગ્રેજ સરકાર વિજેતા હતી અને પોતાનો વિરોધ કરનાર દરેક શત્રુને પકડીને તેને સખતમાં સખત શિક્ષા કરવી એવો આગ્રહ દરેક વિજેતાના દિલમાં યુદ્ધવિરામની ક્ષણે સ્વાભાવિક રીતે રમતો હોય છે. દુશ્મન હાથમાં નહિ આવતાં આપઘાત કરે કે તેનું અન્ય પ્રકારે મૃત્યુ થાય એથી વિજેતાની વૈરવૃત્તિ અતૃપ્ત રહી જાય છે અને તેથી તેવી ઘટના વિજેતાને કોઇ પણ રીતે ગમતી હોતી નથી. સુભાષચંદ્ર બોઝ જીવતા હોત તો અંગ્રેજ સરકાર તેમનો પીછો પકડવા માટે આકાશ પાતાળ એક કરત અને પોતે વિજેતા હોઇને તેમને પકડી પાડવાનું અંગ્રેજ સરકારને બિલકુલ મુશ્કેલ ન પડત. આ રીતે વિચારતાં સુભાષચંદ્ર બોઝના અકસ્માતના કારણે નીપજેલા મૃત્યુને અમાન્ય ગણવાનું કોઇ કારણ કલ્પી શકાતું નથી. આમ છતાં ધારી લઇએ કે અંગ્રેજ સરકારે આ કેવળ ગપ ચલાવી છે, તો પણ ત્યાર પછી તો દેશ આઝાદ થયો. આ વખતે સુભાષ બોઝ સહજપણે પ્રગટ થઇ શકતા હતા અને કોઇ પણ સત્તા તેમનો વાંકો વાળ કરે એવો સંભવ નહોતો. સુભાષ બોઝ માટે પ્રગટ થવાની એ ઉત્તમોત્તમ ઘડી હતી. તેમની અસાધારણ લોકપ્રિયતા રાષ્ટ્રના નવનિર્માણના કાર્યમાં તેમને અગ્રતમ-સ્થાન આપત અને સંભવ છે કે દેશમાં પુનઃ શાંતિ, સમભાવ અને સહીસલામતી સ્થાપવામાં તેઓ ઘણો મહત્વનો ભાગ ભજવી શકયા હોત, પણ આવે વખતે પણ તેમનું નામનિશાન સાંભળવામાંજ ન આવ્યું એ હકીકત પણ તેમના પરલોકગમનનું સબળ સમર્થન કરે છે. આમ છતાં પણ ફોરવર્ડ બ્લૉકના કેટલાક આગેવાનો અને તેમના વડીલબંધુ શ્રી. શરતચંદ્ર બોઝ સુભાષ બાબુ જીવતા હોવાના ભ્રમને પોષવાનો જાણે કે વ્યવસાય લઇને બેઠા છે, અને આમ કરવાથી પોતાનું-પોતાના પક્ષનું-ઘસાતુ જતું પ્રભુત્વ જળવાઇ રહેશે એવી ભ્રમણા સેવતા લાગે છે. આ રીતે આ દિશાએ તેમના પ્રયત્નો હોવા છતાં આ બાબત કેટલાય વખતથી શાન્ત પડી ગઇ હતી અને સુભાષચંદ્ર બોઝને ફરી જોવાની હવે આશા નથી એ વસ્તુસ્થિતિને પ્રજાએ મનથી સ્વીકારી લીધી હતી. તાજેતરમાં, યુરોપમાં ઠીક ઠીક સમય ગાળીને શ્રી. શરતચંદ્ર બોઝ હિંદ ખાતે હમણાં પાછા ફર્યા છે અને તેમણે સુભાષ બોઝ જીવતા હોવાના ભ્રમને વળી પાછો જીવતો કર્યો છે. તેમણે અહીં પગ મૂકતાંવેંત છાપાજોગી એક મુલાકાતમાં જણાવ્યું છે કે “સુભાષચંદ્રનું જે દિવસો દરમિયાન અવસાન થયું એમ કહેવામાં આવે છે તે દિવસો દરમિયાન્ જે બાઇ જાપાનમાં હતી અને આજે સ્વીટ્ઝર્લેન્ડમાં એક સાપ્તાહિક ચલાવે છે, તેવી એક યુરોપીઅન સ્ત્રીપત્રકારને તાજેતરમાં મને મળવાનું બન્યું હતું. તે ઘણા માણસોને મળી હતી અને હવાઇ વીમાનના કહેવાતા અકસ્માતની વિગતો મેળવવા તેણે પ્રયત્ન કર્યો હતો, અને તેને પણ ખાત્રી થઇ કે હવાઇ વિમાનનો અકસ્માત કેવળ જોડી કાઢેલી વાત છે.” આ નિવેદન અત્યંત અસ્પષ્ટ છે, અને સુભાષ બોઝના અસ્તિત્વ ઉપર કશો પ્રકાશ પાડતું નથી. શ્રી. શરતચંદ્ર એક સ્ત્રીપત્રકારને સ્વીટ્ઝર્લેંડમાં મળે છે; તે બાઇ સુભાષના કહેવાતા અવસાન પ્રસંગે જાપાન હોવાનું કહે છે; તેણે આ વિષે ખૂબ તપાસ કરી હતી એમ જણાવે છે; અને એમ છતાં તેને સુભાષબાબુ જીવતા હોવાનો કશો પુરાવો મળ્યો હતો એમ તે જણાવતી નથી, અને આમ છતાં આ પુરાવા ઉપર શ્રી. શરત્ચંદ્ર બોઝ સુભાષબાબુ જીવતા હોવાની માન્યતા સ્વીકારવા આગ્રહ કરે છે. કમનસીબે આ નિવેદને સુભાષબાબુના અસ્તિત્વને લગતો આખો વિવાદ જાગૃત કર્યો છે અને જાણે કે પંડિત જવાહરલાલ નહેરૂ અને તેમના સાથીઓ આ વિષે જાણીજોઇને તપાસ કરતા નથી, કારણ કે સુભાષના પ્રત્યાગમનથી તેમનુ સ્થાન જોખમાઇ જાય એવો તેમને ભય લાગે છે—આ પ્રકારનાં સીધાં કે આડકતરાં સૂચનો સુભાષબાબુ જીવતા હોવાની માન્યતા ધરાવનારાઓ તરફથી કરવામાં આવે છે. આ સબંધી કેટલાક સમય પહેલાં તેમજ હમણાં પણ પંડિત જવાહરલાલ નહેરૂએ સ્પષ્ટ ખુલાસો કર્યો છે કે તેમની તપાસ મુજબ સુભાષ બોઝ જીવતા હોવાનું માનવાને કોઇ પણ કારણ નથી, તેઓ જીવતા હોય તો હિંદુસ્થાનમાં આવતા તેમને કોઇ રોકી શકે તેમ છે જ નહિ. તેમની સામે હિંદુસ્તાનમાં કોઇ પણ પ્રવેશબંધીનો હુકમ નથી અને વર્તમાન સંયોગોમાં તેમના વિષે કોઇ પણ વધારે શોધખોળમાં ઉતરવાની સરકારને જરૂર લાગતી નથી, પણ આ ખુલાસો જેને તૂત જ ચલાવ્યા

કરવું છે તેમને ઓછો સંતોષ આપી શકે તેમ છે? છાપાંવાળાઓને પણ આ દ્વારા લોકોની માનસિક ઉત્તેજનાને જાગૃત કરવાની, વેગ આપવાની તક મળે છે એટલે આ જ પ્રશ્નને જુદી જુદી રીતે શણગારીને તેઓ લોકો સમક્ષ રજૂ કરે છે અને લોકોની ભ્રમણા આ રીતે સતત સિંચીત થયા કરે છે. સુભાષ બોઝે પોતાના છેલ્લા ભવ્ય પુરુષાર્થ વડે હિંદની પ્રજાના દિલમાં અમર સ્થાન પ્રાપ્ત કર્યું છે અને કેટલાય લોકો તેમનું ભક્તિભાવથી નિત્ય સ્મરણ કરે છે. આવી આદરણીય વ્યક્તિને અને તેના પવિત્ર પુણ્યસ્મરણને તેમના નામનો આવો દુરુપયોગ કરીને વિનાકારણ દુષિત કરવામાં આવે છે. આ જગત સાથેના જેના દુન્વયી સંબંધનો સદાને માટે અન્ત આવ્યો છે, તેને વારે વારે આ દુનિયા ઉપર લાવવામાં નથી સુભાષ બોઝની પ્રતિષ્ઠાને લાભ, કે નથી તેમના અનુયાયીઓને લાભ. વિદેહ મહાપુરુષની પ્રતિષ્ઠાનો આવો દુરુપયોગ માનવોચિત સભ્યતાનું અક્ષમ્ય ઉલ્લંઘન કરે છે. પોતપોતાના રાજકારણી પક્ષ માટે આ રીતે લાભ ઉઠાવવાની વૃત્તિ અતિ શોચનીય અને જુગુપ્સા ઉપજાવે તેવી છે. આમ કરવાથી આપણા દેશની પ્રતિષ્ઠાને ભારે ધક્કો પહોંચે છે.

### સ્વર્ગમાં સેવક બની રહેવું તે કરતાં નર્કનાં સ્વામી શા માટે ન બનવું ?

થોડા સમય પહેલાં ડૉ. સચ્ચિદાનંદ સિંહાનો 'કોમીવાદી ઝીણા' એ મથાળા નીચે 'ભારત જ્યોતિ'માં બે હફતામાં એક લેખ પ્રગટ થયો હતો. આ લેખમાં હિંદના છેવટે ભાગલા પાડવાનું ક્યા સંજોગોમાં નક્કી કરવામાં આવ્યું, તે સંબંધમાં ૧૯૪૮ના ઓક્ટોબર માસમાં લંડનની રોયલ એમ્પાયર સોસાયટી સમક્ષ હિંદના છેલ્લા અંગ્રેજ ગવર્નર-જનરલ લોર્ડ માઉન્ટબેટને આપેલા ભાષણમાંનો અમુક ભાગ ઉધૃત કરવામાં આવ્યો હતો. આ વિભાગ હિંદના ઇતિહાસમાં બનેલી આ એક અસાધારણ કમનસીબ ઘટના સંબંધમાં નવો પ્રકાશ પાડતો હોઇને અહિં અનુવાદિત કરવામાં આવે છે. ઉપર જણાવેલ પ્રસંગે લોર્ડ માઉન્ટબેટને જણાવ્યું હતુ કે "પહેલેથી મી. ઝીણાએ સચોટપણે સ્પષ્ટ કર્યું હતું કે જ્યાં સુધી પોતે હયાત છે ત્યાં સુધી પોતે સંયુક્ત હિંદનો કોઇ કાળે સ્વીકાર નહિ કરે. એમણે પાકીસ્તાનની માગણી રજૂ કરી હતી અને તેને મજબૂતપણે વળગી રહેવાનો તેમણે આગ્રહ દાખવ્યો હતો. બીજી બાજુએ કોંગ્રેસ હિંદના કોઇ પણ પ્રકારના ભાગલા કરવાની વિરૂદ્ધ હતી અને હિંદને એક અને અવિભાજ્ય રાખવાની મજબૂત તરફેણ કરતી હતી અને વચગાળે હું હિંદની બહાર થોડો સમય જઇ આવ્યો ત્યાં સુધી બીજો કોઇ પણ વિકલ્પ કોંગ્રેસ વિચારવાને તૈયાર હોય એમ મને લાગતું નહોતું. પણ જ્યારે હું પંડિત નહેરૂ, મહાત્મા ગાંધી અને અન્ય કોંગ્રેસી આગેવાનોને ફરીથી મળ્યો, અને આ પ્રશ્નની તેમની સાથે વિશેષ ચર્ચા કરી ત્યારે જો આન્તરવિગ્રહ સિવાય સંયુક્ત હિંદ ટકાવી રાખવું શક્ય જ ન હોય-અને મને પૂરેપૂરી ખાત્રી થઇ ચૂકી હતી કે મી૦ ઝીણાએ આ બાબત સાફ સાફ સ્પષ્ટ કરી હતી તે મુજબ મુસ્લિમ લીગ છેવટ સુધી આ પ્રશ્ન ઉપર લડવા જ કરવાની હતી-તો પછી હિંદના ભાગલા કબૂલ કરવાની અણછુટકે તેમણે તત્પરતા દાખવી, પણ સાથે સાથે તેમણે જણાવ્યું કે એ પ્રકારના પાકીસ્તાનમાં કોઇ પણ મુસ્લિમ-ઇતર પ્રજા વસતી હોય તેવા પ્રદેશોનો સમાવેશ થવો ન જ જોઇએ. આનો સ્વાભાવિક અર્થ જ એ થયો કે પંજાબ અને બંગાળના ભાગલા કરવા જોઇએ. જ્યારે મેં મી. ઝીણાને જણાવ્યું કે હિંદુસ્તાનના ભાગલાનો તેમણે અમુક સમજુતી ઉપર સ્વીકાર કર્યો હતો ત્યારે તેના આનંદનો પાર રહ્યો નહિ, પણ જ્યારે મેં તેમને જણાવ્યું કે આ સ્વીકારમાંથી સ્વાભાવિક રીતે એ નિષ્પન્ન થાય છે કે પંજાબ અને બંગાળાના ભાગલા કરવા પડશે ત્યારે તે ડઘાઇ જ ગયા. આ બે પ્રાંતના શા માટે ભાગલા પાડવા ન જોઇએ, તેમના સમર્થનમાં તેમણે અનેક બળવાન દલીલ રજૂ કરી. તેમણે કહ્યું કે તેઓ પોતપોતાના પ્રાંતમાં વસતી એક જ પ્રજા છે અને પ્રત્યેક પ્રજા સમગ્રપણે ચોક્કસ પ્રકારની એકતા અને વિશિષ્ટતા ધરાવે છે અને આ પ્રાન્તના ભાગલા પાડવા એ તો એક મહાન આફત નોતરવા બરાબર નીવડશે. આ મેં કબૂલ કર્યું, પણ મેં તેમને કહ્યું કે તો તો પછી આખા હિંદના ભાગલા પાડવા સામે આજ વિચારણા લાગુ પડે છે એ હકીકત ઉલટી વધારે સ્પષ્ટપણે તરી આવે છે. આ વાત ગમી નહિ, હિંદના ભાગલા શા માટે પાડવા જોઇએ તે વિચારનો તેમણે વધારે ને વધારે ખુલાસો કરમાંગ્યો, અને કાં તો તેમણે એક અને અખંડ હિંદ સ્વી-

કારવું રહ્યું અથવા તો વિભાજિત પંજાબ અને બંગાળાનો સ્વીકાર કરવો રહ્યો એમ તેમને જ્યારે સ્પષ્ટ ભાન થયું ત્યાં સુધી અમો બન્ને પરસ્પર વિરોધી દલીલોના ચકાવામાં ઘુમરીઓ ખાતા રહ્યા, અને છેવટે તેમણે વિભાજિત પંજાબ તથા બંગાળાનો સ્વીકાર કર્યો." આ પ્રકરણ ઉપર અવલોચના કરતાં સચ્ચિદાનંદ સિંહા જણાવે છે કે આ તો એની એ જ પુરાણી ઘટના અને એનું એ જ પુરાણું માનસ છે કે જે સ્વર્ગમાં રહીને સેવા કરવી અને અન્ય સાથી સાથે સ્વર્ગસુખના ભાગીદાર બનવું એ કરતાં નર્કમાં વસવું અને નર્કનું સર્વસ્વામિત્વ પ્રાપ્ત કરવું એ વધારે પસંદ કરે છે. ઝીણા જેવા હતા તેવું જ આ બન્યું અને એવી જ રીતે એમણે પોતાનું જીવન પૂરું કર્યું.

## ગુજરાત યુનિવર્સિટી કમિટીની ભલામણો

૧૯૪૭ના એપ્રિલ માસની ૨૧ મી તારીખે માન્યવર ન્યાયમૂર્તિ એમ. સી. ચાગલાના પ્રમુખપણા નીચે બાર સભ્યોની ગુજરાત યુનિવર્સિટી કમિટીની નિમણુક કરવામાં આવી હતી. શરૂઆતથી જ ન્યાયમૂર્તિ ચાગલા આ કાર્યની જવાબદારીમાંથી મુક્ત થયા હતા અને તેમની જગ્યાએ માન્યવર ગણેશ વાસુદેવ માવળંકરની નિમણુક કરવામાં આવી હતી. આ કમિટીએ પોતાનો રીપોર્ટ મુંબઇ સરકાર સમક્ષ રજૂ કર્યો છે અને રીપોર્ટમાંની ભલામણોના આધારે બહુ થોડા સમયમાં મુંબઇ સરકાર તરફથી મુંબઇની ધારાસભામાં ગુજરાત યુનિવર્સિટી બીલ રજૂ થનાર છે.* પ્રસ્તુત કમિટીએ ગુજરાત યુનિવર્સિટીનું બંધારણ સુચવવાનું હતું અને યુનિવર્સિટીને લગતા આજના અનેક વિવાદાસ્પદ પ્રશ્નો વિષે પોતાનો નિર્ણય આપવાનો હતો. આ પ્રશ્નો નીચે મુજબના હતાઃ—

આવી યુનિવર્સિટી કૉલેજ અને ત્યાર પછીનાં શિક્ષણ માટે જવાબદાર હોઇને આ ધોરણમાં શિક્ષણનું માધ્યમ શું રાખવું? પ્રાદેશિક ભાષા, રાષ્ટ્રભાષા અને અંગ્રેજી ભાષા આ ત્રણ ભાષાનું શિક્ષણક્રમમાં સ્થાન શું? આ યુનિવર્સિટીની ભૌગોલિક હકુમતનો વિસ્તાર કેટલો રાખવો? એ વિસ્તાર બહાર વસતી ગુજરાતી ભાષા બોલતી પ્રજાના ઉચ્ચ શિક્ષણની જવાબદારી આ યુનિવર્સિટીએ લેવી કે નહિ? આ પ્રદેશની અંદર આવતી કૉલેજોનું આ યુનિવર્સિટી સાથેનું જોડાણ મરજિયાત રાખવું કે ફરજિયાત? ગુજરાતના શિક્ષણકેન્દ્રોને સ્વતંત્ર સ્થાનિક યુનિવર્સિટીમાં પરિવર્તિત થવા માટે સગવડ આપવી કે નહિ? આ યુનિવર્સિટી માટે સૂચવવામાં આવેલ બંધારણ ઘણી ખરી બાબતોમાં બીજી યુનિવર્સિટીને મળતું આવે છે. આ બંધારણમાં પણ સીનેટ છે, સીન્ડીકેટ છે, એકેડેમી-કાઉન્સીલ છે, ફેકલ્ટીઝ છે અને બોર્ડ ઑફ સ્ટડીઝ પણ છે. ઉપર જણાવેલા પ્રશ્નો સંબંધમાં આ કમિટીની મુખ્ય ભલામણો નીચે મુજબ છેઃ

(૧) ગુજરાત યુનિવર્સિટી અસ્તિત્વમાં આવે કે તુરતજ બધે તેટલા વિષયો ગુજરાતી અને અથવા રાષ્ટ્રભાષામાં શિખવવાની ગોઠવણ કરવી જોઇએ જેના પરિણામે પાંચ વર્ષ બાદ ગ્રેજ્યુએટના ધોરણોમાં કોઇ પણ વિષય, ખાસ કારણસર યુનિવર્સિટીએ રજા આપી હોય તેવા અપવાદો સિવાય, અંગ્રેજીમાં શિખવવાપણું ન જ રહેવા પામે.

(૨) ગુજરાતી ભાષાનાં પાઠયપુસ્તકો પૂરાં પાડવા માટે સરકારે એક ટૂંકા ગાળાની યોજના તુરતમાં જ હાથ ધરવી જોઇએ. શરૂઆતમાં જે પાઠયપુસ્તકોની જરૂર હોય તે પાઠયપુસ્તકો તૈયાર કરવા માટે સરકારી પ્રતિનિધિઓ અને આ ક્ષેત્રમાં કામ કરવાને ઉત્સુક હોય એવી વ્યક્તિઓનું એક મંડળ (Board) ઉભું કરવું જોઇએ.

(૩) (ક) સ્કુલનાં બધાં ધોરણો તેમ જ ગ્રેજ્યુએટ થવા સુધીનાં કૉલેજનાં ધોરણોમાં રાષ્ટ્રભાષા ફરજિયાત વિષય હોવો જોઇએ.

(ખ) કૉલેજશિક્ષણના માધ્યમ તરીકે ગુજરાતી રાખવી કે રાષ્ટ્રભાષા રાખવી તે બાબત સંસ્થા ઉપર તેમજ અધ્યાપકો ઉપર છોડવી.

(ગ) ગ્રેજ્યુએટની કક્ષા પછીના અભ્યાસક્રમમાં રાષ્ટ્રભાષા જ શિક્ષણનું માધ્યમ હોવું જોઇએ.

(૪) (ક) બને ત્યાં સુધી આન્તરરાષ્ટ્રીય જગતમાં વપરાતા વિજ્ઞાનને લગતા પારિભાષિક શબ્દોનો એના એ સ્વરૂપે ઉપયોગ કરવો જોઇએ, પણ જ્યાં આવા શબ્દો સુલભ ન હોય ત્યાં હિન્દી ભાષામાંથી શબ્દો વીણી કાઢવા તેમ જ સ્વીકારવા જોઇએ.

(ખ) મધ્યવર્તી સરકારે બધી આધુનિક હિન્દી ભાષાઓ માટે વિજ્ઞાનને લગતા પારિભાષિક શબ્દોનો કોષ તૈયાર કરવાને વ્યુત્પત્તિવિશારદો, ભાષાશાસ્ત્રીઓ તેમ જ વિજ્ઞાનશાસ્ત્રીઓના પ્રતિનિધિઓનું એક મંડળ

* આ બીલ તાજેતરમાં બહાર પડયું છે, અને તેમાં મુખ્ય મુખ્ય ભલામણોનો સ્વીકાર કરવામાં આવ્યો છે. તંત્રી

તુરતમાં જ ઉભું કરવું જોઇએ. આ મંડળ રચાયી હોવું જોઇએ અને પ્રાંતો અને યુનિવર્સિટીનો એને સાથ હોવો જોઇએ. આ કામ પાંચ વર્ષની મુદતમાં પૂરૂં કરવું જોઇએ.

(ગ) વિજ્ઞાનના વિષયો ઉપર રાષ્ટ્રભાષામાં પાઠ્યપુસ્તકો તૈયાર કરવાની દિશાએ મધ્યવર્તી સરકારે પ્રાન્તિક સરકારોને દોરવણી આપવી જોઇએ અને આ પુસ્તકો પ્રાન્તોએ પોતપોતાની ભાષામાં ઉતારવાં જોઇએ. બીજા વિષય ઉપરનાં પાઠ્યપુસ્તકો યુનિવર્સિટીઓ, આન્તર યુનિવર્સિટી બોર્ડ અથવા તો પ્રાન્તિક સરકારોએ તૈયાર કરાવવાં જોઇએ.

(૫) અંગ્રેજીને એક ફરજિયાત બીજી ભાષા કરતાં વધારે મહત્ત્વ આપવું ન જોઇએ અને ગુજરાતી તેમજ રાષ્ટ્રભાષાના વિકાસને એવી રીતે વેગ આપવો જોઇએ કે આ સંક્રમણકાળ વધુ લંબાવા ન પામે.

(૬) (ક) વર્તમાન સંયોગોમાં આ યુનિવર્સિટી સાથે નિશ્ચિત પ્રદેશની બધી કૉલેજો જોડાઇ શકે એવું (affiliating) બંધારણ ઘડાવું જોઇએ.

(ખ) આ સાથે અમદાવાદને એક શૈક્ષણિક કેન્દ્ર બનાવવું જોઇએ કે જ્યાં વિદ્યાર્થીઓ એક સાથે વસી શકે અને સ્થાનિક ભિન્ન ભિન્ન કૉલેજોનો લાભ લઇ શકે.

(ગ) યુનિવર્સિટી સાથે જોડાયલાં કેન્દ્રો જો ઇચ્છે તો સ્વતંત્ર શૈક્ષણિક અને સ્થાનિક યુનિવર્સિટીમાં ફેરવાઇ શકે એવી તૈયારી કરવાની અને જ્યારે એ રીતે તૈયાર થાય ત્યારે તેમ કરવાની તેમને છૂટ હોવી જોઇએ.

(ઘ) બંધારણમાં આ મુજબની સ્પષ્ટ વ્યવસ્થા હોવી જોઇએ.

(૭) યુનિવર્સિટી એક્ટમાં આ બાબતમાં સ્પષ્ટ વિધાન હોવું જોઇએ કે પાંચ વર્ષ બાદ કોઇ પણ સમયે, અમદાવાદ સિવાયના કોઇ પણ કેન્દ્રને સરકારને અરજી કરવાની અને એક સ્વતંત્ર સ્થાનિક યુનિવર્સિટીની માગણી કરવાની અને ફરજિયાત જોડાણનાં બંધનમાંથી મુક્ત થવાની છૂટ હોવી જોઇએ અને આ માગણીની યોગ્યતાનો નિર્ણય સરકારે કરવાનો રહેશે:

(૮) સદ્ભાગ્યે અમદાવાદના કેન્દ્ર માટે ત્યાંની કૉલેજો એકમેકની સમીપમાં છે અને તેથી પરસ્પરના સાથ અને સહકાર દ્વારા આવું કેન્દ્ર ઉભું કરવામાં મુશ્કેલી નહિ પડે.

(૯) આ યુનિવર્સિટીની ભૌગોલિક હકુમતના પ્રદેશમાં અમદાવાદ, ખેડા, ભરૂચ, પંચમહાલ અને સુરત જીલ્લાઓનો તેમજ મુંબઇ પ્રાંતમાં વિલીન થતાં જતાં ગુજરાતી ભાષા બોલતાં રાજ્યો તથા વડોદરા, સૌરાષ્ટ્ર અને કચ્છનો સમાવેશ થશે.

(૧૦) આ પ્રદેશની બહારની સંસ્થાઓને ગુજરાત યુનિવર્સિટી સાથે જોડી શકાશે નહિ. આ પ્રદેશની અંદરની બધી કૉલેજોને આ યુનિવર્સિટી સાથે ફરજિયાત જોડાવું પડશે.

(૧૧) પાયાના, પ્રાથમિક અને ત્યાર પછીના હાઇસ્કૂલના શિક્ષણ માટે એક સ્વતંત્ર શૈક્ષણિક-સત્તાધીશ તરીકે બધી સત્તા ધરાવતું મંડળ-બોર્ડ-ઉભું કરી શકાય તેમ છે કે નહિ, તે બાબતનો સરકારે વિચાર કરવો.

(૧૨) અમદાવાદ આ યુનિવર્સિટીનું મુખ્ય મથક બનશે.

આ ઉપરાંત બીજી ભલામણો યુનિવર્સિટીના બંધારણને લગતી છે. જેમાં સીનેટ, સીન્ડીકેટ, એકેડેમીક કાઉન્સીલ, ફેકલ્ટીઝ અને બોર્ડ ઑફ સ્ટડીઝનો સમાવેશ થાય છે. આ બધી સંસ્થાઓની ચૂંટણી કેમ કરવી અને તેને લગતા મતદારમંડળો કયા કયા પ્રકારનાં હોય તેની યોજના રીપોર્ટમાં રજૂ કરવામાં આવી છે. વળી આગળ ચાલતાં આ યુનિવર્સિટીની આર્થિક બાજુ પણ ચર્ચવામાં આવેલ છે અને પ્રાથમિક અને ચાલુ ખર્ચના અડસટ્ટાઓ આપવામાં આવેલ છે.

ઉપરની બધી ભલામણો સંબંધમાં કમિટીના સર્વ સભ્યો એકમત છે એમ નથી. આ યુનિવર્સિટીને નિયત ભૌગોલિક પ્રદેશોમાં આવેલી કૉલેજોનું જોડાણ કરતી બનાવવી કે એક જ સ્થળમાં વિદ્યાર્થીઓને એકત્ર કરતી અને સ્થાનિક કૉલેજો દ્વારા શિક્ષણ આપતી સંસ્થા બનાવવી, એ પ્રશ્ન સંબંધી સૌથી મોટો મતભેદ આ રીપોર્ટ સાથે જોડવામાં આવેલ વિરોધનોંધોમાં વ્યક્ત કરવામાં આવ્યો છે. વળી શિક્ષણના માધ્યમ વિષે પણ કેટલોક મતભેદ જોવામાં આવે છે. શ્રી. મગનભાઇ દેસાઇએ સૌથી મોટી વિરોધનોંધ નોંધાવી છે. તેમના મત પ્રમાણે માત્ર સ્થાનિક શિક્ષણ આપતી યુનિવર્સિટી જ ઉભી કરવી યોગ્ય છે અને તે માટે ઇ. સ. ૧૯૨૦ માં

ઉભી કરવામાં આવેલી ગુજરાત વિદ્યાપીઠ જેની ગાંધીજીએ સ્થાપના કરી છે અને જે આજે પણ કેટલીક શૈક્ષણિક પ્રવૃત્તિઓ ચલાવી રહેલ છે તેનો જ ઉપયોગ કરવો જોઇએ. એવું તેમનું સૂચન છે. વળી તેમના મત પ્રમાણે કૉલેજનાં ધોરણો દરમિયાન માત્ર ગુજરાતી ભાષાને જ શિક્ષણનું માધ્યમ બનાવવું એ જ ઇષ્ટ છે. આમ બીજા સભ્યોના મતભેદો પણ વિચારણીય છે, પણ જગ્યાના અભાવે અહિં ટાંકી શકાય તેમ નથી આમ છતાં પણ સમગ્ર રીતે જોતાં તેમ જ વિચારતાં ગુજરાત યુનિવર્સિટી કમિટીની ભલામણો આવકારદાયક લાગે છે. મુંબઇ યુનિવર્સિટીનો કાર્યપ્રદેશ અને જવાબદારીઓ તેના ગજા ઉપરવટની વધી પડી છે. વળી તેના સ્વરૂપ અને નીતિમાં તત્કાળ કશા પણ મહત્વના ફેરફારને અવકાશ નથી. સામાન્યત: શિક્ષણનું માધ્યમ જેમ બને તેમ જલ્દીથી બદલાવવાની જરૂર છે, અને આ પરિવર્તન ગુજરાતી ભાષા બોલતા સર્વ પ્રદેશોમાં તત્કાળ થવાની જરૂર છે. આ માટે આ પ્રદેશોની કૉલેજોને દોરવણી મળે અને તે સર્વેનું નિયંત્રણ કરે તેવી ગુજરાત યુનિવર્સિટી જેમ બને તેમ જલ્દીથી ઉભી કરવાની જરૂર છે. વળી અમદાવાદ આજે સ્વાભાવિક રીતે શિક્ષણનું એક મોટું કેન્દ્ર બની ચૂક્યું છે. એક સ્વતંત્ર અને સ્થાનિક યુનિવર્સિટી ઉભી થઇ શકે એવી લગભગ સર્વ પ્રકારની કૉલેજો અમદાવાદમાં અસ્તિત્વમાં આવી ચુકી છે, તેથી યુનિવિર્સીટી શિક્ષણના એકમ ધ્યવર્તી કેન્દ્ર તરીકે અમદાવાદ આવે એ પણ એટલું જ ઇષ્ટ છે. આ બન્ને તત્ત્વોનું મિશ્રણ સૂચનાવલી યુનિ સિંટીમાં રહેલું છે.

બીજો મહત્વનો પ્રશ્ન કૉલેજના શિક્ષણ-માધ્યમનો છે. આ સંબંધમાં કમિટીએ કરેલો નિર્ણય ભારે વ્યવહારૂ છે. આ નિર્ણય મુજબ ગુજરાતી ભાષા એ શિક્ષણનું મુખ્ય માધ્યમ બનશે અને સાથે સાથે રાષ્ટ્રભાષાનો પણ શિક્ષણનાં માધ્યમ તરીકે ઉપયોગ કરવાની છૂટ રહેશે. યુનિવર્સિટીના શિક્ષણને લોકવ્યાપી બનાવવાનો એક જ ઉપાય છે કે પ્રાદેશિક ભાષા દ્વારા સર્વ શિક્ષણનું સંચાલન કરવામાં આવે, અને આમ છતાં પણ રાષ્ટ્રભાષા તો પ્રારંભના ધોરણથી ફરજિયાત શિખવવામાં આવનાર હોવાથી વિનીત થયેલો વિદ્યાર્થી રાષ્ટ્રભાષામાં શિક્ષણ આપનારા અધ્યાપકને પણ બરોબર સમજી શકશે તેમ જ રાષ્ટ્રભાષામાં રચાયલા પાઠ્યપુસ્તકોનો પણ કશી અગવડ સિવાય જરૂરી ઉપયોગ કરી શકશે જ. ગ્રેજ્યુએટ પછીનાં ધોરણો તો રાષ્ટ્રભાષામાં જ ચલાવવાં એમ સૂચવવામાં આવ્યું છે અને તે યોગ્ય છે. પણ કૉલેજશિક્ષણ સંબંધમાં જે મુખ્ય ભાર ગુજરાતી ઉપર મૂકવામાં આવ્યો છે તે ઊચિત છે. વિદ્યાર્થી પરીક્ષાના ઉત્તરો ગુજરાતીમાં યા તો રાષ્ટ્રભાષામાં આપી શકે તેટલી તેને સગવડ અપાશે જ. પરિણામે પ્રાદેશિક ભાષાનો વિકાસ થતો જ રહેશે અને સાથે સાથે રાષ્ટ્રભાષાના વધતા જતા ઉપયોગ સાથે આન્તરપ્રાન્તીયતાની ભાવના પોષાતી જશે. કેટલાક વિચારકોનો એવો અભિપ્રાય છે કે 'ઉચ્ચ શિક્ષણમાં સર્વત્ર એક જ ભાષા હોવી જોઇએ અને તે રાષ્ટ્રભાષા હોવી જોઇએ અને તો જ રાષ્ટ્રીય એકતાની ભાવના પોષાશે અને અન્ય માર્ગે જતાં પ્રાન્ત પ્રાન્તની સંકુચિત ભાવના આપણા દિલમાં રહેલા રાગદ્વેષને વધારશે અને આપણી વચ્ચે નવી નવી અથડામણો ઉભી કરશે.' આ ઉપર ઉપરથી દેખાતું સુંદર મન્તવ્ય વાસ્તવિકતાના ખ્યાલથી વંચિત છે. પ્રાદેશિક ભાષા લોકજીવનમાં એટલી બધી રૂઢ થયેલી છે તે કોઇ કાળે ટાળી ટળશે નહિ, ભૂંસી ભુંસાશે નહિ. પ્રજાનું આખું ઘડતર એ ભાષા દ્વારા થતું આવ્યું છે અને સર્વ સંસ્કારોનું પાન પ્રજાએ કંઇ કાળથી એ દ્વારા કરેલું છે. ભાષાભેદ માનવીએ ઉભી કરેલી કોઇ કૃત્રિમ વસ્તુ નથી, પણ સ્વાભાવિક રીતે તેનો જન્મ થયો છે અને સ્વાભાવિક રીતે પ્રજાજીવનમાં વણાયેલો છે. આમ હોવાથી કોઇ પણ પ્રચલિત અને અનેક રીતે સંવર્ધિત પ્રાદેશિક ભાષાના સ્થાને રાષ્ટ્રભાષાની સ્થાપના કરવાની કલ્પના મિથ્યા છે, અનૈસર્ગિક છે. રાષ્ટ્રભાષાનો વિકાસ પ્રાદેશિક ભાષાના અસ્તિત્વનો વિરોધી છે જ નહિ. પ્રાદેશિક ભાષાનું પ્રભુત્વ અનિવાર્ય છે. રાષ્ટ્રભાષાનો સાર્વત્રિક સ્વીકાર અખિલ હિંદના વાણીવ્યવહારની સરળતા માટે અત્યંત આવશ્યક છે. આમ હોવાથી પ્રાદેશિક શિક્ષણના માધ્યમ માટે સંયોગો મુજબ ઉભયનો ઉપયોગ ઇષ્ટ છે, વ્યવહારૂ છે.

મોટો સવાલ અંગ્રેજી ભાષાનો છે. તેનું સ્થાન રાષ્ટ્રભાષાને તેમ જ પ્રાદેશિક ભાષને શી રીતે આપવું અને કેટલી મુદતમાં આ હેતુ સિદ્ધ કરવો આ એક ભારે વિવાદાસ્પદ પ્રશ્ન બન્યો છે. કેટલાકના મત પ્રમાણે અંગ્રેજી ભાષાનું રાષ્ટ્રભાષા કે પ્રાદેશિક ભાષા કોઇ કાળે સ્થાન લઇ શકશે જ નહિ અને તેનું સ્થાન આપવા જતાં શિક્ષણની ગુણવત્તા એકદમ ઉતરતી કોટિની થઇ જવાની. આવી માન્યતાથી પ્રેરાઇને તેઓ 'પાઠ્યપુસ્તકોને રાષ્ટ્ર-

ભાષામાં ઉતારવામાં રહેલી પાર વિનાની મુશ્કેલીઓ રજૂ કરે છે અને અંગ્રેજી ભાષાના ઉપયોગનું આયુષ્ય બને તેટલું લંબાવવાનાં સૂચનો કરે છે. અંગ્રેજી ભાષાની ધનાઢયતા વિષે બે મત છે જ નહિ, પણ સમયાન્તરે આપણી ભાષા પણ એટલી જ ધનાઢ્ય બની શકે તેમ છે, બનવી જ જોઇએ આવી શ્રદ્ધાપૂર્વક આપણે આગળ વધવું જોઇએ. અંગ્રેજી હકુમત દૂર થઇ એ સાથે એ ભાષાના આધિપત્યથી આપણે મુક્ત થવું જ રહ્યું. એમ નહિ બને ત્યાં સુધી આઝાદી સાચા અર્થમાં આપણે કદિ અનુભવી નહિ શકીએ. અમુક બાબતમાં અંગ્રેજીથી આપણે આગળ જઇ જ નહિ શકીએ એવી લાઘવગ્રંથી આપણામાં સાચું સ્વત્વ ઉભું થવા નહિ દે. રાષ્ટ્રભાષા કે પ્રાદેશિક ભાષામાં શિક્ષણ આપવાનાં, પાઠયપુસ્તકો રચવાના આપણા શરૂઆતના પ્રયત્નો જરૂર પાંગળા હશે, એ આપણે સ્વીકારી લેવું જ રહ્યું, પણ એ પાંગળા પ્રયત્નોમાંથી જ પૂર્ણ સફળતાની કોટિએ પહોંચાડનારા પ્રયત્નો જન્મ પામવાના છે. તેથી આપણી રાષ્ટ્રભાષા તેમજ પ્રમાણમાં આપણી પ્રાદેશિક ભાષાઓ પણ સર્વ વિચારો, પરિભાષાઓ, વાદો તેમજ કલ્પનાઓને યથાર્થ સ્વરૂપે વ્યકત કરી શકે તેવાં બળવાન વાહનો બનવાની છે એવી શ્રદ્ધા આપણામાં જાગૃત કરવી ઘટે છે. કોઇ પણ ચોકકસ પ્રકારની તેજસ્વીતા કે અર્થવાહિતા એ કોઇ એક ભાષાનો ઇજારો નથી. પ્રજાના ઘડતર, વિકાસ અને સ્વત્વની પાછળ તે તે પ્રજાની ભાષા ઘડાતી, વિકાસ પામતી અને સામર્થ્યને ધારણ કરતી જાય છે. આપણી રાષ્ટ્રભાષાનું ભાવિ પણ એટલું જ ઉજ્જવળ છે, જેટલું આપણું પોતાનું ભાવિ. આ રીતે આપણે અંગ્રેજી ભાષાની હકૂમતમાંથી જેમ બને તેમ જલ્દીથી મુક્તિ મેળવવી એ જ આજે આપણો એક મુખ્ય ધર્મ બને છે.

## વડોદરા વિશ્વવિદ્યાલય

હિંદમાં અંગ્રેજી સત્તાની સ્થાપના બાદ થોડા સમયમાં ત્રણ વિશ્વવિદ્યાલયો, કલકત્તા, મદ્રાસ અને મુંબઇ અસ્તિત્વમાં આવ્યાં. આ રીતે મુંબઇનું વિશ્વવિદ્યાલય મુંબઇ ઇલાકાના ઉચ્ચ શિક્ષણનું કેટલાય વર્ષોથી એક સરખું નિયમન કરતું આવેલ છે. ત્યાર બાદ આજ સુધીના ગાળામાં કેટલીયે અવનવી ઘટનાઓ બની ગઇ; વિદ્યાર્થીઓની સંખ્યા વધતી ચાલી; નવી નવી કૉલેજો ઉભી થવા લાગી; શિક્ષણના ખ્યાલોમાં ફેરફારો થવા લાગ્યા, સરકારી શિક્ષણ વિરૂધ્ધ રાષ્ટ્રીય શિક્ષણ એ રીતે આખા શિક્ષણનો પ્રશ્ન નવા જ દૃષ્ટિકોણથી વિચારાવા લાગ્યો. આ નૂતન દૃષ્ટિકોણના પરિણામરૂપ રાષ્ટ્રપિતા ગાંધીજીની પ્રેરણા નીચે ગુજરાત વિદ્યાપીઠની ૧૯૨૦ ની સાલમાં સ્થાપના થઇ. આ વિદ્યાપીઠનાં મૂળ ઉંડા જાય અને વ્યવસ્થિત અને વિસ્તૃત સ્વરૂપ ધારણ કરે તે પહેલાં દેશનું રાજકારણ વધારે ને વધારે ઉગ્ર સ્વરૂપ ધારણ કરતું ગયું; સ્થાપિત સરકાર સામે લડતના મોરચા મંડાયા અને ગુજરાત વિદ્યાપીઠ એ લડતથી અળગી રહી શકી નહિ. રાષ્ટ્રવાદની ભાવનાથી પ્રેરાયેલ અને એમાંથી જ ઉદ્‌ભવ પામેલ વિદ્યાપીઠ અલગ રહી શકે પણ કેમ? અને એ જ કારણે એ વિદ્યાપીઠની પ્રગતિ સ્થગિત થઇ ગઇ જે આજ સુધી એની એ જ દશામાં થોડુંઘણું કાર્ય કરતી રહી છે.

આજથી ૨૪-૨૫ વર્ષ પૂર્વે સદ્‌ગત ગાયકવાડ સયાજીરાવને વડોદરામાં એક વિશ્વવિદ્યાલય ઉભું કરવાનો મનોરથ થયો, તે સંબંધમાં રીપોર્ટ કરવા માટે એક સમિતિ યોજવામાં આવી, તે સમિતિએ રીપોર્ટ પણ કરેલો, પણ તે વિશ્વવિદ્યાલયને મૂર્ત સ્વરૂપ ધારણ કરવાની ઘડી આજ સુધી આવી નહોતી.

મુંબઇ સરકારે નવાં પ્રાદેશિક વિશ્વવિદ્યાલયો ઉભાં કરવાના વિચારને સંમતિ આપી અને તે અનુસાર પૂના યુનિવર્સિટી ઉભી થઇ પણ ચૂકી. આજ ધોરણે ગુજરાત વિશ્વવિદ્યાલયની યોજના તૈયાર કરવા માટે નિમાયલી સમિતિ પોતાનો હેવાલ તૈયાર કરવામાં રોકાયલી હતી, એ દરમિયાન વડોદરા રાજ્યનું સુત્ર ડૉ. જીવરાજ મહેતાના હાથમાં સોંપાયું અને એ રાજ્ય મુંબઇ પ્રાંતમાં અન્તર્ગત થાય તે પહેલાં તેમની કુશળ અને શક્તિશાળી કાર્યવાહીના પરિણામે પ્રજાહિતની નાનીમોટી અનેક યોજનાઓ અમલમાં મૂકવામાં આવી, તેમાં સૌથી મહત્વનું અને યશોવાહી કાર્ય વડોદરા વિશ્વવિદ્યાલય ઉભું કરવાને લગતું છે. આ યુનિવર્સિટી ઉભી કરવામાં આવી છે એટલું જ નહિ. પણ તેને સ્થાયી અને વ્યવસ્થિત સ્વરૂપ પણ આપવામાં આવ્યું છે. આ યુનિવર્સિટીનાં પ્રથમ વાઇસ-ચાન્સેલર તરીકે શ્રીમતી હંસાબહેનની નિમણુક થઇ છે. આ વિશ્વવિદ્યાલય એક શૈક્ષણિક કેન્દ્રનો આકાર ધારણ કરશે. જ્યાં ભણતા વિદ્યાર્થીઓ તથા ભણાવતા અધ્યાપકો એક સાથે

વસવાટ કરશે. આ વિશ્વવિદ્યાલયની વિશેષતાઓ વર્ણવતાં શ્રી. હંસાબહેન ભગિની સમાજ પત્રિકામાં જણાવે છે:

"વડોદરા વિશ્વવિદ્યાલયની વિશિષ્ટતાઓ અત્યારે તો ગૃહવિજ્ઞાન પાઠશાળા, લલિતકળા પાઠશાળા અને સંગીત-પાઠશાળા મુખ્ય ગણાશે. હિંદુસ્થાનના કોઇ પણ વિશ્વવિદ્યાલયમાં ગૃહવિજ્ઞાન પાઠશાળાને સ્થાન અપાયું નથી, તેમજ લલિતકળાને પણ ખાસ સ્થાન નથી સંગીત-પાઠશાળા પણ એક લખનૌમાં છે એટલે એ દૃષ્ટિએ પણ આ વિશ્વવિદ્યાલય બીજાં કરતાં જુદું પડશે

"ગૃહવિજ્ઞાન પાઠશાળા તેમજ લલિત કળા પાઠશાળાની શરૂઆત આવતા જૂન માસથી કરવામા આવશે. એને અંગેના વ્યવસ્થાપકો તો નીમી પણ દીધા છે. ગૃહવિજ્ઞાન પાઠશાળાને માટે અનુભવશાળા તરીકે એક બાલવાડી પણ શરૂ થઇ ગઇ છે. સંગીત પાઠશાળા વર્ષોથી વડોદરામાં ચાલે છે એને વિશ્વવિદ્યાલયને યોગ્ય કરવા પુરતી વ્યવસ્થિત કરવી પડશે.

"દાક્તરી તેમજ ઇજનેરી શિક્ષણની પાઠશાળાઓ આ વર્ષે જ શરૂ થઇ ગઇ, જ્યારે સાંસ્કૃતિક જ્ઞાન, વિજ્ઞાનની પાઠશાળા, વ્યાપારી શિક્ષણની અને માધ્યમિક શિક્ષકના શિક્ષણની પાઠશાળાઓ ઘણાં વર્ષોથી ચાલે છે આ રીતે સર્વ પ્રકારનું શિક્ષણ વડોદરા વિશ્વવિદ્યાલયમા કેન્દ્રિત થશે. આ જુદી જુદી પાઠશાળામાં ભણતા વિદ્યાર્થીઓ એક જ સ્થળે રહી શકે એવો પ્રબંધ પણ વિશ્વવિદ્યાલયે કરવાનો રહેશે. જુદા જુદા વિદ્યાર્થી-મંડળોને બદલે એક આખું વિશ્વવિદ્યાલય મંડળ રહેશે. એ રીતે ભિન્નભિન્ન વિષયના વિદ્યાર્થીઓ એક બીજાના સંસર્ગમાં આવશે અને એથી એક બીજાને લાભ થશે. અત્યારે મોટા ભાગના વિદ્યાર્થીઓ જેઓ દાક્તરી કે ઇજનેરી શિક્ષણ લે છે, તેમને પોતાના વિષયના જ્ઞાન સિવાય બીજું જ્ઞાન બહુ ઓછું હોય છે. વિજ્ઞાનમાં જનારાની પણ એ સ્થિતિ છે. સાહિત્ય, સંગીત, તત્વજ્ઞાન કે ઇતિહાસ જેવા સાંસ્કૃતિક વિષયોમાં તેમને ભાગ્યેજ રસ હોય છે. આવા લોકોનું જીવન એકધારૂં અને તેથી આખરે શુષ્ક બને છે. વડોદરા વિશ્વવિદ્યાલયમાં કળા તેમજ સંગીતને સ્થાન આપ્યું છે, અને એને અંગે સમસ્ત વિદ્યાર્થી સમુદાયને ઉપયોગી એવાં વ્યાખ્યાનો પણ રખાશે. જેનો લાભ બધા જ વિદ્યાર્થીઓ લઇ શકશે અને એ રીતે સાંસ્કૃતિક શિક્ષણ મેળવી શકશે.

"આજે વિદ્યાર્થીઓ કેવળ પરીક્ષાની દૃષ્ટિએ જ અભ્યાસ કરે છે. એને કારણે તો પરીક્ષાઓને જોઇએ તે કરતાં વિશેષ મહત્વ આપવામાં આવ્યું છે. પોપટિયા જ્ઞાન સાથે પણ પરીક્ષા તો પાસ કરી શકાય છે. ખરૂં શિક્ષણ તો જીવનમાં જ્ઞાન કેટલું ઉતારાય છે, એ પરથી જ જાણી શકાય. આખો પરીક્ષાનો પ્રશ્ન વિચારણા માગી લે છે. એને અંગે પણ કંઇક ઉકેલ આણવાનો પ્રયત્ન કરવો પડશે.

"વિદ્યાર્થીનું ધ્યેય પુસ્તકો ગોખી પરીક્ષાઓ પાસ કરવી એ જ મોટે ભાગે હોય છે. વિદ્યાર્થીઓએ જનતાથી દૂર રહેવું એ પણ એક માન્યતા છે. વાસ્તવિક રીતે તો વિદ્યાર્થી અવસ્થામાંથી લોકસંપર્કમાં આવી લોકોની યથાશક્તિ સેવા કરવી, એ પણ એક પ્રકારનું શિક્ષણ છે. દાખલા તરીકે, ગૃહવિજ્ઞાન પાઠશાળામાં ભણતી વિદ્યાર્થિનીઓએ તો આજનાં ગૃહ કેવાં હોય છે તેનો અભ્યાસ કરવા ખાતર પણ લોકસંપર્કમાં આવવું પડશે અને એ સુધારવા જેવાં હેય તો કઇ રીતે સુધારી શકાય એ કેવળ પાઠશાળાના પુસ્તકમાંથી જ નહિ શિખે, પણ ગૃહિણીઓ સાથે સંપર્ક રાખીને કરી શકશે, સમાજશાસ્ત્ર (social sciences)નો વિભાગ પણ દાખલ કરવાની ધારણા છે. એને અંગે પણ વિદ્યાર્થીઓને લોકોના સંપર્કમાં આવવું પડશે, લોકપ્રશ્નોનો અભ્યાસ અને એના ઉકેલનો સમાવેશ આ શિક્ષણમાં થાય છે." આવા શુભ ઉદ્દેશ અને ભાવનાઓપૂર્વક શરૂ કરવામાં આવેલ વડોદરા વિશ્વવિદ્યાલય સારી રીતે ફાલે ફુલે અને સત્વર કળા અને વિજ્ઞાનની અનેક શાખા ઉપશાખાઓ વડે સુસંપન્ન અને સમૃદ્ધ બને એવી શુભેચ્છાઓ સાથે તે વિશ્વવિદ્યાલયના આદ્યપ્રયોજક ડૉ. જીવરાજ મહેતાનું અને તેનાં પ્રથમ વાઇસ ચાન્સેલર શ્રીમતી હંસા બહેનનું સમસ્ત ગુજરાત સહર્ષ અભિનંદન કરે છે.

## ચક્રવતી રાજગોપાલાચાર્યનું વ્યાખ્યાન અને પ્રાથમિક શિક્ષણનો પ્રબંધ

મુંબઇનાં ભારતીય વિદ્યાભવનના નવા મકાનનું ઉદ્‌ઘાટન કરતાં હિંદના ગવર્નર જનરલ શ્રી. રાજગોપાલાચાર્યે એક ઉદ્‌બોધક વ્યાખ્યાન આપ્યું હતું, જેનો સળંગ અનુવાદ આ અંકમાં અન્યત્ર આપવામાં આવેલ છે. આ વ્યાખ્યાનમાં બે મુદ્દાઓ ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. એક તો ઉચ્ચ શિક્ષણમાં ધાર્મિક શિક્ષણને

કોઈ પણ રીતે અંતર્ગત કરવું જોઈએ અને તે સાંપ્રદાયિક ધોરણે નહિ પણ સાંસ્કૃતિક ધોરણે કે જેથી વિદ્યાર્થી કોઈ પણ ચોક્કસ ધર્મનું નહિ, પણ સમગ્રપણે ધર્મસંસ્થાઓનું, ધાર્મિક મહાપુરુષોનું તેમજ તત્ત્વજ્ઞાનનું શિક્ષણ પામે. આ વિચાર જેટલો આકર્ષક છે તેટલું જ મુશ્કેલ આ પ્રકારના ધાર્મિક શિક્ષણની યોજના ઘડવાનું કાર્ય છે; કારણ કે આવી યોજનાને કાં તો સાંપ્રદાયિકતા તરફ ઢળવાનું જોખમ રહે છે અથવા તો આપણા લોકોનું સાંપ્રદાયિક ભોળાપણું અત્યન્ત સતેજ અને જાગૃત હોઈને એક યા બીજી બાબતમાં ધાર્મિક લાગણી દુભાવવાનું પણ આવી યોજનામાં એટલું જ જોખમ રહેલું છે. શ્રી. રાજગોપાલાચાર્ય માત્ર આપણા દેશના ધર્મોનો જ નહિ, પણ દેશ બહારના ધર્મો, સંપ્રદાય અને ધાર્મિક વાદોનો પરિચય આપવાનો આગ્રહ કરે છે, જેના પરિણામે વિદ્યાર્થીમાં સર્વધર્મસમભાવ પેદા થાય અને સાથે સાથે ધાર્મિકતાનું સિંચન થાય.

તેમનો બીજો મુદ્દો પ્રાથમિક શિક્ષણની આજની યોજનાની સામે નવી યોજના રજૂ કરવાને લગતો છે. આજે શહેરમાં તેમ જ ગામડાંમાં એકસરખું પ્રાથમિક શિક્ષણ આપવામાં આવે છે અને રવિવારની છુટ્ટી બાદ કરતાં બાકીના છયે દિવસ વિદ્યાર્થીને દિવસનો મોટો ભાગ નિશાળમાં ગાળવાનો હોય છે. આના સ્થાને શ્રી. રાજગોપાલાચાર્ય એવો પ્રબંધ સૂચવે છે કે અઠવાડિયાના ત્રણ દિવસ બાળવિદ્યાર્થી સળંગ પોતપોતાની નિશાળમાં ભણે અને બાકીના ચાર દિવસ પોતાના માબાપ સાથે રહે અને બાપદાદાના ધંધાની કેળવણી પામે. આજે જ્યારે આખા દેશની આવડી મોટી પ્રજાની પ્રાથમિક શિક્ષણની જરૂરિયાતોને આર્થિક દૃષ્ટિએ તેમ જ અન્ય રીતે કેમ પહોંચી વળવું એ એક મોટો સવાલ છે ત્યારે રાજગોપાલાચાર્યની આ યોજનાના બીજા ગુણદોષ ગમે તે હોય પણ તે યોજનાનું સીધું પરિણામ એ આવે કે આજની નિશાળો તેમ જ શિક્ષકો વડે જેટલું શિક્ષણ અપાય છે તેથી બમણું શિક્ષણ આપી શકાય: અને આ બાબતનું આર્થિક દૃષ્ટિએ ઘણું મોટું મહત્ત્વ છે. શ્રી રાજગોપાલાચાર્યની મોટી ફરિયાદ એ છે કે આજની શિક્ષણપદ્ધતિથી વિદ્યાર્થીને પોતાના માબાપ અને બાપીકા ધંધાથી ઘણી લાંબી મુદત સુધી અળગો રાખવામાં આવે છે અને તે ભણીગણીને પાછો આવે છે ત્યારે પોતાની અને પોતાના માબાપ વચ્ચે મોટું માનસિક અન્તર અનુભવે છે અને વંશપરંપરના ધંધામાં કાં તો તે ગોઠવાઈ શકતો નથી અથવા તો ગોઠવાતાં તેને બહુ જ મુશ્કેલી પડે છે. ઉપર સૂચવેલા નવા પ્રબંધ અનુસાર આ બન્ને ત્રુટિઓ દૂર થવા પામશે. શ્રી રાજગોપાલાચાર્યની આ યોજના ગામડાંમાં વસતી પ્રજા માટે અત્યન્ત આવકારદાયક લેખાવી જોઈએ, પણ શહેરના બાળકોને આ યોજના લાગુ પાડી નહિ શકાય; કારણ કે શહેરી ધંધાઓનું સ્વરૂપ જ એવું છે કે જેમાં બાળપણથી વિદ્યાર્થી જોડાઈ શકવાનો નથી, અને જેમાં જોડાવા માટે અમુક પ્રાથમિક શૈક્ષણિક તૈયારી અને તાલીમ આવશ્યક રહેવાની છે. આમ હોવાથી મોટાં શહેરો માટે તેમ જ ગામડાંઓ માટે અલગ અલગ પ્રકારની શિક્ષણયોજનાઓ વિચારવાની રહેશે. આ કેટલે અંશે વ્યવહારુ છે તેનો નિર્ણય કરવાનું કામ શિક્ષણશાસ્ત્રીઓનું છે, પણ આજે જ્યારે રાષ્ટ્રીય શિક્ષણનાં અંગઉપાંગોનો પાયામાંથી નવનિર્માણની દૃષ્ટિએ વિચાર થઈ રહ્યો છે ત્યારે શ્રી. રાજગોપાલાચાર્યે પ્રાથમિક શિક્ષણને અંગે રજૂ કરેલો વિચાર ગંભીર વિચારણા માગે છે એ વિષે બે મત હોવા સંભવ નથી.

આવા મહાપુરુષનું આવું સમર્થ વ્યાખ્યાન અપાયું તે પ્રસંગ ભારતીય વિદ્યાભવનના નવાં મકાનના ઉદ્ઘાટનને લગતો હતો અને ભારતીય વિદ્યાભવનની મુખ્યતમ પ્રવૃત્તિ ગ્રેજ્યુએટ થયા પછીના શિક્ષણપ્રદાનને લગતી છે, એમ છતાં પણ આ અતિ મહત્વના વિષય ઉપર આ વ્યાખ્યાનમાં નાનો સરખો પણ ઉલ્લેખ નજરે પડતો નથી એ આશ્ચર્ય પમાડે તેવું છે. આ ત્રુટિ બાદ કરતાં પણ તેમણે જે કહ્યું છે તે એટલું બધું કીમતી, અર્થગંભીર અને માર્ગદર્શક છે કે આ ઉણપ સહજપણે આપણા ધ્યાન ઉપર આવતી નથી.



# "પ્રેમનું ગીત"

એક ગોપી છે,

એક મોહન છે,

વ્રજ નથી, ગોકુળ નથી, બંસી નથી, જમુનાનો ઘાટ નથી, છતાં એક ગોપી છે, એક મોહન છેઃ આજનાં આપણા સમાજનાં એક ઘરમાંઃ

ગોપી વ્રજની ગોપી નથી; આજનાં આપણા એક ઘરમાં ઉછરતી, શહેરી જીવનની છાંટ ભરી, નવા જમાનાનાં પવને રંગાયેલી, આધુનિક યુવતિ છે; છતાં તેના દિલમાં રાધાની મૂર્તિ છે. પ્રેમલક્ષણા ભક્તિની ભાવના છે; પોતાના મોહનની એ અણુમય બની જઇ તેમાં સમાઇ જવાની તમન્ના છે.

આપણા મધ્યમ વર્ગનું એક ઘર છે. એક વિધવા "મા" અને તેનો દિકરો મોહન ત્યાં રહે છેઃ ઘરની આજુબાજુ રૂપાળાં વૃક્ષો છેઃ આંગણામાં દરિયો છેઃ મુંબઇના એક પરાંની આ કથા છે.

ઘરની પાસે બીજા આવાં જ પાડોશીઓ રહે છે. પોતાની વસ્તુમાં રચ્યાપચ્યા, સંતોષી, સુખી. આ પાડોશમાં એક બીજુ ઘર હતું, તેમાં રહેતી હતી "બિન્દુ" એક નાનકડી બાલીકા, હસતી, કુદતી, નાચતી, હરિણી સમી અને તેની "મા" અને તેનું કુટુમ્બ.

"મા"ને બધાં "માજી" કહેતા. વૃક્ષોને છાંયે એક મઢુલી બાંધીને રહેતા એક સુરદાસજી પણ. મોહન "ભલો ભોળો" લાગણીવશ, ઉતાવળીઓ છતાં સંસ્કારી છોકરો, માજીનું સર્વસ્વ હતું. પાડોશમાં પણ તે સર્વને પ્યારો હતો. ખાસ કરીને "સુરદાસજી" અને બિન્દુને.

મુંબઇનાં આ ભાગમાં દિવસો સુખમાં વિતતા હતા. 'મોહન' અને "માજી" રોજ ચડભડતા, દિકરો માનતો માને જૂના વિચારો છે, નવું કશું સમજતી નથી. "મા" માનતી, દિકરો એટલો બધો બિનવ્યવહારૂ છે, તેનું જગતમાં શું થશે? રોજ કાંઇક ને કાંઇક, મા દિકરાનાં સંવાદો ઉપર બધાં હસતાં, આનંદ મેળવતાં. "બિન્દુ" રોજ "માજી" પાસે ડાહી ડમરી થઇને પોતાને શોભે નહિં તેવી વાતો કરતી. સુરદાસજી મીઠી હલકે પ્રભુનાં ભજનો ગાતા. એક દિવસ એક મીઠો પ્રસંગ બન્યો.

મોહન ઉતાવળથી કૉલેજમાં જઇ રહ્યો હતો, વધુ પડતી કાળજી રાખતી મા દિકરાને મોટેથી કહી રહી હતી, "સાંજે જલદી આવી જજે મોહન, જો ક્યાંક સિનેમા જોવા ચાલ્યો જતો!"

બિન્દુ-અને તેની મા-માજી પાસે ઉભા હતાં. મોહન "મા" ને જવાબ આપ્યા સિવાય ઉતાવળથી લહેકો કરીને ચાલ્યો ગયો. : બધાં હસી પડયાંઃ 'અરે વાત ન કરો આજકાલ મોહનને સિનેમા જોવાનો એવો ચસકો લાગ્યો છે કે ન પૂછો વાત. હમેશાં સિનેમાં.'

"મારું માનો "માજી", એની જલદી શાદી કરો, લગ્ન કરી નખો. સીધાં દોર થઇ જશે." દોડતી બિન્દુ વચ્ચે ટપકી પડીઃ

ઓહો, બધાં હસી પડ્યાં :

"વહુ ક્યાં? કન્યા મળવી જોઇએને" માને વાત સાંભળવી ગમી.

"તું મોટી થા, તારી સાથે લગ્ન કરીએ" મા જોરથી હસી પડી.

બસ "બિન્દુ" માની વાત સાંભળી ગંભીર બની ગઇ અને તે દિવસથી "નાની વહુ" હોય તેમ ઓઢણી ઓઢીને ફરવા લાગી અને "માની" અને મોહનની સંભાળ રાખવા માંડી.

એક દિવસ માજીને ત્યાં મહેમાન આવ્યા. બંગાળી ભાઇ બહેન બિરેન અને ગોપી. રાયપુરમાં માજીનાં પતિને નોકરી હતી ત્યારે ગોપીનાં પિતા પણ ત્યાં નોકરી કરતા, પાસે રહેતા, બન્ને પાડોશી હતાં. મોહન અને ગોપી "નાના" છોકરાં સાથે રમતા, કુદતા, ધીંગામસ્તી કરતાં.

"માજી" બહુ રાજી થયાં; ગોપી ઉપર માજીને બહુ ભાવ હતો. બધાં મળ્યાં; મોહન અને ગોપી પણ મળ્યાં; બન્ને બેઠયાં-દોડયાં; પરન્તુ બન્ને અટકીને ઉભા,

બન્ને સમજી ગયાં. બન્ને મોટાં થઇ ગયાં છે; હવે બેટી શકે તેમ નથી.

બીજે દિવસે બિરેન માજીને કહી રહ્યો હતો. તે આફ્રિકા નોકરી કરવા જાય છે. જગતમાં તેનું કોઇ નથી એટલે ગોપાને પણ સાથે લઇ જાય છે.

"માજી" બિરેન કહી રહ્યો હતો તબિયત સારી નથી, મોહન હજુ એવોને એવો અણસમજુ છે. મરી ગયા પછી તેનું શું.

"માજી" લગન કરી નાખો. તમારી નાતમાં કન્યાનો ક્યાં તૂટો છે. બિરેન બહુ વ્યહવારકુશળ ન હતો. નક્કર સત્યમાં માનતો.

"નાત" તો ઠીક ગમે ત્યાંથી સારી છોકરી મળે એટલે બસ. માજીને ગોપી ગમતી, નાની હતી ત્યારથી. ગોપી રૂપાળી ન હતી. જરાક બેડોળ પણ હતી, લાંબી તાડ ગોપી. ઘાટઘુટ વગરની કોઇને આકર્ષી શકે તેમ ન હતી. છતાં માજી ગોપીનાં ગુણજાણતાં. તેના ઘરમા ગોપી શોભે તેવી હતી. પોતાના દિકરા માટે ગોપી યોગ્ય વહુ હતી

છેવટે "માજી" ને "બિરેન" સમજી ગયો. "માજી" મેં ગોપીને મોહન સાથે પરણાવી દેવાની કલ્પના સેવી, બિરેને ગોપીને માજીને ત્યાં મૂકીને આફ્રિકા જવાનું નક્કી કર્યું.

માજીને હૃદયનો રોગ હતો. ઘણીવાર માજી બેભાન થઇ જતાં, એમ એક વખત માજી બેભાન થઇ ગયાં, ગોપીએ માજીની સારવાર કરી, અને ઘરની જવાબદારી ઉપાડી લીધી.

"માજી" બહુ જ પ્રસન્ન થયાં, ગોપી ખરેખર તેની વહુ બની ગઇ

મોહનને ગોપી બહુ ગમી નહિં. ન ગમવાનું ખાસ કારણ ન હતું. છતાં તે વારવાર માજીને પૂછતો, ગોપી ક્યારે જશે. "માજી" પોતે બધું મનમાં સમજતાં. મોહનને કશું કહેતાં નહિં.

એક દિવસ-બિરેનનો સામાન બંધાવા માંડયો. મોહનને થયું, ગોપી જાય છેઃ બાલ્યકાળનાં સાથી ઉપર તેની મમતા ઉભરાઇ આવી. તે ગોપી પાસે ગયો. 'ગોપી અમને યાદ કરશે'ને સ્ત્રીમાં હોય છે એવી. સજ્જા સાથે તેણે કહ્યુંઃ "તારા લગ્નમાં તો બોલાવીશ ને".

ગોપી હસી પડી. કાંઇ બોલી નહિં.

મોહન "ચુપચુપ" સેન્ટની શીશી મૂકીને જતો હતો ત્યાં, માજીએ 'ઘટસ્ફોટ' કર્યો. "ગોપી તો રેહે છે, માત્ર બિરેન જવાનો છે."

મોહન એકદમ ચકભડી ઉઠયો. "કેમ રહે છે." માને પકડીને ને બીજા ખંડમાં લઇ ગયો. તેનં મનમાં વહેમ હતો માજીની ગોપી તરફની વર્તણુક તેને શંકાભરી લાગતી હતી, રખે "માજી" ગોપી ને તેની સાથે પરણાવી દયે.

"માજી" એ મોહન પાસે ખાસ ખુલાસો કર્યો નહિ. અને બિરેન ચાલ્યો ગયો. ગોપા રહી.

"મોહન" વાર્તાઓ લખવાનો શોખીન હતો બહુ સિનેમાઓ જોઇને હમણાં તેણે સિનેમાની વાર્તાઓ લખવી શરૂ કરી હતી. વાર્તાઓ લખીને તે એક સિનેમા સ્ટુડીઓમાં વેચવા ધક્કા પણ ખાતો હતો.

એક દિવસ મોહન દોડતો, ગભગયેલો ઘરમાં આવ્યો. તેનાં હાથમાં એક છાપું હતુંઃ

"મા" બિરેનની સ્ટીમર ડુબી ગઇઃ

"હેં" મા ગભરાઇ ગયાં; હવે ગોપીનું શું, "માએ" દિકરાને કહ્યું, હમણાં ગોપીને કહીશ માં; ધીરે ધીરે કહેશું; અને હવે ગોપી'નું બધું આપણે જ કરવું પડશે; તેનું હવે કોઇ રહ્યું નહિઃ

મોહનને ગોપી તરફ લાગણી થવા માંડી. હવે તે ગોપી સાથે ખૂબ જ ભળતો, બહાર પણ જતો.

એક દિવસ તે ગોપીને લઇને બહાર ગયો હતો. ઘરમાં પગ મૂકયો ત્યાં "બિન્દુ" સામે મળી. તેના હાથમાં શેક કરવાની કોથળી હતી.

"શું થયું છે બિન્દુ" મોઢું મચકોડી ને બિન્દુ ચાલી ગઇ.

"માજી"ને હૃદય રોગનો હુમલો થયો હતો. ડોક્ટર મોહનને સામે મળ્યો. તેણે ચેતવણી આપી. માજીનો

ઇલાજ કરાવવાની જરૂર છે. રોગ બગડતો જાય છે. તું પૈસાની ગોઠવણ કર.

મોહન પરિસ્થિતિ સમજ્યો. પૈસા ક્યાંથી લાવે. તેણે વાર્તાની ચોપડીઉપાડી, સ્ટુડીઓનો રસ્તો પકડયો.

સ્ટુડીઓમાં એક અકસ્માત બન્યો; કંપનીની અને સિનેમા જગતની એક પ્રખ્યાત અભિનેત્રી નિલાદેવીને મોહનેઃજોઇ ને મુગ્ધ બની ગયો.

મોહનની વાર્તા તો ન ખપી, પરન્તુ એક અકસ્માત બન્યો; મોહન કરીને એક માણસ હીરો થવા સ્ટુડીયોમાં આવ્યો હતો. ભૂલથી આ મોહનને બદલે આપણા મોહનને નિલાદેવી પાસે લઇ જવામાં આવ્યો. ભલા ભોળા મોહનને જોઇને નિલાદેવીને આશ્ચર્ય થયું, આવો ભલો–માણસ દુનિયામાં હોઇ શકે; તેની ઇચ્છા તેની સાથે કામ કરવાની થઇ.

અહિંથી કથા જુદો વળાંક લ્યે છે. નિલાદેવીને મોહન ગમી જાય છે. તેને એક પ્રકારનો મોહ ઉત્પન્ન થાય છે. ફીલ્મ કંપનીના અનુભવી દિગ્દર્શકની નજર આ વસ્તુ ઉપર પડે છે. તે ઝીણવટથી બધું જુવે છે.

"માજી" નો રોગ મટતો નથી, એક દિવસ ગોપી પાસેથી વચન લઇ વડવાની આબરૂ અને સુખદુઃખમાં સાથ આપે તેવી મિલકત દાગીનાની પેટી ગોપીના હાથમાં મૂકીને માજી દુનિયા છોડી ચાલ્યાં જાય છે.

"મોહન" નિલાદેવીને વચન આપીને આવ્યો હતો કે તેની સાથે ભૂમિકા ભજવશે; પરંતુ માના મરી ગયા પછી છેક જ ભાનભૂલો બની જાય છે. ગોપી બિચારી ઘણું કહે છે, છતાં માની છબી પાસે બેસી રહેલા મોહનને તે મનાવી શકતી નથી.

"નિલાદેવી"ના મનમાં મોહન માટે ઉભો થયેલો મોહ નષ્ટ થતો નથી. તે પ્રયત્ન કરીને મોહનને પાછો સ્ટુડીયોમાં લઇ જાય છે.

અહિં એક દિવસ મોહન એક પગથિયું ચૂકે છે. મોડી રાતે ઘેર આવે છે ત્યારે તે દારૂના નશામાં ચકચૂર હોય છે. નિલાએ મોહનને પોતાનામય કરી દેવા માટે આ ઉપાય શરૂ કર્યો હતો.

ગોપી મોહનને આ સ્થિતિમાં જુવે છે. તેને સખ્ત આંચકો લાગે છે. મોહનને બધું પૂછે છે. મોહન બધું કહે છે. બીજા દિવસથી સ્ટુડિયોમાં ન જવાનું "ગોપી" મોહન પાસેથી વચન લ્યે છે.

પરંતુ નિલા–વાસનાથી ઘેરાયેલી સ્ત્રી–મોહનને કેમ છોડે; તે તેને ઘેર જાય છે, ગોપીને જુવે છે. મોહનને ગોપી જ રોકે છે એમ સમજાય છે, અને મોહનને ઘેરવા પોતાની બધી કરામતો, ગંદી રમતો શરૂ કરે છે.

ફિલ્મ કંપનીનાં દિગ્દર્શક નિલાને ઘણું સમજાવે છે; તેની બનાવટ નહિ ચાલે તેમ પણ કહે છે. છતાં નિલા વિનાશને માર્ગે આગળ ને આગળ જાય છે.

મોહનનું મન ગોપી ઉપરથી ઉઠતું જાય છે. નિલાનો ભભકો–મોટો ડોળ તેને સાચો પ્રેમ લાગે છે અને પતંગની જેમ દિવાની જ્યોતમાં ઘેરાતો જાય છે.

છેવટે–છેવટે સાચા અને બનાવટી પ્રેમનાં વર્તુળો ઉભા થાય છે. મોહવશ થયેલો મોહન બનાવટમાં લટુ બનતો જાય છે. આખરે એક દિવસ ભાન આવે છે. પરંતુ મોડું–મોડું જ્યારે ગોપી વિરહની ઘેલછામાં દિવાની બનીને "મોહન" "મોહન" ની બૂમથી જગત ગજાવતી હોય છે.

આવી કથા છે. સાદી, ભવ્ય નહિ, છતાં ભવ્યઃ દિગ્દર્શક મહેશ કૌલે આ કથાનાં તાણાવાણા ને ઉર્મિના રંગથી ભાવનાની ઝલકથી, કલાની કલગી ઉપર કવિની કલ્પનાથી મરામત કરી ગુંથી છે. કચકડાંની પટ્ટી ઉપર પ્રેમનું મહાકાવ્ય ઉતાર્યું હોય તેવી એની મરામત કરી છે.

જાણીતી વિતરણ સંસ્થા પર્લ પીકચર્સ લી. તરફથી મુંબઇના ૭ છબિઘરો રોયલ ઓપેરા હાઉસ, એક્સેલ-સીયર, રિવોલી, પેલેસ, જય હિંદ અને પેરેડાઇઝમાં રજુ કરાવાયું છે. ● ●



# યુગદર્શન



## વિષયાનુક્રમ



ઋતુસંક્રાન્તિ : નૂતન વર્ષાભિનંદન, ગાંધીજયન્તી, રશિયાને પ્રાપ્ત થયેલી અણુબૉમ્બની શોધ, દેશની રાજભાષા હિંદી અને રાષ્ટ્રલિપિ દેવનાગરી, ખાનગી મિલકતની પવિત્રતા અને રાજસત્તા, વ્યકિતસ્વાતંત્ર્ય અને રાજસત્તા, સરકારી વાચનમાળા અને શ્રી. રાવજીભાઇનો પરિપત્ર, આ અંકની ચિત્ર-સામગ્રી.

ગાંધીજી

ચિત્રકાર: શ્રી કનુ દેસાઈ

"સત્યનું કાવ્ય છો બાપુ, કાવ્યનું સત્ય છો તમેં;
ઝંખતી કાવ્યને સત્યે સૃષ્ટિ આ આપને નમે!"

કરસનદાસ માણેક.

# યુગદર્શન

તંત્રી
પરમાનંદ કુંવરજી કાપડિયા



પુસ્તક ૧ : અંક ૩
૧૫ ઑક્ટોબર, ૧૯૪૯

## દાસાનુદાસ ગાંધીજી

અનુવાદકઃ—શ્રી. વાલજી ગોવિંદજી દેસાઇ

**"તમારા મંડળમાં જેને પ્રધાનપદ ભોગવવું હોય તે તમારો સેવક બને." મૅથ્યૂ ૨૦–૩૭**

**દાસ કહાવન કઠિન હૈ મૈં દાસનકો દાસ।**
**અબ તો ઐસા હો રહૂઁ કિ પાવ તલેકી ઘાસ ॥કબીર**

ત્રણચાર દિવસ પછી મારો તાવ ઊતર્યો, એટલે સાંજે ફરવા જવા સારુ તૈયાર થઇને બાપુ નિયમાનુસાર મારી ખબર કાઢવા આવ્યા, ત્યારે મેં રાતે બહાર સૂવાની રજા માગી તે મને મળી ગઇ.

પણ મેં જોયું તો બાપુ હજી ઊભા છે. મેં એમના સામું જોયું તો એ મને ખાટલા ઉપરથી ઊઠવાની સાન કરતા હતા. પોતે શું કહેવા ઇચ્છે છે એ મને કાંઇ સમજાય નહિ. તો પણ આજ્ઞા પાળવી જોઇએ એમ કરીને હું ધીરે ધીરે ખાટલા ઉપરથી ઉતરીને ઊભો થયો. હું પોતે હવે સહેલાઇથી ઉભો રહી શકતો હતો, તો પણ બાપુએ મને ટેકો દીધો અને સાદડી આગળ લઇ જઇને તે ઉપર મને બેસાડયો, અને પોતે મારા ખાટલા આગળ જઇને મારી પથારી સંકેલવા મંડયા.

હું તો અત્યંત ગભરાઇ ગયો.

'બાપુજી, એ બધું હું કરી લઇશ,' મેં આગ્રહપૂર્વક કહ્યું; પણ બાપુએ મારું કાંઇ સાંભળ્યું નહિ, પથારી સંકેલીને મારી પાસે સાદડી ઉપર મૂકી અને પછી મારો ખાટલો ઉપાડીને બારણા બહાર કાઢવા મંડયા. મને પશ્ચાત્તાપ થયો કે બહાર સૂવાની ઇચ્છા મેં કેવા કુમુહૂર્તમાં પ્રકટ કરી.



પણ મારા આશ્ચર્યનો પાર તો ત્યારે ન રહ્યો કે જ્યારે મેં બારણા કોર જોયું તો આઘે ઊભાં ઊભાં મહાદેવભાઇ ને મીરાબહેન આ જોયા કરે છે, પણ બાપુના હાથમાંથી ખાટલો લઇ લેવા આવતાં નથી. બાપુની આ પ્રવૃત્તિમાં વચ્ચે પડવાનું એમાંથી કોઇએ સાહસ ન કર્યું.

બારણા આગળનાં ત્રણચાર પગથિયાં ઉપરથી ખાટલો ઉતારીને લઇ જવો એ બાપુને સારું સોહ્યું નહોતું. એકવાર તો મને થયું કે બાપુ લથડી પડશે, પણ એમણે પડું સંભાળી લીધું ને ખાટલો નીચે ઉતરી ગયો તથા મહાદેવભાઇ ને મીરાંબહેન પોતપોતાને માર્ગે ચાલતાં થયાં.

આંગણામાં ખાટલો ઢાળીને બાપુ મારી પથારી લેવા આવ્યા તો મેં દીનતાપૂર્વક વિનંતિ કરી, 'પથારી હું પાથરી લઇશ, બાપુજી, આપ રહેવા દિયો.' પણ બાપુએ માથું હલાવ્યું અને સંકેલેલી પથારી ઉકેલી એક એક વસ્તુ નોખી નોખી લઇ જઇને એમણે મારી પથારી પાથરી. પહેલાં શેતરંજી બહાર લઇ ગયા, બે વાર જોરથી હવામાં ઝાપટી અને ખાટલા ઉપર એ પાથરી ને એમાં કરચલી હતી તે હાથ ફેરવીને સમી કરી. પછી કામળો લઇ જઇને ઝાપટયો તથા બેવડો કરીને પાથર્યો.

મારી ચાદર તથા ઓશીકાનો ગલેફ ઠીક ઠીક મેલાં થઇ ગયાં હતાં એટલે બાપુએ બેવડી કરેલી મારી ચાદર એકવડી કરીને ઝાપટી અને પછી પાછી એવી રીતે બેવડી કરી કે જેથી ઓછું મેલું પડ ઉપર આવ્યું અને ઓશીકા ઉપર એમણે ચાદર પાથરીને તેનો મેલ છૂપાવી દીધો.

પછી અંદર આવી મને ટેકો દઇને પગથિયાં ઉતરીને બાપુ મારી પથારી ઉપર તેડી ગયા.*

* શ્રી. સુમંગળપ્રકાશજીના 'બાપુ કે સાથ'માંથી સાભાર ઉદ્ધૃત તથા અનુવાદિત.



# કરૂણામૂર્તિ ગાંધીજી

અનુવાદ: શ્રી. દેવચંદ અમરચંદ શાહ

[પુરોગામી લેખના અનુસંધાનમાં શ્રી આનંદ હિંગોરાણીએ પ્રગટ કરેલા બાપુકે આશીર્વાદ (રોજ કે વિચાર) ગ્રંથની હિંદી ભૂમિકાનો શ્રી. દેવચંદ અમરચંદ શાહે કરી આપેલ અનુવાદ પ્રગટ કરવો યોગ્ય ધારેલ છે. ગાંધીજી કોમળતાની મૂર્તિ હતા અને પોતાની સાથે એક યા બીજી પ્રવૃત્તિના કારણે જોડાયેલ નાની સરખી વ્યક્તિના પણ સુખ, સ્વાસ્થ્ય તેમજ શ્રેયની પૂરી ચિન્તા ધરાવતા હતા. આવા કરૂણામૂર્તિ ગાંધીજીનો અહીં આપણને અત્યન્ત સુભગ પરિચય પ્રાપ્ત થાય છે. તંત્રી]

**પુસ્તકની** પ્રસ્તાવના લખવાનો મારે માટે આ પહેલો જ પ્રસંગ નથી. આ પહેલાં ઘણીવાર 'ગાંધી સીરીઝ'ના પુસ્તકોની પ્રસ્તાવનાઓ લખવાનો અવસર મને મળ્યો છે; પરંતુ આજની અને તે સમયની મનોભાવનામાં કેટલો ફેર છે! આજ મારામાં એ ઉત્સાહ નથી અને આનંદ પણ નથી. તેની જગ્યાએ હું મને દુ:ખ અને શોકથી ઘેરાયેલો અનુભવું છું.

મારા બાપુ ક્યાં છે? મારા એ બાપુ કે જેમની પાસે કેવળ પુસ્તકોના વિષયોની સલાહ માટે જ નહિ, પરંતુ મારા જીવનની બધી મુશ્કેલીઓ અને શંકાઓના સમાધાન માટે હું દોડી જતો. બાપુ એ ખરેખર 'બાપુ' જ હતા. તેઓ જ મારા જીવનનું બળ અને આશ્રય હતા.

આ લખતી વખતે કેટલાયે બનાવો યાદ આવે છે ને મન ભરાઇ જાય છે. જ્યારે માનસિક વેદનાઓથી પીડાતો હું બાપુની પાસે જઇને એમના ચરણકમળનો સ્પર્શ કરતો હોઉં ત્યારે તેઓ તેમની સ્વાભાવિક પ્રસન્નતાથી શુભેચ્છાના ચિહ્‌ન તરીકે મારી પીઠ જોરથી થાબડીને મને પૂછતા કે, "આનંદ, કેમ છે?" એ વખતે જાણે કે મારા મનનો અડધો બોજો એકાએક ઓછો થઇ ગયો હોય એવું લાગતું હતું. તેઓ જે અલૌકિક પ્રેમથી મારામાં ઉત્સાહ અને પ્રેરણા રેડતા હતા તેના સ્મરણચિહ્‌ન અને પૂરાવા રૂપે આ આખું પુસ્તક હું પ્રગટ કરું છું.

જે મોટામાં મોટા બનાવથી મારા હૃદયને ભારે આઘાત પહોંચ્યો હતો તે બનાવ હતો મારી પત્ની વિદ્યાનું અકાળ મૃત્યુ. બાપુ સિવાય જો અન્ય કોઇ પાસેથી મને પ્રેરણા મળતી હતી તો તે વિદ્યા પાસેથી. તેને લીધે જ મારે પહેલવહેલાં સાબરમતી આશ્રમમાં બાપુ પાસે જવાનું થયું હતું. બાપુ તેને પોતાની દીકરી માનતા હતા, અને તેને ઘણા વખત સુધી આશ્રમમાં પોતાની પાસે રાખી હતી. ખરી વાત તો એ છે કે બાપુ અને વિદ્યા એ બેને લીધે જ મારા જીવનમાં પરિવર્તન થયું હતું જો તેઓ ન હોત તો હું આજ ક્યાં અને કઇ સ્થિતિમાં હોત તેની મને ખબર નથી.

૨૦મી જુલાઇ ૧૯૪૩ ના રોજ જ્યારે વિદ્યાએ આ સંસારમાંથી વિદાય લીધી ત્યારે મારા માટે આખો સંસાર સૂનો થઇ ગયો હોય એમ મને લાગ્યું. એક બાપુ જ મારા દુ:ખી દિલને આશ્વાસન આપી શકે તેમ હતા. પરંતુ તે વખતે હું ન પહોંચી શકું તેવે ઠેકાણે-દૂર પૂનામાં આગાખાન મહેલમાં-તેઓ હતા. જ્યારે બાપુ ૬ ઠ્ઠી મે ૧૯૪૪ના રોજ છૂટયા ત્યારે હું લખનૌમાં મારા કાનની સારવાર કરાવી રહ્યો હતો. બાપુને મળવા માટે હું અધીરો થઇ ગયો. મેં તેમને એક તાર મુંબઇ કર્યો, જેમાં હું મારી જાતને કેટલો નિ:સહાય(?) પડી ગયેલો માની રહ્યો હતો તે મેં જણાવ્યું હતું. કાનની સારવાર અધૂરી મૂકી મેં તેમની પાસે જવાની રજા માગી, જેના જવાબમાં બાપુએ આ પ્રમાણે તાર કર્યો:

"તમારે તમને એકલા સમજવા ન જોઇએ. ઇશ્વર જ આપણા હંમેશના સાથી છે. કાનની સારવાર પૂરી કરાવીને તમે આવી શકો છો!"

આ તારથી મને કાંઇક ધીરજ મળી: પરંતુ મનની શાંતિ ન પામી શકયો. એટલે આ બાબતમાં બાપુને મેં

એક પત્ર લખ્યો; જેના જવાબમાં બાપુએ બીજી જુન ૧૯૪૪ના રોજ આ પ્રમાણે લખ્યું:–

"તમારે હવે અફસોસ કરવાનું છોડી દેવું જોઇએ. જે કાંઇ તમે શીખ્યા છો અને પચાવી શકયા છો તેનો આશ્રય લો. જે સદ્દવિચાર એક બહેને મને લખી મોકલ્યો છે તે તમને મોકલું છું. એને અંતરમાં ઉતારજો. વિદ્યા મરી નથી ગઇ. જે શરીરમાં તે અહીં નિવાસ કરતી હતી તે શરીરને ફક્ત તે છોડી ગઇ છે, અને પોતાને યોગ્ય એવું બીજું શરીર તેણે ધારણ કરી લીધું છે."

પૂજ્ય કસ્તુરબાના મૃત્યુ પછી એક પાશ્ચાત્ય બહેન શ્રીમતી ગ્લેન-ઇ-સ્નાઇડરે (Glan E. Snaider) ગ્રાઇમ્સ (અમેરિકા) થી બાપુ ઉપર એક અંગ્રેજીમાં લખેલો "સદ્દવિચાર" આશ્વાસન આપવા માટે મોકલ્યો હતો. તે "સદ્દવિચાર" બાપુએ તેમના પત્ર સાથે મને મોકલ્યો હતો:–

"એ યોગ્ય નથી, ન કહો થયું છે મૃત્યુ એનું,
અહીંથી દૂર થયું છે માત્ર પ્રયાણ તેનું.
પ્રસન્નતાપૂર્ણ સસ્મિત વદને, સંકેત કરતી વિદાય માટે,
જતી રહી તે અજાણ દે..
નિવાસ કરવો તેને ગમ્યો જે સુંદર દેશ મહીં,
કલ્પના તેની આપણે અહીં કરવી રહી.
સમજો પ્રાપ્ત થયો પ્રેમ તેને તહીં,
જેવો પ્રાપ્ત હતો તેને અહીં.
માનો, છે હજુ એવી જ એવી,
મરી નહિ પણ આઘે ગઇ હોય જેવી."

ફરીવાર ૨૦ જૂન ૧૯૪૪ના રોજ એક પત્રમાં બાપુએ મને લખ્યું:–

"વિદ્યાના મૃત્યુ માટે તમારે સતત વિચાર કર્યા કરવો નહિ કે વ્યાકુળ પણ થવું નહિ. જીવતાં તમને તે તમારા જીવનમાં જે પ્રેરણા આપતી હતી તેનાથી પણ વધારે પ્રેરણા તે પોતાના વિરામસ્થાને પહોંચી ગઇ છે ત્યાંથી તેની પાસેથી મળવી જોઇએ. હુ તો એમ માનું છું કે આત્માઓના સાચા ઐક્યનો આ જ અર્થ છે. તેનું ઉત્તમ ઉદાહરણ ઇસુનું છે. અને વર્તમાનકાળમાં રામકૃષ્ણ પરમહંસનું. મૃત્યુ પછી તેઓ વધુ પ્રભાવશાળી બન્યા. તેઓના આત્મા મર્યા નથી અને એ જ પ્રમાણે વિદ્યાનો આત્મા પણ મૃત્યુ પામ્યો નથી. તેથી તમારે શોક કરવાનું છોડી દેવું જોઇએ, અને તમારા કર્તવ્યનો વિચાર કરવો જોઇએ." ફરી ૧૬ જુલાઇ ૧૯૪૪ના રોજ એક પત્રમાં તેમણે લખ્યું:

"વિદ્યા મહાન સાધ્વી હતી, તેનું હૃદય સોનેરી હતું, તેની ત્યાગવૃત્તિ મહાન હતી, તેનો પ્રેમ સાગરસરખો હતો. તમારે તેને લાયક બનવું જોઇએ."

આ પ્રમાણે પત્રવ્યવહાર દ્વારા બાપુએ મને શાંતિના પાઠ શીખવવાનું ચાલુ રાખ્યું. જ્યારે થોડા દિવસ પછી તેમણે લખ્યું કે તેઓ ૩૦ સપ્ટેમ્બર ૧૯૪૪ના રોજ સેવાગ્રામ જઇ રહ્યા છે અને મારે જો તેમને મળવું હોય તો હું પણ ત્યાં જઇ શકું છું, ત્યારે હું મારી જાતને રોકી ન શકયો અને તરત જ ત્યાં પહોંચી ગયો. બાપુની પાસે ગયા પછી પ્રથમ તો મેં મારું દુઃખ દબાવીને ખુશ રહેવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તેમાં સફળ થઇ શકયો નહિ. એટલે એક દિવસ સવારની પ્રાર્થના પછી હું બાપુ પાસે ગયો એ વખતે તેઓ મચ્છરદાનીની અંદર સૂતા હતા. મેં મારું માથું તેમની છાતી ઉપર રાખીને બહુ રૂદન કર્યું. લગભગ એક કલાક સુધી હું એ પ્રમાણે મારું માથું નાખીને બેઠો રહ્યો અને તેમણે ખૂબ પ્રેમપૂર્વક આશ્વાસનના મીઠા મીઠા શબ્દો મારા કાનમાં કહ્યા કર્યા. બસ, તે દિવસથી રોજ સવારમાં બાપુ પાસે જઇને આવી રીતે મારા દુઃખી દિલને શાંત કરવું એ એક નિયમ બની રહ્યો.

સેવાગ્રામ આશ્રમમાં પૂરા બે મહિના હું રહ્યો. જે અમૂલ્ય સમય મેં આ પ્રકારે વહાલા બાપુ સાથે વ્યતીત કર્યો અને જે પ્રેમ તેમણે મારા ઉપર વરસાવ્યો તેને હું કેમ વિસરી શકું? કેવી ભાવનાથી બાપુ મને પોતાના દીકરાની માફક સમજાવતા હતા. તેનો વિચાર કરતાં મને આજે પણ આંખમાં આંસુ આવે છે. બાપુ તે વખતે માત્ર દિલસોજી અને ધીરજ જ આપીને અટકતા ન હતા, પણ હું મારા દુઃખમાં તેમનો ઉપદેશ કદાચ ભૂલી ન જાઉં તેટલા માટે તેઓ કાગળ ઉપર મને કંઇક લખી આપતા અને તેનું આખો દિવસ મનન કરવાનું કહેતા. કુદરતી ઉપચાર માટે મને ભીમાવરમ્ મોકલ્યો ત્યાં સુધી આ પ્રમાણે ચાલ્યું.

હું માનું છું કે મારા દુઃખી આત્માને શાંતિ આપવા માટે બાપુએ એ દિવસોમાં જે કાંઇ લખ્યું તે સર્વને હૂંફ આપી શકે તેવું છે. ખાસ કરીને જ્યારે તેમના સ્થૂળ

શરીર સાથે બાપુ આપણી પાસે નથી ત્યારે, પરંતુ એ બધું આ ભૂમિકામાં લખવું મુશ્કેલ છે. માત્ર અમુક દિવસોના વિચાર જ અહીં આપું છું.

"જે ઇશ્વરનો આશ્રય લે છે, તે પોતે જીવે કે મરે પણ માણસનો આશ્રય લેતા નથી. જો આટલું તમે પચાવી શકશો તો તમે કોઇ દિવસ શોક નહિ કરો." ૧૩–૧૦–૪૪.

"તમે 'ટ્રાય અગેઇન' (ફરીથી પ્રયત્ન કરો) વાળી કવિતા જાણો છો? દુઃખથી તમારે લાચાર ન થવું જોઇએ. બીજા કોઇ ઉપર આધાર રાખવો નકામો છે. એક ઇશ્વર ઉપર જ વિશ્વાસ રાખો. વિદ્યાના મૃત્યુથી એ જ બોધપાઠ મળે છે. તમારા પ્રેમની કસોટી થઇ રહી છે." ૧૪–૧૦–૪૪.

"ઇશ્વરની કૃપા ઇશ્વરનું કામ કરવાથી મળે છે. તમારે ઇશ્વરનું કામ કરવાનું છે. કોઇ દિવસ રેંટિયો ચલાવો છો? રેંટિયો ચલાવવો એ સૌથી મહાન યજ્ઞ છે. રોતાં રોતાં પણ રેંટિયો ચલાવો." ૧૫–૧૦–૪૪.

"શાંતિમાં, સુખમાં તો સર્વ કાંઇ થઇ શકે છે. રેંટિયો દુખીઓનો અને ભૂખ્યાંઓનો આશ્રય છે. દુઃખમાં તો તેનો ત્યાગ થવો જ ન જોઇએ" ૧૬–૧૦–૪૪.

"તમારે તમારી દિનચર્યા એવી રીતે ગોઠવવી જોઇએ કે એક ક્ષણ પણ ફુરસદ ન મળે. એ જ ગત સ્વજનો પ્રત્યેનો સાચો પ્રેમ છે. અંગ્રેજોને જુઓ, તેઓ પણ પોતાના પ્રિયજનો સાથે સ્નેહ રાખે છે; પરંતુ જ્યારે તેઓ પ્રિયજનોથી વિખૂટા પડે છે ત્યારે તેઓ પોતાની જાતને વધારે ને વધારે સેવાકાર્યમાં પરોવી દે છે." ૧૭–૧૦–૪૪.

"મરેલાઓ જીવતાને કાંઇક મોકલે છે કે નહિ તેની મને ખબર નથી; પરંતુ જીવતાઓ મરેલાઓને મોકલે છે, તે નિઃસંદેહ છે એટલા માટે આપણે તેઓની પાછળ કદી રોવું ન જોઇએ.'.



"ઇશ્વરની કૃપા (grace) ઇશ્વરનું કામ કરવાથી પ્રાપ્ત થાય છે. ઇશ્વરનું કામ દુખીઓની મન, વચન અને કાયાથી સેવા કરવાથી થાય છે." ૧૮–૧૦–૪૪.

"એમ વિચાર કરો કે ગરીબ માણસ તમારી સ્થિતિમાં શું કરે? તેની પત્ની મરી જાય તો તે બમણું કામ કરશે. તે પણ ઇશ્વરનો ભક્ત છે. અંતરનો આનંદ ઇશ્વરનું કામ કરવાથી થાય છે. આપણે સર્વે આપણને પોતાને ગરીબ મનુષ્યની હાલતમાં મૂકી દઇએ. બહેરાપણાને ઇશ્વરની બક્ષિસ સમજવી. એક ક્ષણ પણ કામ વગર રહેવું એ ઇશ્વરની ચોરી કરવા બરાબર છે. હું આ સિવાય બીજો કોઇ માર્ગ અંદર અથવા બહારના આનંદ માટે જાણતો નથી."

'૨૦મી તારીખ પાળવાનો સૌથી સુંદર ઉપાય તમારા માટે એ છે કે તમે આખો દિવસ સતર કાંતે રાખો, અથવા તમારી રુચિ પ્રમાણે આશ્રમના કોઇ પણ કાર્યમાં મંડયા રહો, અને તેની સાથે 'રામનામ' જોડી દો."

"ગરીબોને ખવરાવવું બિલકુલ બિનજરૂરી છે. જેને ખરેખર જરૂર હોય એને તમે ખુશીથી કંઇ આપી શકો છો." ૧૯–૧૦–૪૪.

"આજનો દિવસ તમારા માટે શુભ દિવસ છે. વિદ્યાને મેં ઘણી રોવરાવી હતી. તે તમારી માફક રોઇ પડતી હતી અને કહેતી હતીઃ 'ભગવાન બતાવો.' મેં એને કહ્યું: 'રેંટિયામાં ભગવાનનાં દર્શન થશે'. આખરે એ સમજી ગઇ."

"આપણે યંત્ર છીએ અને યાંત્રી પણ છીએ. શરીર યંત્ર છે, આત્મા યાંત્રી. આજ તમારે આ યંત્ર પાસેથી યંત્રની માફક કામ લેવાનું છે, અને મને હિસાબ આપવાનો છે." ૨૦–૧૦–૪૪.

"મનુષ્ય જેનું ધ્યાન ધરે છે તે દ્વારા તેને ઇશ્વરનું જરૂર દર્શન થાય છે. રેંટિયો સૌથી

સારું પ્રતીક છે, અને એનું દશ્ય ફળ પણ છે."

"મનુષ્યને મનુષ્યનો સાથ જોઇએ છે. એટલા માટે આશ્રમ વગેરે સંસ્થાઓ હોય છે. મનુષ્યનો સાથ સાન્નિધ્યથી થાય છે એવું કાંઇ નથી. કોઇ ટપાલદ્વારા, કોઇ માત્ર વિચારથી, કોઇ મરેલાંઓના સદ્‌વચનોથી જેમ આપણે તુલસીદાસને મળીએ છીએ." ૨૧-૧૦-૪૪.

"આશા અમર છે. એની આરાધના કદી નિષ્ફળ જતી નથી" ૨૨-૧૦-૪૪.

"મારી પાસે બેસવામાં કાંઇ નુકસાન નથી, પરંતુ એ વખતે-જેમ મહાદેવ અને કૃપલાણી કરતા હતા તેમ-તકલી ચલાવવી, તો પછી ઇશ્વરના સમયની ચોરી નહિ થાય. તકલી એ આપણો મૂગો મિત્ર છે. કંઇ અવાજ પણ કરતી નથી અને જગતને માટે જે સૂતર જોઇએ તે કાઢે છે. તકલી ચલાવતાં ચલાવતાં આપણે બધું જોઇ શકીએ છીએ અને સાંભળી શકીએ છીએ હું તો એટલે સુધી પણ જાઉં કે જો ઇશ્વરકૃપા હોય તો આ નતન કાર્ય પાછળ મંડયા રહેવાથી કાન પણ ખૂલી જાય; પરંતુ આવી રીતે જ્યારે કર્મયોગી બનશો ત્યારે તમને કાનની દરકાર પણ ઓછી રહેશે. વાન -ગુર તો નહીંજોઇને કાન બંધ કરે છે કારણ કે આસપાસનો અવાજ તેના માર્ગમાં નડતરરૂપ થાય છે." ૨૩-૧૦-૪૪.

"મારી શાંતિ અને મારા વિનોદનું રહસ્ય મારી ઇશ્વર યાને કે સત્ય ઉપરની અચલ શ્રદ્ધા છે. હું જાણું છું કે હું કંઇ કરી શકતો નથી. મારામાં ઇશ્વર છે અને તે મારી પાસે બધું કરાવે છે તો હું દુઃખી કેવી રીતે થઇ શકું? એ પણ જાણું છું કે મારી પાસે જે કંઇ કરાવવામાં આવે છે તે મારા ભલાને માટે છે. આ જ્ઞાનને લીધે પણ મારે આનંદમાં રહેવું જોઇએ."

"બા"ને ઇશ્વરે લઇ લીધી એ "બા"ના ભલાને માટે. એટલા માટે 'બા'નો વિયોગ મને દુઃખકર ન હોવો જોઇએ. એટલા માટે વિદ્યાના મૃત્યુથી તમે દુઃખી છો એમ માનો તો તે પાપ છે." ૨૪-૧૦-૪૪.

"શારીરિક કામ વધારે કરો. ભણવાનું અને ભણાવવાનું જરૂર કરો; પરંતુ તકલી અને રેંટિયા પર ખૂબ કામ કરો. શાકભાજી સમારો. આશ્રમનાં કામોમાં ભાગ લો, અને બધાં કામમાં ઇશ્વરનાં દર્શન કરો કારણ કે ઇશ્વર સર્વમાં રહેલો છે." ૨૫ ૧૦-૪૪.

"મારા લેખોમાંથી જે કાંઇ નિષ્કર્ષ કાઢવો હોય તે કાઢો. એ કામ સારું છે; પરંતુ શારીરિક પરિશ્રમ ખૂબ કરવો જોઇએ. વિદ્યાનું સ્મરણ કરવું અને રોવું એ બહુ નુકશાનકારક છે. જે સ્મરણ આત્માને ઉન્નત કરે અને જાગ્રત કરે તે સારું છે. આત્માનું સ્વરૂપ સત્ (સત્ય) ચિત્ (હૃદયથી મેળવેલું અનુભવસિદ્ધ જ્ઞાન) અને આનંદ છે. આનંદમાં બંન્નેનો સમાવેશ થાય છે-એક અંતરનો આનંદ અને બીજો બહાર જોવામાં આવે છે તે." ૨૮-૧૦-૪૪.

"સઘળું ઇશ્વર કરે છે અને તે જે કરે છે તે સારા માટે જ છે એમ સમજીને આનંદમાં રહો." ૧૩-૧૧-૪૪.

"રોવું અને હસવું એ હૃદયમાંથી નીકળે છે. એક મનુષ્ય દુઃખ માનીને રડે છે તો બીજો મનુષ્ય એ જ દુઃખને સુખ માનીને હસે છે, એટલા માટે જ 'રામનામ'નો આશ્રય જોઇએ. સર્વ એને અર્પણ કરીએ તો આનંદ-આનંદ જ થઇ રહે" ૧૬-૧૧-૪૪.

આવી રીતે બાપુ મારા ચિંતાતુર મનની શાંતિને માટે મને દરરોજ ઉપદેશ આપતા હતા. તેઓ મારી તબિયત વિષે બરાબર ધ્યાન રાખતા હતા. છતાં તેઓ મને વારંવાર કહેતા કે મારે મારા બહેરાપણાને "ઇશ્વરની બક્ષિસ" સમજવી જોઇએ. તો પણ હું ચિંતાગ્રસ્ત રહેતો હતો તેથી તેમણે મને કુદરતી ઉપચાર માટે ભીમાવરમ્ મોકલવાનો નિર્ણય કર્યો. હું ૨૮ નવેમ્બરના રોજ ત્યાં જવાનો હતો અને બાપુ પાસેથી વિદાય લેવાનો સમય જેમ જેમ નજીક આવતો હતો તેમ તેમ હું એક જાતની વ્યાકુળતા અનુભવી રહ્યો હતો. બાપુના મીઠા સંસર્ગ અને પ્રેરણાત્મક ઉપદેશથી હું એવો તો ટેવાઇ ગયો હતો કે તેમનાથી જુદા પડવું મારે માટે ઘણું કઠણ હતું. હું આ ચિંતામાં હતો એટલામાં મનમાં એક વિચાર આવ્યો. જો બાપુ મારા માટે દરરોજ કંઇને કંઇ લખતા રહે અને મને ભીમાવરમ્ ટપાલ દ્વારા મોકલતા રહે તો કેવું સારું!

બીજે દિવસે સવારે મેં ઘણાજ સંકોચથી બાપુને આ વાત કહી. બાપુએ ખૂબ ધ્યાનપૂર્વક મારી વાત સાંભળી અને કહ્યું: "તમારી વાત સારી છે, એ વિષે જરૂર વિચાર કરીશ." એ ત્રણ દિવસમાંજ તો બાપુએ લખવાનું કબૂલ કર્યું. મને ઘણોજ આનંદ થયો. મેં એક 'આલ્બમ' બનાવીને તેમને આપી દીધું. ૨૨ ઑક્ટોબરને દિવસે બાપુએ પ્રસન્નતાથી કહ્યું: "આનંદ,

મેં તમારે માટે લખવાનું શરૂ કરી દીધું છે અને તે પણ તા. ૨૦ થી." ત્યારે મારો આનંદ ઉભરાઈ ગયો અને એકાએક મારૂં મસ્તક કૃતજ્ઞતાથી તેઓને નમી પડ્યું. તેઓએ ૨૦ તારીખનો જે ખાસ ઉલ્લેખ કર્યો તેનું મહત્ત્વ હું સારી રીતે સમજી ગયો; કારણ કે તે દિવસને હું ઘણો જ પવિત્ર માનતો હતો અને વિદ્યાની યાદમાં દર મહિને તે દિવસ પાળતો આવ્યો હતો. એ દિવસ (૨૦-૧૧-૪૪)થી પૂરાં બે વર્ષ સુધી બાપુ રોજ મારે માટે વિદ્યાની યાદગીરીમાં એક ઉપદેશ લખ્યા કરતા હતા.

પૂનામાં બાપુને ફરીવાર મળવાનું જૂન ૧૯૪૬ માં થયું. ત્યાં એક દિવસ અચાનક મેં તેઓને પૂછ્યું કે તેઓ 'રોજના વિચાર' લખે છે કે નહિ. બાપુએ પોતાની સ્વાભાવિક પ્રસન્નતાથી પોતાની સામે પડેલી નોટબુક બતાવી. તેના ઉપર તેઓના પવિત્ર હાથથી મારૂં નામ લખાયેલું હતું. તેમણે કહ્યું: "જુઓ આનંદ, મેં આના ઉપર તમારૂં નામ લખી રાખ્યું છે. તમારા આશ્રમના કાગળો પૂરા થઈ જવાથી મેં આના ઉપર 'વિચાર' લખવાનું ચાલુ રાખ્યું છે."

આ સાંભળીને હું ખૂબજ ખુશી થયો અને બાપુની પાસે એ 'વિચારો' છપાવવાની રજા માંગી ત્યારે તેમણે કહ્યું: "આમાં છે જ શું કે જે તમે છપાવવા માગો છો? જો છપાવવા જ હાય તો મારા મૃત્યુ પછી છપાવજો. અત્યારે શું ઉતાવળ છે? કોને ખબર છે કે જે કાંઈ હું આજે લખી રહ્યો છું તેને હું છેવટ સુધી વળગી રહીશ! અને જો વળગી રહી શકુ તો તે છપાવવા યોગ્ય છે. નહિ તો નહિ."

"બાપુ, આપ તો ૧૨૫ વર્ષ જીવશો, ત્યાં સુધી હું તો જીવતો નહિ રહું. તો પછી આ 'વિચાર' હું કેવી રીતે છપાવી શકીશ?" મેં હસતાં હસતાં કહ્યું.

બાપુ ગંભીર થઈને બોલ્યા: "હા, ૧૨૫ વર્ષ! જો હું અત્યારે કરૂં છું તે પ્રમાણે ઈશ્વરનું કામ કરતો રહું તો તો તમે મને જીવતો સમજજો; પરંતુ આનાથી જરા પણ ઓછું કામ કરતો થયો તો તે દિવસથી તમારા બાપુને મરેલા જ સમજવા. ખબર નથી કે કેટલો વખત આ પ્રકારે હું ઈશ્વરનું કામ કરી શકીશ."

બાપુને આટલા ગંભીર જોઈને હું ચૂપ થઈ ગયો અને એ વાતને ત્યાંજ છોડી દીધી.

પછી માર્ચ ૧૯૪૭માં અને 'ભંગી-નિવાસ' દિલ્હીમાં બાપુની સાથે પંદર દિવસ રહેવાનો અવસર મળ્યો. ત્યાં મેં એક દિવસ બાપુને પૂછ્યું કે તેઓએ 'રોજના વિચાર' લખવાનું કેમ બંધ કરી દીધું છે. બાપુએ જવાબ આપ્યો: "નવાખલીમાં હિન્દુ-મુસલમાનોની એકતા માટે મેં બધું છોડી દીધું, જેથી હું એકાગ્રતાથી એ જવાબદારી પૂરેપૂરી રીતે અદા કરી શકું. આશ્રમ છોડયો. 'હરિજન' માટે લખવાનું છોડયું ત્યારે એમ પણ વિચાર થયો કે આ 'વિચાર' લખવા પણ કેમ બંધ ન કરી દઉં? લખવું એ મને ભારરૂપ તો લાગતું જ હતું. રોજ રાત્રે કામ પૂરૂં થયા પછી મારા મનમાં વિચાર આવતો હતો કે હજી કંઈક કામ કરવાનું બાકી છે. હું કયાંય જોઈને પણ લખી શકતો ન હતો અને સાથે સાથે મનમાં એમ પણ થતું હતું કે રખેને એકની એક વસ્તુ બીજી વખત લખી ન જવાય એટલે લખવાનું બંધ જ કરી દીધું. હાલ તો હું જે રોજનીશી રાખું છુ તે હું થાકી ગયો હોઉં ત્યારે મનુ અથવા બીજા કોઈને લખવાનું કહી દઉં છું; પરંતુ આ 'વિચાર' તો મારા હાથે જ લખવા પડતા હતા ને? આને લીધે પણ એ બોજારૂપ લાગતું હતું, તો પણ જો હું લખું તેથી તમને આનંદ આવતો હોય તો હું ફરીથી લખવા માટે પણ તૈયાર છું."

બાપુ મારા જેવા તુચ્છ મનુષ્ય માટે આટલો પરિશ્રમ લે એ વાત ભલા હું કેમ કબૂલ રાખી શકું? મેં કહ્યું: "બાપુ મને આનંદ તો જરૂર મળે છે પણ હું એમ નથી ઈચ્છતો કે આપને મારે માટે આટલું કષ્ટ વેઠવું પડે. હું જોઈ રહ્યો છું કે આજકાલ આપ કયા પ્રકારના કામમાં ગુંથાયેલા રહો છો. આપે પહેલાંજ મારા પર ખૂબ કૃપા કરી છે. હવે આશીર્વાદ આપો કે મારી ઈશ્વર પર શ્રદ્ધા વધતી રહે અને હું મને પોતાને દુઃખી ન સમજું."

થોડા દિવસો પછી મેં બાપુ પાસે ફરીથી 'વિચાર' છપાવવાની આજ્ઞા માગી. આ વખતે બાપુએ પોતાની સંમતિ દર્શાવી અને કહ્યું, 'પણ જો તમે એકવાર સુશીલા અથવા પ્યારેલાલ પાસે જરા સુધરાવી લો તો સારૂં. આ સુધારવાનો સમય હું તો ફાજલ પાડી શકું તેમ નથી. સુશીલા પાસે કામ કરાવશો તો ઠીક પડશે. એ સારી રીતે સમજી શકશે, કારણ કે જ્યારે આ 'વિચાર' લખાવા હતા ત્યારે તે મારી સાથે હતી. બિછાનામાં પડી પડી

તે સુધારવાનો સમય મેળવી શકે તેમ છે કે નહિ તે વિષે તમે તપાસ કરો. (સુશીલાબહેન એ વખતે મુંબઇમાં ઇસ્પીતાલમાં હતાં). એ વખતે તો આ 'વિચાર'ને સુશીલાબહેન પાસે સુધરાવવાનું ન બની શક્યું અને તે દરમિયાન તો એ મહાન નઠારો બનાવ બન્યો કે જેના કારણે બાપુને તેમના જાનની કુરબાની કરવી પડી. ફેબ્રુઆરીની શરૂઆતમાં બાપુનાં અસ્થિનાં દર્શન માટે હું દિલ્હી ગયો હતો. એ વખતે સુશીલાબહેને આ 'વિચારો'ને વાંચીને તેમાં થોડા સુધારા કર્યા એ માટે હું તેમનો આભારી છું, પરંતુ આ 'વિચારો'ના અસલ લખાણમાં ફેરફાર માટે બહુ થોડો અવકાશ હતો એમ કહું તો તે અનુચિત નહિ ગણાય. બાપુના વિચારોનું આ પુસ્તક તેમના મૃત્યુ બાદ છપાવવું એવી બાપુની ઇચ્છા પણ દૈવયોગે પૂરી થઇ.

આ વિચારોમાં રહેલી સુવાસ હંમેશને માટે બાપુની યાદ તાજી રાખશે. આ 'વિચાર' એક એવી વ્યક્તિના છે જેણે જીવનમાં બરોબર એ પ્રમાણે જ વર્તવાનો પ્રયત્ન કર્યો છે બાપુના જીવનભ ની અમર સાધના તેની પાછળ રહેલી છે. આન લીધે આ વિચારોનું મૂલ્ય આપણે આંકી શકીએ તેવું નથી. મારી પોતાની બાબતમાં તો આ 'વિચાર' મને હરહંમેશ સત્પ્રેરણા આપતા રહેશે. મારા જીવનમાં એ પ્રમાણે થોડે અંશે પણ વર્તી શકીશ તો હું મારી જાતને ભાગ્યશાળી માનીશ. આ 'વિચાર'ને મારા માટે જ સાચવી રાખવા તે કૃપણતા ગણાય. મારા જેવા બીજા શોકગ્રસ્ત માણસને આ 'વિચાર'થી કાંઇક સાન્ત્વન મળી શકશે તો મને પરમ સંતોષ થશે.

પુસ્તકનું મથાળું પસંદ કરવાનું કારણ સ્પષ્ટ છે બાપુના આ વિચારોને હું મારા માટે આશીર્વાદરૂપ માનું છું. એ બીજાઓને પણ એવી રીતે આશીર્વાદરૂપ થશે એ વિષે મને જરા પણ સંદેહ નથી.

* * *

**વિશેષ નોંધ: તા. ૧૮ સપ્ટેમ્બર, ૧૯૪૮**

મેં ઉપર જણાવ્યું તે પ્રમાણે બાપુએ આ 'વિચારો' લખવાનો ક્રમ લગભગ બે વર્ષ સુધી ચાલુ રાખ્યો હતો. આ પ્રથમ વિભાગમાં ૨૦ નવેમ્બર ૧૯૪૪થી ૧૯ એપ્રિલ ૧૯૪૫ સુધી એટલે કે પાંચ મહિનાના દૈનિક-વિચાર આપવામાં આવ્યા છે. આ રીતે બધા 'વિચાર' ચાર વિભાગમાં પૂરા થશે.

મારી આગ્રહભરી વિનંતિથી તેમણે કબૂલ કર્યું હતું તે પ્રમાણે તેઓ આ વિચારને અંગ્રેજીનું રૂપ ન આપી શક્યા તેથી મને ઘણું દુઃખ થાય છે. આ વિચાર લખવાની શરૂઆત કરી તે પછી બે ત્રણ દિવસમાં જ મેં બાપુને વિનંતિ કરી હતી કે તેઓ એનો અંગ્રેજીમાં અનુવાદ કરી આપે. કારણ કે આમ કરવાથી આ વિચાર આખા જગત સમક્ષ આવી શકે. મે કહ્યું હતું કે આનો અનુવાદ હું કરીને તમને બતાવીશ અને પછી તે સુધારીને આપના હાથે લખી આપો તો સારું. બાપુને પહેલાં તો જરા સંકોચ થયો, કારણકે એટલો સમય કેવી રીતે ફાજલ પાડી શકાશે તે વિષે તેમને ચિંતા થતી હતી. તો પણ તેમને મારી વાત સારી લાગી અને તેમણે મને અનુવાદનું કામ શરૂ કરવાનું કહ્યું.

હું બાપુને અનેક કામ છે તે જાણતો હોવાથી તેમના ઉપર બોજો ન નાખી શક્યો એટલે એ વાત હતી ત્યાંને ત્યાં મેં રહેવા દીધી.

પરંતુ ગયા ફેબ્રુઆરી મહીનામાં જ્યારે હું દિલ્હીમાં હતો ત્યારે મને એક એવી વાતની ખબર પડી કે જે જાણીને હું આશ્ચર્ય પામ્યો. બાપુ કોઇ પણ જવાબદારી એકવાર લઇને એને અદા કરવા માટે કેટલી કાળજી રાખતા હતા તેનો આ વાત એક દાખલો છે. એને લીધે આ જણાવવું આવશ્યક છે. રાજકુમારી અમૃતકુંવરબહેને મને કહ્યું હતું કે બાપુને ફુરસદ મળી શકે તેમ ન હોવાથી તમારી ઇચ્છા પૂરી કરવા માટે અંગ્રેજી અનુવાદ કરવાનું કામ તેમને (રાજકુમારી અમૃતકુંવરબહેનને) સોંપવામાં આવ્યું હતું. રાજકુમારીબહેન પણ પુષ્કળ કામમાં ગુંથાયેલાં છે, છતાં તેમણે કહ્યું છે કે બાપુની ઇચ્છા પૂરી કરવા માટે જરૂર પ્રયત્ન કરીશ. એ માટે તેમણે મને અનુવાદનો એક મુસદ્દો તૈયાર કરવાનું કહ્યું છે. એ જાહેર કરતાં મને આનંદ થાય છે કે થોડા વખત પછી અંગ્રેજી વાંચકોના લાભાર્થે આ 'વિચાર'નું અંગ્રેજી ભાષાંતર પણ પ્રગટ કરવામાં આવશે અને એવી રીતે દેશની અન્ય ભાષાઓમાં પણ પ્રગટ કરવામાં આવશે.



# સંક્રાન્તિકાળ

સંપાદક: છગનલાલ બારાઈ

(જેમને પોતાના એક ગુરુ તરીકે લેખે છે એવા એક મહાનુભાવ તરફથી પોતાને પ્રાપ્ત થયેલો પત્ર શ્રી. છગનલાલ બારાઈએ પ્રકાશન અર્થે મોકલ્યો છે, જેમાંનો ઉપયોગી ભાગ અહીં પ્રગટ કરવામાં આવે છે.—તંત્રી.)

જગતમાં શું કે જીવનમાં શું, સંક્રાન્તિકાળ એ તો ભારે જ હોય. એમાં એક બાજુ ક્ષિતિજની પેલી પાર જવાની, ઉડી પહોંચવાની, ત્યાં ઠરીઠામ ઠરવાની વૃત્તિ રહે, ત્યાં જ જીવનની કે હૃદયની ભાવનાની પાંખનો ફડફડાટ સતતકાળ થયા કરે, અને બીજી બાજુથી તેવી દશામાં જવાતું ઉગતાં જે જે કાંઇ વળગેલું રહ્યાં કરેલું હોય, તે નવાં નવાં અગંતુક સ્વરૂપે આવીને આપણને ગળે વળગવા માંડે. માયા જીવને પોતાની પકડમાંથી છોડવા તો રાજી હોતી નથી. જીવ માયાનું યુદ્ધ જ્યારે જ્યારે ખરેખર જામતું અનુભવે છે, તે વેળા ત્યાં કટિબદ્ધ થ ને ટકવું તે વિરલા જીવનું કામ છે. એવા યુદ્ધને આમંત્રીને એની સામે પણ જીવ જ્યારે મોરચા માંડે છે, ત્યારે જે જીવન-સંગ્રામ ખેલાતો હોય છે એના રંગઢંગ કાંઇ ન્યારા જ હોય છે. મન એક ઠેકાણેથી ઉઠે તો એનાં પણ લક્ષણો હોય છે, અને બીજે ઠેકાણે લાગતું હોય એટલે કે ચોંટતું હોય તો એનાં પણ લક્ષણો હોય છે. આ શાસ્ત્ર (આધ્યાત્મિક માર્ગ અથવા જીવનશાસ્ત્ર) વિજ્ઞાનશાસ્ત્ર કરતાંયે વધુમાં વધુ સ્પષ્ટતાવાળું ને ચોક્કસ છે. એમાં ક્યાંયે અસ્પષ્ટતા નથી. પરંતુ મનનું જ્યારે સર્વ સલામત સ્થિતિમાંથી ચસકવાનું બને છે ત્યારે ત્યારે સંક્રાંતિકાળ જન્મે જ છે. સંક્રાંતિકાળમાં ઉત્કટ લાગણી, મનોવેદના, અસ્પષ્ટતા, અનિશ્ચિતતા, અકળામણ, મુંઝારો, ને ગભરામણ પણ થવાની જ.

સંક્રાંતિકાળ એ જૂના અને નવા કાળ વચ્ચેનો ભારેમાં ભારે મંથનકાળ છે. એમાં જેની આંખો, મન, હૃદય, ચિત્ત, મતિ, પ્રાણ અને અહમ્ સ્વકીય જીવનના નવસર્જન કાળમાં દૃઢપણે સ્થિર થઇને રહેલાં છે, એવા પ્રકારના જીવાત્મા જ સંક્રાંતિકાળના યુદ્ધોનો સામનો કરી શકવા સમર્થ બની શકે છે. જીવનના નવસર્જનકાળનું તાદૃશ્ય જીવતું દૃશ્ય અને એના ધ્યેયને આકાર પમાડવાની હૃદયની ભારોભાર તાલાવેલીયુક્ત ભાવના જેના દિલમાં સંપૂર્ણપણે ઓતપ્રોત થયેલાં છે, અને જેનું મન નવસર્જનકાળના અભિનવ દર્શનને સતત એકધારું ઝંખતું રહેલું છે, નવા નિર્માણને પ્રાપ્ત કરવા જ જેઓ દૃઢપણે ઉત્તરોત્તર પગલાં ભરવા માગે છે, નવાં ભરવામાં આવતાં પગલામાં નવસર્જનકાળની જન્મવેદના જેઓ અનુભવે છે, અને જૂનો



કાળ વિલીન થતો જેઓ પ્રત્યક્ષ અનુભવે છે, તેવા જ વિરલા જીવો નિજ ધ્યેયને સિદ્ધ કરવામાં સફળ થવાના તે નક્કી માનશો. આ રસ્તે જનારને કશાથી વિહ્વળ થવાનું કારણ હોતું નથી, ચલિત થવાનો ભય પણ હોતો નથી.

સંક્રાંતિકાળમાં સર્વ પ્રકારની ઉથલપાથલ થવી જરૂરી હોય છે. ઉથલપાથલ થયા વિના નવસર્જનને યોગ્ય વ્યવસ્થા ઉભી થઇ શકતી નથી. ઉથલપાથલ સ્થૂળ રીતે થતાં ઘણો પરિશ્રમ વેઠવો જ પડે છે. એટલા કાજે જે જીવ પોતાની ઉથલપાથલ જ્ઞાન અને ભક્તિપૂર્વક સ્વીકારીને, સ્વીકારીને જ નહિ પણ એનું મહત્વ, રહસ્ય ને એની યોગ્યતા, એની જરૂરિયાત પૂરેપૂરી મન હૃદયથી સમજીને, એટલું જ બસ નહિ પણ એથી થતી ઉથલપાથલના યોગ્ય હેતુના જ્ઞાનને સમજીને—એવી ઉથલપાથલ જે જીવ પોતાની મેળે જ પોતાનામાં કરતો રહે છે તેવો જ જીવ ક્ષિતિજમર્યાદાની પેલીપાર જઇ શકવાનો છે.

માતા નવા બાળકના જન્મ પહેલાં સંવેદન અનુભવે છે જ. એ સંવેદનમાં સહજતા, વાસ્તવિકતા ને નૈસર્ગિકતા રહેલાં છે અને તેથી જ માતા એવા સંવેદનમાં ટકી શકે છે. દુઃખમાં પણ સૂક્ષ્મપણે સુખ રહેલું છે, દુઃખમાં જો કોઇ અંતર્ગતપણે મનવીને આશા ત્યાં કરતી ન હોત તો માનવી કોઇ કાળે દુઃખમાં ટકી શકતો ન હોત.

જીવનને જે જે પાર કરી જવા જાણેલા છે, એવા સર્વમાં એવા પ્રકારની મસ્ત ધુન જાગેલી હોય છે. એવી ધુનનો નશો કોઇ ઓરજ છે જગતમાં જે કાંઇ કાંઇ કરી ગયેલા છે, તે તે સર્વ ધુનીજ હતા કારણ કે એ ધુનની પાછળ અંતરમાં જીવનધ્યેયને આકાર પમાડવાની વેગવાન વૃત્તિ કામ કરી રહી હોય છે. એવી ધુન ગમે તેવા ભારે સંક્રાંતિકાળમાં માનવીને ટકાવી રાખી, એમાંથી પસાર કરાવીને, એના જીવનધ્યેયના શિખરે પહોંચાડે છે એવી ધુન તમને હૃદયમાં જ્વાળામુખીની પેઠે પ્રગટો એ જ તમને-તમારામાના સર્વાન્તરપણે રહી રહેલા ચેતનને-પ્રાર્થના છે!



# સ્વરાજ્ય માર્ગદર્શક ટિળક

શ્રી. પુરુષોત્તમ ગણેશ માવળંકર

હિંદુસ્તાનના રાજકીય, સામાજિક, બૌદ્ધિક, શૈક્ષણિક, ધાર્મિક ઇત્યાદિ બધાં ક્ષેત્રોમાં મહત્વનો અને ચિરસ્મરણીય ફાળો આપનાર તેમજ 'સ્વરાજ્ય એ મારો જન્મસિદ્ધ હક્ક છે અને તે હું મેળવીને જ એવો નિશ્ચયી મંત્ર હિંદને આપનાર લોકમાન્ય બાળગંગાધર ટિળકનો જન્મ રત્નાગિરિમાં શ્રી. સદોબા ગોરે નામના ગૃહસ્થને ઘેર ઇ. સ. ૧૮૫૬ ના જુલાઇ માસની ૨૩ મી તારીખે થયો. લોકવ્યવહારમાં એમનું નામ 'બળવંત' કે 'બાળ' શરૂ થયા છતાં યે એમનું મૂળ નામ 'કેશવ' હતું. ઘરમાં આ એકનો એક પુત્ર; તેથી માતા એને વહાલથી 'બાળ' કહે, અને માતાનું એ લાડીલું સંબોધન જ છેવટ સુધી ટક્યું. જન્મ વખતે લોકમાન્ય બહુ જ અશક્ત હતા અને ઠીક ઠીક સમય બેશુદ્ધ અવસ્થામાં પણ હતા.



લોકમાન્યના પિતાનું નામ ગંગાધરપંત ને માતાનું નામ પાર્વતીબાઇ. બન્ને ધાર્મિક, સાત્વિક વૃત્તિનાં હતાં. લોકમાન્યને આવાં પવિત્ર, સંસ્કારી માતપિતાનો વારસો મળ્યો. પણ, દુર્ભાગ્યે નાનપણમાં જ પોતાની ઉંમરને ૧૦ મે વર્ષે માતા ચાલી ગઇ પિતાશ્રી પણ ૧૬ મે વર્ષ ઉપડી ગયા, પણ બન્ને જણે તેમની પાછળ એક અદ્વિતીય થાપણ મૂકી; અને એ થાપણ હતી ચારિત્ર્યની, માનવતાની.

મુખ્યત્વે બે કારણોને લીધે માણસ મહાન બને છે એક તો એને મળતા આનુવંશિક સંસ્કારો અને બીજું અનુકૂળ કે પ્રતિકૂળ સંજોગો. લોકમાન્યના ઘડતરમાં આ બન્ને બાબતોનો ઘણો કીમતી ફાળો છે.

પિતા ગંગાધર પંત શરૂઆતમાં માત્ર માસિક પાંચ રૂપિયાના પગાર ઉપર શિક્ષક તરીકે કાર્ય કરતા હતા. ધીમે ધીમે એમાં વધારો થતો ગયો અને ચિપળૂણ ગયા પછી એમને દર મહિને પંદર રૂપિયાનો પગાર મળવા લાગ્યો. ગંગાધર પંતના પિતા ગુજરી ગયા હોવાથી આખા કુટુંબનો ભાર પંતને માથે આવી પડેલો. ઉપરાંત એમને ઘેર આશ્રિત વિદ્યાર્થીઓનો પરિવાર પણ સારો એવો હતો. છતાં, ગંગાધર પંત ધીરજથી બધો ભાર ઉપાડતા હતા. તે વખતના મળેલા હિસાબો પરથી જણાય છે કે ગંગાધર પંતને ઘેર, એક-દોઢ વર્ષમાં, બહારના હજારેક માણસો જમી ગયેલા। ગરીબાઇમાં

પણ નિત્યનો ગૃહસ્થધર્મ તેઓ કદી ચૂકતા નહિ. 'અતિથિદેવો ભવ'નું પાલન એમને માટે સ્વભાવગત થઈ પડેલું. બ્રાહ્મણધર્મની એમની આસ્થા પણ એટલી જ ઉત્કટ. વિદ્યા-સંપાદનમાં ગરીબાઈની એમણે ફરિયાદ કદિ કરી નહોતી. ઘેર રહીને જ એમણે જાતે ગણિતનો અભ્યાસ કર્યો. સંસ્કૃતનો અભ્યાસ તો એમણે એટલી હદ સુધી કર્યો કે ડૉ. ભાંડારકર જેવા સંસ્કૃત-પંડિત પણ એમને 'શાસ્ત્રી' તરીકે સંબોધવા લાગ્યા. આ કાંઇ જેવું તેવું ગૌરવ નહોતું. સંસાર યોગ્ય રીતે ચલાવીને અને શાળાનું કામ સંભાળીને ઉચ્ચ વિદ્યાભ્યાસ પ્રાપ્ત કરવાની ગંગાધરપંતની વૃત્તિ સાચે જ અનુકરણીય કહેવાય. આવા તેજસ્વી, કૃતનિશ્ચયી, માનધન પિતાનો પુત્ર પણ એવો જ પરાક્રમી નીવડે એમાં શી નવાઈ?

ધીમે ધીમે બાળ મોટો થવા માંડ્યો. બોલતાં-ચાલતાં શીખ્યો એટલે ગંગાધરશાસ્ત્રીએ સંસ્કૃતના સહેલા સહેલા શ્લોકો એને શીખવવાનું શરૂ કર્યું. પુત્રની અદ્‌ભુત ગ્રહણ-શક્તિ જોઇને પિતાના રોમાંચ ખડા થાય અને પોતે વધુ હોંશથી એને શીખવે, અને નવી નવી માહિતી એને આપે. શીખવવાની એમની પદ્ધતિયે વિશિષ્ટ હતી. બાળ પાસેથી એમણે સુંદર, મરોડદાર અક્ષરો ઘુંટાવી લીધા, અને છતાંયે સ્લેટપેનનો ઉપયોગ એને કરવા ન દીધો. ગણિતના નાના મોટા દાખલાઓ મોઢેથી જ ગણવાની ટેવ પડાવી. બાળની ગ્રહણશક્તિને આ રીતે એમણે ખીલવી.

મરાઠી તેમ જ અંગ્રેજી શાળામાં શિક્ષક સાથે બાળનો કદી મેળ ખાતો જ નહિ. શિક્ષક સ્લેટ પર દાખલો ગણવાનું કહે ત્યારે બાળ મોઢે જ ગણી કાઢે, અને ઉપરથી વળી કહે કે મોઢે ગણવામાં બગડે છે શું? પાટિયા ઉપર દાખલો લખવાનું શિક્ષક જણાવે તો "ચાકથી હાથ કોણ બગાડે" એમ કહી બાળ મોઢેથી જ ઝટઝટ ઉદાહરણો ગણી કાઢે. એટલે સામાન્ય શિક્ષક તો એને 'દોઢડાહ્યો' જ ગણી કાઢે. એકવાર શ્રુતલેખનમાં બાળે 'સંત' શબ્દ 'સંત,' 'સન્ત,' સનત' એમ જુદી જુદી ત્રણ રીતે લખ્યો ને શિક્ષક છંછેડાયા. પોતાની વાત સાચી હોય તો પછી શા માટે એમ ન લખવું એવો બાળનો આગ્રહ. ઝઘડો હેડ-માસ્તર સુધી ગયો અને બાળની તરફેણમાં નિર્ણય થયો. એમાં એમની સત્યપ્રિયતાને ટેક જણાય છે.

પિતાશ્રી ગુજરી ગયા તે જ અરસામાં ટિળક મૅટ્રિક થઇને પૂનાની ડેક્કન કૉલેજમાં ભણવા ને રહેવા ગયા. એ પહેલાં એમનાં લગ્ન, પિતાની હયાતીમાં જ થયેલાં ૧૮૭૧ માં—૧૫ મે વર્ષે જ—તેઓ પરણ્યા; છતાં લોકોએ તો એવી ટીકાઓ કરી જ કે 'મોટો ઘોડો થયો અને હજુ પરણ્યો નથી!' ગંગાધર પંતે એક પત્રમાં આવી ફરિયાદ કરી છે. ટિળકનાં પત્નીનું નામ સત્યભામાબાઇ હતું.

કૉલેજમાં દાખલ થયા ત્યારે ટિળક શરીરે બહુ જ નબળા હતા. એમના મિત્રો એમનું આવું માયકાંગલું શરીર જોઇને મશ્કરી પણ કરે. સ્વમાન ધરાવનાર ટિળકને આ સહ્યું જતું નહોતું. શારીરિક નબળાઇ દૂર કરવાનું એમણે ઠરાવ્યું, 'शरीरमाद्यं खलु सर्वसाधनम्' એનું મહત્ત્વ તેઓ સમજ્યા. જેનું શરીર આરોગ્યપ્રદ, સુંદર બાંધાનું નથી તેના વિચારો કે જુસ્સામાંયે સામર્થ્ય નથી હોતું એ સત્ય એમણે અનુભવ્યું. જનસેવા ને સત્કર્મો કરવાનેય શરીર તો સુદૃઢ જોઇએ ને? એમણે નિશ્ચય કર્યો કે બધું છોડીને પ્રથમ શરીર સુધારવું. એમનું મનોબળ પ્રશંસનીય હતું. પોતાનો નિશ્ચય એમણે એક જ વર્ષમાં સફળ રીતે પૂરો કર્યો. શરીરબળ મેળવીને એમણે અભ્યાસ શરૂ કર્યો, પણ અભ્યાસ એટલે પુસ્તકિયું જ્ઞાન એમ તેઓ નહોતા માનતા. વિદ્યાર્થીઅવસ્થા એ ભાવિ જીવનની તૈયારી છે એમ તેઓ માનતા હતા. તેથી તેમના મનમાં અનેક મંથનો ચાલતાં. ખૂબ વિચારો ધસી આવતા. પોતાના સહાધ્યાયી શ્રી. આગરકર જોડે તેમણે દોસ્તી બાંધી. આ જોડી સારી જામી. દેશને માટે કાંઇક કરી છૂટવાની તમન્ના બન્નેમાં ઉત્કટ હતી. આગરકર તો ધ્યેયવાદી, બુદ્ધિમાન, પ્રમાણિક ને સ્પષ્ટવક્તા વિદ્યાર્થી તરીકે પંકાયેલા હતા. ટિળક પણ ધ્યેયવાદી તો હતા જ. બન્નેએ એક વસ્તુ નક્કી કરી કે કોઇ પણ હિસાબે સરકારી નોકરી તો ન જ કરવી. પણ શું કરવું એનો ચોક્કસ ખ્યાલ બન્નેને નહોતો. ટિળકને વકીલ થવાનો વિચાર આવ્યો ને વકીલાત કરતાં કરતાં જેટલી દેશસેવા થઇ શકે તેટલી કરવી એમ લાગ્યું, પણ એ વિચાર તરગ જ નીવડયા; કારણ કે ટિળકને જોઇતી તક મળી ગઇ. પોતાના તેજસ્વી નિબંધોથી મહારાષ્ટ્રમાં પ્રેમાદરનું સ્થાન પામેલા શ્રી. વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર સરકારી નોકરી છોડીને પૂનામાં એક સ્વતંત્ર અંગ્રેજી શાળા સ્થાપવાની તૈયારી કરતા હતા. આ નવી શાળામાં દાખલ થવાને ટિળક પ્રેરાયા.

ડેક્કન કૉલેજમાંથી ઇ સ. ૧૮૭૬ માં પ્રથમ વર્ગમાં બી. એ. ની પરીક્ષા પસાર કરીને ટિળક મુંબઇ ગયા.

૧૮૭૯માં વકીલાતની પરીક્ષા આપી ઉત્તીર્ણ થયા. પછી તરત જ તેઓ ચિપળૂણકરની શાળામાં દાખલ થયા. ટિળકનો સહકાર મળવાથી ચિપળૂણકરને ઘણો આનંદ થયો. ૧૮૮૦ના જાન્યુઆરીની પહેલીએ પૂનામાં ન્યુ ઇંગ્લિશ સ્કૂલની સ્થાપના થઈ. સ્વાવલંબી બનીને, કષ્ટો સહન કરીને; દેશકાર્ય માટે પોતાનું આયુષ્ય સમર્પણ કરવું એ ભાવના સાથે શાળા સ્થપાઇ. નિઃસ્વાર્થ દેશસેવાની નવી દૃષ્ટિ એણે આપી. મહારાષ્ટ્રમાં પ્રચંડ જાગૃતિ આવી. શિક્ષણ સાથે અન્ય ક્ષેત્રોમાં પણ આવી સ્વતંત્ર વૃત્તિ દેખાવા લાગી.

શિસ્ત, સુઘડતા ને પરીક્ષા ઉપરાંત નૈતિક બળ કે ચારિત્ર્યબળ નામની જે એક વસ્તુ છે તેને વિકસાવીને, વિદ્યાર્થીઓને રાષ્ટ્રના ભાવિ નાગરિકો બનાવવા એ શિક્ષણનો મુખ્ય હેતુ છે. ટિળક આ દૃષ્ટિથી જ શીખવતા. તેઓ કોઇ ધંધાદારી શિક્ષક નહોતા. પારતંત્ર્ય હટાવવાનો એક ઇલાજ એ ખ્યાલ સાથે એમણે આ કાર્ય ઉપાડેલું. તેથી એમણે અમુક એક શિષ્યવૃત્તિ કે પરીક્ષા માટે વિદ્યાર્થીઓને તૈયાર નહિ કર્યા, પણ રાષ્ટ્રકાર્યની તાલીમ જ એમણે આપી. કેટલાકને એમણે જાદુઇ સ્ફૂર્તિ આપી.

પરંતુ, મહેન્દ્ર ટિળકે આટલેથી જ સંતોષ ન માન્યો. લોકશિક્ષણ પર એમણે ભાર મૂકયો. એના સાધન તરીકે વર્તમાનપત્રની જરૂર તેમને સ્પષ્ટ ભાસી. એના પર મિત્રો સાથે ચર્ચા થઇ; અને ટિળક, આગરકર વગેરેએ મળીને "કેસરી" અને "Maratha" પત્રો શરૂ કર્યા. લોકજાગૃતિ કરનારાં પત્રો તો લોકોની જ ભાષામાં જોઇએ; આમ છતાં યે પ્રાંત બહારના લોકોને પણ પોતાના વિચારો જાણવાની તક મળવી જોઇએ. એ હિસાબે 'કેસરી' મરાઠીમાં ને 'મરાઠા' અંગ્રેજીમાં બહાર પડવા લાગ્યાં. 'મરાઠા' એક સાપ્તાહિક હતું. શરૂઆતમાં આ પત્રોમાં દેશી રાજ્યોમાં ચાલતા ગેરવહીવટ, અંધેર વગેરેની કડક ટીકા આવવા લાગી. ટિળકને લખવાની ખાસ ટેવ નહોતી, પણ એમણે ધીમે ધીમે કલમ ઉપાડવા માંડી ને વખત જતાં તેઓ એક પ્રખ્યાત પત્રકાર બન્યા. આગરકર 'કેસરી'ના સંપાદક બન્યા, ટિળક 'મરાઠા'ના. તન, મન અને જે થોડુંક ધન હતું તેના વડે આ યુવાન સંપાદકોએ આ કામ ચલાવ્યું. ટિળકની સાદાઇ પ્રશંસનીય હતી. ન્યૂ ઇંગ્લિશ સ્કૂલની સ્થાપનાને આગલે દિવસે ટિળકે પોતે ઓરડીઓ સાફ કરેલી ને કામ કરતાં કરતાં રાત થઇ એટલે ત્યાં જ પાટિયાં ગોઠવીને, બેસતું ઓશિકું બનાવીને, ઊંઘી લીધું હતું. એ જ રીતે આ વખતે ટિળકે છાપખાનાનો સામાન જાતે ઉઠાવ્યો. 'કેસરી'નો પહેલો અંક ઘેરઘેર ફરીફરીને પોતે વહેંચી આવ્યા. આમ સંપાદક જ ફેરિયો બન્યો. ત્રણ હજારથી વધુ ગ્રાહકો થયા ત્યાં સુધી આ ભાઇઓ બધાંનાં સરનામાં હાથે જ લખતા. ધ્યેય પાછળ સતત ચાલવાની એમની આવી ધગશ હતી

આ રીતે કાર્ય થઇ રહ્યું હતું, દિન પ્રતિદિન ટિળકમાં નવો જોમ આવતો હતો. આગરકરે ને એમણે હવે 'કેસરી'–'મરાઠા'માં કોલ્હાપુર રાજ્યની વિરુદ્ધ લખવા માંડ્યું. રાજ્યે એમના પર મુંબઇમાં ફરિયાદ માંડી. પરિણામે આખા મહારાષ્ટ્રમાં ખળભળાટ થયો. મુંબઇના સિંહ સર ફિરોઝશાહ મહેતાએ આરોપીઓ તરફથી કામ ચલાવ્યું. સામા પક્ષે એક અંગ્રેજ બેરિસ્ટર હતો. ટિળક–આગરકર હાર્યા. એમની પાસે પુરાવા તરીકે બતાવવા જે કાગળો હતા તે એમણે પોતે જ બાળી નાખેલા; એટલે પછી આ જ પરિણામ આવે ને? ૧૭મી જુલાઇ ૧૮૮૨ને રોજ આ બન્ને સંપાદકભાઇઓને ચાર ચાર મહિનાની સજા થઇ. જેલમાંથી છૂટયા બાદ લોકોએ તેમનું બાદશાહી સરઘસ કાઢ્યું. અનેક ભેટો એમને આપી. જનતાને મન તો તેઓ નિર્દોષ જ હતા. હવે ટિળકે ઝપાટાબંધ લોકહૃદયમાં પ્રેમનું સ્થાન પ્રાપ્ત કરવા માંડ્યું.

આ જેલયાત્રા ટિળકને નસીબે હજુ તો પહેલી જ હતી! એમને અનેક કષ્ટો વેઠવાં પડ્યાં, પણ જેલની બહાર આવીને એમણે એ અંગે કદી જાહેરાત ન કરી. લોકોને ત્રાસ થાય, એમના પર જુલમ ને દુઃખ આવી પડે તો ટિળક જાણે કે મોટો ઢોલ વગાડીને એની જાહેરાત કરતા; પણ પોતાનું દુઃખ કહેવાનો પ્રસંગ આવતો ત્યારે જાણે એમનું મોં સિવાઇ જતું. ટિળકનો આ એક ખાસ પ્રશંસનીય ગુણ હતો. જ્યાં જ્યાં અન્યાય દેખાય ત્યાં ત્યાં એનો પ્રતિકાર કરવો એ એમનો નિત્યવ્યવસાય થઇ પડ્યો.

બીજી બાજુ, શૈક્ષણિક કાર્યોમાં ધીમે ધીમે પ્રગતિ થતી હતી જ. ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ બરાબર સ્થિર થઇ એટલે ફર્ગ્યુસન કૉલેજ સ્થપાઇ. આ શિક્ષણ સંસ્થાઓને સ્થાયી સ્વરૂપ આપવાના હેતુથી ડેક્કન એજ્યુકેશન સોસાયટીની સ્થાપના કરી. હળવે હળવે એની નાણાકીય સ્થિતિ સારી બનવા લાગી. ક્રમભાગ્યે, એ જ વખતે

અંદર અંદર મતભેદો થતાં ઝઘડા પણ થયા. ટિળક અને આગરકર એકબીજાની વિરુદ્ધ થયા, પણ પોતાની વાત અન્ય ભાઈઓના ગળે ઊતરી નથી એમ લાગવાથી ટિળકે રાજીનામું આપીને છૂટા થવામાં જ ડહાપણ માન્યું. ૩૨ કલમોવાળું રાજીનામું તૈયાર કરીને એમણે એ સાદર કર્યું. શાળામાંથી નિવૃત્તિ લીધી. સંસ્થા છોડતી વખતે એમને અત્યંત દુઃખ થયું. એમને શિક્ષક રહેવાનું ગમતું હતું. રાજકારણમાં બાકીનું સમગ્ર જીવન અર્પ્યું હોવા છતાંયે અનેકવાર એમણે કહ્યું છે કે "રાજકારણમાં મારું મન રમતું નથી; મારો પ્રિય વિષય તો અધ્યાપન છે—અને તે પણ શાસ્ત્રીય—"આ ઉપરથી એમના દુઃખનું રહસ્ય સમજાશે.

ટિળકની સાર્વજનિક પ્રવૃત્તિઓ પણ અનેકવિધ હતી. ૧૯ મી સદીના છેલ્લા ભાગમાં દેશમાં ઠેકઠેકાણે હિંદુ મુસલમાન આપસઆપસમાં લડ્યા. ભાઈ-ભાઈ વચ્ચેના આ ઝઘડાથી ટિળક સ્વભાવિક જ અસ્વસ્થ થયા. એમણે પ્રથમ હિંદુઓનું સંગઠન કરવાનું નક્કી કર્યું. એને માટે એમણે ધર્મનો આશરો લીધો. લોકોની ધાર્મિક ભાવનાઓને સત્ય, ન્યાયી અને યોગ્ય રીતે ઉત્તેજી; અને એ રીતે એમનું સંગઠન બળવાન બનાવીને બધી બાબતોનો તેઓ સમતોલ વિચાર કરી શકે એવું વાતાવરણ નિર્માણ કરવાનો સફળ પ્રયત્ન કર્યો. મહારાષ્ટ્રમાં ગણપતિ પૂજન ઘેરઘેર થતું, પણ સામુદાયિક ઉત્સવ (ગણેશોત્સવ) છૂટક છૂટક રીતે ઉજવાતો. તેને એમણે વ્યવસ્થિત સ્વરૂપ આપ્યું. ખાનગી ઉત્સવને સાર્વજનિક કે જાહેર ઉત્સવમાં ફેરવ્યો. નાટક, ખેલ-તમાશા ને વિલાસી કાર્યક્રમોને બદલે અભ્યાસયુક્ત પ્રવચનો, બોધપ્રદ સંવાદો, નાનાં બાળકોનો મેળો વગેરે કાર્યક્રમો શરૂ કર્યા. ગણેશોત્સવ એ દશ દિવસનું એક જ્ઞાન-સત્ર જ બની ગયું. ટિળકે બીજો પણ એક ઉત્સવ મહારાષ્ટ્રને આપ્યો. શિવાજીની જયંતી મહારાષ્ટ્રમાં મોટા પાયા પર ઉજવવાનું શરૂ થયું. એ દ્વારા મહારાષ્ટ્રીઓમાં શૌર્ય, નિર્ભયતા, સ્વાતંત્ર્યપિપાસા ને સ્વાર્પણની ભાવનાઓનું સિંચન કર્યું. શિવાજીને તેમણે એક 'મરાઠા' તરીકે નથી ઓળખાવ્યા; પણ 'શિવાજી એટલે જાગૃતિ, શિવાજી એટલે અન્યાયનો પ્રતિકાર, શિવાજી એટલે સ્વરાજ્ય'—એવો જ ભાવ એમણે સર્વત્ર નિર્માણ કર્યો. કેટલાક જણે ટિળક ઉપર એવો આરોપ કર્યો છે કે 'આવા ઉત્સવોથી ટિળકે કોમી ભાવનાને ઉત્તેજી, પણ એ બરાબર નથી. ટિળકનો હેતુ શુદ્ધ નિર્દોષ ને નિષ્કપટી હતો. એમને જાતિવાદ નિર્માણ કરવો નહોતો. એમની દૃષ્ટિ આગળ આખો દેશ હતો તેથી જ એમને તો લોકોનું સંગઠન જોઈતું હતું. પાછળ આ ઉત્સવોમાં કોમી તત્ત્વો થોડા દાખલ થયાં તેને સા[illegible] ટિળકને જવાબદાર તે ગણવા ન્યાય્ય નથી. આ ઉત્સવોને લીધે મહારાષ્ટ્રમાં જે જાગૃતિ, ચૈતન્ય, ઐક્ય, સમભાવ, વ્યવસ્થા શક્તિ વગેરે વસ્તુઓ ફેલાઈ એ કાંઈ જેવી તેવી સિદ્ધિ ન ગણાય. મૃતપ્રાય બનેલા રાષ્ટ્રમાં ફરી ચૈતન્ય આણવાને આવા રાષ્ટ્રીય મહોત્સવો એક અગત્યનું સાધન બને છે.

આ ઉપરાંત પણ ટિળકે બીજી ઘણી જાહેર પ્રવૃત્તિઓમાં સક્રિય રસ દાખવ્યો. મુંબઈની ધારાસભામાં જઈ તેમણે નિડર સેવા કરી. ૧૮૯૬ ની સાલમાં મહારાષ્ટ્ર ભયંકર દુકાળમાં સપડાયું. ટિળક લોકોનું દુઃખ જોઈને શાન્ત કેમ રહે? મહારાષ્ટ્રમાં ખૂણે ખૂણે એમણે સેવકો મોકલ્યા, ને લોકોની કફોડી હાલતની બારીકાઈથી બધી માહિતી ભેગી કરાવી. 'કેસરી'માં એ અંગે લેખો લખવાનું શરૂ કર્યું. ભૂખે ભાઈઓને સલાહસૂચનો આપ્યાં. તે વખતે 'કેસરી'નો લગભગ આખો અંક દુકાળની માહિતી, તે અંગેના લેખો, તેના ઉપાયો વગેરેથી ભરેલો નિકળતો. બીજે જ વર્ષે, ૧૮૯૭ની સાલમાં, હિંદે પ્લેગનો પહેલો ફટકો અનુભવ્યો. પ્રથમ બંગાળમાં, પછી મુંબઈમાં અને ત્યાર બાદ પૂનામાં પ્લેગનો રોગચાળો ફેલાતો ગયો. ટિળકે હૉસ્પિટલ કાઢીને દરદીઓની વિશેષ વ્યવસ્થા કરી અને સરકારી જુલમનો કડક શબ્દોમાં નિષેધ વ્યક્ત કર્યો. સ્વાભાવિક રીતે જ, આથી ટિળક લોકોમાં પ્રિય બન્યા અને સરકારની અપ્રિયતાનો ફરી એક વાર ભોગ થઈ પડ્યા।

ઇ. સ. ૧૮૯૭ ના જૂનની ૧૫ મીએ બહાર પડેલા 'કેસરી'માં ટિળકે 'શિવાજીના ઉદ્‌ગાર' નામની એક કવિતા પ્રસિદ્ધ કરી. એમાં મોગલ રાજ્યના દોષો જાણે કે *શિવાજીના શબ્દોમાં જણાવવામાં હતા, પણ તે બરાબર* અંગ્રેજી રાજ્યને લાગુ પડતા હતા. એ જ અંકમાં ટિળકે શિવાજી-ઉત્સવ વખતનું પોતાનું ભાષણ આપ્યું હતું. એમાંથી સરકારે એક વાક્ય પકડી લીધું, અને ટિળકને રાજદ્રોહી માન્યા. અત્યાર સુધીની ટિળકની એકંદર પ્રવૃત્તિ જોઈને સરકાર તો આવી કોઈ તકની રાહ જ જોતી હતી. ટિળક પર રાજદ્રોહનો ખટલો ભરવામાં આવ્યો. કેસ સેશન્સમાં ચાલવાને વાર હતી, એટલે એમને જામીન પર છોડવાની અરજી કરવામાં આવી. ઘણી દલીલો ને વિચારણા બાદ ન્યાયમૂર્તિ બદરુદ્દિન તૈયબજીએ ટિળકને

પચાસ હજાર રૂપિયાના જામીન પર છોડયા. આ વખતે જામીન મળવો મુશ્કેલ હતું. ટિળક માનધન કમાયા હતા તો પણ લક્ષ્મીધનથી તેઓ વંચિત હતા. છતાં, સત્પુરુષોને સાથ આપવા જગત આખું એકપગે તૈયાર હોય છે. ટિળકને માટે જામીન થનારા શ્રીમંતો પણ મળી આવ્યા. એમનો કેસ ચલાવવા બંગાળી ભાઇઓએ તો સ્વખર્ચે પોતાના બૅરિસ્ટરને મોકલ્યા. લોકોએ ઠેરઠેર ફાળો ભેગો કર્યો. પૈસા આવ્યા તેમ જનતાની શુભેચ્છાઓ પણ ધોધમાર વરસાદની જેમ વરસવા માંડી. લોકોએ પ્રાર્થનાઓ, જપ, તપ, અભિષેક કર્યા. સ્ત્રી–પુરુષ, યુવાન–વૃદ્ધ બધાએ પોતાના લાડીલા લોકમાન્યની સફળતા માટે વિધવિધ પ્રયત્નો આદર્યા. મુંબાઇમાં કેસ શરૂ થયો. સરકારે ખાસ ન્યાયાધીશની નિમણૂક કરી, ખાસ 'જ્યુરી' બોલાવી. 'જ્યૂરી'માં ૭ યુરોપિયનો, બે પારસી અને એક યહૂદી ('જ્યૂ') એમ નવ સદ્‌ગૃહસ્થો નીમાયા. કાયદાને ખૂબ બારીકાઇથી ચકાસવામાં આવ્યો. છેવટે જ્યુરીએ ૭ વિરુદ્ધ ત્રણ મતે ટિળકને અપરાધી જાહેર કર્યા. ખાસ ન્યાયાધીશે, "તમારા જેવા બુદ્ધિમાન માણસને સજા કરવાનો પ્રસંગ ખરાબ છે" એમ કહીને, દોઢ વર્ષની સખ્ત મજૂરીની સજા ફરમાવી. તરત જ ટિળકને કોર્ટના પાછલા બારણેથી ડોંગરીની તુરંગમાં લઇ જવામાં આવ્યા.

આ સજા સાંભળીને આખા મહારાષ્ટ્રે જ નહિ, પણ સમગ્ર હિંદુસ્તાને વેદના અનુભવી. વર્તમાનપત્રોએ ટિળકને અન્યાય થયાનું ખુલ્લેખુલ્લું જાહેર કર્યું. માત્ર ઍંગ્લો-ઇંડિયનોએ જ આનંદ માન્યો.

૧૮૯૭ ની સાલમાં જેલ એટલે જમપુરી. જાડાં, ગંદા કપડાં, સ્વાદ વગરનું અન્ન, અસ્વચ્છ જગ્યા અને કાયદો તો "હમ કરે સો", એટલે અપીલ નહીં, એવી સ્થિતિ. ટિળકનું વજન ખૂબ ઘટી ગયું. તેઓ જીવતા બહાર આવશે કે કેમ તેની પણ તેમના આપ્તજનોને ચિંતા થઇ. છેવટે ઇંગ્લંડમાં (ખાસ કરીને મૅક્સમૂલર જેવા વિદ્વાને ધ્યાન આપ્યું ત્યારે) એમના છૂટકારા માટે ઝુંબેશ થવાથી, લગભગ એક વર્ષ બાદ, હિંદી સરકારે એમને છોડી મૂકયા. લોકોએ એમને પ્રેમથી નવરાવ્યા. "લોકમાન્ય ટિળક કી જય"થી વાતાવરણ ગૂંજી ઉઠયું. જેલમાંથી છૂટયા બાદ લોકમાન્ય વિશ્રાંતિ લેવા ખાતર બે મહિના સિંહગઢ પર રહેવા ગયા. ગુમાવેલી શક્તિ મેળવી લીધી. તેઓ કહેતા કે, "સિંહગઢ પર સ્વરાજ્યની તાજી હવા લઇને હું નીચે ઉતરું છું. એ મને ઘણી તાજગી ને શક્તિ આપે છે." ઇ. સ. ૧૮૯૮–૯૯ માં તેમણે મદ્રાસ, રામેશ્વર, સિલોન, બ્રહ્મદેશ વગેરે સ્થળોનો પ્રવાસ કર્યો. બ્રહ્મદેશનો પ્રવાસ તો એમણે માત્ર પ્રવાસના હેતુથી જ કરેલો. બાકીનો પ્રવાસ કામ અંગેનો હતો.

પ્રવાસેથી પાછા ફર્યા બાદ ટિળક મહારાજે 'કેસરી' પત્ર પુનઃ વ્યવસ્થિત શરૂ કર્યું. વીસમી સદીની શરૂઆત પછી લોકમાન્યનું જીવન વધુ ને વધુ જાહેર બનતું ગયું. મહારાષ્ટ્રની બહારના ઇતર પ્રાંતોના લોકો પણ એમને ઓળખવા લાગ્યા એમના લેખો, એમની જાહેર પ્રવૃત્તિઓ, એમનો જ્વલંત ત્યાગ, જનસેવાની એમની વણથંભી વૃત્તિ વગેરે જોઇને સૌ એમને ચાહવા મંડયા. એમના જીવનમાં હવે કશું ખાનગી બાકી રહ્યું નહિ. પોતાનું સમગ્ર જીવન એમણે પ્રજાને ચરણે ધરી દીધું હતું, એટલે લોકમાન્યના હવે પછીનાં જીવનનો ચિતાર આપણે ટૂંકમાં જ જોઇશું.

ઇ. સ. ૧૯૦૪માં તાઇ મહારાજના કેસમાં જૂઠી જુબાની આપવાના ગલીચ આરોપ માટે લોકમાન્યને નીચલી કોર્ટે દોષિત ઠરાવીને દોઢ વર્ષની સજા ફરમાવી. બીજી (ઉપલી) કોર્ટમાં એ ઘટીને ૭ મહિનાની થઇ અને ત્રીજી એટલે હાઇકોર્ટમાં લોકમાન્ય નિર્દોષ જાહેર થયા. આ ચુકાદો લોકમાન્યના જીવનમાં અત્યંત મહત્વનો હતો. આ પહેલાં રાજદ્રોહની શિક્ષા થઇ હતી, પણ એમાં નૈતિક ગુનાનો સવાલ નહોતો. ટિળકની નૈતિક ભૂમિકા પર એમાં આરોપ નહોતો. અહીં એવો આરોપ હતો, ખોટી સાક્ષી આપી એવો આરોપ લોકમાન્ય પર કરીને સરકારને ટિળકની નીતિભ્રષ્ટતા જનતાને બતાવવી હતી. ખોટી રીતે ગુનો ઠોકી બેસાડીને ટિળકને લોકોની આંખમાં હલકા પાડવાની સરકારની મેલી રમત સિદ્ધ થવાની અણી ઉપર હતી; પણ મુંબઇની હાઇકોર્ટમાં લોકમાન્યને એક વિદ્વાન, નિસ્પૃહી અને ઉદાર વૃત્તિના ન્યાયાધીશ મળ્યા. એમને જણાયું કે ટિળક મહારાજ સંપૂર્ણપણે નિષ્કલંક છે. આમ, લોકમાન્ય એક અગ્નિપરીક્ષામાંથી સહીસલામત પાર ઉતર્યા.

૧૯૦૫ ની સાલમાં 'બંગભંગ'ની વિરુદ્ધ થયેલા પ્રજા–આંદોલનને પણ ટિળકે ટેકો આપ્યો. સ્વદેશીનો પુરસ્કાર, પરદેશી માલનો બહિષ્કાર ને રાષ્ટ્રીય શિક્ષણનો અવલંબ એ વિવિધ વસ્તુઓનો લોકમાન્યે પ્રચાર કર્યો. ૧૯૦૬ માં કલકત્તામાં શિવાજી ઉત્સવ પ્રસંગે ભાષણો કર્યા. '૧૯૦૭ ની સુરત કોંગ્રેસ વખતના ઐતિહાસિક ભંગાણ વેળાની લોકમાન્યની જહાલ વૃત્તિ તો સૌને સુવિદિત છે. ઇ. સ. ૧૯૦૮ માં એમણે રાષ્ટ્રીય શિક્ષણની ચળવળને સક્રિય ટેકો આપ્યો. 'કેસરી'માં એમણે "દેશનું દુર્દૈવ" ને બીજા કડક લેખો લખ્યા.

દેશમાં બૉમ્બગોળા આવ્યા એનું કારણ સરકાર જ છે એમ એમણે નિર્ભયપણે જાહેર કર્યું. સરકારના દોષોને એમણે વિનાસંકોચે ઉઘાડા પાડ્યા. સરકાર આ બધું કેમ સહન કરી શકે? વળી; આવા લેખોથી તો લોકમાન્યનું વજન લોકોમાં વધતું જતું હતું. પરદેશી કાપડના બહિષ્કારની ચળવળથી મૅંચેસ્ટરનો વેપાર ભયમાં મૂકાયો. આથી મુંબાઇના ગવર્નરે તે વખતના હિંદી વજીર (Secretary of State for India) મોર્લેની ઇચ્છા વિરુદ્ધ પોતાની હઠથી જ લોકમાન્ય પર કેસ કર્યો. આઠ દિવસ સુધી મુંબાઇમાં કેસ ચાલ્યો. લોકમાન્યે પોતાનો બચાવ જાતે જ કર્યો! મુંબઇમાં કુલ ૨૧ કલાક ને ૧૦ મિનિટ એમનું ભાષણ ચાલ્યું! ન્યાયાધીશે કેસ સમજાવતી વખતે, લોકમાન્ય દોષિત હોવાની પોતાની ખાતરી જ્યુરીને લગભગ ૨૫૯ કહી સમજાવી. સાત યુરોપિયનો અને બે પારસીઓની બનેલી જ્યુરીએ છેવટે સાત વિરુદ્ધ બે મતે લોકમાન્યને દોષિત ઠરાવ્યા. જ્યુરીનો નિર્ણય સાંભળીને ટિળક મહારાજે અડગતાથી જાહેર કર્યું કે:

"In spite of the verdict of the jury, I maintain that I am innocent. There are Higher Powers that rule the destiny of things; and it may be the will of Providence that the cause I represent will prosper more by my suffering than by my remaining free."

ન્યાયાધીશે નિર્ણય જાહેર કર્યો. લોકમાન્યને છ વર્ષની કાળાપાણીની કેદ અને એક હજાર રૂપિયાના દંડની સજા થઇ. દેશની હવા બદલાઇ ગઇ. બધાંએ અશ્રુ સાર્યાં: લોકમાન્યની ઉંમર ૫૫ વર્ષની થઇ હતી; મધુમેહ (ડાયાબિટીસ)નો રોગ એમને લાગુ પડ્યો હતો એટલે; છ વર્ષ બાદ તેઓ પાછા ફરી શકશે એવી કેટલાકને આશા નહોતી. લોકમાન્યને રાતોરાત સાબરમતી જેલ (અમદાવાદ)માં લઇ જવામાં આવ્યા. ત્યાં થોડા દિવસ રાખીને એમને તરત માંડલે લઇ ગયા. ત્યાં એમણે છ વર્ષ (૧૯૦૮ થી ૧૯૧૪) ગાળ્યાં. ૧૯૧૦ની સાલમાં 'ગીતારહસ્ય' ગ્રંથ લખવાની શરૂઆત કરી અને ૧૯૧૧ના માર્ચ માસની ૩૦ મીએ (ચાર જ માસમાં) એ મહાન ગ્રંથ પૂરો કર્યો. ૧૯૧૨ ની સાલમાં એમનાં પત્ની સત્યભામાબાઇનું દુ:ખદ અવસાન થયું. આ અંગે લોકમાન્યે લખેલો હૃદયદ્રાવક કાગળ એમની નિસ્સીમ વેદનાનો સચોટ ખ્યાલ આપે છે. ગમે તેવો કઠણ હૃદયનો માણસ પણ વાંચીને રડી પડે!

૧૯૧૪ માં લોકમાન્ય છૂટયા: ને પછી તાઇ મહારાજ પ્રકરણ, હોમરૂલ લીગ વગેરે પ્રવૃત્તિઓમાં એમનો સમય ગયો! ૧૯૧૬ માં એમની એકસઠમી જન્મજયંતી નિમિત્તે લોકોએ એમના ચરણે ખૂબ ભક્તિભાવથી એક લાખ રૂપિયાની ભેટ ધરી. એ જ પ્રખ્યાત સાલમાં લખનૌની કોંગ્રેસ અને હિંદુ-મુસલમાનના ઐક્યની બાબતમાં લોકમાન્યે અવર્ણનીય કામગીરી બજાવી. એ વખતની કોંગ્રેસ-બેઠકમાં હિંદુ-મુસલમાન ભેગા મળ્યા, અને બન્નેએ મળીને સ્વરાજ્યની માગણી જોરદાર રીતે રજૂ કરી! "જહાલ" અને "મવાલ"-નો સંગમ થયો. લખનૌની આ ઐતિહાસિક કોંગ્રેસ પછી લોકમાન્ય હિંદુસ્તાનના સર્વશ્રેષ્ઠ આગેવાન ઠર્યા. પછી દિલ્હીની કોંગ્રેસના અધ્યક્ષસ્થાન માટે એમની પસંદગી થયેલી; પરંતુ ઇંગ્લંડમાં એક કેસ ચલાવવા તેઓ ગયા. એથી કોંગ્રેસના પ્રમુખ બની ન શક્યા. આમ છતાં એના સૂત્રસંચાલનમાં તેમનો હાથ હતો જ.

ઇંગ્લંડમાં 'શીરોલ કેસ' માં લોકમાન્ય હાર્યા. ૧૯૧૯ના સાલની આ વાત થઇ. ૧૭મી નવેમ્બર ૧૯૧૯ ને રોજ તેઓ વિલાયતથી હિંદમાં પાછા આવ્યા. અમૃતસર, મુંબઇ, પૂના ને બીજે ઘણે ઠેકાણે એમનું જાહેર સ્વાગત કરવામાં આવ્યું.

લોકમાન્યનો જીવનસૂર્ય હવે અસ્ત થવાની અણીએ હતો. ધીમે ધીમે એમની તબિયત લથડવા માંડી. તાઇ-મહારાજ કેસનો નિકાલ સાંભળવા પૂનાથી મુંબઇ ગયેલા. હાઇકોર્ટે જે દિવસે ચૂકાદો આપ્યો તે જ દિવસે સાંજે તેઓ ફરવા ગયા હતા ત્યારે સહેજ તાવ આવ્યો. ફરવા જવાનું કારણ નિમિત્ત બન્યું. તાવ દિવસે દિવસે વધતો ગયો અને છેવટે તા. ૩૧મી જુલાઇને રોજ રાત્રે ૧૨॥ વાગે લોકમાન્ય પોતાના માદરેવતનને કાયમને માટે છોડીને ચાલી ગયા!

બીજે દિવસે મુંબઇમાં પ્રચંડ સ્મશાનયાત્રા નીકળી. લોકમાન્યની તપશ્ચર્યા, વિદ્વતા, એમનું દેશાભિમાન અને એમના અખંડ ઉદ્યોગને છાજે એવી જ એ ભવ્ય સ્મશાનયાત્રા હતી. આટલી મોટી સ્મશાનયાત્રા મુંબઇએ પહેલાં કદી જોઇ નહોતી. હજારો લોકો પોતાના વીર નેતાને છેલ્લી ભાવાંજલિ અર્પવા ઉમટી પડ્યા હતા. ચોપાટી પર એમના દેહને અગ્નિસંસ્કાર દેવાયો. દેશના આગેવાનો હાજર હતા. મહાત્મા ગાંધીજી પણ હતા. એમણે ખાંભીને ટેકો પણ આપેલો. એક બાજુ વિશાળ કુદરતી મહાસાગર, તો બીજી બાજુ માનવસાગર ઉછળતો હતો. દરિયાનાં મોજાં ઉછળી ઉછળીને પોતાનો શોક વ્યક્ત કરવાને જ જાણે ધસી આવતાં હતાં! લોકોનાં આંસુ પણ વણથંભ્યાં વહ્યે જતાં હતાં. લોકમાન્યનો પાર્થિવ દેહ પંચતત્ત્વમાં વિલીન થતાં સાથે જ એમના ભવ્ય જીવનની સુવાસ વાતાવરણમાં ચોમેર પ્રસરતી હતી. ભારે હૃદયે મુંબઇએ આ બધું નિહાળ્યું: દેશ આખો સ્તબ્ધ બની ગયો.

લોકમાન્યના અલૌકિક ગુણોને અનુસરીને આપણે આપણું જીવન દેશને ચરણે ધરવાનો શક્ય એટલો નમ્ર પ્રયત્ન કરી છૂટીએ તો જ આપણે લોકમાન્યના સાચા વારસ કહેવડાવવાને લાયક થઇએ. ટિળક મહારાજે આપણને સ્વરાજ્યનો મંત્ર આપ્યો. 'સ્વરાજ્ય એ જન્મસિદ્ધ હક્ક છે', એમ એમણે કહ્યું. સદ્ભાગ્યે આજે આપણે એ હક્ક ભોગવીએ છીએ. આવે વખતે સ્વરાજ્યના એ મહાન લડવૈયાને આપણે કૃતજ્ઞતાપૂર્વક અંજલિ આપીએ! હજારો પ્રણામ લોકમાન્યને!!

# વલભીપુર

લેખક : શ્રી. હરિપ્રસાદ શાસ્ત્રી, એમ. એ; પીએચ. ડી.






લગભગ દોઢ હજાર વર્ષ પરની વાત છે. સૌરાષ્ટ્રમાં ગિરિનગરના ગૌરવનો અસ્ત થયો ને વલભીપુરના ભાગ્યનો ઉદય થયો. ગિરિનગર એટલે ઊર્જયત્ ગિરિની તળેટીમાં આવેલું નગર. આજે એ નગરને જૂનાગઢ કહે છે. તે નગરનું મૂળ નામ 'ગિરિનગર'માંથી 'ગિરનાર'માં રૂપાંતર પામી આજે એ નગરને બદલે તેની સમીપ આવેલા પર્વતને લાગુ પડ્યું છે. ચંદ્રગુપ્ત મૌર્ય અને અશોકમૌર્યના સમયમાં એ રાષ્ટ્રનું પાટનગર હતું. ઉજ્જનના ક્ષત્રપવંશી રાજાઓના સમયમાં સુરાષ્ટ્ર અને આનર્તનું એક એકમ ગણાતું ને તે સમસ્ત એકમનું પાટનગર ગિરિનગર હતું. ગુપ્ત સમ્રાટોની સત્તાના સમયમાં પણ એ સુરાષ્ટ્રનું પાટનગર હતું. જૂનાગઢ-ગિરનારના માર્ગ પર રહેલા ખડક પરના લેખોમાં ગિરિનગરની સાત સાત સદી જેટલી લાંબી કારકિર્દી નોંધવામાં આવી છે. પરન્તુ સુરાષ્ટ્રના ઇતિહાસમાં એક એવો શકવર્તી બનાવ બન્યો કે ગિરિનગરની આ લાંબી કારકિર્દી એકદમ અસ્ત પામવા લાગી.

ગિરિનગર સુરાષ્ટ્રનું પાટનગર હતું, પરન્તુ સુરાષ્ટ્રનું સ્થાન તો મગધ કે માળવા જેવા બહારના સામ્રાજ્યના તાબાના પ્રાંત તરીકેનું હતું. ગિરિનગર પાટનગર હતું તે સુરાષ્ટ્રના સ્વાયત્ત શાસનતંત્રનું નહિ, પરંતુ બહારના સમ્રાટે નીમેલા પ્રાંતિક સત્તાનું. આ પરતંત્ર શાસનમાં સુરાષ્ટ્રનું સ્વમાન નહોતું, ગિરિનગરનું ગૌરવ નહોતું. સુરાષ્ટ્રની પ્રજા સ્વતંત્ર શાસન સ્થાપવાની તક માટે તલસી રહી હતી. વિક્રમાદિત્ય ચંદ્રગુપ્તના સમયમાં સુરાષ્ટ્ર પર મગધ સામ્રાજ્યની સત્તા પુનઃ પ્રવર્તી હતી. કુમારગુપ્તના સમયમાં મગધ સામ્રાજ્યના પાયા ડગમગ્યા હતા. સ્કંદગુપ્તના સમયમાં ગિરિનગરના સુદર્શનનો સેતુબંધ તૂટી જતાં સૂબા તરફથી તેના સમારકામનો પ્રબંધ તરત કરવામાં આવ્યો હતો. છતાં પરતંત્રતા તે પરતંત્રતા જ એ વાત ભૂલી ભૂલાય તેવી નહોતી. સ્કંદગુપ્ત જેવા સમર્થ સમ્રાટને પણ સામ્રાજ્યના સંરક્ષણ માટે ભારે ચિંતા રહેતી. ઇ. સ. ૪૬૮ ના અરસામાં તેનું અવસાન થયું ને મગધ સામ્રાજ્યની સત્તા શિથિલ બની ગઇ. વાયવ્યનો મુલક હૂણોના હાથમાં ગયો. કોસલ, મેકલ ને માલવ પર વાકાટક નરેશની સત્તા જામી. સૌરાષ્ટ્ર માટે પણ આ સોનેરી તક હતી. આ તકનો લાભ લેવા સેનાપતિ ભટાર્કે કમર કસી ને તે સૌરાષ્ટ્રના સ્વતંત્ર શાસનનો ભાગ્યવિધાતા બન્યો. વિવિધ સેનાઓના પીઠબળની મદદથી આ પ્રતાપી સેનાપતિએ સૌરાષ્ટ્રમાં સૂબાગીરીનો અંત આણ્યો ને સ્વતંત્ર શાસનતંત્રની સ્થાપના કરી. પરંતુ આ નવા શાસનતંત્રની સ્થાપના માટે સૂબાગીરીના મથક ગિરિનગરને તિલાંજલિ દેવામાં આવી ને તેની જગાએ વલભીપુરની પસંદગી કરવામાં આવી. વલભીપુર એ સમયે પણ સૌરાષ્ટ્રનું પ્રાચીન નગર હતું. તેનો નિર્દેશ પાણિનિસૂત્રના ગણપાઠમાં મળે છે.

વલભીપુર સુરાષ્ટ્રના પૂર્વ કિનારા પર આવેલું મહત્ત્વનું નગર હતું. પશ્ચિમ સાગરના અખાતમાં એક બાજુ

જેવું ભરુકચ્છ હતું તેવું બીજી બાજુ વલભીપુર હતું. સમુદ્ર માર્ગે અહીંથી સુરાષ્ટ્રના સમસ્ત તટની સહેલ કરવી સહેલી હતી. ખેટક (મધ્ય ગુજરાત) અને આનંદપુર (ઉત્તર ગુજરાત)ની સીમા અહીંથી બહુ દૂર નહોતી. અને ભરુકચ્છ (દક્ષિણ ગુજરાત) તો સમુદ્ર માર્ગે સાવ નજીક હતું. વલભીપુરની ભૌગોલિક પરિસ્થિતિ એવી હતી કે દૂરંદેશી દૃષ્ટિએ સૌરાષ્ટ્રના પાટનગર તરીકે તેની પસંદગી તરત થાય. વલભીપુર હાલ ભાવનગર રેલ્વેના ધોળા જંકશનથી ૧૧ માઇલ દૂર છે. આજ સુધી તેને વળા કહેતા ને તે વળા સંસ્થાનનું વડુ મથક હતું. સંસ્કૃતમાં એને वलभी પ્રાકૃતમાં वलहि અને અપભ્રંશમાં वलहे–वग्हे–वळे કહેતા. वलभी એટલે મકાનની ઉપલી છત, મેઘદૂત માંય આવે છે ને કે तां कस्यांचिद्भवनवलभौ सुप्तपारावतायाम्। કેટલાક 'વલભી'ની જગાએ 'વલ્લભી' લખે છે તે સાવ ભૂલભરેલું છે. 'વલભી' ને 'વલ્લભ' સાથે કંઇ સંબંધ નથી; ને 'વલ્લભ'નું નારી જાતિનું રૂપ 'વલ્લભા' થાય છે, 'વલ્લભી' નહિ ત્રણ ચાર વર્ષ પૂર 'વળા'ને બદલે તેનુ મૂળ નામ મૂકવામાં આવ્યું ત્યારે પણ 'વલભીપુર'ને બદલે 'વલ્લભીપુર' થઇ ગયું! સૌરાષ્ટ્ર સરકાર આ નામને જલદી સુધારી લેશે એવી આશા રાખીએ.

આજનું વલભીપુર દરિયા કિનારા પર નથી દરિયો અહીંથી દસબાર માઇલ દૂર છે. પણ તેનું કારણ છે. વલભીપુર સુધી વહાણુ આવી શકે તેવી ખાડી હતી, તે નદીના કાંપથી દિવસે દિવસે પૂરાતી ગઇ, ને હજાર દોઢ હજાર વર્ષના લાંબા ગાળામાં તે વલભીપુરથી આટલી દૂર ખસી ગઇ. એ ખાડીના બારામાં આજે ભાવનગરનું બંદર જોવામાં આવે છે. વલભીપુર પાસે વહેતી ઘેલો નદી પણ હાલના કરતાં અગાઉ ઘણી મોટી હશે એમ લાગે છે. જમીનમાર્ગે તેમજ સમુદ્રમાર્ગનું મહા કેન્દ્ર બનેલું પ્રાચીન વલભીપુર ક્યાં ને રેલ્વેમાર્ગથી તેમજ સમુદ્રતટથી દૂર રહેલું અર્વાચીન વલભીપુર ક્યાં?

હાલના વલભીપુરનાં મકાનો નીચે તેમજ એ શહેરની આસપાસના વિસ્તારમાં એ પ્રાચીન નગરની મોટા કદની પાકી ઈંટો ઠેકઠેકાણે મળી આવે છે ભૂગર્ભમાં રહેલી એ નગરની ઇમારતોને પ્રકાશમાં લાવવાનું કામ હજી હાથમાં લેવા ાં આવ્યું નથી. પુસ્તકોમાં મળતા ઉલ્લેખો-માંય એ નગરના વર્ણનની વિગતો મળતી નથી. છતાં એટલું તો માલૂમ પડે છે કે એ નગરનો વિસ્તાર ઘણો મોટો હતો ને તેને મોટા દરવાજાવાળો મજબૂત કોટ પણ હતો. છૂટાછવાયા મળેલા નાનામોટા અવશેષો પરથી વલભીપુરને લગતી કેટલીક હકીકત જાણવા મળે છે, ખાસ કરીને તામ્રપત્રો પરના લેખો પરથી. વલભીપુરમાંથી તેમજ સૌરાષ્ટ્ર–ગુજરાતનાં અન્ય સ્થળોએથી મળીને વલભી રાજ્યનાં એકસો જેટલાં તામ્રપત્રો મળી આવ્યાં છે. તે પરથી વલભી રાજ્યના અનેકવિધ અભ્યુદય વિશે ઘણી માહિતી જાણવામાં આવી છે.

ઇ. સ. ૪૭૦ના અરસામાં સેનાપતિ ભટાર્કે સ્થાપેલું વલભી રાજ્ય ઉત્તરોત્તર અભ્યુદય પામતું ગયું. રાજકુલ મૈત્રક વંશનું હતું ને માહેશ્વર ધર્મ પાળતું હતું. ભાગવત, શાક્ત આદિ અન્ય સંપ્રદાયોને પણ માન આપવામાં આવતું હતું. મૈત્રક રાજાઓ બૌદ્ધ સંઘને ઘણું ઉત્તેજન આપતા હતા. જૈન ધર્મને પણ વલભીપુરમાં સારો આશ્રય મળ્યો હતો. મૈત્રકોની સત્તા સુરાષ્ટ્ર ઉપરાંત આનર્ત ને માલવ પર પ્રસરી. ધ્રુવસેન બીજાને તો સમ્રાટ હર્ષના જમાઇ થવાનું માન મળ્યું. તેના પુત્ર ધરસેન ચોથાએ વલભી રાજ્યનો વિસ્તાર વધારી ચક્રવર્તીનું બિરુદ ધારણ કર્યું. વિંધ્ય–સહ્ય વચ્ચેના પ્રદેશમાં મૈત્રક વંશની એક શાખા સ્થપાઇ. પશ્ચિમ હિંદમાં વલભી રાજ્યનું સ્થાન ઘણું મહત્ત્વનું ગણાયું. વલભી રાજ્યની કારકિર્દી ત્રણ સદી સુધી ટકી રહી. આ ત્રણ સદી દરમિયાન એ મહાન રાજ્યના પાટનગર તરીકે વલભીપુરની કારકિર્દી પણ વધુ ને વધુ ઉજ્જવળ બનતી ગઇ.

ચીની શ્રમણ યુઆન શ્વાંગે (જેને પહેલાં હુએન સંગ કહેતા) હિંદના પ્રવાસ દરમિયાન વલભીપુરની મુલાકાત લીધી હતી. તેની પ્રવાસનોંધમાં તે જણાવે છે કે વલભી-પુરમાં કરોડાધિપતિનાં સેંકડો ઘર હતાં ને વલભીપુરમાં દૂરદૂરના દેશાવરની વિરલ ને અમૂલ્ય વસ્તુઓ પુષ્કળ પ્રમાણમાં આયાત થતી. दशकुमारचरित માં વલભીપુરની રત્નવતીની વાર્તા આવે છે; તેમાં તેના પિતા ગૃહગુપ્તને 'કુબેરતુલ્ય વિભવવાળા નાવિકપતિ' કહ્યા છે. રત્નવતીનો પતિ બલભદ્ર મધુમતી (મહુવા)નો વતની હતો ને તેણે ખેટકપુર (ખેડા)માં વેપાર કરી ઘણી કમાણી કરી હતી. कथासरित्सागर માં વેપાર માટે દેશાવર ગયેલા વલભીના વણિકપુત્ર વસુદત્તની અને વેપાર માટે વલભી આવેલા

પાટલિપુત્રના વણિક્પુત્ર દેવસેનની વાર્તા આવે છે. વલભીનાં તામ્રપત્રોમાં અજિત અને કક્ક નામે વણિકોનાં ધર્મદાનની હકીકત આવે છે. વલભીપુરના રંક કાકૂની વાર્તામાં પણ તેના અઢળક દ્રવ્યની વાત આવે છે. આ બધા ઉલ્લેખો પરથી વલભીપુરના વેપાર રોજગાર વિષે તેમજ તેની વિપુલ સમૃદ્ધિ વિશે ઘણો ખ્યાલ આવે છે.

વલભીપુર માત્ર તેની અર્થસંપત્તિ માટે મશહૂર નહોતું. વિદ્યાવિકાસના ક્ષેત્રમાં પણ તેણે તેવી નામના મેળવી હતી. યુઆન શ્વાંગ પછી થોડા વખતમાં હિંદના પ્રવાસે આવેલો ઇત્સિંગ જણાવે છે કે ચીનનાં વિખ્યાત વિદ્યાકેન્દ્રોની હરોળમાં ઊભાં રહે તેવાં મહાન વિદ્યાકેન્દ્રો હિંદમાં નાલન્દા અને વલભી છે. યુઆન શ્વાંગે હિંદના મહાન વિદ્યાકેન્દ્ર તરીકે મગધ ને માલવ ગણાવ્યા છે, તેમાં મગધ નાલન્દા માટે ને માલવ વલભી માટે કહેલો જણાય છે, કેમકે તેના વખતમાં માલવ ને વલભી એક એકમ જેવાં એકમેક ગણાતાં હતાં. તે સમયે પ્રાથમિક કેળવણીમાં શબ્દવિદ્યા, શિલ્પસ્થાનવિદ્યા, ચિકિત્સાવિદ્યા, હેતુવિદ્યા ને આધ્યાત્મવિદ્યાનો અભ્યાસ કરાવવામાં આવતો હતો. ઉચ્ચ શિક્ષણ માટે વિદ્યાર્થીઓ કાં તો નાલન્દામાં અને કાં તો વલભીમાં બે–ત્રણ વર્ષ ગાળતા હતા. યુઆન શ્વાંગ નોંધે છે કે વલભી, માલવ ને આનર્તના લોકોની ભાષા સ્પષ્ટ અને સુંદર હતી ને તેમનું જ્ઞાન વિશાળ અને અગાધ હતું. कथासरित्सागरમાં અંતર્વેદીના બ્રાહ્મણનો પુત્ર વિષ્ણુદત્ત વિદ્યાભ્યાસ માટે એટલે દૂરથી છેક વલભીપુર આવે છે એવી વાર્તા આપી છે. વલભીનાં દાનપત્રોનાં રાજશાસનોની ઉચ્ચ શૈલી પરથી પણ તે સમયની સાહિત્યિક પ્રગતિની સારી છાપ પડે છે. સંસ્કૃત સાહિત્યના એક ઉત્તમ મહાકાવ્ય તરીકે વિખ્યાત થયેલું भट्टिकाव्य એ વલભીપુરમાં રચાયલી કૃતિઓનો ઉત્તમ નમૂનો છે. સદ્ભાગ્યે તેના છેલ્લા સર્ગને અંતે કવિએ જણાવ્યું કે काव्यमिदं विहितं मया वलभ्याम्। નહિ તો આ મહાકાવ્યની જન્મભૂમિ તરીકે વલભીપુરનું નામ જાણવા ન મળત. એક બાજુ રાવણ–વધની કથાનું વસ્તુ ને બીજી બાજુ સંસ્કૃત વ્યાકરણ અને કાવ્યશાસ્ત્રના નિયમનાં ઉદાહરણ, એ બે ભિન્ન ભિન્ન તંતુઓને કવિએ એવા તો આબાદ વણી દીધા છે કે ન પૂછો વાત. વલભીનાં દાનપત્રોમાંય પરા ને અપરા વિદ્યા, ત્રયી, પાણિનિતંત્ર, સાંખ્યતંત્ર, ધનુર્વેદ આદિ અનેક વિદ્યા અને કળાનો ઉલ્લેખ જોવામાં આવે છે. વલભીપુરમાંય આવી વિદ્યાઓને લગતાં કંઈ પુસ્તક રચાયાં હશે; પરંતુ હજી તેવો ઉલ્લેખ મળી આવ્યો નથી.

બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મના સાહિત્યની પ્રગતિમાં પણ વલભીએ ઘણો ફાળો આપ્યો હતો. આચાર્ય ભિક્ષુ સ્થિરમતિ અને ગુણમતિએ વલભીપુરના મહાવિહારમાં રહીને તેમના વિખ્યાત ગ્રંથ રચ્યા હતા. સ્થિરમતિના ગ્રંથોમાં महायान मार्गप्रवेशिका એ મહાયાન ધર્મનો એક ઉત્તમ ગ્રંથ ગણાય છે. ગુણમતિની કૃતિ તરીકે व्याख्यानुसारशास्त्र જાણીતું છે. ગુણમતિ એ આચાર્ય વસુબંધુના ને સ્થિરમતિ એ વસુબંધુના વડીલ બંધુ અસંગના શિષ્ય હતા, ને તે બંને નાલન્દાના વિહારમાં પણ રહ્યા હતા. જૈન આગમની પહેલી વાચના પાટલીપુત્રમાં તૈયાર થયેલી ત્યાર પછી તેની બીજી વાચના સ્કન્દિલસૂરિએ મથુરામાં ને નાગાર્જુન સૂરિએ વલભીપુરમાં તૈયાર કરી હતી. આ બે વાચના વચ્ચે જે પાઠાંતર રહી ગયેલાં તે તપાસીને જૈન આગમની આખરી વાચના દેવર્ધિગણિસૂરિએ તૈયાર કરી તે પણ વલભીપુરમાં. નાગાર્જુનની વાચનાનો સમય ઇ. સ. ૩૦૦ અને દેવર્ધિગણિની વાચનાનો સમય ઇ. સ. ૪૫૩ ગણવામાં આવ્યો છે. આથી આ પ્રવૃત્તિ મૈત્રક વંશની સ્થાપના પહેલાંની ગણાય. વલભીપુરના મલ્લના વાદ–વિજયની વાત જૈન પ્રબંધોમાં ઘણી જાણીતી છે. મલ્લના મામા ભરુકચ્છમાં બૌદ્ધ આચાર્ય બુદ્ધાનંદ સાથેના વાદવિવાદમાં પરાજય પામી વલભીપુરમાં રહેવા આવ્યા હતા. મલ્લ ને તેના ભાઈઓ તેમની પાસે જૈન આગમનું અધ્યયન કરી તેમાં પારંગત થયા. પછી મલ્લે ભરુકચ્છ જઈ બુદ્ધાનંદ સાથે વાદવિવાદ કરી તેમાં વિજય પ્રાપ્ત કર્યો ને ત્યારથી તે મલ્લ–વાદી તરીકે ખ્યાતિ પામ્યા. વલભીપુરનો વિનાશ થતાં મલ્લવાદી પંચાસર ગયા ને પછી સ્તંભનક તીર્થના સૂરિપદે રહ્યા. મલ્લનો नयचक्र ગ્રંથ જૈન આગમ સાહિત્યમાં મહત્વનું સ્થાન ધરાવે છે. તેમના વડીલ બંધુ યક્ષે निमित्ताष्टांगबोधिनी નામે સંહિતા રચી છે ને બીજા બંધુ જિનયશસે विश्रान्तविद्याधरवर નામે વ્યાકરણ ગ્રંથ રચ્યો છે. આ જ અરસામાં ધનેશ્વરસૂરિએ शत्रुंजय-माहात्म्य રચ્યું; પાછળથી તેમાં કુમારપાળના સમય સુધીના કેટલાક ઉમેરા દાખલ થયેલા માલમ પડે છે.

વલભીપુરના નાગરિકો માત્ર વિદ્યાવ્યાસંગમાં લીન રહેતા નહોતા; ધર્મોપાસનાના ક્ષેત્રમાં પણ વલભીપુરે ઘણી

સારી પ્રગતિ કરી હતી. વલભીપુરના રાજાઓ અનેક સંપ્રદાયને ઉત્તેજન આપતા હતા ને બ્રાહ્મણો, દેવાલયો ને વિહારોને કાયમી આવક મળતી રહે તે હેતુથી ગામ, ખેતર, વાવ કે કૂવાનું ભૂમિદાન આપતા રહેતા હતા. આથી આનંદપુર (વડનગર) ને દશપુર (મંદસોર) જેવા દૂર દૂરના નગરથી બ્રાહ્મણો વલભીપુર આવવા પ્રેરાતા હતા. બ્રાહ્મણો વેદનું અધ્યયન કરીને પંચ મહાયજ્ઞાદિ ધાર્મિક ક્રિયાઓ નિયમિત કરતા હતા. વલભીપુરનાં દેવાલયોમાં દેવપૂજા ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય એ પંચોપચાર પ્રમાણે થતી હતી ને તે પછી વાદ્ય, ગીત ને નૃત્યનો પણ સમારંભ રાખવામાં આવતો. વલભીના રાજાઓ માહેશ્વર હોવાથી વલભીપુરમાં શિવનાં અનેક દેવાલયો હતાં. પ્રાચીન વલભીપુરનાં ખંડેરોમાંથી અનેક ભવ્ય શિવલિંગ અને નંદિની પ્રતિમાઓ મળી આવી છે. મહારાજા ધરપટ્ટ પરમ આદિત્યભક્ત હતા તે પરથી જણાય છે કે વલભીપુરમાં સૂર્યદેવનું પણ દેવાલય હોવું જોઈએ. તેવી રીતે મહારાજા ધ્રુવસેન પહેલા પરમ ભાગવત હતા. તે પરથી વલભીપુરમાં વિષ્ણુનું પણ દેવાલય હોવાનું જણાય છે. તામ્રપત્રોમાં વિષ્ણુ ને વિષ્ણુના અવતારને લગતા અનેક ઉલ્લેખ આવે છે.

વલભી રાજ્યમાં બૌદ્ધ સંઘને પણ ઘણું ઉત્તેજન મળતું હતું. વલભીપુરમાં બૌદ્ધ વિહારોનાં બે મહામંડળો હતાં–એક ભિક્ષુઓના સંઘ માટે ને બીજું ભિક્ષુણીઓના સંઘ માટે. ભિક્ષુઓના વિહારમંડળને દુદ્દાવિહારમંડલ કહેતા ને ભિક્ષુણીઓના વિહારમંડલને યક્ષશૂરવિહારમંડલ કહેતા. દુદ્દાવિહારમંડલનો દુદ્દાવિહાર મહારાજા ધ્રુવસેન પહેલાની ભાણી દુદ્દાએ બંધાવ્યો હતો. દુદ્દા બુદ્ધની પરમ ઉપાસિકા હતી. દુદ્દાવિહારમંડલમાં આ ઉપરાંત આચાર્ય ભદન્ત બુદ્ધદાસનો વિહાર, વાણિજ કક્ક મંડિલનો વિહાર, ગોહકનો વિહાર, આચાર્ય ભદન્ત સ્થિરમતિએ બંધાવેલો બપ્પપાદીય વિહાર ને આચાર્ય ભિક્ષુ વિમલગુપ્તનો વિહાર હતો. યક્ષશૂર વિહારમંડલમાં યક્ષશૂરનો વિહાર, સામન્તકુલની પૂર્ણભટ્ટાનો વિહાર ને વણિક અજિતનો વિહાર હતો. મહારાજા શીલાદિત્ય પહેલાએ પોતાના મહેલની બાજુમાં વિહાર બંધાવ્યો હતો. તેની શિલ્પકળા પાછળ શિલ્પીઓએ પોતાની તમામ નિપુણતા અજમાવી હતી. તેમાં સાત બુદ્ધોની પ્રતિમાની પ્રતિષ્ઠા કરવામાં આવી હતી. આ રાજા દર વર્ષે મોક્ષ પરિષદ ભરતો ને તેમાં ચારે દિશાથી આવેલા ભિક્ષુઓને અમૂલ્ય દ્રવ્યોનું દાન કરતો. આ રિવાજ વલભીપુરમાં ઘણાં વર્ષ સુધી ચાલુ રહ્યો હતો. સમ્રાટ હર્ષવર્ધન પણ પ્રયાગમાં દર પાંચ વર્ષે આવી મોક્ષ પરિષદ ભરતો. તેની છઠ્ઠી મોક્ષ પરિષદ પ્રસંગે હાજર રહેલા રાજવીઓમાં સમ્રાટના જમાઈ તરીકે વલભીપતિ મહારાજા ધ્રુવસેનનું સ્થાન મોખરે હતું.

જૈન ધર્મના શ્વેતાંબર સંપ્રદાયની ઉત્પત્તિ વલભીપુરમાં થઈ ગણાય છે. બૃહત્કથાકોશમાં તો આની સાથે વલભીપુરની રાણી ચંદ્રલેખાનું નામ સાંકળવામાં આવ્યું છે. જૈન આગમની વાલભીવાચના પરથી વલભીપુરમાં જૈન ધર્મના અભ્યુદય વિષે વિશેષ પુરાવો મળે છે. મલ્લવાદીના વાદવિવાદે જૈન ધર્મને પુનર્વિજય અપાવ્યો હતો. શત્રુંજય-માહાત્મ્યના લેખક ધનેશ્વ સૂરિએ વલભીના મહારાજા શીલાદિત્ય પાસે શત્રુંજય તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો કહેવાય છે. વલભીનો વિનાશ થવાનો ભય જણાતાં વલભીપુરની જિન પ્રતિમાઓ અન્ય સલામત સ્થળોએ લઈ જવામાં આવી હતી. તેમાં ચંદ્રપ્રભા ને અંબાની પ્રતિમા દેવપત્તન (સોમનાથ પાટણ), મહાવીરની પ્રતિમા શ્રીમાલ (ભીનમાળ), ઋષભદેવની પ્રતિમા કાશદ્રહ (કાસીંદ્રા) પાર્શ્વનાથની પ્રતિમા હારિજ ને વલભીનાથની પ્રતિમા શત્રુંજય લઈ જવામાં આવી હતી.

વલભીપુરમાં મૈત્રક રાજાઓનાં અનેક દાનપત્રો મળ્યાં છે. તેના તામ્રપત્રોની રાજમુદ્રા પર શિવના નંદિની છાપ જોવામાં આવે છે. વલભીપુરના સિક્કાની પાછલી બાજુ પર ત્રિશૂળની આકૃતિ હોય છે. વલભીપુરની પ્રાચીન પ્રતિમાઓમાં સિદ્ધેશ્વર મહાદેવના મંદિરમાંનું વિશાળ ભવ્ય લિંગ ને તેને અનુરૂપ નંદિની પ્રતિમા ખાસ જોવાલાયક છે. પીંડિકાની સપાટી પરનો લિંગનો રુદ્રભાગ ૩। ફૂટ જેટલો ઊંચો છે ને બેઠેલા નંદિની પ્રતિમા લગભગ ૮ ફૂટ જેટલી લાંબી છે. આ ઉપરાંત બુદ્ધેશ્વર મહાદેવ, પ્રગટનાથ મહાદેવ ને બીડભંજન મહાદેવની પ્રતિમા પણ પુરાતન નગરની છે. વલભીપુરના સ્થાનિક સંગ્રહસ્થાનમાં લગભગ ૪૫ પુરાતન અવશેષોનો સંગ્રહ જોવામાં આવે છે. તેમાં મોટે ભાગે તામ્રપત્રો, રાજમુદ્રાઓ, શિલાલેખો, બૌદ્ધ મુદ્રાઓ, પ્રતિમાઓ, નંગ, ઈંટો ને નળિયાં વગેરેનો સમાવેશ થાય છે. વલભીપુરના બીજા કેટલાક અવશેષો ભાવનગર, રાજકોટ ને મુંબઈનાં સંગ્રહસ્થાનોમાં છે. વલભીપુરનાં ખંડેરોના

ખોદકામનો એક નાનો પ્રયોગ ૧૯૩૦ માં ઘોડાદમન તળાવ પાસે કરવામાં આવ્યો હતો. તેમાં મળેલા ઘણા અવશેષો મુંબઇના ઇન્ડીઅન હિસ્ટોરિકલ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટના સંગ્રહ-સ્થાનમાં રાખવામાં આવ્યા છે. આ સંગ્રહમાં ઇંટો, નળિયાં, ઊખળ, બૌદ્ધ મુદ્રાઓ, માટીનાં વાસણો, સ્તૂપની હર્મિકા ને કેટલીક પાષાણ પ્રતિમાઓ જોવામાં આવે છે.

વલભીપુરનાં સંસ્મરણોમાં વલભી સંવત મહત્ત્વનું સ્થાન ધરાવે છે. સુરાષ્ટ્રમાં ગુપ્ત રાજાઓના સમયમાં ગુપ્ત સંવતનો ઉપયોગ શરૂ થયો હતો. આ પદ્ધતિની જગાએ સુરાષ્ટ્રમાં ચાલતી કાર્તિકાદિ વર્ષની પદ્ધતિ અપનાવી વલભી રાજ્યે એ સંવતનો ઉપયોગ ચાલુ રાખ્યો. આ પદ્ધતિવાળા ગુપ્ત સંવતને 'વલભી સંવત'નું નામ આપવામાં આવ્યું. વલભી રાજ્યનાં તામ્રપત્રો આ સંવતના વર્ષ ૧૮૩ થી ૪૪૭ સુધીનાં છે. વલભી રાજ્યના વિનાશ પછી લગભગ પાંચસો વર્ષ સુધી વલભી સંવત સુરાષ્ટ્રમાં વપરાતો હતો.

ગુજરાત–સૌરાષ્ટ્રની કેટલીક જ્ઞાતિઓની ઉત્પત્તિ સાથે વલભીપુરનું નામ સંકળાયલું છે. વાળાઓનું નામ વલભીના અપભ્રંશ 'વળા'માંથી ઊતરી આવ્યું છે. કાયસ્થોમાં વાલમ કાયસ્થની શાખા છે, તેનો મૂળ પુરુષ વલભીનો અમાત્ય કલાદિત્ય મનાય છે. વાલમ બ્રાહ્મણો પણ પોતાનું મૂળ સ્થાન વલભીપુર માને છે ને તેમની કુળદેવીની પુનઃ પ્રતિષ્ઠા તાજેતરમાં વલભીપુરમાં જ કરવામાં આવી છે.

સૌરાષ્ટ્ર સરકાર આ પુરાતન નગરના અવશેષોનું ખોદકામ હાથમાં લે, તો તેનાં ખંડેરોમાંથી તેનો ઘણો ખજાનો હાથ લાગે તેમ છે.



## વાદળનાં અંધારાં

**શ્રી ઉસિત બૂચ**

બિહાગ

વાદળનાં અંધારાં, ઊતર્યાં વાદળનાં અંધારાં;
પળમહીં તો પથરાણાં, ગહરાં વાદળનાં અંધારાં.

અવનીને લોચનિયે અંજન,
મોરપપીહાનું મનરંજન,
અભિસારે અજવાળાં; ગહરાં૦

ફરફરતાં પર્ણો, ગિરિ પુલકે,
જગ જાગે વીજલને ઠમકે,

જીવનથી ઉભરાતાં; ઊતર્યાં૦

દિશદિશમાં પથરાણાં, ગહરાં વાદળનાં અંધારાં;
શ્યામ છતાં રઢિયાળાં, ઊતર્યાં વાદળનાં અંધારાં.

## શરદ ઋતુ

**શ્રી જયન્ત પાઠક**

શરદ ઋતુની રમ્ય રજની
અનિલલહરીઓ ધીમી ધીમી

વહી આવે, લાવે સુરભિ ઊઘડેલાં કુમુદની,
સરંતી શુક્લાંગી ગગનસર જ્યોત્સ્ના પૂનમની.

રગરગ ચઢે ઉત્સવનશો
દગ સમીપ સૃષ્ટિફલકશો

વહે મુક્તાનંદે સલિલ ઉરનાં સ્વચ્છ નીતર્યાં.
ચઢેલાં વર્ષાનાં વિરહ જલપૂરો દૂર સર્યાં,

પીળાં શાલિક્ષેત્રો
સ્ફુરે શાં નક્ષત્રો

રહી સ્પર્શી જાણે ઝલક જગને ચેતનતણી,
સૂતેલી આત્માની સજગ થતી શુભ્રોજ્જવલકણી.



# રાજ્ય અને વ્યક્તિ

શ્રી હરકાન્ત શુક્લ



**હિંદમાં** સ્વાતંત્ર્ય પ્રાપ્તિ પછી દરેક માણસ આજે પોતાના અધિકારો અને હકકો માટે જાગ્રત થયો છે. પ્રજાશાહીનો જે રાજ્યપ્રકાર હિંદે અપનાવેલ છે તેમાં વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર વધુ ભાર મૂકવામાં આવે છે એટલે રાજ્ય અને વ્યક્તિ વચ્ચે કેવો સંબંધ રહે છે તે જાણવાની સહજ ઉત્કંઠા ઉદ્ભવે.

**કુદરત:** રાજ્ય વિષે કાંઇ પણ વિચાર કરીએ તે પહેલાં કુદરતનો વિચાર કરવો ઘટે. માણસ પોતે કુદરતનો જ એક વિભાગ છે, છતાં પણ સામાન્ય રીતે કુદરત અને તેના કાયદાઓને પારખી શકતો નથી. મનુષ્યજીવનમાં જન્મ અને મૃત્યુ એ બે એવા પ્રસંગો છે કે જે માણસ કોઇ દિવસ અટકાવી શકે નહિ. વખતે થોડા દિવસો મૃત્યુ અટકાવાય પણ જન્મ તો હરગીઝ નહિ. કયાં, કયારે અને શું તરીકે જન્મવું એ માણસના હાથ બહારની વસ્તુ છે. જન્મ્યા પછી પણ આનુવંશિક સંસ્કારો, ભૌગોલિક હવામાન, કૌટુંબિક પરિસ્થિતિ તથા સમાજની અસર માણસના ઘડતર ઉપર અદૃશ્ય રીતે અસર કરે છે. કુદરત એક જબ્બર યોજના છે જેનું સંચાલન નિયત નિયમો મુજબ જ થાય છે. આ નિયમોને માન આપીને જ વ્યક્તિ જીવી શકે. નાનું એવું જંતુ અને માણસ બન્નેએ સમાન રીતે આ કાયદાઓ સ્વીકારવા પડે છે. કુદરત સામે સ્વતંત્રતાનો બળવો પોકારવો એટલે સચોટ સજા માટે તૈયાર રહેવું. કુદરત લોકશાહીમાં માનતી નથી. કુદરતની સરમુખત્યારી કોઇ અજબ છે.

**સમાજ:** કુદરત પછી બીજી સંસ્થા સમાજની છે. સમાજ એ માણસોની સંઘનિવૃત્તિનું પરિણામ છે. જેમ શરીરમાં અનેકવિધ કાર્યો જુદી રીતે થાય છે, છતાં મૂળગત એકતા અને સંવાદ જોવામાં આવે છે, તેમ પ્રગતિમાન સમાજમાં તેના સભ્યોની પ્રવૃત્તિઓ વચ્ચે એક જાતની મૂળભૂત એકતા જોવામાં આવે છે. સમાજ-સ્વાતંત્ર્ય એટલે ઠીક પડે તેમ વર્તવાની છૂટ નહિ પણ એક જાતનું શિસ્તબદ્ધ અને વ્યવસ્થિત જીવન. જો કે સમાજસભ્યોની પ્રવૃત્તિઓ અને કાર્યો વિવિધ હોય છે, છતાં તેની અંતર્ગત એકતાને કદાપિ વાંધો આવતો નથી. સમાજ એ માણસોની બનેલી એક એવી સંસ્થા છે કે જેમાં તેના સભ્યો પોતપોતાની જરૂરિયાત સંતોષવા સાથે મળીને રહે છે, સમાજનું બળ રૂઢી, પ્રથા, સમજૂતી અને સામાજિક અસહકારમાં સમાયેલ છે. આપણે ત્યાં નાતો છે તે સામાજિક સંસ્થાનો એક વિભાગ છે. સમાજનું વધુ કાયદેસર અને વ્યવસ્થિત સ્વરૂપ તે રાજ્ય છે.

**રાજ્ય:** રાજ્યનું મહત્ત્વનું કાર્ય રાજ્ય અને વ્યક્તિ તેમજ વ્યક્તિ અને વ્યક્તિ વચ્ચેના સંબંધો વ્યવસ્થિત કરવાનું છે, સૌથી સરસ રાજ્ય એ કે જ્યાં તમામ માણસોને વધુમાં વધુ સુખ, સલામતી અને સગવડ મળી શકે. આ બધું આપવા માટે રાજ્યને કાયદા કરવા પડે છે અને રાજ્યના સભ્યો પાસે આ કાયદાઓ પળાવવા પડે છે અને આમ કરવામાં વ્યક્તિગત સ્વાતંત્ર્યનો સવાલ ઉભો થાય છે.

**સ્વાતંત્ર્ય:** વ્યક્તિસ્વાતંત્ર્ય માટે કાંઇ પણ કહેવામાં આવે તે પહેલાં સ્વાતંત્ર્ય શું છે તે જાણવું જોઇએ. સ્વાતંત્ર્યના જુદા જુદા અર્થ થાય છે. કેવળ સ્વાતંત્ર્ય એટલે ઠીક પડે તેમ ઇચ્છવું અને તે ઇચ્છા મુજબ ઠીક પડે તેમ વર્તન ચલાવવું, પણ દરેક વ્યક્તિ એક જ વસ્તુ માટે ઇચ્છા રાખે તો કોઇ પણ તેનો ઉપભોગ ન કરી શકે અને પરિણામે ઝગડો થાય, એટલે આવું નિરંકુશ સ્વાતંત્ર્ય જે કેવળ સ્વચ્છંદતા કહી શકાય તે રાજ્યની મદદથી કે મદદ વિના મળી શકે નહિ. દરેક માણસને બીજા માણસોની સાથે રહેવાનું છે અને સ્વાતંત્ર્ય પણ સાથે રહીને જ ભોગવવાનું છે એટલે બીજાની સ્વાતંત્ર્ય-મર્યાદા ઉપર આક્રમણ કર્યા વગર જેટલું સ્વાતંત્ર્ય

ભોગવાય તેટલું જ ભોગવવાનું રહ્યું. હર્બર્ટ સ્પેન્સરની સ્વાતંત્ર્યની વ્યાખ્યા ખૂબ જ પ્રસિદ્ધ છે. તે કહે છે કે "Every man is free to do that which he wills, provided he infringes not the equal freedom of another" "બીજાના સ્વાતંત્ર્ય અધિકારો ઉપર તરાપ માર્યા વગર દરેક માણસ ઠીક પડે તેમ સ્વાતંત્ર્ય ભોગવી શકે છે."

વ્યક્તિઓની અનેકતા અને તેની ઇચ્છાની વિવિધતા ધ્યાનમાં રાખીને રાજ્યને કાયદા કરવાના હોય છે. રાજ્ય હંમેશાં વ્યક્તિ કરતાં સમૂહ ઉપર વિશેષ ખ્યાલ રાખે છે. કાયદાઓ કરતાં રાજ્યે ખ્યાલ રાખવાનો કે વ્યક્તિના સ્વાતંત્ર્યહક્કો અને રાજ્ય સત્તાના અંકુશો વચ્ચે એવી સમતુલા જળવાઈ રહે કે દરેક વ્યક્તિને પોતાનું વ્યક્તિત્વ ખીલવવા અવકાશ રહે. વ્યક્તિસ્વાતંત્ર્ય ગમે તેટલા પ્રમાણમાં હોય, પણ જ્યાં સુધી દરેક વ્યક્તિને વ્યક્તિગત વિકાસ સાધવા સ્વાતંત્ર્ય અને સમાન તક ન મળે ત્યાં સુધી આવા સ્વાતંત્ર્યનો કાંઈ અર્થ રહેતો નથી. મીલમજૂરને વ્યક્તિસ્વાતંત્ર્યમાં શો રસ મળશે? શકિત હોય છતાં બેકાર ફરતા માણસને વ્યક્તિસ્વાતંત્ર્યના અધિકારો શા કામના? ભૂખે મરતા માણસને મતાધિકારમાં કયો રસ જાગે? અજ્ઞાન અને ગરીબીમાં સબડતી પ્રજાને વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર સ્થાપેલ પ્રજાતંત્રમાં કેમ રસ થાય એ હિંદ માટે મહત્વનો પ્રશ્ન છે. સાચું પ્રજાતંત્ર જોઈતું હોય તો વ્યક્તિને સુધારવી પડશે. નીતિમત્તા અને તે પણ દેશવ્યાપક નીતિમત્તા હોય, દેશવ્યાપક શિસ્ત અને સ્વદેશપ્રેમ હોય ત્યાં જ સાચી લોકશાહી વિકસે છે. આમ કરવામાં વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર થોડાક અંકુશો મૂકવા પડે છે, પણ સમાજના વધુ હિત માટે થોડુંક વ્યક્તિહિત જતું કરવું પડે તો દરેક વ્યક્તિએ તૈયાર રહેવું જોઈએ.

**રાજ્યધર્મ :** રાજ્યનો મુખ્ય ધર્મ વધુમાં વધુ પ્રજાજનોને વધુમાં વધુ સુખ, સલામતી અને સગવડ આપવાનો છે. રાજ્યને સમૂહગત સુખ તરફ વધુ ખ્યાલ આપવાનો રહે છે. આ સમૂહગત સુખ આપવાના સિદ્ધાંતમાં વ્યક્તિસ્વાતંત્ર્યના હક્કો ઉપર આક્રમણ આવવાનો ભય રહે છે.

**વ્યક્તિસ્વાતંત્ર્ય:** દરેક વ્યક્તિ પોતાનું વ્યક્તિત્વ વિચાર, વાણી અને વર્તનથી વ્યક્ત કરે છે. આ ક્રિયામાં બીજા કોઈથી મૂકાતો અંકુશ તેને રુચતો નથી. દરેક વ્યક્તિને ઠીક પડે તે ધર્મ પાળવાના અધિકારો હોય છે. આ ઉપરાંત રાજકીય બાબતમાં ભાગ લેવાનો, મતાધિકાર, વાણી, વિચાર અને ભેગા મળવાના પ્રાથમિક અધિકારો હોય છે તેમજ ઠીક પડે તે ધંધો કરી જીવનવ્યવહાર ચલાવવાની છૂટ હોય છે. આ બધાં વ્યક્તિસ્વાતંત્ર્યનાં મુખ્ય તત્વો છે, પણ રાજ્ય એટલે ગાઢ, ઘીચ, ઠીક પડે તેમ ઉગી નીકળતાં ઝાડોનું એક જંગલ નથી, પણ દરેકે દરેક છોડ અને ઝાડને વ્યવસ્થિત રીતે રોપી તેની કાળજીપૂર્વક જ્યાં સંભાળ રાખવામાં આવતી હોય તેવું સુન્દર અને સુયોજિત એક જીવનઉદ્યાન છે.

**અરાજકતાવાદ :** મહાભારતમાં ઉલ્લેખ છે કે પ્રથમ રાજ્ય જેવું કશુ હતું જ નહિ દરેકે દરેક માણસ પોતાના ધર્મો બરાબર પાળતો અને એકબીજા વચ્ચે એવો સુમેળ રહેતો કે રાજ્ય જેવી વસ્તુની જરૂર જ ન પડી, પણ સમય જતાં બહુ બળવાન માણસો નબળા ઉપર આધિપત્ય જમાવવા લાગ્યા અને આ પરિસ્થિતિને મત્સ્યન્યાય તરીકે વર્ણવેલ છે, જેનો અર્થ આજની દુનિયામાં ખૂબ જ સુવિદિત છે. યુરોપમાં પણ ગોડવીન, પ્રુધૉ, પ્રાઉધન, ક્રોપોટકીન, ટોલ્સ્ટોય વગેરે ચિંતકોએ જણાવેલ છે કે રાજ્ય એ બિનજરૂરી અનિષ્ટ છે. 'રાજ્ય છે, કારણ કે ગુન્હાઓ છે' અને ગુન્હા ઉપર અસ્તિત્વ ધરાવતું રાજ્ય અનીતિમાંથી ઉદ્‌ભવે છે. રાજ્ય એ તો સાચું પૂછો તો જેના હાથમાં સત્તા આવી હોય છે તેના હાથ મજબૂત કરવાનું એક અનિષ્ટ સાધન છે. માણસની અંતર્ગત ભલમનસાઈ અને માણસાઈ ઉપર શ્રદ્ધા રાખવી જોઈએ. માણસના વ્યક્તિત્વના વિકાસ આડે આવતા બધા અંકુશો તેમને માન્ય નથી.

**વ્યક્તિવાદ**—યુરોપમાં ૧૯ મી સદી એ લોકશાહીની સદી ગણાય છે. આદમ સ્મીથ, બેન્થામ, રીકાર્ડો, જ્હોન સ્ટુઅર્ટ મીલ, જેમ્સ મીલ, હર્બર્ટ સ્પેન્સર વગેરે લેખકોએ યુરોપના રાજકીય વિચારો ઉપર ન ભૂંસી શકાય તેવી છાપ પાડી છે. આ બધા વ્યક્તિવાદ અને સ્વતંત્ર હરીફાઈ ઉપર ભાર મૂકે છે. તેઓ માને છે કે 'રાજ્ય એ બિનજરૂરી અનિષ્ટ નહિ, પણ જરૂરી અનિષ્ટ છે' અને રાજ્યે વ્યક્તિગત વિકાસ આડે આવતાં તમામ આવરણો દૂર કરવા મદદ કરવી જોઈએ. સ્વતંત્ર હરીફાઈ કરી ગમે તેટલું ધન મેળવી માણસ ગમે તે રીતે તેનો ઉપભોગ કરી શકે છે. વ્યક્તિવાદ ઉપર સ્થાપેલ મૂડીવાદી લોક-

શાહીમાંથી જ્યારે શાહીવાદ જન્મ્યો ત્યારે જગતના રાજકારણમાં નવો જ પલટો આવ્યો. ગત બે યુદ્ધના પરિણામે ૧૯મી સદીનો વ્યક્તિવાદ આજે ફૂટી ગયેલ ફટાકડા જેવો થઇ ગયેલ છે. આજે સમાજવાદે જોર પકડ્યું છે, મુઠ્ઠીભર માણસો બીજાને ભોગે આનંદ કરે અને મોટો ભાગ ગધ્ધાવૈતરૂં કરે તે આજે અસહ્ય થઇ પડેલ છે. ડાર્વિન અને સ્પેન્સરના વાદો આજે ભાંગીને ભૂક્કા થઇ ગયા છે આજે દરેક માણસ કહે છે કે 'મને જીવવાનો અધિકાર છે અને મને જીવાડવા માટે રાજ્યે પ્રબંધ કરવો જોઇએ. બાળક જન્મે ત્યાંથી મરે ત્યાં સુધી રાજ્યના કાયદાઓથી તેને આવરી લેવાયો હોય છે. આજના રાજ્યનું ક્ષેત્ર અને તેના ધર્મો અનેક રીતે વધી ગયા છે. આજે ભલે જગતમાં નિરાશા દેખાય, પણ મનુષ્ય વ્યષ્ટિમાંથી સમષ્ટિ તરફ જવા એક ડગલું આગળ માંડી રહ્યો છે. આજે મૂડીવાદી લોકશાહીને વ્યક્તિવાદના ઓઠા હેઠળ જીવવું હશે તો વ્યક્તિવાદ જનકલ્યાણના માર્ગને પ્રેરનારો હશે તો જ તે ચાલી શકશે. માણસ કરતાં સમાજ મોટો છે. સમાજહિતમાં જ વ્યક્તિહિત સમાએલું છે. આ બધું સમજવા હિન્દના પ્રજાજને યુરોપ તરફ મીટ માંડવાની નથી. હિન્દને કેવી લોકશાહી રૂચશે, હિન્દનો રાજકીય આદર્શ શું હતો તે સમજવું હોય તો હિન્દના પ્રાચીન રાજ્યનીતિ-શાસ્ત્રનો અભ્યાસ કરવો પડશે.

**હિન્દનો રાજકીય આદર્શ:** વ્યક્તિવાદ અને સમાજવાદ વચ્ચે ઝોલાં ખાતું જગત આજે યુરોપીય નેતાગીરી નીચે અંધકારમાં ગોથાં ખાય છે. જડવાદી સંસ્કૃતિના મોહમાં અટવાયેલા રાજકીય જગતને ગાંધીજીના સિદ્ધાંતોએ નવું જ માર્ગદર્શન કરાવ્યું. આજે પણ જગતને આશાનું કિરણ હિન્દમાંથી જ મળ્યું છે. હિન્દને આદર્શો મેળવવા બીજા પાસે યાચના કરવા જવાની જરૂર નથી. માત્ર તે અંતર્મુખ બની શકે તો ઘણું એવું અમૂલ્ય વિચારધન મળી શકે તેમ છે. ધર્મ એ આપણા જીવનની ભૂમિકા છે અને રાજ્યના પાયા પણ એના ઉપર જ ચણાયા છે. નીતિ, ધર્મપ્રેમ અને સત્યના સિદ્ધાંતો પર રચાયેલ રાજ્ય વ્યક્તિની પૂર્ણતા માટે નહિ, પણ સમષ્ટિની પૂર્ણતા માટે ફરજો બજાવે ત્યારે જ સાચું રાજ્ય બને. વ્યક્તિવિકાસ સાચો ત્યારે જ થયો ગણાય કે જ્યારે સમાજહિતની સાધના માટે તે સ્વાર્થહીન બને. વ્યક્તિ અને રાજ્ય બન્નેના અવલંબનનું મૂલ્યાંકન તે ધર્મ અને જનકલ્યાણ માટે કેટલી સેવા આપી શકે છે તે ઉપરથી જ થઇ શકે છે. આજે હિન્દને યુરોપીય વાદવિવાદના વમળમાં ઘસડાઇ જવું ન હોય પણ પોતાનું સાચું વ્યક્તિત્વ જાળવી માત્ર એશિયાની નહિ, પણ યુરોપના રાજકીય વિચારોની નેતાગીરી લેવી હોય તો આપણાં પ્રાચીન મૂલ્યાંકનોને નવી દષ્ટિએ તપાસી તેને જીવનમાં ઉતારવાં પડશે. જડવાદમાં ગળાં સુધી ડૂબી ગયેલ અમેરિકા અને યુરોપમાં આજે વ્યક્તિગત કે પ્રજાગત શાંતિનો અભાવ છે. આ શાંતિની કૂંચી હિંદના આધ્યાત્મવાદમાં છે અને એ કૂંચી ગોતી તેનો અણુખૂટ ભંડાર જગત પાસે રજૂ કરવા દરેક હિંદીએ બળવાન પ્રયત્ન કરવો ઘટે.

## નૂતન વર્ષે

અનામી

(૧)

નિરાશાનાં આ શાં ઘનતિમિર જામ્યાં જગતમાં,
અરે જેથી વિશ્વે ગ્રહણ કરી આ દારુણ દશા!
શકે સેવી આશા, સપન નવ હાર્યાં શતવશા!
નવા વર્ષે સ્વપ્નો કર ગહન સત્યો જીવનમાં.

(૨)

નિશા વહે પ્રતિ પળે દિનની દિશામાં,
પ્રત્યેક ઓટ ભરતી ગમ પન્થ પાડે;
જે રુદ્ર તે શિવ, અનિષ્ટ શું ઇષ્ટવાસ?
શ્રદ્ધાભર્યું નવલ વર્ષ ભરો સુવાસ!

(૩)

જેવા વસે ગગન-આંગણુ કોટિ તારા,
જેવાં હસે ફુલ વને વહી ગંધધારા;
જેવાં લસે સ્મૃતિ-તરુ ભરી દિલકયારા,
તેવાં ઉગો નવલવર્ષ પ્રભાત તારાં!

(૪)

સૌન્દર્યના, ધીરજના વળી ભવ્યતાના,
આનંદના, અદમશકિત તણા અગમ્ય
સંદેશ જ્યાં લગી ઝીલે ઉર પ્રેરણાના;
સન્ધ્યા, ઉષા, અરુણ, સિન્ધુ, ગિરિ, વનેથી
પૃથ્વી, અનન્ત વળી માનવની કનેથી
ત્યાં સુધી જીવનનું યૌવન, મૃત્યુ કેતું?

પામે મૃત્યુ જૂનું વર્ષ, જન્માવી નવ વર્ષને,
પામો યૌવન, શ્રી ને ધી, આ નવા ભાનુદર્શને.



# દ્વિપક્ષી રાજકારણ



શ્રી દેવવ્રત નાનુભાઇ પાઠક

છેલ્લા વિશ્વયુદ્ધ પછી દુનિયાના રાજકારણમાં જે મુખ્ય બળો કામ કરી રહ્યાં છે તેની આમૂલ સમાલોચના કરવાનો આ એક નમ્ર પ્રયાસ છે. રાજકારણ એ એક જ કદાચ એવો વિષય છે કે જેમાં દરેક માણસને ચોક્કસ અને ખરો ખોટો પણ અભિપ્રાય હોય છે. તેને માટે તેને રાજકારણનાં થોથાં ઉથલાવવાં પડતાં નથી. પ્લેટો, એરિસ્ટોટલ કે કૌટિલ્ય વાંચવા પડતા નથી પણ આજે તો રાજકારણના અભ્યાસી તેમ જ બિનઅભ્યાસી માટે એક વિષમ પરિસ્થિતિ ઉભી થઇ છે. સર્વ કોઇના મનમા એક જાતની મૂંઝવણ છે, ઉદ્વેગ છે, દુનિયા કઇ તરફ ધસડાઇ રહી છે તેની ઉંડે ઉંડેની વિમાસણ છે. આ પરિસ્થિતિનું મૂળ કારણ તો લડાઇના વર્ષોમાં સેવેલી આશાઓ, ધારણાઓ અને કલ્પનાઓ બર આવી શકી નથી તે છે. વિગ્રહવિરામને આજે ચાર વર્ષ વિત્યાં છે, છતાં જર્મની અને જાપાન સાથે સંધિની ગરતો થઇ નથી. ચીન, કોરિયા, જાપાન, ઇન્ડો-ચાઇના, ઇન્ડોનેશિયા, મલાયા, બર્મા, પેલેસ્ટાઇન, ગ્રીસ-એક યા બીજા કારણે અશાન્તિના ભોગ બન્યાં છે. દરેક યુગ પોતાના સમયની મુશ્કેલીઓને અને યાતનાઓને હોય છે તેનાથી કંઇક વધુ મોટું સ્વરૂપ આપે છે તે સાચું છે, છતાં આજના યુગની સમસ્યાઓ અભૂતપૂર્વ છે અને તેથી જ વધુ ગંભીર છે.

પહેલા વિશ્વયુદ્ધના સંહાર પછી પણ યુદ્ધ જીતેલાં રાષ્ટ્રોની સ્થિતિ આજે છે તેટલી વિષમ નહોતી. એટલું જ નહિ, દુનિયામાં સ્હેજે એથી પાંચ છ મોટાં રાજ્યો હતાં કે જેનું દુનિયામાં વજન પડતું. બ્રિટન, ફ્રાન્સ, જાપાન, અમેરિકા, ઇટલિ વગેરેની ગણતરી થતી. થોડા જ વખતમાં જર્મની, ઇટલિ અને રશિયાનો આમાં ઉમેરો થયો. જર્મની અને ઇટલિ પગભર થયાં; એટલું જ નહિ પણ દુનિયાની શાન્તિ જોખમાવી શકે તેટલાં બળવત્તર પણ બન્યાં. એ દિવસોનું રાજકારણ આજના કરતાં વધુ ઉદાત્ત અને નીતિમય હતું એમ કહેવાનો ઇરાદો નથી, પણ એ વખતે એવું એક પણ રાજ્ય નહોતું કે જે પોતાના બળ ઉપર વિશ્વાસ રાખીને જ યુદ્ધ શરૂ કરી શકે અને તેને સાંગોપાંગ પાર ઉતારી વિજય મેળવે. હા, એ સાચું છે કે છેલ્લા વિશ્વયુદ્ધની જવાબદારી મુખ્યત્વે કરીને જર્મનીને શિરે છે, પણ જર્મનીએ યુદ્ધ શરૂ કર્યું ત્યારે ઇટલિ-જાપાનની મદદની તેને ખાતરી હતી. બ્રિટન રશિયા વચ્ચે સમજૂતી કરવાનો તેણે અથાગ પ્રયત્ન કરેલો અને છેવટે રશિયા સાથે થોડા વખત પૂરતા હાથ મિલાવ્યા. ટૂંકમાં બ્રિટન, જાપાન, ઇટલિ, રશિયા વગેરે કઇ તરફ ઢળશે તેની ઉપર યુદ્ધનો મદાર બંધાયેલો. યુરોપીય લડાઇમાં અમેરિકા તટસ્થ રહેશે એમ જર્મનીનું માનવું હતું. આ પ્રત્યેક રાજ્યની મૈત્રિ કે દુશ્મનાવટ યુદ્ધની હારજીતમાં કાંઇક નિશ્ચિયાત્મક પલટો લાવી શકે તેવી પરિસ્થિતિ હતી.



પણ આજની પરિસ્થિતિ જુદી છે. છેલ્લું વિશ્વયુદ્ધ એક અસામાન્ય યુદ્ધ હતું અને તેનાથી ઉભી થયેલી પરિસ્થિતિ એટલી જ અસામાન્ય છે. આજે જર્મની અને જાપાન હારેલાં રાજ્યો છે. જર્મની તો પૂર્વ અને પશ્ચિમ એમ રશિયા અને અમેરિકાની વચ્ચે વહેંચાઇ ગયું છે, સંગઠન અને સ્થિરતા ક્યારે મેળવશે તે કહી શકાય તેમ નથી. જાપાનમાં છેલ્લાં ચાર વર્ષથી અમેરિકન સૈન્ય કબજો લઇને બેઠું છે, ત્યાંનું નવું રાજ્યબંધારણ અને પ્રજાસત્તાકવાદનો નવો પ્રયોગ કેટલે અંશે સફળ થશે એ જોવાનું રહે છે. આ દૃષ્ટિએ ઇટલિ કાંઇક વધુ

નસીબદાર છે. એની સાથેની સંધિની શરતો—એના વિશેના ઉગ્ર મતભેદો હજી શમ્યા નથી—અમલમાં આવી છે અને દ'ગારપેરીના કુશળ રાજ્યવહીવટથી દેશમાં સ્થિરતા આવી છે, પણ આ તો હારેલાં રાજ્યોની વાત થઇ. વિજયી રાજ્યોની દશા આથી વધારે સારી નથી. ૧૯૪૪ ની મુક્તિ પછી આજ દિવસ સુધીમાં ફ્રાન્સમાં નવ સરકાર રચાઇ અને પડી ભાંગી છે. દ'ગોલની સરકાર સિવાય બીજી કોઇ સરકાર ત્રણ મહિનાથી વિશેષ સમય સત્તારૂઢ રહી શકી નથી. ફ્રાન્સની આર્થિક પાયમાલી એટલી જ ગંભીર છે. ફ્રાન્સનો જર્મની માટેનો નિરંતરનો ભય, અંદર અંદરની પક્ષાપક્ષી અને સામ્યવાદીઓ અને દ'ગોલ વચ્ચે ઝોલાં ખાતી મનોવેદનાએ ફ્રાન્સને લગભગ નિષ્પ્રાણ બનાવી મૂક્યું છે. ફ્રેન્ચ સામ્રાજ્ય પણ લડાઇના વર્ષો દરમિયાન છિન્નભિન્ન થઇ ગયું છે.

આ બધાં નબળાં રાજ્યોમાં બ્રિટન સૌથી વધુ પ્રાણવાન અને સબળ રહ્યું છે, પણ એ પહેલાનું બ્રિટન રહ્યું નથી. લડાઇ પહેલાંનું સામર્થ્ય કે સત્તા એની પાસે નથી. લેણદાર મટીને આજે એ દેવાદાર બન્યું છે. બ્રિટિશ લોકોનું જીવનધોરણ પહેલાં જેટલું વિપુલ રહ્યું નથી. આર્થિક તંત્ર પણ ખેરવાઇ ગયું છે. અમેરિકાની ગંજાવર અને શ્રેષ્ઠતર ઔદ્યોગિક શક્તિ આગળ બ્રિટન આજે ઝાંખું પડે છે. હિન્દ—બર્માએ આજે સંપૂર્ણ સ્વાતંત્ર્ય મેળવ્યું છે જ્યારે સિલોન ડોમીનિયન બન્યું છે. કૉમનવેલ્થ પણ દુનિયા ઉપર એવી વિશાળ રીતે પથરાયેલું છે કે તે માત્ર લાંબે ગાળે જ મદદરૂપ થઇ શકે. ગયા વિશ્વયુદ્ધમાં દક્ષિણ આફ્રિકાએ તો ન છૂટકે જ ભાગ લીધેલો, જ્યારે આયર્લેન્ડે તટસ્થ રહેવું પસંદ કરેલું. આજે આયર્લેન્ડ કૉમનવેલ્થનું સભ્ય રહ્યું નથી. કેનેડા, ઓસ્ટ્રેલિયા અને ન્યુ ઝીલેન્ડે સક્રિય ભાગ લીધેલો, પણ હોંગકોંગ, શીંગાપોર અને બર્માના પતનથી દીવા જેવું સ્પષ્ટ થયું કે બ્રિટન પોતાના દૂર પથરાયેલાં સામ્રાજ્યનું રક્ષણ કરી શકવા અસમર્થ હતું. કૉમનવેલ્થના એક સભ્ય હોવા છતાં કેનેડાનું ભાવિ અમેરિકા સાથે સંકળાયેલું છે. દક્ષિણ પાસિફિકમાં આવેલાં ઓસ્ટ્રેલિયા—ન્યુ ઝીલેન્ડ પણ પોતાના રક્ષણ માટે અમેરિકા તરફ જુએ છે. કૉમનવેલ્થનાં બધાં જ સભ્યોમાં ઓસ્ટ્રેલિયા તેના કૉમનવેલ્થના સભ્યપદને સૌથી વધુ અગત્ય આપે છે.

એકત્રીસ માઇલની ખાડીને લઇને યુરોપથી દૂર હોવા છતાં ઇન્ગ્લેન્ડ યુરોપીય રાજકારણથી અસ્પષ્ટ રહી શક્યું નથી, યુરોપના ઇતિહાસમાં ઇન્ગ્લેન્ડે અગત્યનો ભાગ ભજવ્યો છે. છતાં કટોકટીને વખતે ઇંગ્લેંડને માટે આ ખાડી એક આશીર્વાદરૂપ બની છે. છેલ્લા વિશ્વયુદ્ધ વખતે પણ આ ખાડીને લીધે જ બ્રિટન જર્મની સામે અજેય રહેલું. ઇલિઝાબેથના સમયની સ્પેનિશ કાફલાની હોનારત તો દરેક વિદ્યાર્થી જાણે છે. આમ ઇંગ્લેંડ યુરોપનું છે તેમજ યુરોપનું નથી. યુરોપના પલટાતા રાજકારણમાં ઇંગ્લેંડ સાધારણ રીતે નિષ્પક્ષ રહેતું. માત્ર છેલ્લી ઘડીએ-કટોકટીની પળે જ-તેણે માથું માર્યું છે અને નબળાનો પક્ષ લઇ યુરોપીય રાજકારણને સમતોલ રાખ્યું છે. "બળતુલા" (balance of power) ના આ સિદ્ધાંતથી યુરોપની તેમજ દુનિયાની શાંતિ કેટલે અંશે જળવાઇ છે તે વિવાદાસ્પદ છે. યુરોપના ઇતિહાસના અને રાજકારણના અભ્યાસીઓનું માનવું છે કે એકંદરે ૧૯મી સદીમાં યુરોપમાં બીજી સદીઓ કરતાં ઓછાં યુદ્ધ થયાં છે અને ખુવારી પણ ઓછી થઇ છે. આના કારણોમાંનું મુખ્ય ઇંગ્લેંડની તુલનાત્મક નીતિ હતી એમ આ અભ્યાસીઓનું માનવું છે. આ નીતિ વિશે સારી પેઠે લખાયું છે, પણ આ નીતિ કાર્યક્ષમ નથી, રાજ્યોનાં બળનું ચોક્કસ અનુમાન કરવું સહેલું નથી અને તે ચોકક્સ થયું હોય તો પણ પલટાતા સંયોગોમાં ભાગ્યે જ બહુ મદદરૂપ બને છે. એ ગમે તેમ હોય ઇંગ્લેંડ આ રીતે થોડા ઘણા અંશે પણ યુરોપીય રાજકારણનું નિર્માતા બની શક્યું, તેનું કારણ તેનું નૌકાબળ હતું; તેની પાછળ સામ્રાજ્યનું પીઠબળ હતું. આજે એ બન્નેમાં ઇંગ્લેંડ નબળું છે. યુરોપના રાજ્યોમાં તેને હજી પણ આગળ પડતું સ્થાન છે પણ તે યુરોપીય રાજ્યો પૂરતું જ મર્યાદિત છે.

સમગ્ર દૃષ્ટિએ જોતાં યુરોપમાં આજે પહેલાંની શક્તિ રહી નથી. છેલ્લાં બે વિશ્વયુદ્ધે તેને છિન્નવિચ્છિન્ન કરી દીધું છે. છેલ્લું વિશ્વયુદ્ધ ભલે ઠેર ઠેર લડાયું હોય, તેની મુખ્ય રણભૂમિ તો યુરોપ જ હતું ને! યુરોપે આજે પોતાનું આધિપત્ય ગુમાવ્યું છે, તેનાં કારણોમાંનું મુખ્ય તો છેલ્લાં બે વિશ્વયુદ્ધો છે. બીજું છે એશિયાની જાગૃતિ. બ્રિટને હિંદ, બર્મા અને સિલોનમાંથી વિદાય લીધી છે. ફ્રાન્સને પણ ઇન્ડો—ચાઇનાના રાષ્ટ્રીય જુવાળને એક યા બીજી રીતે સ્વીકારવાની ફરજ પડી છે. ઇન્ડોનેશિયા અને મલાયાનાં આદિવાસીઓએ ડચ અને બ્રિટિશ સામ્રાજ્યના પાયા હચમચાવી મૂક્યા છે. અર્વાચીન યુગથી માંડીને આજ દિવસ સુધી એશિયાનું ભાવિ યુરોપને હસ્તક રહ્યું છે. યુરોપની સમૃદ્ધિ,

યુરોપનું સામર્થ્ય અને યુરોપની સત્તા એશિયા ઉપરના એના અસ્ખલિત આધિપત્ય ઉપર નિર્ભર હતાં. એશિયા યુરોપનું દાસત્વ સ્વીકારવા હવે તૈયાર નથી. યુરોપીય રાજ્યોનું એક નિશ્ચેષ્ટ પ્યાદું મટીને એશિયા આજે પોતાનું ભાગ્યવિધાતા બન્યું છે. નવી દિલ્હીમાં મળેલી એશિયાઇ પરિષદોમાં નૂતન એશિયાની જાગૃતિ મૂર્તિમંત થયેલી છે.

તદુપરાંત આજની દુનિયામાં પહેલાંની માફક વણ-ખેડાયેલ પ્રદેશો રહ્યા નથી કે જ્યાં યુરોપીય રાજ્યો નવેસરથી પોતાનો પગદંડો જમાવી શકે. અર્વાચીન યુગની શરૂઆત પછી, અમેરિકા, ઑસ્ટ્રેલિયા, ન્યુઝીલૅન્ડ, આફ્રિકા અને એશિયા જવાના દરિયાઇ માર્ગોની શોધ થઇ, અને નવી વસાહતો અને નવાં સંસ્થાનો યુરોપના કાબૂ નીચે આવ્યાં. ભૌગોલિક અને વૈજ્ઞાનિક શોધોને પરિણામે યુરોપમાં મૂડીવાદનાં પગરણ થયાં. મૂડીવાદ સ્વભાવથી જ વ્યાપક (expansive) છે. યુરોપના એ ખીલતા મૂડીવાદને એશિયામાંથી સોંઘો મૂલે કાચો માલ મળ્યો અને એશિયાનાં બજારો સુલભ બન્યાં એશિયાની રાજકીય ગુલામી અને આર્થિક શોષણની આમ શરૂઆત થઇ. પણ આજે મૂડીવાદના દિ સો ભગાઇ ચૂકયા છે. મૂડીવાદનાં પોષક તત્ત્વો-વણખેડાયેલ પ્રદેશો, સંસ્થાનો, વસાહતો અને બજારો– આજે પહેલાં જેટલાં સુલભ નથી. અમેરિકા સિવાય બીજા કોઇ દેશમાં અનિયંત્રિત મૂડીવાદને સ્થાન નથી, અને ત્યાં પણ તેનું ભાવિ પહેલાં જેટલું ઉજ્જવલ તો નથી જ.

યુરોપની શકિતનો આજે હ્રાસ થયો છે. એક અમેરિકન લેખકના શબ્દોમાં યુરોપની આ શકિતનું અમેરિકા અને એશિયામાં સ્થળાંતર (migration) થયું છે. વૉશિંગ્ટન અને મૉસ્કો આ શકિતના કેન્દ્રસ્થાન બન્યાં છે. બીજા વિશ્વયુદ્ધનું કદાચ સૌથી મોટું પરિણામ તે આજનું દ્વિપક્ષી (bipolar) રાજકારણ છે. એક ફ્રેન્ચ લેખક કહે છે તેમ આ બે રાજ્યો જ આજે સાચું સાર્વભૌમત્વ ભોગવી રહ્યાં છે. રશિયા અને અમેરિકાની પ્રચંડકાય શકિત આગળ બીજાં રાજ્યો વિસાતમાં નથી. પાસિફિકનું યુદ્ધ જેમ મુખ્યત્વે અમેરિકાએ જીત્યું તેમ યુરોપના યુદ્ધમાં રશિયાનો ફાળો સૌથી વધારે છે, જો કે ઇટલિ, ફ્રાન્સ, વગેરેની મુકિતમાં અમેરિકાએ અગત્યનો ભાગ ભજવ્યો છે. અમેરિકા અને રશિયાનાં વિજયી સૈન્યોનો ભેટો જર્મનીમાં થયો. આ જ પ્રમાણે એક લશ્કરી સગવડ ખાતર મંચુરિયા અને ઉત્તર કોરિયા (૩૮. અક્ષાંશની ઉત્તરે) માં રશિયાએ જાપાનની શરણાગતિ સ્વીકારી, જ્યારે દક્ષિણ કોરિયામાં અને જાપાનમાં અમેરિકાએ સાથી રાજ્યો તરફથી લશ્કરી કબજો મેળવ્યો. લશ્કરી સગવડો ખાતર કરવામાં આવેલા આ નિર્ણયો આજ દિવસ સુધી કાયમ રહેશે એમ કોણે ધાર્યું હશે?

વર્તમાન દ્વિપક્ષી રાજકારણ વિશે એક બે બાબતો જાણવી આવશ્યક છે. એક તો એ કે આ પરિસ્થિતિ સ્વાભાવિક રીતે જ જોખમભરી છે. દુનિયાનું ભાવિ આજે આ બે જ રાજ્યોની નીતિ ઉપર અવલંબી રહ્યું છે. એમાંથી એકની સાધારણ ભૂલ કે ગેરસમજણથી અશાન્તિ કે વિગ્રહ પરિણમે એમ છે. વળી બે જ મહારાજ્યો હોવાને લઇને નાનાં રાજ્યો એક યા બીજાનું શરણ શોધવા આતુર બને છે અને એકની મૈત્રી બીજાની દુશ્મનાવટમાં પરિણમે છે.

સાધારણ રીતે તો ઇતર રાજ્યો પોતાની શાન્તિ અને સ્વાતંત્ર્ય રક્ષવા બે મહારાજ્યોમાંથી કોઇ એકનું શરણ શોધે છે. ભૌગોલિક સ્થાન, આર્થિક પરિસ્થિતિ, લશ્કરી જરૂરિયાતો અને રાજકીય વિચારસરણી–એ સર્વ આમાં ભાગ ભજવે છે. આવી જ રીતે પોતાની આક્રમક નીતિને સબળ બનાવવા નાનાં રાજ્યો પ્રેરાય એ સંભવિત છે. આવા સંજોગોમાં દુનિયાને ખૂણેખાંચરે થતું યુદ્ધ સ્હેજે વિશ્વયુદ્ધ બની રહેવા સંભવ છે અને આ યુદ્ધનો છેવટનો નિકાલ આ બે મહારાજ્યો વચ્ચેના વિગ્રહથી જ આવે એ શકય બને છે. દુનિયાના રાજ્યકારણનું આજે એવું એક પણ અંગ નથી કે જે દ્વિપક્ષી રાજકારણની સીધી કે આડકતરી અસર નીચે ન આવ્યું હોય. બલકે આજના રાજકારણની સર્વ સમસ્યાઓનું મધ્યબિંદુ આજનું દ્વિપક્ષી રાજ્યકારણ છે. આજે સૌ કોઇ જાણે છે કે ત્રીજું વિશ્વયુદ્ધ થશે તો તે અમેરિકા અને રશિયા વચ્ચે જ થશે. બીજા વિશ્વયુદ્ધ પછી આટલા થોડા વખતમાં જ ભવિષ્યનાં યુદ્ધની આટલી હદ સુધીની ખાતરી હોવી એ કેટલું ભયંકર છે? વળી આ બન્ને મહારાજ્યોનું વર્ચસ્વ પોતાના દેશ પૂરતું મર્યાદિત નથી. એમનો વિસ્તાર સમગ્ર દુનિયાને આવરી લે છે અને જ્યાં જ્યાં આ વિરોધી બળો અથડાયાં છે ત્યાં ત્યાંનું વાતાવરણ ડહોળાયેલું અને અશાંત બન્યું છે. આનાં સંઘર્ષસ્થાનોમાં યુરોપમાં જર્મની છે, મધ્યપૂર્વમાં ઇરાન ને ટર્કી, દક્ષિણયુરોપમાં ગ્રીસ અને દૂરપૂર્વમાં કોરિયા અને ચીન છે. સંયુકત રાષ્ટ્રો-(U. N. O.) માં પણ આના પડઘા પડયા છે.

છેલ્લા વિશ્વવિગ્રહ પછી આજે દુનિયાના બધા જ દેશો શાંતિ ઝંખે છે. લડાઇના સંહાર અને વિનાશમાંથી દુનિયાને ઉંચી આણવા સંપૂર્ણ શાંતિની આજે પહેલાં કદિ નહોતી એટલી જરૂર છે, પણ એ શાંતિની સંપૂર્ણ સ્થાપના સામે મોટામાં મોટું ભયસ્થાન તે આજનું દ્વિપક્ષી રાજકારણ છે. અમેરિકા અને રશિયાના મુત્સદ્દીઓના હાથમાં આજે દુનિયાનું ભાવિ તોળાઇ રહ્યું છે.



# હિંદુ કોડ વિષે ખરડો

શ્રી. હંસાબહેન મહેતા

હિંદુ કોડ વિષેનો ખરડો મધ્યસ્થ ધારાસભા આગળ કેટલાંક વર્ષથી મૂકાયો છે. કેટલીક દિશામાં એની સામે આજકાલ જોરશોરથી વિરોધ કરવામાં આવે છે. કેટલાંક સ્થાપિત હિતો તરફથી આ વિરોધ કરવામાં આવે છે એવી માન્યતા પણ દૃઢ થતી જાય છે. કમભાગ્યે શ્રી. રાજેન્દ્રબાબુએ, ધારાસભાના કોંગ્રેસ સભ્યોપર, આ ખરડો હાલની ધારાસભામાં ન લેવાવવો જોઇએ, એ મુદ્દાનો પત્ર લખ્યો, તેમાંથી આ વિરોધને વિશેષ ઉત્તેજન મળ્યું છે. આગામી ચૂંટણીમાં કોંગ્રેસ પક્ષને નુકશાન ન થાય એ ઉદ્દેશથી શ્રી. રાજેન્દ્રબાબુએ આમ કર્યું હશે; પણ એનો અર્થ વિરોધપક્ષ તરફથી કંઇ જુદો જ કરવામાં આવે છે. આ પ્રશ્ન પર વિવેકની દૃષ્ટિએ વિચાર કરવાની જરૂર રહે છે.

લગ્ન સંબંધી, વારસાહક્ક સંબંધી અને બીજા પ્રશ્નો સંબંધી હિંદુ કાયદો એક નથી. મિતાક્ષરા અને દાયભાગ એ મુખ્ય વિભાગો ઉપરાંત કાયદાના ભિન્ન ભિન્ન પાઠાન્તરો જોવામાં આવે છે. હિંદુ કાયદાનું એકી-કરણ કરવાની આવશ્યકતા ઘણા વખતથી ધારાશાસ્ત્રીઓને તો લાગતી જ હતી. એટલે હિંદુ કાયદાનું એકીકરણ કરવાનો પ્રશ્ન જૂનો છે. પરંતુ આ આખા પ્રશ્નની શરૂઆત એક રીતે સ્ત્રીઓની ચળવળને આભારી છે. હિંદુ કાયદામાં સ્ત્રીઓની સ્થિતિ સારી નથી એની કોઇ ના પાડી શકે એમ નથી. લગ્નના કાયદાનું એકતરફીપણું પણ સ્પષ્ટ જ છે. પુરૂષ ગમે તેટલી સ્ત્રીઓ પરણે, જ્યારે સ્ત્રીને પતિ ગમે તેવો ખરાબ હોય, એનો ત્યાગ કર્યો હોય, એને મૂકી બીજીને પરણ્યો હોય તો યે એને લગ્નબંધનમાંથી છૂટવાનો અધિકાર નહિ; તેજ પ્રમાણે વારસાહક સંબંધી હિંદુ સ્ત્રીને પિતાની મિલકતમાં બિલકુલ અધિકાર નહિ અને પતિની મિલકતમાં સંપૂર્ણતઃ અધિકાર નહિ. જે જમાનાને માટે આ કાયદા ઘડાયા હશે, તે જમાનાને તે ભલે અનુકૂળ હોય; પરંતુ આજના સમાનાધિકારના જમાનામાં આવા એકતરફી કાયદાને સ્થાન નથી, એ પ્રતીતિ શિક્ષિત સ્ત્રીઓને તો થઇ જ હતી, અને કાયદાનું એકતરફીપણું એમને સાલતું હતું. આ વસ્તુસ્થિતિ દૂર કરવા અને કાયદામાં સુધારો કરવા એમણે બાવીશેક વર્ષથી ચળવળ શરૂ કરી હતી. આ ચળવળને પરિણામે કેટલાક ખરડા જેવા કે પતિની મિલકતમાં અધિકાર વગેરે મધ્યસ્થ ધારાસભામાં લાવવામાં આવ્યા પણ હતા; પરંતુ કટકે કટકે કાયદો સુધારવા જતાં એમાં ઘણી ક્ષતિઓ રહી જતી હતી. એ કારણથી સમસ્ત હિંદુ કાયદાનું પુનર્નિર્માણ કરવાની માગણી પણ સ્ત્રીઓએ કરી હતી. એને પરિણામે સરકાર તરફથી શ્રી. બી. એન. રાવના પ્રમુખપદે એક સમિતિ નિમવામાં આવી હતી પ્રથમ તો આ સમિતિનું કર્તવ્ય મધ્યસ્થ ધારાસભામાં હિંદુ કાયદાની સુધારણા અર્થે જે ખરડાઓ આવ્યા હતા તેના પર જ વિચાર કરવાનું હતું. સ્ત્રીઓની માગણીથી આ સમિતિનું કાર્યક્ષેત્ર વધારવામાં આવ્યું અને સમસ્ત હિંદુ કાયદાઓનું એકીકરણ કરી જ્યાં સ્ત્રીઓને અન્યાય થયો હોય તે દૂર કરવાનું હતું. રાવ-સમિતિએ જે હેવાલ આપ્યો તે પરથી એક ખરડો તૈયાર કરવામાં આવ્યો. એ ખરડો તે હિંદુ કોડ ખરડો. એ ખરડો એક વખત મધ્યસ્થ ધારાસભામાં મૂકયો પણ હતો; પરંતુ તે વખતના કાયદા-પ્રધાન આવી કોઇ સુધારણાની વિરૂદ્ધ હોવાથી એ ખોરંભે પડયો હતો. એજ ખરડો ગયે વર્ષે સ્વતંત્ર હિંદની ધારા-સભામાં લેવાયો હતો અને એને સીલેકટ કમિટીમાં મોકલાયો હતો એ સીલેકટ કમિટીનો હેવાલ મધ્યસ્થ ધારાસભાની ગઇ સભામાં મૂકાયો હતો અને એના પર લંબાણથી વિવેચનો વિરૂદ્ધમાં તેમ જ તરફેણમાં થયાં હતાં. ખરડામાં

અનેક ત્રુટિઓ છે અને કેવળ સ્ત્રીઓની દૃષ્ટિએ પણ એ સંપૂર્ણ તો નથી જ. છતાં યે આ ત્રુટિઓ સુધારી શકાય તેવી છે. એટલા ખાતર સમસ્ત ખરડાનો વિરોધ કરવો એ યોગ્ય નથી. બાકી જે વિરોધ કરવા ખાતર વિરોધ કરે છે તેને કંઇ કહેવાપણું રહેતું નથી.

આવા વિરોધીઓના બે પ્રકાર છે. એક તો જેઓ ધર્મને નામે વિરોધ કરે છે તે, અને બીજો પ્રકાર જે સ્થિતિસ્થાપકતામાં માનનારો છે અને સમાજમાં કોઇ પણ પરિવર્તન થાય તેની વિરુદ્ધ છે. જે ધર્મને નામે વિરોધ કરે છે અને માને છે કે હિંદુ કાયદામાં ફેરફાર કર્યાથી હિંદુ ધર્મ રસાતાળ જશે તેનો જવાબ તો એક જ છે અને તે એ જ કે આ ખરડામાં જે ફેરફારો સૂચવ્યાં છે તેમાંના ઘણા તો અત્યારે પણ કેટલેક સ્થળે અમલમાં મૂકાયેલાં છે, વડોદરા રાજ્યે હિંદુ કાયદાનું એકીકરણ વર્ષો પહેલાં કર્યું હતું. તેમજ પુત્રીને અને પત્નીને વારસાના હક આપ્યાં છે. લગ્ન–વિચ્છેદનો પણ વડોદરાના કાયદામાં સ્વીકાર થયો છે. આમ છતાંયે વડોદરાની પ્રજા ધર્મભ્રષ્ટ થઇ હોય એવું બન્યું નથી. લગ્નવિચ્છેદનો કાયદો મુંબઇ ઇલાકામાં છેલ્લાં બે વર્ષથી છે અને મદ્રાસમાં હમણાં પસાર કરવામાં આવ્યો છે. આથી ધર્મને શું નુકસાન થયું તે જાણવામાં આવ્યું નથી. ધર્મને નામે વિરોધ તો વિધવાના પુનર્લગ્નના કાયદા સામે પણ વર્ષો પહેલાં કરવામાં આવ્યો હતો. આજે સૌને એ કાયદો ન્યાયી લાગે છે, અને એથી હિંદુ સમાજની સુરક્ષિતતા ઘટી નથી. ધર્મનાં મૂળ તત્ત્વોને વળગી રહેવામાં ધર્મ સમાયો છે, નહિ કે ધર્મના બાહ્યાચારને બાઝી રહેવામાં. હિંદુ ધર્મને જે નુકસાન થયું છે તે આ બાહ્યાચારને જ ધર્મ માની લેવાથી થયું છે.

વાસ્તવિક રીતે તો હિંદુ કોણ અને હિંદુ ધર્મ શું એની સ્પષ્ટ વ્યાખ્યા આજે તો આપવી અઘરી છે. એક ભૌગોલિક વ્યાખ્યા છે કે સિંધુ નદીથી સમુદ્ર પર્યંત આવેલા પ્રદેશમાં વસતી પ્રજા એ હિંદુ; પરંતુ એ વ્યાખ્યા આજે તો સ્વીકાર્ય નથી. હિંદ દેશની પ્રજા પચરંગી ગણાય છે. એમાં મુસલમાન, પારસી, ખ્રિસ્તી વગેરે અનેક કોમોનો સમાવેશ થાય છે તો હિંદુ કોણ? 'હિંદુ ધર્મમાં માને તે' એ જવાબ સહજ અપાય છે, પણ હિંદુધર્મ એટલે શું? હિંદુધર્મ એટલે વર્ણાશ્રમધર્મ એમ એક વચન મનાતું; પરંતુ આશ્રમધર્મ તો આ દેશમાંથી ક્યારનો યે લુપ્ત થઇ ગયો છે. અત્યારે તો એક જ આશ્રમ પળાય છે, તે ગૃહસ્થાશ્રમ. વાનપ્રસ્થ જેવું કશું રહ્યું નથી; અને બાળક બાળકીઓને લગ્નધુંસરીમાં નાખનાર સમાજ બ્રહ્મચર્યનું મહત્ત્વ તો ક્યાંથી જ સમજે? એટલે આશ્રમધર્મની ભવ્ય સંસ્થા આજે તો રહી નથી. વર્ણધર્મને હજી લોકો વળગી રહ્યા છે, પરંતુ મૂળ વર્ણધર્મનું એ કેવળ ખોખું જ છે. મૂળ વર્ણધર્મ જુદા સિદ્ધાંત પર રચાયો હતો. મનુષ્યના કર્મ પરથી એનો વર્ણ ગણાતો. આજે તો જન્મના સિદ્ધાંત પર વર્ણ રચાયા છે. એટલે જ એને જમાનાની વિરુદ્ધ કહી શકાય. મનુષ્યની કિંમત એના જન્મ પરથી થતી નથી; પરંતુ એના કર્મ પરથી થાય છે. વર્ણધર્મનો પણ ધીમે ધીમે લોપ થવા માંડ્યો છે. તો હવે હિંદુધર્મ કોને કહી શકાય? અને હિંદુ કોને કહી શકાય? આ પ્રશ્ન વિચારણા માગી લે છે. સમાજના વિચારકોએ આની પર અજવાળું પાડવાની જરૂર છે. માત્ર એટલું સ્પષ્ટ દેખાય છે કે હિંદુધર્મની વિશાળ દૃષ્ટિ આપણે ખોઇ છે. આજે હિંદુ ધર્મ એક મહાસાગર મટી સંકુચિત ખાબોચિયું બન્યો છે. આપણે પુરાણી કીર્તિ પ્રાપ્ત કરવી હોય તો આ વસ્તુસ્થિતિ સુધારવી પડશે, અને તે ધર્મને નામે, અધર્મ ચલાવીને નહિ, પરંતુ ધર્મનું ખરું તાત્પર્ય શોધીને.

સ્થિતિસ્થાપકતામાં માનનારા વિરોધીઓને તો આટલું કહી શકાય કે સારો સંસાર સ્થિર નથી. संसरति इति संसारः। એટલે જે સરતો રહે તે સંસાર. આ સ્થિતિમાં એમ માનવું કે સમાજમાં બિલકુલ પરિવર્તન જ ન થવું જોઇએ એ કાળક્રમની વિરુદ્ધ જવા જેવું છે. બધું જ બદલાય છે. માત્ર નથી બદલાતાં એ મૂળ તત્ત્વો જ. કોને તત્ત્વ કહેવાં અને કોને નહિ એમાં જ મનુષ્યનું સાચું જ્ઞાન સમાયું છે. હિંદુ સમાજમાં તેમ જ હિંદુ કાયદામાં જમાના અનુસાર ફેરફારો થયા જ કર્યા છે, એ તો જેને ઐતિહાસિક જ્ઞાન હશે તે કહી શકશે. કાળના પ્રચંડ ઓઘ સામે સ્થિતિસ્થાપકતા ટકી શકે નહિ અને ટકશે પણ નહિ. સમય બદલાયો છે અને ઝડપથી બદલાતો જાય છે. જમાનાને ઓળખીને ચાલવું એમાં જ ખરી વિવેકબુદ્ધિ છે. એટલે આજની દૃષ્ટિએ હિંદુ કાયદામાં ફેરફાર કરવાની જરૂર હોય તો એ કરવામાં જ સમાજનું હિત સચવાયું છે

આ ફેરફારો કેવા પ્રકારના હોવા જોઇએ, એ પ્રશ્ન પણ મહત્વનો છે. કાળનું વહેણ અસ્ખલિત છે.

ભવિષ્ય વર્તમાન બને છે અને વર્તમાન ભૂત બને છે એ તો દીવા જેવું સત્ય છે; પરંતુ ભૂતકાળમાંથી વર્તમાન અને વર્તમાનમાંથી ભવિષ્ય જન્મે છે, એ પણ એટલું જ સાચું છે. જીવનમાં પણ વ્યક્તિના, સમાજના કે રાષ્ટ્રના, આમ ત્રણે કાળ સંકળાયેલા છે. આ સાંકળ તૂટે છે ત્યારે એક નવું જ જીવન શરૂ થાય છે જૂની પ્રણાલિકામાંથી જે સારું છે તે રાખી બાકીમાં પરિવર્તન આણી આગળ વધવું એ એક પ્રકાર છે. જ્યારે જૂની પ્રણાલિકાનો સમૂળગો ત્યાગ કરી, એટલે સમયની સાંકળને તોડી એક જુદો જ ચીલો પાડવો એ બીજો પ્રકાર છે આ બીજો પ્રકાર એ ક્રાન્તિનો છે, જ્યારે પહેલો પ્રકાર એ સંક્રાન્તિનો છે. હિંદુ કાયદાને અંગે એક એવો વર્ગ છે કે જે એમ માને છે કે સમસ્ત રાષ્ટ્રને માટે એક સામાન્ય કાયદો હોવો જોઇએ, અને આ નવા કાયદાને કોઇ પણ જૂની કાયદાનો પાયો હોવો જોઇએ નહિ, જ્યારે બીજો વર્ગ એમ માને છે કે હજી એ સમય આવ્યો નથી. માટે જે છે તેમાં જ પરિવર્તન લાવી એને સમયાનુકૂળ બનાવવાની જરૂર છે. હિંદુ કાયદાને સુધારવાનો આગ્રહ સંક્રાન્તિમાં માનનારાઓનો છે. હિંદુ સમાજ આ માર્ગ ગ્રહણ નહિ કરે તો સમય એવો આવશે, અને તે પણ દૂરનાં ભવિષ્યમાં નહિ, કે જ્યારે હિંદુ કાયદાને સમૂળગો ઉખેડી એને બદલે નવો કાયદો અમલમાં મુકાશે. એ કાયદાની અસર હિંદુ સમાજ પર કેવી થશે એ કહેવું મુશ્કેલ નથી. હિંદુ સમાજની પુરાણી વિશિષ્ટતાઓને જાળવવી હોય અને એનાં સારાં તત્વોને જીવાડવાં હોય તો હિંદુઓએ સંકુચિત વૃત્તિ છોડી કાયદાની આજની ત્રુટિઓને દૂર કરી, એમાં સારું પરિવર્તન આણવાની જરૂર છે. જે હિંદુકોડનો ખરડો આ ઉદ્દેશથી ઘડવામાં આવ્યો છે, તેનો વિરોધ કરવો એ સમજુ માણસનું કર્તવ્ય નથી.

આ ખરડા વિશે સમાલોચના આવતા લેખમાં કરીશું જેથી એના પર વિચાર કરી યોગ્ય સુધારા લાવી જે ત્રુટિઓ દેખાય છે એ દૂર કરી શકાય.

(ચાલુ)





# વધુ ઉત્પાદન—પણ કયે માર્ગે!

**શ્રી. દિલખુશ દિવાનજી**

**જ્યાં** સુધી આપણે સ્વતંત્ર થયા ન હતા ત્યાં સુધી આપણાં બધાંયે પ્રયાસોનું એકમાત્ર ધ્યેય આઝાદી પ્રાપ્ત કરવાનું હતું. હવે આપણે સ્વતંત્ર થયા છીએ એટલે આપણી આગળ પ્રજાનું સર્વ પ્રકારનું કલ્યાણ કરવાના અનેક નાના મોટા પ્રશ્નો સ્વાભાવીક રીતે આવીને ઉભા રહે. હવે એ પ્રશ્નો રાહ જોઇ શકે એમ નથી. પ્રજા-ઘડતરના એ અત્યંત વ્યવહારૂ પ્રશ્નો છે. ગાંધીજીની સરદારી હેઠળ મહાસભાએ આઝાદી મેળવી અને હવે આપણી રાષ્ટ્રીય સરકાર સ્વતંત્ર ભારતનું ઘડતર કરવા માગે છે અને તેમાં ગાંધીજીના માર્ગને અનુસરવા હોંશ રાખે છે. પ્રજા-કલ્યાણનો આદર્શ બાપુએ સર્વોદયમાં પ્રગટ કર્યો છે અને રાજ્યતંત્રની ભાષામાં એને 'રામરાજ્ય' તરીકે ઓળખાવ્યું છે. આપણે આખરે તો આજના નાના મોટા પ્રશ્નોનો વ્યવહારૂ ઉકેલ એ રીતે જ લાવવો રહ્યો જેથી સર્વોદયની સમાજરચના પ્રતિનો પ્રગતિમાર્ગ એ ઉકેલમાંથી મળતો રહે; પરંતુ આજે તો દેશ સમક્ષ આવી પડેલા વિધવિધ પ્રશ્નોનો ઉકેલ કરવામાં જુદા જ પ્રવાહો કામ કરી રહ્યા છે. અંગ્રેજ સરકારે જે રાજ્યતંત્ર અને કાર્યપદ્ધતિ આપણને વારસામાં આપી છે એનાથી પ્રજાકલ્યાણનાં કાર્યો પાર પાડવાં અત્યંત મુશ્કેલ છે. પ્રજાના શોષણ પર અંગ્રેજ સરકારની આખીયે

રાજ્યપદ્ધતિ યોજાયેલી હતી. અને એને મદદરૂપ થાય એવી જ રીતે સમાજનાં બધાં ચક્રો ગોઠવાયાં હતાં. કેળવણી, ઉદ્યોગ, રાજ્યવહીવટ, વાહનવ્યવસ્થા, રસ્તાઓ, ખેતીવાડીનો વિકાસ, બધામાં જ એકમાત્ર ચિંતા રાખવામાં આવતી–પ્રજાનું શોષણ વધારે કેમ થાય અને અંગ્રેજ સરકારનું રાજ્ય વધારે સમૃદ્ધ અને ચિરસ્થાયી કેમ નીવડે! આપણે અંગ્રેજ સરકારની આ શોષણનીતિ સામે પ્રચંડ વિરોધ ઉઠાવેલો અને ૨૬મી જાન્યુઆરીની સ્વાતંત્ર્યને પ્રતિજ્ઞાની ભૂમિકામાં આપણે અંગ્રેજ સરકારે પ્રજાની કરેલી ભયંકર પાયમાલીનું તહોમતનામું રીતસરનું જાહેર કરેલું. એવી પ્રજાદ્રોહી અંગ્રેજ સરકારે પ્રજાદોહના કાર્ય માટે પરિપૂર્ણ બનાવેલાં બધાં રાજ્યચક્રોનો વારસો આઝાદ હિંદને મળેલો છે. આથી ખૂબ હોંશ છતાં આપણે આજે ગાંધીજીના સર્વોદયના માર્ગ કરતાં કંઈક અવળે માર્ગે જઈ રહ્યા છીએ.

દેશના ઉત્પાદનનો પ્રશ્ન આજે આપણે માટે સૌથી મોટો અને તાત્કાલિક ઉકેલ માગનારો સવાલ છે. આંતરરાષ્ટ્રીય નાણાવિનિમયની અત્યંત કઢંગી અને અટપટી આંટીઘૂંટીઓ આથી ઉત્પાદનના પ્રશ્નને સાંકળી દેવાના આવે છે. એ આંટીઘૂંટી ન વિચારીએ તોયે અનાજ અને વસ્ત્ર તેમજ નિવાસવ્યવસ્થાને લગતા પ્રશ્નો સ્વતંત્રરૂપે પણ આપણને પાર વિનાની મુંઝવણ આપે છે. ખેતીપ્રધાન હિન્દુસ્તાન અનાજમાં સ્વાશ્રયી નથી. એ જ બતાવે છે કે અંગ્રેજ સરકારની શોષણનીતિ આપણને વિનાશના કેટલા ભયાનક માર્ગે હડસેલી રહી હતી. એ જ પ્રમાણે કાપડની સ્થિતિ છે. અનાજ અને કાપડઉત્પાદનનું એવું કઢંગુ, વિચિત્ર અને પ્રજાદ્રોહી અર્થશાસ્ત્ર અંગ્રેજ સરકારે નિર્માણ કરેલું કે આજે આટલા વિશાળ દેશમાં વિપુલ સાધનસંપત્તિ છતાં આઝાદહિંદની લોકપ્રિય સરકાર પણ એ બન્ને પ્રશ્નોનો યોગ્ય નિકાલ કરવામાં ગોથાં ખાઈ રહી છે. એવી કઈ ગૂંચ આ પ્રશ્નોના સંતોષકારક ઉકેલમાં પડી છે કે આપણે હજી ફાવતા જ નથી? અંગ્રેજ સરકારે સ્થાપેલી મોટી મોટી યુનિવર્સિટીના મોટા મોટા વિદ્વાનો પણ આજે અનાજ અને કાપડઉત્પાદનના અર્થશાસ્ત્રની ગૂંચ ઉકેલવામાં જ્યાં નિષ્ફળ નીવડે છે ત્યાં જ ગાંધીજીની સર્વોદયની દૃષ્ટિએ વિચારેલા માર્ગો એ વિકટ પ્રશ્નનો ઉકેલ લાવવામાં ભારે મદદરૂપ થઈ પડે એમ છે. ૪૦–૪૫ વર્ષ પહેલાં બાપુ સમજી ગયા હતા કે હિંદની આર્થિક સ્થિતિ સુધારવાના માર્ગો હિંદની સંસ્કૃતિ અને પ્રજાની વિશિષ્ટ પરિસ્થિતિને જ અનુકૂળ રહેવા જોઈએ. આથી એમણે વર્ષો પહેલાં રેંટિયાને વસ્ત્રઉત્પાદનના એક માત્ર સરળ અને સર્વવ્યાપક સાધન તરીકે સ્વીકારી લીધો હતો. હિંદ ખેતીપ્રધાન દેશ છે અને ખેડૂતોને એમના ફાજલ સમય માટે સહયોગી ઉદ્યોગની જરૂર રહે જ છે. અને હજારો વર્ષોના અનુભવે પણ રેંટિયાને જ એવા સહઉદ્યોગ તરીકે નિર્માણ કર્યો છે. જો પ્રજા હજુ પણ બાપુએ સૂચવેલો વસ્ત્રસ્વાવલંબનનો માર્ગ સ્વીકારે તો આ દેશમાં કાપડઉત્પાદનનો પ્રશ્ન બિલકુલ સરળ થઈ જાય તેમ છે. રેંટિયાનું વસ્ત્રસ્વાવલંબન કાપડ ઉદ્યોગનું અત્યંત વ્યાપક વિકેન્દ્રીકરણ કરી દે છે, અને ઉત્પાદનની સાથે જ વહેંચણીના પ્રશ્નો પણ ઉકેલ આણી દે છે. કેન્દ્રીકરણ–ઉદ્યોગરચનામાં જે ભારે આંટી–ઘૂંટી, ગુંચ ણો અને આર્થિક અસમાનતાના વિકટ પ્રશ્નો ઉભા થાય છે તેનો સ્વાભાવિક અને સરળ નિકાલ રેંટિયાના સ્વાવલંબી કાપડ ઉદ્યોગમાં આવી જાય છે પરદેશની મૂડી, પરદેશનાં યંત્રો એ બંને સાથે ગુંચવાઈ જતું આંતરરાષ્ટ્રીય ચલણ, સંપત્તિ, સત્તા અને સંચાલનનું મુઠ્ઠીભર મુડીદારો અને સરકારી તંત્રના મુઠ્ઠીભર અમલદારોમાં થતું કેન્દ્રીકરણ, વહેંચણી માટે વ્યાપારીઓ અને દલાલોની કઢંગી નિરર્થક જંજાળો, માલિકમજૂરોના અત્યંત હેરાન કરતા વિખવાદો અને તેમાંથી નિર્માણ થતી હડતાળની પરંપરાઓ–આ બધી આપત્તિઓ અને ઉપાધિઓ આજના કેન્દ્રીભૂત મોટા ઉદ્યોગોની સાથે અનિવાર્ય રીતે સંકળાયેલી રહે જ છે. આજના સંજોગોમાં તો આ બધી જ ઉપાધિઓને પણ ટપી જાય એવાં કાપડનિયમન–કાળા બજાર અને કૃત્રિમ મોંઘવારીનાં ભયંકર અનિષ્ટોની પરંપરાઓની જાળ કાપડ ઉત્પાદનના અને અનાજના પાકને ગૂંચવી નાખે છે. સરકાર અને સમાજ આજે મિલો પર જ આધાર રાખી કાપડ ઉત્પાદન માટે અને તેની યોગ્ય વહેંચણી માટે જે વલખાં મારી રહેલ છે તેમાં કાપડનું યોગ્ય ઉત્પાદન થતું નથી, તેની યોગ્ય વહેંચણી તો ગુંચાતી જ રહે છે અને વધુ ઉત્પાદન પાછળ પ્રજાની આર્થિક સ્થિતિ સુધારવાનો જે હેતુ રહેલો છે તે તો બિલકુલ સિદ્ધ થતો નથી. દુઃખદ અને ભયાનક હકીકત તો એ છે કે કાપડઉત્પાદનની આ કેન્દ્રીભૂત ઉદ્યોગવ્યવસ્થાને જેમ તેમ ટકાવી રાખવા

માટે સરકારને અઢળક નાણાં ખર્ચી તેના સંરક્ષણ માટે આખરે લશ્કર-પોલીસની વિકરાળ વ્યવસ્થા કરવી જ પડે છે.

જે અર્થવ્યવસ્થામાં સ્વભાવતઃજ કલહ કંકાસ અને કાબેલ હરીફાઇ, શોષણ સ્વાર્થ અને પરપીડનનાં ભયાનક અનિષ્ટો રહેલા જ છે તે અર્થવ્યવસ્થા સરકારના દંડબળ પર જ આખરે આધાર રાખે છે. પરિણામ એ આવે છે કે આજની હિંસક લડતો અને તેને પોષનારા હિંસક રાજ્યચક્રોને ટકાવનારું અને વધારનારું સાધન આ કેન્દ્રીભૂત યંત્રઉદ્યોગની રાક્ષસી જંજાળો બની જાય છે.

જો હકીકત આમ છે તો એવી કઇ વસ્તુ છે જેથી પ્રજા, સરકાર અને અર્થશાસ્ત્રીઓ ખાદીના સ્વાવલંબી કેન્દ્રિત ઉદ્યોગોની અવગણના જ કરે છે અને વિનાશકારી કેન્દ્રીભૂત ઉદ્યોગોના તાડવનૃત્યમાં જ જાણીબુઝીને કૂદી પડે છે? આજના કેન્દ્રીભૂત ઉદ્યોગોનું અર્થશાસ્ત્ર અને તે દ્વારા ઊભા થતા માલના પ્રકાર અને તેના ઉપભોગની આખીયે રચનાનો જો આપણે બારીકાઇથી અભ્યાસ કરીશું તો યંત્રોદ્યોગની મોહજાળની મોહક શકિતઓ કઇ રીતે અને ક્યાં કામ કરી રહી છે તેનો ખ્યાલ આવશે. યંત્રઉદ્યોગ અને કેન્દ્રીભૂત અર્થવ્યવસ્થાના નિર્માણ યુરોપમાં થયાં હતાં અને એનું આખુંયે શાસ્ત્ર ત્યાં જ સૌથી વધારે વિકાસ પામતું રહ્યું છે. ઝડપ, વસ્તુઓનું વૈવિધ્ય અને તે દ્વારા થતું વિપુલ ઉત્પાદન, એ બધામાંથી નિર્માણ થતાં સુખસગવડ અને મોહક વૈભવનાં સુખસાધનો, એ બધાંનો નિરાંતે ઉપયોગ કરનારા વર્ગને શરીરશ્રમ, મહેનત મજૂરી કે ઉત્પાદનક્રિયામાં સ્હેજ પણ ભાગ લેવાની ઉપાધિમાંથી સદંતર મળતી જતી મુકિત—આ છે કેન્દ્રીભૂત ઉદ્યોગોની મોહક અને વિપથગામી શકિતઓ. આ શકિતઓ આજે આખી દુનિયામાં પોતાનું વિચિત્ર સામ્રાજ્ય પાથરી રહી છે. આળસ એ બધી શકિતઓનો પ્રાણ છે. એને એ પોષે છે અને એનાથી એ પોષાય છે. આથી જ કેન્દ્રીભૂત ઉદ્યોગોનાં આકર્ષણ હઠીલાં નીવડે છે. ગાંધીજીની વિચારસરણીનો આગ્રહ રાખનાર આપણી રાષ્ટ્રીય સરકાર પણ એ આકર્ષણોને હઠાવી શકતી નથી. મિલઉદ્યોગ અને તેના જેવા જ બીજા યંત્રઉદ્યોગોના ઝડપી વિકાસમાં જ દેશના ઉત્પાદનનું ભાવિ ઉજ્જવલ છે એવા ભ્રમો હજી આપણા લગભગ બધા જ અર્થશાસ્ત્રીઓ અને યંત્રસંચાલકો સેવી રહ્યા છે. આથી જ આજે ગ્રામઉદ્યોગ કે ખાદીના વિકાસને ગૌણ સ્થાન મળે છે. મૂડીદારી ઉદ્યોગોને જ હજી ઘણી બધી સગવડ અપાતી રહે છે. ખાંડ, ચાહ, કાપડ, કાગળ, લોટ દળવાની યંત્રઘંટીઓ, તેલની યંત્રિક ઘાણીઓ, વનસ્પતી ઘી, રસાયણિક ખાતરો, મોટર, ટ્રાલીઓ, ટ્રેકટરો વગેરેના યંત્રઉદ્યોગો પર જ વધારે પડતું લક્ષ અપાય છે. આ બધા દ્વારા ઝડપી ઊત્પાદન ભલે થતું હોય; પરંતુ એ યંત્રઉદ્યોગોનો સ્વભાવ જ કેન્દ્રીકરણનો છે. એનું વલણ જ ઉત્પાદન-ઉપભોગની વિઘાતક અસમાનતા પ્રગટાવવા તરફ છે. એનો આધાર જ શ્રીમંત-ગરીબ, માલિક-મજૂરના ભયંકર ભેદભાવ પર રહેલો છે. કેન્દ્રીકરણ-ઉદ્યોગો ગ્રામપ્રજાની સંપૂર્ણ અવગણના કરે છે; ગામડાંની સંપત્તિના ઝરણાંને ભ્રષ્ટ કરી મૂકે છે અને સ્વાવલંબનની સ્વાધીનતા હણી નાખી ગામડાંને શહેરોની સંપૂર્ણ ગુલામીમાં મૂકી દે છે. ઉત્પાદન થાય છે, પરંતુ તેની વહેંચણીમાં સ્વાર્થ, પરિગ્રહ અને નફાનાં તત્ત્વો ઘૂસી જાય છે. જેમને માટે ઉત્પાદન થાય છે તે કરોડો ગરીબો તેના યોગ્ય ઉપભોગથી વંચિત રહે છે. ઉત્પાદનવૃદ્ધિનો જે કંઇ લાભ મળે છે તે ઉદ્યોગપતિઓને મળે છે અથવા જો તે ઉત્પાદન-ઉદ્યોગો રાષ્ટ્રીય સરકારના સંપૂર્ણ કબજામાં હોય છે તો તેનો દુરૂપયોગ સરકારના કોન્ટ્રેકટરો અને નાના મોટા અમલદારો વિના સંકોચે કરતા રહે છે. કેન્દ્રીભૂત વ્યવસ્થાનો એ જ મોટો શાપ છે કે-તેમાં મુઠીભર ફાવે છે અને લાખો રખડી પડે છે. હિન્દુસ્તાન ગામડાંમાં વસે છે અને એ ગામડાંઓને તો કેન્દ્રીભૂત ઉદ્યોગો પાયમાલ જ કરે છે. હિન્દની સંસ્કૃતિ, હિંદની આર્થિક રચના અને હિન્દની પ્રજાની વિશાળ જનસંખ્યા—ત્રણે તત્ત્વો યંત્રોદ્યોગની વ્યવસ્થાને પ્રતિકૂળ છે. ગાંધીજી આ વસ્તુ બરાબર સમજી ગયા હતા એટલે જ એમણે પોકારી પોકારીને પ્રજાને એના આર્થિક પ્રશ્નોના સંતોષજનક ઉકેલ માટે રેંટિયાનો અને ગ્રામઉદ્યોગનો સંદેશો આપેલો. આપણે એમનો એ પ્રાણદાયક સંદેશો ભૂલી જઇ કેન્દ્રીભૂત યંત્રોદ્યોગોની ધમાલમાં હજી અટવાયા કરીશું તો હિન્દનાં ગામડાંઓની પાયમાલી ઝપાટાબંધ થતી જવાની છે. પશ્ચિમના દેશો જે ભયંકર અનિષ્ટોના વિનાશચક્રમાં ગોથાં ખાય છે તેવી જ બૂરી દશા આપણી થવાની છે. આપણે ચેતીશું?



## દૂધમાં સાકર

શ્રી. ઉમાશંકર જોષી

સૌ પારસી પૂજક અગ્નિના જે,
ઇરાન છોડે, નિજ ધર્મ કાજે,
સમુદ્ર ખેડી, ગુજરાત આંગણે,
સંજાણ આવી, નિજ ભૂમિ આ ગણે.

સંજાણનો જોઇ સુજાણ રાણો
તેની કને દૂત વદંત શાણો,
'છીએ વિદેશી, વસવાટ આપો,
ધર્મી જનોનું, નૃપ, દુઃખ કાપો!

રાણો વિચારે તસુ ભોંય છે ના,
વસી નવી કો વસતી શકે ના,
કર્યું દઇ દૂધ ભરેલ પ્યાલો,
'કહેજે ગુરુને અમ ભેટ આ લો!'

દૂતે જઇ પાત્ર દીધું છલોછલ
જોઇ વિમાસે ગુરુ શાંત નિશ્ચલ.
ઘડી પછી સાકર થોડી લીધી,
ભરી ભરી મૂઠી, ઉમેરી દીધી.

ને પાત્ર એ દૂધનું દૂત સાથે,
પહોંચાડ્યું પાછું તહીં ભૂપ હાથે,
જોયું નૃપે આંગળીએથી ચાખો,
રે દૂધમાં સાકર છે શું નાખી?

"જા દૂત, તારા ગુરુને કહેજે,
'થશે તમારો વસવાટ સ્હેજે.'
છે દૂધમાં સાકર આ સમાઇ,
એવા જ રહેજો બની ભાઇ ભાઇ.

છો ક્ષીર, છો ધીર, ગભીર, વીર,
મા ભૂમિનું નીવડશો જ હીર."
વર્ષો હજારેક પછી વહી ગયાં,
છે પારસી ગુર્જરી-હીર થૈ રહ્યા.

## કરૂણા

અનુવાદક: શ્રી. બાલચંદ્ર

(શેક્સપિયરકૃત 'મરચન્ટ ઓફ વેનીસ'માંનું પોર્શીઆનું કરૂણા અંગેનું પ્રસિદ્ધ ઉદ્બોધન)

કરૂણાની ભાવના
નથી હોતી પરાણે દાખવેલી
નિર્ઝર છે એ તો
ધરિત્રી પર વર્ષતી
વ્યોમની સૌમ્ય વર્ષાસમી.

દ્વિધા તે ધન્ય છે:
જે અર્પે છે તેનેય તે ધન્ય કરે છે.
અને જે સ્વીકારે છે તેને ય તે.

'બલવત્તોમાં બલવત્તમ છે તે...'
સિંહાસન-આરૂઢ સમ્રાટને
રાજમુકુટ કરતાંય
વધારે શોભે છે તે.

રાજદંડ તેનો દર્શાવે છે
રાજવીઓના ભય અને ત્રાસને મૂર્ત કરતી,
પ્રભાવ તેમજ વર્ચસ્વના પ્રતીક સરિખી,
પાર્થિવ શક્તિની તેજસત્તા.

પરંતુ કરૂણા તો છે
એ રાજદંડના શાસનથીયે ઊંચે અધિષ્ઠિત
રાજેન્દ્રોના હૃદયમાં
એ વિરાજમાન છે.

સ્વયં પ્રભુનો એ તો ગુણ છે એક:
અને પાર્થિવ સત્તા સોહે છે
વિધાતાની પરમ-મંગલ-વિભૂતિ સમી,
કરૂણા ન્યાયને જ્યારે
વિભૂષિત કરે છે.



## જીવન

કે. જે. આચાર્ય

કદિ હસવું
કદિ રડવું
કદિ મૂંગા સહન કરવું
વમળ આશા નિરાશાનું
જતું ખેંચી જીવન આખું!

## ચંદ્ર

જોઇ દેહ દાઘ
મને એમ થાય
હે! શ્વેત ચંદ્ર
તું શું પ્રતીક
જાખમી થયેલા
કોઈ દિલ કેરૂં!



# હું લેખક છું

(નાટિકા)

શ્રી. કાન્તિ વડોદરીઆ

પાત્રો : શેખર, કુમાર, ઇલા

પ્રવેશ પહેલો



**શેખર:** I look before and after and
pine for what is not,
Our sweetest songs are those
that tell of saddest thought.

આખરે મને શું જોઇએ છે? નથી જોઇતું એ છે, જે નથી એની ઝંખના છે, કારણ હું લેખક છું. કવિ છું, દ્દષ્ટા છું. અરે, કાંઇક દર્દ થાય છે, કશુંક દુખે છે. દર્દ! ઓહ, શું શબ્દ છે! મારો પ્યારો શબ્દ! આખરે મને શું જોઇએ છે? અરે, હું શું છું? હું જે છું તે નથી, જે નથી તે છું. આહ! આહ! આ નાના માળખામાં આ શી ઉથલપાથલ? આ વાંકડિયાં ઝૂલ્ફાં નીચે રાતદિવસ જાગતા નાનકડા મગજમાં આ શી આંધી! આહ! આખરે મને શું જોઇએ છે? દુનિયા પણ જેવી છે તેવી મને જોઇતી નથી, જેવી નથી તેવી જોઇએ છે. આ માનવીનો મેળો પણ છે તે જોઇતો નથી. મને જોઇએ છે શું? આહ! દર્દ, આરઝૂ, વેદના! આહ, મારા પ્યારા શબ્દો, ભલે આવ્યા, આવ્યા છો તો મારી છાતી ઉપર રહો! હું લેખક છું, હું કવિ છું, દ્દષ્ટા છું, જગતનાં તણખલાં જેવાં માનવી સૂતાં હોય ત્યારે હું જાગું છું. હું લેખક છું! હું ને મારા માનસસંતાનો ઘણું જીવો! રાંક દુનિયાને તમારી બહુ બહુ જ જરૂર છે. ઘણું જીવો! ગાંડપણ રાખો, કલમનો નશો રાખો, ખુમારી તમારી કરો............

**ઇલા:** અરે, આ શું માંડ્યું છે અત્યારે તમે?

**શેખર:** જીવો ને જીવતાં શીખવાડો, નવી રોશનીની મશાલ હાથમાં રાખો, નવવિધાનનો ઝંડો મસ્તક પર રાખો, આવતા યુગનું બ્યુગલ મુખમાં જ રાખો......

**ઇલા:** અરે, પણ તમે સાંભળો છો કે નહિ? કોઇ મળવા આવ્યું છે તમને. આમ ગાંડાઇ માંડી છે તે!

**શેખર:** કોઇ આવ્યું હોય તો બહાર બેસાડ. મને ફુરસદ નથી. નકામી વચ્ચે ડખલ કરે છે તે! હં, બ્યુગલ મુખમાં જ રાખો, ન હોય તો મારી હોકીનેય ગાંડપણને દેહ ફરતું લપેટી દો......

**ઇલા:** અરે પણ તમને આ શું થયું છે? લવારી મૂકતા જ નથી તે!

**શેખર:** એ લવારી નથી, આવતા યુગની વાણી છે...

**ઇલા;** ઠીક ચાલો, આવતા યુગને હજી વાર છે, આપણે જીવતાં છીએ ત્યાં સુધી તો એ આવવાનો નથી. અત્યારે તો જે આવ્યું છે તે સામે જુવો. જુવો, એમ ન ચાલે પછી,-ખરાબ લાગે.

**શેખર:** હું લેખક છું, કવિ છું, મારું સારા ખરાબનું ધોરણ એવું પાર્થિવ નથી. ચાલ બોલાવ, કોણ છે વળી? કોંક તંત્રી હશે ને કાં કો'ક નવો ઉગતો લેખક થવાનો અભખરો સેવતો ઘેલો જુવાનિયો હશે. શું તાત ઉપડ્યો છે દુનિયામાં! ઠેકઠેકાણે, ગલીએ ગલીએ લેખક ભટકાય. Mass production, but no quality! Assembly line! એસેમ્બ્લી લાઇનમાંથી કારખાનામાં એક મોટર નીકળે ને આ જમાનામાં કવિ-લેખક નીકળે! મારા બેટા હિંગને ગાંગડે ગાંધી થઇ પડયા પણ! અને છાપાં ચોપાનિયાંનોય રાફડો જ નફડો, એથી છપાવવામાં તો મુશ્કેલી જ નહિ! આહ! એ ગયો યુગ સાચા કવિત્વનો, પાંડિત્યનો, વિદ્વત્તાનો યુગ આવશે જ નહિ?

**ઇલા:** હવે તમારું ભાષણ પૂરું થયું હોય તો એ ભાઇને મોકલું. બિચારા ડરી ગયા હશે, ને આ સાંભળ્યું હશે એથી તો થીજી જ ગયા હશે. (જાય છે)

**શેખર:** શું પત્ની મળી છે! અરે પણ આ દુનિયા જ જ્યાં જોઇએ એવી નથી ત્યાં પત્ની બિચારી ક્યાંથી હોય? આખરે મને શું જોઇએ છે? નથી જોઇતું એ છે, જોઇએ છે એ નથી, અરે, હું જ જે છું તે નથી.

જે નથી તે છું. આહ, દર્દ, વેદના...આ એકના એક શબ્દો ક્યાંથી આવે છે? અરે...

**કુમાર**: નમસ્કાર, શેખરભાઇ.

**શેખર**: આહ, કોણ છો તમે? એમાં નમસ્કારનો દિશાચાર ન કર્યો હોત તો? બગડી જાત કાંઇ? બેસવું હોય તો બેસી જજો, હું બેસવાનું કહેવાનો નથી.

**ઇલા**: અરે, તમે આ. શું કરો છો? કોઇ મળવા આવે એનો આવો સત્કાર કરાય?

**શેખર**: તું જા હવે, એ ડહાપણ ને વ્યવહારબુદ્ધિ તને મુબારક! બાકી તો અત્યારે મને દુનિયા આખી મળવા આવે છે. એમ વિનય ને શિષ્ટાચાર ને દુનિયાદારીમાં ખોવાઇ જવું કેમ પાલવે? ચાલો, બોલો ભાઇ કોણ છો તમે? શું કામ છે?

**કુમાર**: જી......

**શેખર**: એ વિવેક મૂકી દો Come to the point. વાત કરી નાખો જે હોય તે. સમય બગાડો નહિ મફતના...Yes, come on.

**ઇલા**: પણ તમે એને બોલવા તો દેતા જ નથી ને પાછા ગરમ થઇ જાઓ છો.

**શેખર**: તું હજી નથી ગઇ? જા જોઇએ, તારું કામ કર.

**ઇલા**: જો જો ભાઇ, માઠું લગાડશો નહિ, એમને એવી ટેવ છે. (જાય છે).

**કુમાર**: (હસીને) જી, કાંઇ હરકત નહિ, બહેન.

**શેખર**: લ્યો, ચાલો ભાઇ, શું છે તમારે? quickly please!

**કુમાર**: જી, મારું નામ કુમાર.

**શેખર**: એ જી જી ને આપ આપમાં સમય કેટલો નાહકનો વ્યય થાય છે? તે તમારું નામ કુ...મા...ર! હા, તે શું છે? કુ...મા...ર! નામ તો કવિ–લેખક–કલાકારને શોભે એવું છે હોં! હા! હા! હા! હા! જો તમે ઉગતા કવિ–લેખક હો તો આ નામ જ તમે શુભ શરૂઆત કરી દીધી છે. તે આ નામ જન્મથી જ છે કે લેખક થવા માટે તમે રાખ્યું છે?

**કુમાર**: જી, નહિ જન્મથી જ છે. અને......

(ત્યાં બાજુની ખોલીમાંથી ગ્રામોફોન રેકોર્ડ સંભળાય છે: "ડર ના મુહબ્બત કર લે")

**શેખર**: (બૂમ પાડે છે) અરે, ઇલા, ઇ...લા, આ રેકોર્ડ બંધ કર જોઇએ. મુહબ્બત! મુહબ્બત! શી ચીજ છે આ મુહબ્બત! પ્રેમ! પ્રણય! ઇશ્ક! Love! જાહેરાતનાં આ યુગમાં વધુમાં વધુ જાહેરાત મુહબ્બતની થઇ છે. ચૌટે ચૌટે ઘરે ઘરે બસ એક જ વાત! મુહબ્બત! (બૂમ પાડે છે) અરે ઇલા, બંધ કર, સાંભળતી નથી? કેવી મહાન વસ્તુ આજ કેટલી સોંઘી થઇ પડી છે! ડર ના, મુહબ્બત કર લે! બસ મુહબ્બત કરો, બીજું કાંઇ કરવાની જરૂર નથી. જન્મો, મુહબ્બત કરો ને મુહબ્બત કરતાં કરતાં જ, એનો મંત્ર જપતાં જપતાં જ ખપી જાવ. આપણે ત્યાં તો પુનર્જન્મની યે સગવડ છે. આવતા ભવે ય મુહબ્બત માગો. ડર ના, મુહબ્બત કર લે! બીજામાં ભલે પછાત હોઇએ, પણ આ મુહબ્બતમાં આપણી પ્રગતિની ટોચ પણ કોઇ જોઇ શકે એમ નથી. આજ સાબીત કરી આપે છે કે જાહેરાત એ શી વસ્તુ છે! એકધારી જાહેરાતથી કથીર પણ કંચન બને છે, બંડલ ચિત્ર પણ શકવર્તી ચિત્ર બને છે, કુબ્જા પણ કામિની બને છે, જોડકણાંનો લખનારો પણ યુગકવિ બને છે, કુમાર પણ શેખર બની શકે છે; ને મુહબ્બત પણ લોકભોગ્ય બનીને ઝૂંપડાથી માંડીને મહાપ્રાસાદો સુધી, બટલરથી માંડીને શેરબજારમાંના શેઠીઆ સુધી, દશ વર્ષના બાળકથી માંડીને ૭૫ વર્ષનાં ખખડધજ સુધી પહોંચી શકે છે. આહા! ડર ના, મુહબ્બત કર લે! આપણી પાસે જગતને આપવા માટે કેવી મહાન, વિરાટ ચીજ છે! અરે પણ, બોલો તમે! જલદી કરો! કોઇ હસ્તલિખિત માટે વાર્તા લેવા આવ્યા છો? તો આગળથી જ કહી દઉં કે શેખર પચાસ રૂપિયા જોયા પછી જ વાત કરે છે કવિતાના ૨૫ ને મુક્તકના ૧૦. આ મારા ઓછામાં ઓછા ભાવ છે. પણ બોલોને, એમ મ્હોં વકાસીને બેઠા છો શું?

**કુમાર**: જી, હું તો ઉગતો કવિ છું. આપનુ...

**શેખર**: જી જી તુ ને આપનું પીંજણ મૂકીને come to the point please.

**કુમાર**: મારાં કાવ્યો થોડાં છપાયાં છે તે...

**શેખર**: તે શું થઇ ગયું? આજ એની નવાઇ ક્યાં છે! હં ચાલો!

**કુમાર**: આપને બતાવવા ને આપનું...

**શેખર**: હં, સમજી ગયો, મને માખણ મારવા ને મારું માર્ગદર્શન લેવા આવ્યા છો ને? જો કે ખોટું નથી, આજે બધા નવીનો લબ્ધપ્રતિષ્ઠ લેખકનો છેડો પકડી લઇને આ સાહિત્યનો સાગર તરી જાય છે, એટલે જ એ

સાગર મટીને નાની નદી જેવું બની ગયું છે ને! પછી પોતે લબ્ધપ્રતિષ્ઠ બને ત્યારે...બને જ, જાહેરાત વસ્તુ જ એવી છે ને જાહેરાતનો તો આ યુગ છે...ને પોતે લબ્ધ-પ્રતિષ્ઠ બને ત્યારે બીજા નવીનોને પકડવા માટે પોતાનો છેડો છૂટો જ રાખે છે. છતાં ઉંધું લેશો નહિ હોં! એ વસ્તુજ સાચી છે આ ધંધાની એ એક ચાવી છે. હસવાનું શું છે એમાં?

**કુમાર**: જી, માફ કરજો.

**શેખર**: કહું છું કે આ વિનયવિવેક જવા દો મહેરબાની કરીને. કેટલો સમય બગડે છે?. હં બોલો, કાવ્યો થોડાંક છપાયાં છે એમ કહેતા હતા ને? ને બીજાં થોડાક મારી પાંખમાં આવીને છપાવવાં છે એમ જ ને?

**કુમાર**: જી, નહિ. હું લાવ્યો છું. આપને ફુરસદ મળે ત્યારે ..

**શેખર**: મને ફુરસદ છે કે નહિ એની તમારે શું પંચાત છે? ફુરસદ જ છે, બસ? તે મારે જોઇ જઇને માર્ગદર્શન આપવાનુ એમ જ ને?

**કુમાર**: જી હા, અને... ...

**શેખર**: કાવ્યસંગ્રહ બહાર પાડવો છે તે પ્રસ્તાવના જોઇએ છે ને?

**કુમાર**: જી, આપને યોગ્ય લાગે તો, આપનો અનુકૂળ અભિપ્રાય હોય તો જ સંગ્રહ બહાર પાડું.

**શેખર**: તે બહુ ઉતાવળ છે? પૈસા કેટલાક છે પાસે? એક હજાર જેટલી ગાંઠે સગવડ હોય તો બહાર પાડો. મારી ના નથી ને એ હજાર ફેંકી દેવાના હોય તો જ. વળતર બળતરની આશા રાખવાની નથી. ગુજરાત ગાંડી છે, ખબર છે? તમે તો શું, પણ આ શેખર! જનતાનો લાડીલો શેખર! જેનાં ઝૂલણાં ઉપર વેવલી છોકરીઓ વારી જાય છે એ શેખર! આજ પંદર વર્ષથી પંકાયલો કવિ શેખર! એના પ્રખ્યાત સંગ્રહ "કલ્પના"ની ખબર છે ને? એની આજ પાંચ વર્ષેય એક હજાર નકલ ખપી નથી. આ ગુજરાત છે એટલે ફેંકી દેવા માટે હજારેક રૂપિયા ગાંઠે હોય તો ભલે બહાર પાડો. એક સંગ્રહ વધારે, એમાં શું? આજ કાવ્યસંગ્રહની ક્યાં નવાઇ છે? બસો નકલ કોમ્પ્લીમેન્ટરીમાં જશે ને સોએક નકલ ખપશે. બાકીની નકલનો ખડકલો કરવા ઘરે જુદી ઓલી રાખી મૂકજો.

**કુમાર**: જી, મારા પિતા શ્રીમંત છે. પૈસાનો વાંધો નથી. ખાલી આપ ફુરસદે કાવ્યો જુઓ ને આપનો અભિપ્રાય પડે તો જ સાહસ ખેડું. આપની પ્રસ્તાવના હશે તો ઘણો ફરક પડશે.

**શેખર**: તો ભલે ભાઇ, તમારે કૂવામાં પડવું જ હોય તો મને હરકત નથી. પ્રસ્તાવના લખી આપીશ, પણ... પણ... તમને એક વાત કરી દઉં. શેખર પણ એનાં નામ ઉપર જીવતો નથી. એને ય એની ઇલા છે ને ઘર છે. પ્રભુ જે હોય ને એને કૃપા કરવાનું કામ આવડતું હોય તો પ્રભુકૃપાયે બાળકો તો નથી, પણ તમે તો જાણો છો. ઇશ્વરને ય પેટ ભરવાનું છે. તમે આવા સીધા ને ગરવા છો એટલે તો હા પાડું છું, પણ વાર્તા, કવિતા કરતાં પ્રસ્તાવનામાં ઘણી વધુ મહેનત છે. હું ધારત તો ૧૫૦–૨૦૦ માગી શકત પણ તમે મારાં ઉપર સરસ છાપ પાડી છે એટલે ૧૦૦થી પતી જશે. બોલો, કબૂલ છે?

**કુમાર**: પણ જી શેખરભાઇ, આપ પહેલાં જુઓ ને આપ જેવાની પ્રસ્તાવનાને યોગ્ય લાગે તો જ....

**શેખર**: એ યોગ્ય જ હોય, ને ન હોય તો યોગ્ય બનાવી શકાય. નવીનોને ઉત્તેજન આપવું જ જોઇએ ને? બોલો તમારે કબૂલ છે? એમાં અજાયબ ન બનો. તમને એમ થતું હશે કે આ શેખર જેવો મહાન કવિ ને આમ પૈસા માટે આમ કહે છે? પણ દુનિયા એવી જ છે આપણો દોષ નથી, એટલે જ હું લખ્યા કરું છું ને મને જોઇએ છે તે નથી ને જોઇતું નથી તે છે. હું જે છું તે નથી ને જે નથી તે છું, એટલે જનતાનો લાડીલો શેખર ને ઇલા સાથે ઘર માંડીને રહેતો શેખર, એ બે જુદી વ્યક્તિઓ છે. એકની પાસે એની કલ્પના ને એનાં આદર્શની મોંઘી મૂડી છે ને બીજો શેખર ઘર ચલાવવા માટે જોઇતી મૂડીની નિરંતર શોધ કરે છે. તમને થતું હશે કે એની કૃતિઓમાં વિરાટ દેખાતો શેખર આવો કાચો માટીનો, પૈસાનો ભૂખ્યો સેલ્સમેન જ છે ને આખરે! પણ...

**કુમાર**: જી નહિ, એવું શું થાય?.

**શેખર**: એ વિવેક રહેવા દો થતું જ હશે. ન થતું હોય તો હું કહું છું કે તમારી બુદ્ધિએ દેવાળું કાઢ્યું હશે, તો તમે આજની દુનિયા માટે નાલાયક છો. પણ થતું હોય તો છો; આપ, મને એમાં શરમ નથી એટલે

બોલો, મારી વાત મંજુર છે? તો લાવો કાવ્યો લાવ્યા હો તો.

કુમાર: જી, મને મંજુર છે. આ કાવ્યો આપ નિરાતે...

શેખર: લાવો ને અત્યારે જ જોઉં. :ઉપર ઉપરથી પણ જે અભિપ્રાય આપીશ તે સાચો હશે ને એ આપણે એને જ સમજવાનો છે. કાવ્યસંગ્રહને કે વાંચનારને એની સાથે કશી જ નિસ્બત છે નહિ એક કામ કરજો, પ્રગટ કરો એ અગાઉ જરા advance publicity કરજો ને પ્રસ્તાવનાલેખક તરીકે મારૂં નામ જાહેર કરજો સમજ્યા!

કુમાર: જી.

શેખર: અરે, અક્ષર તો સરસ છે મોતીના દાણા જેવા, એટલે કવિ-લેખક થવાની બે લાયકાત તો છે તમારી પાસે: નામ ને અક્ષર. પણ બીજું હજી ઘણું બાકી છે. ચાલો, એની તમને ટીપ આપી દઉં. અરે ઇલા, જરા બે કપ કૉફી મોકલાવને.

કુમાર: જી, એવી તકલીફ...

શેખર: કહું છું કે વિનય વિવેકમાં નાહક સમય બગાડો નહિ. ત્યારે જુઓ, તમારો આ પહેરવેશ ફેરવી નાખો. આ પાટલુન ને બુશકોટમાં વિશિષ્ટતા નથી, લેખક તરીકેની તો નહિ જ. કફની બંગાળી ઢબની તો હોવી જ જોઇએ. નીચે પાયજામો, સુરવાળ કે પછી છૂટી પાટલીની ધોતી-ગમે તે ચાલી શકે. સફેદ જ હોવાં જોઇએ, ખાદી હોય તો સૌથી સરસ, નહિ તો રેશમી કફની પણ સારી છે. એમાય રેશમી ખાદીની ત્રેવડ હોય તો ખૂબ જ ઇચ્છવાયોગ્ય. ચશ્માં આવ્યાં હોય તો ઠીક, નહિ તો મજાના પહોળી કાળી ફ્રેમ અગર રીમલેસ પણ ચાલે. વાળ વધારો હજી, વાંકડિયાં ઝૂલકાં જેવું એકેય નહિ, અગર દાઢી વધારો તોય સરસ, પગમાં મોજડી ઇચ્છવાયોગ્ય, વાળ ને મ્હોં જાણે બેદરકારીથી અગર ગાંડપણમાં રાખીએ એવાં રાખવાં. કપડાં કોઇ કોઇ વાર મેલાં હોય તોય હરકત નહિ, ને મુખ ઉપર થોડું ગાંડપણ, ખુમારી ને આર્ષદૃષ્ટિનું મિશ્રણ ખાસ જરૂરી ગણાય. ટૂંકમાં આ બધી વિશિષ્ટતા વગર ન ચલે. Create a halo around you and you are established, સમજ્યા? કોઇની સાથે વાત કરો તોય થોડી તોછડાઇ, સ્પષ્ટવક્તવ્યનો દેખાવ, વાતે વાતે પ્રણાલિકાભંગની ઘોષણા ને બોલો ત્યારે જરા સાંભળનારને આઘાત લાગે ને મ્હોં વકાસી રહે એવા બોમ્બશેલ વાપરો. આટલું જરૂર કરો, અને હાં! બહાર નીકળો ત્યારે હાથમાં થેલી અગર તો કોઇ અંગ્રેજી-હિંદી-બંગાળી-ગુજરાતી સામયિક જરૂર રાખો. આટલું જરૂર કરો, સમજ્યા? ખુમારી ને ગાંડપણ જો ન હોય તો મારીતોડીને ય લઇ આવો, એમાં હસવાનું કાંઇ નથી, સમજ્યા? દરેક ધંધાના નિયમ હોય છે તેમ આ ધંધાના પણ આ જરૂરી પ્રાથમિક નિયમ છે. બાકીનું આગળનું તો તમે ધીમે ધીમે શીખી જ જશો, અને હા! ખલીલ જીબ્રાનનું એકાદું પુસ્તક સાથે ફેરવવું, ખાસ કરીને.

કુમાર: જી, એ તો ખરૂં, પણ એ તો બાહ્ય દેખાવ થયો, પણ સાચું ચિરંજીવ સાહિત્ય લખાય કેમ એના કાંઇક નિયમ પણ હશે જ ને? એ માર્ગદર્શન પણ આપ જ કરો.

શેખર: એ હવે પછી વાત. મુખ્ય જે હતું તે તમને કહ્યું. એની શરૂઆત આજથી જ કરો. અરે લ્યો આ કૉફી આવી. પહેલાં એ પતાવી દઇએ, ચાલો. (કૉફી બન્ને પીએ છે.) હં, હવે ઉપર ઉપરથી કાવ્યો જોઇએ. પછી નિરાતે બરાબર જોઇ જઇશ. અરે ભાઇ આ છંદ ખોડે છે, આમાં વળી હ્રસ્વદીર્ઘની ભૂલો છે, જુઓ (પાનાં ફેરવ્યે જાય છે) અહીં શબ્દો મારીમચડીને મૂક્યા છે. ખૂબ કચાશ છે, વિશિષ્ટતા નથી, મથાળાં અનાકર્ષક છે. છંદવૈવિધ્ય નથી, મિશ્ર જ વધુ છે, બાકી પૃથ્વી છે, ગેય ગીતો તો લાગતાં જ નથી, ખંડકાવ્ય કે મહાકાવ્ય છે જ નહિ, સોનેટ વધુ છે, વિષયમાં નવીનતા નથી, પ્રેમ, પ્રિયતમા ને આરઝૂ ને દર્દ ને દિલ્લગી ને વિરહ ને સંવેદન ને શાયરી, stereotyped છે ભાઇ આ તો. મુક્તકો ઘણાં છે પણ વિશિષ્ટતા દેખાતી નથી. અત્યારે તો પ્રથમ કક્ષાનાં આ એકાદ બે લાગે છે, છતાં નિરાશ થવાની જરૂર નથી. છતાંય હજી ધોરણ ઉંચું હોય તો વધુ ઠીક, નહિ તો પ્રસ્તાવનાનીય કીમત ન રહે. હવે આ કાવ્યો અહીં મૂકતા જાવ, બરાબર જોઇ જઇશ, ઠીક લાગશે તો સુધારાવધારા કરૂં તો હરકત નથીને?

કુમાર: જી, કાંઇ હરકત નથી. ઠીક ત્યારે, રજા લઉં? આજ બહુ તકલીફ આપી

શેખર: વળી એ વિવેક વાપર્યો? એ ભૂલી જાવ. સમયનો નકામો વ્યય છે એ ને દંભ સવાય બીજું કંઈ નથી.

કુમાર: જી, માફ કરજો.

શેખર: વળી પાછા? આ ટેવ કાઢી નાંખો, સમજ્યા? પાછા આવતા રહેજો.

કુમાર: જી. (જાય છે).

શેખર: અરે ઇલા, આવ જોઇએ. જરા બારણું બંધ કરતી આવ.

ઇલા: શું છે?

શેખર: તું અહીં આવ ને એક વાર, પછી કહું.

ઇલા: ના, હું અહીં સામે બેઠી છું. તમે સાવ બેશરમ છો. અત્યારે દિવસ છે. ધંધો છે કે નહિ બીજો?

શેખર: અહીં આવ કહું છું.

ઇલા: નહિ.

શેખર: ડોસી છો ડોસી.

ઇલા: ભલે રહી

શેખર: ઠીક જો, આ મૂરખનાં આ જોડકણાં કરંડિયામાં મૂકી દે. સો રૂપિયાનું કરી નાંખ્યું, બીજું શું? આવે એટલે મોઢીને સીધાં આપી દે. મારા હાથમાં આવશે તો ક્યાંય ઉડી જશે આવો એક એક હૈયાફૂટો આવતો હોય તો કેવું સરસ?

ઇલા: તમે બાકી ગજબ છો!

શેખર: હું લેખક છું એ ભૂલીશ નહિ. જેવો તેવો નહિ, પણ genius!

ઇલા: પણ એની કવિતા વાંચજો તો ખરા. એમ કરંડિયાને હવાલે કરાય? રૂપિયા લઇને કાંઇક તો બદલામાં કરો!

શેખર: તે આ ફોરી પાઇ, આટલી વાર વાત કરી. એને રાત્રેય સ્વપ્નાં આવશે ને બધેય ફડાકા મારશે કે શેખર જેવા સાથે આટલી વાતો કરી ને એને ત્યાં ફોરી પીધી. અમારો તો અંગત સંબંધ થઇ ગયો છે વગેરે.

ઇલા: તમે બાકી આ કરતાં વીમાના એજન્ટ થયા હોત તો...

શેખર: થયા હોત એની વાત નહિ. છે એની વાત કર. અહીં આવ જોઇએ, કેવી ડાહી છો તું? ડર ના; મુહબ્બત કર લે.

ઇલા: એક વાર કીધુંને કે અત્યારે નહિ.

### પ્રવેશ બીજો

ઇલા: તે હવે તમારે કાંઇ કરવું છે કે નહિ?

શેખર: જી નહિ. ચોપડીઓની રૉયલ્ટી આવે છે ને?

ઇલા: મહિને સરેરાશ ૫૦-૬૦ રૂપિયા આવે એમાં આપણું ને બે બાળકોનું પૂરું થઇ જશે?

શેખર: ધારીએ તો થાય. પણ તારે ધારવું છે જ ક્યાં?

ઇલા: પછી? ધાર્યું પણ એમાં મજૂરનું ય પૂરું નથી થતું, ખબર છે ને?

શેખર: તો પછી તારું એમ કહેવું છે કે આ શેખર, લબ્ધપ્રતિષ્ઠ લેખક શેખર શું નોકરી કરવા જશે? જેને ત્યાં આજ સુધી કેટલાય તંત્રીઓ, પ્રકાશકો, લેખકો, ઘેલી છોકરીઓ, પત્રકારોએ પગ ઘસ્યા છે એ શેખર!

ઇલા: પણ જૂની માળા ક્યાં સુધી ફેરવ્યા કરશો? આજ તો કોઇ આ બાજુ જોતું ય નથી

શેખર: એ બધા અદેખા છે એટલે. શેખરે જે શિખર પોતાનું કર્યું છે એ શિખર તેઓ જોઇ શકતાં ય નથી.

ઇલા: એવું હોત તો તો તમારા આંગણે બધાં આવતાં ન હોત? એ કરતાં એમ કહો કે આ તમારો દંભ ને તોછડાઇ ને વધુ પડતી બેપરવાઇ એના મૂળમાં છે. જેનું હોય એનું અપમાન કરવું, એમાંય કાંઇક જાણીતો હોય એનું તો ઇરાદાપૂર્વક, તમારી મોટાઇ દેખાડવા ખાતર ખાસ અપમાન કરવું, કોઇ લખવાનું આમંત્રણ આપે તો બને તો ઉતારી પાડવો ને પછી આપવું જ નહિ ને આપવું તોય જૂના જમાનાનું કાંઇક શોધીને કે પછી જેવું તેવું કાંઇક પસડી કાઢીને આપી દેવું, ને પૈસા માટેની જે જાતની વાત તમે કરતા તેવી તો ગમે એવો બજારૂ માણસ પણ કરે નહિ. મનેય સાંભળીને શરમ આવતી. જાણે લોટ માગવા નીકળ્યા. તેય આપે છે તોય. ન આપતા હોય ને તમે તમારા હક્ક માટે માનસર ઉભા રહો એ જુદું, પણ આ તો રીત જ જુદી.

શેખર: પણ એ ય સાલાઓ આપતા ને? ક્યાં જાય?

ઇલા: પણ આજે કોણ બોલાવે છે તમને એ તો કહો? બધા કંટાળી ગયા આખરે તમારા દંભથી ને તમારી હલકી તોછડાઇથી, અને એ બધું કરીને ય તમે આપતા શું? કોઇ નવો નિશાળીઓ ય બિચારો બીકનો માર્યો સારું લખે. પણ તમને તો નામના મજા ચૂકી હતી ને? પણ એ નામ ઉપર ક્યાં સુધી નભી ખવાય? છેલ્લાં પાંચ વરસમાં તમારે હાથેજ તમે કેટલું બગાડયું છે?

શેખર: તે તું એમ કહે છે કે નવા નિશાળિયા જેવુંય હું હવે લખતો નથી? જરાક બોલતાં શીખ

ઇલા: ધારો તો હજીયે જૂના શેખર પાછા જીવતા થઇ શકે એમ છે. કેવી શક્તિ ને કેવો ચમકારો છે?

દુનિયાનો કેટલો અનુભવ? તમે તો શું ન કરી શકયા હોત? ભલે શ્રીમંતાઇ ન મળી હોય હું એ શેખરની પત્ની હોવા માટે અભિમાન લેતી હતી, પણ પછી તો. તમને નશો ચડી ગયો ને લખવાનું ઘેર ગયું, પણ ઠેકઠેકાણે, વાર તહેવારે તમારી મોટાઇ ને તમારી શકિત એની બડાઇ હાંકયા સિવાય બીજો ધંધો જ ન કર્યો. લખવાનું સૂઝે કયાંથી? ફૂરસદ જ કયાં મળતી એમાંથી તમને? વેવલી છોકરીઓને તમારું માર્ગદર્શન આપવામાંથી ને તમારી બડાઇમાંથી સમય રહે ત્યારે ને? આજ એ તમારાં મૂલ્યાં કયાં ખોવાઇ ગયાં છે? કેમ કોઇ બ્હેન એના ઉપર વારી જવા આવતી નથી?

**શેખર**: તું મૂરખ છો, ઇલા. ગુજરાત ગાંડી છે, બેકદર છે, પણ એમાં મને નુકશાન નથી, એને છે. લેખક, કવિ, કલાકાર વગેરે તો દેશની મૂડી જેવા છે

**ઇલા**: એ હશે, પણ તમારા હાથે કરીને તમે આ કર્યું છે, નહિ તો તમારી કદર કોણ કહે છે કે નથી થઇ?

**શેખર**: તને બહુ ભાન છે. ઇંગ્લાન્ડ અમેરિકામાં જો ત્યાં લેખક લાખો કમાતો હોય છે શૉનો જ દાખલો લે.

**ઇલા**: પણ શૉ તમારી જેમ ચડી ગયા નહોતા ને? આજે આટલી ઉંમરેય એ લખે છે, તમારી જેમ ખોટા આંટાફેરા ને બડાઇ ને બહેનો...

**શેખર**: ચાલ, બંધ કર. મને મૂકી દીધો હોય તે ખોટ મને શું છે?

**ઇલા**: પહેલી તમને જ છે ને? આ ૫-૧૦ની આવકમાં શું હવા ઉપર રહેવાના છો? પાછી નોકરી કરવી નથી. કલમ ઉપર જીવવું છે ને કલમને તો કાને ચડાવીને બજુગાં ફૂ કર્યાં છે! એ કુમાર પાંચ વર્ષ પહેલાં આવેલો તે યાદ છે ને? એની પાસે કેવી હલકાઇ કરી હતી તમે? લેટ માગવોય સારો એ કરતાં તો. આજે એ આગળ આવી ગયો છે ને સામુંય જુએ છે? ખૂબ લાભ લીધો બિચારાનો, પછી કર શું? ને એણે જ પછી તમારા ઉપરથી એક વાર્તા નહોતી લખી?

**શેખર**: એમ જ હોય એ બધા વૈંનિયા કહેવાય.

**ઇલા**: પણ આજ તો તમે એના જેવુંય લખી શકતા નથી. તમે ભલે ના પાડો, આખી દુનિયા જાણે છે. કારણ તમારા દંભ ને તોછડાઇ ને મોટાઇને તમે ધીમે ધીમે એટલી હદ સુધી મોટાં બનાવી દીધાં કે એણે જ તમારી ફરતો ને તમારી શકિત ફરતો ભરડો લઇ લીધો ને પછી તો હવે તમને એના સિવાય બીજું કાંઇ દેખાતું જ નથી. હજી વિચાર કરો, કલમ પર જીવવું હોય તો કલમમાં શક્તિ જોઇએ. એ કરતાં અત્યારે નોકરીએ લાગી જાવ ભલા થઇને. નહિ તો શું થશે એની જ કલ્પના આવતી નથી. પાછું કંઇ ચીજ વગર ચાલે છે? કોફી જોઇએ, પાન તમાકુ જોઇએ, હવે વળી સીગરેટ પણ શરૂ કરી છે અને ઇલા તો જોઇએ જ જોઇએ.

**શેખર**: અરે, વાહ ઇલા! મારું પઢ્યું સેવ્યું એની અસર તારામાં આવી ખરી હોં! પણ થોડો વખત ચલાવી લઇએ. આ ફિલ્મ કંપનીમાં બે-ત્રણ વાર્તા આપી છે એ લેવાય એટલે બસ. હજારો રૂપિયા મળશે ને પાછા એ બધા મારાં આંગણાં ઘસશે તુ જોજે ને શેખર સ્વમાનથી જીવવા જ જન્મ્યો છે.

**ઇલા**: આ સ્વમાન છે? તમે કહેતા હો તો ભલે. બાકી ફિલ્મની વાર્તાની રાહ જોયા કરો નિરાતે. એમાં કાંઇ મળવાનું નથી.

**શેખર**: અરે આ જ તો ગુજરાતી ફિલ્મોની બોલબાલા છે. ગુજરાત કાઠિયાવાડમાં તો લોક ગાંડા થયા છે. તું જો તો ખરી એ ફિલ્મ કંપનીવાળા જવાના કયાં? એમની ગરજે આવશે.

**ઇલા**: હવે ઠીક છે એ ફિલ્મો બધી! અને તમે ય એકના સંવાદ લખેલા તે શું ઉકાળ્યું હતું અને તમને શું આપી દીધું હતું? એ વાત જવા દો મહેરબાની કરીને. એ વળી નવું ભૂત ભરાઇ ગયું છે તમને. બસો પાંચસો આપશે એમાં શું વળવાનું છે? ને એની રાહ જોઇને નિરાંતે બેઠા છો. કાંઇ ન કરવા માટે એ એક નવું બહાનું જડયું છે.

**શેખર**: એ તું ગમે તે કહે, પણ સો વાતની એક વાત કરી દઉં. આ શેખર નોકરી કરવાનો નથી. બેકદર દુનિયા એને કદાચ ભૂખે મારી શકશે, પણ એની ખુમારી છીનવી શકશે નહિ.

**ઇલા**: આ ખુમારી છે? સ્વમાન છે? કે નશો છે? કે ગઇ ગુજરી ઉપર નભી ખાવાની વૃત્તિ છે? કે દંભ છે? કે વકરી ગયેલું અભિમાન છે? એ કરતાં નોકરી

# રવીન્દ્રનાથ અને રાષ્ટ્રવાદ

શ્રી. ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ



કવિવરનો સ્વર્ગવાસ થયાને આજે આઠ વર્ષ થયાં. આજે કેવળ એમની સ્તુતિ કરવાને બદલે આપણે એમનાં વિશાળ લખાણોમાંથી કોઈ એક અંગ કે વિષય લઈ તેનો વિચાર કરીએ એ વધારે યોગ્ય લાગે છે. તેથી મેં આજે એમના રાજકારણ તથા રાષ્ટ્રવાદ વિષેના વિચારો પરત્વે થોડુંક ચિન્તન અહીં રજૂ કરવા ધાર્યું છે.

રવીન્દ્રનાથને વિષે રાધાકૃષ્ણને કહ્યું છે: 'એમનામાં આપણે ભારતનો સનાતન પુરાણો છતાં નવીન એવો સાદ જોઈએ છીએ.' (In him we find the eternal voice of India, old and yet new.) કવિનાં લખાણો પાછળ ઉપનિષદોનું ચિન્તન ને તેની પ્રેરણા ઠેરઠેર દેખાઈ આવે છે. રામાયણે કહ્યું કે ધર્મ છોડીને સંસારમા કશો લાભ મેળવવો યોગ્ય નથી. મહાભારતે કહ્યું: 'જ્યાં ધર્મ છે ત્યાં કૃષ્ણ છે, ને જ્યાં કૃષ્ણ છે ત્યા જય છે.' (यतो धर्मस्ततः कृष्णो यतः कृष्णस्ततो जयः।) એ જ વાત રવીન્દ્રનાથ ઠાકુરે કહી. તેમણે કહ્યું કે માણસ એ માત્ર શરીર નથી, તે આત્મા પણ છે; પરમાત્મા છે; તે 'સત્યં શિવં સુન્દરમ્' છે. 'એ આત્મા સત્ય છે, અમારા પ્રાણનો આરામ છે, અમારા મનનો આનંદ છે,' એ શાન્તિનિકેતનનો ધ્યાનમંત્ર છે. એ વચન ઉપનિષદમાંથી લીધેલું છે: सत्यात्म प्राणारामं मनआनन्दम्। એ જ ભારતનો સંદેશો છે. શરીર જીર્ણ થાય છતાં આત્મા જીર્ણ થતો નથી, એ આ યુગમાં રવીન્દ્રનાથ ઠાકુર અને ગાંધીજીએ બતાવ્યું. બન્નેએ એમના છેલ્લા દિવસો સુધી વાણી ને લેખણ ચલાવ્યાં; છતાં એમાં ક્યારે જરઠપણું દેખાયું નહોતું. પ્રાચીન મહર્ષિના જેવું જ શુદ્ધ ને પવિત્ર કવિવરનું જીવન હતું. કલા અને ચારિત્ર એનો અતિસુભગ સંયોગ એમના જીવનમાં થયેલો હતો.

કવિવરે રાજકારણ વિષે નિબન્ધરૂપે પણ ઘણું લખ્યું છે. બંગભંગના યુગમાં રાષ્ટ્રીય જાગૃતિ પ્રત્યે એમને સહાનુભૂતિ હતી. 'જનગણમન' તથા 'અયિ ભુવન-મનમોહિની' જેવાં એમનાં રાષ્ટ્રીય કાવ્યો એ યુગમાં લખાયાં. પણ પછી એ હિલચાલ જોડે છૂપી ખુનામરકી ભળી, જેને 'ત્રાસવાદ' અથવા 'ટેરરિઝમ' તરીકે ઓળખવામાં આવે છે. એના પ્રતિકારરૂપે સરકારે પ્રજા પર ઘણો ત્રાસ વર્તાવ્યો. આ હિલચાલનાં જે ખોટાં પરિણામ આવે છે તે કવિએ જોયાં, અનુભવ્યાં. ઘણા માણસો પર સરકારની શંકાની નજર હોય, એટલે છૂપી પોલીસ તેમની પાછળ લાગેલી હોય; એવા માણસોને જે સંઘરે તેમને માથે પણ સંકટ આવે. એટલે દરેક જણને આગંતુક માણસ—મિત્ર કે સગો હોય તોયે—તેને વિષે અંદેશો રહે કે એની પાછળ પોલીસ તો નહીં લાગેલી હોય? આને લીધે બંગાળમાં આતિથ્યની વૃત્તિ પણ સુકાઈ ગઈ, એ જોઈ કવિએ આ હિંસાપ્રવૃત્તિ સામે આર્તનાદ કર્યો. સત્યાગ્રહ અને 'ટેરરિઝમ' વચ્ચે મોટો ભેદ જ આ છે. સત્યાગ્રહમાં જે માણસોને સ્વેચ્છાએ કષ્ટ સહન કરવાં હોય તેમને જ કષ્ટ પડે છે; બાકીનાં માણસોને કંઈ થતું નથી. બીજી બાજુ, ગુપ્તતાવાળી હિંસક પ્રવૃત્તિમાં, નિર્દોષ નિરપરાધી માણસોને પણ નામરજી છતાં ઘણું સહેવું પડે છે; અને તેથી છેવટે જનસમૂહને એવી પ્રવૃત્તિ વિષે અણગમો પેદા થાય છે. ગાંધીજી ૧૯૧૫ માં સ્વદેશ આવ્યા પછી તેમણે 'ટેરરિસ્ટો'ને એમ સમજાવવાનો પ્રયાસ કર્યો કે 'ટેરરિઝમ' કરતાં સત્યાગ્રહમાં શૂરાતન બતાવવાની તક વધારે છે; અને એમ કરીને તેમણે એ વર્ગના કેટલાયે માણસોને અહિંસા ને સત્યાગ્રહ તરફ વાળ્યા.

એ જ સમય દરમ્યાન ગુરુદેવે જોયું કે દેશમાં રચનાત્મક પ્રવૃત્તિ ઘણી જરૂરની છે, અને તે રાજ્યાશ્રય વિના પણ ચાલી શકે છે. 'સ્વદેશી સમાજ' નામના ગ્રન્થમાં તેમણે ભૂતકાળ પર નજર નાખી અફસોસ કરતાં કહ્યું કે અગાઉ આપણે ત્યાં સમાજને ઉપયોગી એવાં ઘણાં કામ સમાજ પોતે જ કરતો. ગામડાંનાં મહાજનો જળાશયો ખોદાવવાનું, ધર્મશાળાઓ બંધાવવાનું, રસ્તાઓ બનાવવાનું વગેરે અનેક કામો પોતે કરાવી લેતાં. ઘણે ભાગે

તો એ કામો ખાનગી દાનનાં નાણાં વડે થતાં. એ જમાનામાં રાજસત્તા તો ક્યાંક દૂર રાજધાનીમાં રહેતી, ને લોકોને તેની સીધી રીતે જાણ બહુ જ ઓછી થવા પામતી. ઘણી જગાએ ગામડાંનું મહેસૂલ પણ ઉઘરાવીને સામટું બારોબાર રાજધાનીમાં મોકલવામાં આવતું. આને લીધે રાજવંશો બદલાતા તોયે ગામડાંનું સામાજિક જીવન અસ્ખલિત ચાલ્યાં કરતું, અને રાજપલટાની તેના પર કશી ખાસ અસર પડતી નહીં. ગુરુદેવે એ જમાના જોડે આજની સ્થિતિ સરખાવતાં કહ્યું કે આજે તો આપણે દરેક નાના કામ માટે પણ સરકાર તરફ નજર નાખીને બેસી રહેવાનું શીખ્યા છીએ. આને લીધે એક તરફ સરકારનાં કામ વધ્યાં છે, અને બીજી તરફ આપણે એટલે અંશે સ્વાશ્રયની ટેવ ગુમાવી નિરાધાર બન્યા છીએ. ગ્રામીણ સમાજમાં પરસ્પર જે સહકાર હતો તે ઘણો જ ઘટી ગયો છે. કવિનું આ નિરૂપણ કેટલું સાચું છે! આજે સમાજને ઉપયોગી એવું કંઇ પણ કામ કરાવવાનું હોય ત્યારે આપણે હાથ હલાવવાને બદલે બૂમાટ કરીએ છીએ. સરકાર કંઇ એવાં બધાં નાનાં મોટાં કામને પહોંચી શકતી નથી; પહોંચી શકે પણ શી રીતે? કેટલાયે કામ એવાં હોય છે જે લોકોના સંયુક્ત પ્રયાસથી જોતજોતામાં થઇ જાય. તે આપણા આ પરાવલંબીપણાને લીધે પડ્યાં રહે છે.

બીજું, અગાઉ જે કામ દાનથી થતાં તે હવે કરવેરાથી થાય છે. સરકાર અગાઉ માત્ર બંદોબસ્ત રાખનારું 'પોલીસ સ્ટેટ' હતી; તેને બદલે હવે તેને લોકસેવાનાં અનેક કામો જાતે કરવાં પડે છે, એટલે તે 'સેવક રાજ્ય' (મિનિસ્ટરિંગ સ્ટેટ) બની છે. જેમ કામ વધે તેમ પૈસા વધારે જોઇએ; એટલે કર પણ વધારવા પડે જ. દાન ઐચ્છિક, ને કર ફરજિયાત; એટલે કર અકારા લાગે. દાનની પાછળ જે ઉમળકો હતો, માનવપ્રેમની જે ભાવના હતી, તે આજની વ્યવસ્થામાં રહ્યાં નથી.

એટલે કવિવરે, સમાજમાં સ્વાવલંબન અને સહકાર ખીલવવા માટે, રચનાત્મક કામની જરૂર સ્વીકારી. તેમણે આગળ જતાં એ વિષે લખ્યું: 'મારી તો દૃઢ પ્રતીતિ હતી કે ભારતવર્ષને જો કોઇ વસ્તુની જરૂર સૌથી વધારે હોય તો તે તેની અંદરથી જ પેદા થતા રચનાત્મક કામની હતી...આપણને જે જોઇએ છે તે જો આપણને એકદમ આપી દેવામાં આવે તો એથી નુકસાન જ થાય. તેથી મેં મારા દેશબન્ધુઓને ફરીફરી કહ્યું છે કે તમે જૂથ બાંધો—પણ તે ભિક્ષા માગવા સારુ નહીં, પણ આપણી આપભોગની ભાવનાને પ્રગટ થવાની તકો પેદા કરવાના કામ માટે.' (નૅશનાલિઝમ, પૃ. ૧૧૨-૩)

આ જ વાત ગાંધીજીએ પણ 'રચનાત્મક કાર્યક્રમ'માં કહી. 'રેંટિયાથી સ્વરાજ મળે', એમ તેમણે કહ્યું, એની પાછળ ગર્ભિત અર્થ એ રહેલો હતો કે રેંટિયા ને ખાદીનું કામ ચલાવતાં આપણામાં જે વિશાળ સહકાર ને સંગઠન પેદા થાય તે સ્વરાજ મેળવવાની શક્તિ આપે—આ ખુલાસો તેમણે પોતે કરેલો. વિદેશી સરકાર જોડે અસહકાર એનો અર્થ પ્રજામાં દેશવ્યાપી સહકાર છે, એમ પણ તેમણે અનેકવાર કહેલું.

આમ, રાષ્ટ્રીય જાગૃતિ ને રાષ્ટ્રીય સંગઠનમાં વિચાર અને કાર્ય વડે મોટો ફાળો આપવા છતાં, આધુનિક રાષ્ટ્રવાદમાં જે જોખમ રહેલું છે તેના તરફ રવીન્દ્રનાથનું દુર્લક્ષ નહોતું. આધુનિક રાષ્ટ્રવાદ, અથવા કહો કે રાષ્ટ્રપૂજાધર્મ (નૅશનાલિઝમ), એ પશ્ચિમની ૧૮ મી ને ૧૯ મી સદીની પેદાશ છે. એનાં બૂરાં પરિણામો તરફ ધ્યાન ખેંચી ચેતવણીનો બુલંદ પોકાર કરવા માટે તેમણે, 'પશ્ચિમમાં રાષ્ટ્રવાદ', 'જપાનમાં રાષ્ટ્રવાદ' અને 'ભારતમાં રાષ્ટ્રવાદ' એ નામનાં, ત્રણ વ્યાખ્યાનો આપ્યાં. તે અંગ્રેજીમાં 'નૅશનાલિઝમ' નામના એમના પુસ્તકમાં ભેગાં છાપેલાં છે, ને વાંચી વિચાર કરનાની આંખ ઉઘાડે એવાં છે.

પશ્ચિમમાં ૧૯ મી સદીમાં ડારવિને 'જીવનસંગ્રામ'નો સિદ્ધાંત ફેલાવ્યો. કુદરતમાં બધે પરસ્પર સંગ્રામ (struggle for existence), ચાલે છે, 'જીવો જીવસ્ય જીવનમ્' એ જ કુદરતનો મહાનિયમ છે, અને એમાં જે પ્રાણી સૌથી વિશેષ લાયક હોય તે જ છેવટે જીવતાં રહે છે (survival of the fittest) એ ડારવિનની શોધનો સાર હતો. એમાંથી લોકોએ એમ ફલિત થતું માન્યું કે સૌથી લાયક તે જ પ્રાણીઓ કે માણસો, જે બીજા જોડે લડીઝઘડીને છેવટે જીવતાં રહે છે; એટલે કે જે સૌથી વધારે જોરાવર તે સૌથી વધારે લાયક. પછી તો સૌથી જોરાવર થવા માટે હુંસાતૂંસી ચાલી. 'ધન્ય છે નમ્ર માણસોને, કેમકે ધરતીનો વારસો છેવટે તેમને મળવાનો છે,' એ ઇસુ ખ્રિસ્તનું વચન વિસારે પડ્યું. આ અરસામાં જ રાષ્ટ્ર-રાજ્ય (નેશન-સ્ટેટ)ની પ્રસ્થાપના

થઇ. એવાં રાજ્યો વચ્ચે હરીફાઇ ને કલહો જામ્યાં. બધાં જ રાજ્યો સર્વસત્તાધીશ, એટલે એમને માંહોમાંહે લડતાં અટકાવે કોણ? આમ એમાંથી મહાયુદ્ધો પેદા થયાં.

રવીન્દ્રનાથ કહે છે કે આ 'નેશન-સ્ટેટ' તે નિર્જીવ યન્ત્ર છે. 'ધન અને સત્તાના લોભ' પર એની રચના થયેલી છે. નીતિ અને ધર્મની લગામ તો એના પર હતી નહીં. નીતિધર્મની જે કંઇ મર્યાદા બાકી હોય તે નાબૂદ કરે એવા પણ સિદ્ધાન્તો નીકળ્યા. નીતિ કે ધર્મનાં બંધનોથી પર અને સત્તાના લોલુપ એવા નરશ્રેષ્ઠ (સુપરમૅન)ની કલ્પના તો નીટ્શેએ ચલાવી જ હતી. પછી એવો સિદ્ધાન્ત કાઢવામાં આવ્યો કે નીતિનાં બંધન માત્ર વ્યક્તિઓને માટે છે; રાજ્યને માટે એવાં કશાં બંધન છે જ નહીં; રાજ્ય (સ્ટેટ) તો નીતિ અનીતિથી પર છે. આ વિચારનું સવિસ્તર પ્રતિપાદન ટ્રીટ્સ્કે નામના જર્મન લેખકે કર્યું. 'મારો દેશ સાચું ખોટું જે કરે તે બધુંજ સાચું,' My country right or wrong) એમ કહેનારો હડહડતો રાષ્ટ્રવાદ પ્રચલિત થયો. પોતાનો દેશ ખોટું કરે છે એમ કહેવાની કોઇની હિંમત ચાલે નહીં એવું વાતાવરણ ઘણા દેશોમાં પેદા કરવામાં આવ્યું. આવા રાષ્ટ્રવાદવાળા પશ્ચિમના દેશોએ સામ્રાજ્યો સ્થાપ્યાં, અને એશિયા તથા આફ્રિકાની શસ્ત્રબળમાં પછાત એવી પ્રજાઓને તાબેદાર બનાવી ને ચૂસી. ગોરાઓ સંસારમાં શ્રેષ્ઠ પ્રજા છે એવું ગુમાન પેદા થયું. આ પ્રકારના રાષ્ટ્રવાદ સામે ગુરુદેવે સખત વિરોધ જાહેર કર્યો. તેમણે કહ્યું કે અત્યારે તો પશ્ચિમનાં આધુનિક રાષ્ટ્રો ઇતર નિર્બળ પ્રજાઓનો શિકાર કરે છે; પણ આખી દુનિયા હોઇયાં થઇ જશે ને શિકાર કરવા જેવું કશું રહેશે નહીં ત્યારે આ વરુઓ માંહોમાંહે લડી એકબીજાને ફાડી ખા ; કેમકે એમનો 'સુધારો' જ એવો નરભક્ષક છે. કવિની આ ભવિષ્યવાણી ગયાં બે વિશ્વયુદ્ધોએ સાવ સાચી ઠરાવી છે.

આ પરથી એમ જોઇ શકાય છે કે રાષ્ટ્રભક્તિ ખોટી નથી, પણ રાષ્ટ્રવાદ ખોટો છે. અથવા કહો કે રાષ્ટ્રવાદ બે પ્રકારનો છે: સારો અને બૂરો. ગાંધીજીએ 'સ્વદેશી'ની વ્યાખ્યા કરતાં કહેલું કે આપણે જે સ્થળમાં જન્મ્યા ને વસ્યા તેની સેવા પ્રથમ લેવાદેવાનો જે ધર્મ તે સ્વદેશી. કેન્દ્ર વિના વર્તુળ શક્ય નથી. જે માણસને જગતની સેવા કરવી હોય તેને પણ કામ કરવા સારુ ઊભા રહેવા માટે કોઇ ને કોઇ એક કેન્દ્ર તો જોઇએ જ. એ કેન્દ્ર વિષેનો પ્રેમ, તેને વિષેની ભક્તિ, તેની સેવા કરવાની ધગશ એ કંઇ ખોટી વસ્તુઓ નથી. જે માણસ પોતાના ગામ, પ્રાન્ત કે દેશની સેવા કર્યા વિના કેવળ 'વિશ્વસેવા'ની જ વાત કરે છે તેના માનવપ્રેમને, તેની humanitarianismને રવીન્દ્રનાથે 'રંગ વિનાની વિશ્વનિષ્ઠા' (colourless cosmopolitanism) કહી વખોડી છે. જે પડોશીની સેવા કરવાનો કદી વિચાર ન કરે તે જગતની શી સેવા કરવાનો હતો? આખા જગતની સેવા એકસાથે કરવાની શક્તિ ઇશ્વરે અતિવિરલ માણસોને આપી હોય છે.

આ વસ્તુ રવીન્દ્રનાથે બહુ સ્પષ્ટ શબ્દોમાં સમજાવી છે. તેમણે કહ્યું છે કે વિશ્વાત્મા સાથે ઐક્ય સાધવા માટે આપણે કામમાંથી સ્વાર્થવૃત્તિ કાઢી નાખી વિશ્વકર્મા (world-worker) થવું જોઇએ. એટલે કે 'આપણે સહુને માટે કામ કરવું જોઇએ. સહુને માટે એ શબ્દો હું વાપરું છું ત્યારે એનો અર્થ હું એ નથી કરતો કે અસંખ્ય વ્યક્તિઓને માટે. જે કાર્ય સત્કાર્ય છે તે બધું, ભલે વિસ્તારમાં ગમે તેટલું નાનું હોય તોયે, તેનું સ્વરૂપ વિશ્વવ્યાપી છે—તે સમગ્ર વિશ્વની સેવા છે.' (ધ રિલિજિયન ઑફ મૅન, પૃ. ૬૯.) રવીન્દ્રનાથનો આન્તરરાષ્ટ્રીયવાદ સમજવામાં આ વચન ઘણું ઉપયોગી છે. એ જ વસ્તુ લક્ષમાં રાખીને ગાંધીજીએ કહ્યું કે 'મારો રાષ્ટ્રવાદ એ આન્તરરાષ્ટ્રવાદનું તીવ્રતમ રૂપ છે.' આ વિશાળ ભાવના ભારતવર્ષમાં પહેલેથી હતી, એટલે તેણે કોઇ પણ પરદેશ ઉપર કદી આક્રમણ કર્યું નથી.

આ વાત વિસ્તારીને કહીએ તો, હિંદી થવા માટે આપણે ગુજરાતી, મહારાષ્ટ્રી, કે બંગાળી મટી જવાની જરૂર નથી. એ વિષયમાં ગાંધીજી, તિલક મહારાજ અને ગુરુદેવ રવીન્દ્રનાથનાં ઉજ્જ્વલ દૃષ્ટાન્તો આપણી સમક્ષ મોજૂદ છે. જી. કે. ચેસ્ટરટને કહ્યું છે: 'જે ઇંગ્લંડવાસી અંગ્રેજી નથી તે યુરોપિયન નથી; જે ફ્રાન્સવાસી પૂરેપૂરો ફ્રેંચ નથી તે પૂરેપૂરો માનવ નથી.' (An Englishman who isnot English is not European; a Frenchman who is not fully French is not fully human.) અનેકતામાં એકતા, ભેદમાં અભેદ એ જીવનનો નિયમ છે. વિશ્વમાં અનેક રંગોની જે વિવિધ મેળવણી

છે તે કાઢીને એકરંગી ઐક્ય સ્થાપવું શક્ય નથી, તેમ ઇષ્ટ પણ નથી. એવું એકરંગીપણું ઇશ્વરને પ્રિય નથી. નહીં તો એણે સૃષ્ટિમાં અનેક રંગો કર્યા જ શા સારૂ હોત? અહીં બહાર જે લીલો રંગ છે તેમાંજ કેટલી બધી છાયાંઓ છે તે જુઓને! તેથી જગતમાં એક જ ભાષા, એક જ ધર્મ, એક જ રાજસત્તા વગેરે સ્થાપવાના કૃત્રિમ પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા છે. અનેક જાતિઓના મિલનમાંથી એકરાગ પેદા કરવાનું, તથા સહુએ હળીમળીને રહી જગતને તેનો પાઠ શીખવવાનું, ખાસ કામ ઇશ્વરે ભારતને સોંપ્યું છે, એમ રવીન્દ્રનાથે જ કહ્યું છે.

એ કાર્ય આપણે ભૂલ્યા એને લીધે ઝેરી કોમવાદ પેદા થયો. તે જ પ્રમાણે પ્રાંતભક્તિ એ સારી વસ્તુ હોવા છતાં, આપણે તેનો અને રાષ્ટ્રભક્તિનો મેળ બેસાડી શકતા નથી; પ્રાંતભક્તિ એ રાષ્ટ્રભક્તિનું જ અંગ કે તેનો જ અંશ છે એ આપણે ધ્યાનમાં નથી રાખતા; તેને લીધે પ્રાંત પ્રાંત વચ્ચે હૂંસાતૂંસી પેદા થઇ તેમાંથી બૂરો પ્રાંતવાદ જન્મ્યો છે. બૂરો રાષ્ટ્રવાદ તેને કહેવાય જેમાં એક રાષ્ટ્ર બીજાંની સેવા કરવાને બદલે, બીજાંને દબાવવા ને લૂંટવા માગે છે. તે જ રીતે બૂરો પ્રાંતવાદ તેને કહેવાય જેનાથી પ્રેરાઇને એક પ્રાંત બીજા પ્રાંત પાસેથી બને એટલું ઝૂંટવવાની ઇચ્છા રાખે છે. ખરું જોતાં તો દરેક પ્રાંતને પોતે પુષ્ટ થઇ બીજાની સેવા કરવાની, બીજાઓને કાજે ઘસાવાની તથા હોમાવાની, તમન્ના હોવી જોઇએ. એવી તમન્ના સ્વરાજ મળ્યા પહેલાં આપણામાં હતી. ત્યારે પ્રાંતો વચ્ચે રસાકસી સૌથી વધારે આપભોગ આપવાની બાબતમાં હતી. સ્વરાજ આવ્યા પછી એ વૃત્તિ અલોપ થઇ દેખાય છે; ને જાણે મોટો ગરાસ મળી ગયો હોય એમ એમાંથી ઝૂંટવવા માટે પડાપડી ચાલી રહી દેખાય છે આમ વૃત્તિ બદલાવાને લીધે, રૂડી વસ્તુ હતી તે ભૂંડી થઇ પડી છે. મુંબઇ, ડાંગ, માનભૂમ, મદ્રાસ વિષેના ઝઘડા તો મનની અંદર પડેલા ઝેરનાં જુદાં જુદાં ચિહ્નરૂપ છે. મુખ્ય જરૂર તો વિચારપરિવર્તનની છે, માનસ પલટાવાની છે. મુંબઇ અને ડાંગની બાબતમાં અનુક્રમે મહારાષ્ટ્રીઓ ને ગુજરાતીઓ પંચના ફેંસલા માનવાની ના પાડે, એને વાજબી કઇ રીતે ગણી શકાય! યંગ કાઇ-શેકે ખરૂં કહ્યું છે કે 'આપણે જાતે પહેલાં આપણી પાયમાલી ન કરીએ, તો બીજું કોઇ રાષ્ટ્ર આપણને પાયમાલ કરી શકતું નથી.' (No nation can ruin us, unless we first ruin ourselves.)

માનો કે ગરાસમાંથી ભાગ મેળવવાનો સવાલ હોય, તોયે જે ભાગ ન્યાયથી, ધર્મથી ન મળ્યો હોય તે ત્યાજ્ય ગણાવો જોઇએ. ધર્મ અને ન્યાય ચૂકીને મેળવેલી સંપત્તિ કદી ટકતી જ નથી, એમ રવીન્દ્રનાથે એક જૂનો શ્લોક ફરીફરી ટાંકીને ભારપૂર્વક બતાવ્યું છે.

वर्धत्यधर्मेण नरस्ततो भद्राणि पश्यति।

प्रभूतं धनमाप्नोति समूलस्तु विनश्यति॥

(માણસ અધર્મથી ફાલેફૂલે છે, પછી તેની આબાદી થાય છે, ને તેને પુષ્કળ ધન પણ મળે છે. પણ છેવટે તો તેનો સમૂળો નાશ જ થાય છે.)

આને, કહેવું હોય તો, ઇતિહાસનું આધ્યાત્મિક વિવરણ (spiritual interpretation of history) કહી શકાય. આજે તો આપણા કાન આગળ ઇતિહાસના અનાત્મવાદી, જડવાદી વિવરણ (material interpretation of history) નાં નગારાં જોરથી વાગી રહ્યાં છે. આ બેમાંથી આપણે કયું પસંદ કરીએ છીએ, ને કયો રસ્તો લઇએ છીએ, એ મહાપ્રશ્ન આપણી સામે પડેલો છે. એ પસંદગી કરવામાં આ યુગના મહર્ષિ રવીન્દ્રનાથનું માર્ગદર્શન આપણને સહાયક નીવડો.*



*રવીન્દ્રનાથ ઠાકુરની પુણ્યતિથિ નિમિત્તે, તા૦ ૬-૮-૪૬ને રોજ, વડોદરાની સેકંડરી ટીચર્સ ટ્રેનિંગ કોલેજમાં કરેલું પ્રવચન.

# બૌદ્ધિક શિક્ષણનો શાપ

પ્રિન્સિપાલ મનુભાઇ પ્રા. વૈદ્ય
એમ.એ., એમ. એડ.



હિંદમાં તેમજ અન્યત્ર કેળવણીની નવરચના કરવાની વાતો થાય છે, યોજનાઓ ઘડાય છે. સંમેલનો યોજાય છે અને પ્રશ્નો તપાસી જવા પંચો નીમાય છે. શિક્ષણ ઉપયોગી હોવું જોઇએ. હુન્નરઉદ્યોગના શિક્ષણને પ્રાધાન્ય આપવું જોઇએ. શિક્ષણમાં કેન્દ્ર તરીકે કોઇ હસ્ત-કામ રાખવું જોઇએ. આવી અનેક વાતો થાય છે. બૌદ્ધિક શિક્ષણ માટેનો આપણો પ્રેમ હજુ ઓછો થયો નથી. કોઇપણ પ્રાંતના આંકડા તપાસીશું તો જણાશે કે વિદ્યાર્થી-ઓની વિશેષ સંખ્યા બૌદ્ધિક શિક્ષણ લઇ રહી છે. હાઇસ્કૂલો તથા કૉલેજોમાં જનારી સંખ્યા વિશેષ હોય છે. આર્થિક અથવા અન્ય કારણોને લીધે કૉલેજમાં ન જઇ શકે તે અન્ય શિક્ષણ લે છે. કેળવણીનો હેતુ વ્યક્તિને જીવન માટે તૈયાર કરવાનો હોય છે. જીવનની તૈયારીમાં ચારિત્ર્યસ્થાપના અગ્રસ્થાને છે તે ભૂલી જવાય છે. તો પ્રશ્ન એ ઉભો થાય છે કે ઉચ્ચ શિક્ષણે માણસને ચારિત્ર્યવાન બનવામાં મદદ કરી છે કે નહિ. તપાસ કરીશું તો જણાશે કે ચારિત્ર્યને શિક્ષણ સાથે બહુ જ ઓછો સબંધ છે. ભણેલા ચારિત્ર્યમાં શિથિલ માલુમ પડયા છે તો અભણનું પણ તેમજ છે. શિક્ષણથી કેટલાક સુધર્યા છે, તો અનેક બગડયા પણ છે. શિક્ષણને અંગે ખાસ સુધારો થયો હોય તેવું જણાતું નથી.

અમેરિકામાં થોડા સમય પહેલાં દશ હજાર વ્યક્તિઓને કસોટીઓ આપવામાં આવી. આ કસોટીઓથી બેવડું કામ થયું. એક તો વ્યક્તિઓના શિક્ષણ પ્રમાણે વિભાગ પડયા અને પછી વ્યક્તિના અંશોની આપણી થઇ. હાઇ-સ્કૂલના વિદ્યાર્થીઓ કરતાં કૉલેજના વિદ્યાર્થીઓ આ બાબતમાં ચડિયાતા ન હતા. માનસશાસ્ત્રના ક્ષેત્રમાં અનેક શોધો થઇ છે. પણ ચારિત્ર્યના વિકાસને શિક્ષણની કક્ષા સાથે સંબંધ છે તેવી કશી પ્રમાણિત શોધ હજુ થઇ નથી, ઉચ્ચ શિક્ષણથી વાક્પટુતા આવતી હશે પણ તેથી નીતિ, પ્રેમ કે પ્રમાણિકતા વિકસતાં હોય તેવું માનસશાસ્ત્રની કસોટીઓથી જણાતું નથી. આ આપણા સામાન્ય અનુભવની વાત છે. જો શિક્ષણથી નીતિ આવતી હોત તો ઉચ્ચ શિક્ષણ લેનાર અમલદારો લાંચ-રૂશ્વતની બદીથી મુક્ત હોત. બૌદ્ધિક પરીક્ષાઓ પસાર કરવાથી માણસનું સાચું મૂલ્યાં-કન થતું નથી. વિદ્યાર્થી પોતાના મિત્રો સાથે કેવી રીતે વર્તતો, અભ્યાસેતર પ્રવૃત્તિઓમાં કેવોક ભાગ લેતો–આ બધું તેનું સાચું મૂલ્યાંકન કરવા માટે જરૂરી છે. આ દ્રષ્ટિથી કેળવણીના ધ્યેય પરત્વે આપણા દૃઢ થઇ ગયેલા વિચારો આપણે ફેરવવા પડશે; માત્ર બૌદ્ધિક શિક્ષણ લેવાથી ચારિત્ર્ય ઘડાતું નથી, માનવતા પાંગરતી નથી, શિક્ષણ બોજા રૂપ બની જાય છે. વાસ્તવિકતા સાથે સંપર્ક નહિ રહેવાથી અનેક આશાભર્યાં જીવન વેડફાઇ જાય છે. ગોખેલું જીવનમાં કામ આવતું નથી. મહેનત બરબાદ ગઇ હોય તેમ લાગે છે. મગજનું કામ કરનારને જ્યારે શારીરિક કામ કરવાનું આવી પડે છે ત્યારે તે ગભરાઇ જાય છે. તેનો તેને મહાવરો નથી તે કાર્ય પોતાથી નહિ થઇ શકે તેમ તે માની બેસે છે. માત્ર બૌદ્ધિક અભ્યાસમાં અનેક વર્ષો સુધી તલ્લીન રહેવાથી તેને શારીરિક કામની ટેવ છુટી ગઇ છે. શારીરિક કામમાં પણ ગૌરવ અને આનંદ છે. તે તેને સમજાવવું પડે છે.

એક વિદ્યાર્થી છે; કૉલેજમાંથી સ્નાતક થઇ બહાર પડે છે. તેને હજુ અભ્યાસ કરવો છે. સાહિત્ય કે પત્ર-કારિત્વમાં ઊંડા જવું છે. તેના પિતા કુશળ વેપારી છે. તેઓ પોતાના પુત્રને વેપારમાં નાખવા આતુર છે. માતાને સંસ્કારી કહેવડાવવાનો શોખ છે. પોતાનો પુત્ર હજુ વિશેષ વિદ્વાન થાય તેવી તેને હોંશ છે. પુત્ર કહે છે; "મારે પૈસો એકઠો કરવો નથી, મારે તો સાહિત્યની ઉપાસના કરવી છે, કંઇક લખવું છે, પ્રસિદ્ધ કરવું છે." આવા યુવકની આપણે માનસશાસ્ત્રની રીતે તપાસ કરીશું તો માલુમ પડશે કે તેની શિક્ષણશક્તિઓ સામાન્ય હતી. સાહિત્ય માટેની તેની શક્તિ ખાસ આદર-ણીય ન હતી ખરૂં કારણ તેનો અચોક્સ, અનિર્ણયાત્મક સ્વભાવ હતો. વેપારમાં જોઇતાં ઉત્સાહ, આવેગ અને

ચપળતા તેનામાં નહોતાં. આવી વ્યક્તિને નિરાશ કરવાની જરૂર નથી. સાહિત્યની તેની ઉપાસનામાં તેને જરૂર પ્રોત્સાહન આપવું. પણ વાસ્તવિક જીવનનો સાચો અનુભવ થાય તેટલા માટે તેને પ્રથમ તો નોકરી લઇ લેવા શિખામણ આપવી. ૭ મહિના તેવો અનુભવ લીધા પછી તેને સત્ય સમજાશે અને લોકોનાં ખાનગી જીવન માટે ઘણું ઘણું જાણવાનું મળ્યું હશે. તેનામાં આત્મવિશ્વાસ ઉત્પન્ન થશે. જીવનમાં તેને રસ આવશે. ચોપડીઓમાંના લોકોને બદલે તે સાચા, માંસ–રૂધિરવાળા લોકોને ઓળખતો થયો હશે.

પ્રચલિત શિક્ષણપદ્ધતિથી શું નુકશાન થયું છે તેની માનસશાસ્ત્રીઓએ જુદી જુદી રીતે તપાસ કરી છે. બહિર્મુખ (extrovert) ટેવો સંપાદન કરવામાં વ્યકિતત્વનો વિકાસ રહેલો છે. માણસની શકિતઓ સમાજને ઉપયોગી તેમજ પોતાને આનંદ આપે તેવી રીતે વપરાવી જોઇએ. તેમ કરવા માટે અમુક સારી ટેવોની આવશ્યકતા છે. 'સમાજને ઉપયોગી' ટેવોને પ્રાધાન્ય આપવું પડશે. 'પોતાને આનંદ આપે' તેવી ટેવો પછી આવશે. દુનિયા બાળકને ચરણે છે, તો બાળકે પોતાની શકિતઓ દુનિયાને અર્પવી જોઇએ. શિક્ષણથી અનેક ટેવો પડે છે; સાંભળવાની, વાંચવાની અને અભ્યાસની ટેવો શિક્ષણમાં મુખ્ય હોય છે. લાંબા વખતના સેવનથી આ ટેવો અન્તર્મુખ બનાવે છે માણસ વધારે અને વધારે વાંચે છે, બહુશ્રુત બને છે, પણ કામ તો ઓછું ને ઓછું કરે છે. તે લગભગ ક્રિયાશૂન્ય બની જાય છે. જીવન એક બાજુ ઝોક લે છે. તે એકપક્ષીય બની ગયું હોય છે, તે બૌદ્ધિક જીવન છે, પણ તેમાં સામાજિક કે અન્ય તત્વો ઉપલબ્ધ થતાં નથી, તેનું જ્ઞાન ક્રિયામાં પરિણમતું નથી. માનસશાસ્ત્ર વાંચવાથી મનુજસ્વભાવની ખબર પડતી નથી; તે માટે તો પ્રત્યક્ષ અનુભવની જરૂર છે કેળવણીનો એક ઉદ્દેશ માણસને ઉપયોગી જીવન માટે તૈયાર કરવાનો છે. તો પછી વાસ્તવિક જીવનવહેણથી બાળકોને લાંબા સમય માટે દૂર રાખવાં તે બરાબર છે? શાળામાં કરાતું કામ, તેના કલાકો તથા તેની મોજમજા જીવનની તૈયારીના કરતાં જીવનમાંથી મળેલ છુટ્ટી (Vacation)જેવાં વિશેષ લાગે છે. વધારે સંખ્યાને શિક્ષણ આપી દેવાના આપણા ઉત્સાહમાં શિક્ષણનું ધોરણ આપણે નીચું કર્યું છે. દુનિયાના દરેક દેશમાં શિક્ષણનું ધોરણ નીચું ગયું છે. શિક્ષણમાંની સ્વતંત્રતાના નામે કે મોન્ટેસોરિ પદ્ધતિને નામે કે મોટી સંખ્યાને શાળામાંથી બહાર કાઢવા માટે–ગમે તે કારણ હોય પણ શિક્ષણનું બૌદ્ધિક ધોરણ પહેલા જેટલું ઊંચું રહ્યું નથી ખરા બુદ્ધિશાળી બાળકોને પણ મંદધી બાળકો માટે થોભવું પડે છે. માર્ક–ગુણ આપવાની પદ્ધતિ સામે વિરોધ ચાલુ છે. સારા ગુણ બે રીતે મળે, એક તો સારૂં કામ કરીને અને બીજું શિક્ષકને કેમ ખુશ કરી શકાય તે જાણીને. જીવનમાં પ્રગતિ પણ આમ જ સધાય છે: એક તો સારૂં કામ કરીને અને બીજું પોતાના ઉપરી અમલદારો, શેઠો કે ગ્રાહકોને ખુશ કરીને. પહેલામાં હોંશિયારી જોઇએ, બીજામાં વ્યવહારિક ડહાપણ અને કુનેહ જોઇએ

જીવનની એ કરુણતા છે કે શિક્ષણનાં અનેક વર્ષો ગાળ્યા પછી માણસને પોતાના ધંધા કે વ્યવસાયનો સાચો ખ્યાલ આવતો નથી. માણસને પોતાની સાચી શકિતનો પરિચય થતો નથી. શકિતઓ ભલે કુદરતી હોય પણ તેમને તો માણસે પોતાના ઉપયોગ માટે ઘડવી પડે છે. Talents are made rather than found. 'આ શકિત મારામાં નથી,' એમ કહીને બેસી જવાથી કાર્ય સિદ્ધ થતું નથી. કાર્યસિદ્ધિ માટે નિર્ણયશકિત તથા ચીવટ જોઇએ. માણસમાં જુદી જુદી શકિતઓ હોય, તેમાંથી અમુકમાં તે ખાસ તરી આવતો હોવો જોઇએ, અને પોતામાં રહેલી આ વિશિષ્ટ શકિતઓ પિછાણીને વિકસાવવી જોઇએ. શાળાઓ કે કૉલેજો આ કાર્ય કરતી નથી. તેઓ તો અમુક એક શકિતને વિકસાવવાને બદલે બધી શકિતઓને એક સામાન્ય કક્ષાએ રાખી મૂકે છે ન્યુયોર્કની શાળાઓમાં ૨૫૦૦ વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થીનીઓનો દશ વર્ષ માટે અભ્યાસ કરવામાં આવ્યો. જર્મનીના માનસશાસ્ત્રી ડૉ. થોર્ન ડાઇક તે કામ હાથમાં લીધેલ. ચૌદ વર્ષની ઉમરે આ બાળકોને અમુક અમુક કસોટીઓ આપવામાં આવી. તેઓનું શાળાની અંદનું પ્રગતિપત્રક તેમજ પછીનું નોકરી–ધંધા અંગેનું પત્રક બીજાં દશ વર્ષ સુધી સંભાળપૂર્વક સાચવવામાં આવ્યાં. બધી નોંધ રાખવામાં આવી. એ બધી નોંધોને અંતે એવું માલુમ પડયું કે અતિ ઠોઠ બાળક અતિ બુદ્ધિશાળી બાળક કરતા માત્ર ચાર મહિના પૂરતી ઓછી કેળવણી લેતા. બાળકોની શકિત અને શિક્ષણના પરિમાણ (amount) વચ્ચે કોઇ જાતનો સંબંધ ન હતો. આ શિક્ષણપદ્ધતિ ઉત્કૃષ્ટ વ્યકિતત્વને

બહાર નહિ લાવે, બલ્કે નિકૃષ્ટ વ્યક્તિત્વ ઉત્પન્ન કરે. શિક્ષકોનું કાર્ય વિષયો શીખવવાનું બની રહે છે. વિદ્યાર્થીઓનાં ચારિત્ર્ય ઉપર ઓછું લક્ષ અપાય છે. શિક્ષકોને બાળકના વ્યક્તિત્વની આંકણી કરવાનું કહેવામાં આવે તો તેઓ વર્ગની રૂઢ પ્રણાલિકા સાથે બંધ બેસતા બાળકને જ સારી પસંદગી આપશે. શિક્ષકને ચેતનભર્યો વિદ્યાર્થી ઠીક લાગતો નથી. શિક્ષકોની પસંદગી બૌદ્ધિક ધોરણે થાય છે અને એ ધોરણે જ તેઓ વિદ્યાર્થીઓની આંકણી કરે છે.

કેળવણીનો એક દાવો એ છે કે તે ઉદાર માનસ તૈયાર કરે છે. કેળવણી વિચાર-સ્વાતંત્ર્ય જન્માવે છે. ભૂસ્તરવિદ્યા કહેશે કે પૃથ્વી સાત દિવસમાં પેદા થઈ ન હતી. માણસ એક દિવસમાં દેખાયો ન હતો. જુદા જુદા ધર્મોની આખ્યાયિકાઓ કેટલી સાચી છે તે ઇતિહાસ ઠરાવશે. નીતિના નિયમો અચળ, સનાતન હોતા નથી, પણ અમુક સ્થળ, સંજોગોને આભારી હોય છે તેમ સમાજશાસ્ત્ર કહેશે. પણ પ્રશ્ન એ થાય છે કે જે માન્યતાઓ કે પરિબળો માણસને અત્યારસુધી ઉત્સાહ, પ્રેરણા આપી રહ્યાં હતાં તે તો નિર્મૂળ બૌદ્ધિક શિક્ષણથી ચાલ્યાં જશે. તેમનું ખાલી સ્થાન કોણ લેશે? "જ્ઞાન જ્ઞાન માટે," એ સૂત્ર જાગ્યું છે. પણ આ સૂત્રથી મનુષ્યહૃદયને શાંતિ થઈ છે? શુષ્ક જ્ઞાનથી માણસે સાચી પ્રગતિ સાધી છે? ભૂતકાળની સિદ્ધિઓ, ધાર્મિક ઉષ્મા, બાપદાદાની સંસ્કૃતિના આધારે માણસનું જીવન અત્યાર સુધી સભર બની રહેતું. તે અવશેષોને દૂર કરતાં અન્ય શું આવ્યું છે? તેમનું સ્થાન કોણે લીધું છે? માણસે બૌદ્ધિક શિક્ષણથી ઘણી શોધખોળ કરી ઘણું જ્ઞાન મેળવ્યું. પણ તેનામાં હૃદયની આર્દ્રતા આવી? તેની માનવતા વિકસી? બૌદ્ધિક શિક્ષણે તેને શાંત અને સુખી બનાવ્યો? જૂના આદર્શો ગયા; નવા હજુ સ્થપાયા નથી. પરિણામ? અત્યારના યુવક વર્ગમાં તે નીચે પ્રમાણે દેખાય છેઃ–

(૧) માબાપોને 'જૂનવાણી' ગણવાની વૃત્તિ.
(૨) જવાબદારીનું ઓછું ભાન અને હકની વિશેષ ઘગશ.
(૩) માબાપનો પૈસો છૂટે હાથે વાપરવાની વૃત્તિ.
(૪) ધાર્મિક તેમજ નૈતિક ધોરણોની અવગણના.
(૫) વગર અભ્યાસે અને વગર સમજણે, વર્તમાન રાજકીય પક્ષોની ટીકા.
(૬) બાપદાદાના ધંધા તરફ ઉપજતો અણગમો.
(૭) શરીરને શ્રમ પડે તેવા કામ તરફ ઉપેક્ષાવૃત્તિ.

આ થઈ યુવકવર્ગની વાત. મોટેરાઓનું શું છે? સત્ય-અસત્યનાં પારખાં ઓછાં થઈ ગયાં છે. સહિષ્ણુતાના બહાને ખૂબ ગરબડગોટા ચલાવી લેવામાં આવે છે નીતિ, પ્રામાણિકતાનાં બંધન શિથિલ થઈ ગયાં છે. આનું મૂળ કારણ શું? માણસના શિક્ષણમાં ક્યાંક ગંભીર ખામી રહી ગઈ છે. બૌદ્ધિક શિક્ષણે આત્માના નાદને ગણકાર્યો નથી, માબાપોનું વર્તન શંકાશીલ હોય ત્યારે તેની છાપ સંતાનો ઉપર કેવી પડે? Moral Indignation–સાત્વિક રોષ-અત્યારે ક્યાં દેખાય છે? આપણે બધું ચલાવી લેતા (સહિષ્ણુતાના નામે) ટેવાઈ ગયા છીએ. દુનિયાને અત્યારે સાફસફાઈની જરૂર છે. નૈતિક સડો દૂર કરવાનો છે. તેમાં બૌદ્ધિક શિક્ષણ સફળ નીવડે કે કેમ તે શિક્ષણશાસ્ત્રીઓએ તથા સમાજસુધારકોએ વિચારવાનું છે. જૂનું એટલું બધું ખોટું, અને નવું એટલું બધું સારું-એ માન્યતા ખોટી છે. એ પણ એક જાતની માનસિક ગુલામી છે. એવું તો નથી થયું કે આપણી સમાજનૌકા ખરાબે ચઢી ગઈ હોય? આપણે ધરમૂળથી શિક્ષણમાં ફેરફાર કરવા પડશે. નવાં મૂલ્યાંકન સ્થાપવાં પડશે. માનવતા સમજવી પડશે. પ્રગતિ એટલે હૃદયની વિશેષ આર્દ્રતા તે જાણવું પડશે. બુદ્ધિને ત્યાગ સાથે જોડવી પડશે, અને આવી ભાવના માનવધર્મ સિવાય અન્યત્ર ક્યાં માલુમ પડશે? માનવધર્મ કોઈ સંકુચિત સંપ્રદાય કે પંથ નથી. ધર્મ સિવાય આવી ભાવના માણસને ક્યાંથી લાધવાની છે?

જીવન એ બુદ્ધિજન્ય અનુભવ નથી. માણસનું મન જીવનના પ્રશ્નો ઉકેલી શકતું નથી. તે માટે મન નિમિત્ત પણ થતું નથી. બુદ્ધિ સાધન છે, સાધ્ય નથી. એ સાધનથી માણસ સંજોગોને અનુકૂળ થવા પ્રયત્ન કરે છે. દાંત બીજી વસ્તુ ચાવવા માટે આપ્યા છે, પોતાને ચાવી જવા નહિ. તે પ્રમાણે મન બીજી વસ્તુઓનો વિચાર કરવા માટે છે, પોતાની હાયવોય કરવા માટે નહિ. પશ્ચિમની સંસ્કૃતિએ મન તથા બુદ્ધિને વધારે પડતું મહત્વ આપી દીધું છે. બુદ્ધિ સાધનને બદલે સાધ્ય બની ગઈ છે. આ જ ખામી આપણી શિક્ષણપદ્ધતિમાં છે. તેમાં બુદ્ધિને જ ગૌરવ અપાયું છે. બુદ્ધિ જરૂરી છે તે સાચું, પણ મૂળભૂત

ભાવનાઓને હિસાબે નહિ. આનું ભાન અણુબોમ્બે દુનિયાને કરાવ્યું છે. બુદ્ધિવિકાસથી દુનિયાને સુખ કે શાંતિ મળવાનાં નથી. માણસના સ્વભાવમાં રહેલ પાશવવૃત્તિને કાઢવા અન્ય તત્ત્વની જરૂર રહે છે. પૂ. મહાત્માજીએ તો તે તત્ત્વ દુનિયા સમક્ષ મૂક્યાં છે. દુનિયાને જીવવું હશે તો તે રસ્તે ગયા સિવાય છુટકો નથી.

જીવનના ગહન પ્રશ્નો વૈજ્ઞાનિક જ્ઞાનથી ઉકેલાતા નથી વિજ્ઞાન તો ઘણી વખતે ગુંચવાડો ઉત્પન્ન કરે છે. વિજ્ઞાનનો જીવન સાથે સમન્વય થવો જોઇએ. 'આ સમન્વય શ્રદ્ધામાંથી નિષ્પન્ન થાય છે. આ શ્રદ્ધા જીવનના મૂળભૂત ઝરણામાંથી આવે છે. આપણને ઘણી વખતે એમ લાગે છે કે માણસને કશુંક શ્રદ્ધાવલંબન નો જોઇએ. અજ્ઞેયવાદ એક પ્રકારનો રોગ છે. કોઇમાં શ્રદ્ધા ન રાખવી તેના કરતાં મૂર્ખાઇભરેલી માન્યતાઓમાં શ્રદ્ધા રાખવી તે માણસને અનેકવાર શાંતિદાયક થઇ પડે છે. નોંધવાલાયક બાબત તો એ છે કે સારા સારા ઉચ્ચ કક્ષાના વૈજ્ઞાનિકો પણ છેવટે ધર્મ તરફ વળ્યા છે, આધ્યાત્મિક શાન્તિની ખોજમાં તલ્લીન થયા છે. બુદ્ધિવાદના વધારે પડતા ડોઝે માણસને અનેક ઘતીંગોનો શિકાર બનાવ્યો છે. ધર્મના ધિક્કારે માણસને બીજા અનેક ઘતીંગોનો ગુલામ બનાવ્યો છે. રાજકીય શીરજોરીએ માણસની સ્વતંત્ર બુદ્ધિ હરી લીધી છે. સ્વતંત્રતા રહી છે જ કયાં? કોઇકના વિચારને આપણા બનાવીએ છીએ. કર્તવ્યનો માર્ગ મૂકીને માણસ ઘણી વખત સગવડ કે સ્વાર્થનો રસ્તો લે છે. ઇશ્વરમાંથી શ્રદ્ધા ઉઠી જવાથી માણસને પોતામાં શ્રદ્ધા રહેતી નથી. તેનામાં આત્મબળ રહેતું નથી. તે હારી બેસે છે. શિક્ષણની કોઇપણ નવરચનામાં આ વાત યાદ રાખવી પડશે. માત્ર ભૌતિક કે યાંત્રિક શિક્ષણથી વ્યક્તિ કે જનસમાજનું કલ્યાણ થવાનું નથી. માનવધર્મના અચળ પાયા ઉપર તેની રચના થવી જોઇએ. બુદ્ધિવાદની ઉપાસનામાં ઇશ્વરને ન છોડીએ. Let us not become the fools of reason and the dupes of scientific truth. સત્ય બુદ્ધિથી ઘણીવાર અગમ્ય છે, "નેતિ, નેતિ" એમ તત્ત્વજ્ઞાનીઓએ કહ્યું છે.

## સાભાર સ્વીકાર

**પરિશીલન:**—લે. શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, કિં. રૂપિયા ૪. પ્રકાશક ગાંડિવ સાહિત્ય મંદિર–સુરત.

**ગુલાબસિંહ:**—ચોથી આવૃત્તિ લે. મણિલાલ નભુભાઇ દ્વિવેદી, કિં. રૂપિયા ૪. પ્રકાશક સસ્તુ સાહિત્ય કાર્યાલય

**ગીતાંજલિ:**—સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ, કિં. આના ૬. પ્રકાશક સસ્તુ સાહિત્ય કાર્યાલય.

**પ્રેમપંથ:**—લે. શ્રી વાલજી ગોવિંદજી દેસાઇ કિં. આના ૪. પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર.

**ગાંધીમાર્ગ:**—લે. શ્રી પુરાતન બુચ કિં. આના ૮. પ્રકાશક બાલગોવિંદ કુબેરદાસની કાં.

**સર્વાંગ સુંદર જીવન: તથા કાર્યસિદ્ધિ આમ થાય** લે. શ્રી. માવજી દામજી શાહ અનુક્રમે કિં. આના ૮ અને આના ૬.

**સામુદ્રિક શાસ્ત્ર:** સયોજક પં. રેવાશંકર બારડીવાળા કિં. રૂપિયો ૧॥

**શ્રીમદ્ રાજચંદ્રની જીવનરેખા:** લે. સ્વ. શ્રી. મનસુખભાઇ કીરતચંદ મહેતા. કિં. રૂપિયો ૧

**હિંદ પર્યટન:** લે. શ્રી. વીરજી ગંગાજર માહેશ્વર કિં. રૂપિયા ૩

**સાર્થ ગુજરાતી જોડણીકોશ:**—નવજીવન પ્રકાશન મંદિર કિં. રૂપિયા ૧૨.

**ગાંધી કથા ગીતો:**—લે. શ્રી ચિમનલાલ પ્રા ભટ્ટ કિં. આના ૧૨.

**Who shall lead us now?:**—લે. શ્રી વિઠ્ઠલદાસ ખોદાણી કિં. આના ૯.

**સ્વરાજધર્મ** (સામયિક) તંત્રી શ્રી. વજુભાઇ શાહ.

**ઊર્મિદૂત:**—સંપાદકો: જશવંત ત્રિવેદી, નવનીત મોદી.





ગાંધીજી

ફોટો:-શ્રી ર. કિ. પંડિત

શ્રદ્ધા સૃષ્ટા તણી લૈને, જનેતાની સહિષ્ણુતા,
મૃત્યુની વીરતા લૈને, લઈ આનન્ત્યની સ્વસ્થતા,
આસુરી શક્તિઓ કેરા, એવા વંટોળમાં તમે,
ઉભા બાપુ, ઉરે જાપ જગન્માંગલ્યનાં રમે!

કરસનદાસ માણેક.

ભાવનાઓને હિસાબે નહિ. આનું ભાન અણુબૉમ્બે દુનિયાને કરાવ્યું છે. બુદ્ધિવિકાસથી દુનિયાને સુખ કે શાંતિ મળવાનાં નથી. માણસના સ્વભાવમાં રહેલ પાશવવૃત્તિને કાઢવા અન્ય તત્ત્વની જરૂર રહે છે. પૂ. મહાત્માજીએ તો તે તત્ત્વ દુનિયા સમક્ષ મૂક્યાં છે. દુનિયાને જીવવું હશે તો તે રસ્તે ગયા સિવાય છુટકો નથી.

જીવનના ગહન પ્રશ્નો વૈજ્ઞાનિક જ્ઞાનથી ઉકેલાતા નથી વિજ્ઞાન તો ઘણી વખતે ગુંચવાડો ઉત્પન્ન કરે છે. વિજ્ઞાનનો જીવન સાથે સમન્વય થવો જોઇએ. આ સમન્વય શ્રદ્ધામાંથી નિષ્પન્ન થાય છે. આ શ્રદ્ધા જીવનના મૂળભૂત ઝરણામાંથી આવે છે. આપણને ઘણી વખતે એમ લાગે છે કે માણસને કશુંક શ્રદ્ધાવલંબન તો જોઇએ. અજ્ઞેયવાદ એક પ્રકારનો રોગ છે. કોઇમાં શ્રદ્ધા ન રાખવી તેના કરતાં મૂર્ખાઇભરેલી માન્યતાઓમાં શ્રદ્ધા રાખવી તે માણસને અનેકવાર શાંતિદાયક થઇ પડે છે. નોંધવાલાયક બાબત તો એ છે કે સારા સારા ઉચ્ચ કક્ષાના વૈજ્ઞાનિકો પણ છેવટે ધર્મ તરફ વળ્યા છે, આધ્યાત્મિક શાન્તિની ખોજમાં તલ્લીન થયા છે. બુદ્ધિવાદના વધારે પડતા ડોળે માણસને અનેક ધતીંગોનો શિકાર બનાવ્યો છે. ધર્મના ધિક્કારે માણસને બીજા અનેક ધતીંગોનો ગુલામ બનાવ્યો છે. રાજકીય શેરબકોરે માણસની સ્વતંત્ર બુદ્ધિ હરી લીધી છે. સ્વતંત્રતા રહી છે જ કયાં? કોઇકના વિચારને આપણા બનાવીએ છીએ. કર્તવ્યનો માર્ગ મૂકીને માણસ ઘણી વખત સગવડ કે સ્વાર્થનો રસ્તો લે છે. ઇશ્વરમાંથી શ્રદ્ધા ઉડી જવાથી માણસને પોતામાં શ્રદ્ધા રહેતી નથી. તેનામાં આત્મબળ રહેતું નથી. તે હારી બેસે છે. શિક્ષણની કોઇ પણ નવરચનામાં આ વાત યાદ રાખવી પડશે. માત્ર બૌદ્ધિક કે યાંત્રિક શિક્ષણથી વ્યક્તિ કે જનસમાજનું કલ્યાણ થવાનું નથી. માનવધર્મના અચળ પાયા ઉપર તેની રચના થવી જોઇએ. બુદ્ધિવાદની ઉપાસનામાં ઇશ્વરને ન છોડીએ. Let us not become the fools of reason and the dupes of scientific truth. સત્ય બુદ્ધિથી ઘણીવાર અગમ્ય છે, "નેતિ, નેતિ" એમ તત્ત્વજ્ઞાનીઓએ કહ્યું છે.

## સાભાર સ્વીકાર

**પરિશીલન**:–લે. શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, કિં. રૂપિયા ૪. પ્રકાશક ગાંડિવ સાહિત્ય મંદિર–સુરત.

**ગુલાબસિંહ**:–ચોથી આવૃત્તિ લે. મણિલાલ નભુભાઇ દ્વિવેદી, કિં. રૂપિયા ૪. પ્રકાશક સસ્તુ સાહિત્ય કાર્યાલય

**ગીતાંજલિ**:–સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ, કિં. આના ૬. પ્રકાશક સસ્તુ સાહિત્ય કાર્યાલય.

**પ્રેમપંથ**:–લે. શ્રી વાલજી ગોવિંદજી દેસાઇ કિં. આના ૪. પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર.

**ગાંધીમાર્ગ**:–લે. શ્રી પુરાતન બુચ કિ. આના ૮. પ્રકાશક બાલગોવિંદ કુબેરદાસની કું.

**સર્વાંગ સુંદર જીવન: તથા કાર્યસિદ્ધિ આમ થાય** લે. શ્રી. માવજી દામજી શાહ અનુક્રમે કિ. આના ૮ અને આના ૬.

**સામુદ્રિક શાસ્ત્ર**: સયોજક પં. રેવાશંકર બારડીવાળા કિં. રૂપિયો ૧॥

**શ્રીમદ્ રાજચંદ્રની જીવનરેખા**: લે. સ્વ. શ્રી. મનસુખભાઇ કીરતચંદ મહેતા. કિ. રૂપિયો ૧|

**હિંદ પર્યટન**: લે. શ્રી. વીરજી ગંગાજર માહેશ્વર કિં. રૂપિયા ૩

**સાર્થ ગુજરાતી જોડણીકોશ**:–નવજીવન પ્રકાશન મંદિર કિં. રૂપિયા ૧૨.

**ગાંધી કથા ગીતા**:–લે. શ્રી ચિમનલાલ પ્રા ભટ્ટ કિં. આના ૧૨.

**Who shall lead us now?**:–લે. શ્રી વિઠ્ઠલદાસ ખોદાણી કિં. આના ૯.

**સ્વરાજધર્મ** (સામયિક) તંત્રી શ્રી. વજુભાઇ શાહ.

**ઊર્મિદૂત**:–સંપાદકો: જ્યવંત ત્રિવેદી, નવનીત મોદી





ગાંધીજી

ફોટો:-શ્રી. ર. વિ. પંડિત

શ્રદ્ધા સૃષ્ટા તણી લૈને, જનેતાની સહિષ્ણુતા,
મૃત્યુની ધીરતા લૈને, લઈ આનન્ત્યની સ્વસ્થતા,
આસુરી શક્તિઓ કેરા, એવા સંગ્રામમાં તમે,
ઊભા બાપ. ઉરે જાપ જગ-માંગલ્યનાં રમે!



પંડિત જવાહરલાલ અને નિકોલસ રોરીક

"જ્યારે હું નીકોલાસ રોરીકનો વિચાર કરું છું ત્યારે તેની પ્રવૃત્તિઓ અને તેની સર્જનાત્મક પ્રજ્ઞાની વિસ્તૃતતા અને વિપુલતા જોઈને હું આશ્ચર્યચકિત બની જાઉં છું. મહાન કળાકાર, મહાન પંડિત અને લેખક, પુરાતત્ત્વવેત્તા અને સંશોધક તેણે માનવીપ્રયત્નની અનેક બાજુઓને સ્પર્શ કર્યો અને અજવાળી."

જવાહરલાલ

# સાહિત્ય સમીક્ષા



## મણિપુરીનર્તન

[કર્તા : શ્રી. ગોવર્ધન પંચાલ; મુખ્ય વિક્રેતા એન. એમ. ઠક્કરની કાં., નાલંદા પબ્લીકેશન. "ધન-નૂર" સર પી. એમ. મહેતા રોડ, મુંબઇ; કિંમત રૂા. સાત]

અવલોકનકાર : **શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક**

**આ** પુસ્તકને અમે આવકાર આપીએ છીએ. મણિપુરીનર્તન ગુજરાતમાં પ્રવેશ પામ્યાને લગભગ પચીસ વરસ થયાં ગણાય. અસહકારના જુવાળે જીવનના અનેક પ્રદેશોને સમૃદ્ધ કર્યા, વ્યક્તિમાં-સમાજમાં સ્વાતંત્ર્ય પ્રગટ કર્યું તેની અસરમાં લોકોનું ધ્યાન નર્તન તરફ ગયું. મણિપુરને અને ગુજરાતને કોઇ ખાસ ઐતિહાસિક સંબંધ નથી. એક પૌરાણિક સંબંધ પ્રસિદ્ધ છે જે આ પુસ્તકમાં નોંધ્યો છે. પાર્વતીએ (મણિપુરના રાજા) બાણાસુરની પુત્રી ઉષાને લાસ્ય શીખવ્યું, અને ઉષા અનિરુદ્ધને પરણી દ્વારિકા ગઇ ત્યારે તેણે ત્યાંની ગોપીઓને એ શીખવ્યું, ત્યાંથી તે સૌરાષ્ટ્રની સ્ત્રીઓમાં પ્રસર્યું. પણ મણિપુરી નર્તન ગુજરાતમાં પ્રવેશ પામ્યાનું ખરું કારણ તો એ જણાય છે કે સૌથી પહેલાં આપણા ધનિકોએ એ કલાને આમન્ત્રણ આપ્યું, તેમનો સ્ત્રીવર્ગ-ખાસ કરીને કન્યાવર્ગ એ કલાની પહેલાં વિદ્યાર્થિનીઓ થઇ, અને શિક્ષકો આના જ મળી શક્યા. કથકલિ તે વખતે અજ્ઞાત હતું, અને કથક નર્તકી (ગણિકાઓ) સાથે સંકળાયેલું હોવાથી અગ્રાહ્ય હતું. મણિપુરી નૃત્ય લાસ્ય પ્રકારનું સ્ત્રીઓ માટે વધારે લાયક હોવાથી એ ગુજરાતમાં સ્થાયી થતું જાય છે.

લેખકે નર્તન શબ્દ યોગ્ય રીતે વાપર્યો છે અને સામાન્ય વ્યવહારમાં એ શબ્દ એ અર્થમાં રૂઢ કરવા જેવો છે. નર્તન ઉપરનાં પુસ્તકોમાં નૃત્ત, નૃત્ય અને નાટ્ય ત્રણેયના ભિન્ન અર્થો છે. નૃત્ત એ માત્ર તાલ અને લય ઉપર જ આધાર રાખે છે, અને તેમાં કેવળ ગતિ અને આકૃતિનું જ સૌંદર્ય હોય છે. નૃત્ય ભાવ ઉપર આધાર રાખે છે, અને નાટ્ય જેને આપણે નાટક કહીએ છીએ તે એટલે રસાશ્રય છે. નર્તન આ ત્રણેય માટેનો સામાન્ય શબ્દ છે. લેખકે યોગ્ય બતાવેલું છે કે મણિપુરીનર્તન મુખ્યત્વે નૃત્ત છે. નૃત્તનાં તાંડવ અને લાસ્ય એવા બે પ્રકારો છે, તેમાં તાંડવ વિકટ ઉદ્ધત અને રુદ્ર છે, પુરુષયોગ્ય છે. લાસ્ય મૃદુ સુકુમાર સ્ત્રીયોગ્ય છે. મણિપુરીનર્તન લાસ્યપ્રધાન છે, અને ગુજરાતમાં નર્તન શીખનાર મુખ્યત્વે સ્ત્રીઓ હોવાથી તે વધારે લોકપ્રિય બન્યું છે.

આ પુસ્તકમાં મણિપુરી નર્તનનો સામાન્ય પરિચય સારી રીતે આપેલો છે. પ્રથમ, જે મણિપુરમાં એ રૂઢ થયું છે તેની ભૂમિ, તેનો સમાજ અને એ સમાજમાં નર્તનનું સ્થાન એમણે બતાવેલું છે. મણિપુરમાં, નર્તન જીવનમાં ઊંડે સુધી ગયેલું છે, અને એમના જીવનમાં અનેક પ્રસંગોએ નર્તનો થાય છે. એમના નર્તનનો મુખ્ય પ્રવર્તક હેતુ ધર્મ, અને તે પણ વૈષ્ણવ ધર્મ છે. એના કથાપ્રસંગો બહુધા કૃષ્ણના બાલજીવનના, ગોપીઓ સાથેના પ્રસંગો છે. કૃષ્ણના જીવનમાં પરાક્રમો તો ઘણાં હતાં, પણ વૈષ્ણવ ધર્મે તેના બાલજીવનનું જ મુખ્યત્વે માહાત્મ્ય કર્યું છે અને ગોપીને આદર્શ ભક્ત માનેલ છે. એટલે આ નર્તનો પણ માર્દવયુક્ત સુકુમાર અત્યંત ભાવાર્દ્ર છે. રાધાકૃષ્ણનો પરસ્પર પ્રેમ તેનો પ્રિય વિષય છે. એ ભક્તિ, ભક્તિશૃંગાર જ કહેવાય છે. નર્તનમાં, દેહમાં પ્રગટ થતા હાવભાવો દેહ મારફત જ વ્યક્ત કરવાના હોય છે, એ દૃષ્ટિએ નર્તન એ માનવદેહભાવો માટે બહુ સ્થૂળ કળા કહેવાય. તેમ છતાં ભક્તિના ઉન્નતીકરણથી, અને લેખક કહે છે તેમ આખું કુટુંબ માબાપ, ભાઇ-બ્હેન બધાં આ નર્તનોમાં એક સાથે ભાગ લેતાં હોવાથી મણિપુરી નર્તનમાં ભાવની સ્થૂળતા આવતી નથી. ગુજરાત નર્તનને સ્વીકારે છે તે ભક્તિથી નહિ, માત્ર કલા તરીકે; એટલે એણે આ નર્તન સ્થૂળ ન બની જાય તેની સંભાળ રાખવી જોઇએ, અને ગુજરાત ભલે કલા તરીકે તેને સ્વીકારે, તેમાં ઘટના ફેરફારો કરે, તોપણ મણિપુરીનું શુદ્ધ

શિષ્ટ નર્તન સ્વરૂપ અણીશુદ્ધ આપણા અભ્યાસમાં ઊતરવું જોઇએ. એમ નહિ થાય તો જેમ હલકાં, લોકપ્રિયતા ઝંખતાં ગીતોથી સંગીત હલકું પડયું છે, તેમ નર્તન પણ હલકું પડશે, અને હલકું નર્તન સંસ્કાર દૃષ્ટિએ વધારે હાનિકારક છે.

લેખકે મણિપુરીનર્તનના ભિન્ન ભિન્ન વેશો, તેનાં ગીતો, તેની કથાવસ્તુ વગેરે વિગતથી દર્શાવેલાં છે. આ ગીતોમાં કેટલાંક ગીતોની ભાષા બંગાળી છે. એક બંગાળી જાણીતા વિદ્વાન મિત્ર પાસેથી અમે જાણ્યું છે કે તેમાં ક્યાંક ક્યાંક શબ્દના અર્થ કરવામાં ક્ષતિ રહી ગઇ છે. "કોટિ ચંદ્રજીની શોભા" (પૃ. ૩૧) નો અર્થ લેખક 'કોટિ ચંદ્ર જેવી જેની શોભા છે' એવો કરે છે પણ 'જીની'નો અર્થ ત્યાં ચંદ્રની શોભાને 'જીતનારી' 'હરાવનારી' એવો છે. ગીતોમાં એક બે જગાએ 'ધનિ'નો અર્થ 'રાધા' આપેલો છે (પૃ. ૭૨) પણ બંગાળીમાં સાચો શબ્દ 'ધનિ' છે તેનો મૂળ અર્થ સ્ત્રી (સરખાવો ગુજરાતી 'ધણ') થાય છે. તે સિવાય પણ ઘણી જગાએ ભાષાની જોડણીના દોષો છે, તે તરફ માત્ર અંગુલિનિર્દેશ કરીએ છીએ, પણ એક વસ્તુ તરફ ખસ ધ્યાન ખેંચવાની જરૂર જણાય છે. પૃ. ૩૬ ઉપર "ઉત્ખલરાસ"નો નિર્દેશ છે અને ત્યાં યશોદાએ કૃષ્ણને ઉત્ખલ (સાબેલું) સાથે બાંધ્યાનો ઉલ્લેખ છે. આ ભાગવતનો જ પ્રસંગ છે અને પુરાણકથા અને લોકકથા બન્ને કૃષ્ણને उलूखल ઊખળા સાથે બાંધ્યાનું વર્ણવે છે 'उलूखल' 'ઊખળુ'નો અર્થ ખાંડણિયો–મુંબનમાં મરચાં મસાલો વગેરે જે લાકડાના ખાંડણિયાનાં ખંડાય છે એવો જંગમ ખાંડણિયો–એવો છે, અને તે અર્થ સર્વત્ર હશે એમ જણાય છે. હિંદીમાં उखलमें सीस डाल मूसलमें क्यों डरना એવી પંક્તિ સાંભળી છે જ્યાં ऊखल ખાંડણિયો અને मूसल સાંબેલું છે. લેખકને અનેક સાહિત્યકારોએ મદદ કરી છે, તેમની પાસે આ આખો લેખ જોવરાવ્યો હોત તો સારું.

પણ આવી ક્ષતિઓ છતાં, લેખકે આ નવો જ વિષય, જેના અભ્યાસ પાછળ તેમણે વરસો ગાળ્યાં છે, તે ગુજરાતીમાં રજુ કર્યો તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. તેમણે અનેક પુસ્તકોમાંથી અવતરણો આપી વિષયને વિશદ કરેલો છે, અને પુસ્તકના લેખ જેટલું જ મહત્વ તેમાં આપેલાં ચિત્રોનું છે. નર્તનનો વિષય ગમે તેટલો ભાષામાં નિરૂપીએ તોય તે દૃશ્ય જેટલો સ્પષ્ટ ન જ કરી શકાય, અને શ્રી પંચાલ સારા ચિત્રકાર પણ છે. મુખપૃષ્ઠ તરીકે તેમણે મણિપુરીનર્તનની અંગભંગી (Pose)માં બે યુવતિઓનું ચિત્ર આપેલું છે તે સુંદર છે, તે ઉપરાંત વેષભૂષાનો ખ્યાલ સુરેખ રીતે રજુ કરે છે. બીજાં પણ અનેક ચિત્રો આપેલાં છે, તે બધાં સુરેખ અને સુંદર છે. તેનાં ચિત્રો, મુદ્રાઓની દૃષ્ટિએ પણ પુસ્તક સંઘરવા જેવું છે, અને છતાં વધારે ચિત્રો હોય તેવી ઇચ્છા રહે એવો એ વિષય છે, પણ આટલા મૂલ્યમાં એ શક્ય ન બને એ દેખીતું છે.

ખરું તો, હવે, મણિપુરમાં પણ જમાનાનાં સામાજિક બળોને લીધે, આ નર્તનોનું ધાર્મિક મહાત્મ્ય ઘસાતું જશે એમ હું માનું છું. અને તેથી આવાં ને આવાં નર્તનો બરાબર સચવાઇ રહે માટે તેને ચલચિત્રોમાં ઉતારી લેવાં જોઇએ. 'આપણા સારા ગાયક ઉસ્તાદો છેલ્લા દસકામાં ગયા, તેમની લાંબી રેકર્ડો આપણે લીધી નહિ અને એ કલા એટલી લુપ્ત થઇ. સિનેમા પછવાડે લાખો રૂપિયા ખરચાય છે, પણ આ શુદ્ધ કલાના ઉદ્ધાર માટે કશું જ થતું નથી એ દેશ માટે શોચનીય છે.

અંતે આ નર્તનનો અંગીકાર કરતાં તેને લગતી એક બે બાબતો તરફ ધ્યાન દોરવાનું રહે છે તેનો અહીં જ ઉલ્લેખ કરું છું. આ મણિપુરીનર્તનો અને આપણાં બીજાં દેશી નર્તનો ઘણાંખરાં સભામંડપની વચ્ચે નાના વર્તુલ કે ચોકઠામાં કરવાનાં હોય છે. આપણાં હાલનાં નાટયગૃહોમાં તખ્તા પર કામ થાય છે અને પ્રેક્ષકો તખ્તાની એક જ બાજુ સામે બેઠેલા હોય છે. દેશી નર્તનોમાં સભાજનો તખ્તાવર્તુલની ચારે પાસે બેઠેલા હોય છે. તો અત્યારે પણ આવાં નર્તનો માટે ખાસ જુદી બાંધણીનાં નાટયગૃહો ન જોઇએ? આપણા ગરબાને માટે આજ વધારે અનુકૂળ છે. બીજી દૃષ્ટિએ આવાં નર્તનો હાલનાં નાટયગૃહોમાં તખ્તા ઉપર કરવામાં આવે ત્યારે મૂળ વસ્તુને અને ભાવને હાનિ ન થાય એવા ફેરફારો કેવી રીતે કરવા તે નિષ્ણાતોએ વિચારવું જોઇએ. આ નાનોસૂનો પ્રશ્ન નથી. આખી રીતિ બદલાવવાનો પ્રશ્ન છે.

અને ગુજરાત પોતાના જીવનમાં નર્તનને અપનાવવા માગે છે તો એ આખો પ્રશ્ન વધારે વિશાળ દૃષ્ટિએ પણ જોવો જોઇએ. અત્યાર સુધી તો આ અપનાવેલું નર્તન માત્ર

તખ્તાપ્રદર્શનના સ્વરૂપનું જ રહ્યું છે. થોડા નર્તન કરે, અને બાકી તો બધાયે તે પૈસા ખરચીને પ્રેક્ષકતરીકે જોવાની વસ્તુ છે. એવી ભોગિકવૃત્તિ પ્રજાના બળ અને સ્વાસ્થ્યની દૃષ્ટિએ રોગિષ્ઠ છે મણિપુરમાં છે તેમ એ આખી પ્રજામાં આવવું જોઇએ, અને તખ્તાપ્રદર્શન માત્ર અસાધારણ કલાકોવિદો માટે જ રહેવું જોઇએ. બીજું, અત્યાર સુધી નર્તન માટે બહુ જ ખરચાળ વેશભૂષા જોઇએ એવી માન્યતા સામાન્ય રીતે પ્રચલિત છે તે જવી જોઇએ. સાદી વેશભૂષાનાં નર્તનો યોજાવાં જોઇએ, અને સમાજમાં પ્રસરવાં જોઇએ. નર્તનને પહેરવેશ સાથે બહુ માર્મિક સંબંધ છે. સામાન્ય ગુજરાતી પહેરવેશને આ નૃત્યો કેવી રીતે અનુકૂળ કરી શકાય તે કલાકોવિદોએ વિચારી જોવુ જોઇએ.




અને જો આપણે નર્તનને જીવનવ્યાપી કરવું હોય તો લાસ્યપ્રધાન મણિપુરીનર્તન સાથે પૌરુષવાળું, ઓછા ખરચવાળું, અને વિવિધ ભાવોને નિરૂપતુ કથકલિ પણ અપનાવવું જોઇએ. સ્ત્રૈણ, સુકુમાર અને કોમળ ભાવો તરફ સહેજમાં ઢળી પડતા આપણા જુવાનો ઉપર ઘણી ટીકાઓ થઇ છે; મણિપુરીનર્તન એ અનિષ્ટ બાજુનું બળ ન બને એને માટે નર્તન શિક્ષકોએ અને પ્રજાના વિચારકોએ ધ્યાન આ પવું જોઇએ.

શાળાઓ, પુસ્તકાલયો અને નર્તનકલામાં રસ લેનારા સર્વને અમે આ પુસ્તક લેવાની ભલામણ કરીએ છીએ. લેખકે પોતે આ કલાનો અભ્યાસ કર્યો છે, અને તેના શિક્ષણનું કામ કરે છે, તે ઉપરાંત તેઓ ચિત્રકાર પણ છે અને એમની સર્વ શકિતઓનો એમણે આ પુસ્તકમાં વિનિયોગ કર્યો છે. ગુજરાતીમાં આ જાતનું આ પહેલું જ પુસ્તક છે. લેખકને ગુજરાતીમાં શુદ્ધ નર્તનનો પ્રચાર કરવામાં સફળતા મળે તેમ અમે ઇચ્છીએ છીએ.

## નિકોલાસ રોરીક

સંપાદક:
**આર. સી. ગુપ્તા**
પ્રકાશક: યુથ્સ આર્ટ એન્ડ કલ્ચરસરકલ, ૧૭૨ પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨.
અવલોકનકાર:
**શ્રી. પરમાનંદ**

"સૌન્દર્ય દ્વારા આપણે સૌ એકમેક સાથે સંકળાયલા છીએ; સૌન્દર્ય દ્વારા આપણે ઇશ્વરને ઉપાસીએ છીએ; સૌન્દર્ય દ્વારા આપણી વચ્ચેના ભેદભાવોને તરી જઇએ છીએ અને અનેકતામાંથી એકતા જન્માવીએ છીએ."

નિકોલાસ રોરીક

હિમાલયના કુલુ વિભાગમાં જેમણે વર્ષોથી વાસ કર્યો હતો અને હિમાલયની અદ્‌ભુત ભવ્યતાને અનેક ચિત્રનિર્માણ દ્વારા પ્રતિબિંબિત કરી હતી, તેવા જગવિખ્યાત ચિત્રકાર મહર્ષિ નિકોલાસ રોરીક ૧૯૪૭ના ડીસેમ્બર માસની ૧૩મી તારીખે પરલોકવાસી બન્યા. તેમના સ્મરણમાં 'યુથ્સ આર્ટ એન્ડ કલ્ચર સેન્ટર' તરફથી એક સુન્દર નાનો સરખો સચિત્ર સ્મરણગ્રંથ બહાર પાડવામાં આવ્યો છે. આ ગ્રંથ દ્વારા નિકોલાસ રોરીકના ભવ્ય

વ્યક્તિત્વની આપણને કાંઇક ઝાંખી થાય છે. પ્રારંભમાં ઉપર જણાવેલ સેન્ટરના આગેવાન કાર્યકર શ્રી. આર. સી. ગુપ્તાની ભાવભરી પ્રવેશક અંજલિ છે અને ત્યાર બાદ પંડિત જવાહરલાલ નહેરૂ, જાણીતા કળાવિવેચક, અધ્યાપક ઓ. સી. ગંગુલી, નિકોલાસ રેરીકના જ કળાકાર સુપુત્ર શ્રી. સ્વેટોસ્લાવ રેરીક, શ્રી. ગુરૂદયાલ મલીક, શ્રી. થીઓડોર હેલીન, શ્રીમતી સીના ફૉસ્ડીક, શ્રી. લીઓનીડ એન્ડ્રેયેવ, શ્રી. રીચાર્ડ રૂઝીટીસ, શ્રી. બાર્નેટ કોન્લેન, શ્રી. રવિશંકર રાવળ તેમજ અન્ય વિદ્વાનોના નિકોલાસ રેરીકના–વિપુલ સંસ્કાર સમૃદ્ધિથી અને વર્ણ વૈવિધ્યથી ભરેલા–વ્યક્તિત્વનો પરિચય આપતા લેખો, પ્રવચનો તથા સંસ્મરણો રજૂ કરવામાં આવ્યાં છે. તેમના જીવનના વિશિષ્ટ પ્રસંગો તેમજ તેમની વિવિધ કૃતિઓની એક યાદી પણ આપવામાં આવી છે એ ઉપરાંત કવિવર ટાગોર સાથેનો કેટલોક પત્રવ્યવહાર પ્રગટ કરવામાં આવેલ છે, તેમજ છેવટના પાના ઉપર તેમનાં વિશિષ્ટ મન્તવ્યો સાર રૂપે સંક્ષિપ્ત આકારમાં મૂકવામાં આવ્યાં છે. આ સ્મરણગ્રંથમાં રેરીકની એક સાદી તથા એક રંગીન છબી તથા તેમનાં ચિત્રોમાંથી ત્રણ રંગીન અને આઠ સાદાં ચિત્રો પ્રગટ કરવામાં આવ્યાં છે, જે જોઇને રેરીકની અપ્રાતિમ પ્રતિભાનું આપણને આછું એવું દર્શન થાય છે. પંડિત જવાહરલાલ નહેરૂની નિકોલાસ રેરીકની સાથે પડાવેલી છબી આ સ્મરણગ્રંથમાં સામેલ કરવામાં આવી છે. આ છબી ભારે આકર્ષક છે, જેમાં એ બન્ને મહામાનવોનું સૌમ્ય સ્વરૂપ આપણને નિહાળવા મળે છે.

નિકોલાસ રેરીકનો જન્મ રશીઆમાં સેન્ટ પીટર્સબર્ગમાં ૧૮૭૪ માં થયો હતો. વિદ્યાર્થી તરીકે તેમણે કળા, ઇતિહાસ, ભાષાશાસ્ત્ર, કાયદો તથા પુરાતત્વ-સંશોધન–આવા અનેક વિષયોમાં પ્રાવીણ્ય મેળવ્યું હતું અને યુનિવર્સિટીની ડીગ્રીઓ પ્રાપ્ત કરી હતી. આવી વિશાળ જ્ઞાનસમૃદ્ધિના પાયા ઉપર પોતાના વતનમાં તેમ જ યુરોપના દેશોમાં કેટલોક સમય કામ કર્યા બાદ તેઓ અમેરિકા ગયા અને ત્યાં અનેકવિધ પ્રવૃત્તિઓ દ્વારા તેમણે આન્તરરાષ્ટ્રીય ખ્યાતિ મેળવી. તેમનાં ચિત્રોની અસાધારણ વિશિષ્ટતાએ કળાપ્રિય જનસમુદાયમાં ભારે વિસ્મય પેદા કર્યું. તેઓ જેવા સમર્થ ચિત્રકાર તેવા જ સમર્થ લેખક અને સંશોધનકાર હતા. વળી દુનિયામાં અવારનવાર ઉપસ્થિત થતાં નાનાં મોટાં યુદ્ધોથી અનેક કળાકૃતિઓ અને ભવ્ય શિલ્પનિર્માણોનો નાશ થઇ રહ્યો હતો, તે જોઇને તેમનો અન્તરાત્મા અપાર વેદના અનુભવતો હતો અને યુદ્ધોનાં ગાંડપણ વચ્ચે પણ આ સૌન્દર્યધામો સુરક્ષિત રહે, એ દિશાએ તેમણે ઘણી મોટી પ્રવૃત્તિ ઉપાડી હતી. આ માટે એક તહનામું તેમણે ઘડી કાઢ્યું હતુ જેને 'રેરીક પેક્ટ' તરીકે ઓળખવામાં આવતો હતો અને એ જ હેતુથી તેમણે એક શાન્તિધ્વજ (Banner of Peace) યોજ્યો હતો. આ તહનામાંને દુનિયાના ૨૧ દેશોએ સ્વીકાર્યો હતો અને એ ઉપરાંત ૨૭ દેશોએ આવકાર્યો હતો. હિંદુસ્તાનમાં તેઓ ૧૯૨૩ માં આવ્યા હતા અને હિમાલયના મધ્યમાં આવેલ કુલુ પ્રદેશમાં નગર નામના ગામ પાસે તેમણે ચિરસ્થાયી નિવાસ કર્યો હતો. અહીં રહીને હિમાલયની અખંડ આરાધનારૂપે તેમણે જે અનેક ચિત્રો પેદા કર્યા છે તે પર્વતીય દશ્યોને નિરૂપતાં ચિત્ર-સમુદાયમાં અદ્વિતીય સ્થાન ભોગવે છે. હિમાલય કરતાં પણ તેમનાં એ પ્રદેશને મૂર્ત કરતાં ચિત્રો હિમાલયની ભવ્યતાને વધારે વાસ્તવિક રૂપે પ્રગટ કરે છે, કારણ કે રેરીકે હિમાલયને સંપૂર્ણાંશે આત્મસાત્ કર્યો હતો અને તેનું દર્શન તેઓ પાંચ ૭ ફૂટ લાંબા અને ચાર પાંચ ફૂટ પહોળા કે એવા કોઇ નાના મોટા કેનવાસ ઉપર આપણી આંખોમાં સમાય એ રીતે રજૂ કરે છે. ભવ્ય આકાશ અને તેજછાયાની ન વર્ણવી શકાય તેવી તાજગીથી ભરેલી અપૂર્વ લીલા તેમનાં ચિત્રોમાં આપણને જોવા મળે છે અને વિસ્મિત બનાવે છે. તેમણે ૭૩ વર્ષના લાંબા આયુષ્યમાં લગભગ ૭૦૦૦ ચિત્રો કર્યાં હતાં અને તેમનાં લખાણો ૨૭ વિભાગોમાં પ્રગટ થયાં છે. તે સૌંદર્યના મહાન પૂજક હતા; સંસ્કૃતિના સમર્થ આરાધક હતા; અને શાન્તિના અજોડ ઉપાસક હતા. તેઓ પંડિત હતા; અગ્રગણ્ય કળાસ્વામી હતા; વિશાળ જગતના એક શાંતિપથ પ્રદર્શક અને સંસ્કૃતિરક્ષક મહાન ઋષિ હતા. આવા એક ભવ્ય આત્માનો પરિચય ઉપર જણાવેલ પુસ્તક દ્વારા કરાવવા માટે 'યુથ્સ આર્ટ' એન્ડ કલ્ચર સેન્ટર'ને ધન્યવાદ ઘટે છે.





# વિહંગાવલોકન

**ઋતુસંક્રાન્તિ : નૂતન વર્ષાભિનંદન**

વર્ષાઋતુએ હવે વિદાય લીધી છે. જતાં જતાં પણ સપ્ટેમ્બર માસની ૨૨ મી તારીખે મુંબઇ શહેરને વર્ષાએ પોતાના રૂદ્ર સ્વરૂપનો જે અનુભવ કરાવ્યો તે ખરેખર અભૂતપૂર્વ હતો. ૩૧ કલાકમાં ૩૨ ઇંચ પાણી પડયું અને શહેરના નીચાણના ભાગોમાં હોડી ચલાવી શકાય એટલાં પાણી ઉંચે આવ્યાં. મુંબઇ અને તેની આસપાસનો સર્વ પ્રદેશ જળબંબાકાર બની ગયો. પવન પણ પ્રચંડ વેગપૂર્વક વાતો હતો. ઉછળતા સમુદ્રની ભરતી ધરતી ઉપરથી આવતા વર્ષાપ્રવાહને પોતામાં સમાવવાની ના પાડતી હતી. માલમીલકતની પારાવાર ખુવારી થઇ; પ્રાણહાનિ પણ થઇ. ભોંયરાંઓમાં પાણી છલોછલ ભરાયાં અને ઉભરાયાં અને અગાસીઓ ટપકવા લાગી સૌ કોઇનાં દિલ ભારે વ્યથના અનુભવવા લાગ્યાં. પણ કુદરતી તોફાન કાંઇ એવું જ ચિરંજીવ હોય છે? બીજા દિવસે વરસાદ હળવો પડયો અને ત્રીજે દિવસે તદ્દન ઓસરી ગયો.

આજે તો જાણે કે એ વર્ષાતાંડવ વિસરાઇ ગયું છે, અને શરદઋતુની નિર્મળતા, વિશદતા, ઉજ્જવળતા ચોતરફ–ઉપર આકાશમાં અને નીચે ધરતી ઉપર–પ્રસન્નતાને પ્રસારી રહી છે. આકાશ સ્વચ્છ બન્યું છે. વાદળાંઓએ શ્યામલતા ત્યજીને શુભ્રતા ધારણ કરી છે, અને વાદળ વાદળ વચ્ચેના ગાળામાં દેખાતું આકાશ વધારે ગાઢ નીલિમાને કારણે આંખોને ખૂબ આકર્ષી રહ્યું છે. પ્રાતઃકાળનો સૂર્ય પ્રસન્નતાપૂર્વક ઉગે છે અને ઉજ્જવળ કિરણો વડે જગતને તેજપલ્લવિત કરે છે. હજુ હમણાંજ અજવાળિયું પૂરૂં થયું અને વાદળાંઓના ચાલુ આવરણોથી મુકત બનેલો–શરદ પૂર્ણિમાની રાત્રે સોળે કળાએ ખીલેલો–ચંદ્રમા જોઇને, તેની શીતળ દ્યુતિનો સ્પર્શરોમાંચ સંવેદતાં જીવનની ધન્યતા અનુભવી. ગીચ વસ્તીવાળા પ્રદેશની બહાર નીકળતાં અને કોઇ પણ દિશાએ નજર ફેલાવતાં, લીલી હરિયાળી જમીન અને સ્થળે સ્થળે નિર્મળ વહેતાં ઝરણાંઓ દષ્ટિગોચર થાય છે. વર્ષાના પૂરથી મદમસ્ત બનેલી નદીઓ ધીરગંભીર અને પ્રશાન્ત બની છે અને તેના જળપ્રવાહે સ્વાભાવિક મર્યાદામાં વહેવાનું શરૂ કર્યું છે. પર્વત ઉપરથી પડતા જળધોધ કૃશકાય બન્યા છે; પાળો વટાવીને વહેતાં સરોવરો હવે નિયત મર્યાદાને સ્વીકારીને સ્વસ્થ બન્યાં છે. સદ્‌ભાગ્યે ચોતરફ એકસરખો અને જરૂર મુજબનો વરસાદ પડેલો હોઇને ખેતરો સોળ આના પાકની આશા આપી રહ્યાં છે. ગયા વર્ષના દુકાળની ચિન્તા આજે વિસારે પડી છે. હરિયાળી જમીન અને ડોલાયમાન પાકથી લચી રહેલાં ખેતરો જોઇને જોતાના દિલમાં આલ્હાદ અને ઉલ્લાસ વ્યાપી રહ્યાં છે.

આવા પ્રસન્ન અને સુમંગળ સંયોગો વચ્ચે આપણે નૂતન વર્ષમાં પ્રવેશ કરીએ છીએ; શરદઋતુ પણ હવે વિદાય લઇ રહી છે અને હેમન્ત સન્મુખ આવીને ઉભી છે. વિક્રમ સંવત ૨૦૦૬ ની શરૂઆત થાય છે. આગલાં વર્ષો કંઇ કંઇ આફતોમાંથી પસાર કર્યાં; હવે પછીનો સમય અનેક ભયાનક શકયતાઓથી ભરેલો ભાસે છે. આમ છતાં પણ માનવી ગાળે ગાળે આવતા આવા પર્વદિવસોમાં ભૂત તેમ જ ભાવિને ભૂલીને વર્તમાનની એ સુભગ ઘડી ઉપર પોતાનું ચિત્ત કેન્દ્રિત કરે છે; ભૂતકાળના ભારથી મનને હળવું કરે છે; ભાવિની કલ્પનાઓ કરવાનું મોકુફ રાખે છે; આ એ ઘડીના સુભગ, મંગળમય, કલ્યાણકારી વર્તમાનમાં માનવી પ્રાણપ્રદ પ્રફુલ્લતા અનુભવે છે; આજ સુધીના પ્રવાસનો ચડેલો થાક ઉતારે છે; હવે પછી આગ-

નારા–ઉદ્દ્ભવનારા–સમવિષમ સંયોગોનો સામનો કરવાનું સામર્થ્ય પ્રાપ્ત કરે છે. આપણા ચાલુ જીવનમાં વર્ષ વર્ષના ગાળે આવતી દીવાળી અને નૂતન વર્ષપ્રારંભનું પર્વ આવી જ પ્રેરણાઓ અને પ્રાણદાયિત્વથી ભરપુર હોય છે. ગયા વર્ષના હિસાબ સૌ કોઇ સરખા કરે છે; નવા વર્ષનો હિસાબ શરૂ કરે છે. ગયા વર્ષમાં ખોટ આવતાં હતાશ બનેલો માનવી આવા ચેતનાપ્રદ વાતાવરણમાં પાછો ઉભો થાય છે, નવું ધૈર્ય પ્રાપ્ત કરે છે, અને નવા સાહસોની યોજના કરે છે. પરસ્પરના મનદુઃખને માનવી ભૂલી જાય છે, મિષ્ટાન્નો વહેંચાય છે; દીપાવલિ પ્રગટે છે અને સૌ કોઇનાં દિલ એકમેક વિષે મીઠું સૌહાર્દ અનુભવે છે. આ રીતે આરંભાતું નૂતન વર્ષ સૌ કોઇને સુખપ્રદ શ્રેયપ્રેયનું સાધક નીવડો, કલેશકંકાસથી, રાગદ્વેષથી, વિભાજિત બનેલી દુનિયાની ચિત્તશુદ્ધિ થાઓ અને ત્રીજા વિશ્વયુદ્ધનો ભય સદાને માટે વિલીન થાઓ એ જ પ્રાર્થના!

**ગાંધી જયન્તી**

રેંટીઆ બારસ એટલે કે તા. ૧૯–૯–૪૯ થી તા. ૨–૧૦–૪૯ સુધી આખા દેશે ગાંધીજીની જન્મજયન્તી ઉજવી આ દિવસો દરમિયાન સમૂહકાંતણના સમારંભો ગોઠવાયા, સમૂહપ્રાર્થનાઓ યોજવામાં આવી, સભાઓ ભરાઇ, સરઘસો નીકળ્યાં અને કેટલેક ઠેકાણે ગાંધીજીના જીવનનું પારાયણ પણ થયું. આ દુનિયામાં અનેક જન્મે છે, જીવે છે અને મરે છે, અને તેમના મરી જવા બાદ તેમનું સ્મરણ પણ બહુ અલ્પકાળમાં ભુસાઇ જાય છે, પણ જેણે જેણે જગતની એક યા બીજા પ્રકારે સેવા કરીને જગતના શ્રેયમાં અભિવૃદ્ધિ કરી છે, માનવજીવનને ઉન્નતિ તરફ વાળ્યું છે, અસત્યનો સામનો કરીને સત્યની પ્રતિષ્ઠા કરી છે, તેવા મહાપુરૂષોને જગત જલદી ભૂલતું નથી. જ્યારે વર્ષના ગાળામાં તેમની મૃત્યુસંવત્સરી આવે છે ત્યારે લોકો તેમને સંભારે છે અને એક યા બીજા પ્રકારે એકઠા મળીને તેમના ગુણગાન કરે છે. સમયાન્તરે આ સંભારણું ધીમે ધીમે હળવું બનતું જાય છે અને કાળના પ્રવાહમાં તેમનાં નામઠામ પણ લુપ્ત થવા પામે છે. આમ છતાં પણ આ જગતમાં એવી પણ કોઇ કોઇ વ્યક્ત પાકે છે કે જેના સ્મરણને ભુસવામાં કાળ પણ અસમર્થ નીવડે છે. રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, ઇશુ ખ્રીસ્ત, મહમદ–આવા પુરૂષોના દેહનિર્વાણ થયાને સૈકાઓ વીતી ગયા. એમ છતાં તેમનું નામસ્મરણ ગુણકીર્તન આજે પણ જીવતું જાગતું હોય એમ આપણને લાગે છે. આવા પુરૂષો ખરા અર્થમાં અમર થઇ ગયા છે એમ આપણે કહી શકીએ. અને તેથી તેમનો દેહવિલય આપણે મન એક ગૌણ ઘટના બને છે, પણ જગત ઉપર તેમણે કરેલા અગણિત ઉપકારો ધ્યાનમાં લઇને, આ જગતમાં તેમણે જન્મ લીધો અને આ જગતને ધન્ય કર્યું", એવી ભાવનાપૂર્વક તેમના જન્મદિવસને પ્રાધાન્ય આપવામાં આવે છે અને એ દિવસે આનંદમંગળસૂચક ઉત્સવો ઉજવાય છે અને લોકજીવનમાં એ દિવસ આનંદ-ઉલ્લાસ અને ઉન્નતિની એક નવી ચીનગારી મૂકતો મૂકતો વિદાય થાય છે. તે દિવસના વાતાવરણમાં કોઇ શોક, ગમગીની કે અપ્રસન્નતાને સ્થાન હોતું નથી. ગાંધીજી ઉપર જણાવ્યા તેવા મહાન યુગપ્રવર્તક, જેને લોકકલ્પના ઇશ્વરના અવતારથી બીજી કોઇ અન્ય રીતે ઓળખી શકતી નથી, એવા લોકોત્તર મહાપુરૂષોની નામાવલિમાં વિશિષ્ટ સ્થાન ધરાવે છે, અને તેથી લોકો તેમની જન્મજયન્તી પૂરા ઉત્સાહ અને ઉલ્લાસથી ઉજવે એ યોગ્ય જ છે, પણ ગાંધીજી આપણી એટલી બધી સમીપ છે, તેમનાં જીવનનો નિકટ સ્પર્શ એટલો બધો તાજો છે અને તેમનું કરૂણ મૃત્યુ આપણી આંખ સામે એટલું બધું જીવતું જાગતું છે કે તેમની જન્મ જયન્તી આનંદોત્સવનું સ્વરૂપ ધારણ કરવાને બદલે શોકપ્રદર્શક સમારંભમાં પલટાઇ જાય છે. તેમના અવસાન વિષે આપણું દિલ કોઇ સમાધાન અનુભવી શકતું જ નથી. તેમના સુયોગના વિચારમાંથી આનંદ, ધન્યતા, જીવન સાર્થકતાની લાગણી પ્રગટવી જોઇએ. તેને બદલે તેમનો વિયોગ હજુ પણ એટલો જ દુઃસહ હોય એવી વેદના, ગમગીની આપણે અનુભવીએ છીએ અને આવા પરમેશ્વર પુરૂષને આપણે આપણા હાથે જ આ જગતમાંથી વિદાય આપી, આપણે તેમને કોઇ રીતે યોગ્ય પુરવાર ન થયા, આપણી વચ્ચે તેઓ આવ્યા અને અભૂતપૂર્વ જીવનલીલાનું દર્શન કરાવી જોતજોતામાં વિદાય થયા, પણ આપણે તો કનિષ્ટ હતા અને કનિષ્ટતર બન્યા–આવી વ્યથા આપણે અનુભવીએ છીએ. ગાંધીજીના જન્મદિવસ પરત્વે આપણું માનસિક સંવેદન આવું કોઇ વિલક્ષણ પ્રકારનું છે.

ગાંધીજીના આજે પણ આપણે પાર વિનાનાં ગુણગાન કરીએ છીએ. એમ છતાં આજના આપણા જીવનની પારાશીશી નૈતિક, ધાર્મિક કે આધ્યાત્મિક અનુમાપનમાં

જરા પણ ઉંચે ગઇ છે ખરી કે ઉલટી નીચે ઉતરી છે? આ પ્રશ્ન આપણી સામે આવીને ઉભો રહે છે અને આપણે તેનો કોઇ સમાધાનકારક ઉત્તર આપી શકતા નથી. ગાંધીજીનું અનુપમ શીલ, સત્યની ઉપાસના, સેવાની તાલાવેલી, સાદાઇથી તરવરતી રહેણીકરણી—આનો અંશ પણ આપણે આપણા જીવનમાં દાખવી ન શકીએ તો ગાંધીજીનું નામ લેવાનો પણ આપણને શું અધિકાર છે? રાજકારણમાં કુશળ, સત્યની ઉપેક્ષા ઉપર જ જેમના જીવનની આજ સુધીની કારકિર્દી રચાયલી છે, ડગલે ને પગલે જેના આચરણમાં માયામૃષાવાદ ભરેલા છે અને જેમણે ગાંધીજીના પ્રતીકરૂપ રેંટિયા સામે કદિ જોયું સરખું પણ નથી, તેવા આગેવાનોને જાહેર સભાના મંચ ઉપરથી ગાંધીજીના ગુણગાન કરતા અને ગાંધીજીના નામે લોકોને સત્યનો, સેવાનો, સ્વાર્પણનો, રેંટિયાનો ઉપદેશ કરતા આપણે જ્યારે સાંભળીએ છીએ, ત્યારે આજનું વાતાવરણ કેટલું અવાસ્તવિકતા અને દંભથી ભરેલું છે તેનું આપણને ભાન થાય છે, અને દિલ કોઇ અવર્ણનીય ગ્લાનિ અનુભવે છે. આવા વિષમ વાતાવરણમાં આપણું શું કર્તવ્ય? જો ગાંધીજી વિષે આપણા દિલમાં ખરેખર ભાવ અને ભક્તિ હોય તો આપણે બરોબર સમજી લઇએ કે ગાંધીનિષ્ઠા એટલે અન્તર્મુખતા અને સત્યાભિમુખતા. આપણે ગાંધીજીના સ્મરણપૂર્વક બહારની દુનિયા અને તેના દૂષણોનો વિચાર છોડીને, વધારે ને વધારે અન્તર્મુખ બનીએ, પોતાના ગુણદોષનું, સારીખરાબ વૃત્તિઓનું પૃથક્કરણ કરીએ, દોષને–અનિષ્ટ વૃત્તિઓને–દબાવીને ગુણને–ઇષ્ટ શ્રેયસ્કર વૃત્તિઓને–ઉત્તેજન આપીએ અને ખરેખરા સત્યનિષ્ઠ બની આપણી જાતનો ઉદ્ધાર કરીએ. વ્યક્તિ સુધરશે તો સમષ્ટિ સુધરશે એવી પ્રતીતિપૂર્વક વ્યક્તિસુધારણા–જાત સુધારણા–ઉપર આપણું આખું લક્ષ્ય કેન્દ્રિત કરીએ અને આપણે ધારીએ, આપણે ઉત્કટ પ્રયત્ન કરીએ તો આપણે પણ આપણા નાના ક્ષેત્રમાં, ટૂંકા સંયોગોમાં, એક નાના સરખા ગાંધી બની શકીએ છીએ એવી શ્રદ્ધા કેળવીએ.

## રશિયાને પ્રાપ્ત થયેલી અણુબોંબની શોધ

થોડા જ દિવસો પહેલાં જ્યારથી અમેરિકાના પ્રમુખ ટ્રુમેને જાહેરાત કરી કે રશિયામાં કોઇ પણ સ્થળે અણુબોંબનો ધડાકો થયો છે અને અણુબોંબની રશિયા શોધ કરી ચૂક્યું હોય એમ માનવાને પૂરતું કારણ મળે છે ત્યારથી દુનિયાની રાજકારણી પરિસ્થિતિમાં નવો પલટો આવ્યો છે. કારણ કે આજ સુધીની અમેરિકાની રાજનીતિ દુનિયામાં સુલેહશાન્તિ સ્થાપવાને પ્રતિકૂળ હતી એમ કહી ન શકાય, એમ છતાં પણ તેના પ્રતિપક્ષે ઉભેલા રશિયા સામે તેના અણુબોંબની ધમકી ઉભેલી જ હતી. અને રશિયા કદી અણુબોંબની શોધ કરી નહિ જ શકે એમ તો કોઇ માનતું જ નહોતું,.પણ એ શોધ કરે તે પહેલાં જો રશીઆ બહુ ઉંચુંનીચું થાય તો એક વખત તો કોઇ પણ તકનો લાભ લઇને અણુબોમ્બ વડે રશિયાને કચડી નાખવું–આવી મનોદશા અને ઘમંડ અમેરિકા અને તેના પ્રમુખ ટ્રુમેન સેવી રહ્યા હતા. આજે હવે એ મનોદશા અને ઘમંડને સ્થાન રહેતું નથી અને અણુબોમ્બથી એક અન્યને ડરાવી શકે એમ રહ્યું નથી. આ એક ઇષ્ટાપત્તિ લેખાવી જોઇએ કારણ કે એક પક્ષે રહેલા અણુબોમ્બનાં સામર્થ્યમાંથી કોઇ પણ વખતે વિશ્વયુદ્ધ ઉભું થવાનો ઘણો વધારે સંભવ હતો. આજે શક્તિ અને સામર્થ્યની સમતુલા ઉભી થતાં કોઇ પણ પક્ષ યુદ્ધની પરિભાષામાં બોલતા કે વ્યવહાર કરતાં દશગણો વિચાર કરશે. આ રીતે સમીપ દેખાતું વિશ્વયુદ્ધ ઠીક ઠીક દૂર ઠેલાયું લાગે છે, પણ એથી આ દુનિયામાં સુલેહશાંતિની સ્થાયી સ્થાપનાનો સંભવ વધ્યો છે એમ માનવાને કશું જ કારણ નથી. કેમકે જેની કેડ ઉપર તલવાર લટકે છે તેનો હાથ હાલતાં ચાલતાં તલવાર ઉપર જ જાય છે, તે શાંતિ, સમભાવ અને મૈત્રીની વાતો કરી શકતો નથી અને એવી વાતો કરે છે તો તેનામાં કોઇને શ્રદ્ધા બેસતી નથી. આ આખો આસુરી માર્ગ છે અને તેમાં શ્રેયપ્રાપ્તિની સંભાવના બહુ ઓછી છે.

રશિયાની અણુબોમ્બની ઇંગ્લાંડ ઉપર શું અસર? અને આપણા દેશ ઉપર શું અસર? આ બે પ્રશ્ન આપણી સામે સ્વાભાવિક રીતે આવીને ઉભા રહે છે. પોતાના દેશની સૌ કોઇને ચિન્તા હોય જ, અને દુનિયાના સર્વ દેશમાં હજુ ઇંગ્લાંડ આપણી નજર સામે સૌથી વધારે છે આન્તરરાષ્ટ્રીય સંબંધોને લગતી આપણી રાજ્યનીતિ આજ સુધી તટસ્થતાની રહી છે અને આ નવા સંયોગમાં પણ એ જ નીતિને વળગી રહેવામાં ડહાપણ.અને શ્રેય રહેલું છે, એમ આપણી સામાન્ય સમજ કહે છે. આમ છતાં જ્યારે દુનિયામાં અણુધાર્યો દાવાનળ સળગી ઉઠશે ત્યારે આપણે તટસ્થતા જાળવી શકીશું કે કેમ અને

એ તટસ્થતા આપણને લાભદાયી નીવડશે કે કેમ એ એક પ્રશ્ન છે. આ પ્રશ્નનો આજે કોઇ ઉકેલ શોધ્યો જડે તેમ નથી.

બીજું, આન્તરરાષ્ટ્રીય રાજકારણમાં તટસ્થતાનો આપણો દાવો હોવા છતાં આપણા સંબંધ અને વળણનો અમેરિકા અને ઇંગ્લાંડ પ્રત્યે વધારે ઝોક છે એ જાણીતું છે. આન્તર્ગત રાજકારણમાં પણ આપણી રાજનીતિ સામ્યવાદની અત્યન્ત વિરોધી છે તેથી યુદ્ધકારણ ઉભું થતાં આપણે પણ રશિયાના પ્રતિપક્ષે હોઇએ અથવા તો આપણને રશિયા પ્રતિપક્ષી જ લેખે એ વધારે સંભવિત છે, અને એ રીતે આપણે અણુબોંબના જોખમથી કદિ પણ બચી શકવાના નથી. આમ છતાં પણ આજે કોઇ પણ પક્ષમાં સક્રિયપણે નહિ જોડાવાની આપણી નીતિ યોગ્ય અને ડહાપણભરી છે, એમ કોઇને પણ કબૂલ કર્યા વિના નહિ ચાલે.

ઇંગ્લાંડને બીજા વિશ્વયુદ્ધે ખૂબ ખોખરૂં કરી નાખ્યું છે અને આજે પ્રથમ કક્ષાનાં રાજ્યોમાં તેની ગણના થતી નથી. તે અમેરિકાની હૂંફ ઉપર જીવે છે અને રશિયાનું ઉત્કટ વિરોધી છે ઇંગ્લાંડ રશિયાની અત્યન્ત સમીપ હોઇને વિશ્વયુદ્ધનું રણશીંગું ફુંકાતા અણુબોંબનું સૌથી પહેલું ભોગ બને એવો સંભવ છે અને આ જોખમથી દૂર બેઠેલું અમેરિકા તેને બચાવી શકે એમ છે જ નહિ. સાથે સાથે એ પણ એટલું જ સંભવિત છે કે ઇંગ્લાંડ અણુબોંબનું રહસ્ય સારી રીતે જાણતુ હોય અને સમય આવ્યે તે પણ અણુબોંબનો ઉપયોગ કરી શકે તેવી સ્થિતિમાં હોય.

અણુબોંબ દુનિયાનાં મહાન રાજ્યોએ નિરંતર સેવેલી રાક્ષસી વૃત્તિનું પરિણામ છે અને જો એ વૃત્તિ પલટાય નહિ અને પરસ્પર રાગદ્વેષ અને સ્પર્ધા જ વધતી રહે તો એ રાક્ષસકુળોનો જ નહિ, પણ આસપાસનાં અનેક માનવકુળોનો નાશ કરીને જ એ અણુબોંબ વિરામ પામવાનો છે. સિવાય કે કોઇ બીજો ગાંધી પાકે અને જગતની સામે ડોકિયું કરી રહેલા આ પ્રલયમાંથી, દુનિયાની સાન ઠેકાણે લાવીને, જગતને બચાવે. પણ આ યે કેવળ મનગમતી એક મીઠી કલ્પના જ નથી શું? એક ઇસુ ખ્રિસ્ત આવ્યો અને ગયો; જગત હિંસાના માર્ગે જ ચાલતું રહ્યું. એક ગાંધી આવ્યો અને ગયો; જગત હિંસાના જ માર્ગે વધુ વેગવાન બન્યું. તો પછી બીજો ગાંધી આવીને પણ આપણને શી રીતે બચાવવાનો હતો?

## દેશની રાજભાષા હિંદી અને રાષ્ટ્રલિપિ દેવનાગરી

હિંદની બંધારણ સભાએ તા. ૧૪-૯-૪૯ના રોજ હિંદની રાજભાષા તથા લિપિ સંબંધમાં જે મહત્વનો નિર્ણય લીધો છે તેના સારભુત મુદ્દાઓ નીચે મુજબ છે:–

૧. સિદ્ધાન્ત તરીકે હિંદી રાજ્યસંઘની ભાષા હિંદી રહેશે, તેની વર્ણમાળા માટે લિપિ દેવનાગરી અને સંખ્યાંકો માટે આંકડાં આન્તરરાષ્ટ્રીય એટલે કે અંગ્રેજી રહેશે.

૨ આમ છતાં ચાલુ વ્યવહારમાં અત્યારે ચાલે છે તે મુજબ મધ્યસ્થ સરકારના વહીવટમાં તેમ જ વરિષ્ઠ અદાલતમાં પંદર વર્ષ સુધી અંગ્રેજી ભાષાનો ઉપયોગ ચાલુ રાખી શકાશે.

૩. (ક) આ પંદર વર્ષની મુદત દરમિયાન દર પાંચ પાંચ વર્ષે હિંદી ભાષાની વપરાશ હિંદી સંઘના સરકારી કામોને અંગે કેટલી વધારવી તે અંગે સૂચનાઓ કરવા માટે હિંદી સંઘના પ્રમુખ તરફથી એક પંચની નિમણુંક કરવામાં આવશે. એ પંચ અસામી, બંગાળી, કાનડી, ગુજરાતી, હિંદી, કાશ્મીરી, મલિયાળી, મરાઠી, ઉડિયા, પંજાબી, તામિલ, તેલુગુ, ઉર્દુ અને સંસ્કૃત–આટલી ભાષાઓના પ્રતિનિધિઓનું બનેલું હશે. આ પંચે હિંદી ભાષાની કઇ દિશાએ કેવી અને કેટલી વપરાશ વધારવી એ મુખ્ય મુદ્દાનો નિર્ણય કરતાં હિંદની ઔદ્યોગિક, સાંસ્કૃતિક અને વૈજ્ઞાનિક પ્રગતિ તથા બિન–હિંદી વિસ્તારોના વાજબી દાવાઓ તથા હિતોને ધ્યાનમાં લેવાના રહેશે.

(ખ) પંચની આ ભળામણો ઉપર મધ્યસ્થ 'પ્રજાગૃહના ૨૦ અને મધ્યસ્થ રાજસભાના ૧૦ એમ ૩૦ સભ્યોની બનેલી એક સમિતિ વિચારણા ચલાવશે અને એ ઉપરનું પોતાનું નિવેદન હિંદી સંઘના પ્રમુખ સમક્ષ રજૂ કરશે.

(ગ) હિંદીસંઘના પ્રમુખ એ નિવેદન ઉપર વિચાર કરીને પોતાને યોગ્ય લાગે તે હુકમો કાઢશે.

૪. પંદર વર્ષ બાદ હિંદની વડી ધારાસભા સરકારી વહીવટના કોઇપણ વિભાગમાં અંગ્રેજી ભાષાનો ઉપયોગ ચાલુ રાખવો કે નહિ અને અંગ્રેજી આંકડાઓને ઠેકાણે દેવનાગરી આંકડાઓનો ઉપયોગ શરૂ કરવો કે કેમ તે વિષે યોગ્ય નિર્ણય લેશે.

૫. હિંદી સંઘનાં અંગભૂત રાજ્યો જેને 'પ્રોવીન્સ' અથવા તો 'સ્ટેટ'ના નામથી ઓળખવામાં આવે છે તે

પોતાનો સરકારી તેમ જ વડી અદાલત (હાઇ કોર્ટ)નો વહીવટ સામાન્યતઃ અંગ્રેજીમાં ચલાવશે પણ :—

(ક) કોઇપણ રાજ્યને હિંદી અથવા બીજી કોઇ ભાષા કે ભાષાઓ પોતાના સરકારી કામકાજ માટે તેમ જ પરસ્પરની સંમતિથી અન્ય રાજ્ય સાથેના વ્યવહાર માટે અંગીકાર કરવાની છૂટ રહેશે.

(ખ) આવું પગલું લેવામાં આવતાં તે રાજ્યમાં બોલાતી કોઇ ભાષા તે રાજ્યે માન્ય રાખી નહિ હોય અને તે માન્ય કરાવવા જેવી છે એમ હિંદી રાજ્યસંઘના પ્રમુખને લાગે તો તે સ્વીકારવાની સંઘ-પ્રમુખ સૂચના કરી શકશે.

(ગ) જે કોઇ રાજ્ય પોતાના સરકારી કામકાજ માટે હિંદી અગર બીજી ભાષા કે ભાષાઓ સ્વીકારે તે રાજ્યના કાનૂનો વગેરેનો રાજ્યના ગવર્નરે પ્રમાણભૂત તરજુમો પ્રસિદ્ધ કરવો પડશે.

(ઘ) સંઘપ્રમુખની સંમતિથી કોઇ પણ રાજ્ય પોતાની હાઇકોર્ટનું-ચુકાદા, હુકમનામાં અને હુકમો સિવાયનું-સઘળું કામકાજ હિંદી અથવા તો અન્ય કોઇ ભાષામાં ચલાવી શકશે.

(ङ) હિંદીએ જો પોતાનો વિકાસ સાધવો હશે તો તેણે દેશની અન્ય ભાષાઓનાં રૂપ, શૈલી તથા શબ્દપ્રયોગો, પોતાના મૂળ સ્વરૂપને પોષક હોય એ રીતે અંગીકાર કરવાં પડશે. એ જ પ્રમાણે હિંદીએ સંસ્કૃત તેમ જ અન્ય ભાષાઓમાંથી જરૂર મુજબ તેમ જ ઇષ્ટ જણાય ત્યારે, શબ્દો ઉદ્ધરીને પોતાના શબ્દભંડોળમાં વધારો કરવાનો રહેશે. હિંદીનો ચોતરફ પ્રચાર કરવાની અને ઉપર જણાવ્યું તે રીતે હિંદીને વિકસાવવાની હિંદી સંઘની ફરજ રહેશે.

આ આખો નિર્ણય કેટલા વાદવિવાદ, ખેંચતાણ અને લોહીઉકાળા બાદ એક પછી એક બાંધછોડ પછી કરવામાં આવ્યો છે. તેની તે દિવસોનાં છાપાઓ ઉપરથી જેને માહિતી હશે તે આ નિર્ણયને અન્ત કરણથી આવકાર્યા વિના નહિ રહે. હિંદીને રાજભાષા સ્વીકાર્યા પછી અને દેવનાગરીને રાષ્ટ્રલિપિનું સ્થાન આપ્યા પછી પંદર વર્ષ સુધી અંગ્રેજી આંકડાઓ ચાલુ રાખવાનો નિર્ણય કોઇ પણ રીતે સુસંગત લાગતો નથી. એમ છતાં પણ આંકડાઓના પ્રશ્ન ઉપરથી જ આખા વિષય પરત્વે એટલી મોટી મડાગાંઠ ઊભી થઇ હતી કે એ મડાગાંઠના ઉકેલે માત્ર દેવનાગરી આંકડાઓનો જ ભોગ લીધો અને હિંદી અને દેવનાગરી કાયમ રહ્યાં એ ઓછા સંતોષની વાત ન લેખાય. ભાષા સંબંધેના નિર્ણયને એક રીતે વિચારીએ તો અંગ્રેજી ભાષાને પંદર વર્ષની લાંબી મહેતલ મળે છે અને ત્યાર પછી પણ અંગ્રેજી ભાષા હમેશને માટે વિદાય લેશે જ એમ કહી શકાતું નથી. આ નથી સુખદ કે નથી સંતોષકારક. આમ છતાં પણ હિંદીનો ઉપયોગ ઉત્તરોત્તર કેમ વધારી શકાય એ માટે પંચ અને તપાસસમિતિની યોજના સ્વીકારવામાં આવી છે એથી કાંઇક સંતોષ થાય છે અને એ યોજના મુજબ હિંદીનું સ્થાન દઢત્તર થતું જાય તો પંદર વર્ષે પણ અંગ્રેજીની પકડમાંથી મુક્ત થવાની આશા બંધાય. પણ આ દિશાએ પ્રગતિ કે સ્થગિતતાનો આધાર હિંદી સંઘના પ્રમુખ ઉપર મોટા ભાગે રહેવાનો છે. હિંદી સંઘના આગામી પ્રમુખો હિંદી સંબંધે આગ્રહી હશે તો પંદર શું દશ વર્ષના ગાળામાં અંગ્રેજીને આપણે વિદાય આપી શકીએ તેમ છે. અંગ્રેજીને પંદર વર્ષની જીવનદોરી આપવામાં બે તત્ત્વોએ કામ કર્યું છે. એક તો આપણા રાષ્ટ્રના પ્રમુખ સૂત્રધારો જેઓનાં દિલ અંગ્રેજી વિના આપણને કોઇ પણ કાળે ચાલી શકશે કે કેમ એ વિષે બહુ ડચુપચુ—અત્યન્ત અશ્રદ્ધાળુ—છે. બીજો દક્ષિણ હિંદુસ્તાનના પ્રતિનિધિઓનો આખો વિભાગ જેમણે અંગ્રેજી ભાષાના ચાલુપણાને જાણે કે પોતાની જીવાદોરીનો પ્રશ્ન બનાવી દીધો હતો. જ્યાં ભિન્ન ભિન્ન વલણ અને હિતો ધરાવતી વ્યક્તિઓ એકઠી થાય છે અને દરેક પ્રશ્નને સમગ્ર રાષ્ટ્રના શ્રેયને કેન્દ્રમાં રાખીને જોવા વિચારવાનું છોડીને સ્વાર્થની ખેંચતાણમાં પડે છે ત્યાં લેવામાં આવતા નિર્ણયો હમેશાં પાંગળા, પરસ્પરવિરોધી અને ધ્યેયને સિદ્ધ કરવા વિષે મંદતા દાખવનારા હોય છે. રાજભાષાને લગતો ઉપરોક્ત નિર્ણય પણ આવો ઢીલો અને મધ્યમમાર્ગી છે. આમ છતાં પણ આ નિર્ણયથી હિંદી કે હિંદુસ્તાનીના ઝઘડાનો, દેવનાગરી કે ઉર્દૂની સ્પર્ધાનો, સદાને માટે અન્ત આવે છે, અંગ્રેજીની આવરદા પણ આખર બાંધી મુદતની બને છે અને પરિણામે હિંદીને જ સૌ કોઇએ અપનાવવાની રહે છે. આ દૃષ્ટિએ રાજભાષાને લગતા બંધારણ સભાના નિર્ણયને સૌ કોઇએ આવકારવો ઘટે છે અને જેના દિલમાં હિંદી વિષે તમન્ના હોય તેણે હિંદી પ્રચારને લગતા રચનાત્મક કાર્યમાં શ્રદ્ધા અને પ્રતીતિપૂર્વક લાગી જવું ઘટે છે. કારણ કે હિંદી રાજભાષા તરીકે સ્વીકારાઇ તેથી જ માત્ર રાષ્ટ્રભાષા બની શકવાની નથી. તે માટે તો હિંદી

ભાષાએ અનેક પ્રકારની કસોટીમાંથી પસાર થવાનું રહે છે. કેટલાયે પારિભાષિક શબ્દો તૈયાર કરવા પડશે; અનેક વિષયોને લગતી પરિભાષા નવેસરથી ઘડવી પડશે; પ્રિન્ટીંગ, ટાઈપરાઇટીંગ, લાઇનોટાઇપ, ટેલી પ્રિન્ટરી—આ બધાં ક્ષેત્રોને ધ્યાનમાં રાખીને લિપિ સુધારણા કરવી પડશે; અનેક પ્રદેશોને સ્પર્શતું હિંદી સાહિત્યનિર્માણ કરવું પડશે; વળી એ પણ ધ્યાનમાં રાખવાનું રહેશે કે આ રાજભાષાને ભલે હિંદી નામ આપવામાં આવ્યું હોય, પણ એ પંડિતો કે મૌલવીઓની નહિ, પણ લોકોની હિંદી હોવી જોઇશે, એટલે કે એવી હિંદી કે જેને ગાંધીજી હિંદુસ્તાની કહેતા હતા, જેને કઠણ સંસ્કૃત શબ્દોથી દુર્ગમ બનાવવામાં આવી નહિ હોય અને જેને ચાલુ ઉર્દૂ શબ્દોથી વંચિત રાખવામાં આવી નહિ હોય, અને ગંગા–યમુનાના નીર માફક જેમાં સંસ્કૃત તેમ ઉર્દૂ શબ્દો સરળપણે વહ્યા કરતા હશે. હિંદીનું આવું સ્વરૂપ ઘડવા માટે, આવું હિંદીકરણ કરવા માટે અનેક સમભાવી સાહિત્યકારોની તપશ્ચર્યાની જરૂર રહેશે. સૌ કોઇના પ્રયત્ન અને સહકાર વડે એ દિવસ જલદિથી ઉગવાની આપણે આશા રાખીએ કે જ્યારે આજે સ્વીકારાયલી રાજભાષા સાચી રાષ્ટ્રભાષાના પદને પામી હોય અને અંગ્રેજી વિના નહિ જ ચાલે એવી અસહાય બુદ્ધિ અને વૃત્તિમાંથી આપણે સદાને માટે ઉદ્ધાર થયો હોય!

**ખાનગી મિલકતની પવિત્રતા અને રાજ્યસત્તા**

ખાનગી મિલકતની પવિત્રતા કંઇ કાળથી સ્વીકારવામાં આવી છે અને તેને રક્ષણ આપવાની બાંહ્યધરી દરેક રાજ્યસત્તા આપતી આવી છે. આમ છતાં પણ જેમ જેમ રાજ્યસત્તાની જવાબદારીઓનો પ્રદેશ વિસ્તરતો ગયો છે તેમ તેમ તે જવાબદારીઓને પહોંચી વળવા માટે રાજ્યસત્તા એક યા બીજી રીતે ખાનગી મિલકત ઉપર આક્રમણ કરતી આવી છે અને એ છતાં પણ ખાનગી મિલકતને પૂરેપૂરું રક્ષણ આપવાના દાવાનો કોઇ પણ રાજ્યસત્તાએ કદી ઇનકાર કર્યો નથી. એક વખત રાજ્યની જવાબદારી બહુ જ પરિમિત લેખાતી હતી. પ્રજાનું સામાન્ય રક્ષણ કરવું અને પ્રજાના ચાલુ વ્યવસાયમાં કોઇ અન્તરાય ન નાંખવો—આટલામાં જ રાજ્યધર્મની પર્યાપ્તિ લેખાતી. ખેડૂતોની આવકમાંથી થોડો ભાગ મળે; ગામ કે શહેરમાં આવતીજતી ચીજો ઉપર થોડું દાણ હોય. આથી વિશેષ કોઇ કર કે બોજો પ્રજાને ઉપાડવો પડતો નહોતો. આજે રાજ્યના કર્તવ્યપ્રદેશ વિષેના ખ્યાલ એકદમ બદલાઇ ગયા છે. બહારના દુશ્મનોથી તેમજ અંદરનાં સમાજવિરોધી તત્ત્વોથી પ્રજાનું રક્ષણ કરવું એટલું જ નહિ પણ તેનું શિક્ષણ, આરોગ્ય, ઉદ્યોગોની ખીલવણી, વ્યાપારની વૃદ્ધિ, મજૂરોના સુખદુઃખની ચિન્તા, એટલેથી માંડીને પ્રજાજનોમાં કોઇ બેકાર ન રહેવો જોઇએ, સૌને કામ મળવું જોઇએ અને રોટી મળવી જોઇએ—આવી વ્યાપક વ્યવસ્થા પણ રાજ્યસત્તાની જવાબદારીઓને લગતી કલ્પનામાં સમાવેશ પામી છે. આવી જ રીતે રાજ્ય પણ આવી વિવિધ જવાબદારીઓને પહોંચી વળવા માટે પ્રજા ઉપર જાતજાતના કર નાંખે છે અને જરૂરી દ્રવ્ય એકઠું કરે છે. જતી આવતી ચીજો ઉપર પાર વિનાના જકાતી દરો, સ્ટેમ્પ ફી, આવકવેરો, વારસાવેરો—આ બધું ઉપરની નવી પરિસ્થિતિમાંથી જન્મી રહ્યું છે.

આ ઉપરાંત પ્રજાકલ્યાણ અર્થે રાજ્ય મોટી મોટી યોજનાઓ ઘડે છે; અને તેને અમલમાં મૂકવા માટે તેને ઘણી મોટી જમીનોનો, મિલકતોનો તેમજ વસ્તુઓનો કબજો લેવો પડે છે. વળી કેટલાક ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવામાં આવે છે. આ માટે ખાનગી ઉદ્યોગો પણ રાજ્યને લઇ લેવાની ફરજ પડે છે. નાની સરખી મીલકત કબજે કરવાની જ્યારે રાજ્યને જરૂર પડતી ત્યારે એ મીલકતના માલિકનું ઠીક ઠીક બદલો આપીને મન મનાવી શકાતું. અને ન્યાય અન્યાયનો કોઇ પ્રશ્ન જ ઉપસ્થિત થતો નહોતો. પણ આજે જ્યારે જંગી યોજનાઓ અને વિરાટ રાષ્ટ્રીયકરણના વિચારો ચાલી રહ્યા છે ત્યારે યોગ્ય બદલો આપવાનો પ્રશ્ન અત્યન્ત વિકટ બનતો જાય છે. ખાનગી મિલકતની પવિત્રતા કઇ હદ સુધી રક્ષણીય છે એ વિષેના ખ્યાલો પણ બદલાતા જાય છે. એક માણસને વ્યાપારદ્વારા, સટ્ટા દ્વારા, ભેટબક્ષિસદ્વારા કે વારસાદ્વારા જે કાંઇ મળતું તે સર્વાંશે તેનું પોતાનું ગણાતું અને તેની પાઇએ પાઇ ઉપર તેનો હક્ક લેખાતો. આજે આવો માલેકી હક્ક કોઇ સ્વીકારતુ નથી. આ દિશાએ મોટામાં મોટું આક્રમણ આવકવેરાનું ચાલી રહ્યું છે, અને સમાજે તે સ્વીકાર્યું છે. મૃત્યુ બાદ વારસામાં આવતી મિલકતમાંથી સરકાર અમુક પ્રમાણ કાયદાથી માગે છે અને વારસદારોને તે આપવું પડે છે. મિલમાલેકની આવકમાંથી મજૂરો ભાગ માગે છે અને તે આપ્યેજ છુટકો છે. વંશપરંપરાથી ચાલી આવતી જમીનદારીના હક્કો મામુલી બદલામાં નાબૂદ

થઇ રહ્યા છે. આવી સમાજની નવનિર્માણ પામતી પરિસ્થિતિને અનુલક્ષીને બંધારણસભાએ ગયા સપ્ટેંબર માસ દરમિયાન એક અતિ મહત્વની કલમ મંજૂર કરી છે એ કલમનો સાર આ મુજબ છે –

(૧) કાયદાની સત્તા સિવાય કોઇ પણ વ્યક્તિને તેની મિલકતથી વંચિત કરવામાં નહિ આવે.

(૨) જ્યારે પણ રાજ્યને કોઇ પણ કાયદા નીચે કોઇ પણ સ્થાવર કે જંગમ મિલકત, અથવા તો કોઇ પણ વ્યાપાર કે ઉદ્યોગને લગતી કંપનીમાં રહેલું કોઇ પણ વ્યક્તિનું હિત પોતાને હસ્તક કરવાની જરૂર જણાશે ત્યારે તેવી રીતે કબજે કરાયલી મિલકત કે હિતના બદલામાં શું આપવું તેનું તે કાયદામાં સ્પષ્ટ વિધાન કરવામાં આવ્યું હશે અને તે બદલાનું સ્પષ્ટ સ્વરૂપ અથવા તો બદલો નક્કી થઇ શકે તેનું ધોરણ તથા નિયમો સૂચવવામાં આવ્યા હશે. આવી વિગતોવાળા કાયદા સિવાય કોઇની પણ મિલકત કે હિતને રાજ્ય કબજે કરી શકશે નહિ,

(૩) ઉપર જણાવેલ કાયદો સંઘ-પ્રમુખની સંમતિ મળ્યા સિવાય કોઇ પણ પ્રદેશ માટે અમલી બની શકશે નહિ

ત્યારબાદ ઉપરના ધોરણે જે કોઇ બદલો આપવો પડે તેના કરતાં, બિહાર અને મદ્રાસની ધારાસભાએ જમીનદારી નાબૂદ કરી છે અને યુ. પી. ની ધારાસભામાં જમીનદારી નાબૂદીનું બીલ રજૂ કરવામાં આવ્યુ છે પણ હજુ પસાર થયું નથી-આ ત્રણે બીલો જમીનદારોને પ્રમાણમાં ઘણું ઓછું વળતર આપે છે. આ બીલોને નવું બંધારણ અમલમાં આવ્યા બાદ ત્રણ માસની અંદર સંઘ-પ્રમુખની મન્જૂરી મળતાં આ નવી કાનુની કલમથી એ બીલો અબાધિત રહેશે. વળી નવું બંધારણ અમલમાં આવ્યા પહેલાં કોઇ પણ રાજ્ય કે પ્રાન્તની ધારાસભામાં આવું જ કોઇ બીલ રજૂ થઇ ચુક્યું હશે તો તે બીલ તે ધારાસભામાં પસાર થયે અને સંઘપ્રમુખની તેને સંમતિ મળ્યે ઉપર જણાવેલી કાનુની કલમ તે બીલને લાગુ નહિ પડે.

આ નવા કાનુન અંગે એક બે ચર્ચાસ્પદ મુદ્દાઓ ઉપસ્થિત થયા હતા. એક તો આ કાનુન નીચે બદલો આપવો પડે તે રોકડમાં આપવો કે બીજી રીતે પણ આપી શકાય? આ બદલો રોકડમાં આપવાની ફરજ ન પડે તે હેતુથી બદલાનું ભરણું (payment of compensation) કરવું પડશે એ શબ્દો ગવર્મેન્ટ ઑફ ઇન્ડીઆ એક્ટમાં હતા તેના સ્થાને બદલો (compensation) આપવો પડશે એ શબ્દો યોજવામાં આવ્યા છે, જેના પરિણામે રોકડને બદલે વળતરમાં સરકારી બોંડ અથવા લોન આપી શકાય અથવા તો બીજી રીતે પણ વળતર આપવાનો વિચાર થઇ શકે.

બીજો મુદ્દો બદલાના પ્રશ્નને અદાલતોની દખલગીરીથી મુક્ત બનાવવાને લગતો હતો. બદલાની રકમ કે બદલાનું ધોરણ કાયદો નક્કી કરે એમ આ કાનુનમાં જણાવીને બદલાના વાજબીપણાનો પ્રશ્ન અદાલત આગળ કોઇ પણ પ્રસંગે ઉપસ્થિત ન થાય એવી વ્યવસ્થા ચિન્તવવામાં આવી છે. કારણ કે અદાલત ઉદાર થઇને વધારે બદલો આપે તો રાજ્યને ખોટ જાય. આમ છતાં પણ આ પ્રશ્ન કોઇ પણ સંયોગમાં કોર્ટ આગળ ઉભો થઇ શકે જ નહિ એવી એક કાનુની દીવાલ પંડિત જવાહરલાલ નહેરૂ અને પંડિત ગોવિંદ વલ્લભ પન્ત તથા અન્ય આગેવાનો આ કલમમાં દાખલ કરવા ઇચ્છતા હતા, પણ આ અભિપ્રાયને બંધારણ સભાની બહુમતી સંમત થઇ ન શકી. પરિણામે બદલો અત્યન્ત નજીવો હોય અથવા તો બંધારણનો જાણે કે દ્રોહ કરતો હોય એવા સ્વરૂપનો હોય ત્યારે અને તેવા સંયોગોમાં બદલાનો મુદ્દો અદાલત સમક્ષ સહજપણે ઉભો થઇ શકશે અને અદાલતને એવા મુદ્દાનો નિર્ણય આપ્યા સિવાય નહિ ચાલે, એટલું દ્વાર અદાલતો માટે આ કાનુનમાં ખુલ્લું રહ્યું છે. એમ ધારાશાસ્ત્રીઓનું માનવું છે.

**વ્યક્તિસ્વાતંત્ર્ય અને રાજ્યસત્તા**

હિંદની બંધારણસભાએ સપ્ટેમ્બર માસ દરમિયાન વ્યક્તિસ્વાતંત્ર્યને બહુ મોટા પ્રમાણમાં મર્યાદિત કરતી એક કલમ પસાર કરી છે. આ કલમ નીચે મુજબ છે.

"કાયદાએ સ્થાપિત કરેલી રીત રસમ પ્રમાણે હોય એ સિવાય (Except according to proceedure established by law) કોઇ પણ વ્યક્તિને જાનથી કે અંગત સ્વાતંત્ર્યથી વંચિત કરવામાં નહિ આવે."

બંધારણના મૂળ ખરડામાં કાયદાનો વાજબી અમલ કરવામાં આવતો હોય એ સિવાય (without due process of law) એ વાક્ય હતું તેના સ્થાને કાયદાએ સ્થાપિત કરેલી રીત રસમ પ્રમાણે હોય એ સિવાય (except according to proceedure established by law) એ વાક્ય મૂકીને આખી કલમમાં એક અતિ મહત્વનો ફેરફાર કરવામાં આવ્યો છે.

આ ફેરફાર સમજવા માટે આજની પરિસ્થિતિને યથાસ્વરૂપે ધ્યાનમાં લેવાની જરૂર છે. જ્યારે દેશ અમુક

પ્રકારની કટોકટીમાંથી પસાર થતો હોય, જ્યારે દેશની શાન્તિ અવારનવાર જોખમાતી હોય અને તે શાન્તિ જાળવવા માટે અને લોકોના જાનમાલ જોખમાતા અટકાવવા માટે રાજ્ય કરતી સંસ્થાને અસાધારણ પગલાં ભરવાં પડતા હોય અને શાન્તિભંગને ઉત્તેજતાં તત્ત્વોને એકાએક પરહેજ કરવાની ફરજ પડતી હોય અને જ્યારે સાધારણ કાયદાકાનૂનથી રાજ્ય ચલાવવાનું અવાનવાર અશક્ય બનતું હોય ત્યારે રાજ્ય કરતી સંસ્થા જરૂરી પગલાં ભરી શકે એ માટે જરૂરી સત્તા રાજ્યબંધારણે સરકારને સુપ્રત કરવી જોઇએ. આ સર્વ સ્વીકૃત માન્યતા છે. આપણા દેશની અદ્યતન સ્થિતિ આ પ્રકારની છે તે સ્થિતિને પહોંચી વળવા માટે કાયદાનો વ્યાજબી અમલ કરવામાં આવતો હોય એ સિવાય (without due process of law) એ શબ્દો આપણા બંધારણનિર્માતાઓને પૂરતા માલુમ ન પડયા કારણ કે એ મર્યાદા નીચે રહીને જો કોઇને પરહેજ કરવામાં આવેલ હોય તો એવી રીતે ફરમાવવામાં આવેલો કારાવાસ કાયદા મુજબ હતો કે નહિ અથવા તો જે રીતે અમુક વ્યક્તિની ધરપકડ અને કેદ કરવામાં આવી તે રીત બરોબર હતી કે નહિ એટલું જ વિચારવાનું ન્યાયસત્તાને પ્રાપ્ત થાય છે એમ નથી, પણ એ કાયદો પોતે બરોબર હતો કે નહિ અને તે કાયદાનો અમલ કરવા માટે યોગ્ય સંયોગો હતા કે નહિ એવા પ્રશ્નો પણ ઉપરના વાક્યમાંથી ઉપસ્થિત થાય છે એમ ડૉ. અંબેડકર વગેરેને લાગ્યું. અને આમ હોય તો જેને સત્તાધિકારીઓ સુલેહ-શાન્તિની જાળવણી માટે અટકમાં રાખવાનું અતિ આવશ્યક લેખતા હોય તેને ન્યાયસત્તા છોડી મૂકવાની ફરજ પાડે-આવી વિષમ પરિસ્થિતિ ઉભી ન થાય એ હેતુથી બંધારણની મૂળ કલમને ઉપર મુજબ સુધારવામાં આવી છે. જેના પરિણામે જરૂર પ્રમાણે ઑર્ડીનન્સો કાઢવામાં અને તેનો અમલ કરવામાં ન્યાયસત્તા અન્તરાય નાખી નહિ શકે એમ માનવામાં આવ્યું છે.

આવી અબાધિત સત્તા કેવળ અનિયંત્રિત રીતે પ્રજાજનોના સ્વાતંત્ર્યનો અવરોધ કરવામાં ન પરિણમે એ માટે એજ કલમના બીજા પેટા વિભાગો સત્તાધિકારીઓને ફરજ પાડે છે કે આવી રીતે અટકમાં લીધેલ વ્યક્તિને તેને શા માટે પકડવામાં આવેલ છે તેનાં કારણો તુરત જ જણાવવાં અને ૨૪ કલાકની અંદર તેને નજીકના મેજિસ્ટ્રેટ સમક્ષ રજૂ કરવો. હાઇકોર્ટના જજનો દરજ્જો ધરાવતી વ્યક્તિઓનું બનેલું એડવાઇઝરી બોર્ડ પ્રસ્તુત વ્યક્તિને હજુ ચાલુ અટકમાં રાખવાની જરૂર છે. એમ અટકમાં લીધાને ૩ માસ થયાં પહેલાં જણાવે નહિ તો તે વ્યક્તિને ત્રણ મહિનાથી વધારે કેદમાં રાખી શકાય નહિ એવી પણ મર્યાદા બંધારણમાં અન્તર્ગત કરવામાં આવી છે.

## સરકારી વાચનમાળા અને શ્રી. રાવજીભાઇનો પરિપત્ર

ગુજરાત સ્થાનિક સ્વરાજ્ય મધ્યસ્થ સમિતિના મંત્રી શ્રી. રાવજીભાઇ મણિભાઇ પટેલ તરફથી સર્વ ગુજરાતી સ્કૂલ-બોર્ડોના મહાસભા પક્ષના નેતાઓ જોગ આજથી ત્રણ માસ પહેલાં નીચે મુજબનો એક પરિપત્ર પાઠવવામાં આવ્યો છેઃ—

"કેટલાક માસ પહેલાં મુંબઇ સરકારે બધી સ્કૂલ-બોર્ડોને એવી સૂચના આપી હતી કે પ્રાથમિક શાળાઓમાં મુંબઇ સરકાર તરફથી પ્રસિદ્ધ થતાં પાઠ્યપુસ્તકો ચલાવવાં, પણ હવે મુંબઇ સરકારે પોતાના એ ઠરાવમાં ફેરફાર કર્યો છે કે દરેક સ્કૂલ બોર્ડને પોતાને પસંદ પડે તે પાઠ્યપુસ્તકો ચલાવવાની છૂટ છે. ગુજરાત સ્થાનિક સ્વરાજ મધ્યસ્થ સમિતિએ પ્રથમથીજ પોતાની એ નીતિ જાહેર કરી છે કે ગુજરાતની બધી પ્રાથમિક શાળાઓમાં ગુજરાત વિદ્યાપીઠ તરફથી તૈયાર થતાં અને પ્રસિદ્ધ થતાં પાઠ્ય પુસ્તકો જ ચલાવવાં. મને લાગે છે કે ગુજરાત મ્યુનિસિપલ સ્કૂલ બોર્ડો કે જીલ્લા સ્કૂલ બોર્ડોને બધેય હવે ગુજરાત વિદ્યાપીઠનાં પુસ્તકો શરૂ કરવામાં હરકત આવવી ન જોઇએ, કારણ કે ગુજરાતની બધી પ્રાથમિક સ્કૂલોમાં એકસરખું ધોરણ રહે એ ઇચ્છવાયોગ્ય છે."

આ પરિપત્રનું હાર્દ સમજવા માટે વાંચનમાળાને લગતો થોડો ઇતિહાસ ધ્યાનમાં લેવાની જરૂર છે. ૧૯૨૪ સુધી મુંબઇ સરકાર તરફથી પ્રગટ થયેલી વાંચનમાળા સરકારી તથા સરકારની મદદ મેળવતી બધી શાળાઓમાં ફરજિયાત વપરાતી હતી. ત્યારબાદ મુંબઇ સરકારે પોતાની વાંચનમાળા પ્રગટ કરવાનું બંધ કર્યું અને કેળવણી-ખાતાએ મંજુર કરેલી કોઇ પણ વાંચનમાળા વાપરવાની સરકારે છૂટ આપી. ૧૯૩૭માં ગુજરાત વિદ્યાપીઠે એક વાંચનમાળા તૈયાર કરી અને તેનો ગુજરાતની જિલ્લા

બોર્ડો તેમજ મ્યુનિસિપલ શાળાઓમાં સારો ફેલાવો થવા પામ્યો. ૧૯૩૯ માં વળી પ્રાન્ત પ્રાન્તની કોંગ્રેસ સરકારે રાજીનામાં આપ્યાં અને વિદ્યાપીઠની વાંચનમાળાને ધક્કો લાગવા માંડયો. ૧૯૪૫ માં મુંબઇ સરકારની હકુમત કોંગ્રેસ પ્રધાનમંડળના હાથમાં આવી. આ પ્રધાનમંડળે મરાઠી, કાનડી અને ગુજરાતી વાંચનમાળાઓ તૈયાર કરવા માટે ત્રણ વગદાર સમિતિઓ નીમી. ગુજરાતમાં એ વખતે અનેક વાંચનમાળાઓ પ્રચલિત હતી અને તેમાં ગુજરાત વિદ્યાપીઠની વાંચનમાળાને સંભવ છે કે અગ્રસ્થાન હોય. આમ છતાં પણ નવી ગુજરાતી વાંચનમાળા તૈયાર કરવા માટે મુંબઇ સરકાર તરફથી એક સમિતિ નીમવામાં આવી એ સ્પષ્ટ સૂચવે છે કે તે વખતની પ્રચલિત વાંચનમાળાઓ સરકારને પૂરી સંતોષકારક લાગી નહિ હોય. આ વગદાર સમિતિએ બાળપોથી, પહેલી ચોપડી તથા બીજી ચોપડી તૈયાર કરી, તે મંજુર કરવામાં આવી અને હજારોની સંખ્યામાં પ્રગટ કરવામાં આવી, અને બધી સ્કૂલબોર્ડોને આ વાંચનમાળા ફરજિયાત વાપરવાનો મુંબઇ સરકારે આદેશ આપ્યો. આવી સરકારી વાંચનમાળા પ્રગટ કરવા પાછળ અને ફરજિયાત વાપરવાનો હુકમ કરવા પાછળ બે હેતુ હોય છે. એક તો પ્રાથમિક શિક્ષણનું ધોરણ એકસરખું જળવાઇ રહે અને ઉચ્ચ કક્ષાની વાંચનમાળા પ્રમાણમાં બહુ ઓછી કિંમતે પ્રજાને પૂરી પાડી શકાય અને તે પણ લાંબી મુદત સુધી ચાલતી હોવાથી પાઠય પુસ્તકોની અવારનવાર ફેરબદલીના કારણે ગરીબ કુટુંબોને જે વધારે પડતો ખર્ચ આવે છે તેમાં ઉગારો થાય. આની સામે પ્રાથમિક ધોરણોમાં વાંચનમાળાના વૈવિધ્યનો લાભ પ્રજા જતો કરવો પડે પણ એ લાભ પ્રાથમિક ધોરણ પૂરતો જ હોઇને તેને બહુ મહત્ત્વ આપવું જરૂરી નથી. આવા ખ્યાલપૂર્વક મુંબઇ સરકારે પોતાની વાંચનમાળા તૈયાર કરાવી અને તેમાં પાંચ થી છ લાખ રૂપિયાનું રોકાણ કર્યું અને પછી એકાએક, માત્ર ગુજરાતી વાંચનમાળા પૂરતી જ, કોઇ પણ સ્કૂલને ગમે તે વાંચનમાળા વાપરવાની મુંબઇ સરકાર છૂટ આપે આનું શું કારણ હોઇ શકે એ સમજી શકાતું નથી. આમ ફરીને વિદ્યાપીઠની વાંચનમાળાના ઉપયોગને બને તેટલો અવકાશ આપવાની મુંબઇ સરકારની ઇચ્છા હતી તો પહેલેથી જ એ વાંચનમાળાને સરકારી વાંચનમાળા તરીકે શા માટે સ્વીકારવામાં ન આવી? અને પ્રજાનાં નાણાંનો સરકારે આટલો બધો દુર્વ્યય શા માટે કર્યો? વળી આવી છૂટ માત્ર ગુજરાતી વાંચનમાળા અંગે જ કેમ આપવામાં આવી છે, અને કાનડી તેમ જ મરાઠી વાંચનમાળાનું ફરજિયાતપણું શા માટે ચાલુ રાખવામાં આવ્યું છે? વળી આ બાબતમાં મુંબઇ સરકારે શા માટે સીધી જાહેરાત કરી નહિ અને શ્રી. રાવજીભાઇના પત્રદ્વારા આડકતરી રીતે આ જાહેરાત પ્રસિદ્ધ કરવામાં આવી? આવા અનેક પ્રશ્નો આ પરિપત્ર ઉભા કરે છે, અને આ પાછળ ગુજરાત વિદ્યાપીઠની વાંચનમાળાને પુનઃપ્રતિષ્ઠિત કરવાની કોઇ ખટપટ હોય અને એ ખટપટને મુંબઇ સરકારે નમતું આપ્યું હોય એવી આશંકાને ઉપર જણાવેલા સંયોગો ઉપરથી મજબૂત સ્થાન મળે છે. ગુજરાત વિદ્યાપીઠની વાંચનમાળાના ગુણદોષ વિષે અત્રે કશું પણ કહેવાનું પ્રાપ્ત થતું નથી, પણ યોગ્ય વ્યક્તિઓની સમિતિ દ્વારા પોતે જ તૈયાર કરાવેલી, અને પોતે જ મંજુર કરેલી વાંચનમાળા ખોરંબે પડે એવી મુંબઇ સરકારની જાહેરાત, જાણે કે મુંબઇ સરકાર પોતાના ખીસ્સામાં જ હોય એમ સરકાર બહારની એક જવાબદાર વ્યક્તિ તરફથી, બહાર પડે એમાં એ વાંચનમાળા મહા પરિશ્રમ અને જાત ભોગવી તૈયાર કરી આપનાર વિદ્વાન વ્યક્તિઓનું મોટું અપમાન છે; એટલું જ નહિ પણ મુંબઇ સરકારની પ્રતિષ્ઠાને પણ ભારે ઝાંખપ લગાડે તેવી આ ઘટના છે. આ સંબંધમાં મુંબઇ સરકારે પોતાનો ખુલાસો સત્વર પ્રગટ કરવાની જરૂર છે.

### આ અંકની ચિત્રસામગ્રી

આ અંકના મુખપૃષ્ઠની બાજુના પાના ઉપર એક સાથે ત્રણ ચિત્રપટ્ટા આપવામાં આવી છે તેમાંનું મધ્ય ભાગનું ચિત્ર ૧૨ મા સૈકાના અન્તભાગમાં તાડપત્ર ઉપર લખાયેલા 'ઉપદેશમાળા' નામના સુપ્રસિદ્ધ જૈન ગ્રંથની મૂળ પ્રતનું બીજું પાનું રજૂ કરે છે. આ પાનાની મધ્યમાં જૈનશાસ્ત્રકારોની કલ્પનાને મૂર્તિમન્ત કરતું સરસ્વતીનું એક અતિ સુન્દર આલેખન છે. સરસ્વતી અને એના ઉપકરણો સંબંધમાં જૈન તેમજ બ્રાહ્મણ કલ્પનામાં કાંઇ ફરક નથી. જ્ઞાન અને કળાની અધિષ્ઠાત્રી, વીણાપુસ્તકધારિણી, મયુર કે હંસના વાહનવાળી–આવી રીતે ઉભય શાસ્ત્રોમાં સરસ્વતીનું એક સરખું વર્ણન કરવામાં આવેલ છે અને તે મુજબ તેને ચિતરવામાં આવે છે અથવા તો તેની મૂર્તિ નિર્માણ કરવામાં આવે છે, પણ સરસ્વતીવિષયક જૈન નિરૂપણની વિશેષતા એ છે કે જ્યારે અન્યત્ર નિરૂપિત સરસ્વતી અત્યન્ત પ્રૌઢ અને ગંભીર

હોય છે ત્યારે જૈન ગ્રંથોમાં આલેખાયલી સરસ્વતી વિલક્ષણ ચેતના, ઉલ્લાસ અને પ્રસન્નતાથી ભરેલી હોય છે. જ્ઞાન એટલે વૃદ્ધત્વ નહિ પણ ચેતનાવન્તુ અક્ષય યૌવન–આ લક્ષણ આ સરસ્વતીનાં ચિત્રમાં આપણને આબેહુબ પ્રતીત થાય છે. પ્રસ્તુત સરસ્વતીની આકૃતિમાં રૂપ છે, લાવણ્ય છે, તરલતા છે, કૌમારાવસ્થાને શોભે તેવી પવિત્રતા છે, અને ત્રણ કાળને વીંધી રહ્યું હોય એવું ચૈતન્ય છે. ઉપર નીચેના બીજા બે ચિત્રો એ જ સમયની અને એ જ શૈલિની કળાકૃતિઓ છે, પણ વચ્ચેનું ચિત્ર જ્યારે તાડપત્ર ઉપર આલેખાયલું છે ત્યારે આ બે ચિત્રો, હસ્તલિખિત ગ્રંથોની ઉપર નીચે ગ્રંથની રક્ષા અર્થે એજ કદની લાકડાની પાટલીઓ બનાવવામાં આવતી અને એ પાટલીઓ ઉપર પ્રસ્તુત ગ્રંથવિષય, ગ્રંથકર્તા તથા ગ્રંથસમયને લગતાં ચિત્રો ચિતરવામાં આવતાં–આવી બે પાટલીઓ ઉપરનાં ચિત્રામણમાંથી તારવેલા વિભાગો રજૂ કરે છે ઉપરના ચિત્રમાં જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંપ્રદાયના આચાર્યવાદી દેવસૂરિ કાષ્ટપીઠ ઉપર બેઠા છે, સામે બેઠેલા પંડિત માણિક્યચંદ્ર દિગંબર સંપ્રદાયના હોઇ વાદી દેવસૂરિ સાથે સાંપ્રયિક મતભેદો સંબંધી ચર્ચા કરતા લાગે છે. તેમની પાછળ ત્રણ દિગંબર શ્રાવકો બીરાજમાન છે. નીચેની ચિત્રપટ્ટિકામાં એક નર્તક મંડળ નૃત્ય કરતું ચાલી રહ્યું છે. તે મંડળમાં બે મૃદંગવાદી નર્તકો છે અને બે નર્તકી છે. આ ચિત્ર એક લાંબી ચિત્રપટ્ટિકા કે જેમાં રથયાત્રાનો વરઘોડો આલેખવામાં આવ્યો છે તેમાંના એક વિભાગનું છે.

આ ત્રણે ચિત્રો રંગ, રેખા, ઉઠાવ અને આલેખનની દૃષ્ટિએ અદ્‌ભુત અને અત્યન્ત આકર્ષક છે અને તે કાળની ચિત્રકળાના વિકાસનું એક ગૌરવપ્રદ સીમાચિહ્ન રજૂ કરે છે. આ ત્રણે ચિત્રપટ્ટીનું પ્રકાશન શ્રી ભારતીય વિદ્યા ભવનના સૌજન્યને આભારી છે. એજ પ્રમુખચિત્રની પાછળના પાના ઉપર કળાકાર શ્રી. કનુ દેસાઇએ આલેખેલાં ગાંધીજીનાં બે સુન્દર રેખાંકનો છે. આ રેખાંકનો પ્રથમ વાર પ્રગટ થાય છે. ગાંધીજીને આલેખવામાં કનુ દેસાઇ સદા સિદ્ધહસ્ત છે.

આ અંકના ૪૮ મા પાના બાદ ચાર આર્ટ પેપરનાં પાનાં છે. આ દરેક પાનાં ઉપર મોટા કદની એક સુંદર છબી મુકવામાં આવી છે. પહેલા અને બીજા પાના ઉપર શ્રી. આર. વી. પંડિતે જુદી જુદી પરિસ્થિતિ વચ્ચે લીધેલી ગાંધીજીની છબીઓ છે. એક છબીમાં ઝળહળતા પશ્ચિમ આકાશની ભૂમિકા ઉપર ગાંધીજીનું છાયાચિત્ર નજરે પડે છે; બીજી છબીમાં ગાંધીજી રેંટીયો કાંતતા અને સાથે સાથે ચાલુ ચર્ચામાંભાગ લેતા જોવામાં આવે છે. ત્રીજી છબીમાં સારનાથમાં ખોદકામ કરતાં નીકળેલી અને ભગવાન બુદ્ધની અનેક મૂર્તિઓમાં અગ્રસ્થાન ધરાવતી શાન્ત પ્રસન્ન ‘પ્રશમરસનિમગ્ન’ મૂર્તિનું આપણને દર્શન થાય છે. આ છબી લેનાર જાણીતા છબીકાર શ્રી. જગન્ મહેતા છે. ચોથા પાના ઉપરની છબીમાં પંડિત જવાહરલાલ નહેરૂ અને મહર્ષિ કળાકાર નિકોલીસ રોરીક એક બેકની બાજુએ ઉભેલા નજરે પડે છે. આ છબીનું પ્રકાશન યુથ્સ આર્ટ એન્ડ કલ્ચર સેન્ટરના સૌજન્યને આભારી છે.

આ અંકના પાના ૩૨ અને ૩૩ ઉપર શ્રી જગન્નાથ અહિવાસીએ અમદાવાદના સુવિખ્યાત શ્રી. હઠીસિંગ કેશરીસિંગના જૈન મંદિરમાંની પાષાણ પૂતળીઓ ઉપરથી દોરેલાં રેખાચિત્રો આપવામાં આવ્યા છે. પ્રત્યેક પુતળીમાં અદ્‌ભુત લાવણ્ય અને લાસ્ય રહેલું છે અને તેનું રેખાનિરૂપણ પણ એટલું જ મનોહર છે.

અંકના ૫૦ તથા ૫૧માં પાના ઉપર મણિપુરી નર્તનના ભિન્ન ભિન્ન સ્વરૂપોનો ખ્યાલ આપતી બે મોટી પ્લેટો આપવામાં આવી છે અને ૫૩માં પાના ઉપર મણિપુરી નર્તનમાં જે બહુ જ અગત્યનો ભાગ ભજવે છે તેવા એક વયોવૃદ્ધ મૃદંગવાદીનું રેખાંકન છે. આ ત્રણે ચિત્રો શ્રી. ગોવર્ધન પંચાલની કલમની પ્રસાદી છે અને નાલંદા પબ્લીકેશન તરફથી પ્રસિદ્ધ થયેલ ‘મણિપુરી નર્તન’ કે જેનું અવલોકન આ અંકમાં અંતર્ગત કરવામાં આવ્યું છે તેમાંથી નમુના રૂપે આ ત્રણ પ્લેટો અહિં પ્રગટ કરવામાં આવી છે અને તે માટે અમો નાલંદા પબ્લીકેશનના આભારી છીએ.

## લિપિ સુધારણા

આપણી ગુજરાતી લિપિ સાધારણ રીતે એટલી રૂપાળી અને સુન્દર મરોડવાળી છે કે તેમાં કશી પણ સુધારણાને અવકાશ હોય એવી આપણને કલ્પના આવતી નથી. ઉલટું ઘણીવાર મનમાં એવી ઇચ્છા સ્ફુરે છે કે હિંદની બધી ભાષાઓ આપણી લિપિ સ્વીકારે તો કેવું સારૂં, અને ખાસ કરીને દેવનાગરી પોતાની પાઘડી ઉતારીને કાનાને અન્તભાગમાં જરા મરોડવાળો બનાવે તો કેવું

સારું? સંભવ છે કે આપણી લિપિ વિષેનો આ આપણો મોહ વધારે પડતો હોય અને દરેક લિપિવાળાને પોતપોતાની લિપિ એટલી જ મનોહર લાગતી હોય. પણ આપણી દૃષ્ટિએ આપણી ગુજરાતી લિપિ આટલી સર્વોત્કૃષ્ટ લાગતી હોવા છતાં પણ કેટલાક વર્તમાન સંયોગો ધ્યાનમાં લેતાં લિપિ-સુધારણાની આવશ્યકતા સ્વીકાર્યા સિવાય ચાલે તેમ નથી. આ સંયોગો નીચે મુજબના છે :—

(૧) આજે અક્ષરજ્ઞાનનો પ્રચાર બહોળા પ્રમાણમાં થઈ રહ્યો છે. આને લીધે આ પ્રવૃત્તિમાં રોકાયલા તદ્વિદોના ધ્યાન ઉપર આવ્યું છે કે જનતામાં અક્ષરજ્ઞાન સરળ કરવા માટે આપણી લિપિમાં રહેલું કેટલુંક વૈચિત્ર્ય અને વૈષમ્ય દૂર કરવું જોઈએ.

(૨) મુદ્રણના દૃષ્ટિબિન્દુએ પણ આ પ્રશ્ન ગંભીર વિચારણા માગે છે. આપણું છાપકામ ત્રણ ડીકી અથવા તો ત્રણ મજલાનું ગણાય છે. વચલા ભાગમાં અક્ષરો આવે છે; અને સ્વરાન્તસૂચક કેટલાંક ચિહ્નો જેવાં કે હસ્વઇ, દીર્ઘઇ, એક માત્ર, બે માત્ર, અનુસ્વાર વગેરે ઉપર આવે છે જ્યારે કેટલાક ચિહ્નો જેવાં કે હ્રસ્વ ઉ દીર્ઘ ઊ ઋ, અર્ધાક્ષર સૂચવતું હલન્ત ચિન્હ વગેરે નીચે આવે છે. વળી હ્રસ્વ ઇ અક્ષરની પહેલાં આવે છે તેમ જ રનો રેફ પછીના વ્યંજન પહેલાં આવવો જોઇએ તેને બદલે તેને માથે ચડી બેસે છે. આવી કેટલીક વિચિત્રતાને અંગે આપણા છાપકામમાં સમય વધારે જાય છે, મજૂરી વધારે ખરચાય છે અને એમ છતાં પણ છાપતી વખતે ઘણી વખત ઉપરથી એના ચિહ્નો ખરી જતાં છપાયલા કાગળમાં અશુદ્ધિઓ આવવાનો બહુ સંભવ રહે છે. ટાઇપ રાઇટીંગ તથા લાઇનોટાઇપની દૃષ્ટિએ પણ આ પ્રશ્ન તત્કાળ વિચારણા માગે છે.

(૩) 'અ'ની સ્વરાખડીમાં ઈ, ઇ, ઉ, ઊ, ઋ, ૠ વગેરે સ્વતંત્ર અક્ષરો છે તેના સ્થાને વ્યંજનની બારાખડી માફક જ જો એની પણ બારાખડી કરવામાં આવે તો લેખનની સરળતા વધે અને નવા શીખનારાને વધુ સરળતા રહે. આ પદ્ધતિ મહારાષ્ટ્રમાં બહોળા પ્રમાણમાં સ્વીકારાઇ રહી છે, મુંબઇ સરકારે રાષ્ટ્રભાષાના પ્રચાર માટે આ રૂપો સ્વીકાર્યાં છે અને હિંદીસાહિત્યસંમેલન પણ આ પદ્ધતિને ટેકો આપે છે. અને આપણે આનું અનુકરણ કરવા જેવું છે.

(૪) આજે દેવનાગરી રાષ્ટ્રીય લિપિ તરીકે સ્વીકારવામાં આવી છે. આજનું આપણું ગુજરાતી સાહિત્ય આપણા પ્રાન્તમાં જ પૂરાઇ રહે એમ આપણે ઇચ્છતા નથી. પણ અન્ય પ્રાન્તના લોકો પણ આપણા સાહિત્યનો ઉપભોગ કરે એવી સ્વાભાવિક રીતે આપણને ઇચ્છા રહે છે. ઉપરના શિષ્ટ વર્ગ વચ્ચે આવો વિનિમય ચાલી જ રહ્યો છે અને એક ભાષાના ગ્રંથો અન્ય ભાષામાં અનુવાદિત કરવાનો પ્રચાર વધતો જાય છે. પણ મૂળ વાંચવા તરફ હજુ અન્ય પ્રાન્તના લોકો આકર્ષાતા નથી. આનાં બે કારણ છે. એક તો ભાષાની પૂરી સમજણનો અભાવ અને બીજું લિપિ ઉકેલવાની મુશ્કેલી. ખરી રીતે હિંદની કેટલીક ભાષાઓ વચ્ચે બહુ જ ઓછું અંતર જોવામાં આવે છે, અને લિપિનો અંતરાય ન હોય તો અન્ય ભાષાનું સાહિત્ય સહજ સુગમ બનવા સંભવ છે. આ દૃષ્ટિએ આપણા અક્ષરો અને દેવનાગરી અક્ષરો વચ્ચેનું અંતર જેમ બને તેમ ઓછું થાય અને એમ છતાં પણ આપણી લિપિનું વ્યક્તિત્વ જળવાઇ રહે એ ધોરણે આપણા કેટલાક અક્ષરોના ઘાટમાં થોડો થોડો સુધારો કરીએ તો કેમ?

આ બધી દૃષ્ટિએ આ વિષયના તદ્વિદોએ સુધારેલી લિપિના બે નમૂનાઓ મુંબઇ સરકારે નીમેલી લિપિ-સુધારણા સમિતિ કે જેના પ્રમુખ કાકાસાહેબ કાલેલકર છે તે સમિતિ તરફથી પ્રગટ કરવામાં આવેલ એક પ્રશ્નાવલિમાં રજૂ કરવામાં આવ્યા છે. આ સમિતિને મરાઠી લિપિમાં પણ જરૂરી સુધારણા સૂચવવાનું કામ સોંપવામાં આવ્યું છે અને તે અંગે સૂચવાયલા સુધારાઓ આખરે દેવનાગરીને જ સ્પર્શે છે અને તેથી તે સુધારાઓ હવે તો સમગ્ર હિંદના દૃષ્ટિબિંદુએ વિચારવાના રહેશે. પણ ગુજરાતી લિપિ પુરતો આ પ્રશ્ન આપણા માટે પ્રસ્તુત બને છે. જ્યારે દેવનાગરીને રાષ્ટ્રલિપિ તરીકે સ્વીકારવામાં આવી છે ત્યારે આપણી સામે લિપિનો પ્રશ્ન બે આકારમાં ઉપસ્થિત થાય છે. જેવી રીતે સંખ્યાંકો આપણે આન્તર-રાષ્ટ્રીય સ્વરૂપના સ્વીકાર્યા તેવી જ રીતે ગુજરાતી લિપિનો ત્યાગ કરીને આપણે આપણાં સર્વ પ્રકાશન માટે આન્તરપ્રાંતીય એવી દેવનાગરી લિપિ સ્વીકારીએ. અને આ વિચાર કેવળ અવ્યવહારૂ નથી. ગુજરાતી ભાષામાં લખાયલું જૈન સાહિત્ય કેટલુંયે દેવનાગરીમાં છપાયલું છે અને આજે પણ છપાય છે અને તે પાછળ ગુજરાતી ન હોય એવા જૈનો આ સાહિત્ય સરળતાથી વાંચી શકે એ જ મુખ્ય આશય હોય છે. શરૂઆતના વખતમાં ઇતર ગુજરાતી સાહિત્ય

પણ દેવનાગરી અથવા બાળબોધ લિપિમાં છપાતું હતું. અને વળી આ દેવનાગરી પણ આજે છે તેના સ્વરૂપની રહેવાની નથી. તેને પણ આન્તરપ્રાન્તીય સ્વરૂપ આપવા માટે તેમ જ મુદ્રણ, ટાઇપ રાઇટીંગ, લાઇનો ટાઇપ તથા ટેલી પ્રીન્ટરીને યોગ્ય બનાવવા માટે તેના વર્તમાન સ્વરૂપમાં ઘણા ફેરફાર કરવા પડશે; ઉપરની શિરોરેખા કાઢવી પડશે; કેટલાક અક્ષરના ઘાટ કે મરોડ ફેરવવા પડશે; કેટલાંયે નવા ચિહ્નો ઉમેરવા પડશે. આ રીતે સુધારેલી દેવનગરી સ્વીકાર્ય ન હોય તો બીજો વિકલ્પ એ છે કે ઉપર જણાવ્યું તે મુજબ આપણી ચાલુ ગુજરાતી લિપિને જરૂરી હોય એટલો નવો સસ્કાર આપીએ. આવો નવો સંસ્કાર કેવો હાવો જોઇએ તે વિશે કોઇક માર્ગદર્શન મળે તે હેતુથી બાજુએ ચાર બ્લોક છાપવામાં આવ્યા છે. તેમાં ઉપરના બે બ્લોકમાં ગુજરાતી અક્ષરોની સુધારેલી આકૃતિના બે નમુના આપવામાં આવ્યા છે; ત્રીજામાં 'અ'ની બારાખડી અને ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ઔ વગેરેનાં નવાં ચિહ્નો આપવામાં આવ્યાં છે; સંખ્યાંકનો સુધારેલો ઘાટ પણ સૂચવવામાં આવ્યો છે અને ચોથા બ્લૉકમાં અર્ધાક્ષરોનું સ્વરૂપ રજુ કરવામાં આવ્યું છે.

ક ખ ગ ઘ ઙ
ચ છ જ ઝ ઞ
ટ ઠ ડ ઢ ણ
ત થ દ ધ ન
પ ફ બ ભ મ
ય ર લ વ ળ
શ ષ સ હ
ક્ષ જ્ઞ ત્ર શ્ર પ્ર
૦ ૧ ૨ ૩ ૪
૫ ૬ ૭ ૮ ૯

નં. ૧ સુધારેલી ગુજરાતી લિપિ નમુનો ૧

ક ખ ગ ઘ ઙ
ચ છ જ ઝ ઞ
ટ ઠ ડ ઢ ણ
ત થ દ ધ ન
પ ફ બ ભ મ
ય ર લ વ ળ
શ ષ સ હ
ક્ષ શ્ર જ્ઞ

નં. ૨ સુધારેલી ગુજરાતી લિપિ નમુનો ૨

૦૧૨૩૪૫૬૭૮૯

નં. ૩ 'અ'ની બારાખડી

નં. ૪ અર્ધાક્ષરો

# યુગદર્શન



તંત્રી

પરમાનંદ કુંવરજી કાપડિયા

પુસ્તક ૧ ૧૫ નવેમ્બર



# યુગદર્શન



## વિષયાનુક્રમ

### વાર્ષિક લવાજમ

હિંદમાં અને જ્યાં હિંદ ટપાલનો દર હોય ત્યાં રૂા. ૮, અન્યત્ર રૂા. ૧૧; છૂટક નકલ કિંમત રૂા. ૧.

### લેખકોને

યુગદર્શન માટે મોકલાવેલાં લેખો અને કાવ્યો કાગળની એક જ બાજુ સુવાચ્ય અક્ષરોમાં લખાયેલાં અને અન્યત્ર પ્રગટ નહિ થયેલાં હોવાં જોઈએ; સ્વીકૃત લેખો તથા કાવ્યો માટે યોગ્ય પુરસ્કાર આપવામાં આવશે. અસ્વીકૃત લેખો પાછા ...લવામાં આવશે. આને લગતા ...મોની જેને અપેક્ષા હોય ...ંત્રી પાસેથી મેળવી શકશે.

### જાહેરખબર વિષે

આ માસિક માટે નક્કી કર...ાં આવેલ શિષ્ટ, ધોરણ...સારની જાહેરખબર નીચેના ...ી લેવામાં આવશે.



ગ્રાહક થવા માટે:
જાહેરખબર માટે:

લખો:—


વ્યવસ્થાપક: યુગદર્શન
જન્મભૂમિ ભવન, પો. બો. ૬૨,
ઘોઘા સ્ટ્રીટ, મુંબઈ ૧.




(આ અંકની ચિત્રસામગ્રી, સરદાર વલ્લભભાઈની જન્મજયંતી, "વધારે પેદા કરો, ઓછું ખર્ચો, અને લેશમાત્રનો દુર્વ્યય ન કરો!", પંડિત જવાહરલાલ નહેરુની જન્મજયંતી, રાષ્ટ્રીય સ્વયંસેવક દળ અને કોંગ્રેસ, સમાજવાદીઓ પણ શું આ જ રસ્તે?, ગાંધીજીના ખૂનીઓને ગયેલી ફાંસીની શિક્ષાના ઔચિત્યઅનૌચિત્ય વિષે તાત્ત્વિક વિચારણા, એ ખુલાસો)

# યુગદર્શન

તંત્રી
પરમાનંદ કુંવરજી કાપડિયા





પુસ્તક ૧ : અંક ૪
૧૫ નવેમ્બર, ૧૯૪૯


## પ્રથમજાત અમૃત


મૂળ: કવિવર રવીન્દ્રનાથ ઠાકુર
અનુવાદક: શ્રી. સુરેશ હ. જોષી


परिद्यावा पृथिवी सद्य आयम्
उपातिष्ठे प्रथमजामृतस्य ।

—અથર્વવેદ.

ઋષિકવિએ કહ્યું છે,
'હું આકાશપૃથ્વી–બધું ઘૂમી વળ્યો,
આખરે આવીને ઊભો
પ્રથમજાત અમૃતની સમ્મુખે.'

શું છે એ પ્રથમજાત અમૃત?
એને શાં નામે સંબોધું?
એને જ કહું નવીન,
એ છે નિત્યકાલીન.

કેટલીય વાર જરા અને મૃત્યુ
ચારે બાજુએથી એને ઘેરી વળે,
એ ધુમ્મસને ભેદીને

એ વારે વારે બહાર પ્રકટ થાય;
પ્રતિદિન પ્રાતઃકાળના પ્રકાશમાં.
ધ્વનિત થઇ ઊઠે એની વાણી,
"એ જ હું, પ્રથમજાત અમૃત."

દિવસ વીતતો જાય,
તપ્ત થઇ ઊઠે પવન.
આકાશ આવિલ થઇ ઊઠે ધૂળે,
વૃદ્ધ સંસારનો કર્કશ કોલાહલ
આવર્તિત થઇ રહે દૂર દૂર સુધી.

આખરે દિવસ આવી પહોંચે
એની છેલ્લી સીમાએ,
શમી જાય તાપ, ધૂળ હેઠી બેસે.
શાન્ત થાય કર્કશ કંઠનો
પરિણામહીન કોલાહલ,

પ્રકાશની જવનિકા સરી જાય;
દિક્સીમાના અન્તરાલે.

અન્તહીન નક્ષત્રલોકે
ગ્લાનિહીન અન્ધકારે.
જાગી ઊઠે વાણી,
"એ જ હું, પ્રથમજાત અમૃત."

શતાબ્દિ પછી શતાબ્દિએ,
એ પોતાને ઘોષિત કરે,
મનુષ્યની તપસ્યામાં.

એ તપસ્યા ક્લાન્ત થાય,
હોમાગ્નિ હોલવાઇ જાય,
મન્ત્ર થાય અર્થહીન,

જીર્ણ સાધનાનું શતછિદ્ર
મલિન આચ્છાદન,
ક્રિયમાણ શતાબ્દિને ઢાંકી દે.

આખરે વળી ક્યારેક
શેષ સૂર્યાસ્તના તોરણદ્વારે
નિઃશબ્દચરણે આવે
યુગાન્તની રાત્રિ,
અન્ધકારે જપ કરે શાન્તિમન્ત્ર-
શવાસને સાધકની જેમ.

બહુ વર્ષ વ્યાપી પ્રહર વીતી જાય,
નવયુગનું પ્રભાત
હાથમાં શુભ્ર શંખ લઇ
ઉપસ્થિત થાય ઉદયાચલના
સુવર્ણ શિખરે, ને દેખાય—
તિમિરધારામાં કોઇ ધોઇ રહ્યું છે
ધૂલિશાયી શતાબ્દિની આવર્જના;

વ્યાપી રહી છે અપરિસીમ ક્ષમા
અન્તર્હિત અપરાધના
કલંક ચિહ્નની ઉપર;
પાથરે છે શાન્ત જ્યોતિનું આસન
પ્રથમજાત અમૃત.

ત્યારે તો હું બાળક હતો,
નવીનને ત્યારે જોતો આનન્દિત નેત્રે
ધરણીની હરિયાળીમાં,
આકાશની નીલિમામાં.

દિવસ વીત્યા
દોડવા લાગ્યો જીવનયાત્રાનો રથ
આ માર્ગે, પેલે માર્ગે.
ક્ષુબ્ધ અન્તરના દાહતપ્ત નિઃશ્વાસે
સૂકાયેલાં પાંદડાંને ઉડાડ્યાં દિગન્તે
ચક્રના વેગે
પવન ધૂળથી ભરાઇ ગયો.

આકાશચારી કલ્પના
ઊડી ગઇ મેઘને માર્ગે,
ક્ષુધાતુર કામના
મધ્યાહ્નના તાપે
ભમવા લાગી ધરાતલે
ફળની વાડીમાં, ધાન્યના ખેતરમાં,
નિમન્ત્રણે, વિના નિમન્ત્રણે.

આકાશમાં પૃથ્વીમાં
મારું આ જન્મનું ભ્રમણ પૂરું થયું
પથે વિપથે.
આજે આવીને ઊભો છું હું
પ્રથમજાત અમૃતની સંમુખે.



# તેજયાત્રા



મૂળ: કવિવર રવીન્દ્રનાથ ટાગોર

અનુવાદક: શ્રી બાલચંદ

(અડિયાર થીયોસોફીકલ સોસાયટીને શ્રી રવીન્દ્રનાથે
આપેલા સંદેશાનો ગુજરાતી અનુવાદ.)

દીપક સજ્જ છે,
એને પ્રગટાવવા, બાન્ધવો!
લઇ આવો આત્મજ્યોતિ તમારો.

અન્ધાર ઓળંગી
અરૂણોદયને મંદિરે સંચરતા
તારકયાત્રીઓ સહ
સંયુક્ત થવા આહ્‌વાહન અર્પતો,
દૂર-સુદૂરથી પુનઃ સ્વર આવે છે તમારા પ્રતિ.

એક દિન હતો,
જ્યારે તમારી પુલકિત તેજયાત્રાએ
તમે પરવર્યા;
અને આશાનો ધ્રુવતારલો,
તમારા ધ્વજને આલિંગતો,
આકાશમાં ટમટમી રહ્યો.

પરંતુ સન્ધ્યા જેમ જેમ ગાઢ બની,
તમે તેમ તેમ પાછળ પડયા,
તમારી યાત્રાકુચમાં;
ને બુઝાયેલા દીપકો સહ,
અંતે નિદ્રાધીન થયા—જ્યારે તમારાં સ્વપ્ન,
નિશાપંખીઓના અમંગલ શોર શાં,
વિસંવાદી બન્યાં.

અત્યારે અગર જો અંધકાર છે,
અને અરણ્યમાં વાયુ,
પ્રેતના વિલાપ શો વાય છે,
છતાં પુરાતન કાળથી
યુગયુગને પ્રતિઘોષ ઝીલાવતાં સંચરતી
આ પ્રાર્થનાનો નિઃશ્વાસ
શું નથી સ્પર્શી ચૂકયો હજી તમારાં લલાટે?
"ઊંડા અન્ધારેથી, પ્રભુ! પરમ તેજે તું લઇ જા!
મહામૃત્યુમાંથી અમૃત સમીપે, નાથ! લઇ જા!"
ઊઠો, ઓ નિદ્રાધીનો!
અન્ધારમય પ્રલયની તમારી આ મહામૂર્છામાંથી;
ને પુનઃ એકવાર જાગી લ્યો,
તમે પ્રકાશનાં બાલ છો!

## ખ્રિસ્તીસાધ્વી તેરેસાનો આત્મબોધ

શ્રી. બલવંતરાય ક. ઠાકોર

—દ્રુતવિલંબિત—

ન ડચવા નવ બ્હી તું કશાથકી
ક્ષણિક આ બધું છે નથી છે નથી.
નવ તું રીઝ ન મોહ દશાથકી
ખરતું ઓસરતૂં શું બધૂં નથી!
નિયતિ એક અનન્ય સુનિશ્ચલ
અમરતા અવિકારિ, પરાત્પર:
ધિરજથી સમતાધિ બધું સહ,
નિયતિબિંદુ બની ભવ નિર્વહ,
નિયતિ માતખરે દિલડું ભર:
નિયતિ એક અભંગ અસંધ ઘર.



## ધૂળ

શ્રી. फौलक

તું ધૂળ તોયે જલવૃષ્ટિ ઝીલી
પીતી, ધરાતી જગને પીવાડતી
ને ધાન્ય સારૂં અણમોલ દેતી.
ને પથ્થરે એ જલવૃષ્ટિ ઝીલી
ના ધાન્ય આપી શકતાં, સમાન
દ્રવી દ્રવી અન્તર વેદનાથી-
એ અશ્રુની નીલમ લીલ દે કરી.
શું ધૂળ? વા પથ્થર શું? જગે આ
અત્નેક હેતુ વળી દેતું પાછું
ભૂલી જતું ના ઉપકાર કોઇ.
કિન્તુ જગે માનવી એક એવો
લેતો બધું યે પણ દે'ન પાછું-
ને દે કદિ તો નિર્જીવ તે બધું.

# આપણું ગામડું

લેખક:
શ્રી. વિમલ શાહ એમ. એ.

[ આ લેખના લેખક શ્રી. વિમલ શાહ અને તેમનાં પત્ની શ્રી. સરલાબહેન શાહ તરફથી પ્રગટ થયેલ 'સુવેલની તપાસ' નામના પુસ્તકે તે ઉભય દંપતીને ગામડાના પ્રશ્નો વિષે એક પ્રમાણભૂત નિષ્ણાતની ખ્યાતિ આપી છે. તેમના તરફથી મળેલ આ લેખ પ્રગટ કરતાં અમને ખુબ આનંદ થાય છે અને તેઓ ઉભય મુંબઇ યુનિવર્સિટીના સ્નાતક હોવા છતાં સ્થાયી ગ્રામવાસી બનેલ હોઇને તેમના અનુભવજ્ઞાનનો પુનર્દર્શનના વાચકોને વારવાર લાભ આપતા રહેશે એવી અમો આશા રાખીએ છીએ. તંત્રી ]

હિંદની પાંચ્યા ભાગ ઉપરાંતની વસ્તી ગામડાંઓમાં વસે છે. સ્વાભાવિક રીતે જ આપણને એમના પ્રશ્નોમાં રસ હોવો જોઇએ. આપણા બધા પુનર્ઘટનાના કાર્યક્રમોમા પણ તેથી જ ગામડાની પ્રજાના ઉત્કર્ષને અગ્રસ્થાન મળવું જોઇએ. હિંદી સરકાર તેમ જ પ્રાંતિય સરકારોએ ઘડેલા મોટી મોટી નહેરો બાંધવાના કાર્યક્રમો આ વસ્તુના જ સૂચક છે. આપણી સરકારોએ આજે આપે છે તે કરતાં અનેકગણું વધારે ધ્યાન ગ્રામપ્રજાનાં હિત તરફ હજુ આપવું જોઇશે. એનાં બે કારણો છે. એક તો આપણા જીવનની સૌથી અગત્યની વસ્તુ-ખોરાકનું ઉત્પાદન-એ ગ્રામપ્રજા કરે છે. ખોરાકની બાબતમાં આપણે ચિંતામુક્ત થવું હશે તો ખોરાક પેદા કરનાર ખેડૂતને એ ખાત્રી કરી આપવી જોઇશે કે તેની સુખસગવડો તરફ પણ પ્રજાના બીજા વર્ગો જેટલું જ ધ્યાન અપાશે. ઉપરાંત પુખ્ત મતાધિકાર પર રચાયેલું આપણું બંધારણ પણ સત્તાની દોરી એ ગ્રામપ્રજાના હાથમાં સોંપે છે એટલે એના હિત તરફ દુર્લક્ષ્ય સેવવું હવે પોસાય તેવું નથી. ટુંકમાં બધી જ દૃષ્ટિએ વિચારતાં આપણે સૌએ આપણી ગ્રામજનતાના પ્રશ્નોમાં વધુને વધુ રસ લેતા થવું જોઇએ.



આપણી ગ્રામજનતાના પ્રશ્નો આજ તો બહુ અટપટા છે. જેમ જેમ ઉંડા ઉતરતા જઇએ તેમ તેમ આપણને વધુ ને વધુ એ લાગણી થયા કરે કે આ પ્રશ્નોનો તો કોઇ ઉકેલ આવે તેમ નથી, પણ એમ નાસીપાસ થયે ચાલે એવું નથી. લાંબી ધીરજ અને સતત પ્રયત્નો વડે જ એના ઉપર જીત મેળવવાની છે; પરન્તુ એ માટે પ્રથમ ગામડાના મુખ્ય શું પ્રશ્નો છે તેનો સ્પષ્ટ ખ્યાલ મેળવી લેવાની જરૂર છે. અમુક રીતે હિંદનાં ગામડાં એક બીજા સાથે ઘણું મળતાપણું ધરાવે છે એટલે એક ગામનો સંપૂર્ણ પરિચય મેળવી લઇએ તો ગ્રામજનાના મુખ્ય શું પ્રશ્નો છે તેનો આપણને મહદ્ અંશે ખ્યાલ આવી શકશે. હિંદનાં બીજાં અનેક ગામડાંઓ જેવું જ અમારું ગામડું (સુવેલ) છે એટલે અહીં અમારા ગામનો પરિચય આપવાનો પ્રયત્ન કરીશ.

અમારા ગામથી નજીકમાં નજીકનું રેલવે સ્ટેશન તથા શહેર ૭ માઇલ દૂર છે. બહારની અવરજવર માટે કે અમારા આર્થિક વ્યવહાર માટે અમારે એ શહેર પર આધાર રાખવાનો હોય છે. એ શહેર સાથે અમારા ગામને જોડતો રસ્તો એટલો બધો રેતાળ અને સાંકડી નેળોવાળો છે કે મોટર માટે તો એ બહુ મુશ્કેલ બને છે, પરંતુ બળદને પણ ઘણી હેરાનગતી ભોગવવી પડે છે, શિયાળાના ચાર મહિના જ તેનો સારો ઉપયોગ થઇ શકે છે. ઉનાળામાં રેત વધી જવાથી તથા ગરમીના કારણે દિવસના અમુક કલાક એનો ઉપયોગ નથી થઇ શકતો. ચોમાસામાં તો એ રસ્તો અમારે માટે સાવ નિરૂપયોગી બની જાય છે બધે પાણી ભરાઇ જવાથી અમે એનો ઉપયોગ કરી શકતા નથી, અને અમારે બહારની દુનિયાથી ચોમાસાના ચાર મહિના સદંતર વિખુટા થઇ જવું પડે છે. ચોમાસા સિવાયના વખતમાં અવરજવર માટે દિવસમાં એક વખત મોટર બસ દોડે છે, પણ તે પણ સાવ અનિયમિત તેમજ ખરાબ રસ્તાને કારણે બહુ કંટાળાભરી મુસાફરી બનાવતી. જેના ઉપર અમારા દૈનિક જીવનનો

મોટો આધાર રહેલો છે તે રસ્તાની આ દશા છે. આને કારણે જ્યારે જ્યારે અમારે ગામ બહાર જવાનો પ્રસંગ ઉભો થાય છે, ત્યારે બહાર જવાનો ઉમળકો અમારા દિલમાં જાગતો નથી, પણ એક જાતનો થડકાર આવી જાય છે કે સાંજસમા ઘર તો પાછા આવીશું ને! અમારા રસ્તાની સ્થિતિ છેલ્લાં કેટલાંય વર્ષોથી આવી છે. એને સુધારવા માટે ન તો સરકારે કંઇ કર્યું છે કે ન લોકોએ. રોજ બ રોજ પારાવાર મુશ્કેલીઓ સહેવા છતાં એ રસ્તાને સુધારવાનો પ્રયત્ન એકે બાજુથી થયો નથી. રસ્તાની આટલી વિગતે ચર્ચા કરવાનો હેતુ એટલો જ છે કે ગામડાના જીવનમાં રસ્તાઓ બહુ અગત્યનો ભાગ ભજવે છે. હું તો એ મંતવ્ય ધરાવતો થયો છું કે ગામડાની સ્થિતિ સુધારવાના ઉપાયોમાં સૌથી મહત્વનો ઉપાય તેના રસ્તાઓ સુધારવાનો છે. થોડોક વખત પણ શહેરમાં રહેલ વ્યક્તિને ગામડે રહેવું અકારૂં થઇ પડે છે, તેનું મુખ્ય કારણ ખરાબ રસ્તાઓ જ છે. આપણી ગ્રામપ્રજાની આર્થિક, સામાજિક કે શિક્ષણવિષયક ઉન્નતિ આપણે સાધવી હોય તો સૌથી પહેલી જરૂર ગામડાને શહેર સાથે જોડતા અને ગામને બીજા ગામ સાથે જોડતા રસ્તાઓ સુધારવાની છે.

અમારા ગામની ૮૦ ટકા વસ્તી ખેતીકામમાં રોકાયલી છે. બાકીનો વર્ગ ગ્રામપ્રજાના જરૂરી ઉદ્યોગો જેવા કે માટીકામ, સુથારીકામ, લુહારીકામ વગેરેમાં રોકાયેલો છે. અમારા ગામના દરેક ખેડૂતને ભાગે સરેરાશ ૧૦ વીઘા જમીન આવે છે. પાંચ માણસના કુટુંબનું જીવનગુજરાન ચલાવવા માટે ઓછામાં ઓછી ૨૫ વીઘા જમીન જોઇએ એવું પ્રમાણ શોધાયું છે એ હિસાબે અમારા ગામના ખેડૂતો પાસે હોવી જોઇએ તેથી ત્રીજા ભાગ જેટલી જમીન છે. ૧૦ વીઘા જમીન પણ બધી એક સ્થળે ન હોતાં નાના નાના ટુકડાઓમાં જુદે જુદે સ્થળે આવેલી હોય છે. તેથી ખેડૂતને એક સ્થળે જ ધ્યાન ન આપતાં ચારે બાજુ ધ્યાન આપતા રહેવું પડે છે, અને દોડાદોડ કરવી પડે છે. એકજથ્થે જમીન હોય તો કામ કરવાની બહુ સગવડ પડે એવું સમજવા છતાં અમારા ગામના ખેડૂતો પોતાની જમીન એકજથ્થે કરવાની જરાયે ઇચ્છા રાખતા હોય એવું દેખાતું નથી.

અમારા ગામના ખેડૂતોને ખેતી કરવાની રીતમાં નવીન ફેરફારો થાય છે એ અંગે કંઇ માહિતી નથી. સારાં બી વાપરે કે ખોળ, હાડકાનો ભુકો વગેરે જાતના ખાતરો વાપરે તો પાકના ઉત્પન્નમાં વધારો થાય એની એમને કંઇ ખબર નથી. કોઇકને ખબર હોય તો એ ક્યાંથી મેળવવું એની કાંઇ ખબર નથી. રાજ્ય એક મોટું ખેતીવાડી ખાતું, ખેડૂતોને મદદરૂપ થવા નિભાવે છે. એની અમારા ખેડૂતોમાંના બહુ થોડાને ખબર છે. બે ચાર વર્ષે ક્યારેક એકાદું ગાડું નવાં ઓજારો, સારાં બી વગેરેના પ્રચારાર્થે ફીલ્મો બનાવવા આવે છે ત્યારે સૌ કુતુહલવૃત્તિથી એકઠા તો થાય છે, પરંતુ તે દિવસ પુરતા. બીજે દિવસે એમના મન પર એની કશી અસર રહેતી નથી. અમારા ગામના ખેડૂતો તો એ જ પુરાણી ઢબે ખેતી કર્યે જાય છે. ખાતર પણ ગમે ત્યાં ખાડાઓમાં ગમે તેમ ફેંકદું કરે છે. એને બરાબર કોહવા દે તો સારૂં ખાતર તૈયાર થાય એવી કંઇ એમને સમજ નથી: માત્ર છાણિયા ખાતર પર જ આધાર રાખતા હોવાથી, અને જમીન ટુંકી હોવાને કારણે વધુ ઢોર પાલવવાં પોસાતાં ન હોવાથી ખાતરની બહુ તંગી પડે છે, પણ એનું થાય શું? મળમૂત્રનો ખાતર તરીકે સારામાં સારો ઉપયોગ થાય એવું અમારા ગામના ખેડૂતો જાણે છે, પણ એવું ગંદુ કામ કેઇ એમનાથી થાય? એટલે એનો તો ઉપયોગ તેઓ નથી કરતા. આમ અમારા ગામની જમીન સારા બી વિના કે પૂરતા ખાતર વિના પછી દર વર્ષે કેટલો પાક આપ્યાં કરે? અને અમારા ગામના ખેડૂતોની મુશ્કેલીઓનો અહીં જ અંત નથી આવતો. હજુ તો વરસાદનું ઠેકાણું ન હોય એ બધામાંથી પાર ઉતરી પાક તૈયાર થાય ત્યારે ક્યાંકથી જીવાત પડે અથવા તો અમારા ગામના રબારીઓએ છુટી ચરવા મૂકી દીધેલી ગાયોએ કે જંગલી રોઝે પાકનો નાશ કર્યો હોય. આવાં અનેક સંકટોમાંથી પાર ઉતરી પાક ઘેર આવે ત્યારે સાચો. ખેતીવાડી ફાર્મ પર વીઘે પંદર મણ બાજરી ઉતરે છે, જ્યારે અમારા ગામમાં સરેરાશ પાંચ મણ બાજરી ઉતરે છે એમાં પછી શું નવાઇ?

પાણીની સગવડ હોવાથી અમારા ગામના ખેડૂતો ચોમાસા ઉપરાંત બીજો એક પાક લઇ શકે છે, તેથી તેમને બાકીના સમયમાં નવરા બેસી રહેવું પડતું નથી એ એક સદ્ભાગ્યની વાત છે પણ પાણીના મોંઘા દર આપવા પડતા હોવાથી અને મોઘું ખાતર ખરીદવું પડતું હોવાથી તેમ જ અનાજના સારા ભાવ ઉપજતા ન

હોવાથી અમારા ગામના ખેડૂતો પીન પાક તરીકે અનાજ પકવવાને બદલે મુખ્યત્વે તમાકુ પકવે છે. ખાદ્ય પાક પકવવા જાય છે તો તેમને તેમનું ખર્ચ જેટલું પણ મળી રહેતું નથી.

ઉપર જણાવ્યું તેમ જમીન ટુંકી હોવાને કારણે બહુ ઢોર પાલવવાં અમારા ગામના ખેડૂતને પોસાતું નથી. જે ઢોર પાલવે છે તેની દશા પણ દયાજનક હોય છે. ઘાસચારાની કે ઢોરના બીજા ખોરાકની સગવડ ન કરી શકવાને કારણે અમારા ગામની ભેંસો કેટલફાર્મ પરની ભેંસો કરતાં ત્રીજા ભાગનું દૂધ આપે છે. ઢોરોને ચરવા માટે અમારા ગામમા પણ ગોચર છે, પરંતુ તે ચરવા સિવાયના બીજા કોઇ પણ ઉપયોગમાં આવી શકે તેવું છે. આવળ અને છીંડથી ઢંકાયેલા અમારા ગોચરમાં ઘાસને ઉગવા માટે બહુ ઓછી જગા રહેતી હોય છે.

આમ એક બાજુથી અમારા ગામના ખેડૂતો પાસે ટુંકી જમીન છે, જમીનની પેદાશ ઘણી ઓછી છે, ઢોરની પેદાશ પણ ઘણી ઓછી છે, ત્યારે બીજી બાજુથી એમના ખર્ચ જરાયે ઓછા થયા નથી. અમારા ગામના કેટલાયે માણસોને દારૂ વિના ચાલતું નથી, ભલેને પછી ઘેર હાંડલાં કુસ્તી કરતાં હોય! અને સરકારે પણ તેમની જરૂરિયાત જોઇ ઘરઆંગણે જ તેમને સગવડ કરી આપી છે અને ગામમાજ પીઠું ખોલી આપ્યું છે. ચા પીવાની બાબતમાં તો અમારા ગામના માણસો હરી ફાઇમા ઉતરવા જેટલી શકિત ધરાવે છે. ગમે તેટલા કપ ચાના પીવાવા હોય, પણ નવી તક મળનાં ખચકાયા વિના ગટગટવી જવાની શકિત અમારા ગામમાં નાના મોટા સૌની છે. લગ્ન કે મરણના પ્રસંગોએ વધુમાં વધુ ખર્ચ કેમ થાય એની પૂરેપૂરી તકેદારી અમારા ગામનાં જ્ઞાતિપંચો રાખતા હોય છે. ચોરીસથી વધુ માણસ જમાડાય નહિ એવો સરકારી પ્રતિબંધ હોવા છતાયે બસોથી ત્રણસો માણસોની અમારા ગામમાં થયેલી ન્યાતો ગણીગાંઠી નથી. અમારા ગામનાં જ્ઞાતિપંચો સરકારના કોઇ પણ કાયદાને ઘોળી પીવાની તાકાત ધરાવતાં હોય છે. ગયે જ વર્ષે તેમણે અમારા ગામના એક ભાઇને બાળલગ્ન કરવાની ફરજ પાડી હતી. આવાં જ્ઞાતિપંચો સામે થવાની અમારા ગામમાં તો કોઇની દેન નથી.

અમારા ગામમાં કુલ ૨૦૦ કુટુંબો છે. તેમાંથી ૨૫ ટકાની આર્થિક સ્થિતિ કંઇક સારી છે. ખાધેપીધે તેમને સુખી ગણી શકાય. બાકીના ૭૫ ટકાની સ્થિતિ નબળી છે. તેમાંયે ૪૦ ટકા તો કાયમના દેવાદાર છે. ઉપર દર્શાવેલી તેમની આવકજાવકની સ્થિતિ જાણ્યા પછી આ આંકડાઓ યથાર્થ નથી લાગતા?

નબળી આર્થિક સ્થિતિની સીધી અસર એમના જીવનધોરણ પર પડે છે. અમારા ગામનાં મોટા ભાગનાં કુટુંબોમાં શાકભાજી કે ઘી-દૂધનો વપરાશ નહિવત્ હોય છે. ચાને માટે જરૂરી દૂધ જેટલો જ દૂધનો વપરાશ ગણી શકાય. અનાજમા પણ સવાર સાંજ બાજરીનો વપરાશ હોય છે. સવારે બાજરીના રોટલા અને સાંજે બાજરીનું ભડકું. નાના નાના બાળકો કે ગર્ભવતી સ્ત્રીઓનો પણ આ જ ખોરાક. ઓછામાં ઓછું તેમને તો થોડુંક દૂધ મળવું જ જોઇએ એવી નવી માન્યતાઓ અમારા ગામમા હજુ પ્રવેશી નથી. જે થોડુ ઘણું દૂધ ભેંસ આપતી હોય તેમાથી ચા જેટલું દૂધ રાખી બાકીનું સંઘે ભરી આવવનું. દૂધનો એ સિવાય બીજો ઉપયોગ કરવાનું અમારા ગામના ખેડૂતોને યોગ્ય નથી લાગતું. ખપ પૂરતી શાકભાજી પોતપોતાના ખેતરમાં ઉગાડવાનું પણ એમને હજુ કોઇએ શીખવ્યું નથી, એટલે શાકભાજી વિના જ ચલાવે છે. શાકભાજી વિના કંઇ ખાવનું ગળે ઓછું અટકી રહે છે?

ખોરાક પછી આર્થિક સ્થિતિની બીજી અસર પહેરવેશ પર પડે છે. ગંદાં ફાટલા તૂટલાં કપડાં એ નાનાં મોટાં સ્ત્રી-પુરૂષ સૌનો સામાન્ય પોષાક હોય છે. અઠવાડિયે એકાદ દિવસ પણ સાબુ નાખીને કપડાં ધોઇએ તો મેલ ઓછો થાય એવું તેઓ જાણે છે ખરા, પણ ફરી પાછાં એ મેલાં થવાનાં જ છે ને, ત્યારે નાહકની મહેનત શું કામ કરવી? અને સાબુનો ખોટો ખર્ચ શું કરવા કરવો? આવી અમારા ગામની સામાન્ય માન્યતા છે.

અમારા ગામનાં ઘરો પણ જાણે ભુલેચૂકે હવા અજવાળું અંદર પેસી ન જાય એની પૂરી તકેદારી રાખે એવી રીતે બાંધેલાં હોય છે. એક જ ઓરડામાં રસોડું, કોઠાર, દિવાનખાનું, સૂવાનું બધું જ. અમારા ગામના રસ્તાઓ પણ પરાણે ગાડું પસાર થાય એટલા પહોળા છે. તેમાં બે બાજુ ઢોર બાંધેલાં હોય. ચોમાસામાં

તો ચારે બાજુ કાદવ જ નજરે પડે. નાનાં નાનાં છોકરાંઓને મળમૂત્ર માટે પણ રસ્તામાં જ બેસાડવાનાં. સ્વચ્છતા જેવી કોઇ વસ્તુ છે એનું આપણને સંપૂર્ણપણે વિસ્મરણ કરાવે એવું અમારા ગામનું એકંદર વાતાવરણ છે.

આ બધાની અમારા ગામના લોકોની તંદુરસ્તી પર શી અસર પડી છે તે જણાવું? હમણાં જ અમારા ગામના બધા માણસોની દાક્તરી તપાસ થયેલી. તેમાં જાણવા મળ્યું કે સંપૂર્ણ રીતે તંદુરસ્ત કહી શકીએ એવા અમારા ગામની કુલ વસ્તીના માત્ર ૧૪ ટકા હતા. બાકીના ૮૬ ટકા કાં તો કોઇ રોગથી પીડાતા હતા અથવા તો નબળા બાંધાના જણાયા હતા.

અમારા ગામમાં પ્રાથમિક ચાર ધોરણ સુધીનું શિક્ષણ આપતી એક શાળા છે; પરંતુ તેમાં બાળકોને ઉપયોગી નીવડે એવું બહુ ઓછું શિક્ષણ મળે છે. અમારી નિશાળના માસ્તરોને શિક્ષણકાર્યમાં જેટલો રસ છે એના કરતાં એમને બીજા આડધંધાઓમાં વધુ રસ છે. અમારા ગામનાં બાળકોને ચાર ધોરણથી આગળ અભ્યાસ કરવો હોય તો તોય આજુબાજુમાં એવી કોઇ સગવડ નથી કે જેથી તે આગળ અભ્યાસ ચાલુ રાખી શકે. ૭ માઇલ દૂર આવેલા શહેરમાં તે સગવડ મળી શકે, પણ ત્યાં જવા આવવાની તકલીફનું તો શરૂઆતમાં જ વર્ણન કર્યું, જેને લીધે એ સગવડનો લાભ લેવાનું શક્ય નથી હોતું.

અમારા ગામની વસ્તી ૧૦૦૦ માણસની છે; પરંતુ તે એકબીજાને ઉચનીચ ગણતા એવા વીસેક વર્ગમાં વહેંચાયેલી છે. લેઉઆ પાટીદાર કડવા પાટીદારને નીચા ગણે, કડવા પાટીદાર રજપૂતને નીચા ગણે, રજપૂત વળી સુથાર-લુહારને નીચા ગણે, એમ છેક ચાલતુ ચાલતું ઢેડ ભંગીને નીચા ગણે ત્યાં સુધી આ વર્ગીકરણ પહોંચ્યું છે. દરેક વર્ગ પોતપોતાના નાના નાના વાડામાં જ પોતાનો બધો વ્યવહાર કરવાનો. ગરબા જેવા સામુદાયિક આનંદના પ્રસંગે પણ બધી નાતની બહેનો એકઠી થવાને બદલે પોતપોતાની નાતનો જુદો ગરબો બને છે. આવા સંકુચિત વ્યવહારને કારણે સમગ્ર ગામનું કંઇ કામ હાથમાં લેવું હોય તો બહુ મુશ્કેલ બની જાય છે. આખા ગામની દૃષ્ટિએ વિચાર કરવાનો ખ્યાલ અમારા ગામમાં બહુ જૂજ માણસોને છે.

અમારા ગામને એક પંચાયત મળેલી છે. તેના અધ્યક્ષ અમારા ગામના મુખી હોય છે. આમ મુખી અને અધ્યક્ષ એઉ હોદ્દાઓ હાથમાં આવવાથી તો અમારા ગામના મુખીનું સ્થાન ડીક્ટેટર' કરતાં પણ વધી ગયું છે. ગમે તેવું નાનું કામ હોય તો પ મુખીને શિરપાવ આપ્યા વિના ન થઇ શકે. જન્મ-મરણની નોંધથી માંડીને તે જમીનના મોજણીના કાર્ય માટે મુખીને રાજી કરવા પડે. અમારા ગામના મુખી ધારે એને હેરાન કરી શકે. તેથ. એમની સામા પડવાની બહુ ઓછા હિંમત કરે. આટલી બધી સત્તા ભોગવવાની મજાતી હોવાથી જ્યારે મુખીપણું બદલાય ત્યારે અમારા ગામમાં બહુ મોટી સાઠમારીઓ અને પક્ષાપક્ષીઓ થાય છે. બે બે હજાર રૂપીઆનું પાણી મુખીપણું મેળવવા માટે થતું હોય છે. અમારા ગામના તલાટી પણ અમારા મુખીને બનતો સાથ આપીને શક્ય તેટલો ભાગ પડાવવાનું ચૂકતા નથી. આ ઉપરાંત પણ અંદર અંદર લોકોને લડાવી મારનારા ચૌદશીઆઓની અમારા ગામમાં ખોટ નથી.

આ છે અમારા ગામના ચિત્રની મુખ્ય મુખ્ય રેખાઓ. એમાં બીજા અનેક અવનવા રંગો પૂરી શકાય એમ છે; પરંતુ ગામડાની સ્થિતિનો ખ્યાલ આપવા માટે આટલું પૂરતું છે અને આ સ્થિતિ માત્ર અમારા ગામની નથી. આ સ્થિતિ હિંદનાં અનેક ગામડાંની છે. અહીંતહીં સ્થિતિમાં થોડો વત્તોઓછો ફેરફાર હશે એટલુ જ; પરંતુ સામાન્યપણે તો બધે જ આ સ્થિતિ છે, અને યાદ રાખીએ કે ૧૯૪૬ની સાલમાં હિંદુસ્તાનનાં ગામડાની આ સ્થિતિ છે.



## કાવ્યદીવડી    શ્રી. કૃષ્ણકાન્ત પરીખ    અંજન

**કાવ્યદીવડી**

અકેલો, અટૂલો, ભૂલો, અંધારી અટવી મહીં,
અન્યાયો યાતના ઘેરી, ભૂતાવળો ભયાવહી,
દિશાશૂન્ય નિશા મધ્યે, કાવ્યોની કરી દીવડી,
અદ્વૈત સ્નેહ સીચીને શોધું હું મારી ઝુંપડી.

**અંજન**

એકાંતે એકલો હૈયે અશાંતિ—આગથી બળી,
ધૈર્યના ઢાંકણે ઝીલી ઉઠેલી માંહીથી ધણી,
ઉખાડી લૈ ઘૂંટી એને સુગંધી સ્નેહ ભેળવી,
બનાવી મેંશ મેં મોંઘી આંજવા અન્ય આંખડી.

# ઠક્કરબાપા

શ્રી. રસિકલાલ શુક્લ

(આગામી ૧૯ મી તારીખે દેશભરમાં પૂજ્ય ઠક્કરબાપાની જન્મજયંતી ઉજવવામાં આવનાર છે. તે પ્રસંગે ઠક્કરબાપાનો થોડો સરખો પરિચય આપતો આ લેખ પ્રગટ કરતાં અમને આનંદ થાય છે. ભાઈશ્રી રસિકલાલ શુક્લને જન્મભૂમિ સંસ્થા તરફથી કરવામાં આવેલી ગોઠવણને અંગે પૂ. ઠક્કરબાપાના સાન્નિધ્યમાં ઠીક ઠીક સમય રહેવાનો લાભ મળ્યો છે. અને એ કારણે તેમની પાસે ઠક્કરબાપાની વિસ્તૃત પરિચયનોંધ પડેલી છે, જે આગળ ઉપર યુગદર્શનમાં ક્રમશઃ પ્રગટ કરવાની અમે આશા રાખીએ છીએ. તંત્રી)

ગાંધીયુગના પરિવર્તનકાળના ઇતિહાસની ઝાંખી કરતાં મહાત્માજીના ઓજસ પાસે ઘણી વખત બીજું કશું જોવા જેવું નથી કે શું એવી ભ્રાંતિ થાય છે, પણ બાપુની રમ્ય મૂર્તિ એક વખત આંખને ગોઠી ગઈ કે પછી એમની સાથે બિરાજતા એમના સહકાર્યકરો ધ્યાન ખેંચે છે. એમાંના કોઇએ બાપુના અંગત આદમી તરીકે સ્થાન મેળવ્યું, તો કોઇએ બાપુના શિષ્ય તરીકે: શિષ્યો તો બધાને કહી શકાય, પણ કોઇએ બાપુના સિદ્ધાંતોને અવનવી રીતે ઓળખાવવાનો, તો કોઇએ એમના સિદ્ધાંતો દુનિયા પાસે રજૂ કરવાનો કાર્યબોજ ઉઠાવ્યો. મહાદેવભાઇ અંગત મંત્રીના પદે પળ્યા: તો વિનોબા ભાવે જેવા એમના શિષ્યપદે સ્થપાયા. કિશોરલાલ મશરૂવાળાએ બાપુના વિચારોને "ઇન્ટરપ્રીટ" કરવાનું કાર્ય હાથ ધર્યું.



મહાકવિ નાનાલાલે ધર્મોપદેશકોને "બ્રહ્મમહેલની જુદી જુદી બારીમાંથી" બ્રહ્મદર્શન કરનારાઓ તરીકે ઓળખાવ્યા છે. મહાકવિની ભાષામાં કહીએ તો ગાંધીવિચારના મહેલમાં બાપુના સહકાર્યકરોએ જુદી જુદી બારીઓમાંથી જોયું. કોઇએ સાદાઇનો સાક્ષાત્કાર કર્યો, તો કોઇએ માત્ર અહિંસાને મહામંત્ર માન્યો. કોઇ વળી બાપુના અનશનથી અંજાઇને અનશનના જ પૂજક બન્યા, ત્યારે કોઇએ કોમી એકતાને જીંદગીનું ધ્યેય બનાવ્યું. આમાં આપણે દરેક પ્રકારના દાખલા ટાંકી શકીએ એમ છીએ. ખરી રીતે તો, આ લખતી વખતે જ આંખની સામે પૂ. બાપુની સાથે રહેલા અનેક કાર્યકરો ખડા થાય છે, એ બધા આજે બાપુના ગયા પછી બાપુને વિધવિધ રીતે જનતા સમક્ષ રજૂ કરી રહ્યા

છે. આચાર્ય વિનોબા ભાવે બાપુના સિદ્ધાંતની મીમાંસા કરી રહ્યા છે. શ્રી. કિશોરલાલ મશરૂવાળા અને તેમનું મંડળ પૂ. બાપુનું 'હરિજન' મૂળ સ્વરૂપે જાગતી રાખવા મથી રહ્યા છે. પ્રાધ્યાપક ભણસાળીજી ઉપવાસ-મીમાંસા સમજાવી રહેલા છે અને દેશમાં ગામડે ગામડે રહેલા કોંગ્રેસી પોત-પોતાની રીતે બાપુનું કાર્ય પ્રજા સમક્ષ રજૂ કરી રહ્યા છે.

બાપુના યુગનું મુખ્ય અંગ એ યુગની સમજાવટ નથી. યુગપુરુષના યુગનું ચિત્ર તો હજુ આવતી પેઢી સાચી રીતે માંડ સમજી શકશે. આજે તો આપણે સૂર્યની ખૂબ નજદીક છીએ. એના તેજથી અંજાયા છીએ. સાચાં મૂલ્યાંકન તો હજુ દાયકાઓ વિત્યે થઇ શકશે. આજે એ યુગ પર ઇતિહાસવેત્તા બની અભિપ્રાય માંડવા સહેલા નથી. આજે તો આટલું જ થઇ શકે: યુગના પ્રવર્તકનું કાર્ય આજે કઇ રીતે ચાલે છે તેનું અવલોકન.

ગાંધીયુગનું સૌથી પ્રથમ નજરે ચડતું લક્ષણ તે સેવાવ્રત. જીવનમાં જેને ઠરીઠામ થયેલા લેખવામાં આવે એવા માણસો પોતાના માર્ગની દિશા બદલે, અને સમાજસેવાનો ભેખ લઇ પોતાના સગાસંબંધીઓમાં ધૂની ઠરે એવા પ્રસંગો આ યુગમાં સૌથી વિશેષ જોવા મળશે. બંધાયેલી માન્યતાઓને કોઇ વિરાટ ક્રાંતિનો દેખાવ કે આડંબર કર્યા વિના, એક પછી એક બાજુ પર મૂકતાં જવી અને નવું અપનાવતા જવું એ આ યુગની ખાસિયત છે.

કેટલાક સમાજસેવકોએ પોતાનાં કાર્યક્ષેત્ર સમાજના ચોક્કસ થરોની સેવામાં સ્થાપ્યાં. આ રીતે સમાજસેવાના ક્ષેત્રમાં જેમણે આજીવન ભેખ લીધો એવા ભેખધારીઓમાં પૂ. ઠક્કરબાપાનું નામ મોખરે આવે છે. પછાત વર્ગની ઉન્નતિ માટે રચનાત્મક મોરચો રચવાની પ્રેરણા જો ગાંધીયુગમાંથી જન્મી, તો સાથે એટલું કહેવું પડશે કે એ પ્રેરણાને મૂર્ત સ્વરુપ આપનાર સૌથી પહેલા તે ઠક્કરબાપા.

એક વખત બાપા સાથે વાતચિતમાં મેં એક પ્રશ્ન પૂછ્યો: "બાપા, તમે બીજી કોઇ દિશામ કામકાજ શરૂ ન કર્યું અને આ પછાત વર્ગોની સાથે કેમ ઘયા?" એમણે જવાબ આપ્યો: 'હું જે વખતે આ જાતનાં કામમાં પડયો ત્યારે સ્થિતિ એવી હતી કે માણસ ગમે તે દિશામાં જુએ-કામના તો ઢગલા પડયા હતા. પરદેશી ગુલામીની ધુંસરીમાં આપણો આખો સમાજ અત્યંત નીચે ઉતરી ગયો છે. આજે પણ કામ તો ઢગલાબંધ પડયું છે, પણ એ તો આપણા આટઆટલા માણસોએ આટઆટલું કામ કર્યું તે પછી, તો જ્યારે મેં કામ શરૂ કર્યું ત્યારે તો બધી બાજુએ એકડા મંડાતા હતા. રાજકીય દિલચાલ તરફ તો આકર્ષણથીયે માણસો જતા. મને એનો શોખ નહિ. મનમાં થયું કે સેવા જ કરવી છે તો એવાની કરવી જેને સૌથી વિશેષ જરૂર, એટલું કહી બાપા અટકી ગયા.

"સેવા કરવી તો એવાની કરવી જેને સૌથી વિશેષ જરૂર"-બાપાનું એ વાક્ય સમાજસેવા શાસ્ત્રની કોઇ ગીતાનું સુવર્ણવાક્ય સમાન રહ્યું છે, એ તો આપણા દેશનો ઇતિહાસ બનાવી આપશે. મહાત્માજીએ એ મંત્ર જીવનમાં વણી લીધો. ઠક્કર બાપાએ તો એ મંત્ર પરથી જ પોતાના કાર્યની મર્યાદાઓ આંકી લીધી.

"પણ બાપા, રાજકારણના આટઆટલા ઝંઝાવાતમાં ઝુકાવી દેવાનું તો સહજ ન ગણાય?" બાપાને પ્રશ્ન પૂછ્યો. જવાબ મળ્યો: "તારા મનમાં એમ હોય કે પછાત વર્ગોમાં કામ કરવું તે કોઇ ટુંકમુદતિયું કે અર્ધ-સમયનું કામ છે તો આવીને પ્રયોગ કરી જો. આ કામ તો પૂરા સમયનું છે. એને છોડીને જઇ તો શકાય. હરિજનો કે ભીલ ક્યાં ફરિયાદ કરવાના હતા? પણ એક વખત કામ છોડ્યું એટલે એ વખત સુધી કરેલું કારવેલું પણ બગડે. અવાવરાં ઘરને જેમ જાળાં બાઝી જાય એમ પડયાં રહેલાં કામ ઉપર પણ જાળાં બાઝે, એટલે જો કામ ઉપાડયું તે પાર પાડવું હોય તો એને બરાબર ચિટકી રહેવું જોઇએ."

'હરિજનો કે ભીલ ક્યાં ફરિયાદ કરવા જવાનાં હતાં,' એ કહેતાં બાપાની નજર સામે જાણે પછાત વર્ગો ગણાતા આપણા ભાંડુઓનો આખો સમાજ ખડો થયો હતો. એમનું કોણ સાંભળે? હજારો વર્ષોથી, જેમને શુદ્ર તરીકે ઠરાવી દેવામાં આવ્યા હોય, જેમની પાસે માત્ર ચાકરી જ કરાવવામાં આવતી હોય, જેમની સાથે માનવતાભર્યો કોઇ સંબંધ ન નિભાવવામાં આવતો હોય એવા માણસે કોને કહે? એનું કોણ સાંભળે? એમની વચ્ચે કામ કરવામાં કોઇ પ્રસિદ્ધિની રોશની નથી હોતી, કોઇ શિરપાવ નથી મળતો. નાના નાના પ્રશ્નો નિકાલ કરવો, એમની હાલતમાં બની શકે એટલો સુધારો કરવો, બદીઓમાં પડયાં હોય તેને એમાંથી છોડાવવા, બીજા વર્ગોના જુલ્મમાંથી બચાવવા-એ કામ શબ્દોમાં દેખાય છે એવું તરવરાટભર્યું નથી. એ ખૂબ ધીરી ગતિએ થતું ઠંડું કામ છે. બે ચાર દહાડામાં તો શું, બે ચાર

વર્ષોમાં પણ એનો અંત નથી. હજારો વર્ષોનો જામેલ સડો કાઢતાં નહિ નહિ તોયે દાયકાઓ જશે. એક કામ અધુરું મૂકી બીજા તરફ વળવાથી શું ફાયદો? જમાનાજૂનો સડો કાઢવા મથવું, તેમાં જો બદલો મળતો હોય તો તે એક જ—મનની શાંતિ.

દિલ્હી શહેરથી થોડાએક માઇલ દૂર હરિજન સેવક સંઘની કચેરી આવેલી છે. દેશમાં દૂર દૂર ફેલાઇને કામ કરી રહેલા હરિજનસેવકોનું એ વડું કાર્યાલય આખાં એ કાર્યના હૃદય સમાન છે. એ કાર્યાલયમાં બેઠેલા સંઘના બુઝર્ગ મંત્રી દેશભરમાં ચાલી રહેલા કાર્યક્રમો તૈયાર કરે છે, અને અમલમાં મૂકે છે. એમની પાસે સંઘની નીતિના પ્રશ્નોથી માંડીને ભાવનગર કે રાજકોટના હરિજનવાસમાં કે આસામની પહાડીઓમાંના કોઇ દંગામાં બનેલા નાના નાના કોયડાઓ પણ આવે છે. રોજ રોજ એ મહામંત્રી એ કોયડાઓનો ઉકેલ લાવે છે.

એમની કચેરીમાં પેસતાં જ વાતાવરણ ધમધમતું દેખાય છે. અંદર દાખલ થતાં જ જાણે કે કચેરી બોલી ઉઠે છેઃ "જોજો હોં, કોઇનો સમય ખોટી રીતે બગાડતા નહિ. અહિં તો સમાજના એક મહત્વના અંગની સફાઇનું કાર્ય ચાલે છે." જમણા હાથ પરના ખંડમાં ઠક્કરબાપા બેઠા છે. અમૃતલાલ વિ. ઠક્કર—જેમણે દાયકાઓ પૂર્વે પોતાનો ધંધો રોજગાર છોડયો, અને મૂક સેવાને અપનાવી એ અમૃતલાલ—હરિજનો, પછાતવર્ગો અને એ વર્ગોના સેવકો જેમને ઠક્કરબાપાના નામથી ઓળખે છે એ ઠક્કરબાપા બેઠા છે. સાદું ટેબલ, એવી જ સાદી ખુરશીઓ ને એટલું જ કાર્યશીલ વાતાવરણ. મોટી વેપારી કચેરીનો ત્યાં શોરબકોર નથી કે સરકારી કચેરીનો દોરદમામ નથી; પરંતુ જાહેર સંસ્થાની સામાન્ય કચેરીની લેશમાત્ર અવ્યવસ્થા નથી. ઝડપભેર ઉકેલાતું જતું કામ કચેરીમાં પેસતાં જ અનુભવી શકાય છે, અને આખા સંચાલનના કેન્દ્રમાં એ વૃદ્ધ પુરુષ બેઠા છે. કલાકોના કલાકો સુધી દિવસભર કામ ચાલે છે. નિયમિતતા તો બાપાને મન એક શસ્ત્ર છે, માત્ર ગુણ નહિ. "તમારું ગમે તે કામ હોય, નિયમિત રીતે કરો તો જ પૂરું થાય, નહિ તો કામના ગંજ ખડકાય." બાપાની કચેરીમાં અને એમના કામમાં આ નિયમ સંપૂર્ણ રીતે પળાતો આવ્યો છે.

સંઘનું કાર્યાલય રચનાત્મક સંસ્થાઓને માટે નમૂનારૂપ છે. કાર્યાલયનું મકાન, કાર્યકરોને રહેવા માટેનાં સાદાં પરંતુ જરૂરી તમામ સગવડોવાળાં મકાનો, નાનકડું ક્રીડાંગણ, મેંદીની સુવ્યવસ્થિત યોજનાબદ્ધ વાડો, પ્રાર્થનાસ્થાન, શાળાનું મકાન—ઉદ્યોગગૃહ—આ બધાં અંગો પરસ્પર સંકળાયેલાં પડયાં છે. એનું અને હિંદભરની એવી બીજી સંસ્થાઓનાં બૌદ્ધિક કેન્દ્ર તરીકે કામ કરતું કાર્યાલય પ્રવેશ કરતાં વચ્ચે આવેલું છે. કાર્યાલયની પડશાળમાં ઉભાં રહી આસપાસ નજર કરતાં સુવ્યવસ્થાની સુંદર છાપ મન પર ઉઠી આવે છે.

એવાં મકાનો તો દેશમાં ઘણે સ્થળે હશે, એવી વ્યવસ્થા પણ બીજે સ્થળે નજરે ચડશે. એથી અનેકગણી વધારે સુંદર અને રળિયામણી જગ્યાઓ જોવા મળશે, પણ જે વાતાવરણ, સેવાવ્રતના ઇતિહાસની જે ભવ્ય પશ્ચાદ્ભૂમિકા પૂ. ઠક્કરબાપાના સેવક સંઘની સાથે સંકળાયેલ જોવા મળે છે, એ તો દેશમાં ક્યાંયે જોવા નહિ મળે. દુનિયાના પટ ઉપર કૈંક યોદ્ધાઓ થઇ ગયા. એમની સરખામણીએ સેવાવ્રતના ભેખધારીઓની સંખ્યા અલ્પ છે, એ અલ્પ સંખ્યામાંથી પણ હિંદને ફાળે સારી નોંધ છે. હિંદે સેવાવ્રતના શ્રેષ્ઠ ઉદાહરણો દુનિયા પાસે રજુ કર્યાં છે. તિલક મહારાજ, સ્વ. ગોખલે, બાપુ, પૂ. ઠક્કરબાપા, આવા પ્રચંડ સેવાવ્રતધારીઓ એક જ સદીમાં દેશને સાંપડે એ પણ એક ખુશનસીબી છે.

જીવનકથાનાં આલેખનમાં આપણી પાસે હૃદયના ભાવો વ્યક્ત કરવા માટે માત્ર એક જ સાધન છે અને તે લેખનમાં મુકાયેલા શબ્દો. શબ્દોમાં અસીમ તાકાત ભરી છે તે સાચું. પણ ભાષાને પણ કેટલીક મર્યાદાઓ છે—જે મર્યાદાઓને કારણે શબ્દ કેટલીક ઉંડી લાગણીઓને વ્યક્ત કરી શકતો નથી.—કદાચ મહાપુરુષોનાં જીવનચરિત્રો અનેક કલમોથી લખાય છે તેનું એ જ કારણ હશે. જુદી જુદી દૃષ્ટિએ જુદી જુદી ભાષામાં પ્રયત્ન કરીએ તો જ એ વ્યક્તિ વિશેષનો સાચો પરિચય થઇ શકે. ગઇકાલ સુધી બાપુ આપણી વચ્ચે હતા. એમના પરિચયમાં આવનાર સહુ કોઇને કહેતા સાંભળ્યા છેઃ–'બાપુનાં પુસ્તકો કે બાપુના વિચારોને સમજાવનારાં ભાષ્યો કોઇ રીતે સંતોષ આપી શકતાં નથી. બાપુ તે બાપુ જ હતા.' કદાચ એવી જ રીતે પૂ. ઠક્કર બાપાનો પરિચય આપવા ચાહતો કોઇ પણ પ્રયત્ન જેઓ ઠક્કર બાપાને જાતે જાણે છે તેમને ફીકો જ લાગવાનો. તેઓ તો એમ જ કહેવાના કે "ઠક્કર બાપા વિષે તમે ગમે તેટલું લખો. તમે શબ્દો દ્વારા કદિ પણ ઠક્કરબાપાને યથાસ્વરૂપે રજુ કરી શકશો નહિ. ઠક્કર બાપાને ઓળખવા ઇચ્છનારે તો તેમને જાતે જ મળવું રહ્યું."

# વૈજ્ઞાનિક દૃષ્ટિ

શ્રી. ધીરૂભાઇ ઠાકોર એમ. એ.



"આજે આપણા દેશ સમક્ષ ઉપસ્થિત અનેક મહાપ્રશ્નોમાં સૌથી વિશેષ મહત્ત્વનો પ્રશ્ન વૈજ્ઞાનિક સંશોધન અને તે માટે ઉપયોગમાં લેવાતી વૈજ્ઞાનિક રીતના વિકાસનો છે. બીજાં સર્વ કાર્યોનો આ પાયો છે આજે વિજ્ઞાનને માત્ર મોઢેથી માન આપનારાં ઘણા જડી આવે છે, અને તેઓ તેનો સાચો યા ખોટો ઉપયોગ પણ કરે છે; પરંતુ જીવનના અનેકવિધ પ્રશ્નોના ઉકેલ માટે વિજ્ઞાન અને તેની રીતો અખત્યાર કરનાર જૂજ નીકળે છે. આ રીતનો વિસ્તૃત ઉપયોગ યોગ્ય રીતે યોજાયેલ શિક્ષણપદ્ધતિ તેમજ સંશોધનની વિજ્ઞાન-સંસ્થાઓ દ્વારાજ થઇ શકે. સંસ્કારી હોવાનો દાવો કરતો ભાગ્યેજ કોઇ દેશ હશે, જે વિજ્ઞાનની બાબતમાં આપણા હિંદુસ્તાન જેટલો પછાત હોય."

પંડિત જવાહરલાલ નહેરૂ

**મ**નુષ્ય પૃથ્વી પર ઉત્ક્રાન્ત થયો ત્યારથી તેનું કુતૂહલ બે વસ્તુઓ પરત્વે ઉત્તરોત્તર વધતું રહ્યું છે. એક તેની આસપાસનું જગત અને બીજું તેનું પોતાનું સ્વરૂપ. ઘણીવાર તે જગતના બાહ્ય પદાર્થોનું તટસ્થ અવલોકન કરીને તેમના સ્વરૂપ તેમજ કાર્યકારણ પરત્વે વિચાર કરવા પ્રવૃત્ત થાય છે, તો ઘણીવાર તે ઇશ્વરના આનંદની લીલા કહેવાતી સૃષ્ટિ સાથે પોતાનાં આત્માનો મેળ બેસાડવાનો પ્રયત્ન કરે છે. આમાં પહેલા પ્રકારનું દૃષ્ટિબિન્દુ વસ્તુલક્ષી (objective) કહેવાય છે અને બીજા પ્રકારનું આત્મલક્ષી (subjective) કહેવાય છે. ઉભય અનુક્રમે સૃષ્ટિના બાહ્ય અને આંતરસ્વરૂપના દર્શનના પ્રયત્નરૂપ હોય છે. આત્મલક્ષી દૃષ્ટિબિંદુથી વસ્તુનું મનોમય સ્વરૂપ (mental aspect) પ્રતીત થાય છે, ત્યારે વસ્તુલક્ષી દૃષ્ટિબિન્દુ દ્વારા તેના યથાર્થ બાહ્ય સ્વરૂપનું (objective aspect) દર્શન થાય છે. આત્મલક્ષી દૃષ્ટિકોણ કવિનો છે; વસ્તુલક્ષી વિજ્ઞાનીનો છે. કવિનો હેતુ કોમલ સંવેદનશીલ હૃત્તંત્ર વડે સૃષ્ટિના હરકોઇ અંગ જોડે તાદાત્મ્ય સાધીને તેનું મનોમય સ્વરૂપ પ્રગટાવવાનો-તેનુ ઊર્ધ્વીકરણ કરવાનો-હોય છે; વિજ્ઞાનીનો ઉદ્દેશ વિશ્વની બાહ્ય ઘટનાઓનું યથાસ્થિત અવલોકન કરીને તેની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનાં કાર્યકારણ સમજવા-સમજાવવા-નો હોય છે. કળાકાર જગતની ભીતરમાં સૂક્ષ્મ, ઇંદ્રિયાતીત સ્વરૂપે છુપાઇ રહેલ સત્યને સુંદર સ્વરૂપે પ્રકટ કરવા મથનો હોય છે, ત્યારે વૈજ્ઞાનિક દૃશ્યમાન સૃષ્ટિમાં પ્રત્યક્ષ થતાં સત્યનું ભૌતિક સ્વરૂપ પ્રકટવા મથતો હોય છે. વસ્તુના મનોમય સ્વરૂપમાંથી વ્યાપક માનુષ ભાવના ફલિત કરવાનું કામ કલાકારનું છે, ત્યારે તેના ભૌતિક સ્વરૂપમાંથી સત્યશોધન કરવાનું કામ વૈજ્ઞાનિકનું છે. કળાકારની સફળતાનો આધાર જેમ જડને ચેતન કરી બતાવવાની તેની શક્તિ પર છે, તેમ વિજ્ઞાનીની સફળતા સ્થૂળમાંથી સૂક્ષ્મને શોધી કાઢવાના સામર્થ્ય પર અવલંબે છે. કવિનો વ્યાપાર પ્રધાનપણે હૃદયનો હોઇ સંયોજનનો છે; વિજ્ઞાનીનો મુખ્યત્વે બુદ્ધિનો હોઇ પૃથક્કરણનો છે. માહિતી, હકીકતો, પુરાવા, અવલોકન, પ્રયોગો, અનુમાન, તુલના, પરીક્ષા-એ બધાં સાધનોથી સજ્જ થઇને નિતાન્ત સત્યનું દર્શન કરવા કરાવવા સદા પ્રવૃત્ત દૃષ્ટિ તે વૈજ્ઞાનિક દૃષ્ટિ.

જેવી દૃષ્ટિ તેવું દર્શન. જો દૃષ્ટિનું તેજ ઝાંખું પડી ગયું હોય, તેને પડળ આવ્યા હોય, અગર અન્ય કોઇ કારણે તેની શક્તિ પરિમિત થઇ ગઇ હોય, તો એ બહુ કામ આપી શકશે નહિ. તેથી ઊલટું જો એ સર્વથા વિમલ અને તેજસ્વી હોય, તો તેનું ફલક વિશાળ બનશે એટલું જ નહિ, પણ તેનું દર્શન પણ સ્પષ્ટ, સુરેખ અને સંપૂર્ણ હશે વૈજ્ઞાનિક દૃષ્ટિનો હેતુ સત્યની પારખ કરવાનો હોય છે, પણ સત્યનું મુખ તો, ઉપનિષદમાં કહ્યું છે તેમ, માયાના સુવર્ણપાત્રથી ઢંકાયેલું હોય છે. સર્વ સત્યાન્વેષીઓની માફક વૈજ્ઞાનિકનો ખરો પુરુષાર્થ આ સુવર્ણપાત્રને ખસેડવામાં જ

નહિ, પણ સર્વથા ઉઠાવી લેવામાં રહેલો છે. સામાન્ય મનુષ્યને જીવનમાં જ્ઞાનદૃષ્ટિ કેળવતાં સ્વાર્થ, અહંતા ક્રોધ, રાગ, દ્વેષ, આળસ, જડતા અને નિષ્ક્રિયતાનાં આવરણો આવે છે. એ અજ્ઞાનને વશ થઈને માયામાં સત્યનું આરોપણ કરીને ખુદ માયાને જ સત્ય તરીકે ઉપાસવા લાગે છે. તેવી જ ભ્રમજાળ ઊગતા વૈજ્ઞાનિકના કાર્યપથમાં વિસ્તરેલી હોય છે. પોતે નક્કી કરેલ શોધને માર્ગે જતાં તેને ભૂલથાપ દે, અવળે માર્ગે ચડાવી દે, ખોટા નિર્ણયો તારવવા પ્રેરે અને મિથ્યા તત્ત્વનું પ્રતિપાદન કરવા લલચાવે એવી અનેક નાની મોટી વિષમતાઓનો તેને સામનો કરવાનો હોય છે.

ભ્રાંતિનાં જાળાંમાંથી માર્ગ કરવા સારુ અવલોકન-દૃષ્ટિને શુદ્ધ કરવી તે વૈજ્ઞાનિકનું પહેલું કર્તવ્ય. સૌથી પ્રથમ તેણે પોતાનું ધ્યેય સ્પષ્ટપણે સમજવું જોઇએ; એટલું જ નહિ, એ લક્ષ્યને સતત દૃષ્ટિમાં રાખવું જોઇએ—બાણાવળી પોતાના નિશાનને તાકી રહે એમ. ઉત્કટ સત્યજિજ્ઞાસા હોય તો જ દૃષ્ટ ધ્યેય પર ચિત્ત ચોટે. આનો અભ્યાસ જેમ જેમ વધતો જાય તેમ તેમ તેનામાં જડચેતનનો, સત્યાસત્યનો, સ્થૂળ સૂક્ષ્મનો વિવેક જાગે છે. વિવેકનો ઉદય થતાં દૃષ્ટિનાં વિષયનું યથાર્થ દર્શન કરવા જેટલી સ્થિરતા અને તીક્ષ્ણતાની પ્રતીતિ કરાવતું તેજ આવે છે.

એ તેજના પ્રકાશે વિજ્ઞાની આગળ વધે છે. પછી તો તેના કાર્યમાં એને ઑર રસ આવે છે અને એકાગ્રતા તો ઉત્તરોત્તર એટલી વધતી જાય છે કે એમાંથી સકામતા જતી રહીને સઘળું નિષ્કામ, પારમાર્થિક ભાવે કરવાની તમન્ના જાગે છે. આ તમન્ના તે ઉપર્યુક્ત વિવેકને પુષ્ટ કરનારૂં વિરાગનું સાધન ઉચ્ચ મનોનિગ્રહ વગર આવો વિરાગ કેળવાવો અશક્ય. બ્રહ્માજીએ મનુષ્યની ઇંદ્રિયોને બહિર્મુખ બનાવી છે. સૃષ્ટિના વિવિધ વિષયો પ્રતિ દોડતા આ ઇંદ્રિયાશ્વોને મનઃપ્રગ્રહ વડે અંતર ભણી વાળવામાં ન આવે તો કદી કશો પુરુષાર્થ થઈ શકે નહિ. અનેક વ્યવહારકર્મો વડે વિક્ષિપ્ત થયેલું ચિત્ત કદી એકધારી સંગીન વિજ્ઞાનપ્રવૃત્તિ ચલાવી શકે નહિ. એટલે, એને પારમાર્થિક પ્રવૃત્તિ લેખીને, નિષ્કામભાવે થતી ઇષ્ટોપાસનાની માફક, તેની ઉપાસના કરવાનો મહાવરો પાડવો આવશ્યક છે. આ કાર્ય અતિ દુર્ઘટ છે. પરિણામે, તપ અને સ્વાધ્યાય વડે ઇષ્ટ વિજ્ઞાનસંશોધનમાં સર્વથા મચ્યા રહેનારા ભેખધારીઓ ગણ્યાગાંઠ્યા જ જોવા મળે છે.

સાચી વૈજ્ઞાનિક દૃષ્ટિ આવા તપસ્વીઓ કેળવી શક્યા છે. ચોકસાઇ, વ્યવસ્થા, સ્પષ્ટતા, સંગીનતા, સૂક્ષ્મતા, સત્યનિષ્ઠા, તિતિક્ષા, શંકા, સાવધાનતા, મતાંતરક્ષમા, ધૈર્ય, ખંત, ત્યાગ ઇત્યાદિ અનેક ઉચ્ચ ગુણો એનામાં ઉત્ક્રાન્ત થઇને વિજ્ઞાનીને ઋષિની પાત્રતા બક્ષે છે. વૈજ્ઞાનિક સંશોધન એ સાચા વિજ્ઞાનીને મન અખંડ સત્યોપાસના છે. પોતાને પ્રાપ્ત થયેલ જ્ઞાનનો અહમ્ ઓગળી જઇને તેનામાં નમ્રતા આવે છે. સત્ય અને ઋતના ઉપાસકની માફક એ 'વિજ્ઞાતમ વિજાનતામવિજ્ઞાતં ચ વિજાનતામ્'—એ ઉપનિષદ્‌સૂત્રને અનુસરીને, જીવનભરનાં પુરુષાર્થને અંતે સત્યસૂર્યનો એકાદ અંશ પણ પ્રાપ્ત થાય તો કૃતકૃત્યતા અનુભવે છે. એટલું જ નહિ, જેણે જેણે એવું સત્યદર્શન કર્યું હોય તેવા પ્રત્યેક અધિકારીના મંતવ્યને એ શિરોધાર્ય ગણે છે. પણ એનો શ્રદ્ધાભાવ વ્યક્તિ પર કદી હોતો નથી, કેવળ સત્ય-નિર્મળ સત્ય-પર હોય છે. એટલે, અન્યના મંતવ્યને અપનાવતાં પહેલાં એ પોતાની તીક્ષ્ણ અને સૂક્ષ્મ નિકષપટ્ટી પર તેને કસી જુએ છે અને તેમાં રહેજ પણ અશુદ્ધિ માલુમ પડતાં એને ફેંકી દે છે—પછી તે ગમે તેવી મહાન વ્યક્તિનું હોય બીજી બાજુ, નાનામાં નાની વ્યક્તિ પાસેથી આવતા પ્રમાણભૂત સત્યને એ વિનાસંકોચે સ્વીકારે પણ છે. તેમ કરતાં પોતાના નિર્ણયોને ફેરવવા પડે તો જાહેરમાં તેમ કરીને એ ઉચ્ચ મતાંતરક્ષમા દાખવે છે. આ ઉપરથી સમજાશે કે વૈજ્ઞાનિક દૃષ્ટિ એટલે કે પોતાના જ મંતવ્યને સર્વથા સત્ય ને પ્રમાણભૂત ઠરાવવાનો પ્રયત્ન કરતી અહંગ્રહગ્રસિત સંકુચિત દૃષ્ટિ નહિ, પરંતુ સત્ય જેટલું અને જ્યાં જ્યાં મળે ત્યાં ત્યાંથી તેટલું કસીને સ્વીકારનાર, શુદ્ધ અને કડક તત્ત્વાન્વેષી, પણ ઉદાર અને સર્વગ્રાહી સત્યપ્રિય દૃષ્ટિ. તત્ત્વજ્ઞાની જેમ તત્ત્વાભિનિવેશને પોતાનો પરમ ઉદ્દેશ ગણે છે, કળાકાર જેમ સૌન્દર્યનિરૂપણને પોતાનો પ્રિય ઉદ્દેશ ગણે છે, તેમ વિજ્ઞાની આ સૃષ્ટિરૂપી, ઇશ્વરની લીલાના વિશિષ્ટ—અર્થાત્ કાર્યકારણ સહિત સર્વાંગ સંપૂર્ણ—જ્ઞાનને પોતાનો પરમ ઉદ્દેશ માને છે. તત્ત્વજ્ઞને અદ્વૈતાનુભવથી અને કળાકારને સર્જનથી જેવો આનંદ થાય છે તેવો આનંદ વૈજ્ઞાનિક દૃષ્ટાને પ્રકૃતિના પટંતરે બિરાજેલા સત્યસ્વરૂપ પરમાત્માના સાક્ષાત્કારથી

થાય છે. કારણ, અંતે તો કળા કહો કે વિજ્ઞાન કહો કે તત્ત્વચર્ચા કહો, સૌ એક જ ઉદ્દેશને પહોંચવાના વિવિધ માર્ગો છે ને? વૈજ્ઞાનિક દૃષ્ટિ એ પરમ ચેતનયાત્રાનું એક તેજસ્વી સાધન છે.

મનુષ્યના ઘર-પૃથ્વી-ને અદ્‌ભુત આનંદ-સાધનોથી ભરી દઈને તેને સ્વર્ગસમ બનાવવાના કોડને પૂરા કરવાનો વિજ્ઞાનના ચમત્કારી સાધને સમર્થ પ્રયાસ કર્યો છે. છેલ્લાં બે અઢી હજાર વરસથી અનેક ભૌતિક અને માનસિક વ્યતિકરો પરત્વે વિજ્ઞાને મનુષ્યના અજ્ઞાનનું છેદન કર્યું છે. આમ છતાં, આ ચમત્કારિક શસ્ત્રનો મનુષ્યે કેટલો ગેરઉપયોગ કર્યો છે તે પણ જગત જાણે છે. મનુષ્યજાતિના નિર્મળ વહેતા જીવનપ્રવાહને ડહોળી નાખવામાં, ઘડીભર થંભાવી દેવામાં કે તેને ઉન્માર્ગે વાળવામાં વિજ્ઞાન નિમિત્ત બન્યું છે એ એક હકીકત છે. જો કે એમાં વાંક વિજ્ઞાનનો અનિષ્ટ હેતુ અર્થે વિનિયોગ કરનાર મનુષ્યનો છે. તેમ છતાં અહીં એક ગંભીર પ્રશ્ન આવીને ઉભો રહે છે કે વિજ્ઞાનની મુખ્ય સિદ્ધિ શેમાં રહેલી છે? મનુષ્યજીવનને સુખસાધનોની સગવડ વધારી આપવામાં વિજ્ઞાનની કાર્યસિદ્ધિ ગણાશે નહિ. એની મુખ્ય સિદ્ધિ મનુષ્યને સ્વસ્વરૂપનું ભાન કરાવવામાં ગણાશે. પ્રમાણભાન અને ઉત્સાહ કેળવેલા વિજ્ઞાનીના સ્વસ્થ સત્યમાપનના અન્તિમ બિન્દુ જેવા ખાસ ગુણો છે. જે પરમ ચેતના વિશ્વભરમાં વિલસી રહી છે તેનો જ પોતે અંશ છે એવી આત્મશ્રદ્ધા સાથે કાર્યારંભ કરનાર મનુષ્યને વૈજ્ઞાનિક દૃષ્ટિ, પ્રકૃતિનાં ભવ્ય વિશાળ અને સમર્થ તત્ત્વો સમક્ષ તેની પામરતાનું ભાન કરાવે, અને કાર્યારંભે તેના હૃદયમાં ઊગેલી સત્તત્ત્વ પરની શ્રદ્ધા તેના પરિણામ પર્યન્ત ટકી રહે એટલો પ્રકાશ આપે તો જ વિજ્ઞાનના દુરુપયોગથી થતો વિનાશ અટકવાનો સંભવ છે. આજની દુનિયાના શ્રેષ્ઠ વૈજ્ઞાનિકો ધર્મ અને તત્ત્વજ્ઞાન ભણી વળી રહ્યા છે તે એક રીતે અણુબૉમ્બના વિનાશકારી ઉપયોગ સામે ચેતવણીરૂપ છે તો બીજી રીતે વૈજ્ઞાનિક દૃષ્ટિના પૂર્ણ વિકાસની આગાહીરૂપ છે. એ વૈજ્ઞાનિક દૃષ્ટિનો ઉત્તમ પરિપાક તો જગતને ત્યારે જ મળ્યો ગણાશે કે જ્યારે ધર્મ અને વિજ્ઞાનના પ્રત્યક્ષ અવિરોધની સાબિતી તરીકે વિજ્ઞાનનો ઉપયોગ મનુષ્ય જાતિના શુદ્ધ, નિરામય ઉત્કર્ષ-કેવળ ઉત્કર્ષ-અર્થે જ થશે, અને કવિ ન્હાનાલાલની માફક, આપણે પણ અલબત્ત જુદા સંદર્ભમાં કહી શકીશું કે

**શું સ્થૂળમાં ન ઊભરાય અદૃશ્ય સૂક્ષ્મ?'**



# કમુ વહુ

**શ્રી. ભૂપત વડોદરિયા**



લગભગ સાંજ પડી ગઈ હતી એટલે લક્ષ્મી શેઠાણી નિયમ મુજબ તો આવી પહોંચવાં જોઈએ. છતાં આજે એમણે કરેલો નિયમ-ભંગ સકારણ હતો. કડવી ડોશી એટલે જ શેઠાણીની વિશેષ રાહ નહીં જોતાં, એમના પૌત્ર નાનકાને લઈ શેઠાણીને ત્યાં જવા ચાલી નીકળ્યાં. ગામડા ગામમાં બે છેડા વચ્ચેનું અંતર પણ ઝાઝું હોતું નથી એટલે પહોંચતાં તે શી વાર લાગે? કડવી ડોશીએ આજ બપોર પછી ફેલાયેલી અફવા પર ફરી માનસિક દૃષ્ટિપાત કર્યો. લક્ષ્મી શેઠાણીના એકના એક પુત્ર બચુની વહુ-કમુવહુ-એ બળી મરવાનો પ્રયત્ન, આજે બપોરે કર્યો... આ જાતની અફવા હતી. કોઈનું કહેવું એમ હતું કે બારણું બંધ કરીને કમુ વહુએ બળવાનો પ્રયત્ન કર્યો, જ્યારે એક પક્ષ એમ પણ માનનારો હતો કે બારી તદ્દન ખુલ્લી હતી... અને એટલે કે બળી મરવાનો પ્રયત્ન કર્યો જ નહોતો માત્ર અકસ્માતથી પાલવ સળગ્યો...

"હમણાં ખબર પડશે..." ડોશી બબડયાં, ને શેઠાણીની ખડકીમાં પ્રવેશ્યાં. નાનકો ખડકી બહાર જરા રમીને અંદર આવશે તેમ કહી, છૂટો પડ્યો.

"આવો..." લક્ષ્મી શેઠાણીએ એમની બહેનપણી-ઉંમરમાં જરા મોટી-કડવી ડોશીને કહ્યું. કડવી ડોશીએ પણ કોથળા પર આસન લીધું. ચાકળા પર લક્ષ્મી શેઠાણી સ્થિતપ્રજ્ઞ-ના, સ્થિતપ્રજ્ઞ તો નહીં પણ ગમે તેવું અપ્રીત બન્યું હોય પણ પોતાનું તો કશું યે બગડવાનું જ નથી, એવી બેદરકારી મુખભાવ વડે દર્શાવતાં બેઠાં હતાં. એમની

વય એમના રૂપને, કદાચ રંગને તથા રૂપના ગર્વને ઓછો કરી શક્યું ન્હોતું.

"શું કરો છો કમુ વઉ?" સાસુ અને વહુ બન્ને પક્ષમાં કોઇને ખોટું ન લગાડવું તેવી કડવી ડોશીની નીતિ હતી.

છતાં આછા સ્મિત સિવાય કમુ વહુએ તો પોતાના કામને જારી રાખ્યું. કમુ વહુ લગભગ પંદર સોળ વર્ષની હતી. બે વર્ષ પૂર્વે પરણીને આવી હતી. વાને શ્યામળી, છતાં શરીરે તંદુરસ્ત અને દેખાવડી હતી. સ્વભાવની મિલનસાર, ભોળી–મૂર્ખતાની હદે નહીં–અને જરા લાગણી-પ્રધાન હતી. તેલ નહીં નાખેલા છૂટા કેશને સમારતી કમુ, કડવી ડોશીને નાનકા માટે ભવિષ્યમાં વહુ શોધવા માટેનો સુંદર નમૂનો લાગી.

"તે આજ..." કડવી ડોશી મૂળ વાત પર આવતાં બોલ્યાં, અને અધૂરે વાક્યે લખમી શેઠાણી તરફ આતુ-તાથી જોઇ રહ્યાં.

"આ, વઉ બપોરે ચા કરતાં'તાં. વઉ કે' છે કે ચૂલા ઉપરના ટાંકામાંથી ડબરો લેવા જતાં ચૂલામાં પાલવ પડ્યો...ખ્યાલ નોં' રિયો. હાઝી જાત, પણ વહુ ધાંધાં થિયાં, ને હું દોડી... ઇ તો સારૂ છે, નીકર દુનિયા તો એમજ કે' ને કે સાસુએ વઉને જીવતી બાળી મે'લી! દુનિયામાં બેલના જેવું નોં રે'. આ બે ડાની લાખ રૂપિયાની આબરૂ માથે..."સહેજ વિરમી વળી લખમી શેઠાણીએ વળી શરૂ કર્યું. "મને તો ઇ થાય છે કે આ ઘરમાં એવું કયું દુઃખ પડે છે..."

"પણ બા, હું ક્યાં" કમુએ રુદનમિશ્રિત મોટા અવાજે કહ્યું.

આજે સવારનો દિવસ જ એવો ઉગ્યો હતો. એમાં યે આ છેલ્લા પ્રસંગે તો કમુ ત્રાહિમામ્ પોકારી ઉઠી. ખુદ પોતાની સાસુ પણ પૂરું સમજ્યા વગર, જાણે માનતી હતી કે કમુ વહુને બળી મરવું હતું! જે માત્ર એક અકસ્માત હતો, એમાં સાસુએ તો ખરેખર બળી મરવાનો આશય જોયો. કમુ આ અવિશ્વાસ શી રીતે સહન કરે!

સવારમાં જ, કમુ જરા સ્વચ્છતા–સુઘડતામાં માનતી હોઇ માથાબોળ નાહી, ત્યારે પણ લક્ષ્મી શેઠાણી ટીકા કર્યા વગર ન રહી શક્યાં. કારણ-કે એમનું માનવું એવું હતું કે મહિને એક વારથી વિશેષ 'અસ્ત્રીની જાત'ને માથાબોળ નહાવાનું કેવું? પ્રત્યુત્તરમાં કમુએ તો એવું કશું કહ્યું નહોતું છતાં, "પાણી તો મારે સારું પડે છે?" એવો લક્ષ્મી શેઠાણીએ ફલિતાર્થ કાઢ્યો હતો.

ખોટી બાબતમાં જ્યારે કોઇ કશું પણ કહેતું ત્યારે કમુને હાડોહાડ લાગી આવતું, કોઇ કોઇ વાર તો એમ લાગે કે જાણે કમુને વાતવાતમાં રોવું આવે છે. કડવી ડોશી અને લક્ષ્મી શેઠાણી મૌન રહ્યાં. લક્ષ્મી શેઠાણીની પોતાની વીસ વર્ષ વહુ તરીકેની ઉજ્જવળ કારકિર્દિ તથા સાસુ પ્રત્યેની આજ્ઞાંકિતતા, એમને જ મોંએ પ્રસંશા પામેલી. સાસુ તરીકેનો એમનો અનુભવ પણ હા, હજુ કમુ વહુ આવ્યાને બેજ વર્ષ થયાં છે. અનુભવ એ મોટો શિક્ષક છે એ પણ સાચું, છતાં જેમ શિક્ષક કરતાં શિષ્ય આગવાં નીકળે છે તેમ લક્ષ્મી શેઠાણીએ ટૂંકા અનુભવમાં પણ સાસુ તરીકેનો સારો એવો અનુભવ-સંચય કર્યો હતો. કમુવહુ ભોળી છે, સાચકલી છે, એ બધું માનવા છતાંયે કમુવહુનો બળી મરવાનો તો ઇરાદો જ હતો, એટલી વાત તો લક્ષ્મી શેઠાણી સંપૂર્ણ સત્ય સમજતાં હતાં. કમુની વાતનો એટલો એમને અવિશ્વાસ તો હતો જ!

લક્ષ્મી શેઠાણી અને કડવી ડોશીએ વર્ષોની વાતોને ઉખેળી, વહુનાં સુખદુઃખો, સહનશીલતાનું વિવેચન કર્યું. કેટલી કૂવે પડીને મરી ગઇ, કેટલી બળી મરી એ પણ એક અચ્છા અવલોકનકારની અદાથી વર્ણવ્યું. આ વાતે દશ વગાડ્યા અને કદાચ હજુ વિશેષ વખત જાત; પરંતુ શેરીમાંથી રમીને બેએક કલાક પૂર્વે પાછા ફરેલા, ખોળામાં સૂતેલા નાનિયાએ વિરોધ દર્શાવ્યો. 'મા, આવી વાતુ કરો મા...ને મને બીક લાગે છે!' ત્યારે બન્ને બહેનપણીઓએ અંતને ટૂંકાવ્યો, ને સ્હેજ છોભીલાં પડી છૂટાં પડયાં.

કમુ–કમળાએ જાણે પથારીમાં પડતાં છૂટકારો અનુભવ્યો. આજના અભાગી દિવસ પર વિચારી રહી. કેવી સામાન્ય વાતમાંથી સાસુમાએ કેવું રજનું ગજ કર્યું! કમુનું હૃદય ભરાઇ આવ્યું. એણે પડખાં ઘસ્યાં ..મન 'એમના'–પતિના-વિચારે ચડ્યું. કમુનો પતિ–લક્ષ્મીશેઠાણીનો બચુ–પિતાનો વહીવટ પિતાના અવસાન પછી સંભાળતો થયો હતો. ગામડાંઓમાં રખડવું પડતું...રહેવું પડતું...ઉંમર તો કાચી કહેવાય સેજું રાંક હતું, છતાં વહીવટ પ્રમાણમાં મોટો હતો. બચુ એકજ વારસ હતો. 'શિયાળાની રાત છે...આ ઠંડીમાં

જ્યાં ત્યાં રહેવું…પાગરણનાં ધાંધિયાં…' કમુને મોડાં મોડાં પણ ઉંઘનું ધારણ થયું.

બીજી રાત : બચુ થાક્યો-પાક્યો ઘેર આવેલો : પણ લક્ષ્મી શેઠાણીએ પેલી વાત તુરત કહી સંભળાવી, અને એ વાત કેવા વિકૃત સ્વરૂપે રજૂ થઇ! બચુ સૂવા માટે અંદર આવ્યો. એના મોં પર ગુસ્સો હતો. તેમ ન હોત-આવું ન બન્યું હોત-તો કદાચ કમુએ આખાયે દેહને નિહાળી "કેવા લેવાઇ ગયા છો?" કહ્યું હોત અને પગ ચાંપવા બેઠી હોત…પણ—"તે તને એવું તે કયું દુઃખ દે છે—" બચુનો અવાજ ધીમો પણ ગુસ્સાભર્યો હતો.

"પણ હું કયાં તમેય શું" કમુએ છેલ્લા શબ્દો લાડમાં, વેદનામાં ઉચ્ચાર્યા. એની આંખોમાં આંસુ આવ્યાં. પોતાના 'ઘરનું માણસ' પોતાને કેટલું ગલત સમજે છે! એને પણ પત્ની પર અવિશ્વાસ છે! કયાં દાઝી, શું થયું, એ મતલબનો એકે પ્રેમભર્યો શબ્દ નથી, ઉલટું હમદર્દીને બદલે કમુના આ રૂદનને બચુએ 'અસ્ત્રી-ચરિતર'થી કાંઇ વિશેષ માન્યું હોય તેમ હું માનતો નથી. કારણ કે બચુ લક્ષ્મી શેઠાણીનો જ પુત્ર હતો, મિત્રો પાસેથી જ્ઞાન પામેલો માણસ હતો કે આપણો પગ મહીનામાં ફક્ત ચાર દિ' જ ઘેર રહેતો હોય ત્યારે બાયડી ઉપર કાબૂ ન હોય તો તો—

હવે માતા અને પુત્ર બન્ને કમુને મ્હેણાં-ટોણાં મારવાનો એકપણ પ્રસંગ જતો કરતાં નથી. કમુનું અંતર ધખું એ બળીને રાખ થઇ જાય છે. પણ શું થાય? લક્ષ્મી શેઠાણી તો જાણે વહુના ગુનાને સમયસર પકડી પાડયાનો છૂપો આનંદ અને ગર્વ અનુભવી રહ્યાં હતાં અને બચુને મન તો કમુને આવું બધું સંભળાવવામાં ઓર આનંદ આવતો હતો જાણે!

ગુલાબી સવાર હતી. બચુએ જૂની છતાં નિત્યનવીન વાત ઉપાડી: "બા, એને બળી મરવું'તું, પણ પછી આપણું"

"હા, હી…હી…હી, હેં,…હેં વહુને એમ કે પાછું હું જાણ્યું તો આ મોતી માણેકના ઓરડે બીજું તોરણુ નહિં બંધાય–" . લક્ષ્મી શેઠાણી બોલ્યાં; અર્થાત બચુને એકસો એકવીસ કન્યા મળી શકત!

આમ કમુને રોજ આ સાંભળવું પડે છે. એનું શરીર ઘસાઇ રહ્યું છે. એનું અંતઃકરણ જાણે હવે વધારે સહી શકે તેમ લાગતું નથી. એને વાતે-વાતે રૂદન આવે છે.

અને કમુના પિતા તો ન્હોતા, કમુને એક કાકા હતા, જેમની આંખમાં કમુનું સારૂં સ્થાન હતું, એમની એ 'ડાહી દીકરી' ગણાતી હતી. એ કાકા વહેવારના કામ પ્રસંગે જ્યારે અહીં આવ્યા ત્યારે લક્ષ્મી શેઠાણી કમુનો પેલો પ્રસંગ કહ્યા વગર રહી શકી નહિ. સમીસાંજ હતી, કમુ રસોડામાં હતી, સાંભળતી હતી પણ…પણ તે શી રીતે ખુલાસો કરે? શી રીતે હરફ ઉચ્ચારી શકે?

રાજકારણનાં છાપાંઓ પણ જેમ પ્રાસંગિક સાહિત્યનું એકાદ પાનું રાખે છે, તેમ બચુના આ એકધારા ભર્યા જીવનમાં પણ એક રસ-શોખ-હતો. કયારેક ગ્રામોફોન-વાજું સાંભળવાનો. એટલે એ લખુભાની બેઠકે ગયો હતો. જે કામ પ્રસંગે એક કન્યા જોવા કાકા આવ્યા હતા તે પ્રસંગે લક્ષ્મી શેઠાણી જેવું કોક પીઢ માણસ પણ જોઇએ એટલે તેઓ ઉઠયા.

આંખમાં હેતના આંસુ લુછતી કમુએ ખડકીના કમાડ વાસવાનો અવાજ સાંભળ્યો. જાણે ધીમે ધીમે કમુ શુદ્ધિ ગુમાવી રહી હતી, એનાથી મેણાં ટોણાં વિશેષ સાંભળી શકાય તેમ નહોતું…જાણે કમુએ ચિરટીરીઆમાં શરીરનું સમતોલપણું ગુમાવ્યું. પાસે ભડભડ ચુલો બળે છે…

તેજ-છાયાની એક ભૂતાવળ કમુની આસપાસ ગેલ લઇ રહી છે. છતાં એણે જોયું કે એના વસ્ત્રને અગ્નિ સ્પર્શી રહ્યો છે, પણ કોણ જાણે કેમ, એ નિશ્ચલ-નિર્વિચાર રહી. એણે કંપતા નીચલા હોઠ ને દાંત ભીંસ્યા…અને.

"કમુ વહુ બળી મરી…!!!" સૌ કોઇ સહિયારા બની ગયાં.

## ગુન ગુન ગુન

શ્રી. પ્રજારામ રાવળ

ગુન ગુન ગુન અલિ ડોલે
મૃદુલ મૃદુ કમલ મધુર મધુ બોલે.

અધખૂલી પાંખડિયો પલ પલ
અરુણ હૃદયદલ ખોલે:
શ્યામસુંદર મધુરસિયો કાંઈ
લેવાતો વજુ મોલે!
ગુન ગુન ગુન૦

પલમાં દિન વીતે, દિનમાં પલ;
ફુલ્લ કમલદલ ફોળે,
રવિ ઢળતાં હળવેથી સમાતા
શ્યામ રાધાજીના મહોલે!
ગુન ગુન ગુન૦

# હિંદુ કોડ વિષે ખરડો

શ્રી. હંસાબહેન મહેતા

(ગતાંકથી ચાલુ)



આપ્યું છે તેનાથી ઓછું તો આ નવા કાયદામાં આપી શકાય નહિ. એથી તો આપણે પાછું પગલું લીધું ગણાશે.

બીજા વિભાગમાં પહેલા પ્રકરણમાં લગ્ન વિશે; બીજા પ્રકરણમાં લગ્નવિચ્છેદ વિશે; અને ત્રીજામાં લગ્નથી મળેલા સહવાસ અધિકાર–restitution of conjugal rights–વિશે છે. પહેલા પ્રકરણમાં લગ્નના બે પ્રકાર સ્વીકારવામાં આવ્યા છે, એક વિધિ પ્રમાણેના લગ્ન અને બીજો પ્રકાર એ સિવિલ લગ્ન, એટલે સરકારને દફતરે નોંધણીકામદાર આગળ સોગંદવિધિથી થયેલાં લગ્ન. આ બન્ને પ્રકારનાં લગ્નમાં અમુક લગ્નની શરતો તો સરખીજ છે; એટલું જ નહિ પણ આ શરતે આવકારદાયક છે. એકપત્નીવ્રત અને એક પતિવ્રતની શરતો આજના જમાનાને અનુકૂળ છે. પુરુષ એક સ્ત્રીની હયાતિમાં અનેક સ્ત્રીઓ કરે એ કોઇ પણ સંસ્કારી પ્રજા સાંખી શકે નહિ. આપણાં ધર્મશાસ્ત્રોમા પણ આ છૂટ અમુક કારણસર જ અપાતી. દાખલા તરીકે સંતાન ન હોય વગેરે. પરંતુ જેમ જેમ આપણું નૈતિક પતન થતું ગયું તેમ તેમ આ છૂટનો દુરુપયોગ થવા માંડ્યો. બીજી શરત છે વયની મર્યાદા આમાં થોડો ફેરફાર કરવાની હવે જરૂર રહેશે. શ્રી. ઠાકોરદાસ ભાર્ગવના બાળલગ્ન પ્રતિબંધક કાયદાની સુધારણા અંગેનો કાયદો ગયે વર્ષે જ પસાર થયો. તેમાં લગ્નની વય સ્ત્રી માટે પંદર વર્ષની અને પુરુષ માટે એકવીસ વર્ષની રાખી છે. તે પ્રમાણે આ ખરડામાં સુધારણા કરવી પડશે એટલે ચૌદને બદલે પંદર અને અઢારને બદલે એકવીસ

આ પ્રકરણ અંગે જૂના વિચારના પક્ષને વાંધો એ છે કે હિન્દુ લગ્નના કાયદામાં સિવિલ લગ્નને શા માટે સ્થાન આપ્યું? હિન્દુ લગ્ન એટલે સંસ્કારવિધિથી કરેલાં લગ્ન તો એમાં નોંધણીનું પરકીય તત્વ શા માટે દાખલ કરવું? એનો જવાબ એક જ છે. આજે પણ સિવિલ-મૅરેજ ઍક્ટ પ્રમાણે હિન્દુ હિન્દુઓમાં લગ્ન થાય છે. જો બધા જ હિન્દુઓને એક કાયદાના અમલ નીચે લાવવા હોય તો આ લગ્નપ્રકારનો સમાવેશ પણ હિન્દુ કાય-

**આ** સમિતિએ તૈયાર કરેલો ખરડો એ વર્ષ પર ૧૯૪૭ ના એપ્રિલમાં ધારાસભા આગળ મૂકાયો હતો; પરંતુ તે વખતના કાયદાપ્રધાન શ્રી. જોગેન્દ્રનાથ મંડળની અનિચ્છાને પરિણામે એ ખોરંભે પડ્યો હતો. એ જ ખરડો હિંદની સ્વતંત્ર સરકારે ૧૯૪૮ માં ફરીને ધારાસભા આગળ મૂક્યો હતો અને એને સીલેક્ટ સમિતિ પર મોકલવામાં આવ્યો હતો. આ સમિતિએ ગયા વર્ષની ૧૨ મી ઓગસ્ટે એનો હેવાલ પૂરો કર્યો; અને એ હેવાલ ધારાસભા આગળ ચર્ચાય છે. સીલેક્ટ સમિતિએ આ ખરડામાં કેટલાક મહત્વના ફેરફારો કર્યા છે. આ સમસ્ત ખરડાનો વિચાર આપણે વિભાગ પ્રમાણે કરીશું.

પહેલો વિભાગ પ્રસ્તાવના રૂપે છે. એમાં ખરડાનું નામ એ ક્યાં ક્યાં લાગુ પડશે તે વિશે અને ક્યારથી અમલમાં મૂકાશે એ વિશે પહેલી કલમમાં આપ્યુ છે; બીજી કલમમાં કાયદો કોને કોને લાગુ પડશે તે વિશે જણાવ્યું છે; ત્રીજી કલમમાં ખરડામાં વપરાતા કેટલાક શબ્દોની વ્યાખ્યા આપી છે; અને ચોથી કલમમાં જણાવ્યું છે કે આ ખરડો અમલમાં આવતાં બીજો કોઇ પણ હિંદુઓને લગતા કાયદો અથવા અપવાદ રૂપે દર્શાવ્યા સિવાયના રીતરિવાજો અમલમાં રહી શકશે નહિ આમા વિશેષ કહેવાનું રહેતું નથી. માત્ર એક વસ્તુ વિચારવા જેવી છે. ચોથી કલમ પ્રમાણે જો આ ખરડો અમલમાં આવતાં બીજા પ્રચલિત કાયદા કે રીતરિવાજ રહી શકે નહિ તો પ્રશ્ન ઉભો થાય છે કે જ્યાં આ ખરડા કરતાં વિશેષ પ્રગતિમય કાયદાઓ હોય તેનું શું? એથી આપણે આગળ જવાને બદલે પાછળ પડવાનું થાય. તો આપણે પાછાં પડવાનું ના થાય એ બાબત તકેદારી રાખવી પડશે. દાખલા તરીકે વડોદરા તેમજ મૈસુરમાં હિંદુ કાયદામાં સારી સુધારણા થઇ છે. તો એ કાયદામાં જેટલું

દામાં થવો જોઇએ. બીજું આ પ્રકારને દાખલ કરવાથી જેને વિધિ પ્રમાણે લગ્ન કરવાં હશે તેને કોઇ જાતનો બાધ આવશે નહિ. પુરાણા હિંદુ સમાજમાં તો લગ્નના અનેક પ્રકાર હતા. બ્રાહ્મણ લગ્ન, આર્ષ લગ્ન, દેવ લગ્ન, ગાંધર્વ લગ્ન, પૈશાચ લગ્ન, રાક્ષસ લગ્ન વગેરે. લગ્નના પ્રકાર વિશેષ હોય તેમાં સમાજને નુકશાન નથી. જે મહત્વની વસ્તુ છે એ તો લગ્નની શરતો છે.

એક લગ્ન અને વય મર્યાદા ઉપરાંત બીજી શરત એ છે કે વર કે વધૂ બેમાંથી એકને કોઇ જાતની માનસિક ખામી લગ્ન વખતે હોવી જોઇએ નહિ. એટલે બન્નેમાંથી એકે ગાંડું અથવા ઘેલું અગ્રહ (idiot) ન હોવું જોઇએ. ત્રીજી શરત એ છે કે અમુક સગપણની અંદર લગ્ન થઇ શકે નહિ. એમા કાકા કાકાના અથવા માસી માસીના છોકરાંઓ લગ્ન કરી શકશે નહિ. મામા-ફોઇના માટે છૂટ મૂકી છે કારણ કે એ રિવાજ દક્ષિણમાં પ્રચલિત છે. વિધિ પ્રમાણે લગ્નમાં સપિન્ડ એટલે ત્રીજી પાંચમી પેઢી લગી લગ્ન થઇ શકે નહિ. એ શરત પણ છે.

એક બીજો અગત્યનો મુદ્દો એકવીસમી કલમમાં આપ્યો છે તેમાં લગ્ન સંસ્કારવિધિથી થાય તો પણ એ લગ્નની નોંધ સરકારના દફતરમાં થવી જોઇએ એ છે. આની આવશ્યકતા ઘણી છે. બાળલગ્નના પ્રતિબંધનો કાયદો આપણે ત્યાં વર્ષોથી છે પરંતુ એ સફળ થયો નથી, એનું એક કારણ તો એ છે કે બાળલગ્નો થાય છે તેની જાણ સરકારને પડતી નથી. જ્યારે બધાં જ લગ્નોની નોંધ સરકારને રાખવાની હોય તો લગ્નવય ઉપર અંકુશ રાખી શકાય, એટલે ઘણીવાર આ મુદ્દા સામે વિરોધ કરવામાં આવે છે તે સમજ્યા વિનાનો જ હોય છે. અહીં લગ્નની નોંધણી કરવી એટલે જેમ જન્મ તેમજ મરણની નોંધણી કરવામાં આવે છે એ પ્રકારની નોંધણી છે.

બીજા પ્રકરણમાં લગ્નવિચ્છેદની કલમો આવે છે. ૨૮ મી કલમમા તો કયા લગ્નો ફોક ગણાય તે વિશે ઉલ્લેખ છે એટલે જે લગ્નની શરતો આપી છે તેમાંથી જેનો પતિ અથવા પત્ની હયાત હોય ને લગ્ન કરે તો એ લગ્ન ફોક ગણાય; સગપણની મર્યાદા અંદર લગ્ન કરે તો તે લગ્ન ફોક ગણાય; અને વિધિસર લગ્નમાં સપિન્ડના લગ્ન ફોક ગણાય. લગ્ન ફોક ગણાય નો અર્થ એ કે લગ્ન જ નથી એમ ગણાય.

૨૯ મી કલમમાં કયાં લગ્ન ફોક કરાવી શકાય એ બાબતનો ઉલ્લેખ છે. એમાં એક મુદ્દો એ છે કે આ કાયદો અમલમાં આવે તે પહેલાં અથવા તે પછી થયેલાં લગ્ન, લગ્નવિચ્છેદને અંગે જે કારણો કલમ ૩૦ માં દર્શાવ્યા છે તે કારણોને લઇને ફોક કરાવી શકાય. એ કારણો આ પ્રમાણે છે:—(૧) લગ્ન વખતે વર કે વધૂમાંથી કોઇ પણ નપુંસક હોય અને કોર્ટમાં દાવો માંડયો ત્યાં લગી નપુંસક હોય તો; (૨) પુરુષ કોઇ પારકી સ્ત્રીને રાખતો હોય, અથવા સ્ત્રી કોઇ બીજાની રખાત તરીકે રહેતી હોય કે વેશ્યાજીવન ગાળતી હોય; (૩) બેમાંથી એકે ધર્માંતર કર્યું હોય અને હિંદુ મટી જાય; (૪) બેમાંથી એકને અસાધ્ય ચિત્તભ્રમ હોય અને કોર્ટમાં અરજી કરી તે પહેલાં ઓછામાં ઓછા પાંચ વર્ષથી એને માટે ઉપચાર થતા હોય; અને (૫) બેમાંથી એકને અસાધ્ય રક્તપિત્તનો રોગ હોય મૂળ ખરડામાં સાત કારણો આપવામાં આવ્યાં હતાં. એ વધારાના બે કારણો આ છે:—(૧) કંઇ પણ યોગ્ય કારણ વિના અરજદારનો અરજી કરી તે પહેલાં ઓછામાં ઓછાં પાંચ વર્ષ પહેલાં ત્યાગ કર્યો હોય; અને (૨) અરજદાર સામે ખૂબ જ નિર્દય વર્તણુક ચલાવી હોય, જેથી અરજદારને એના પતિ કે પત્ની સાથે રહેવુ ભયભરેલુ થાય. તે ઉપરાંત મૂળ ખરડામા નપુંસક હિંદુ કારણ નથી એને બદલે ચાંદીના રોગનો ઉલ્લેખ છે. સીલેક્ટ સમિતિએ આ વધારાના બે કારણો લગ્ન વિચ્છેદને માટે નહિ; પરંતુ judicial separation—ન્યાય વિઘટન-માટે ગણ્યાં છે. એમાં ઓછામાં ઓછાં બે વર્ષ લગી ત્યાગ કર્યો હોય તો તે ન્યાય વિઘટનનો-જુદાં પડવાનો-દાવો માંડી શકે. જુદાં થયા પછી બે વર્ષ લગી જો પાછાં સહવાસ ન કરી શકે તો પછી લગ્ન ફોક કરવા માટેની માગણી કરી શકે નિર્દયતાના કારણે ન્યાય વિઘટનનો દાવો માંડે અને બીજાં બે વર્ષ પછી જો સહવાસ ન કરી શકે તો લગ્નવિચ્છેદ માગી શકે એ વ્યવસ્થા સામે કંઇ વાંધો આવે નહિ, પરંતુ જ્યાં ત્યાગ જ કારણ હોય ત્યાં ન્યાય વિઘટન-જુદા પડવાનો દાવો કરવો એનો કંઇ અર્થ નથી. એક તો સ્ત્રીને વારંવાર

કોર્ટમાં જવાનું ફાવે નહિ. તેમાં ન્યાય વિઘટન માટે અને પછી લગ્નવિચ્છેદ માટે એમ બે વાર જવું પડે એ ઇષ્ટ નથી. એટલે ત્યાગ એ લગ્નવિચ્છેદનું કારણ ગણાય એ વધારે અનુકૂળ પડે. પાંચ વર્ષની મર્યાદા એ પણ વધારે પડતી છે. મુંબઇના તેમજ વડોદરાના કાયદામાં ત્યાગને લગ્નવિચ્છેદનું કારણ ગણ્યું છે, પણ ત્યાં સમયની મર્યાદા અનુક્રમે ચાર અને ત્રણ છે, એટલે ત્રણ વર્ષ થાય એ ઇચ્છવા યોગ્ય છે. મુંબઇ અને વડોદરાના કાયદામાં નિર્દયતાને પણ લગ્નવિચ્છેદનું કારણ ગણ્યું છે; પરંતુ એ કારણને અંગે પહેલું ન્યાયવિઘટન થાય અને પછી બે વર્ષ જો સહવાસ ન થઇ શકે તો લગ્નવિચ્છેદ થાય એ બરાબર છે.

ન્યાયવિઘટન માટે ત્યાગ અને નિર્દયતા ઉપરાંત બીજાં કારણો આપ્યાં છે તે આ પ્રમાણે છે: (૧) અરજી દાખલ કરે તે પહેલાં અસાધ્ય ચાંદીના રોગથી પીડિત હોય; (૨) રક્તપિત્તથી ગ્રસ્ત હોય; (૩) લગ્ન થયા પછી ચિત્તભ્રમથી પીડિત હોય; અથવા (૪) લગ્ન દરમિયાન કોઇ સાથે વ્યભિચાર કર્યો હોય. આ બધાં કારણોને અંગે જુદાં પડ્યા પછી જો બે વર્ષની અંદર પાછાં સહવાસ ભોગવી ના શકે તો એ લગ્નવિચ્છેદ પણ માગી શકે.

લગ્નવિચ્છેદના નામે જૂના મતના લોકો ભડકી ઉઠે છે. લગ્નવિચ્છેદનો વિચાર એ પરદેશી છે અને આ પરકીય તત્ત્વ દાખલ કરવાથી આર્ય સંસ્કૃતિને લાંછન લાગશે એવી એમની દલીલ છે. પ્રથમ તો આ વિચાર હિંદુ સમાજમાં તદ્દન અજાણ્યો નથી. હિંદુઓની મોટા ભાગની પ્રજામાં છૂટાછેડાનો રિવાજ આજે પણ પ્રચલિત છે. આપણી સ્મૃતિઓ લઇએ તો નારદસ્મૃતિ તેમજ અન્ય સ્મૃતિઓમાં અમુક સંજોગોમાં સ્ત્રી અન્ય પતિને પરણી શકે એ છૂટ આપી છે. કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં પણ આ પ્રશ્ન ચર્ચાયો છે અને અમુક સંજોગોમાં સ્ત્રીને બીજા લગ્નની છૂટ અપાઇ છે. એટલે હિંદુ સમાજમાં આ પરકીય તત્ત્વ દાખલ કરવામાં આવે છે એ દલીલ સાચી નથી. વડોદરા અને મ્હૈસુરમાં પણ આને અંગે કાયદાઓ થયા છે અને છેલ્લાં બે વર્ષમાં મુંબઇ તેમજ મદ્રાસ ઇલાકામાં પણ લગ્નવિચ્છેદના કાયદાઓ થયા છે. આને પરિણામે આર્ય સંસ્કૃતિને કંઇ નુકસાન થયું હોય એવું જાણવામાં આવ્યું નથી. ઉલટું, આ કાયદો ન હોય તો હિંદુ લગ્નસંસ્થા ભયમાં મૂકાય એવાં ચિહ્નો સ્પષ્ટ જણાય છે. બીજું તો જેમ લગ્ન ફરજિયાત નથી તેમ લગ્નવિચ્છેદ પણ ફરજિયાત તો નથી જ; એટલે જેની ઇચ્છા આ કાયદાનું શરણ લેવાની હશે તે જ એનો ઉપયોગ કરશે. પોતાને જોઇતું ના હોય તે બીજાને પણ ના જોઇએ એ મનોવૃત્તિ કોઇ રીતે ઇષ્ટ નથી.

ત્રીજા વિભાગમાં પહેલા પ્રકરણમાં દત્તક લેવા વિશે સામાન્ય કલમો છે. બીજા પ્રકરણમાં એમાંથી ઉપજતા મુદ્દાઓ અને ત્રીજા પ્રકરણમાં દત્તકની નોંધણી વિશે છે.

પહેલા પ્રકરણમાં કોણ દત્તક લઇ શકે, કોણ દત્તક આપી શકે અને કોને દત્તક લઇ શકાય, એ વિષેની કલમો ખાસ અગત્યની છે. આ ખરડા પ્રમાણે અઢાર વર્ષ કે એથી ઉપરના નિરોગી માનસવાળા કોઇ પણ પુરુષને દત્તક લેવાનો અધિકાર રહેશે. એ જો પરણેલો હોય તો એની સ્ત્રીની રજા લેવી પડશે. એક કરતાં વધારે સ્ત્રી હોય તો સૌમાંથી એકની તો રજા જોઇશે જ; પરંતુ સ્ત્રી અઢાર વર્ષની અંદરની હોય અથવા નિરોગી માનસની ન હોય તો એને રજા આપવાનો અધિકાર રહેશે નહિ. અઢાર વર્ષ અથવા તેની ઉપરની, ઉંમરની કોઇપણ નિરોગી માનસવાળી વિધવા સ્ત્રીને દત્તક લેવાનો અધિકાર રહેશે; પરંતુ જો એ સ્ત્રીના પતિએ ખાસ મના કરી હોય અથવા એનો હક્ક બીજી રીતે રદ થયો હોય તો દત્તક લેવાનો અધિકાર એને રહેશે નહિ. જે પુરુષને દત્તક લેવાનો અધિકાર હોય તે પોતાની સ્ત્રીને એ અધિકાર આપી શકે અથવા એ લઇ શકે. જો એકથી વધારે સ્ત્રીઓ હોય તો એ અધિકાર કોઇને પણ આપી શકે અથવા ગમે તેની પાસેથી લઇ શકે. જો એક જ સ્ત્રીને અધિકાર આપ્યો હોય તો એનો અર્થ એ થાય કે બીજી સ્ત્રીઓને એ આપ્યો નથી.

વિધવાનો દત્તક લેવાનો હક રદ થવાનાં કારણો આ પ્રમાણે છે:-(૧) એ ફરીથી લગ્ન કરે; (૨) એના પતિનો હિંદુ પુત્ર એની પાછળ હિંદુ પુત્ર, વિધવા અથવા પુત્રની વિધવા મૂકીને મરી ગયો હોય; અથવા (૩) એ પોતે હિંદુ મટી જાય. વિધવાનો હક એક વખત રદ થયા પછી એ ફરીથી ભોગવી શકે નહિ.

પિતા અથવા માતા સિવાય કોઇને પુત્રને દત્તક આપવાનો અધિકાર નથી. પિતા હયાત હોય તો એ હક એને જ

રહેશે. એ હયાત ના હોય તો માતાને. પિતા, માતા, અઢાર વર્ષની નીચે અને નિરોગી માનસવાળાના હોય તો આ અધિકાર રહેશે નહિ.

હવે કોને દત્તક લઇ શકાય એની કલમો જોઇએ. કોઇ પણ સ્ત્રીને કોઇ પણ સ્ત્રી કે પુરુષ દત્તક લઇ શકશે નહિ. પુરુષને દત્તક લેવાની બાબતમાં અમુક શરતો લાગુ પડશેઃ—(૧) એ હિંદુ હોવો જોઇએ; (૨) એ વગર પરણેલો હોવો જોઇએ; (૩) એને બીજા કોઇએ દત્તક લીધો ના હોય; અને (૪) એણે પંદર વર્ષ પૂરાં કર્યાં ન હોવાં જોઇએ. એક મહત્વની કલમ તો એ છે કે અત્યાર લગણ જ્યેષ્ટ પુત્ર અથવા એકના એક પુત્રને અથવા તો પુત્રીના પુત્રને, બ્હેનના પુત્રને, માસીના પુત્રને અથવા તો પાસેના સગા હોય તો કોઇ પારકા પુત્રને દત્તક લેવાની મનાઇ હતી તે મનાઇ દૂર કરવામાં આવે છે. દત્તક લેવાને અંગે બીજી મર્યાદાઓ આ પ્રમાણે છે:—(૧) દત્તક લેનાર પિતાને કોઇ હિંદુ પુત્ર, પૌત્ર કે પ્રપૌત્ર (કાયદેસર જન્મેલો કે પહેલાં દત્તક લીધેલો) હોવો જોઇએ નહિ; (૨) એક જ પુરુષને એકથી વધારેને ત્યાં દત્તક લઇ શકાય નહિ; અને દત્તક લેનાર એકથી વધારે પુત્રને દત્તક લઇ શકે નહિ; અને (૩) દત્તક લેનાર તથા આપનારની રાજીખુશીથી જ દત્તક લેવાય. જો દત્તક માટેની રજા દગા-જુલમથી, વધારે પડતી લાગવગથી, બળથી, ખોટી સમજાવટથી અથવા ભૂલથી અપાઇ હોય તો કોર્ટમાં દાવો કરીને એ દત્તકવિધાન ખોટું ગણાવી શકાશે, પરંતુ આ દાવો, રજા છળ વગેરેથી લેવાઇ હતી એ જાણ્યા પછી બે વર્ષની અંદર કરવો જોઇએ. તે જ પ્રમાણે આ જાણ્યા છતાં દત્તક લેનાર દત્તકવિધાન કબૂલ રાખે અને એથી કોઇના હક ડૂબતા ના હોય તો કોર્ટ એ દાવો કાઢી પણ નાખે.

આ વિભાગમાં સીલેક્ટ સમિતિએ કેટલાક મહત્વના ફેરફારો કર્યા છે. ન્યાતજાતના બાધ વિના દત્તક લઇ શકાય. તેમજ પુત્રીના પુત્રને અથવા તો બહેન કે માસીના પુત્રને દત્તક લઇ શકાય એ વસ્તુ મહત્વની છે. પરંતુ આ આખા પ્રશ્નમાં કઇ દૃષ્ટિ રાખી છે એ સ્પષ્ટ નથી. હિંદુ સમાજમાં દત્તકવિધાનને કેમ મહત્વ અપાયું છે અને પુત્રીને દત્તક કેમ ન લઇ શકાય એ ભાવના પાછળ અમુક રહસ્ય છે. પુત્ર વિના નરકે જવું પડે માટે પુત્ર જોઇએ જ અને પુત્ર ન હોય તો દત્તક લેવો એ માન્યતા આ આખા રિવાજ પાછળ રહી છે. એ જ કારણથી પુત્રી હોય તો પણ પુત્રને દત્તક લેવાનો રિવાજ પડયો છે એટલે અમુક પ્રકારની ધાર્મિક ભાવના આ સંસ્થા પાછળ છે. એ જ કારણથી પુત્રીને દત્તક લેવાનો રિવાજ હિંદુ સમાજમાં નથી. આજના હિંદુ સમાજ પુત્ર ન હોય તો નરકે જવાય એ માન્યતા ધરાવે છે કે કેમ એ પ્રશ્ન છે. જૂના વિચારના હજીયે હસ્તી ધરાવતા હશે પરંતુ મોટા ભાગના તો આ માન્યતા કબૂલ રાખે એમ નથી. એ નવા વિચારના સ્ત્રી પુરુષોને બાળક ના હોય તો બાળકોનો લ્હાવો લેવા ખાતર વાત્સલ્ય ભાવથી પ્રેરાઇ દત્તક લેવાની ઇચ્છા થાય, તેમને પુત્ર જ દત્તક લેવો એવો આગ્રહ શા માટે હોય? પુત્રીની ઇચ્છા રાખનાર પુત્રીને શા માટે દત્તક ના લઇ શકે? કેવળ ધાર્મિક ઉદ્દેશથી આ વિભાગ રખાયો હોય તો એમાં જે ફેરફારો કર્યા છે તે ધાર્મિક દૃષ્ટિએ નથી કર્યા. ધાર્મિક દૃષ્ટિએ તો જે સ્ત્રીને દત્તક લેનાર પરણી ન શકે તે સ્ત્રીના પુત્રને એ દત્તક લઇ શકે નહિ. છતાંયે આ ખરડામાં તો એ છૂટ આપી છે એટલે ન્યાતજાતના ભેદ રાખ્યા વિના કોઇને પણ દત્તક લેવાય એટલું જ નહિ પરંતુ પુત્રીના પુત્ર, બ્હેન કે માસીના પુત્રને પણ દત્તક લઇ શકાય છે. વાસ્તવિક રીતે તો દત્તકની સંસ્થા રાખવી હોય અને આ વિભાગ રાખવો હોય તો જેમ લગ્નના બે પ્રકાર ગણ્યા છે તેમ આમાં ધાર્મિક સિવાયના દત્તકવિધાન માટે છૂટ હોવી જોઇએ; અને જે બાળક ખાતર દત્તક લેવા ઇચ્છે છે તેમને પુત્રીને દત્તક લેવી હોય તો એ અધિકાર મળવો જોઇએ. પુત્રીને દત્તક લેવા સામે દલીલ એ છે કે એથી એ છૂટનો ગેરલાભ લેનારા નીકળશે અને દત્તક લેવાને બહાને સ્ત્રીનો વ્યાપાર કરશે. આ બીક જો પૂરતા અંકુશ રાખ્યા ના હોય તો કદાચ સાચી ઠરે, પણ જો અંકુશ રાખ્યા હોય તો બહુ પાયાદાર મનાય નહિ. ઇંગ્લંડના કાયદામાં કોઇ પણ કુંવારા પુરુષને પુત્રી દત્તક લેવાનો અધિકાર નથી, જો કે એમાં અપવાદ રાખ્યા છે. દાખલા તરીકે, પોતાના ભાઇ કે બહેનની દીકરી હોય તો એને દત્તક લઇ શકે. તે ઉપરાંત ત્યાં દત્તક લેનારની ઉમર એકવીસ અથવા ઉપરની હોવી જોઇએ પુત્ર અથવા પુત્રી દત્તક લેવાનાં હોય. તેની ઉમર એકવીસથી નીચે હોવી જોઇએ; પરંતુ સાથે એ પણ નિયમ છે કે દત્તક

લેનાર અને જેને દત્તક લેવા હોય તે બન્નેની ઉમર વચ્ચે એકવીસ વર્ષનું અંતર હોવું જોઇએ આ ખરડામાં દત્તક 'લેનારની ઉમર' અઢાર વર્ષની' રાખી છે, અને જેને દત્તક લેવાનો છે તેની ઉમર પંદર વર્ષની રાખી છે એટલે અઢાર વર્ષનો પુરૂષ અથવા અઢાર વર્ષની વિધવા ચૌદ વર્ષના બાળકને દત્તક લઇ શકે. આટલું થોડું અંતર પિતા પુત્ર વચ્ચે કે માતા પુત્ર વચ્ચે હોય તો એનો સંબંધ વાત્સલ્યમય તો ન જ હોઇ શકે, એટલે આજની દૃષ્ટિયે આ વિભાગમાં ત્રણ ફેરફાર સૂચવી શકાય. એક તો પુત્રીને પણ દત્તક લેવાની છૂટ હોવી જોઇએ; પરંતુ ઉપર કહ્યા તે અંકુશ સાથે; બીજું અપરિણિત સ્ત્રીને દત્તક લેવાનો અધિકાર હોવો જોઇએ; અને ત્રીજું દત્તક લેનાર અને દત્તક લેવાના બાળક વચ્ચે ઓછામાં ઓછું સોળ વર્ષનું અંતર હોવું જોઇએ. તે ઉપરાંત જેને પુત્રી હોય પણ ધાર્મિક દૃષ્ટિયે પુત્રને દત્તક લેવા વિચારતો હોય તો પિતાની મિલ્કતમાં પુત્રીને દત્તક પુત્ર જેટલો જ બલ્કે વધારે હિસ્સો આપવો જોઇએ. એનાથી ઓછો તો નહિજ; અને માતાની મિલ્કતમાં એ દત્તક પુત્રનો બીલકુલ અધિકાર હોવો જોઇએ નહિ અથવા પ્રમાણમા ઘણો ઓછો.

ત્રીજા પ્રકરણમાં દત્તકવિધાનની પણ સરકારે નોંધણી કરવાની આવશ્યકતા બતાવી છે. આ જરૂરી છે. એથી એક તો દત્તક લેનાર આ સંસ્થાનો દુરૂપયોગ નહિ કરી શકે અને બીજું પાછળથી મિલ્કત બાબત જે તકરારો થાય છે તે તકરારો થવાનો સંભવ ઓછો રહે.

ચોથા વિભાગમાં સગીર બાળકો અને એમનું વાલી કોણ ગણાય એ વિશે નિયમો છે. આમાં એક મહત્વનો ફેરફાર થયો છે. આજે સગીર બાળકોનો વાલી પિતા ગણાય અને પિતા પછી માતા; પરંતુ અત્યારે એવી સ્થિતિ છે કે પિતા માતાનો આ હક્ક છીનવી શકે અને માતાને પડતી મૂકી કોઇ બીજાને વાલી નીમી શકે. આ ખરડા પ્રમાણે પિતાને એ અધિકાર રહેતો નથી. *અને પિતા પછી સગીર બાળકોની વાલી માતા જ થાય* છે. માતા ના હોય તો આ અધિકાર કોને આપવો એનો નિર્ણય પિતા વીલ દ્વારા દર્શાવી શકે.

એક બીજી અગત્યની વાત એ છે કે જે વાલી તરીકે નીમાય તે સગીર બાળકની મિલકત વેચી ના શકે કે એનો બીજો કોઇ ઉપયોગ કરી ન શકે.

અપૂર્ણ

## માનવીનાં હૈયાં

### શ્રી નાથાલાલ દવે

હૈયાં કેરી બલિહારી, હો માનવીનાં,
હૈયાં કેરી બલિહારી.
ધરતીનો ખોળો ખૂંદે હો દિનરાત,
કોટિ કોટિ નરનારી,
હૈયે હૈયે વસી જુદેરી કામના,
દિસે દિસે દુનિયા ન્યારી–હો માનવીનાં૦

હૈયામાં જાગે સોનેરી સોણલાં,
જેવાં મહેરામણનાં મોતી.
નવલખ તારલા ઝાંખા પડે એવા,
ઝળહળે એનાં જ્યોતિ–હો માનવીનાં૦

માનવીનાં હૈયાં ભીણ શાં મુલાયમ ને,
ફૂલથી ય ફૂણાં ફૂણાં.
નાની શી ઝુંપડીમાં ભર્યાં ભરાય અને,
મહેલોમાં રહે ઊણાં ઊણાં–હો માનવીનાં.

હુકમથી હૈયાની ભોગળ ના ભાંગે,
ને કંચનની ફાવે નહિ કારી.

સ્નેહના અમીભર્યાં હળવા સાદે,
અંતરની ઊઘડે બારી–હો માનવીનાં૦

પ્રીતિવિહોણાં મન ઝૂરે ઝૂરે ને,
ઉજ્જડ વેરાન બની જાય.

વ્હાલના મેઘ જ્યારે વરસે સોહાગી,
બની નંદનવન લહેરાય–હો માનવીનાં૦

સ્નેહની સંપત જેને ના સાંપડી,
મનનાં એ તો ભિખારી.

ઉજળાં જીવતર એનાં સતો !
જેણે વ્હાલની મૂડી વધારી–હો માનવીનાં૦

# ગામદર્શન, દેશદર્શન, યુગદર્શન

ડૉ. સુમન્ત મહેતા



**આજથી** વિશેક વર્ષ પહેલાં ગ્રેટબ્રિટનમાં ચેસ્ટર્ટન નામના પ્રખ્યાત લેખક હતા. એમણે ઘણાં પુસ્તકો લખ્યાં છે. એમનામાં ઉંડા તત્ત્વચિંતનની શક્તિ હતી. એમની ખાસિયત એ હતી કે સમાજમાં રૂઢ થઇ ગયેલી માન્યતાઓ, રીતરિવાજો, ટેવો, રીતિનીતિમાં જે કાંઇ ખામી કે નબળાઇ હોય તેની મશ્કરીઓ કરીને તેવી રૂઢ માન્યતાઓ બદલવા વિષે નવું દષ્ટિબિંદુ રજુ કરતા. નિબંધો, ટુંકી વાર્તાઓ અને ટુંકાં કાવ્યોદ્વારા એ પોતાના વિચારો જણાવતા. "યુગદર્શન"ને વિશે વિચાર કરતાં મને એમની એક વાત સાંભરી આવે છે. યુરોપ અમેરિકાના પ્રજાજનો હિંદી પ્રજાની જેમ વારંવાર વારતહેવારોની રજાઓ ભોગવી શકતા નથી બાર મહિનામાં તેમને જૂજ રજાઓ મળે છે, પણ એ દેશોમાં એક રિવાજ પડી ગયો છે કે દરેક મનુષ્ય ઉનાળાના દિવસોમાં બે–ચાર અઠવાડિયાં દરિયાકિનારે, ગામડે, કે કોઇ પહાડપરના રમણીય સ્થળે જાય છે. જ્યારે લેખકો આવી મુસાફરીએ નીકળી પડે છે, પછી તે મુસાફરી પોતાના જ દેશમાં હોય કે પરદેશમાં હોય, ત્યારે તેમને લોકોની નવા પ્રકારની રહેણીકરણી, રીતરિવાજો જોવા મળે છે; અને તે ભવિષ્યનાં લખાણો માટે ઉપયોગી થઇ પડે છે. આ વાતની અંદર એમણે પરદેશની મુસાફરી માટે તૈયાર થતા એક લેખકનાં અનુભવો વર્ણવ્યા છે. બંધ કરવાના પોતાના ઘરનો સામાન ઠીકઠાક ગોઠવી દેવો, સાથે લેવાનાં કપડાં, પુસ્તકો, દરરોજના વપરાશની બધી સાધનસામગ્રીઓ, કવચિત જરૂર પડે તેવી ઔષધીઓ, દૂરબીન અને ટોર્ચલાઇટ જેવી વસ્તુઓ વગેરે વગેરેનો મોટો ઢગલો કર્યા પછી તેને એક પેટીમાં કેવી રીતે ગોઠવવો–આવું બધું મહાભારત કામ એમના માથાપર આવી પડે છે. યુરોપ અમેરિકામાં મજૂર ઘણા મોંઘા હોય છે એટલે મોટે ભાગે દરેક મનુષ્ય પોતાનો સામાન પોતે જ ઉંચકી લે છે. સામાન પેટીમાં માતો નથી તેથી પેટી પર બેસી કુદીને પટા બાંધવાના પ્રયત્નોમાં તેનો દમ નીકળી જાય છે. થોડો સામાન ઓછો કરવો પડે છે. ઓછું શું કરવું એ મોટો સવાલ ખડો થાય છે. સામાન ગોઠવીને થાક્યો પાક્યો એ ટીકીટ લેવા જાય છે. કયાં કયાં જવું તે નક્કી કરી શકતો નથી. મહા ચિંતામાં ડૂબી જાય છે. ટીકીટ મળશે કે નહીં; જગ્યા રિઝર્વ થશે કે નહીં એવી એવી નવી ચિંતાઓ ઉભી થાય છે. આ બધું પતાવીને ઘેર જઇને ટેકસી માટે ફોન કરવા પહેલાં એ આરામખુરશીમાં વિસામો લેતો હતો ત્યાર એને વિચાર આવ્યો કે ઘર છોડીને બહારગામ જવાની એટલે ઠામફેર (ચેઇન્જ) કરવાની બધી મજાહ, બધી ચિંતાઓ, બધી તકલીફ, બધા અનુભવો તો મને મળી ચૂકયા છે. ગામ છોડવાનો જે ઉમંગ થાય છે તે પણ ભોગવ્યો. હવે મુસાફરી કરીશ તો માત્ર એની એ આંખે જોવાનું છે. પરદેશમાં બધું નવું જણાશે એ વાત સાચી, પણ આ મારા પોતાના દેશમાં જ અને મારા ગામમાં જે જે જોવાનું છે તે મેં કયાં બારીકીથી જોયું છે? શા માટે મારે મારા પોતાના જ દેશનું બારીક નિરીક્ષણ ન કરવું! એટલે એણે પરદેશ જવાનું માંડી વાળ્યુ, ટીકીટ પાછી આપી અને નવી દષ્ટિથી, અને તાજા (એટલે જાગૃત) મનથી પોતાની આસપાસના વાતાવરણનું અવલોકન તથા અભ્યાસ શરૂ કરવાનો નિર્ણય કર્યો.

## છતી આંખે આંધળા

સાચી અને ખરી હકીકત તો એ છે કે આપણામાંથી ઘણા આંખ અને કાન બંધ રાખીને ફરે છે. આપણામાં જાણવાની જિજ્ઞાસા બુઠ્ઠી થઇ જાય છે. જિજ્ઞાસા સિવાય જ્ઞાનબુદ્ધિ થઇ શકતી નથી. હું દરરોજ સાંજે દોઢ બે

માઇલ ચાલીને એક મેદાનમાં બાંકડા પર બેસું છું. ચાલતો હોઉં છું ત્યારે શહેરમાં મજૂરીએ જઇ આવેલા કાઠિયાવાડી ઢેડ (વણકર કહેવાય પણ વણકરી નહીં પણ મજૂરી કરતાં) સ્ત્રીઓ, પુરુષો અને છોકરાછોકરીઓ પોતાને ઝૂંપડે પાછાં જતાં મળે છે. તેમની વાતો, તેમનાં ગીતોમાંથી મને કાંઇ કાંઇ નવું જાણવા મળે છે. મોટે ભાગે એ વાતો સામાજીક જીવન વિશે હોય છે. ન્યાતમાં ફરજીઆત થઇ પડેલા ખર્ચોનું દબાણ, દહેજુદેણુ, રીતરિવાજની ચર્ચાઓ સંભળાય છે. હું મારી દાક્તરી આંખે તેમનાં શરીર તપાસું છું. ૭ સાત માઇલની આવજા તથા આઠેક કલાકની મજૂરી કરીને વળતાં આ માણસો એટલી ઝડપથી ચાલે છે કે જો મારે એમની વાતો કે ગીત સાંભળવાં હોય તો તેટલી જ ઝડપથી ચાલવું પડે અને છેવટે હુ હારી જાઉં છું. મધ્યમ વર્ગનાં વરવહુની વાતો પણ મારે કાને પડે છે. કૉલેજોના વિદ્યાર્થીઓને ગરીબીના કારણે શું શું મુશ્કેલીઓ સહન કરવી પડે છે તે મારા જાણવામા આવે છે. આવા નવજુવાનો પોતાની ન્યાતની અંદર પ્રચલિત કુરિવાજો પર પ્રહારો કરતા હોય છે તે મારે કાને પડે છે, અને કોઇ વખત તો હું હિંમત કરીને વિશેષ હકીકત માટે માંગણી કરું છું. થોડા સમય સુધી મેં આવી વાતો અને વાક્યો અને ગીતોની નોંધ પણ રાખી છે. મોટરબસમાં અને આગગાડીમાં થયેલા અનુભવો પરથી તો મેં અનેક લેખો લખ્યા છે. મુખ્ય પ્રશ્ન તો એ છે કે આપણી આંખોના ગોખલા (સૉકેટ)માં 'ઇશ્વરે' આંખો મૂકી છે કે વાસ્તવ લીસોટા?

પણ ઘણી ઘણી બાબતો એવી હોય છે કે જે જોઇ કે જાણીને ત્યાર પછી તે વિશે પુષ્કળ ચિંતન મનન કરવું પડે છે. એક બહુ જ સારું સાદું દૃષ્ટાંત આપું. સવારે વાંચવા લખવા માટે હું મારા ઘરની આગળના ઓટલા પર બેસું છું. લગભગ સાડાસાત વાગ્યા હશે, એટલે સહેજે વહેલું કહેવાય એવા વખતે, મેં એક સાતેક વરસના છોકરાને પોતાનું દફતર લઇને હસતે ચહેરે, ઉમંગથી નિશાળે જતાં જોયો. એ છોકરો દરરોજ ઉત્સાહથી નિશાળે જાય છે, એકલો હોય છે તે છતાં એ રમતો નથી પણ ઠીક ઠીક ઝડપથી ચાલે છે. મને શેક્સપિયરમાં વર્ણવેલો વિદ્યાર્થી (મનુષ્યજીવનની સાત દશાઓમાં વર્ણવેલો) સાંભરી આવે છે. શેક્સપિયરના યુગમાં એ સ્થિતિ સર્વસામાન્ય હશે તેથી જ એણે વર્ણન કર્યું છે કે છોકરો "ગોકળગાયને પગે, કમને, નિશાળે જતો હતો." આ યુગદર્શનનો વિષય થયો. આજે શહેરોમાં બાળકોને કેળવણી એવા પ્રકારની અપાય છે કે છોકરાઓને શાળામાં જવું ગમે છે. હાલની કેળવણી બહુ ખરાબ એટલે અયોગ્ય છે એવી બૂમરાણ તો કરીએ છીએ. આજે જ આપણાં લાખો ગામડાંઓમાં આંક ગોખાવ્યા ઉપરાંત થોડું વાંચન અને હિસાબ શીખવીને તથા કવિતાના બેસૂરા રાગડા તણાવીને અને સોપારીઆની થોડી કાંઇ પ્રસાદી વહેંચીને અભ્યાસક્રમ ખતમ થઇ જાય છે. પણ શહેરોમાં હવે સ્ત્રીશિક્ષિકાઓ અને ઘણા માસ્તરો ઠીક સારું શીખવે છે; અને શહેરોમાં બાલમંદિરોમાં તો છોકરાંઓને બહુ ગમી જાય એવું વાતાવરણ હોય છે. છોકરાંઓને ઉત્તમ કેળવણી મળે, તેમનું સ્વમાન ખીલે, અને તેમનામાં સ્વાશ્રયની ભાવના ખીલે તો જ એ છોકરાંઓનો સારો વિકાસ થઇ શકે. જો વિદ્યાર્થીઓને શાળામાં ભણવામાં આનંદ આવતો હોય તો આ બાબત નાનીસૂની નથી એક મામુલી દૃષ્ટાંતમાંથી મારે આખા કેળવણીના પ્રશ્ન પર વિચારો કરવા પડ્યા, પ્રાથમિક, માધ્યમિક, ઉચ્ચ કેળવણી તથા દરેક વ્યક્તિને એની વિશેષ લાયકાત હોય તેવા વિષયના ધંધાની કેળવણી. સેંકડો અને હજારો માણસો છોકરાંઓને સ્કૂલમાં જતા જુએ છે પણ તેમને ભાન થાય છે ખરું કે યુગ પલટાયો છે?

એક જુદા જ પ્રકારનો બહુ સુંદર અનુભવ કહું. હું મુંબઇ ગયો હતો અને ત્યાં એક મિત્રે મને જમવા બોલાવ્યો. એ મિત્ર હતા વેપારી, ભાવનાશીલ અને ઠીક સંસ્કારી. આમ લખું છું તેનું કારણ એ છે કે તેમણે મને આદરપૂર્વક જમાડ્યો અને જો કે હું સાધુ કે બ્રાહ્મણ નથી તો પણ જમાડીને મને એક પાકીટ આપ્યું અને કહ્યું કે લોકકલ્યાણના કોઇ પણ કામમાં આ રકમ વાપરજો, અને વધારે જોઇતું હોય તો જણાવજો. એમના એક મિત્ર થોડા જ દિવસ પહેલાં પારીસમાં પંદર વીસ વર્ષો સતત માગીને સ્વદેશ આવેલા તે પણ મારી સાથે જમવામાં હતા. મેં એમને પૂછ્યું કે તમને મુંબઇના હિંદીઓ અથવા ગુજરાતી સમાજમાં કાંઇ પરિવર્તન થયેલું લાગે છે? એમણે તરત ઉત્તર આપ્યો કે હું તો આપણી ગુજરાતી છોકરીઓ અને સ્ત્રીઓને અજબ છૂટથી હરતી ફરતી, બજારોમાં ખરીદી કરતી, નોકરીઓ કરતી જોઇને

માની જ શકતો નથી કે માત્ર ૧૫ વર્ષની અંદર આ બ્હેનોના વર્તનમાં આટલો બધો ફેર પડી જશે. વાત ખરી હતી. એમણે જે જોયું તે થોડા થોડા પ્રમાણમાં બદલાતું આપણે પણ જોયું હતું, પણ જે પલટો અથવા પરિવર્તન થયું તે જોઈને આપણી આંખ ટેવાઇ જતી હતી, તેથી લાંબા વખતને અંતે જે કુલ ફેરફાર થયો તે વખતે સામાન્ય મનુષ્યો માપી ન શકે. આ પરદેશથી આવતા ભાઇએ નવી દૃષ્ટિથી, તાજા કુતુહલથી સાચી હકીકત જોઇ લીધી. માણસોને આવી રીતે દેશદર્શન થઇ શકે છે.

આજનો યુગ વીજળીનો છે, વીજળીવેગનો છે, એરોપ્લેઇનનો છે. જરૂર પડે તો એક દિવસમાં અહીંથી લંડન પહોંચી શકાય. હું દાકતરી વિદ્યાભ્યાસ માટે ઇંગ્લંડ ગયો ત્યારે એ મુસાફરી માટે ત્રણ મહિના તો નહીં (આફ્રિકાની દક્ષિણ પ્રદક્ષિણા કરીને) પણ ત્રણ અઠવાડિયાં થયાં હતાં. આજે રેડીઓ પર હું સારામાં સારૂં સંગીત (ફૈયાઝખાન) મારા ઘરમાં બેસીને સાંભળી શકું છું. મને આખા જગતના સમાચાર મળે છે. નહેરૂ, વલ્લભભાઇ, રાધાકૃષ્ણન, મારી સમક્ષ આવીને ભાષણો કરી જાય છેઃ એટલે આપણા સમાજના વિચારો પણ થોડા ઘણા બદલાય છે. આપણી ભાષામાં નવા નવા શબ્દોનો ઉમેરો થતો જાય છે, ઘણાખરા સારા, વધારે યોગ્ય, વધારે બંધબેસતા, કેટલાક થોડા ખરાબ શબ્દો પણ ઘુસી જાય છે. એક દિવસ એક રબારીને મેં પૂછ્યું કે ત્હારો છોકરો કાલે મારી સાથે વાતો કરતો હતો તે ક્યાં ગયો? મને જવાબ મળ્યો કે "એ પેલા રોડ પર બેસીને વાતો કરે છે." મેં તો આખી જીંદગીમાં ગુજરાતી વાતચિતમાં રસ્તાને રોડ કહ્યો નથી. એક રાનીપરજ બુઢ્ઢાને મેં પૂછ્યું કે તેને તાવ આવતો હતો તે હવે કેમ છે? ત્યારે એણે કહ્યું કે 'સાહેબ હવે તો 'વેલ' થઇ ગયો.' પણ આ 'રોડ' અને 'વેલ' ઘણા ઘણા લોકો વાપરે છે તે તરફ મારૂં લક્ષ દોરાયું નહોતું.

## સમાજસુધારો, સંસારસુધારો અને એવુંતેવું

આજથી ૪૦-૫૦-૫૫ વર્ષ પહેલાં આપણા ગુજરાતમાં સંસારસુધારાની વાતો ઠીક ઠીક સંભળાતી હતી અને સંસારસુધારકોની વગોવણી પણ પુષ્કળ થતી હતી. આજે આપણે સંસારસુધારાના પ્રશ્નોનો ઉકેલ જુદી રીતે આણવાનો પ્રયત્ન કરીએ છીએ. આપણે ત્યાં બાળલગ્નો થતાં હતાં તે વિશે ઘણો ઘણો પ્રચાર થયો, પણ તેની અસર બહુ ન થઇ. વડોદરા રાજ્યે બાળલગ્નપ્રતિબંધક કાયદો કર્યો તેને ૪૫ વર્ષ થયાં, લગ્ન કરનારાં માબાપોને દંડ ફટકાર્યો, પણ તેનું પરિણામ સારૂં આવ્યું એમ કહેવા હું તૈયાર નથી. 'બ્રિટીશ' ગુજરાત જોડે સરખામણીમાં વડોદરાની પ્રજાની પ્રગતિ નહીં જેવી હતી. આર્થિક દબાણને લીધે અને બીજાં અનેક કારણોને લીધે જરા થોડો ફેરફાર થયો છે. હવે તો આખા હિંદમાં આવો કાયદો લાગુ પાડ્યો છે, અને સજા વધારે કડક થઇ છે તે છતાં કાયદાથી વસ્તુસ્થિતિ બહુ સુધરી નથી. મરણ-પરણનાં જમણો પાછળ જે આંધળો ખર્ચ થતો હતો, થતો નહોતો, પણ કરવો જ પડતો હતો તે કાયદાથી ઓછો થતો નથી. આજે દેશમાં ખોરાક ઓછો છે, દેશબંધુઓના હિતને માટે તેનો સંભાળપૂર્વક વાપર કરવો જોઇએ, ૨૪થી વધારે મનુષ્યોને જમાડનાર મનુષ્યોને સખત દંડ થાય છે, તેમાં સંડોવાયલા લોકોની ફજેતી થાય છે, તે છતાં આવાં જમણો છાનાંમાનાં, લાંચરૂશ્વત કે આંખમિચામણાંથી ચાલ્યાં જ કરે છે.

સંસારસુધારામાં ખરાબ કુરૂઢિઓ વિશે ખુબ ઉહાપોહ થયો હતો. આ તો છેક કવિ નર્મદના દિવસોની વાત છે. હાલમાં મારા થોડા મિત્રોનાં કુટુંબો ભરઉનાળામાં અંબાજીનાં દર્શને ગયાં હતાં. એક પ્રોફેસરે યુરોપમાં કેળવણી લીધેલી. એક તો સમાજશાસ્ત્રના અભ્યાસક હતા. એમના લાડકા છોકરાને નજર લાગે માટે તે છોકરી જેવો દેખાય તેટલા લાંબા વાળ રાખેલા, અને વાળ અંબાજીના દર્શન કરાવીને જ કપાવી શકાય. આવા તો હજારો, વખતે લાખો ગુજરાતી હશે. ભણેલા અભણ સહુ સરખા. એક દાકતર મિત્રને છોકરાં થતાં નહોતાં, તેથી બહુચરાજી માતાના દર્શને ગયા. મેં કહ્યું કે અરે ભલા માણસ! તું ત્હારી પોતાની અને ત્હારી સ્ત્રીની બધી રીતે તપાસ કરાવ, તમારા બેમાંથી એકમાં (કે બન્નેમાં) કાંઇ નાનો (સોજા જેવો) રોગ હશે કે બીજી કાંઇ ઉણપ હશે તેના ઇલાજ કર. જો અસાધ્ય રોગ કે ઉણપ હશે તો બિચારી બહુચરા માતા શું કરશે? એણે મને સ્વસ્થ ચિત્તે કહ્યું કે એ તો શ્રદ્ધાનો વિષય છે. થોડા જ દિવસ પહેલાં એક યુનિવર્સિટીમાં જઇ આવેલી બેરીસ્ટરની છોકરી મળી. વાત-

વાતમાં જાણ્યું કે બુધવારે મુસાફરી કરાય નહીં. શ્રાદ્ધ પક્ષના દિવસોમાં સ્થળાંતર કરાય નહીં. એક ગ્રેજ્યુએટ શિક્ષક અને દેશસેવક જેણે જેલો ભોગવી છે તે મને કહે કે ઉત્તર દિશામાં માથું રાખીને સૂઈએ તો (ઉત્તર ધ્રુવ) પોલર આકર્ષણને લીધે નુકશાન થતું હશે તેની તમે શી રીતે ના પાડી શકો? મેં કહ્યું કે ભાઈ પણ કરોડો બિનહિંદુઓ ઉત્તરમાં માથું રાખીને સૂતા હશે તેનું અકલ્યાણ થયેલું સાંભળ્યું નથી. એ જ ભાઈ મને કહેતા હતા કે જનોઈને લીધે વીજળીની શક્તિનો સંચાર શરીરમાં થાય છે, અને એમની એવી માન્યતા હતી કે જ્યારે સૂર્ય કે ચંદ્રનું ગ્રહણ થાય છે ત્યારે તેવી સ્થિતિમાં જંતુઓ વધારે પાકે છે, માટે ઘરમાં જે અનાજ (રાંધેલું) હોય તે ફેંકી દેવું જોઈએ. મેં પૂછ્યું કે જરા ગરમી હોય તો જંતુ વધારે પાકે છે, ગરમી ઓછી થાય તો જંતુ ઓછા પાકે છે એવું જંતુશાસ્ત્રીઓ કહે છે. ત્યારે એમણે કહ્યું કે જંતુશાસ્ત્રીઓ તો સાવ અજ્ઞાન હોય છે.

હવે આપણે આ પ્રશ્ન પડતો મૂકીએ. સંસારસુધારાની પછી અથવા તેની સાથે સાથે સમાજસુધારાનો પ્રશ્ન આવ્યો. ધર્મનો નિષેધ નહીં થાય તો સમાજ શી રીતે સુધરશે? આપણા સમાજમાં ત્રણ–ચાર કરોડ માણસો અછૂત ગણાય છે તેમનો ઉદ્ધાર થવો જોઈએ. લગ્ન જેવા પ્રસંગે "રામજણી" (ઘણુંખરું વેશ્યાઓ)ને નાચવા બોલાવવી એ રિવાજ કાઢી નાખવો જોઈએ. પચાસથી વધારે વર્ષો પહેલાં મેં આવી નાચનારીઓના અસભ્ય ચાળા અને નખરાં જોયાં છે. સંસારસુધારો એ મોટે ભાગે ન્યાતના નિયમોને સુધારવા વિશે હતો; સમાજસુધારો એ મોટેભાગે તે સિવાયનાં સુધારાઓને લાગુ પડતો હતો. પછી આવ્યા "સમાજસેવા"ના વિચારો. મજૂરોની સ્થિતિ સુધારવી, બધાં મનુષ્યને કાયદાની દૃષ્ટિએ (એટલે રાષ્ટ્રની નજરે) સમાન હક્કો હોવા જોઈએ. આપણા હિંદુ સમાજમાં વર્ણવ્યવસ્થા છે તેના મૂળમાં અસમાનતા છે એવી દલીલ સાંભળવામાં આવી. થોડાં વર્ષો પછી સામી દલીલ થઈ કે વર્ણવ્યવસ્થામાં ઉચ્ચનીચની ભાવના નથી, બધા વર્ણો સરખા છે, પણ ઉચ્ચનીચની ભાવના અમુક અધોગતિના યુગમાં પેસી ગઈ છે. આમાં કઈ દલીલ સાચી અને કઈ ખોટી? ત્યારે દેશદર્શન, લોકદર્શન કરવા માટે તો આવા હજારો વિષયો છે. ખરો પ્રશ્ન તો એ છે કે આવા પ્રશ્નોનો અભ્યાસ કરનાર ગુજરાતીઓ છે ખરા? જો એવા વિદ્વાનો છે તો તેમને આ પ્રકારનું સંશોધન કરવાની ફુરસદ છે ખરી? જો તેમને તેવી શક્તિ ને ફુરસદ છે તો તેમને માસિકોમાં લખવાની ફુરસદ છે ખરી? ઘણા સારા સારા વિદ્વાનો લગભગ કાંઈ જ લખતા નથી, કેટલાક લખે છે તે ગુજરાતી ભાષામાં લખતા નથી, અને ચીન જપાન જેવા દેશોમાં પણ લેખકોને જે પુરસ્કાર મળે છે તેટલો બદલો હિંદમાં કે ગુજરાતમાં મળે છે ખરો? ચીન જાપાનમાં કેટલાક મનુષ્યો લેખનનું કામ ધંધાદારી રીતે કરી શકે છે.

મેં સંસારસુધારા વિશે લખ્યું છે તેમાં એક મહત્ત્વની બાબત અહીં ઉમેરું છું. સંસાર સુધારાની અસર સમાજના કેટલા ભાગ પર થઈ? આપણી ૮૦ ટકા વસતિ તો ગામડાંમાં રહે છે. ત્યાં તો બાળલગ્નો થાય છે, ત્યાં સ્ત્રીશિક્ષણ નહિ જેવી છે, સ્ત્રીઓ ભણી હોય તો તેમને વાંચવાને પુસ્તકો મળતાં નથી. જો પુસ્તકો મળી શકે તો સાસુ તેને વાંચવાની ફુરસદ આપતી નથી. આ હકીકતમાં અતિશયોક્તિ નથી. ગામડાંની સ્ત્રીઓ રસ્તામાં કુદી કુદીને છાતી કૂટે છે, જૂઠું જૂઠું રડે છે, જ્ઞાતિજનને બાળીને પાછા વળતા પુરુષોના પોક સાંભળીને તેમનાં જુઠાણાં માટે દયા આણવી કે તિરસ્કાર આણવો તે સમજાતું નથી. બધાં લગ્નો લાકડે માંકડ વળગાડવા જેવાં હોય છે. હજી સ્ત્રીઓ મલાજો પાળે છે. મલાજો એ શબ્દનો તો સારો અર્થ પણ થાય અને ઢોંગી મલાજો પણ હોઈ શકે. આપણો "કહેવાતો" સુધારો મોટાં શહેરોમાં આવ્યો છે. તે પણ અમુક ઉચ્ચ કહેવાતી એટલે ભણેલી ન્યાતોમાં. જો હું કહું કે આપણા દેશની વસતિના એક ટકા જેટલા ભાગને પણ એ સુધારો અસર કરી શકેલ નથી તો તે ખોટું નથી. ૧ ટકો એટલે ૩૫–૩૬ લાખ મનુષ્યો થાય. જોકે એટલાં માણસો જ વ્હેમમુક્ત થયાં નથી. થોડી થોડી અસર ઘણા મનુષ્યો પર થઈ છે. મનુષ્યોના વિચાર બદલાયા છે પણ તેમનામાં રીતરિવાજો રૂઢિઓ બદલવાની હિંમત નથી.

આજના સ્વતંત્ર હિંદના યુગમાં કંઈ કંઈ ફેરફારો થઈ રહ્યા છે. વડોદરામાં યુનિવર્સિટી નીકળી, મહારાષ્ટ્રમાં નીકળી છે એટલે વખતે બીજી યુનિવર્સિટી અમદાવાદમાં

નીકળશે. ચરોતર, સૌરાષ્ટ્ર અને સુરત કહે છે કે "હમ બી ડીચ", અને શા માટે નહીં ?

આપણા દેશમાં લોકનાટકોની પ્રથા પ્રસરતી જાય છે, નૃત્યકળા પણ સ્પષ્ટ રીતે ખીલતી જાય છે, આવી અનેક પ્રકારની પ્રગતિ થતી હશે, થઇ રહી છે, પણ આખી કેળવણીનો મુખ્ય પાયો પ્રાથમિક શિક્ષણનો છે. એ વાત ભૂલાઇ ગઇ હોય એવું મને લાગે છે. જો કોઇ માણસ રેતીના પાયા પર ઘર બાંધે તો તેને આપણે ગાંડો કે મૂરખ કહીએ. અને તે છતાં આખા હિંદભરમાં આપણે રેતીના પાયા પર જ યુનિવર્સિટીઓની ભવ્ય (?) ઇમારતો બાંધવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ. આપણા શિક્ષકોને યોગ્ય તાલીમ અપાઇ નથી, એમને યોગ્ય પગાર આપવાની આપણે આનાકાની કરીએ છીએ, આપણો અભ્યાસક્રમ સારો નથી, કેળવણી આપવાની પદ્ધતિ સારી નથી, શિક્ષણ માટે જરૂરી એવાં સાધનો આપણે પૂરાં પાડતાં નથી. અને આપણે જોઇએ છીએ કે ગામડાંઓમાં છોકરાં એક બે વર્ષમાં બહુ જ ઓછી કેળવણી પામે છે. મેં અનેક શાળાઓ જોઇ છે કે જે તબેલા કરતાં વધારે ખરાબ હોય છે. મેં એવી શાળાઓ જોઇ છે કે જેમાં અજવાળું ઘણું ઓછું હોય છે. એવી શાળાઓ જોઇ છે કે જેમાં એક શિક્ષક ત્રણ–ચાર વર્ગો ચલાવતો હોય છે. ઘણા શિક્ષકો શિક્ષણની સાથે સાથે બીજા ધંધાઓ કરે છે. જો ગ્રામશિક્ષણ સુધરશે નહીં તો એનીમાં સુધારા શી રીતે થશે, તો ગ્રામપંચાયતો શી રીતે સારી ચાલશે, તો દરેક પુખ્ત વયના મનુષ્યને મતાધિકાર મળે, તેનો અર્થ શો રહેશે? મને ખાત્રી છે કે હું લખું છું તેની સાથે સૌ કોઇ સંમત થશે, અને ત્યારપછી સૌ કોઇ તદ્દન ઉદાસીન રહીને કાંઇ જ કરશે નહીં. કોઇને કાંઇ પડી જ નથી. સરકાર બેભાન સ્થિતિમાં છે, અને પ્રજા ઘેનમાં છે જે થોડા બિચારા જાગૃત છે તે અરણ્યરૂદન જેવા પોકાર કર્યે જાય છે. આજે તો તેમનો પોકાર સંભળાતો નથી, આશા રહે છે કે કોઇ દિવસ આમવર્ગ તેને સાંભળશે.

સમાજપલટાનાં, સમાજની પ્રગતિનાં સારાં ચિત્રો–શાબ્દિક અને પીંછીનાં–સમાજના પરિવર્તનનાં વર્ણનો આ માસિકમાં આવ્યા કરશે એવી આશા રાખવાની છે.

## હળવે હળવે

### શ્રી. શેખાદમ આબુવાલા

હળવે હળવે મુક્ત ગગનમાં,
હંસલો ઊડયો જાય!

દૂર ક્ષિતિજની પાર નિહાળી,
રહેતી એની આંખો.

એકધાર વણથોભ ઉડ્યનથી,
ફેર ફર કરતી પાંખો;

ધગધગતી જ્યાં ધૂપ મળે ત્યાં,
મળતી શીતળ છાંય! ગગનમાં...

ક્યાંક શિથિલ તો ક્યાંક સબળ,
થઇ જાતાં એનાં અંગો.

ક્યાંક નિરાશા, ક્યાંક હૃદયમાં,
જાગે લાખ ઉમંગો!

સ્મિતભર હોઠે, જલભર નયને,
ગીત હ્રદયનાં ગાય! ગગનમાં...

## ઉતાવળ

### શ્રી. હરીન્દ્ર દવે

આવડી આજ ઉતાવળ શાની
કેમ રે આટલા કંપ,
કેમ ક્ષિતિજમાં મીટ માંડી બેઠા
કેમ ના હૈયે જંપ?

આજ નહિ તો આવતી કાલે
આવશે હો મંઝિલ,
આજ તો બે પલ સુન્દરતાની
શતધારાઓ ઝીલ.

ખાલી હાથે બેપ પે નીકળ્યો
દૂર હજી તુજ ધામ,
નાનકડા આ મુસાફરખાને
આતે શી દોડધામ.

બેસ નચીંત થઇ ઘડીને જરા
ઊગવા દે ને પ્રભાત,
આજ આ માઝમરાતને દાઝે
હોય ના આ ઊતપાત.



# મારું બાળપણ

શ્રી. ગગનવિહારી મહેતા

[ ઑલ ઇંડિયા–રેડિયોના સૌજન્ય વગર આ વાયુવાર્તાલાપ પ્રગટ કરવામાં આવે છે, કારણ કે એ વાર્તાલાપ વાયુ પર કે પૃથ્વી પર થયો જ નથી. "મારું બાળપણ"ની વાર્તાલાપની માળામાં મારા મિત્ર શ્રી. અમૂલ્યધન નિરાડંબરીને બોલવાનું પણ કહ્યું ન હતું એ ખેદકારક ભૂલને માટે કોણ જવાબદાર છે એ ખબર નથી; પરંતુ એમને બોલવાનું નિમંત્રણ મળશે એ આશાએ તૈયાર કરેલો એમનો વાર્તાલાપ એમની રજા વગર રજૂ કરીએ છીએ.

શ્રી. અમૂલ્યધન મૂળ ગુજરાતના વતની મહારાષ્ટ્રમાં જઈને વસેલા. એમનું બાળપણ બંગાળમાં ગયેલું, અભ્યાસ બિહારમાં કરેલો અને નોકરી સંયુક્ત પ્રાંતમાં કરેલી. તે પછી એમણે વેપાર મુંબઈમાં કરેલો. એવામાં—સારા કામ માટે—મદ્રાસમાં ગયેલા. હાલ કોઈ દેશી રાજ્યના યુનિયનમાં કે મધ્ય પ્રાંતમાં પ્રધાન કે પાર્લામેન્ટરી સેક્રેટરી થવાની આશા રાખે છે. એમની ઉમ્મર બે વર્ષ પછી ૫૫ થશે એમ તેઓ કહે છે; પરંતુ સરકારી નોકરીની અરજીઓમાં પચાસ લખાવેલી છે અને જરૂર પડે તો હજી ઓછી કરવા તૈયાર છે. એમનાં પત્ની ક્યાંનાં છે એ કોઈને ખબર પડવા દેતા નથી, પરંતુ કુટુમ્બ પરિવાર મોટો છે એમ એમના વાર્તાલાપ ઉપરથી જણાય છે. મેં તો એમને હમેશાં નહાનાલાલના "ઇન્દુકુમાર"ના ધૂમકેતુ પેઠે એકલા જ ઉડતા જોયા છે.]

મારો જન્મ ફાલ્ગુનના શુક્લપક્ષની પૂર્ણિમાએ થયે હતો એમ કહેવાય છે. ઘણા મહાપુરુષોનો જન્મ પૂર્ણિમાના દિવસે થયેલ છે એ સુવિદિત છે. મારા જન્મપ્રસંગનું મને બરાબર સ્મરણ નથી. અમારા ગામમાં એવી વાયકા છે કે મારું મોં જોયા પછી મારા પિતા ત્રણ મહિના સુધી હસી શક્યા ન હતા. મારો જન્મ શનિવારે થયેલો હોવાથી પોતાને શનિનો ગ્રહ નડે છે એવી ખાત્રી મારાં માતાને થઈ ગઈ હતી. મારું નામ પાડવા માટે મારાં ફોઈએ મહાભારતનો ગ્રંથ અને મારાં કાકીએ પુરાણોનાં પુસ્તકોની સહાય લીધી હતી. મારી સામે એક વાર નજર કરીને જ મારાં દાદીએ ભાગવતનું પારાયણ બેસાડ્યું હતું. આવા ધાર્મિક સંજોગોમાં મારો જન્મ થયો એ મારું અહોભાગ્ય ગણું છું. તમે પણ એમ જ ગણશો એવી આશા છે.

છતાં પણ ઈશ્વર પર મને અંધશ્રદ્ધા નથી. ઘણાં વર્ષો સુધી તો હું નાસ્તિક પણ હતો; પરંતુ સામાન્ય માણસો માટે ધર્મ આવશ્યક છે એવો મારો દઢ અભિપ્રાય છે. આથી જ ગાંધીજીની સામુદાયિક પ્રાર્થનાની હું વિરુદ્ધ ન હતો અને એમાં કોઈકવાર જતો પણ ખરો; પરંતુ એ તો કેવળ કુતૂહલથી–કેટલા ઢોંગીઓ એમાં આવ્યા છે તે જોવા માટે તેમ જ લોકસમૂહ પર એની શી અસર થાય છે તે તપાસવા માટે ગામડે ગામડે રોજ આવી પ્રાર્થના થાય તો સામાન્ય લોકોને એથી લાભ થાય એમ હું માનું છું.

પુત્રનાં લક્ષણ પારણામાંથી વર્તાય એવી કહેવત છે. (હાલ તરત તો અલબત્ત, પારણાં મેળવવાં અને મળે તો ઘરમાં રાખવાની પણ મુશ્કેલી છે) હું પારણામાં (કે ઘોડિયામાં) રમતો કે રડતો ત્યારે મને આ કહેવતની ખબર ન હતી. છતાં મારાં લક્ષણો તે વખતથી જ જણાયાં હતાં. એટલે મોટેથી હું રડતો કે ભવિષ્યમાં લોકનેતા થઈને લાખોની લોકસભા ગજાવીશ એવી આગાહી મારા પિતાના એક વકીલ મિત્રે કરી હતી. આ ભવિષ્યવાણી આજે ખરી પડી છે એમ કહેતાં સંતોષ થાય છે. લાખોની નહિ તો સેંકડોની અને છેવટે પંદર વીસની સભાઓ પણ મેં ગજાવી છે. નદીઓના સુકાઈ ગયેલા પટમાં ભરાયેલી મેદનીમાં હાજરી આપતાં પણ હું ડર્યો નથી. મારાં ભાષણો હું બીજા આગળ લખાવું છું એમ મારા દુશ્મનો કહે છે, અને તે પણ જુદા જુદા માણસો પાસે જુદે જુદે વખતે. આ વાત તદ્દન ખોટી છે, એટલું જ નહિ પણ અસ્થાને છે. પ્રાંતિક મહાસભાના પ્રમુખે પણ આ બાબતમાં તપાસ કરી છે, અને એનો રિપોર્ટ હાલ તુરત ડૉ. પટ્ટાભી સીતારામૈયા પાસે છે, એમાં પણ આ આરોપનો ઇન્કાર કર્યો છે.

કેવળ મ્હારા વિજયથી ઈર્ષ્યા પામીને મારા અનેક શત્રુઓ જેઓ પહેલાં મારા મિત્રો હતા, તેઓ આવી મારી વિરૂદ્ધની વાતો ચલાવે છે. મારાં ભાષણોના વિચારો અને શૈલીનાં વખાણ ડો. રાધાકૃષ્ણે, શ્રી. કનૈયાલાલ મુનશીએ અને શ્રી. શરદ્ બોઝે પણ કર્યાં છે, પરંતુ આ વાતને મારા બાળપણ સાથે સંબંધ નથી એટલે એને પડતી મૂકીશ.

મારું બાળપણ મને યાદ છે એના કરતાં મારી માતાને અને મને સાચવનારી ઘરડી નોકરબાઇને વધારે યાદ છે. હું જક્કી હતો એથી પાછીથી દૃઢનિશ્ચયી થયો; તોફાની હતો એથી બહાદુર થયો; પુષ્કળ પ્રશ્નો પૂછતો એથી મારા જ્ઞાનની તૃષા હજી છીપાતી નથી; ગમે ત્યારે નાસી જતો એથી સ્વાશ્રયી થયો; બધાની સામે બોલતો એટલે બંડખોર થયો. આજે પણ હું બીડી પીવા જેટલો પ્રગતિશીલ છું. કારણ મારી નાતમાં કોઇ બીડીનું નામ નથી દેતા, અને સામ્યવાદ વિશે જોશભેર ચર્ચા કરું એટલો બળવાખોર (revolutionary) છું. આમ પારણામાંથી મારાં લક્ષણ જણાતાં.

હું નાનો હતો ત્યારે મને ડોંગરેના બાલામૃતની જાહેરખબરના બાળક જેવો બનાવવાની મારાં માને હોંશ હતી એટલે મને પુષ્કળ ખવડાવતાં, પરંતુ પછીથી હું વારંવાર ખાતો અને ખાવાનું માગ્યા કરતો એથી મારાં માતાને ધ્રાસકો પડેલો કે મારા ખોરાકને લીધે દેશમાં તો શું પણ સારી દુનિયામાં કદાચ અનાજની અછત પડશે; એટલે જ એમણે દર મંગળવારે અપવાસ શરૂ કરેલા. એ બહુ ધાર્મિક વૃત્તિનાં હતાં એટલે સાચા હીરા મોતીનાં ઘરેણાં જ પહેરતાં.

મારા કરતાં મોટા લોકો બહુ ઉંચા હોય છે એ મને બાળકપણમાં લાગતું. પછીથી હું સમજ્યો કે એ ઉંચાઇ કેવળ કદની જ છે. આટલા ઉંચા માણસો ચાલી શી રીતે શકતા હશે એનો મને વિચાર થતો હતો અને તેઓ ગુલાંટ ખાઇ નીચે પડશે તો શું થશે એમ બ્હીક લાગતી હતી! તેઓ અંદર અંદર વાતો કરતા હતા એ હું સમજતો ન હતો; પરંતુ ઘણીવાર મારે વિશે અને મારી વિરૂદ્ધ બોલે છે એમ મને વ્હેમ પડતો. કાચનો પ્યાલો એક વાર મારાથી ફુટી ગયો ત્યારે જે રીતે બધાંએ મારી સામું જોયું ત્યારથી મને લાગ્યું કે મારી બુદ્ધિ કે શક્તિ વિશે એમને સંશય હતો. પછીથી જ મને લાગ્યું કે બધાં બાળકો પ્રત્યેની એમની આવી વર્તણુંક હતી, અને મોટી ઉમ્મરે જ સમજ્યો કે આપણા મહાન ગણાતા ઘણા નેતાઓ પણ આળસુ જ છે! મને મૂકીને બધાં બહાર ફરવા જતાં હતાં કે મઝા કરવા જતાં હતાં એથી મારાં સગાંઓ પ્રત્યે મને ઉંડો અણગમો આવતો હતો. આજે એ સહસ્ત્ર ગણો વધી ગયો છે. સગાંસંબંધીઓ પ્રત્યે મને લગભગ તિરસ્કાર છે; માત્ર માનવજાતિને જ હું ચાહું છું તેમાં પણ માનવજાતિના જે ભાગ આગળ મોટરો હોય અને સારા બંગલા હોય એમના પ્રત્યે મને વધારે પક્ષપાત છે.

મારા પિતા મને બાળપણમાં વારંવાર ઠપકો આપતા અને ધમકી આપતા એ હજી પણ મને યાદ છે. કોઇક વાર પોલીસની તો કોઇવાર રાક્ષસની તેમજ ભૂતની, અંધારી ઓરડીમાં પૂરી દેવાની તેમજ ગોરા અંગ્રેજની બ્હીક દેખાડતા. આથી મોટી ઉમ્મરે પણ હું પોલીસથી, સોલ્જરથી અને અંગ્રેજથી થોડું ઘણું ડરતો હતો; અંધારું તો હજી પણ મને નથી ગમતું. રાક્ષસો અને ભૂત ખોટાં છે એ તો મારી બાળકબુદ્ધિ પણ તીક્ષ્ણ હોવાથી એ તે વખતે સમજેલો. હવે હું મારી પત્નીથી, કોમ્યુનીસ્ટથી અને 'એટમ બોમ્બ'થી પણ ડરું છું; પરંતુ હું નાનો હતો ત્યારે એ સૌ ક્યાં હતાં! મને ક્વચિત્ માર પણ પડતો હતો. તે દિવસોમાં મોન્ટેસોરી બાળમન્દિરો, સહશિક્ષણ ન હતાં!

બાળકપણથી જ મારી બુદ્ધિ તીવ્ર હતી એમ કહું તો અવિનય ન ગણતા. સત્યને ખાતર નમ્રતા પણ મારે તજવી પડે છે. એક વર્ષનો હું હતો ત્યારે "ક ખ ગ" બોલતો હતો એમ અમારા જૂના નોકરનો છોકરો કહે છે. બે વર્ષનો હતો ત્યારે ગાયનમાં તાલ દેતો હતો એમ પણ કહેવાય છે. ત્રણ વર્ષનો હતો ત્યારે "આકાશ ભુરૂં કેમ છે?" એવો પ્રશ્ન મેં કરેલો. આટલી વિચક્ષણતાથી કુટુમ્બીઓ અને પાડોશીઓ આશ્ચર્યચકિત થઇ જતાં અને કેટલાક તો મને જોવા બીજે ગામથી આવતા.

નિશાળમાં પણ મારો અભ્યાસ બહુ સારો હતો. ચર્ચા કરવાની મારી શક્તિથી તેમજ મારી યાદશક્તિથી શિક્ષકો મ્હાત થઇ જતા અને વિદ્યાર્થીઓ ઈર્ષ્યાથી બળી જતા. એક વાર શિક્ષકે મને પૂછ્યું કે "બે અને બે કેટલા?" તે વખતે હું દશ વર્ષનો જ હતો; મેં કહ્યું કે "ત્રણ!" શિક્ષક આથી બહુ નાખુશ થઇ

ગયા. પણ મેં કહ્યું કે "આ તો કેવળ ગણિતશાસ્ત્રીની કલ્પના છે। ગણિત જેણે શોધ્યું એણે જો બે અને બે ત્રણ નક્કી કર્યાં હોત તો આપણે શું કરત?" આ દલીલનો સંતોષકારક ઉત્તર આપવાને બદલે શિક્ષકે મને સોટીની સજા કરી. બીજી વાર સંસ્કૃતના વર્ગમાં "मां फलेषु कदाचन"નો અર્થ પૂછ્યો ત્યારે આંગળી ઉંચી કરીને ઉત્સાહમાં આવી જઈને મેં કહ્યું કે "શ્રી કૃષ્ણભગવાને ફળ ખાવાની મનાઈ કરવા માટે આ કહ્યું હતું, આથી આપણે મિષ્ટાન્ન જ ખાવાં જોઈએ" ત્યારે મને ઇનામ આપવાને બદલે ભીંત તરફ જોઈને એક કલાક સુધી ઉભા રહેવાની સજા કરેલી. ચિત્રકલામાં પણ હું પ્રવિણ હતો. એકવાર ગાયનું ચિત્ર મેં દોરેલું એ ઉંદરનું છે એમ ધારીને મને વીસમાંથી વીસ માર્ક આપેલા.

બાળકપણથી જ મને ચર્ચાનો બહુ શોખ હતો. કલાકો સુધી કેળવણીની પદ્ધતિ વિશે, શિક્ષકોના દોષો વિશે, વડીલોની ભૂલો વિશે અમે ચર્ચા કરતા. આજે પણ અનેક ગહન વિષયોની ચર્ચા કરવા માટે મારે ત્યાં અડ્ડો જામે છે, જ્યાં સૌ.કૉં.નેતાઓની ખામીઓ વિશે અને રાષ્ટ્રીય સરકારની ભૂલો વિશે પુષ્કળ ચર્ચા થય છે. આજે પણ આવી ચર્ચા કરવા માટે હું ગામ પરગામ ફરું છું, અનેક લોકો મારા જ્ઞાન અને અનુભવનો લાભ લે છે અને મારા સેવાભાવમાંથી પ્રેરણા મેળવે છે. ગામડાંમાં સેવા કરવાની પણ એટલી જ ધગશ બાળપણથી મને હતી, એટલે આજે પણ અનેક યુવક-યુવતીઓને ગામડાંમાં જવાની અને ત્યાં દટાઈ જવાની હું હંમેશ સલાહ આપું છું.

હું નાનો હતો ત્યારે મારા વડીલો, શિક્ષકો તેમજ ઘણાં નવરા લોકો પૂછતા કે "મોટો થઈ તું શું થઈશ?" ત્યારે હું હંમેશ કહેતો કે "નેતા." કોઈ જિજ્ઞાસુ વળી પૂછતા કે "શા માટે?" તો હું જવાબ દેતો કે, "નેતાને બહુ માન મળે એ મને બહુ ગમે છે. સ્ટેશન પર અનેક લોકો લેવા આવે, હારતોરા પહેરાવે, આપણું સરઘસ નીકળે અને છાપામાં છબીઓ આવે એ કેવું સરસ!" આ મહત્ત્વાકાંક્ષાથી મારા કુટુંબીજનો દિગ્મૂઢ થઈ જતા અને બીજા સૌ અવાક્ બની જતા. ઇતિહાસમાંથી પણ હું એજ શીખવાનો પ્રયાસ કરતો કે નેતા કેમ થવાય; મહાપુરુષોનાં જીવનચરિત્ર એટલા જ માટે વાંચતો કે નેતા થવા માટે ક્યાં ઉપાય લેવા; છાપામાંનાં નેતાઓનાં નિવેદનો અને ભાષણોનો અભ્યાસ પણ કરતો. એ ભગીરથ પ્રયાસનું પરિણામ આજે તમે જોઈ શકો છો. બાળકપણથી જ હું મોટો માણસ થઈશ એવી મને ખાત્રી હતી; મારાથી નાનાં ભાઈ બહેનો પણ એમજ માનતાં. આજે લે મારા શત્રુઓ અને અદેખા માણસો એ સ્વીકારવા ના પાડે; પરંતુ મારી પત્ની, મારા પુત્રો અને પુત્રવધૂઓ, પુત્રીઓ અને જમાઈઓ, પૌત્રો અને પૌત્રીઓ, તેમજ મારા પાંચ નિઃસ્વાર્થી મિત્રો તો એ વાત સ્વીકારે છેજ. જેમ કેટલાક પુરુષો પોતાની પત્નીને બહાર પાડવાનો સતત પ્રયાસ કરે છે, તેમ મારી પત્ની મને મહાન ઠરાવવા નિરંતર મથે છે. અમારાં બે વચ્ચે બહાર પડવાની હરીફાઈ નથી આજે મારી તુલનામાં આવે એવા રાષ્ટ્રનેતાઓ ઓછા છે, એ વાત અમારાં મંડળમાં સૌ કોઈ વિનાસંકોચે કબૂલ કરે છે. 'મેં શું કર્યું' છે એ સવાલને આની સાથે સંબંધ નથી, તેમજ મારા બાળકપણના વર્ણનમાં તે અસ્થાને છે; પરંતુ આજે પ્રસંગ છે એટલે કહું છું કે સ્વ. શ્રીનિવાસ આયંગર, સ્વ. ભુલાભાઈ દેસાઈ તેમ જ સ્વ. સિકંદર હયાતખાન મારે માટે અત્યંત માન ધરાવતા હતા. દુર્ભાગ્યે તમે કે હું એમને આ વિશે પૂછી શકીએ એમ નથી; પરંતુ એ તથા બીજા અવસાન પામેલા નેતાઓ આજે જીવતા હોત તો મધ્યસ્થ સરકારમાં હું પ્રધાન હોત અથવા તો પરદેશમાં એલચી તો જરૂર હોત.

પ્રિય બાળકો, બાળકપણનાં મેં સંસ્મરણો આજે કહ્યાં છે તે એટલા માટે કે તમને એ સમયનો કંઈક ખ્યાલ આવે; તેમજ બીજાના જીવનમાંથી તમે કંઈ બોધ મેળવો. ગાંધીજીનું નામ હવે દરેક વ્યાખ્યાનમાં કે વાર્તાલાપમાં કે લેખમાં લાવવાની રૂઢિ છે, એટલે કહું છું કે ગાંધીજીના પંથે તમે ચાલશો તો જ સુખી થશો અને તમારો જન્મ સફળ થશે. એમના સિદ્ધાન્તો હું પુરેપુરા નથી પાળી શક્યો, પણ એથી એ સિદ્ધાન્તો તમારે માટે યોગ્ય નથી એમ ન જ કહી શકાય. બધા નેતાઓ એ સિદ્ધાન્તો બીજાને આચરવાનું કહે છે એ જ દેખાડે છે કે એ સિદ્ધાન્તો અને સૂત્રો સર્વગ્રાહ્ય છે. મારા માનમાં આજે તમારી નિશાળોમાં રજા અપાવી શકું એમ નથી, છતાં આ વાર્તાલાપ સાંભળ્યો તે બદલ બની શકે તો કાલે નિશાળમાં ગેરહાજર રહેવું હોય તો રહેજો!

# એક પ્રાચીન સુભાષિત

શ્રી. હરિવલ્લભ ભાયાણી

કવીન્દ્રવચનસમુચ્ચય, સુભાષિતાવલિ, પદ્યામૃતતરંગિણી, સુભાષિતરત્નભાણ્ડાગાર વગેરે અનેક સુભાષિતસંગ્રહો પરથી સંસ્કૃતના અતિ વિપુલ સુભાષિત સાહિત્યનો આપણને ખ્યાલ આવે છે. ગાહાસત્તસઇ અને વજ્જાલગ્ગ જેવા પ્રાકૃત સૂક્તિસંગ્રહો પણ સુપ્રસિદ્ધ છે. ભાષાસાહિત્યે બીજાં ક્ષેત્રોની જેમ આ વિષયમાં પણ સંસ્કૃતપ્રાકૃતનો સારો લાભ ઉઠાવ્યો હોય એ સ્વાભાવિક છે. તેમાં યે આપણું મધ્યકાલીન સાહિત્ય ધર્માશ્રિત અને બોધપ્રચુર હોવાથી ઉપદેશવચનો ને સૂક્તિઓ તેમાં છૂટથી વપરાયાં હોવાનું સમજી શકાય તેમ છે, પણ આ દૃષ્ટિએ હજી કોઈ વ્યવસ્થિત તપાસ થઈ નથી. આપણા ૧૮ મી-૧૯ મી-સદીના સાહિત્યમાં જાણીતું એક સુભાષિત મૂળે પ્રાકૃત-અપભ્રંશમાંથી ઊતરી આવ્યું છે એ બતાવવાનો પ્રસ્તુત ટૂંક નોંધનો આશય છે.

ગિરધર (૧૯ મી સદી) કૃત રામાયણમાં એક સુભાષિત બે સ્થળે આવે છે:

> જ્યમ કૃપણ-ધન, ભોરિંગ-મણિ,
> સિંહ-મૂછ-કેશ વાળ,
>
> તે જીવતાં કર નવ ચઢે,
> એમ જાણજે કપિ—બાળ.

—સસ્તા સાહિત્ય વાળી આવૃત્તિ, યુદ્ધકાંડ, અધ્યાય ૭, પા. ૩૬૫.

> જ્યમ સિંહ-મૂછ, ભોરિંગ-મણિ,
> વળી કૃપણનું ધન, સતી નાર,
>
> તે જીવતાં પર હાથ ચઢે નહિ,
> એમ એ યજ્ઞ—તોખાર.

—ઉત્તરકાંડ, અ. ૭૫, પા. ૬૫૮.

શામળ (૧૮ મી સદી)ની નંદબત્રીશીમાં આ જ સુભાષિત મળે છે:

> સિંહ-મૂછ, ભોરંગ-મણિ, કરપી-ધન, સતી નાર,
> જીવતાં પર-કર જાય નહિ, પડ પાસા પોબાર.

—મોફ અને મેહીની આવૃત્તિ, પા. ૪૦, પંક્તિ ૭૩૩-૩૪.

શ્રી ભોગીલાલ સાંડેસરાએ બતાવ્યું છે (ઇતિહાસની કેડી, પા. ૧૬૪) કે શામળે આ સુભાષિત નરપતિકૃત નંદબત્રીશીમાંથી લીધું છે. નરપતિ (૧૪૮૯)નું સુભાષિત આ પ્રમાણે છે:

> કેસરી-કેશ, ફણિંદ-મણિ, શરણાગત સોહાંછ,
> સતી-પયોહર કૃપણ-ધન, એ લીજઇ મૂયાંહ.

જૂની ગુજરાતી છોડી આગળ વધતાં આ સુભાષિતનું પગેરું અપભ્રંશમાં નીકળે છે. મહાકવિ પુષ્પદંત (૧૦ મી સદીનો ઉત્તરાર્ધ)ના મહાપુરાણમાં નીચેની પંક્તિ આવે છે:

> કેસરિ—કેસરુ, વરસઈ—થણયલુ
> સુહડહુ સરણુ મજ્ઝુ ધરણીયલુ
> જો હત્થેણ છિવઇ સો કેહઉ,
> કિં કયંતુ કાલાણલુ જેહઉ.

—મહાપુરાણ, ૧૬-૧૬-૩૪

'કેસરી સિંહની કેશવાળી, ઉત્તમ સતીનો સ્તનપ્રદેશ સુભટના અધિકારે નીચેની ભૂમિ-એને હાથથી સ્પર્શી શકે તે કેવો હોય? કૃતાન્ત કે પ્રલયાગ્નિ જેવો?'

છેવટે, પ્રાકૃતમાં પણ આ સુભાષિત મળી આવે છે. ૧૧ મી સદીના એક અલંકારગ્રંથમાં અવતરણરૂપે તે મળતું હોવાથી તેનો નિશ્ચિત સમય કહી શકાય તેમ નથી. તે આ પ્રમાણે છે:

> કિવણાણઁ ધણુ, ણાઆણઁ ફણમણી, કેસરાઇઁ સીહાણઁ,
> કુલબાલિઆણઁ ત્થણઆ કુત્તો છિપ્પન્તિ અમુઆણ

—મમ્મટ કૃત કાવ્યપ્રકાશ, દીપક અલંકારનું ઉદાહરણ

'જીવતાં હોય ત્યાંસુધી કૃપણોનાં ધનનો, નાગોના ફણામણિનો, સિંહોની કેશવાળીનો, (અને) કુળવાન સ્ત્રીઓનાં સ્તનનો સ્પર્શ ક્યાંથી થઈ શકે?

સંસ્કૃતના સમૃદ્ધ સુભાષિત ભંડારમાંથી પણ આ અર્થનું સુભાષિત ક્યાંક મળી આવે તો જરા પણ નવાઈ નહીં.



# અરદેશર ખરસેદજી વાડીઆ

ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા

(આ લેખમાં ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યાએ રૉયલ સોસાયટીના પહેલા હિંદી અને ગુજરાતી સભ્ય તેમ જ એફ. આર. એસ સદ્‌ગત અરદેશર ખરસેદજી વાડીઆના જીવનની રૂપરેખા આપી છે. આવી એક વિશિષ્ટ વ્યક્તિને આપણામાં બહુ જ ઓછા જાણે છે. તેથી આ ચરિત્રકથા વાંચકોને રસપ્રદ તેમ જ ગુજરાતી તરીકે ગૌરવપ્રદ લાગશે એવી આશા છે.—તંત્રી)

**રૉયલ** સોસાયટી એ લંડનની એક વિજ્ઞાનસંસ્થા છે. કેવળ ઈંગ્લન્ડ તથા બ્રિટિશ 'કૉમનવેલ્થ'ની જ નહિ પણ આખી દુનિયાંની તે એક મ્હોટામાં મ્હોટી વિજ્ઞાનસંસ્થા છે. તેના હિન્દી સભ્યોની ઉપરનો એક અંગ્રેજી લેખ મેં "સેન્ટ જૉન્સ કૉલેજ મેગેઝિન'માં (ડીસેમ્બર ૧૯૪૩ તથા માર્ચ ૧૯૪૪ ના બે અંકોમાં) પ્રગટ કરેલો. તે લેખોની એક નકલ પ્રોફેસર હિલને દિલ્હી મોકલી હતી. પ્રોફેસર એ. વી. હિલ, એક વિખ્યાત અંગ્રેજ વિજ્ઞાનશાસ્ત્રી હોવા ઉપરાંત, રૉયલ સોસાયટીના ફેલો (સભ્ય) તેમ જ એક મંત્રી પણ હતા અને યુદ્ધ સંબન્ધી વૈજ્ઞાનિક કામને માટે તે વખતે તેઓ હિન્દ આવ્યા હતા. મ્હારા લેખની પહોંચ સ્વીકારતાં એમણે મ્હને ખબર આપ્યા કે રામાનુજનની ય પહેલાં, આજથી સો વર્ષ પહેલાં '**અરદેશર ખરસેદજી**' કરીને કોઈ હિન્દી સૌથી પહેલો હિન્દી એફ. આર. એસ. થયેલ. (સન ૧૯૪૩ ડીસેમ્બર ૧૦ નો પત્ર.) એ હિંન્દી કોણ હતો તેની વધુ માહિતી પ્રોફેસર હિલને ન હતી. "ઘણું કરીને તે એક ઇજનેર હતા." એ અરદેશર પારસી હતા એ તો એમના નામ ઉપરથી સ્પષ્ટ હતું. મુંબઇના હોવા જોઇએ એમ પણ ખ્યાલ આવ્યો. તેઓ છેક ૧૮૪૧માં ચૂંટાયા હતા. રામાનુજન તો ૧૯૧૮ માં ચૂંટાયા.



પછીથી મુંબઇ યુનિવર્સિટીના માજી વાઇસ-ચેન્સેલર સર આર. પી. મસાણીએ અરદેશરના સંબંધી માહિતી મેળવીને પ્રોફેસર હિલને મોકલી અને તે ડૉક્ટર મેઘનાદ સાહના "સાયન્સ એન્ડ કલ્ચર" (સન ૧૯૪૪ ફેબ્રુઆરી, ૩૩૮)માં પ્રકટ થઇ. તે ઉપરથી ખબર પડી કે અરદેશર મુંબઇના વહાણ બાંધનાર ઇજનેર હતા.

પ્રોફેસર બીરબલ સહનીએ (હાલ સદ્‌ગત) મ્હને (સન ૧૯૪૪ એપ્રિલ, ૧૯ મીના પત્રમાં) લખ્યું કે 'સો વર્ષ પહેલાં એક હિન્દી એન્જિનિયર રૉયલ સોસાયટીના સભ્ય તરીકે ચૂંટાવા જેટલો પ્રવીણ ને શિષ્ટ હતો એ તો બહુ જ સરસ ખબર છે. હિન્દીઓ પત્રોના વિષયમાં સાવ નાલાયક છે એવાં આળ આપણી ઉપર ઘણાઓએ ચઢાવ્યાં છે. તેઓનાં મ્હોં બંધ થશે.'

તે પછી હાલમાં જ "સાયન્સ એન્ડ કલ્ચર"ના (સન ૧૯૪૯ જાન્યુઆરી, ૨૬૮ ના) અંકમાં, આર. એ. વાડીઆનો લખેલો એક લાંબો ને ઘણી માહિતીનો લેખ તથા અરદેશરની એક તસ્વીર પ્રકટ થયાં છે. તેમાંથી અરદેશરની ઘણી માહિતી મળી આવે છે.

**અરદેશર ખરસેદજી વાડીઆ** એ પૂરું નામ હવે મળે છે. વાડીઆ કુટુમ્બની ખ્યાતિ મશહૂર છે; પહેલો હિન્દી એફ. આર. એસ પણ એ જ કુટુમ્બનો હતો, એ વાત કેવળ એ કુટુમ્બને જ નહિ, પણ પારસી કોમને માટે, મુંબઇ શહેરને તથા આખા ગુજરાતને માટે અભિનન્દન તેમ જ અભિમાનની એક હકીકત છે.

અરદેશરની મુખ્ય વાત આવી છે. તેઓ એરાક અસાધારણ બુદ્ધિના તથા વિશિષ્ટ શક્તિવાળા માણસ હતા. રૉયલ સોસાયટીએ જરૂર સૌજન્ય, ઉદાર દિલ તથા વિશાળ બુદ્ધિ પ્રકટ કર્યાં, પણ તે માત્ર લાગવગથી કે પોતાનું ધોરણ નીચું કરીને નહિ. રૉયલ સોસાયટીના તે વખતના મંત્રીએ એમનું ઓળખાણ કરાવતાં (સન ૧૮૪૧ ના માર્ચની ૧૭મીએ) નીચેનાં વચનો વાપર્યાં હતાં:-

"મુંબઇના વહાણ બાંધનાર અરદેશર ખરસેદજી થોડો વખત ઇંગ્લન્ડમાં રહ્યાં હતા. પોતાને ખર્ચે એમણે

અહીં લગીની મુસાફરી કરી. એમનો હેતુ એ હતો કે વહાણોને જે વરાળનું 'એન્જિન' લગાડાય છે તેનું પૂરેપૂરું જ્ઞાન મેળવવું અને યુરોપની કળાઓથી તથા નવી બનાવટોથી વાકેફ થવું: જેને પરિણામે પોતાના દેશને તથા દેશભાઈઓને સુધારી શકાય. વહાણ બાંધવાના શિલ્પ-સિદ્ધાન્તો તથા વહાણની વ્યવહારિક બાંધણીના કામમાં આ ગૃહસ્થ બહુ પ્રવીણ છે. વૈજ્ઞાનિક પ્રવૃત્તિઓનો એમને શોખ છે. મુંબઈમાં 'ગેસ'ની રોશની એમણે જ પહેલી વાર કરી ને એક ન્હાનું 'ગૅસ–ઘર' એમણે બનાવ્યું. આ બધું કેવળ દેશી કારીગરોની મદદથી જ. વળી એમણે પોતાને પૈસે ૬૦ ટનનું એક વહાણ બનાવ્યું, અને તેની અંદર, અહીંથી મોકલાયલું એક વરાળનું 'ઍન્જિન' પોતે જ બરોબર ગોઠવ્યું. તેને લગતી બીજી સામગ્રીનો એકેએક ભાગ પોતે જ મુંબઈમાં બનાવી બંધબેસતો કરીને ગોઠવ્યો. પછીથી એ 'સ્ટીમર'ને દેશી કામગરો તથા એન્જિન' ચલાવનારાઓની જ મદદથી દરિયાની ઉપર ચલાવી. આ સઘળા કારીગરોને એમણે પોતે જ તાલીમ આપી કેળવી તૈયાર કરેલા તે ઇંગ્લંડમાં હતા ને દરમિયાન 'ઇસ્ટ ઇન્ડિયા કંપની'ના બધાં એન્જિનોના તે મુખ્ય ઇન્સ્પેક્ટર હતા...'

એમના નામની દરખાસ્ત મૂકનાર જેમ્સ વૉકર હતા: તેઓ 'ઑ.જનિયર્સ' એસોસિએશનના પ્રમુખ હતા.

અરદેશર વાડીઆની વૃદ્ધ વયની તસ્વીરમાં એમનું મ્હોં રૂપાળું ગૌરવભર્યું છે, માન ઉપજાવે એવી સફેદ લાંબી દાઢી છે, દુરદર્શી, ચિન્તન કરતી આંખો છે. ભલાઇ ને મ્હોટાઇ મુખ ઉપર તરવરે છે.

કેટલીક પેઢીઓથી એમનું કુટુંબ વહાણ બાંધવાનું કામ કરતું. લવજી વાડીઆ ૧૭૩૬માં એક વહાણ બાંધનાર તરીકે સૂરતથી મુંબઇ આવ્યા. મુંબઇની ગોદી એમણે બાંધી. છેક ૧૮૮૫ લગી, એટલે આસરે દોઢસો વર્ષ લગી એમના વંશજો વહાણ બાંધનાર તરીકે રહ્યા.

સને ૧૮૦૮ના ઓક્ટોબરની ૬ તારીખે અરદેશરનો જન્મ થયો હતો. એમના બાપ ખરસેદજી રૂસ્તમજી વાડીઆ (૧૭૮૮–૧૮૬૩) પોતે ગોદીની ઉપર મુખ્ય વહાણ બાંધનાર (Mastership Builder) તરીકે પંદરેક વર્ષ (૧૮૪૪–૧૮૫૮) રહ્યા.

૧૮૨૨માં ચૌદ વર્ષની વયે, અરદેશર એક ઉમેદવાર (એપ્રેન્ટિસ) તરીકે, ગોદીમાં દાખલ થયા. આઠ વર્ષ વ્યવહારિક બાંધકામ કર્યું, પછી વાંચનનો રસ શરૂ થયો. ૧૮૩૦ થી "વરાળયંત્રના સિદ્ધાન્ત તથા વ્યવહારિક ઉપયોગ"ના અભ્યાસની તરફ તે વળ્યા, અને દરિયાઇ ઇજનેરનું શાસ્ત્ર (Marine Eugeneeiring) ખાસ વખત કાઢીને શીખવા માંડ્યું. તે વખતે મુંબઇની ટંકશાળમાં મિ. ગિલ્વેરી કરીને મુખ્ય ઇજનેર હતો. સરકારની રજા મેળવીને અરદેશર એમની પાસે કામ શીખવા રહ્યાં અને યંત્રો ચલાવવા તથા બનાવવામાં પ્રવીણ થયા. અરદેશર પોતે જ કહે છે કે "કોઇની મદદ વિનાં મ્હેં મ્હારા હાથે જ એક ન્હાનકડું વરાળનું એન્જિન બનાવ્યું. તે માત્ર એક જ 'હૉર્સપાવર'નું હતું. વળી ઘણું ખર્ચ કરીને એક દરિયાઇ વરાળ–એન્જિન મ્હે ઇંગ્લન્ડમાં બનાવરાવ્યું, અને મ્હેં પોતે જ બાંધેલા વહાણમાં એક દેશી લુહારની મદદથી તે ગોઠવ્યું."

આ સ્ટીમરનું નામ 'ઇન્ડસ' (સિન્ધુ નદી) રાખવામાં આવ્યું. ૧૮૩૩ના ઑગસ્ટની ૧૬મીએ ત્હેને જળમાં ઉતારી, મુંબઇમાં જ ખાનગી રીતે બનેલી આ પહેલી સ્ટીમર હતી. અરદેશર તે વખતે ૨૫ વર્ષના હતા. આ સ્ટીમરને ચલાવવા, સાચવવા વગેરેને માટે અરદેશરે પેલા દેશી લુહારને જ રાખ્યો હતો. કોઇ પણ યુરોપીઅનની મદદ વગર આ વફાદાર કાબેલ લુહારે આ સ્ટીમર, અકસ્માત કે ઇજા વગર, પાંચ વર્ષ લગી બરોબર ચલાવ્યે રાખી. પછી તો મુંબઇ સરકારે ત્હેને ખરીદી લીધી.

૧૮૩૪ના માર્ચની ૧૦મી તારીખે અરદેશરે પોતાનાં મઝગાંવના બંગલા તથા વાડીને 'ગેસ'ના દીવાની રોશનીથી શણગાર્યાં. આ નવાઇનો પ્રયોગ જોવાને મુંબાઇના ગવર્નર, અર્લ ઑવ ક્લેર, ખાસ આવ્યા. આખું મુંબાઇ શહેર પણ ત્યાં ઉભરાયું હતું ને ભીડમાંથી ગવર્નરની ગાડીને પણ પસાર થવું ભારે પડ્યું. 'મુંબાઇના ગેઝેટ'ના વર્ણન મુજબ બંગલાની અંદર જ ૨૮ ગેસના દીવાઓ હતા. વાડી, 'કમ્પાઉન્ડ' વગેરેમાં હતા તે જુદા. ગવર્નરે અરદેશરને ખાસ પોશાક આપ્યો.

ગેસના દીવાની રોશની મૂક્યા પછી એક મહિનાની અંદર વરાળથી કામ કરતો એક 'પમ્પ' અરદેશરે મુંબઇમાં પહેલીવાર દાખલ કર્યો. પોતાના બાગના કુવામાંથી તે વડે પાણી ખેંચાને એક ન્હાનો ફુવારો પણ ઉરાડ્યો. 'મુંબઇના ગેઝેટ' (૧૮૩૪, એપ્રિલ ૧૪) અરદેશરની પ્રશંસા કરી કે બગીચાને પાણી પાવાનું; ખેતરોને પાણી

આપવાનું વગેરે અગત્યનાં કામો કેવી સહેલાઇથી થઇ શકે છે તે એમણે ઠીક બતાવ્યું.

સંચાકામના ન્હાના ન્હાના ભાગો બનાવવાને 'ફાઉંડરી' જેવું હિંદમાં કશું ન હતું. અરદેશરે, તેથી, પોતાના મકાનમાં એક ન્હાની 'ફાઉન્ડરી', લોઢું ગાળવા તથા ઢાળવાને માટે બનાવી, એનું કામ એવું સરસ હતું કે એમાં બનાવેલ યંત્રના ટૂકડાઓ વડે અરદેશરનાં યંત્રો, જાણે આખાં ઇંગ્લન્ડમાં બનાવ્યાં હોય તેવાં, બંધબેસનાં ને સરસ દેખાતાં. પાંચ હજાર ગેલન પાણી માઇ શકે એવી મ્હોટી લોઢાની ટાંકીઓ પણ એમાં ઢાળી હતી.

તેવામાં મુંબઇમાં 'એલ્ફીન્સ્ટન ઇન્સ્ટિટ્યૂશન' શરૂ થયું : એમાંથી પછીથી એ જ નામે મશહૂર હાઇસ્કૂલ તથા કૉલેજ થયાં જુદી જુદી વિદ્યાઓ શીખવવાને માટે ઇંગ્લન્ડથી ખાસ અધ્યાપકો આણવામા આવ્યા હતા. તેઓમાં આર્લેબર કરીન એક ગણિતનો અધ્યાપક હતો. એમને અરદેશરની ઓળખાણ થતાં તથા એમનું યંત્રવિદ્યાનું વ્યવહારિક જ્ઞાન બહુ સરસ છે એ જોતાં એ અધ્યાપકે મુંબઇ સરકારને અરજી કરી કે વિદ્યાર્થીઓને શીખવવામાં મદદ કરવાને માટે, અને ખાસ કરીને યંત્રશાસ્ત્ર તથા રસાયણવિદ્યા શીખવવાને માટે તેઓ અરદેશરને રજા આપે આ મંજૂરી તુરત મળી અને અરદેશરની નિમણૂક થઇ.

દરમિયાન વરાળના એન્જિનોથી વહાણ ચલાવવાનું કામ આખી દુનિયામાં ખૂબ વધી ગયું હતું. સાથે સાથે વધતી જતી સ્ટીમરોનું સમારકામ પણ વધી પડ્યું હતું. યુરોપીય ઇજનેરોને હિન્દની હવા બહુ ગમતી નહિ, તેમ તેઓ બીજી હરકતો પણ ઊભી કરતા. અરદેશરના ચપળ મગજે જોઇ લીધું કે આ વિજ્ઞાનનો વધુ અભ્યાસ કરવામાં લાભ છે તેથી વરાળશક્તિના તથા વરાળયંત્રોના વધુ અભ્યાસને માટે ઇંગ્લન્ડ જવાનું અરદેશરે નક્કી કર્યું. તે માટેની રજા મળતાં ઢીલ થઇ તેમાં તે હવાફેરને માટે થોડો વખત ચીન જઇ આવ્યા. રજા મંજૂર થતાં ૧૮૩૯ ના સપ્ટેમ્બરની ૧૨ મીએ, એકત્રીસ વર્ષની ઉંમરે "બનિસ" નામનાં વહાણ ઉપર અરદેશર ચઢયા.

પોતાના આ પ્રવાસનાં બે પુસ્તકો અરદેશરે લખ્યાં; "મુંબઇથી ઇંગ્લન્ડ લગીની સફર" અને "ઇંગ્લન્ડમાં એક વર્ષ."

એ જ વર્ષમાં, (૧૮૩૯) રાજકુંવરી વિક્ટોરિયા ઇંગ્લન્ડ વગેરે દેશોનાં રાણી થયાં. બ્રિટનના ઇતિહાસમાં આ એક મહત્વનું વર્ષ હતું. બીજી પાસથી હિન્દવાસીને આવા પ્રવાસો બહુ વિરલ હતા. વળી તે વખતે પારસી કોમ, કાંઇક નાગર બ્રાહ્મણોની કોમની માફક જૂના રીવાજોમાં ચૂસ્ત હતી; ખાસ કરીને જમવા ખાવાની બાબતોમાં. પારસીઓ પારસી સિવાયના બીજા કોઇના હાથનું જમતા નહિ. બીજાઓ, બિનપારસીની સાથે એક ટેબલની ઉપર પણ જમતા નહિ. આ બધું પાળીને ઇંગ્લંડ જવું તથા ત્યાં રહેવું એ બહુ ખર્ચાળ તેમ જ વારંવાર અગવડભર્યું થઇ પડતું. ઘણી વ્યવહારિક મુશ્કેલીઓ ઊભી થતી. સાથે એક પારસી રસોઇઓ તો લઇ જ જવાનો. તેથી નોકરોનું ખર્ચ વધતું; ઉતારાની જગ્યા, જુદું રસોડું વગેરે ગોઠવણો દરેક વખત સહેલી નહોતી થતી. પણ અરદેશર એ સર્વને માટે તૈયાર હતા.

૭મી ઑક્ટોબરે તેઓ સુએઝની નહેર પહોંચ્યા. પછીથી કાહેરો, મિસરની રાજધાનીમાં ગયા. ત્યાંની એબ્રહામ પાશાની મ્હોટી વાડીનું વર્ણન કરતાં અરદેશર લખે છેઃ "બધી જાતનાં અંગ્રેજી ફળો ને શાકો ત્યાં બહુ થતાં. સરસ પસંદગીનાં હિન્દુસ્તાની ફળો પણ થતાં હતાં." એ બાગનો મુખ્ય બાગવાન અંગ્રેજ હતો : એ હિન્દ આવીને કેટલાક રોપાઓ લઇ ગયો હતો.

એલેક્ઝાન્ડ્રિયામાં રહેવાની મુશ્કેલી પડી, પણ ફ્રેન્ચ કોન્સલે પોતાના એક ફ્રેન્ચ વહાણ ઉપરના પારસીની પાસે ખાવાનું કરાવરાવી માયાળુપણે તે અરદેશરને પહોંચાડ્યું. ત્યાંની ગોદીઓ, 'વર્કશોપ', વહાણો તથા મિસરનો દરિયાઇ કાફલો જોયાં.

૨૭મી ઓક્ટોબરે માલ્ટા ટાપુ ઉપર પહોંચ્યા. ત્યાં વીસ દિવસ 'કવોરન્ટાઇન'માં રહેવું પડ્યું. ૧૪મી નવેમ્બરે ત્યાંથી છૂટી ૨૦મીએ જિબ્રાલ્ટર પહોંચ્યા અને ૨૭ ડીસેમ્બરે એમણે અંગ્રેજી કિનારો દેખ્યો. આ સફરે આશરે અઢી મહિના લીધા.

ઇસ્ટ ઇન્ડિયા કંપનીના ડાયરેક્ટરોની કોર્ટની રજાથી મેસર્સ સીવર્ડઝની સંભાળ તળે અરદેશર રહ્યા. મુંબઇમાં એમનો જે પગાર હતો તે એમને અહીં પણ મળતો. તે ઉપરાંત રૂ. ૩૦૦)નું માસિક ખાસ ભથ્થું ડાયરેક્ટરોએ એમને બાંધી આપ્યું. અરદેશરે જુદાં જુદાં કારખાનાંઓ જોયાં, તેઓમાં કામ કર્યું, જુદા જુદા 'ડૉકયાર્ડ'ની મુલાકાત લીધી, અને જેમની પાસેથી કામ શીખવાનું હતું તેઓની પ્રશંસા મેળવી.

ઇજનેરીને લગતી બીજી સંસ્થાઓનો સંસર્ગ પણ એમણે કેળવવા માંડ્યો. ઇંગ્લંન્ડ ઊતર્યા પછી એક અઠ-

વાડીઆમાં તે "પૉલિટેકનિકલ ઇન્સ્ટીટ્યૂટ"માં જવા લાગ્યા. થોડા સમયમાં એ સંસ્થાના 'ફ્રી મેમ્બર્સ'માં એમનું નામ મૂકાયું. "સિવિલ એન્જિનીઅર્સ એસોસિએશન"ના એ 'એસોસિએટેડ મેમ્બર' ચૂંટાયા. એ સંસ્થાની સભાઓમાં તે નિયમસર જતા અને એના પ્રમુખ જેમ્સ વૉકરનો એમણે સારો મત મેળવ્યો. રૉયલ સોસાયટીની એક 'soiree' (હળતમળતની રહાંજની સભા) એના પ્રમુખ માર્કિવસ ઑવ નોર્ધમ્પ્ટનને ત્યાં હતી. જેમ્સ વોકરે એમને માટે પણ એક આમંત્રણ મેળવ્યું. ૧૮૪૦ના એપ્રિલની ૧૧મીએ આ પ્રસંગે યજમાન અમીર (રો. સો.ના પ્રમુખ)ને જ નહિ, પણ કેટલાક મ્હોટા રાજપુરુષો (સર રૉબર્ટ પીલ, ડ્યુક ઑવ આર્જાઇલ વગેરે)ને તેમ જ રૉયલ સોસાયટીના ઘણા સભ્યોને પણ મળ્યા.

૧૮૩૭માં (ઇંગ્લન્ડ જતા પહેલાં) તે "રૉયલ એશિયાટિક સોસાયટી"ના બહાર-વસતા સભ્ય થયા હતા. ૧૮૪૦માં "સોસાયટી ઑવ આર્ટસ એન્ડ સાયન્સ"ના સભાસદ ચૂંટાયા; પછીથી "બ્રિટિશ એસોસિએશન ફૉર ધી એડવાન્સમેન્ટ ઑવ સાયન્સ"ના યંત્રવિભાગના સભ્ય થયા.

હિન્દમાં નોકરી કરીને નિવૃત્ત થયેલા એવા ઘણા અંગ્રેજી અધિકારીઓને પણ અરદેશર મળ્યા: તેઓમાં અહીં નામ આપવા જેવા, મુંબઇના માજી ગવર્નરો માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન તથા લૉર્ડ ક્લેર હતા. એ ઉપરાંત પ્રિન્સ આલ્બર્ટ (રાણી વિક્ટોરિયાના પતિ), ડ્યૂક ઑવ કેમ્બ્રિજ, ડ્યૂક ઑવ વેલિંગ્ટન, સર જૉન હૉબહાઉસ વગેરેનું પણ એમણે ઓળખાણ કર્યું.

ઘણી હળતમળત છતાં પારસી સિવાય બીજા કોઇના હાથે રાંધેલ ખોરાક એમણે કદી ખાધો ન હતો. જ્યાં જમવાનું હોય તેવે કેટલેક સ્થળે પોતાના રસોઇયાને તે આગળથી મોકલી જુદી રસોઇ કરાવી જમતા; જ્યાં આવું બની શકતું નહિ ત્યાં જમવાની ના પાડતા.

૧૮૪૦ના ફેબ્રુઆરીમાં રાણી વિક્ટોરિયાનું પ્રિન્સ આલ્બર્ટની સાથે લગ્ન થયું. તે પ્રસંગે પોતે દેવળમાં હતા. લગ્નના માનમાં લંડનનાં સાર્વજનિક મકાનોએ જે સરસ રોશની કરી હતી તેનો દેખાવ એમને બહુ ગમ્યો હતો. વળી પાર્લામેન્ટ જોવા ય ગયા હતા. અમીર-સભામાં નવા અમીરના પ્રવેશની સોગનવિધિ એમણે દીઠી અને આમની સભામાં ગ્લેડસ્ટન, લૉર્ડ જૉન-રસલ વગેરેની, ને અમીર સભામાં લૉર્ડ ચેન્સેલર લૉર્ડ થહામનું વ્યાખ્યાન સાંભળ્યું. રાજદરબારની મજલિસમાં, 'લેવી'માં, એમને રાણી વિક્ટોરિયા પાસે પણ લઇ જવામાં આવ્યા હતા.

ઇસ્ટ ઇન્ડિયા કંપનીનાં મુંબઇના વરાળયંત્રના કારખાનાને માટે મુખ્ય ઇજનેરની તથા એન્જિનોના ઇન્સ્પેક્ટરની ભેગી એવી એક જગ્યાને માટે ૧૮૪૦ના જુલાઇમાં એક જાહેરખબર નીકળી. ઘણા અંગ્રેજ ઉમેદવારો હતા; અરદેશરે પણ અરજી કરી અને એમને એ જગ્યા મળી એટલે ૧૮૪૧ના આરંભમાં તેઓ હિન્દ પાછા ફર્યા, અને ૧લી એપ્રિલે આ નોકરીમાં જોડાયા. દરમિયાન માર્ચની ૨૭મીએ તેઓ રૉયલ સોસાયટીના સભ્ય પણ ચૂંટાઇ ગયા.

૧૮૪૩માં તે પહેલા 'ફ્રીમેસન લોજ'માં જોડાયા. ૧૮૫૦મા મુંબઇના 'મીકેનીકસ ઇન્સ્ટિટ્યૂટ'ના તે ઉપપ્રમુખ ચૂંટાયા. ૧૮૫૧ના ફેબ્રુઆરીમાં, એમના પુત્ર રુસ્તમજીએ બાંધેલી 'લવજી ફેમિલી' નામની નવી આગમોટનું એમણે જલાવતરણ કર્યું. આ આગબોટ ૮૦ ટનની હતી અને એની બધી સામગ્રી અરદેશરની 'ફાઉન્ડરી'માં તૈયાર થઇ હતી.

૧૮૫૧ના સપ્ટેમ્બરમાં હવાફેરને માટે તે બીજી વાર ઇંગ્લેંડ ગયા. નવા નવા યાંત્રિક તથા વૈજ્ઞાનિક સુધારાઓ જોવા તે વળી નવાં નવાં નગરોમાં ફરી આવ્યા. અમેરિકા પણ જઇ આવ્યા. મહેનત બચાવતી તથા સુખસગવડ વધારતી નવીનવી ચીજોનો અભ્યાસ કરવો અને પોતાના દેશમાં આણવી એ એમની એક મોટી ધૂન હતી. આમ શીવવાનો સંચો, ફોટોગ્રાફી તથા 'ઇલેક્ટ્રો-પ્લેટિંગ' એમણે મુંબઇમાં દાખલ કર્યાં. ૧૮૫૨માં એ હિન્દ પાછા ફર્યા.

૧૮૫૫માં તે 'જે. પી.' થયા. ૧૮૫૭માં લગભગ પચાસ વર્ષની ઉંમરે તે નોકરીમાંથી નિવૃત્ત થયા. નૌકાસૈન્યના મુખ્ય અધિકારી ('કમાન્ડર-ઇન-ચીફ') એ તેમ જ ઇસ્ટ ઇન્ડિયાના ડાયરેકટરોએ એમની મુક્તકંઠે જાહેર પ્રશંસા કરી. (રૂા. ૪૦૦)નું ખાસ પેન્શન એમને માટે બાંધી આપ્યું. ૧૮૫૯માં તે ત્રીજી વાર ઇંગ્લન્ડ ગયા. ૧૮૬૧માં કરાંચીની "ઇન્ડસ ફ્લોટિલા કંપની"એ એમને પોતાના સુપરિન્ટેન્ડન્ટ એન્જિનીઅર નીમ્યા. બે વર્ષ પછી ત્યાંથી છૂટા થઇ, ૧૮૬૩માં તે ફરીથી ઇંગ્લન્ડ ગયા ને રિચમંડમાં રહ્યા. ત્યાં જ ૧૮૭૭માં, ૬૯ વર્ષની ઉંમરે, એમનું અવસાન થયું.*

* લેખકના "વિજ્ઞાનમન્દિર" નામે પ્રગટ થતા પુસ્તકમાંથી.

# રશિયા અને અમેરિકા

(ઐતિહાસિક પાર્શ્વભૂમિકા)

શ્રી. દેવવ્રત નહાનુભાઈ પાઠક.



**આજથી** લગભગ સોએક વર્ષ પહેલાં Democracy in America નામના પોતાના સુપ્રસિદ્ધ ગ્રંથમાં રશિયા અને અમેરિકા વિશે લખતાં જાણીતા ફ્રેન્ચ લેખક એલેક્સી દ તોકવીલે લખ્યું છે: " Their starting point is different, and their courses are not the same; yet each of them seems marked out by will of heaven to sway the destinies of half the globe."

"તેમનાં ઉદ્‌ભવસ્થાન જુદાં છે અને તેમના રાહ પણ એક નથી, છતાં જાણે પ્રત્યેક (પ્રોઇ) દૈવી ઇચ્છાનુસાર અડધી અડધ દુનિયા ઉપર શાસન કરવા નિર્માયેલાં છે."

સો વર્ષ પહેલાં અમેરિકા અને રશિયાની સુષુપ્ત શક્તિને આટલી સચોટ રીતે પારખનાર આ મહાન લેખક વિશે માન થયા વિના રહેતું નથી.

૧૯૩૯માં જ્યારે બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું ત્યારે પ્રચંડકાય રશિયા અને શક્તિશાળી અમેરિકા બંને આજની ભૂમિકા ઉપર આવશે એમ કોણે ધાર્યું હશે? ૧૮મી સદીના અંતે અમેરિકા અને રશિયા જ્યારે એક બીજાને જાણતાં થયાં ત્યારે અમેરિકાએ તો તાજું જ સ્વાતંત્ર્ય મેળવ્યું હતું, અને રશિયા તો જાગીરદારી અને જુલ્મી શાસન નીચે રીબાતું હતું. દુનિયાના રાજકારણમાં તે વખતે રશિયા કે અમેરિકાની ગણતરી નહોતી.

ઐતિહાસિક દ્રષ્ટિએ જોતાં અમેરિકા અને રશિયા વચ્ચેના છેલ્લા બસો વર્ષના સંબંધો એકંદરે મૈત્રિમર્યા રહ્યા છે. આનું મુખ્ય કારણ તો કદાચ એકબીજા વચ્ચેનુ વિશાળ અંતર હશે એમ લાગે છે. બંને વચ્ચે ભાગ્યે જ લડાઇ થઇ છે. અલબત્ત, એવા ઘણાયે પ્રસંગો બન્યા છે જ્યારે બંને દેશોમાં એકબીજા માટે અવિશ્વાસની લાગણી જન્મી છે, પણ આ લાગણી ઝાઝો વખત ટકી નથી. અને બંને વચ્ચેનો સુમેળ ફરીથી સ્થાપિત થયો છે, અને છતાં સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યા પછી અમેરિકાએ ૧૭૮૧માં જ્યારે પોતાના પ્રથમ એલચી-ફ્રાન્સિસ ડાનાને સેન્ટ પીટર્સબર્ગ કેથેરાઇન રાણીના દરબારમાં મોકલ્યો ત્યારે તેનો અસત્કાર થયો. ૧૭૮૩માં કંટાળીને ફ્રાન્સિસ પાછો ફર્યો. રશિયા અને અમેરિકા વચ્ચેનો સંપૂર્ણ વ્યવહાર શરૂ થતાં બીજાં ૨૧ વર્ષ નીકળી ગયાં. એ વખતના અમેરિકાના બળવાખોર અને ઉદ્દામવાદી વિચારો માટે રશિયાને લેશમાત્ર સહિષ્ણુતા નહોતી. આજે એ જ અમેરિકાની રશિયાની દ્રષ્ટિએ નહિ, પણ દુનિયાની દ્રષ્ટિએ એક રૂઢિચુસ્ત દેશ તરીકે ગણના થાય છે. ૧૯૧૭ના બોલ્શેવિક બળવા પછી રશિયામાં સોવિયેટ રાજ્યની સ્થાપના થઇ. થોડી વાર તો લગભગ દરેક રાજ્ય રશિયાની સામે શંકાથી જોવા લાગ્યું. પણ ધીમે ધીમે યુરોપનાં બધાં રાજ્યોએ રશિયા સાથે રાજકીય સંબંધો બાંધ્યા. માત્ર અમેરિકા જ અડગ રહ્યું; અને ૧૯૩૩માં જ્યારે ફ્રેન્કલીન રૂઝવેલ્ટ પ્રમુખ થયો ત્યારે જ રશિયા સાથેના સંબંધો શરૂ થયા.

૧૯મી સદીની શરૂઆતમાં રશિયા અને અમેરિકાએ નેપોલિયનની યુરોપના દરિયાઇ કાંઠાની રૂંધન-નીતિનો સખત સામનો કર્યો, કારણ કે બંને દેશો ઘણો વખત સુધી આ મહાન વિગ્રહ દરમિયાન તટસ્થ રહેલાં અને તેમના દરિયાઇ વ્યાપાર અને વહાણવટાને નેપોલિયનની નીતિથી ખૂબ ધોકો પહોંચ્યો. બ્રિટન આ દરમિયાન નેપોલિયન સાથે વિગ્રહમાં સંડોવાયેલું હતું, અને તેણે પણ અમેરિકાના એક તટસ્થ રાજ્ય તરીકેના હકો ઉપર તરાપ મારી. એક તટસ્થ રાજ્ય તરીકેના પોતાના હકોના સંરક્ષણાર્થે અમેરિકા બ્રિટન સાથે યુધ્ધે

ખાનગી મીલકતના બદલામાં તેમને પૂરતા પ્રમાણમાં બદલો આપશે; (૨) કેરેન્સ્કી સરકારના વખતનું દેવું ભરપાઇ કરવા કબૂલશે અને (૩) અમેરિકાની આંતરિક વ્યવસ્થામાં કોઇ જાતની ડખલગીરી ન કરવાની બાંહેધરી આપશે. સોવિયેટ સરકારે આ માગણીઓ કબૂલ રાખી. પણ અમેરિકાના સેક્રેટરી-ઑફ સ્ટેટ્સ હ્યુજીસે જણાવ્યું કે, "હાલમા મંત્રણાઓ કરવા માટે અવકાશ નથી." તેના પછીના સેક્રેટરી કેલોગ અને સ્ટીમસને પણ આ જ નીતિ અખત્યાર કરી. જો કે આ દરમિયાન જીનીવામાં મળેલી નિઃશસ્ત્રીકરણની પરિષદમાં રશિયા અને અમેરિકાએ હાજરી આપી અને ૧૯૨૮ના કેલૉગ-બ્રાયન્ડ કરારો ઉપર પણ રશિયાએ સહી કરી. ૧૯૨૯માં ચીન-રશિયા વચ્ચે સરહદનો ઝગડો થયો, અને બંને દેશોએ સામસામા હુમલા કર્યા. આ તકનો લાભ લઇ સેક્રેટરી સ્ટીમસને, રશિયાએ કેલૉગ-બ્રાયન્ડ કરારોનો ભંગ કર્યો છે એમ સોવિયેટ સરકારને જાણ કરી. રશિયાના પરદેશમંત્રી લીટવીનોફે આ દોષારોપણનો સણસણતો જવાબ વાળતાં કહ્યું કે જે દેશ રશિયા સાથે સંબંધ બાંધવા તૈયાર નથી તેને આ રીતે સલાહ આપવાનો અધિકાર નથી.

રશિયા સામેનો અમેરિકાનો કદાગ્રહ વધુ સમય ટકી શકે તેમ નહોતો. દુનિયાના લગભગ બધા જ દેશોએ રશિયા સાથે સંબંધો બાંધ્યા હતા. સોવિયેટ સરકાર પણ રશિયામાં પગભર થઇ હતી. ૧૯૨૯-૩૦ના મંદીના મોજાં પછી અમેરિકાના વ્યાપારી વર્તુળો રશિયા જેવા વિશાળ દેશ સાથે વેપાર કરવાની તીવ્ર ઇચ્છા સેવી રહ્યાં હતાં. અમેરિકન પ્રજાજનોમાં પણ એકંદરે રશિયા સાથેની આ અસાધારણ પરિસ્થિતિનો અંત લાવવાની ઉત્સુકતા હતી. બીજી બાજુ રશિયાએ પણ અમેરિકા સાથે આર્થિક અને રાજકીય વ્યવહાર શરૂ કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી. પણ રશિયા-અમેરિકાને નજીક લાવવામાં સૌથી વધુ કારણભુત તો આંતરરાષ્ટ્રીય રાજકારણની ૧૯૩૦ પછીની પલટાતી પરિસ્થિતિ હતી. ઇટાલિમાં મુસોલિની સર્વસત્તાધીશ બન્યો હતો અને જર્મનીમાં હિટલર બનતો જતો હતો. દૂર પૂર્વમાં જાપાને ૧૯૩૧માં એક નજીવા કારણનો લાભ લઇ ચીન ઉપર હુમલો કર્યો અને ચીનને થોડીવારમાં જ મ્હાત કર્યું. રશિયા કે અમેરિકા લીગ ઑફ નેશન્સનાં સભ્યો નહોતા, અને બંને દેશો પાસિફીકના આજુબાજુના પ્રદેશોમાં કાયમી શાંતિ ઇચ્છતા હતા. અમેરિકાના સેક્રેટરી ઑફ સ્ટેટ્સ સ્ટીમ્સને જાપાનના આક્રમણને વખોડી કાઢ્યું. અને લીગ ઑફ નેશન્સને આ વિશે તાકીદે પગલાં ભરવા વિનંતી કરી, પણ જાપાન ઉપર આની કાંઇ ખાસ અસર થઇ નહિ.

આંતરરાષ્ટ્રીય રાજકારણની આ કથળતી પરિસ્થિતિમાં ૧૯૩૩માં ફ્રેન્કલિન રૂઝવેલ્ટ પ્રમુખપદે ચૂંટાયા તે જ વર્ષે રશિયાના પ્રમુખ કાલિનીન ઉપર એક પત્ર પાઠવી રૂઝવેલ્ટે બંને દેશો વચ્ચે પુનઃ વ્યવહાર સ્થાપિત કરવાનું કહેણ મોકલ્યું. આ આમંત્રણનો સત્વર સ્વીકાર કરીને રશિયાએ વિદેશમંત્રી લીટવીનોફને વોશિંગ્ટન મોકલ્યા. અઠવાડિયાની મંત્રણાઓ પછી રશિયા અને અમેરિકા વચ્ચે સંપૂર્ણતઃ રાજકીય અને આર્થિક વ્યવહાર શરૂ કરવાનો મહત્વનો નિર્ણય લેવામાં આવ્યો. આ નિર્ણયમાં મુખ્ય પાંચ મુદ્દાઓ હતા. (૧) રશિયામાં વસતા અમેરિકનોને તેમના ધાર્મિક વ્યવસાયોમાં સંપૂર્ણ છૂટ મળી. (૨) કાયદા-કાનૂનની દૃષ્ટિએ પણ તેમને ઘટતી સગવડ આપવામાં આવી (૩) બંને દેશોના પરસ્પરના લેણદેણના પ્રશ્નો ભવિષ્ય ઉપર મુલતવી રાખવામાં આવ્યા. (૪) અમેરિકાની સાઇબિરિયામાંની પ્રવૃત્તિઓને અંગે ઉભા થયેલા દાવાને રશિયાએ જતું કર્યું અને (૫) અમેરિકાના આંતરિક વહીવટમાં સોવિયેટ સરકાર તરફથી સામ્યવાદી પ્રચારકાર્ય ન કરવાની બાંહેધરી મળી. અમેરિકા તરફથી વિલિયમ બુલિટ અને રશિયા તરફથી એલેકઝાન્ડર ટ્રોયાનોસ્કીની એલચી તરીકે નિમણુંક થઇ. રશિયા અને અમેરિકાનો સંપર્ક વધવાથી પરસ્પરનો વ્યાપાર વધ્યો. જો કે રાજકીય દૃષ્ટિએ બહુ ફરક પડ્યો નહિ.

દરમિયાન ફાસીવાદ અને નાઝીવાદ યુરોપના રાજ્યકારણમાં જ શે પલટો લાવી રહ્યા હતા. ઇટલિ, જર્મની અને જાપાનના સંકુચિત અને આક્રમક રાષ્ટ્રવાદ સામે પશ્ચિમનાં રાજ્યો અને અમેરિકાએ કોઇ કડક પગલાં લીધાં નહિ. ૧૯૩૪માં રશિયા લીગ ઑફ નેશન્સમાં દાખલ થયું અને રશિયન પ્રતિનિધિ લીટવીનોફે વણસતી પરિસ્થિતિને કાબૂ નીચે આણવા અન્ય રાજ્યોને વિનંતિ કરી. ૧૯૩૩ થી ૧૯૩૯ સુધીના લડાઇ પહેલાંનાં વર્ષો ઉપર આજે દૃષ્ટિ નાખીએ છીએ તો સ્હેજે લાગે છે કે એ દિવસોના પ્રશ્નો ઉપર રશિયાની એ વખતની નીતિ જેટલી સાચી અને પ્રગતિશીલ હતી તેટલી જ

વાસ્તવિક હતી. "અવિભાજ્ય શાન્તિ"નો મંત્ર લીટવી-નોફે જ ફરી ફરીને ઉચ્ચાર્યો. સ્પેનના આંતરવિગ્રહમાં પણ રશિયા ફ્રાન્કો સામે ખડું રહ્યું. ઇટલિના એબીસિનિયા ઉપરના ઘાતકી હુમલાનો વિરોધ રશિયાએ ઉચ્ચાર્યો, તેવો બીજા કોઈ રાજ્યે ઉચ્ચાર્યો નહિ. એક આક્રમણખોર રાજ્ય તરીકે ઇટલિનો બહિષ્કાર કરવાની રશિયાની દરખાસ્તને કોઈએ ટેકો આપ્યો નહિ. ૧૯૩૬માં હિટલરે રહાઇનલેન્ડનો કબજો લીધો ત્યારે બ્રિટન, ફ્રાંસ અને અમેરિકાએ તેની સામે આંખમીચામણા કર્યાં. જાપાને ચીન ઉપર હુમલો કર્યો (૧૯૩૭) ત્યારે એશિયાની શાંતિ અર્થે જાપાન સામે અસરકારક પગલાં લેવાની રશિયાએ હિમાયત કરી. આ સંજોગોમાં હિટલરે સહેલાઈથી મ્યુનિચની પરિષદમાં પશ્ચિમના રાજ્યકર્તાઓને થાપ આપી અને સુડેટનલેન્ડમાં પગપેસારો કર્યો. જર્મનીએ ઝેકોસ્લોવાકિયા ઉપર ચઢાઈ કરી ત્યારે માત્ર રશિયાએ જ એ નાના દેશની પડખે રહી મદદ કરવાની તૈયારી બતાવી. છતાં અમેરિકાને રશિયાની નીતિમાં વિશ્વાસ કે શ્રદ્ધા નહોતાં. રશિયા સમગ્ર દુનિયામાં સામ્યવાદનો ફેલાવો કરી રહ્યું છે અને એ માન્યતાનું અમેરિકાના રાજ્યદ્વારી વર્તુળોમાં ખૂબ પ્રાબલ્ય હતું. સામ્યવાદી પ્રવૃત્તિની દેશદેશની પ્રગતિના જમા ઉધારના પાસાંની મોસ્કોમાં અવારનવાર વિચારણા થતી, જેથી અમેરિકામાં રશિયા માટે વહેમી વાતાવરણ ઉભું થાય એમાં નવાઈ નહોતી. ૧૯૩૮-૩૯ના ડહોળાયેલા વાતાવરણમાં રશિયા અને જર્મની સામસામાં યુદ્ધે ચડી એક બીજાનો વહેલી તકે અંત લાવે એવી મનોકામના અમેરિકાના કેટલાક સમુદાયો સેવી રહ્યા હતા. ૧૯૩૯ના ઑગસ્ટમાં રશિયાએ જર્મની સાથે સમજૂતી કરી અને બીજા વિશ્વયુદ્ધની શરૂઆતમાં રશિયાને બદલે પશ્ચિમનાં રાજ્યો સામે જર્મનીના સંગ્રામની શરૂઆત થઈ.

૧૯૪૧ના જુનની ૨૨ મીએ જર્મનીએ રશિયા ઉપર હુમલો કર્યો. એ જ વર્ષના ડીસેંબરની ૮ મીએ જાપાને અમેરિકાના તાબાના પેસિફીક સમુદ્રના મધ્યમાં આવેલા પર્લહાર્બર ઉપર આક્રમણ કર્યું. રશિયા અને અમેરિકા આમ ધરી રાજ્યો સાથે યુદ્ધમાં સંડોવાયાં અને સાથી રાજ્યો બન્યાં.

ડૉ. નરસિંહ મૂળજીભાઈ શાહ,
एम. एससी; पीएच. डी.

# विज्ञानदर्शन

## વિજ્ઞાનનું બ્રિટીશ એસોસિયેશન



છેલ્લાં પાંત્રીસ વર્ષોથી દર વર્ષે જાન્યુઆરીના પ્રથમ અઠવાડિયામાં આપણી યુનિવર્સિટીઓના કેન્દ્ર શહેરોમાં* હિંદ વિજ્ઞાન પરિષદનું અધિવેશન ભરાય છે અરસપરસ કાર્યકરોનો સમાગમ વધે તો સંશોધનના કાર્યને વેગ મળે એટલું જ નહીં પણ વૈજ્ઞાનિક સંશોધનની અગત્ય અને સમજૂતી સામાન્ય પ્રજામાં પણ ફેલાવી શકાય. આ વિચારને અમલમાં મૂકવા હિંદ વિજ્ઞાન પરિષદની સ્થાપના કરવામાં આવી હતી. આવી સમાનધર્મી સંસ્થાઓ વિજ્ઞાનમાં આગળ વધેલા દેશોમાં પણ અસ્તિત્વ ધરાવે છે. અમેરિકાની સંસ્થા 'અમેરિકન એસોસિયેશન ફૉર ધી એડવાન્સમેન્ટ આફ સાયન્સ' અને ઇંગ્લાંડની સંસ્થા 'બ્રિટીશ એસોસિયેશન ફૉર ધી એડવાન્સમેન્ટ ઑફ સાયન્સ' તરીકે સુવિખ્યાત છે.

વિજ્ઞાન-જગતમાં બ્રિટીશ એસોસિયેશનનું સ્થાન વિશિષ્ટ મહત્તાપૂર્ણ છે. આ સંસ્થા ઓગણીસમી સદીની શરૂઆતથી કાર્ય કરતી આવી છે. ઇંગ્લાંડમાં ઔદ્યોગિક પરિવર્તને વિજ્ઞાનમાં ખૂબ રસ પેદા કર્યો હતો. સંચાઓએ માણસની જગ્યા લેવા માંડી હતી, અને રોજના જીવનમાં વિજ્ઞાન વિશેષ ભાગ ભજવશે એમ સામાન્ય જનતાને મન વસી ગયું હતું. વિજ્ઞાનીઓ અને જનતાને સાંકળી વિજ્ઞાનના ક્ષેત્રમાં થતું કાર્ય સામાન્ય માણસને સમજાવે એવી સંસ્થાની જરૂર સૌને લાગી હતી. પરિણામે બ્રિટીશ એસોસિયેશનની સ્થાપના ૧૮૩૧ માં, આજથી ૧૧૮ વર્ષ પૂર્વે થઈ હતી. બ્રિટીશ એસોસિયેશન ખૂબ જૂની વિજ્ઞાનસંસ્થા છે. તેની આ વર્ષની બેઠક ન્યૂકેસલ ખાતે સપ્ટેમ્બરના પ્રથમ અઠવાડિયામાં મળી હતી.

બ્રિટીશ એસોસિયેશન વિજ્ઞાનની જુદી જુદી શાખાઓને લગતા કાર્ય પૂરતું તેર વિભાગોમાં વહેંચાઈ જાય

* ૧૯૫૦ ની બેઠક પૂના યુનિવર્સિટીના આમંત્રણથી પૂનામાં ભરાવાની છે.

છે. આ વિભાગોનું કામકાજ હિંદ વિજ્ઞાન પરિષદમાં જે રીતે ચાલે છે તે રીતે જ ચાલે છે. વિભાગીય પ્રમુખ તેનું કામ નિયંત્રિત કરે છે. વિભાગીય મંત્રી અને રેકોર્ડર પ્રમુખને મદદ કરે છે. સંયુક્ત ચર્ચા માટે જુદા જુદા વિભાગોની બેઠક સાથે મળે છે. વિજ્ઞાનની પ્રગતિમાં રસ ધરાવનાર કોઈ પણ વ્યક્તિ યા સંસ્થા અમુક ફી આપીને એસોસિયેશનના સભ્ય થઈ શકે છે. આપણી પરિષદમાં પણ એવી જ પદ્ધતિ છે. બ્રિટીશ વિજ્ઞાનીઓની પ્રતિનિધિત્વધારી આ સંસ્થાના વાર્ષિક અધિવેશનના પ્રમુખનું ભાષણ અતિ મહત્ત્વના ચાલુ પ્રશ્નો પર વૈજ્ઞાનિક દૃષ્ટિએ વેધક પ્રકાશ નાખનારું હોય છે, અગર તો વિજ્ઞાનની પ્રગતિનું તલસ્પર્શી અવલોકન તેમાં હોય છે. બેઠકના પ્રમુખ ઇંગ્લાંડના અગ્રગણ્ય વૈજ્ઞાનિકોમાંથી ચુંટાય છે એટલે તેમનું ભાષણ ખૂબ વિચાર-સામગ્રી પૂરી પાડે છે. સામાન્યતઃ શુદ્ધ યા વ્યવહારિક વિજ્ઞાનને લગતી બાબતો તેમાં ચર્ચાય છે વિજ્ઞાનને યા દેશને ઉપયોગી પ્રશ્નોની છણાવટ તેમાં કરવામાં આવે છે. ૧૮૬૬ માં સર જોસેફ હુકરે માનવજાતનો પૂર્વ ઇતિહાસ ચર્ચીને ડારવીનના સિદ્ધાંતને ટેકો આપ્યો હતો. ૧૮૭૧ માં લોર્ડ કેલ્વીને પૃથ્વી પર જીવનની ઉત્પત્તિ સંબંધી ચર્ચા કરી હતી. ૧૮૯૮ માં સર વિલિયમ ક્રુકસે આપણી ઘઉંવિષયક ખોરાકની પરિસ્થિતિની અપૂર્વ સત્તાવાર લેખાતી સમીક્ષા કરી ઉપાયો સૂચવ્યા હતા. પ્રમુખના ભાષણ ઉપરાંત બીજી કેટલીય મહત્ત્વની શોધોની જાહેરાત વિભાગોની બેઠકમાં વિભાગના પ્રમુખ કરે છે.

૧૮૫૬ માં હેનરી બેસીમર ગજવેલની બનાવટ માટે ક્રાંતિકારી ગણાતી તેમની રીતને લગતાં સંશોધન પર બોલ્યા હતા. ૧૮૯૪માં સર ઓલિવર લોજે વાયરલેસ સભાને સૌ પ્રથમ બનાવ્યું હતું અને ૧૮૯૯માં સર જે. જે. થોમ્સને ઇલેક્ટ્રોનની શોધ જાહેર કરી હતી. આ વખતની બેઠકના પ્રમુખ 'રોથમસ્ટેડ એગ્રીકલ્ચરલ રિસર્ચ સ્ટેશન'ના નિયામક સર જોન રસેલ સુવિખ્યાત જમીન-રસાયણવેત્તા છે. પ્રમુખ તરીકે તેમના ભાષણનો વિષય "દુનિયાના વસતિ અને દુનિયાના ખોરાકનો પુરવઠો" હતો. આ વિષય આપણને ખૂબ મહત્ત્વનો છે. અનાજની તંગી આપણા દેશમાં મહા પ્રશ્ન બની ગયો છે.

## દુનિયાની વસતિ અને ખોરાક

ખોરાકની વપરાશમાં ટૂંકી નજર, કુદરતી ખનીજો અને અન્ય સાધનોનો બેદરકારીભર્યો ઉપયોગ, ખેતીની ખરચાળ રીતો અને ખાસ કરીને એશિયાના પ્રદેશોમાં થઇ રહેલી અમર્યાદિત વસતિવૃદ્ધિ–આ બધા પ્રશ્નો સર્વત્ર વિજ્ઞાનીઓનું અને રાજનીતિજ્ઞોનું ધ્યાન ખેંચી રહ્યા છે.

વિજ્ઞાને માનવીને માટે સર્જેલી સાધનસામગ્રી જીંદગીની મર્યાદા વધારવામાં મદદભૂત થઇ છે: માનવીની જીંદગીની મર્યાદા વધી છે: મરણપ્રમાણ ઘટ્યું છે. પરિણામે દુનિયાની વસતિમાં ખૂબ વધારો થયો છે. આજે દુનિયાની વસતિ ૨૩૦૦૦ લાખ ઉપર ગણાય છે અને દર વર્ષે તેમાં લગભગ ૨૦૦ લાખનો ઉમેરો થાય છે. 'આટલી ગંજાવર વસતિને માટે પરતા પ્રમાણમાં ખોરાક પૂરો પાડવાનો તાત્કાલિક પ્રશ્ન આપણી સમક્ષ ઉભો છે. આ પ્રશ્નનો ઉકેલ લાવવા સર જોન રસેલે પોતાના ભાષણમાં સ્પષ્ટ ઉપાયો સૂચવ્યા છે. ખોરાકની પેદાશ કેવી રીતે નિયંત્રિત કરવી અને પેટપૂરતું ખાવાનું ન મળતું હોય એવા દેશોમાં અનાજની પેદાશ કેવી રીતે વધારવી ? અનાજની ખેતીનો વિસ્તાર વધારવો, પાક વિશેષ ઉતરે અને બગાડ ન થાય એવા ઉપાયો લેવા, જમીનનાં ધોવાણ પર કાબૂ વગેરે ઉપાયો પર તેમણે ચર્ચા કરી છે. આ બધી બાબતો પર પુષ્કળ સાહિત્ય પ્રાપ્ય છે, પરંતુ અનાજના પ્રશ્નનો મોટા ભાગનો મદાર દુનિયાની વસતિ અને તેની અમર્યાદિત વૃદ્ધિ પર રહેલો છે. માત્ર પેદાશ વધારવાથી કાંઇ વળવાનું નથી એ તો તાત્કાલિક ટુંકા સમય પૂરતો ઉકેલ છે. વસાતના વધવા સાથે એ પ્રશ્ન પાછો થોડા વખત પછી ઉભો થવાનો. સર રસેલે બરાબર નિર્દેશ કર્યો છે કે પશ્ચિમનું જીવનધોરણ પૂર્વના દેશોમાં રાખવું હોય તો પશ્ચિમના અંકુશો અપનાવ્યા વિના યા વાપર્યા વિના એ નહિ બને. કુટુંબની મર્યાદા બાંધવાનું એમાં સ્પષ્ટ સૂચન છે. હિંદમાં જીવનનું ધોરણ ઉંચુ લાવવા અને તેના શહેરીઓને વધારે તક આપવાનું વારંવાર જાહેર થાય છે. આની સિદ્ધિ માટે કુટુંબની મર્યાદા અતિ આવશ્યક છે. દેશને ખોરાકની બાબતમાં સ્વાવલંબી બનાવવા અને સૌને પેટપુરતું ખાવાનું મળે એવી પરિસ્થિતિ લાવવાની ચાવી **'દરેક બાબતમાં સંયમ'** છે. માત્ર વસતિ પુરતો જ સંયમ નહિ, પણ આપણા આહારમાં, આપણા જીવનમાં તેમ રીતરિવાજોમાં સંયમ, ખેતીમાં પાકને લગતો સંયમ-એમ પ્રજા સહકારપૂર્વક સંયમ રાખે તો ખોરાકનો પ્રશ્ન સહેલાઇથી ઉકલી જાય.

બ્રિટનની એક વૈજ્ઞાનિક સંસ્થા જે કહે તે આ દેશને લાગુ ન પાડી શકાય એવી દલીલ ઉઠવાનો સંભવ છે; પરંતુ આપણી વિજ્ઞાન પરિષદના પ્રમુખે પણ આવા જ ઉપાય બેંગ્લોરની બેઠક વખતે સૂચવ્યા હતા. આપણે એવી દુનિયામાં રહીએ છીએ, જેમાં સ્થૂળ અંતરનો નાશ થઈ ગયો છે. દુનિયાના બધા દેશો પાડોશીઓ થઈ ગયા છે. એકનું દુઃખ કે સુખ બીજાને અસર કરે છે. આજે કોઈપણ માનવી પોતાની જાત પૂરતો જ અલગ રહી શકે એમ નથી. કેટલાક પ્રશ્નો દુનિયા આખીને સામાન્ય છે, એટલે તેમનો ઉકેલ સૌના પ્રયત્ન માગે છે.

## સર્પગંધા ઉર્ફે ચંદ્રિકા

ચંદ્રિકાના છોડ હિંદુસ્તાનમાં હેઠ હિમાલયથી માંડીને ત્રાવણકોર સુધી મળી આવે છે. ખાસ કરીને ભેજવાળા અને સૂકા પ્રદેશમાં તે પુષ્કળ થાય છે. મહારાષ્ટ્રના દખ્ખણ ઘાટોથી ત્રાવણકોર સુધી ચંદ્રિકાના છોડ સારી રીતે જડી આવે છે. ચંદ્રિકાનું શાસ્ત્રીય નામ રાઉવોલ્ફીઆ સર્પેન્ટીના (Rauwolfia Serpentina Benth) છે અને તેનો વર્ગ કુટજાય-એપોસાઇનિસી છે. ચંદ્રિકાના મૂળિયાં, પાંદડાં તેમ જ તેનો રસ ઔષધમાં વપરાય છે. મગજની નબળાઈના રોગોમાં, ગાંડપણ મટાડવા માટે ચંદ્રિકાનો ઉપયોગ કરવામાં આવે છે. તાવ ઉતારવા, શક્તિદાયી અને શાંતિદાયી ઔષધ તરીકે કોલેરામાં ચંદ્રિકા ઉપયોગમાં લેવામાં આવે છે સર્પદંશમાં ચંદ્રિકા વપરાય છે પણ તે સંબંધી આધારભૂત પુરાવો મળતો નથીઃ પરંતુ તેનું અંગ્રેજી નામ સર્પેન્ટીના છે, એ ઉપરથી કદાચ આ અનુમાન કરવામાં આવ્યું હોય. જાવાના લોકો ચંદ્રિકાનાં મૂળિયાંનો ભૂકો પેટનાં દર્દો મટાડવાના ઉપાય તરીકે વાપરે છે.

ચંદ્રિકાના સૂકા મૂળનું રાસાયણિક અન્વેષણ મર્હૂમ દેશભક્ત હકીમ અજમલખાને દીલ્હીમાં સ્થાપેલી આયુર્વેદિક અને તીબ્બી કૉલેજની પ્રયોગશાળામાં હાથ ધરવામાં આવ્યું હતું. તેમાંથી રાસાયણિક પદાર્થો શુદ્ધ રૂપે જુદા પાડી તેના ઔષધીય ગુણો તપાસવામાં આવ્યા હતા: પરિણામો ટુંકામાં નીચે પ્રમાણે આવ્યાં છે:

ચંદ્રિકાના સૂકા મૂળમાંથી કુલ અડધો ટકો આલ્કેલોઇડ જાતના પદાર્થો નીકળે છે. આલ્કેલોઇડોનાં મિશ્રણમાંથી પાંચ આલ્કેલોઇડો જુદાં પાડવામાં આવ્યાં છે. અને એ બધાંનાં ગુણો તપાસવા દેડકાં પર તેના પ્રયોગો અજમાવવામાં આવ્ય હતા.

૧. અજમેલાઇન આલ્કેલોઇડ શ્રેણીઃ આ નામ સંસ્થાના સ્થાપક અજમલખાનના માનમાં રાખવામાં આવ્યું છે. આ શ્રેણીમાં ત્રણ સફેદ આલ્કેલોઇડ છેઃ અજમલાઇન, અજમલીનાઇન અને અજમલીસાઇન. આ બધાં હૃદય, શ્વાસોશ્વાસ અને જ્ઞાનતંતુઓની ક્રિયાઓને મંદ કરી નાખે છે. ૨. સર્પેન્ટાઇન શ્રેણીઃ આમાં બે પીળા રંગના આલ્કેલોઇડો છેઃ સર્પેન્ટાઇન અને સર્પેન્ટીનાઇન. અજમેલાઇન શ્રેણીના આલ્કેલોઇડો કરતાં આ બંનેમાં આલ્કલીના ગુણો વધારે પ્રબળ છે. આ બંને શ્વાસોશ્વાસને સ્તંભિત કરે છેઃ જ્ઞાનતંતુઓની ક્રિયાઓને મંદ પાડે છે, પણ હૃદયની ક્રિયાઓને ઉત્તેજિત કરે છે. અર્ધોએક ગ્રામનો ડોઝ આપવાથી દેડકું મરી જાય છે, ઉંઘ ન આવે-ઇન્સોમ્નિયા તેમ જ ગાંડપણના આવેશ આવતા હોય એવા દર્દીઓને આ આલ્કેલોઇડ ખૂબ ઉપયોગી થાય છે એમ તપાસમાં માલૂમ પડ્યું છે.

આપણી ઔષધીય વનસ્પતિઓનું આધુનિક રસાયણની મદદ વડે અન્વેષણ થાય એ વિષે ખૂબ કહેવામાં આવે છે. પદ્ધતિસરના આવા પ્રયાસો ખૂબ આવકારદાયક છે.

## વૈદ્યો વિ. ડૉક્ટરો

(થોડાક મહિના પહેલાં મુંબઈમાં મળેલા ગુજરાત-કચ્છ-કાઠિયાવાડ વૈદ્ય–સંમેલનના પ્રમુખ વૈદ્યરાજ શ્રી બાપાલાલે આપેલા ભાષણમાંથી મહત્ત્વનો ભાગ અહીં આપવામાં આવ્યો છે તેમાં આપણા દેશમાં ચાલુ બે પ્રધાન ચિકિત્સાપદ્ધતિ સંબંધી વિશદ ચર્ચા છે. સુદર્શનના વાચકોને એ વિચારણીય બનશે તેમજ રસપ્રદ વાંચન પૂરૂં પાડશે.)

"ચિકિત્સાપદ્ધતિ ગમે તેવી શાસ્ત્રીય ભલે હોય; પરંતુ જ્યાં સુધી તે સમાજમાં ઓતપ્રોત થઈ શકી ન હોય ત્યાં સુધી તે શાસ્ત્રીયતા શું કામની? એથી ઉલટું આમ લોકોની જરૂરિયાત સાથે જેનો મેળ ખાતો હોય તે પદ્ધતિ ખરી રીતે સાચી વૈજ્ઞાનિક છે. વિજ્ઞાન સમાજોપયોગી ન બની શકે તો તેનો ખપ શો? આજે પશ્ચિમના ચિકિત્સા વિજ્ઞાનનો આમ લોકોની જરૂરિયાતો સાથે મુદ્દલ મેળ ખાતો નથી એટલે અંશે તેને વૈજ્ઞાનિક ન ગણી શકાય. આયુર્વેદ આ દૃષ્ટિએ વધુ સામાજિક અને તેથી વૈજ્ઞાનિક છે એમ કહેવું જોઇએ. દેશના અદનામાં અદના લોકોને વૈદ્યોની સેવાનો લાભ મળી શકે છે.

આપણે મોટી મોટી યોજનાઓ 'કરીએ' છીએ. દાખલા તરીકે ભોર કમિટીનો રિપોર્ટ. પરંતુ હિંદના સમાજને તે કેટલે અંશે બંધબેસતી થશે એ ભવિષ્ય

કહેશે. 'યુરોપ-અમેરિકામાં આટલા ડૉક્ટરો છે, આટલી નર્સો છે, માથાદીઠ આટલું ખર્ચ આવે છે. હિંદમાં આટલું આવે છે. હિંદ ઘણું પછાત છે.' આ જ્યારે હું વાંચું છું ત્યારે મને એમાં પશ્ચિમના અંધ અનુકરણ સિવાય બીજું કંઈજ જણાતું નથી. દરેક દેશનું સામાજિક બંધારણ એકસરખું નથી હોતું. પશ્ચિમમાં ગંજાવર હૉસ્પીટલો ભલે ઉભી થઈ હોય, કારણ કે ત્યાંના સમાજમાં આપણા જેવો કુટુંબ સંબંધ-વ્યવહાર-નથી. ત્યાં માણસ માંદું પડે કે તુરત જ હોસ્પીટલમાં ધકેલવામાં આવે છે. આપણે અહીં મોટા શહેરોમાં પણ દરદી દવાણુ થાય તોજ હૉસ્પીટાલમાં જાય છે. ઘણું ખરું એની સારવાર કુટુંબીઓ અને અન્ય સ્નેહીસબંધીઓ જ કરે છે. આ સામાજિક પરિસ્થિતિમાં ગંજાવર હૉસ્પીટલો ઉભી કરવી જ જરૂરી છે?

પશ્ચિમનું અર્થતંત્ર જુદું જ છે. બધું યંત્રવત્ (mechanical) કરવું હોય તો ભલે કરો. એમાં પછી પ્રાણ રહેવાનો નથી. આજે નર્સો જુઓ, ડોક્ટરો જુઓ. ક્યાય ભૂતદયાનાં દર્શન થાય છે? એક વિશાળ યંત્રનાં આ બધાં છોટા યંત્રો જ છે ને? યુગ યંત્રમય થવા લાગ્યો છે. હિંદુસ્તાનની વિદ્યાઓ યંત્રવત્ બની શકે એમ નથી જ. એ સામાજીક અને ઉપયોગી થઇ શકે છે. હિંદની વિદ્યાઓ વૈજ્ઞાનિક અને અદ્યતન થઇ શકશે કે કેમ અને થશે તો પોતાની સામાજીકતા ટકાવી શકશે કે કેમ એ પ્રશ્ન છે. આ મારો નમ્ર મત છે. અમેરિકા જેવા યંત્રસદૃશ થઇ ગયેલા, પ્રત્યેક કાર્યને ખંડોમાં વહેંચી કાર્ય કરનાર અને અતિશય ઉદ્યોગવાદી દેશોમાં મેયો ક્લીનીક જેવી અપૂર્વ સાધનસામગ્રીથી સુસજ્જ થયેલી એક જબરજસ્ત મહાન સંસ્થા એક મહાન યંત્ર જેવી બની ગઇ છે. એનાં સ્નિગ્ધ યંત્રોના પાટા ઉપર દરદી એકાદ વખત ચઢયો કે તરત જ તેના જોખવામાંથી, ઉંચાઇ માપવામાંથી, રક્ત પરીક્ષણ, એક્સ-રે ફૈટોગ્રાફ, ઇલેક્ટ્રો-કારડીઓગ્રાફ, બ્લડ પ્રેશર ઇત્યાદિમાંથી પસાર થવુ પડે છે. આ સંસ્થામાંથી બહાર આવનાર દરદીના વ્યાધિનું જે જ્ઞાન હતું, તેમાં કિંચિત્ વૃદ્ધિ થઇ હોય છે, પરંતુ વ્યાધિનું ખરું કારણ તો અંધારામાં જ રહી ગયું જણાય છે. વિવિધ તપાસોનું સમીકરણ, માપ વજનના કોઠા અને ચાર્ટ્સ, એનેલીસીસના રિપોર્ટો-વગેરેના ઢગલામાંથી ભલભલા નિષ્ણાતો કશું જ નવું કરી શકતા નથી. દરદીને દરેક નિષ્ણાતે એવા અસંખ્ય કકડા રૂપે જોયો હોય છે કે ફરી તેને એક અખંડ દરદી તરીકે જોઇ શકતો જ નથી. દરદી હવે વ્યક્તિ નથી રહ્યો; પરંતુ વૈજ્ઞાનિક માહિતિનો ખીચડો (jumble of scientific data) બની જાય છે. આમાં વિજ્ઞાનની અભિવૃદ્ધિ થતી હશે, રિપોર્ટો મોટા મોટા પ્રગતિદર્શક લખતા હશે, દરદી બિચારો હતો ત્યાંનો ત્યાં જ રહે છે. વિજ્ઞાન આગળ વધે છે. માનવતા એટલી જ દુઃખી બલ્કે વધુ દુઃખી થતી જાય છે. એક તરફ દર્દીને સમગ્રરૂપે (patient as a whole) જોવા માટે આગ્રહ થઇ રહ્યો છે. બીજી બાજુ આ હકીકત છે-દેખીતો વ્યવહાર છે આથી જ ચિકિત્સાપદ્ધતિ જડયંત્ર જેવી ન થઇ જાય તે આપણે જોવાનુ છે. સકળ જ્ઞાનના પરિપાકથી એક જાતની ખાસ ઇંદ્રિય પ્રાપ્ત થવી જોઇએ, જે સહેલાઇથી વ્યાધિને પારખીને સહેલાઇથી ચિકિત્સા કરી શકે. આયુર્વેદ કે એલોપથી-જેનામાં આ આવડત હશે તે સમાજ હિતકારક થશે; લોકભોગ્ય હોઇ લોકાદરને પ્રાપ્ત થશે.

આજે દવાઓનો જે અવિચારી મારો-વીર્યવાન દવાઓનો ગદાતિચાર (આ શબ્દ ચરક ચિ. ૨૬/૭૭ સદ્દરોગ નિદાનમાં આવેલો છે) ચાલી રહ્યો છે, તે ભયજનક છે. જે માતબર દવાઓ માટે આધુનિક વિજ્ઞાન ગર્વ લઇ રહ્યું છે તે વીર્યવાન દવાઓનો ગદાતિચાર માનવ શરીરના ભુકકા કાઢી નાખશે એમ મને તો લાગે છે. સલ્ફા ઔષધોનું ઝેર સમાજશરીરમાં ઠીક ઠીક ગયું છે. હવે આવ્યું છે પેનિસિલીન. ડોક્ટરો કહે છે કે આ તદ્દન નિર્દોષ દવા છે; પરંતુ આજે તેનો દુરૂપયોગ મોટા પ્રમાણમાં સર્વત્ર થઇ રહ્યો છે. એલોપેથીકનું મોટામાં મોટું દૂષણ તેનુ અતિશય દવાપણું-overdrugging-છે. શરીરમાં મન કે આત્મા હોય જ નહીં એમ માનીને દવાઓ ઝીંકે રાખવામાં આવે છે. ઇંજેકશનો, પેટંટ દવાઓ, ડોઝો-આ બધું આજે પુરજોશમાં ચાલી રહ્યું છે. આજે દરદીને ગમે તે ભોગે એક વખત તો બેઠો કરી દેવાની ડોક્ટર વૈદ્યોમાં અજુગતી ઉતાવળ જોવામાં આવે છે. પરિણામ એ આવ્યું છે કે એ એકમાંથી ઉઠી બીજી વ્યાધિનો ભોગ બને છે અને જલદી ભાંગી જાય છે. વિવેકવગરનું અનુકરણ આત્મવિઘાતક બને છે. વ્યાધિનો વિચાર વિવેક માગે છે. Pain has a purpose in life. વ્યાધિમાં ધૈર્ય અને શાંતિ જોઇએ. ઉપરાઉપરી દાક્તરોને તેડાં, દવાઓ ઉપર દવાઓ આ બધું વિવેકહીનતાનું સૂચક છે."

# તાજમહાલ

અનુવાદક: શ્રી. સુરેશ હ. જોષી

(શ્રી બલાઇચાંદ મુખોપાધ્યાય રચિત 'વનફૂલ'માંથી ઉધૃત અને અનુવાદિત)



**પહેલી** વાર જ્યારે હું આગ્રા ગયો ત્યારે તાજમહાલ જોવા જ ખાસ ગયો હતો. પ્રથમ દર્શનથી થયેલું વિસ્મય હજુ પણ સ્મરણમાં છે. ટ્રેન આગ્રા સ્ટેશને હજુ પહોંચી નો'તી. ત્યાં એક સહયાત્રી બોલી ઊઠ્યો, "જુઓ, પેલો તાજમહાલ દેખાય." મેં એકદમ બારી ખોલીને મોઢું બહાર કાઢ્યું.

'આ જ કે–'

દૂરથી દિવસના પ્રકાશમાં તાજમહાલને જોઈને નિરાશ થયો. ચૂનાથી ધોળેલી કોઈ સામાન્ય મસ્જિદના જેવો–આ જ તાજમહાલ! છતાં ય નિર્નિમેષ જોઈ જ રહ્યો. ગમે તે હોય છતાં આખરે તો તાજમહાલ ને! શાહજહાનનો તાજમહાલ.. જીવનની નમતી સંધ્યાએ કેદી શાહજહાન આગ્રાના કિલ્લાની અગાશીએ બેસીને આ જ તાજમહાલ ભણી જોઈ રહેતો. મુમતાઝની-કામનાનું મૂર્તિમન્ત સ્વરૂપ તાજમહાલ... આલમગીર નિર્મમ નો'તો. પિતાની ઇચ્છા એણે અધૂરી રાખી નહિ... મહા સમારોહે જુલુસ નીકળ્યું છે–સમ્રાટ શાહજહાન પ્રેયસીની પાસે જવા નીકળ્યા છે?...વધુ વિયોગ સહી શકાયો નહીં...કાઢીને ધીમે ધીમે નીચે ઉતારે છે...જમીનના ઊંડાણમાં...આ તાજમહાલમાં જ મુમતાઝની અત્યન્ત નિકટ એની શેષ શય્યા બિછાવવામાં આવી. બીજી પણ એક કબર હતી...કદાચ હજુય છે... એ પણ તાજમહાલની જ પાસે...દારા સિકોહની...

ચૂનાથી ધોળેલી સામાન્ય મસજિદના જેવો તાજમહાલ જોતજોતામાં દૃષ્ટિસીમાની બહાર સરી ગયો.

પૂર્ણિમા પછીનો દિવસ. હજુ ચન્દ્ર ઊગ્યો નથી; જ્યોત્સ્નાનો પૂર્વાભાસ પૂર્વ દિશામાં દેખાય છે. તે દિવસે સન્ધ્યા પછીના તાજમહાલને બીજી વાર જોવા ગયો હતો. એ વખતની અનુભૂતિ હજુ પણ મનમાં સ્પષ્ટ છે. દરવાજો વટાવીને અંદર દાખલ થતાં જ અસ્ફુટ મર્મધ્વનિ કાને પડ્યો. સુદૂરની વીથિકામાંથી નહિ–મનમાં થયું કે જાણે સુદૂરના અતીતમાંથી; મર્મધ્વનિ નહિ–જાણે રુંધેલું ક્રન્દન. સહેજ પ્રકાશિત અન્ધકારમાં પુંઝીભૂત તમિસ્રાના જેવો સ્તુપીકૃત આ જ શું તાજમહાલ? ધીરે ધીરે આગળ વધતો ગયો. મિનારા અને ગુમ્બજો ધીમે ધીમે સ્પષ્ટ થવા લાગ્યા. શુભ્ર આભાસ પણ અન્ધકારને ભેદીને બહાર આવવા લાગ્યો. ત્યાર પછી એકાએક અજવાળું અજવાળું થઈ ગયું–એકાએક વિસ્મિત ચેતનાના પટ ઉપર બધું મૂર્ત થઈ ઊઠ્યું ચન્દ્ર ઊગ્યો. જ્યોત્સ્નાની શ્વેત ઓઢણી ઓઢીને રાજ-રાજેશ્વરી શાહજહાનની રાણી મુમતાઝનું સ્વપ્ન પોતે જ જાણે અમારું સ્વાગત કરી રહ્યું. મુગ્ધ દૃષ્ટિએ નિર્વાક્ બનીને હું જોઈ જ રહ્યો.

ત્યાર પછી તો ઘણા દિવસો વીતી ગયા છે.

કયો કૉન્ટ્રાક્ટર તાજમહાલમાંથી કેટલા પૈસા કમાયો, કયો હોટલવાળો તાજમહાલની દૌલતથી રાજા બની ગયો, ફેરીવાળાઓ ખોટા પથ્થરમાંથી નાની નાની તાજમહાલની અનુકૃતિઓ અને હુક્કાના જેવી પાઇપ વેચીને દિવસને છેડે કેટલો રોજ મેળવે છે, ભોળા આગન્તુકોને ઠગીને ટાંગાવાળાઓ કેટલું બધું ભાડું પડાવી લે છે–એ બધી વસ્તુઓ પણ મારે માટે પુરાણી થઈ ચૂકી છે. અન્ધકારમાં, ચાંદનીના પ્રકાશમાં, સન્ધ્યાકાળે, પ્રભાતે, શિયાળામાં, ઉનાળામાં, વર્ષામાં, શરદમાં બહુવાર બહુ રૂપે ત્યાર પછી તો તાજમહાલને જોયો છે. એટલી બધી વાર જોયો છે કે હવે તો એ તરફ આંખ ખેંચાતી જ નથી, એ જાણે નજરે પડતો જ નથી. આજ કાલ તાજમહાલની પાસે થઈને મારે ઘણું ખરું આવવા જવાનું થાય છે. આગ્રાની પાસે જ એક ધર્માદા ઇસ્પિતાલમાં હું ડાક્ટર થઈને આવ્યો છું. તાજમહાલનો મોહ હવે રહ્યો નથી, પણ એક દિવસ—તો તમે પહેલેથી જ વાત સાંભળો.

તે દિવસે 'આઉટડૉર' પતાવીને ઓટલાના પગથિયાં ઉતરતો હતો ત્યાં એક વૃદ્ધ મુસલમાન દરવાજામાંથી

દાખલ થયો. એની પીઠ પર એક મોટી ઝોળી લાદેલી હતી. ઝોળીના ભારથી એ બિચારાની કેડ પણ વાંકી વળી ગઇ હતી. મને થયું કે કોઇક મેવાવાળો હશે. ઝોળી ઉતારતાં જ મે જોયું તો ઝોળીની અંદર મેવો નહીં પણ બુરખો પહેરેલી સ્ત્રી બેઠેલી દેખાઇ. વૃદ્ધનો ચહેરો ધણોખરો બાઉલને મળતો આવતો હતો. એણે લાંબો ને ઢીલો ઝભ્ભો પહેર્યો હતો ને એની દાઢી ધોળી ધોળી હતી આગળ આવીને મને સલામ ભરીને એણે શુદ્ધ ઉર્દૂમાં કહ્યું: "મારી બેગમને તમને બતાવવા માટે પીઠ પર અહીં લઇ આવ્યો છું. હું બહુ ગરીબ છું. તમને ઘરે બોલાવીને ફી આપવાનું મારું ગજું નથી. જો આપ મહેરબાની કરીને—"

પાસે જતાં જ કશીક દુર્ગંધ આવવા માંડી. હસ્પિતાલમાં જઇને બુરખો અળગો કરતાં જ (એમ કરવામાં એણે ઠીક ઠીક વાંધો ઉઠાવ્યો) આખી વાત મને સમજાઇ ગઇ. કેન્ક્રમ ઓરિસ! અર્ધું મોઢું સડી ગયું છે. જમણી બાજુનો ગાલ તો રહ્યો જ નથી. દાંત જુગુપ્સાજનક રીતે બહાર નીકળી આવ્યા છે દુર્ગંધ એટલી બધી કે પાસે ટકી શકાય નહીં. દૂરથી રોજ પીઠ પર અહીં લાવે ને પાછો જાય એ રીતે તો એ રોગીની સારવાર થાય નહીં. મારા 'ઇનડોર'માં પણ ત્યારે જગા નો'તી. તેથી આખરે મેં એને હસ્પિતાલના વરંડામાં રહેવાને કહ્યું, પણ વરંડામાંય આખરે એને રાખી શક્યો નહીં. ભયંકર દુર્ગંધ! બીજા દર્દીઓ વાંધો ઉઠાવવા લાગ્યા. કમ્પાઉન્ડર, ડ્રેસર, એટલું જ નહીં, ભંગી સુદ્ધાં એની પાસે જવા રાજી નહીં. પણ વૃદ્ધને તો જાણે કશું થયું જ નથી દિવસરાત સેવા કરતો જાય છે બધાનો જ વિરોધ. આથી વરંડામાંથી પણ મારે એને કાઢવો પડ્યો. હસ્પિતાલની પાસે એક વડનું ઝાડ હતું એની તળિયે મેં એને રહેવાને કહ્યું. એ તે પ્રમાણે રહેવા લાગ્યો. હસ્પિતાલમાંથી રોજ દવા લઇ જાય છું કદિક કદિક જઇને ઇન્જેક્શન આપી આવું. આ પ્રમાણે થોડા દિવસ સુધી ચાલ્યા કર્યું.

એક દિવસ મુશળધાર વરસાદ તૂટી પડ્યો. હું કારખાનેથી પછો ફરતો હતો. એકાએક મેં જોયું તો બુઢ્ઢો ઊભો ઊભો ભીંજાય છે. એક ચાદરના બે છેડા ઝાડની ડાળે બાંધ્યા છે ને બીજા બે છેડા પોતાના હાથમાં પકડીને એ ઉભો રહ્યો છે. ચાદરની નીચે છે બેગમ સાહિબા. જાણે કશું જ બન્યું નહીં હોય એમ ઉભો રહીને એ ભીંજાતો જાય છે. મેં મોટર એ તરફ વાળી. સામાન્ય ચાદરનાં આચ્છાદનથી મુશળધાર વરસાદથી બચી શકાય નહિ. બેગમસાહિબા પગથી તે માથા સુધી ભીંજાઇ ગયાં હતાં, ને થરથર કંપતાં હતાં. અર્ધા મુખ ઉપર બીભત્સ હાસ્ય હતું. તાવથી શરીર ધગધગી ઊઠ્યું હતું.

મેં કહ્યું: 'હસ્પિતાલના વરંડામાં જ લઇ ચાલો એને.'

વૃદ્ધે અણધાર્યો જ પ્રશ્ન પૂછ્યો: 'એના બચવાની થોડી ઘણી આશા છે ખરી હજુર?'

મારે સાચી વાત જ કહેવી પડી: 'ના'.

બુઢ્ઢો કશું બોલ્યો નહી ઊભો જ રહી ગયો. હું ચાલ્યો આ યો.

બીજે દિવસે આવીને જોઉં છું તો વડની નીચે કોઇ નથી.

બીજા થોડાક દિવસ વીતી ગયા. તે દિવસ પણ કારખાનેથી પાછો ફરતો હતો—એક ખેતરમાં થઇને આવતાં બુઢ્ઢો નજરે પડ્યો. બેઠો બેઠો કશુંક કરી રહ્યો હતો. બપોરનો તાપ પ્રખર હતો. ત્યાં એ બુઢ્ઢો કરે છે શું? ખેતર વચ્ચે મરવા પડેલી બેગમને લઇને મૂંઝાઇ રહ્યો છે કે શું? હું એની તરફ ગયો. કેટલીક ભાંગેલી ઇંટ અને કાદવથી એ જાણે કાંઇક ચણી રહ્યો હતો.

'અહીં શું કરી રહ્યા છો; મીયાં સાહેબ?'

વૃદ્ધે હાંફળાફાંફળા ઊભા થઇ જઇને ઝૂકીને મને સલામ ભરી.

'બેગમની કબર ચણું છું, હજુર.'

'કબર?'

'જી હજુર.'

હું કશું બોલી શક્યો નહીં. થોડીક વાર સુધી અસ્વસ્થ બનાવી મૂકતી નીરવતા વ્યાપી રહી, પછી મેં પૂછ્યું; 'તમે અહીં રહો છો ક્યાં?'

'આમાની આંસપાસમાં ભીખ માંગતો ફરતો ફરું છું. ગરીબપરવર.'

'મેં તો તમને કદી જોયા નથી. શું નામ તમારું?'

'ફકીર શાહજહાન.'

હું નિર્વાક્ બનીને ત્યાં જ ઊભો રહી ગયો.

# જવાહરનો જગતને સંદેશ

અમેરિકાના પ્રવાસ દરમિયાન હિંદના મહાઅમાત્ય પંડિત જવાહરલાલ નહેરૂએ અનેક વ્યાખ્યાનો આપ્યાં અને છાપાવાળાઓને અનેક મુલાકાતો આપી તે સર્વમાં કોલંબીઆ યુનિવર્સિટી તરફથી એ યુનિવર્સિટીના પ્રમુખ જનરલ ડ્વાઇટ ડી. આઇઝનહોવરના હાથે પંડિત જવાહરલાલ નહેરૂને 'ડૉક્ટર ઑફ લૉઝ'ની પદવી આપવામાં આવી તેને લગતા તા. ૧૮–૧૦–૪૯ના રોજ યોજવામાં આવેલ 'પદવીપ્રદાનસમારંભ' પ્રસંગે પંડિત જવાહરલાલ નહેરૂએ આપેલું વ્યાખ્યાન સૌથી ઉત્કૃષ્ટ હતું. આ વ્યાખ્યાનમાં રાજકારણી પુરૂષો અને સત્યોપાસક સન્તો વચ્ચેનો ભેદ, નૈતિક મૂલ્યોનું મહત્વ, સાધ્યની સ્પષ્ટતા, સાધનની શુદ્ધિ, ગાંધીજીના ઉપદેશની વિશિષ્ટતા, હિંદની આઝાદીની લડતનું સ્વરૂપ, સત્યોન્મુખતાની આવશ્યકતા, ભયમુક્તિનું મહત્ત્વ, હિંદની આન્તરરાષ્ટ્રીય રાજનીતિ, દુનિયાની વર્તમાન દુર્દશાના કારણો, એશિયાની જાગૃતિ, વિશ્વશાન્તિને સ્થાયી પાયા ઉપર પ્રતિષ્ઠિત કરવાની આત્યન્તિક જરૂર – એવા અનેક વિષયો પરત્વે પંડિતજીએ પોતાના વિચારો રજુ કર્યા છે. વ્યાખ્યાનના પદે પદે આજની દુનિયાની વિનાશોન્મુખ પરિસ્થિતિને કારણે અત્યન્ત ચિન્તાવ્યાકુળ રહેતા એક ભવ્ય આત્માનું મર્મસ્પર્શી સંવેદન અનુભવગોચર થાય છે. પંડિતજીની પાછળ જાણે કે ગાંધીજી બોલતા હોય એવો આપણને ભાસ થાય છે અને એમ છતાં આખા વ્યાખ્યાનમાં પંડિત જવાહરલાલનું પ્રચંડ વ્યક્તિત્વ એટલું જ તરી આવે છે. પંડિત જવાહરલાલ ન કેવળ ગાંધીજીના વારસદાર છે, ન કેવળ હિંદના પ્રતિનિધિ છે, એ તો છે આજની દુનિયાના સુખે સુખી અને દુઃખે દુ:ખી સતત વ્યગ્ર છતાં સદાકાળ આશાવાદી, આ સંતપ્ત જગતના એક મહાન જ્યોતિર્ધર. આવી તેમની અદ્ભુત પ્રતિભાનું આ વ્યાખ્યાનમાં આપણને દર્શન થાય છે અને તેથી એ આખું વ્યાખ્યાન શબ્દશઃ અનુવાદિત કરીને અહીં પ્રગટ કરવું યોગ્ય ધાર્યું છે. એની અંદર જગતના સર્વ રાજકારણી આગેવાનોને–રાષ્ટ્રના સત્તાધીશોને–આ વિશ્વની વિકટ સમસ્યાનો ઉકેલ શોધવાનું, માથે ગર્જુમતા પ્રલયકારી વિશ્વયુદ્ધના ભયથી જગતની જનતાને મુક્ત કરવાનું, સ્થાયી શાન્તિની સ્થાપના કરવાના માર્ગે સહકાર આપવાનું આહ્વાન છે. પંડિત જવાહરલાલની જન્મજયન્તી પ્રસંગે પ્રબુદ્ધ જૈનના વાચકોને તેમનું આ ભવ્ય પ્રવચન ભેટ ધરતાં અમો કૃતાર્થતા અનુભવીએ છીએ.

તંત્રી.

**માન્યવર પ્રમુખ સાહેબ,**



આજે મને અહીં આવવાનું આમંત્રણ આપીને અને 'ડૉક્ટર ઑફ લૉઝ'ની પદવી અર્પણ કરીને મારૂં બહુમાન કરવા બદલ આપનો અને આપની આ મહાન યુનિવર્સિટીનો હું અત્યન્ત આભારી થયો છું. આ યુનિવર્સિટી સાથે અને આ યુનિવર્સિટીની અનેક બહુશ્રુત અને સંશોધક વ્યક્તિઓ સાથે આ રીતે સંલગ્ન થવું એ હું એક ઘણું મોટું માન લેખું છું. આ માનને મારા જીવનની એક સુભગ ઘટના તરીકે હમેશાં હું સંભારતો રહીશ. જે વ્યક્તિએ યુદ્ધ દરમિયાન તેમ જ ત્યાર પછીના સુલેહસ્થાપનાના કાળ દરમિયાન અતિ અગત્યનો ભાગ ભજવ્યો છે તેવી સુવિખ્યાત વ્યક્તિના હાથે આવું વિશિષ્ટ માન મળવું એ અવિશેષ ગૌરવપ્રદ છે.

**રાજકારણ અને મૂળભૂત સત્યો**

હું આજે તમારી સમક્ષ એક મહાન રાષ્ટ્રના મુખ્ય પ્રધાન તરીકે અથવા તો એક રાજકારણી પુરુષ તરીકે નહિ પણ એક એવી વ્યક્તિ તરીકે ઉપસ્થિત થયો છું, કે જેણે પોતાના ચોક્કસ આદર્શો અને ભાવનાઓ સાથે આચરણનો–હંમેશા સફળતાપૂર્વક નહિ એવો–મેળ મેળવવાનો માર્ગ શોધવા માટે સતત પ્રયત્ન સેવ્યો છે. એ માર્ગની ઉપાસના હંમેશા મુશ્કેલ રહી છે. પણ આજની કલહકંકાસ અને દ્વેષ મત્સરથી ભરેલી દુનિયામાં એ વિશેષતઃ મુશ્કેલ બની છે. રાજકારણી પુરૂષોને દિનપરદિન ઉભા થતા પ્રશ્નોનો નિકાલ લાવવાનો હોય છે અને તત્કાળ પરિણામ મેળવવાની તેઓ ઇચ્છા ધરાવે છે. તત્વજ્ઞો–સત્યોપાસકો–અન્તિમ સત્યોનું–પાયાનાં તત્વોનું–સદા ચિન્તન કરતા હોય છે અને ચાલુ દુનિયા અને તેની સમયે સમયે ઊભી થતી સમસ્યાઓ સાથેનો તેમનો સંપર્ક તુટી જવાની સંભાવના રહે છે. આજના પ્રશ્નો પરત્વે બન્નેમાંથી કોઇનો પણ અભિગમ એકાન્તપણે યથોચિત લાગતો નથી. પ્લેટોની માફક આ બન્ને પ્રકા-

રના અભિગમનું એકત્રીકરણ અને તદ્દભવ આચરણ શકય છે ખરું? આપે સાહેબ, એક મહાન કર્મવીર તરીકે ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે અને આ યુનિવર્સિટીના પ્રમુખ હોઈને એક તત્ત્વવેત્તાની દૃષ્ટિ પણ આપે પ્રાપ્ત કરી છે અને તેથી આ પ્રશ્નનો આપ યોગ્ય ઉત્તર આપી શકો તેમ છો.

જ્યાં સતત પ્રવૃત્તિનાં ચક્રો ભારે વેગપૂર્વક ચાલી રહ્યાં છે એવી આ દુનિયામાં માણસોને વિચારવાની—અને એથી પણ ઓછી મૂળભૂત ધ્યેય અને આદર્શોનો વિચાર કરવાની—બહુ ઓછી ફુરસદ છે, પણ જ્યાં સુધી આપણે કયી દિશાએ જઈ રહ્યા છીએ અને આપણે શું સાધવા માગીએ છીએ એ બાબતનો સ્પષ્ટ ખ્યાલ ન હોય ત્યાં સુધી આજના સમયમાં પણ આપણે શું કરવાના છીએ અને કેવી રીતે વર્તવાના છીએ? એ સમસ્યાઓ યોગ્ય રીતે ચર્ચાય એ તો આવી યુનિવર્સિટીના શાન્તિ ભર્યા વાતાવરણમાં જ શકય છે.

## આજની પેઢીનું કર્તવ્ય

આજનાં જે જુવાન સ્ત્રી-પુરુષો આવી યુનિવર્સિટીમાં શિક્ષણ લઈ રહ્યાં છે અને જેમની ઉપર આવતી કાલે જીવનના પ્રશ્નો હલ કરવાનો બોજો આવી પડવાનો છે તેઓ જ્યારે સ્પષ્ટ ઉદ્દેશોનું અને સાચાં મૂલ્યધોરણોનું શિક્ષણ પામશે ત્યારે જ આગામી પેઢી વિષે આપણે કાંઈક આશા બાંધી શકીશું. ગઈ પેઢીએ જરૂર કેટલાક મોટા માણસો પેદા કર્યા છે, પણ એક પેઢી તરીકે તે દુનિયાને વારંવાર યુદ્ધ તરફ ધસડી ગયેલ છે. એ પેઢીમાં શાણપણ અને ડહાપણનો જે અભાવ હતો તેની કિંમત આપણને બે વિશ્વયુદ્ધના આકારમાં ચુકવવી પડી છે. આપણે આની ભારે કિંમત ચુકવી એમ છતાં પણ આપણી કરુણ જનક કમનસીબી એવી છે કે એ કિંમત ચુકવવા છતાં પણ આપણે સાચી શાન્તિ કે કલહ-કંકાસનું સ્થાયી પર્યવસાન હાંસલ કરી શકયા નથી, અને એથી પણ મોટી કમનસીબી એ છે કે માણસજાત પોતાને મળતા અનુભવમાંથી કશો પણ લાભ ઉઠાવતી નથી અને જે રસ્તે આજસુધી આફતની ભોગ થતી આવી છે તે જ રસ્તે તે ચાલ્યા કરે છે.

## વિજય એટલે શું?

આપણે લડાઈઓ લડયા અને જીત્યા પણ ખરા. એમ છતાં પણ એ જીત એટલે શું અને તેનું સાચું માપ કઈ રીતે કાઢવું? સાધારણ રીતે લડાઈ અમુક હેતુઓ સિદ્ધ કરવા માટે લડાય છે. કોઈ પણ લડાઈ શરૂ કરવા પાછળ મૂળમાં દુશ્મનનો પરાજ્ય સ્વતઃ કાંઈ હેતુ નથી હોતો, નિરધારિત પણ પોતાના રાષ્ટ્રને લાભપ્રદ એવા ચોક્કસ હેતુઓ સિદ્ધ કરવામાં આવતા અંતરાયને દૂર કરવો એ દરેક લડાઈનો પ્રારંભમાં હેતુ હોય છે. જો એ હેતુ સિદ્ધ ન થાય તો દુશ્મન ઉપરની જીત એક પ્રકારનો ભ્રામક-નકારાત્મક-સંતોષ આપે છે અને એ કાંઈ ખરી જીત નથી હોતી. આપણે સાથે સાથે એ પણ જોયું છે કે લડાઈ શરૂ થયા બાદ દુશ્મનને કેમ હરાવવો એ જ એક આખા યુદ્ધનો એકાન્ત હેતુ બની જાય છે અને બીજા સાચા ઉદાત્ત હેતુઓ ઘણી વાર ભૂલી જવાય છે. પરિણામ એ આવે છે કે દુશ્મનને હરાવીને જે વિજય મેળવવામાં આવે છે તે ઘણો અધુરો હોય છે અને તેમાંથી ખરા પ્રશ્નનો કોઈ નિકાલ આવ્યો હોતો નથી, અથવા તો તત્કાળના કોઈ પ્રશ્નનો એ યુદ્ધ દ્વારા કદિ નિકાલ આવ્યો હોય છે તો પણ તે સાથે બીજા ઘણા વધારે અનિષ્ટ સ્વરૂપના પ્રશ્નો ઉભા થયા હોય છે. આ ઉપરથી યુદ્ધકાળ હો કે સુલેહશાન્તિનો કાળ હો, ખરા ઉદ્દેશો અને હેતુઓ વિષે આપણા મનમાં પૂરેપૂરી સ્પષ્ટતા હોવી અને તે હેતુઓ સિદ્ધ કરવા પાછળ જ આપણું લક્ષ્ય કેન્દ્રિત હોવું એ આવશ્યક બને છે.

## સાધ્યસાધન સંબંધ

હું એમ પણ ધારું છું કે જે સાધ્ય ઉદ્દિષ્ટ હોય અને તે સિદ્ધ કરવા માટે જે સાધનોનો ઉપયોગ કરવામાં આવતો હોય તે ઉભય વચ્ચે હંમેશા ઘણો ગાઢ અને અંતરંગનો સંબંધ રહેલો છે. સાધ્ય સાચું હોય પછી જો સાધનો ખોટાં હોય તો પરિણામે તે સાધ્યને જ દુષિત કરશે અથવા તો તે સાધ્યને ખોટું વળણ આપશે. સાધન અને સાધ્ય આ રીતે અત્યન્ત ગાઢપણે જોડાયલાં છે અને અન્યોન્યથી કોઈ પણ રીતે છુટાં પાડી શકાય તેમ છે જ નહિ. ભૂતકાળમાં અનેક મહાપુરુષોએ આ પાઠ આપણને શીખવ્યો છે અને એમ છતાં પણ કમનસીબે તે ભાગ્યે જ યાદ રાખવામાં આવે છે.

## નૈતિક મૂલ્યોનો આગ્રહ

આ વિષયને લગતા કેટલાક ખ્યાલો હું તમારી સમક્ષ રજૂ કરવાનું સાહસ કરું છું અને તે એટલા માટે નહિ કે આ ખ્યાલો તદ્દન નવા અથવા મૌલિક

છે, પણ એટલા માટે કે મારી આજ સુધીની જીંદગી કે જે સતત પ્રવૃત્તિ, અથડામણ અને ફરજિયાત નવરાશના નાના મોટા ગાળાઓમાં વહેંચાયલી છે તે જીંદગી દરમિયાન એ ખ્યાલોની મારા મન ઉપર બહુ ઊંડી છાપ પડી છે. મારા દેશના મહાન નેતા મહાત્મા ગાંધી જેમની પ્રેરણા અને છત્રછાયા નીચે હું મોટો થયો છું. તેઓ હંમેશા નૈતિક મૂલ્યો ઉપર ખૂબ ભાર મૂકતા હતા, અને સાધ્યની અપેક્ષાએ સાધનોને કદિ પણ ગૌણ નહિ લેખવા તેઓ સતત ચેતવણી આપ્યા કરતા હતા. અમે તેમની મહત્તાને પાત્ર નથી, એમ છતાં અમારાથી બને તેટલું તેમને અનુસરવાનો અમે પ્રયત્ન કરી રહ્યા છીએ. મર્યાદિત રીતે પણ અમે તેમના શિક્ષણને જેટલું અનુસરી શક્યા હતા તેમાંથી પણ અમે સુન્દર પરિણામો હાંસલ કરી શક્યા હતા. એક મહાન અને સમર્થ પ્રજા સાથે એક પેઢીના તીવ્ર ઘર્ષણ બાદ અમે સફળ બન્યા અને આ સફળતા કે જેનો યશ બન્ને પક્ષના ફાળે જાય છે તેનો કદાચ સૌથી અગત્યનો ભાગ તો અમે એ સફળતા કેવી રીતે મેળવી તેમાં રહેલો છે. આવા મોટા સંઘર્ષ અને અથડામણનું સુલેહશાન્તિપૂર્વક સમાધાન આવે અને બે પક્ષો વચ્ચે પરસ્પરને સહકાર આપતા મૈત્રીભર્યા સંબંધો સ્થપાય—આની જોડનો બીજો કોઇ દાખલો આજ સુધીના ઇતિહાસમાંથી ભાગ્યે જ શોધ્યો સાંપડે તેમ છે. બે પ્રજા વચ્ચેની કડવાશ અને વેરઝેર કેટલા જલદીથી અદૃશ્ય થયાં અને તેના સ્થાને એકમેકને સહકાર અને સાથ આપવાની વૃત્તિ પેદા થઇ એ ખરે આશ્ચર્યજનક છે. અમે એક સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે સ્વેચ્છાપૂર્વક આ સહકારભર્યો *સંબંધ ચાલુ રાખવાનો નિરધાર કર્યો છે. બીજી* વધારે અનુભવી પ્રજાઓને કોઇ પણ પ્રકારે સલાહ આપવાની હું ધૃષ્ટતા કરવા નથી માગતો, પણ આપની વિચારણા માટે હું સૂચવી શકું કે હિંદની સુલેહશાન્તિભરી ઉત્ક્રાન્તિમાં એવો એક બોધપાઠ રહેલો છે જે આજની દુનિયાના વધારે મોટા અને વ્યાપક પ્રશ્નોને પણ લાગુ પાડી શકાય. આ ઉત્ક્રાન્તિ આપણા માટે એ તથ્યને પુરવાર કરે છે કે માનવજાતના ભાગ્યનું નિર્માણ કરવા માટે પશુબળનું અવલંબન અનિવાર્ય છે એવું કશું જ નથી, અને કોઇ પણ યુદ્ધ કરતાં પણ તે યુદ્ધનું સંચાલન કરવાની પદ્ધતિ અને તે યુદ્ધનો કેવો અંત આવે છે તે અતિ મહત્વની બાબત છે. માનવી જીવનના ઘડતરમાં પશુબળે ભજવેલો ઉપયોગી ભાગ ભૂતકાળના ઇતિહાસમાંથી આપણે તારવી શકીએ છીએ, પણ સાથે સાથે એમાંથી એ પણ આપણને જાણવા મળે છે કે આવું કોઇ પણ બળ આખરે દુનિયાનાં નૈતિક બળોની ઉપેક્ષા કરી શકતું નથી, અને જ્યારે પણ એવી ઉપેક્ષા કરવામાં આવે છે ત્યારે તેનાં માઠાં પરિણામો ઉપેક્ષા કરનાર જનસમુદાયને ભોગવવાં જ પડે છે. આજે આ સમસ્યા આપણી સામે અત્યન્ત ઉત્કટપણે આવીને ઉભી રહી છે, કારણ કે આજે જે શસ્ત્રો પશુબળ પક્ષે પેદા થયાં છે તેનો વિચાર કરતાં પણ કંપારી છૂટે તેમ છે.

### રાજકારણી પુરૂષોની કર્તવ્યમર્યાદા

મને માલૂમ છે કે રાજ્યવહીવટી પુરૂષ અથવા તો જેના માથે જાહેર ખાતાંઓની જવાબદારીઓ રહેલી છે તેવો તંત્રનિયામક કેવળ તાત્વિક સત્યને અનુસરીને ચાલી શકતો નથી. એ તાત્વિક સત્યને સાથેના પ્રજાજનો કેટલા અંશમાં ગ્રહણ કરે છે તે પ્રમાણમાં તેની પ્રવૃત્તિ અને આચરણ સત્યાનુકૂળ રહી શકે છે. એમ છતાં પણ પાયાનું સત્ય એ જ સત્ય તરીકે રહે છે અને તેને જ હંમેશાં લક્ષ્યમાં રાખવું ઘટે છે અને શક્ય હોય ત્યાં સુધી આપણી સર્વ પ્રવૃત્તિ અને કામકાજ તેને અનુલક્ષીને જ આપણે નિર્માણ કરવા જોઇએ. એમ ન કરીએ તો આપણે અસત્યના દૂષિત વર્તુળમાં ફસાઇ પડીએ અને એક ખોટા કાર્યમાંથી બીજું ખોટું કાર્ય એમ ખોટા કાર્યની પરંપરા જન્મ પામે.

### હિંદનો રાષ્ટ્રકુટુંબમાં પ્રવેશ

હિંદ પુરાણો દેશ છે અને તેનો ભૂતકાળ ભારે ભવ્ય છે. આમ છતાં પણ હિંદ સદા નિત્યનૂતન છે અને તેનામાં પણ નવાં પ્રેરણાબળો અને નવી કામનાઓ પેદા થઇ છે. ૧૯૪૭ના ઑગસ્ટ પછી હિંદ પોતાની પરદેશો સાથેની નીતિ સ્વતંત્રપણે નક્કી કરવાની સ્થિતિમાં આવ્યું છે. ન ઉપેક્ષા કરી શકાય કે ન ટાળી શકાય એવી કેટલીક તત્કાલીન વાસ્તવિકતાઓ તેને ઘેરી વળી હતી અને એ રીતે તેની કાર્યશક્તિ મર્યાદિત અને રૂંધાયલી હતી. એમ છતાં પણ તેના મહાન પિતાએ આપેલ બોધપાઠ તે ભૂલી શકે એમ નહોતું. સિદ્ધાન્તને બની શકે તેટલો વ્યવહારમાં ઉતારવાનો તેણે અપૂર્ણપણે પણ

પ્રયત્ન કર્યો છે. રાષ્ટ્રોના કુટુંબમાં તેણે પહેલીજ વાર પ્રવેશ કર્યો છે અને શરૂઆતમાં તેમના ઉપર હજુ હિંદ પૂરતું પ્રભુત્વ જમાવી શક્યું નથી. તો પણ હિંદના પક્ષે ચોક્કસ લાભ અને અનુકૂળતા પણ છે. વળી તેની પાસે અપ્રગટ એવી પુષ્કળ સાધનસામગ્રી અને શક્યતાઓ ભરેલી છે જેના વડે આ રાષ્ટ્રસંસ્થા ઉપર હિંદનું વર્ચસ્ અને પ્રભુત્વ ઉત્તરોત્તર વધતું રહેવાનું છે.

### હિંદની આન્તરરાષ્ટ્રીય નીતિના મુખ્ય ઉદ્દેશો

હિંદને મોટો લાભ એ હતો કે તે નૂતન આગન્તુક હોઇને તેને ભૂતકાળનું કોઇ બંધન નહોતું, જૂની દુશ્મનાવટ કે જૂની સંબંધગાંઠો અથવા તો ઐતિહાસિક દાવાઓ અને પરંપરાગત હરીફાઇઓની તેને કોઇ પૂર્વભૂમિકા નહોતી. તેના પહેલાંના શાસકો પ્રત્યે પણ તેના દિલમાં કોઇ કડવાશનો અંશ આજે વિદ્યમાન નથી. આમ હોવાથી હિંદે કશા પણ પૂર્વગ્રહો કે પરાપૂર્વની દુશ્મનાવટની ગ્રંથી સિવાય સૌ કોઇનું સ્વાગત કરવા માટે અને કોઇ તરફનું સ્વાગત અનુભવવાની આશા સાથે આ યુક્ત રાષ્ટ્રોની સંસ્થામાં પ્રવેશ કર્યો છે. પોતાની આન્તરરાષ્ટ્રીય નીતિ વિશાળ દૃષ્ટિથી પ્રેરિત એવા સ્વાર્થરક્ષણના ખ્યાલપૂર્વક નક્કી કરવાનું હિંદ માટે અનિવાર્ય હોવા છતાં સાથે સાથે આ નીતિને પોતાના વિશાળ આદર્શ અને ઉદાત્ત વિચારસરણીના રંગે તેણે રંગી છે. આ રીતે તેણે રાષ્ટ્રીય સ્વાર્થો સાથે મહાન આદર્શ અને ભાવનાનો મેળ મેળવવાનો પ્રયત્ન કર્યો છે. આ પરદેશી નીતિના મુખ્ય ઉદ્દેશો નીચે મુજબ છેઃ કોઇ પણ મુખ્ય રાષ્ટ્ર અથવા તો રાષ્ટ્રના મંડળ સાથે જોડાણ કરવું નહિ, પણ સમયે સમયે ઉપસ્થિત થતા દરેક તકરારી અથવા તો વિવાદાસ્પદ મુદ્દાના ગુણદોષનો સ્વતંત્ર પણે વિચાર કરવો અને તે મુજબ વળણ અખત્યાર કરવું.—આ ધોરણ ઉપર વિશ્વશાન્તિની સતત ઉપાસના, પરાધીન પ્રજાઓની મુક્તિ, રાષ્ટ્રીય તેમ જ વ્યક્તિગત સ્વાતન્ત્ર્યની રક્ષા, જાતિગત ભેદભાવનું ઉન્મૂલન અને આજે દુનિયાના મોટા ભાગને પીડી રહેલ છે તે તંગી, વ્યાધિ અને અજ્ઞાનનું નિવારણ.

### હિંદની આન્તરરાષ્ટ્રીય તટસ્થતા એટલે શું?

હિંદ કોઇ પણ એક રાષ્ટ્ર અથવા તો રાષ્ટ્રોના એક ચોક્કસ મંડળ સાથે શા માટે જોડાતું નથી, એ પ્રશ્ન મને વારંવાર પૂછવામાં આવે છે અને મને એમ કહેવામાં આવે છે કે અમે એમ નથી કરતા એનો અર્થ એ છે કે અમે તટસ્થતાના અંચળા નીચે સુરક્ષિત રહીને કોઇને ખુશ કે નાખુશ કરવા માગતા નથી. આ પ્રશ્ન અને આ ટીકા સહજ સમજાય તેવી છે, કારણ કે ક્રોકટીના સમયે જેઓ એમાં સંડોવાયલા હોય છે તેઓ અન્ય રાજ્યે સ્વીકારેલી શાન્તિપૂર્ણ તટસ્થતાને બુદ્ધિહીન, સાંકડી દૃષ્ટિની, નકારાત્મક, અવાસ્તવિક અથવા તો પૌરુષવિહોણી લેખવા પ્રેરાય એ અસ્વાભાવિક નથી, પણ મારે એ સ્પષ્ટ કરવું જોઇએ કે હિંદે જે રાજનીતિ અખત્યાર કરી છે તે કેવળ નકારાત્મક કે તટસ્થ રાજનીતિ નથી, પણ વિધેયાત્મક અને પ્રાણવાન રાજનીતિ છે અને એ રાજનીતિનું સ્વરૂપ અમારી આઝાદીની લડતમાંથી અને મહાત્મા ગાંધીજીના શિક્ષણમાંથી ઉદ્ભવ પામ્યું છે.

સુલેહશાન્તિનું સાતત્ય પ્રગતિ અને વિકાસના માર્ગે આગળ વધવા માગતા અમારા હિંદ માટે તો અત્યન્ત આવશ્યક છે જ, પણ સાથે સાથે આજની દુનિયાને પણ તેની અસાધારણ અગત્ય છે. એ સુલેહ શાન્તિની શી રીતે રક્ષા થાય? આક્રમણકારને પગે પડવાથી નહિ, અસત્ય કે અન્યાય સાથે માંડવાળ કરવાથી નહિ, પણ લડાઇની વાતો કરવાથી અને તૈયારી કરવાથી પણ નહિ જ. કોઇ પણ અયોગ્ય આક્રમણનો સામનો તો કરવો જ રહ્યો, કારણ કે આવું આક્રમણ સુલેહશાંતિને જોખમાવે છે. સાથે સાથે ગયા વિશ્વયુદ્ધમાંથી મળેલો બોધપાઠ પણ આપણે યાદ રાખવો જ જોઇએ. અને એ બોધપાઠ આપણી સામે હોવા છતાં આપણે એ જ માર્ગે ચાલી રહ્યા છીએ એ ભારે આશ્ચર્યજનક છે.

### દુનિયાની બે દુશ્મનછાવણીઓમાં વહેંચણી

આજની દુનિયાને બે દુશ્મન છાવણીઓમાં વહેંચી દેવાની જે હીલચાલ ચાલી રહી છે તે હીલચાલ જ જે અથડામણથી દૂર રહેવાનું ઇચ્છવામાં આવે છે તે અથડામણને નજીક લાવી રહેલ છે. તેમાંથી એક ભયંકર ભયવ્યાકુળ મનોદશા પેદા થઇ રહી છે. એ ભયાન્વિત મનોદશા માનવીના ચિત્તને અંધકારથી આવરી લે છે અને તેમને અવળે માર્ગે ખેંચી જાય છે. આપણા જીવનમાં ભય જેવું કશું ભૂંડું અને બુરું નથી. યુનાઇટેડ સ્ટેટ્સના મહાન પ્રમુખે કહ્યું હતું તેમ આ "દુનિયામાં ખરી રીતે ભય સિવાય બીજા કશાથી બીવા જેવું છે જ નહિ" આમ હોવાથી આ ભયને હળવો

બનાવવો અને આખરે નાબૂદ કરવો એજ આજની આપણી મોટી સમસ્યા છે. જો આખી દુનિયા એક યા બીજા પક્ષમાં વહેંચાઇ જાય અને લડાઇની જ વાતો કરવા લાગે તો આ બનવું શક્ય નથી. એમ કરવાથી તો યુદ્ધ જ લગભગ નિશ્ચિત રૂપને ધારણ કરે છે. અમે રાષ્ટ્રસંઘના સભ્યો છીએ અને એ સભ્યતની જવાબદારીઓ અને ફરજોથી જરા પણ દૂર રહેવા અમો ઇચ્છતા નથી. સંયુક્ત રાષ્ટ્રસંસ્થાના સભ્ય તરીકેની જવાબદારી અમે સંપૂર્ણપણે સ્વીકારી છે અને તેને અમે વફાદારીપૂર્વક વળગી રહેવા માગીએ છીએ. સર્વશ્રેયની સાધનામાં અમે અમારો પૂરો ફાળો આપવા માગીએ છીએ અને અમારી સેવા પણ પૂરા પ્રમાણમાં રજૂ કરવા ઇચ્છીએ છીએ. પણ તે અમો અમારી જ રીતે અને અમારા પસંદ કરેલા માર્ગે જ કરી શકીએ.

અમે લોકશાસનની પદ્ધતિમાં ઉત્કટપણે માનીએ છીએ અને રાજકારણી તેમજ આર્થિક ઉભય પ્રદેશ ઉપર લોકશાસનની હકૂમત વિસ્તારવા માગીએ છીએ. કારણ કે તંગી, ગરીબાઇ અને અસમાનતાની વચ્ચે કોઇ પણ લોકશાસિત તંત્ર લાંબો વખત ટકી શકે જ નહિ. લોકોનું જીવનધોરણ ઉંચું આવે અને આર્થિક પરિસ્થિતિમાં સુધારણા થાય એ અમારી તત્કાળની જરૂરિયાત છે. આમાં જેટલા પ્રમાણમાં અમે સફળ થઇએ તેટલા પ્રમાણમાં દુનિયામાં શાંતિ ફેલાવવાના કાર્યમાં અમે મદદરૂપ થઇ શકીશું. અમારી નબળાઇ અને ત્રુટિઓનું અમને પૂરું ભાન છે, અને અમારામાં વધારે ઉચ્ચ કોટિના ગુણો હોવાનો અમારો કોઇ દાવો નથી. પણ અમારા અત્યંત નિરાળાપણાને લીધે અમને જે લાભ મળે છે તે અમે ગુમાવવા ઇચ્છતા નથી અને અમો માનીએ છીએ કે એ પ્રકારના નિરાળાપણાની જાળવણી માત્ર અમારા જ લાભમાં છે એટલું જ નહિ, પણ દુનિયાની સુલેહશાંતિ અને આઝાદીના પણ લાભમાં છે. એ નિરાળાપણું એટલે એકલવાયાપણું કે ઉદાસીનતા નથી. તેમ જ સ્વાતંત્ર્યની શાંતિ જ્યારે જોખમમાં આવે ત્યારે પણ તટસ્થ રહેવાની તેની પાછળ કોઇ વૃત્તિ નથી. જ્યારે માનવજાતનું સ્વાતંત્ર્ય અને શાંતિ જોખમમાં હશે ત્યારે અમે તટસ્થ રહી શકીશું નહિ અને રહેશું પણ નહિ. એવા વખતે તટસ્થ રહેવું તે જેને માટે અમે લડયા છીએ અને જેના પક્ષે અમે ઉભા છીએ તેનો જ દ્રોહ કરવા બરાબર છે.

### નબળી પ્રજા ઉપરનો શાસનમોહ

જો સુલેહશાંતિની આપણે રક્ષા કરવા માગતા હોઇએ તો યુદ્ધનાં મૂળ કારણોનો અને નહિ કે તેનાં ઉપરથી દેખાતાં ચિહ્નોનો સામનો કરવો જોઇએ. આધુનિક દુનિયામાં યુદ્ધનાં મૂળ કારણો શું છે? એક દેશનું બીજા દેશ ઉપર શાસન અથવા તો શાસન કરવાનો પ્રયત્ન આ એક પાયાનું કારણ છે. એશિયાના કેટલાયે વિશાળ વિભાગો ઉપર આજ સુધી પરદેશી ને ખાસ કરીને યુરોપની સત્તાઓનું રાજ્ય ચાલતું હતું. પાકીસ્તાન, સીલોન તેમ જ બર્મા મારફ અમે પણ બ્રિટીશ શહેનશાહતના એક ભાગરૂપ હતા. ફ્રાન્સ, હોલેન્ડ અને પોર્ચુગલ આજે પણ એવા વિસ્તીર્ણ પ્રદેશો ધરાવે છે કે જેમના ઉપર તેમનો વાવટો ફરકે છે. પણ રાષ્ટ્રવાદની ચડતી જતી ભરતીએ અને આઝાદીની તમન્નાએ એશિયામાં અસ્તિત્વમાં આવેલી પશ્ચિમની શહેનશાહતોનો મોટે ભાગે નાશ કર્યો છે. ઇન્ડોનેશિયામાં, હું આશા રાખું છું કે જલદીથી એક સ્વતંત્ર અને સર્વસત્તાધીશ રાજ્યની સ્થાપના થશે. અમે એ પણ આશા રાખીએ છીએ કે ફ્રેન્ચ ઇન્ડો-ચાઇના પોતાની જ પસંદગીના રાજતંત્ર નીચે બહુ ટુંક સમયમાં સ્વાતંત્ર્ય અને શાંતિ પ્રાપ્ત કરશે. આફ્રિકાનો ઘણો મોટો ભાગ આજે પણ પરદેશી સત્તાઓને અધીન છે, જેમાંની કેટલીક સત્તાઓ હજુ પણ પોતાની હકૂમતનો એ ખંડમાં વધારેને વધારે ફેલાવો કરી રહેલ છે. એ સ્પષ્ટ છે કે સામ્રાજ્યવાદી અને વસાહતશાહીના બાકી રહેલા અવશેષો બહુ થોડા સમયમાં તદ્દન અદૃશ્ય થઇ જશે.

### જાતિદ્વેષ

યુદ્ધનું બીજું કારણ જાતીગત સંબંધોની સમસ્યા છે. અમુક જાતિઓએ જ્ઞાનમાં કે સંશોધનમાં પ્રગતિ કરી છે અથવા તો લડાઇમાં અને સુલેહમાં સફળતા પ્રાપ્ત કરી છે તે ઉપરથી તેઓ એમ માની રહી છે કે તે એક જાતિ તરીકે બીજી જાતિઓ કરતાં ખૂબ ચડિયાતી છે અને તેને લીધે બીજી પ્રજાઓ સાથે તિરસ્કારયુક્ત વર્તન કરવાને પ્રેરાય છે. યાહુદીઓનું મોટે ભાગે સફળતાપૂર્વક નિકંદન કાઢવાના ભયાનક પ્રયત્નમાંથી આપણને એ બાબતનો પુરાવો જોવા મળશે. એશિયા તેમજ આફ્રિકામાં જાતિઅહંકાર જાહેર રીતે અને ભારે ધૃષ્ટતાપૂર્વક વ્યક્ત થઇ રહ્યો છે. માનવજાતના લગભગ સર્વ

મહાન ધર્મો 'પૂર્વ'માંથી ઉદય પામ્યા હતા. અને યુરોપ અને અમેરિકાને દુનિયાના ઇતિહાસમાં જયારે કોઇ જાણતું પણ નહોતું ત્યારે બીજી બાજુએ ભારે ભવ્ય અને વિસ્મયજનક સભ્યતાઓનાં નિર્માણ થયાં હતાં. પશ્ચિમે ઘણી વખત એશિયા અને આફ્રિકાવાસીઓનો તિરસ્કાર કર્યો છે અને આજે પણ ઘણે ઠેકાણે માનવહકકોની સમાનતા સ્વીકારવાનો જ માત્ર નહિ, પણ સર્વસામાન્ય માનવતા તેમ જ માનવોચિત સદ્ભાવનો પણ તે ઇન્કાર કરી રહેલ છે. આધુનિક દુનિયામાં આ એક ઘણું મોટું ભયસ્થાન છે, અને જયારે એશિયા અને આફ્રિકા લાંબા વખતની નિદ્રાનો ત્યાગ કરીને જાગૃત બની રહેલ છે ત્યારે આ અનર્થમાંથી એક એવો હૂતાશન પ્રગટ થવાનો સંભવ રહે છે, કે જેનાં પરિણામો કે પ્રત્યાઘાતોની કોઇ કલ્પના કરી શકે તેમ નથી. આપના જ એક મોટા માણસે કહ્યું હતું કે આ દેશ અડધો ગુલામ અને અડધો આઝાદ એ દશામાં કોઇ કાળે ટકી શકે નહિ. દુનિયા પણ જો તેનો અડધો ભાગ ગુલામીમાં સબડતો હોય અને તિરસ્કાર વડે સદા અપમાનિત થયા કરતો હોય તો લાંબો વખત ટકી શકે જ નહિ.

### સર્વવ્યાપી તંગી અને સંકટપરંપરા

યુદ્ધ અને વિપ્લવનું ત્રીજું કારણ અનેક દેશોમાં અને ખાસ કરીને એશિયા અને આફ્રિકામાં લાખો માણસો જે વસ્તુમાત્રની તંગી અનુભવી રહ્યા છે અને પાર વિનાની હાડમારીઓ તથા સંકટો ભોગવી રહ્યા છે તે છે. પશ્ચિમમાં જો કે યુદ્ધને લીધે લોકોને સંકટ અને અનેક મુશ્કેલીઓના ભોગ બનવું પડયું છે, એમ છતાં પણ સામાન્ય માણસ સાધારણ રીતે અમુક પ્રમાણમાં સુખસગવડો ભોગવતો હોય છે. જો જીવનની મૂળભૂત જરૂરિયાતોની જ ચોતરફ તગી વર્તતી હોય, તો તેમાંથી નિરાશા, નિષ્ઠુરતા અને વિપ્લવવાદીની વિનાશકારક રોપજવાળા જ પેદા થવાની.

સમુચ્ચયે અન્ય દેશોને તાબા નીચે રાખવાની વૃત્તિ, જાતિદ્વેષ, આર્થિક અસમાનતા અને સંકટ-પ્રચુરતા— આ મુખ્ય અનર્થો છે. આપણે જો સુલેહશાન્તિના સ્થાયિત્વને ચાહતા હોઇએ તો આ સર્વ અનર્થોનું નિવારણ કરવું જોઇએ. જો આનો આપણે કોઇ ઉપાય વિચારી કે યોજી શકીએ તેમ ન હોઇએ તો અન્ય પ્રકારના પોકારો અને લોકસૂત્રો જનતાનાં ચિત્તને સ્પર્શ્યા વિના રહેશે નહિ.

### એશિયાની જાગૃતિ: હિંદનો સંદેશ

એશિયાના ઘણાખરા દેશો સંયુકત રાષ્ટ્રોના સંઘમાં જોડાયા છે અને બીજા પણ, અમો આશા રાખીએ છીએ કે, આ સંઘમાં જરૂર જોડાશે. આફ્રિકાના દેશો માટે પણ અમે એવી જ આશા સેવીએ છીએ. આ સંયુકત જોડાણની હિલચાલ વેગપૂર્વક ચાલવી જોઇએ અને અમેરિકા તેમ જ યુરોપે આ દિશાએ બને તેટલી સગવડ કરી આપવી જોઇએ. આજે આપણે રાજકારણી કે આર્થિક ક્ષેત્રોમાં જ માત્ર નહિ પણ માણસ જાતના માનસમાં ફેરફારો થઇ રહેલા નજર સામે જોઇએ છીએ. એશિયા ફરીથી જાગૃત થઇ રહ્યું છે. પોતામાં અદ્ભુત શકિતસંચાર અનુભવી રહ્યું છે, અને પ્રગતિના માર્ગે આગળ વધવાને અને તેના વિરાટ જનસમુદાયનું આર્થિક ધોરણ ઉંચે લાવવાને ઉત્કટ આતુરતા દેખવી રહ્યું છે આ વિરાટ-કાય ખંડની જાગૃતિ માનવજાતના ભાવિની દૃષ્ટિએ અત્યન્ત મહત્વની છે અને બહુ ઉંચી કક્ષાના દૂરદર્શી રાજકારણી કૌશલ્યની અપેક્ષા ધરાવે છે. આ જાગૃતિના પ્રશ્નોનાં, તેની સામે માત્ર ભયપૂર્વક જોયા કરવાથી કે એકલવાયાપણાની વૃત્તિ દાખવવાથી, ઉકેલ લાવી નહિ શકાય. તે માટે મૈત્રીભર્યા અને પરસ્પરને સહાનુભૂતિપૂર્વક સમજવાની વૃત્તિપૂર્વકના અભિગમની, આપણે કઇ દિશાએ જવું છે તેને લગતા ધ્યેય અને ઉદ્દેશોની સ્પષ્ટતાની અને તેને અમલમાં લાવવા પરસ્પર સહયોગી પ્રયત્નની જરૂર છે. આજે શસ્ત્રસામગ્રી વસાવવા પાછળ અનર્ગળ શકિત અને સાધનસામગ્રીનો વ્યય કરવામાં આવે છે. અનેક રાષ્ટ્રોના અંદાજપત્રોમાં આ જ બાબત મુખ્ય સ્થાન ભોગવે છે, પણ એ શકિત અને દ્રવ્યના ગંજાવર વ્યય દ્વારા દુનિયાની શાન્તિના પ્રશ્નનો કોઇ ઉકેલ આવવાનો નથી. સંભવ છે કે એમાંનો અમુક અંશ પણ બીજી રીતે અને બીજા હેતુઓ પાછળ ખરચવામાં આવે તો તેમાંથી શાન્તિ અને સુખનો વધારે આધાર રાખવા લાયક સ્થાયી ઉપાય જડી આવે. આ હિંદનો અભિપ્રાય છે. માન્યતા છે, સંદેશ છે અને તે સર્વ વિચારવંત નરનારીઓ સમક્ષ, સદ્ભાવપ્રેરિત માનવીઓ સમક્ષ માનવતાના શુભ નામ ઉપર સંપૂર્ણ મૈત્રીભાવનાથી પ્રેરાઇને રજૂ કરવામાં આવે છે. આ અભિપ્રાય અથવા માન્યતા કેવળ કાલ્પનિક મનગમના તરંગો ઉપર રચાયેલ નથી, પણ જે સમસ્યાઓ આજે આપણ સર્વને પીડી રહી છે તેનાં ઉંડા ચિન્તનમાંથી પેદા થયેલ છે, અને એની ગુણવિશેષતાની પ્રતીતિપૂર્વક આ પ્રજા સમક્ષ તે રજૂ કરવાની હું હિંમત કરું છું.

# ગુજરાતી કળા છેલ્લાં ૧૦૦ વર્ષમાં

શ્રી. રવિશંકર મહાશંકર રાવળ

(સપ્ટેંબરના અંકથી અનુસંધાન)

(પ્રસ્તુત સપ્ટેંબર માસના અંકમાં ગુજરાતી કળાના ૧૯૧૮ થી ૧૯૩૬ સુધીના વિકાસક્રમની તારીખવાર યાદી આપી હતી તેમાં આપવી રહી ગયેલી અને પાછળથી લક્ષ્ય ઉપર આવેલી કેટલીક વિગતો પુરવણીરૂપે અહીં નીચે આપવામાં આવે છે.

ઇ. સ. ૧૯૨૭ અમદાવાદમાં ભારત કલા મંડળની સંસ્થાપન. તેનું પહેલું મંગળ પ્રવચન કલકત્તાના સુપ્રસિદ્ધ, કલાપત્ર, 'રૂપમ્'ના તંત્રી શ્રી. ઉર્ધ્વેન્દ્રકુમાર ગાંગુલીએ કર્યું હતું. ત્યારપછી આ મંડળ દ્વારા અમદાવાદમાં અનેક કળાપ્રવૃત્તિઓ થઇ હતી અને તે હજુ ચાલુ છે.

ઇ. સ. ૧૯૨૯ શ્રી નાનાલાલ ચમનલાલ મહેતા I. C. S એમણે ભારત કલા મંડળ સમક્ષ ભાષણ કર્યું હતુ.

ઇ. સ. ૧૯૩૦ શ્રી. રવિશંકર મહાશંકર રાવળને રણજિતરામ સુવર્ણ ચંદ્રક મળ્યો.

ઇ. સ. ૧૯૩૬ ગુજરાતી સાહિત્ય પરિષદ ૧૨મીમાં પહેલી વાર કળાનો એક વિભાગ થયો અને તેના પ્રમુખ તરીકે કાકાસાહેબ કાલેલકરે 'કળા, એક જીવન દર્શન' એ વિષય પર મનનીય નિબંધ આપ્યો.

હવે ૧૯૩૬ પછીથી ૧૯૪૯ સુધીની તવારીખવાર યાદી રજુ કરતો લેખ શરૂ કરવામાં આવે છે. ર. મ. રા.)

ઇ. સ. ૧૯૩૮ બેરી કાર્લ ખંડાલાવાળાએ Rennaisance in India (ભારતીય સમુત્થાન) પર તા. ૨૭-૮-૩૮ના રોજ ભારત કલા મંડળના વાર્ષિક સમારંભમાં વ્યાખ્યાન આપ્યું. ૨૦-૧૦-૩૮ના રોજ ભારત કલા મંડળ તરફથી ઇટલિથી ઇચીંગની કળા શીખી આવેલા શ્રી. યજ્ઞેશ્વર શુક્લનો જાહેર સત્કાર થયો.

ઇ. સ. ૧૯૩૮ ડીસેમ્બરમાં કરાંચી સાહિત્ય પરિષદના કળા વિભાગના પ્રમુખ તરીકે શ્રી. રવિશંકર રાવળની વરણી થઇ. તે વખતે તેમણે 'ચિત્રસૃષ્ટિ' નામનો નિબંધ વાંચ્યો. શ્રી. કનુ દેસાઇને રણજિતરામ સુવર્ણચંદ્રક મળ્યો.

ઇ. સ. ૧૯૩૯ હિમાલયની કુલુ ખીણમાં નગરગામે, ચોવીસ વર્ષથી વસવાટ કરી રહેલા પ્રખ્યાત રશિયન કળાકાર અને મહાન ચિંતક મહર્ષિ નિકોલાસ રોરીકનાં મૂળ ચિત્રોનું પહેલવહેલું જાહેર પ્રદર્શન અમદાવાદમાં થયું.

ઇ. સ. ૧૯૩૯ ફોટોગ્રાફીક ચિત્રોની કળા વિકસાવનારૂં કુમાર કેમેરા મંડળ પલટાઇને 'નિહારિકા' કેમેરા ક્લબ નામથી મોટું સ્વરૂપ પામ્યું. ત્યાર પછી આજસુધીમાં એ મંડળ તરફથી ઘણાં આંતરપ્રાંતીય પ્રદર્શનો થયાં છે અને તેના સભ્યો આંતરરાષ્ટ્રીય પ્રદર્શનોમાં ચંદ્રક અને પદવી પામ્યા છે. એ જ વર્ષમાં તેમણે પહેલવહેલું અખિલ ભારત ફોટો ચિત્રોનું પ્રદર્શન ભર્યું હતું.

ઇ. સ. ૧૯૪૦ મુંબઇ સાહિત્યપરિષદના કળા વિભાગના પ્રમુખ તરીકે ક્રોનીકલ પત્રના સુપ્રસિદ્ધ કળાવિવેચક ડૉ. ધરમસી જી વ્યાસની વરણી થઇ તેમણે ગુજરાતી કળાકારોને ઉત્તેજન આપતા ઉદ્બોધન કર્યું.

ઇ સ. ૧૯૪૧ શાન્તિનિકેતનના વાર્ષિક મહોત્સવના મુખ્ય મહેમાન તરીકે શ્રી. રવિશંકર રાવળને આમંત્રણ મળ્યું. ત્યાંથી તેમણે કલકત્તા, પટણા, લખનૌ, નાલંદા, બનારસ વગેરે સ્થળોના કલાસંગ્રહો અને કલાકારોનો પરિચય કરવા સંસ્કારયાત્રા કરી. એ જ વર્ષમાં લાઠીના કુમાર મંગળસિંહજીએ "રાગ મંજૂષા" પ્રગટ કર્યું.

ઇ. સ. ૧૯૪૨ મુંબઇમાં પહેલી ઇલાકા કલાકાર પરિષદ શ્રી. ર. મ. રાવળના પ્રમુખપણા નીચે મળી આવી પરિષદ આખા હિંદમાં પ્રથમવારની હતી. ચિત્રકાર શ્રી. રસિકલાલ પરીખને રણજિતરામ સુવર્ણચંદ્રક મળ્યો.

ઇ. સ. ૧૯૪૩ ગુજરાત કલા સંઘ ચિત્રશાળાને વડોદરા સ્ટેટ મ્યુઝીઅમમાં મહારાજ પ્રતાપસિંહરાવના જયંતી દિને પ્રદર્શન કરવાનું નિમંત્રણ મળ્યું. તા. ૮ જાનેવારી ૧૯૪૬ના દિને શ્રીમંત મહારાજાને હાથે તે ખુલ્લું મૂકાયું.

ઇ. સ. ૧૯૪૩ જૂનમાં વડોદરા કૉલેજના પ્રો. શ્રી મંજુલાલ મજમુદારને Cultural Background of Gujarat Art especially Miniatures ગુજરાતની કળાની સાંસ્કૃતિક ભૂમિકા–ખાસ કરી લઘુ ચિત્રોના મહા નિબંધ માટે મુંબઇ યુનિવર્સિટી તરફથી ડૉક્ટરની પદવી મળી. એ સિવાય એમને હાથે ગુજરાતના કળા શિલ્પ ઉપર વિવિધ દૃષ્ટિબિંદુથી અનેક નિબંધો લખાયા છે.

ઇ. સ. ૧૯૪૩ ડીસેમ્બરમાં વડોદરામાં સાહિત્ય પરિષદના કળા વિભાગમાં શ્રી કનુ દેસાઇ પ્રમુખ થતા તે પ્રસંગે તેમણે 'કળાકારનાં મંથનો' નામનો ચાલુ સ્થિતિ પરત્વે મનનીય નિબંધ આપ્યો.

ઇ. સ. ૧૯૪૩ રવિશંકર રાવળ મુંબઇની આર્ટ સોસાયટી ઑફ ઇન્ડિઆના તે વર્ષ માટે પ્રમુખ ચુંટાયા.

ઇ. સ. ૧૯૪૬ દિલ્હીમાં ઑલ ઇન્ડીઆ આર્ટસ એન્ડ ક્રાફ્ટસ સોસાયટીના આમંત્રણથી હિંદના પચાસ

જેટલા અગ્રગણ્ય કલાકારો અને કલાવિદોની પરિષદ થઇ. મદ્રાસ ગવર્નમેન્ટ આર્ટસ્કૂલના પ્રિન્સિપાલ દેવીપ્રસાદ રાય ચૌધરી પ્રમુખ હતા; પરંતુ આ પરિષદના પ્રતિનિધિઓ માત્ર વ્યક્તિગત જવાબદારી ધરાવતા હોઇ આ પરિષદ સમસ્ત ભારતની પ્રતિનિધિરૂપ સંસ્થા સ્થાપી ન શકી. છતાં દિલ્હીની 'આર્ટ' સોસાયટીએ એવા જ આશયથી પોતાનું બંધારણ અનુકૂળ કરવા, નવા ફેરફારો કરવા માથે લીધું. આ પરિષદમાં સ્વ. મનુ ઠક્કર અને રવિશંકર રાવળે સક્રિય ભાગ લીધો હતો.

ઇ. સ ૧૯૪૬ સાહિત્ય પરિષદ રાજકોટમાં મળી તે વખતે પ્રદર્શન વિભાગના અને કળા વિભાગના સ્વાગતાધ્યક્ષ લાઠીના કુમાર શ્રી મંગળસિંહજીએ પ્રેરણાત્મક ભાષણ આપ્યું અને પ્રદર્શનનું ઉદ્‌ઘાટન શ્રી. નાનાલાલ ચમનલાલ મહેતા i.c.s. ના હાથે થયું.

ઇ. સ. ૧૯૪૭ દિલ્હીમાં બીજી કળાકાર પરિષદ મળી તે વખતે મુંબઇના પ્રતિનિધિઓ ઠીક સંખ્યામાં હાજર હતા. શ્રી. મુલ્કરાજ આનંદ, શ્રી. અચરેકર, શ્રી. રવિશંકર રાવળ, શ્રી. કેકુ ગાંધી, શ્રી દીનેશ બ્હોરા અને શ્રી. મનુ ઠક્કર વગેરેએ પરિષદને સાચા પ્રતિનિધિત્વવાળી બનાવવા અગાઉના પ્રસ્તાવોનો વિરોધ કર્યો અને ડૉ. સુહરાવર્ધીના પ્રમુખપણા નીચે ઠરાવ કરી પરિષદનો વહિવટ કરનારી એક સ્વતંત્ર સમિતિ ૫ દર સભ્યોની સ્થાપી. શ્રી. મનુ ઠક્કરે તે વખતે મુંબઇની આગેવાની લીધી હતી.

ઇ. સ. ૧૯૪૭ 'કલાચિંતન' નામથી ર. મ. રાવળના કલા પરના લેખોનો સંગ્રહ ભારતી સાહિત્ય સંઘ તરફથી પ્રકટ થયો. (સચિત્ર) તે જ વર્ષમાં "કલાકારની સંસ્કારયાત્રા" ર. મ. રાવળના કલાપર્યટનોનો સંગ્રહ કુમાર કાર્યાલયમાંથી બહાર પડયો.

ઇ. સ. ૧૯૪૮ દિલ્હીના ઠરાવને અન્વયે ઠરેલી પરિષદની મધ્યસ્થ સભાએ મુંબઇમાં બંધારણપૂર્વક ત્રીજી કલાકાર પરિષદ મેળવવા ઠરાવ્યું. જૂનની ૧૯મીએ ટાઉન હૉલમાં મોટા સમુદાય વચ્ચે ત્રીજી પરિષદ થઇ. મુંબઇના વડા પ્રધાન શ્રી. બળાસાહેબ ખેરે તેનું ઉદ્‌ઘાટન કર્યું. શ્રી. શાંતિલાલ ધરમસી ખટાઉએ સ્વાગતપ્રમુખ તરીકે વ્યાખ્યાન આપ્યું. શ્રી. કાર્લ ખંડાળાવાળા એ સભાના પ્રમુખ હતા. મુંબઇ સરકાર વતી શ્રી. ખેરે રૂ. ૨૧ લાખ પ્રાંતમાં કળા કેળવણી પાછળ ખરચવાનું જાહેર કર્યું. આ પરિષદમાં નવી "ઑલ ઇન્ડીઆ એસોસીએશન ઑફ ફાઇન આર્ટસ" સ્થપાઇ. તેનું બંધારણ સર્વાનુમતે પસાર થયું બધા પ્રાંતના કલાકારો અને કલા સંસ્થાઓની એક પ્રતિનિધિ સંસ્થા તરીકે તેનો સ્વીકાર કરાવવા મધ્યસ્થ સરકાર પાસે ડેપ્યુટેશન મોકલવાનું ઠરાવ્યું. પ્રત્યેક પ્રાંતમાં વિભાગીય સંસ્થાઓ નિમાણુ કરવાનું નક્કી થયું. આ નવી બંધારણીય સંસ્થાના પહેલા પેટ્રન ચક્રવર્તી શ્રી. રાજગોપાલાચારી થયા. પ્રમુખ શ્રી. વેંકટાચલમ અને ઉપપ્રમુખો શ્રી નંદલાલ બોઝ, શ્રી. રવિશંકર રાવળ, પ્રો. સ્ટેલા ક્રેમરીશ, કાર્લ જે. ખંડાલાવાળા, સ્વેટોસ્લાવ રોરીક અને શ્રી. દેવીપ્રસાદરાય ચૌધરી હતા. એ જ વર્ષમાં મુંબઇની આર્ટ સોસાયટીની ગોલ્ડન જ્યુબીલી ઉજવવામાં આવી

ઇ. સ. ૧૯૪૯ જૂનાગઢમાં સાહિત્ય પરિષદના કળા વિભાગના પ્રમુખ તરીકે શ્રી. જગન્નાથ અહિવાસીની વરણી થઇ. તેમણે ગુજરાતની કળાનો વિસ્તાર સમજાવ્યો.

ઇ. સ ૧૯૪૯ જાનેવારી વડોદરા શ્રી. સયાજીરાવ વિશ્વ વિદ્યાલયમાં fine art faculty લલિત કલા વિભાગનું આયોજન કરવા માટે શ્રી. માર્કંડ ભટની નિમણુક થઇ.

ઇ. સ. ૧૯૪૯ ઑગસ્ટની ૨૯–૩૦ તારીખોએ કલકત્તા ખાતે મધ્યસ્થ સરકાર તરફથી કેળવણી પ્રધાન મૌલાના આઝાદના પ્રમુખપણા નીચે હિંદના તમામ પ્રાંતોના અગ્રગણ્ય કલાકારો, કલાચિંતકો અને કલા સંસ્થાના પ્રિન્સિપાલો મળી સીત્તેર જેટલા પ્રતિનિધિઓની પરિષદ મળી. તેમાં હિંદ સરકારને કળા વિષયક સલાહ અને સૂચન આપવાને એક સલાહકાર મંડળ રચવાનો ઠરાવ થયો જેમાં બહુમતિ કલાકારોની રહેશે તેમ જ હિંદની કલાસંપત્તિનું રક્ષણ કરવા બહાર ગયેલી સંપત્તિ પાછી મેળવવા તેમ જ મ્યુઝીયમો પ્રદર્શનો અને પ્રચારકાર્ય તેમજ શિક્ષણ સંસ્થાઓ સ્થાપવાનાં સૂચનો તથા ઠરાવો થયા. કલાકારોને સર્વોચ્ચ શિક્ષણ અને તાલીમ આપનારૂં એક કેન્દ્ર કરવાનો નિશ્ચય થયો. કલકત્તાની બીજી સંસ્થાઓએ આ પ્રસંગે સંપર્ક સાધવા પ્રદર્શનો અને મેળાવડાઓ કર્યા હતા. આખી પરિષદનું અને પ્રતિનિધિઓના પ્રવાસ વગેરેનું ખર્ચ મધ્યસ્થ સરકારે ઉપાડી લીધું હતું. ગુજરાતમાંથી ર. મ. રાવળે આમંત્રિત પ્રતિનિધિ તરીકે આ પરિષદમાં હાજરી આપી હતી અને પરદેશ ગયેલી કળાસંપત્તિ પાછી મેળવવા બાબતનો ઠરાવ રજુ કર્યો હતો. શ્રી. નાનાલાલ મહેતા કળાવિવેચક તરીકે હાજર હતા અને તેમણે દિલ્હીમાં હિંદી ચિત્રકળાનું ચિત્રાલય રચવા બાબત સચોટ વ્યાખ્યાન આપ્યું હતું. ભારતીય કળાના ઇતિહાસમાં આ પરિષદ મહત્વનો પ્રસંગ ગણી શકાય.

(આ યાદીમાં રહી ગયેલી બાબતો માટે જાણકારો પૂરવણી આપશે એવી વિનંતિ છે.) [સમાપ્ત]

# સાહિત્ય સમીક્ષા



## પરિશીલન

### સમન્વયલક્ષી વિવેચન

અવલોકનકાર: પ્રો. જયાનંદ દવે, એમ. એ,

[ પરિશીલન: લેખક **શ્રી. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી**; ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત; ઇ. સ. ૧૯૪૯; કિંમત રૂા. ૪-૦-૦ ]

**નવલરામ,** નરસિંહરાવ, રમણભાઇ, ઠાકોર આદિ પછીની વિવેચનની આપણી બીજી પેઢીમાં પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીનું સ્થાન ઘણું ઉત્કૃષ્ટ છે. સતત અને સશ્રમ અભ્યાસ, કૉલેજના ઉચ્ચ વર્ગોમાં દીર્ઘકાળનું અધ્યાપન અને સ્વકીય કહી શકાય તેવું સૂક્ષ્મ સંવેદનપટુત્વ–આ અને આવાં બીજાં અનેક કારણોને લીધે એ સ્થાનની ઉત્કૃષ્ટતા દિનપ્રતિદિન વધતી જાય છે. 'વિવેચના' '૧૯૩૯ ના લલિત વાઙ્મયની સમીક્ષા' અને મુંબઇ વિદ્યાપીઠ તરફથી 'અર્વાચીન ચિંતનાત્મક ગદ્ય' એ નામે અપાયેલાં ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનો વગેરેએ એમને એક ઉચ્ચ કોટિના અને છના સહૃદયભાવી વિવેચકનું પદ ક્યારનુંયે આપી દીધું છે; પરંતુ 'પરિશીલન'નું પ્રકાશન એ સર્વમાં જાણે કોઇ જુદી જ ભાત પાડે છે. વિચારોની પરિપક્વતા, નિરૂપણની પ્રવાહિતા, શાસ્ત્રીય વિષયોની પકડ, મર્યાસ્પદ મુદ્દાઓની રજુઆતમાં વ્યક્ત થતું અદ્‌ભુત કૌશલ્ય અને સ્પષ્ટવક્તૃત્વ–આ સર્વ બાબતમાં 'પરિશીલન'ને સારા પ્રમાણમાં સિદ્ધિ વરી છે, એમ અત્યુક્તિનો ભય વ્હોર્યા વિના કહી શકાય.

પણ આપણે સમગ્ર પુસ્તક વિશે કશો અંતિમ અભિપ્રાય બાંધીએ, તે પહેલાં તેમાંના લેખોને વ્યક્તિગત રીતે જોઇ જઇએ: આખા પુસ્તકનું વિષયની દૃષ્ટિએ વિભાગીકરણ કરીએ તો સર્વ લેખોને ત્રણ મોટા વિભાગોમાં વ્હેંચી શકાય: (૧) શાસ્ત્રીય કક્ષાનાં વિવેચનો, (૨) ગ્રંથવિવેચનો અને (૩) વ્યક્તિ-અનુલક્ષી લેખો; આ ત્રણમાંથી કોઇ પણ વિભાગમાં ન સમાઇ શકે તેવો પણ એક લેખ છે: 'સાહિત્ય પરિષદનું ચૌદમું સંમેલન'.

(૧) શાસ્ત્રીય કક્ષાનાં વિવેચનોમાં **'વિવેચનની પ્રતિષ્ઠા'** રણજિતરામ સુવર્ણ ચંદ્રકના અર્પણ પ્રસંગે આપેલું વ્યાખ્યાન છે. એમાં વિવેચનની શાસ્ત્ર તરીકે, એક કલા તરીકે પ્રતિષ્ઠા નક્કી કરવાનો સમર્થ અને સફળ પ્રયત્ન છે. વિવેચનનાં સાચાં લક્ષણો અને કર્તવ્યોનું પણ આલેખન કરવામાં આવ્યું છે; અને એ આલેખનના કારીગરીભર્યા વણાટમાં છંદ, ભાષા, અલંકાર, શબ્દ, રસ, પદ્ય, કલા ઇત્યાદિ આનુષંગિક વિષયો પરનાં એમનાં સ્વતંત્ર વિધાનો પણ વણાઇ ગયાં છે. એકંદરે આખા વ્યાખ્યાનમાં આપણને ઊંડું તલાવગાહી ચિંતન, વિવેચનનાં સૂક્ષ્મ સ્વરૂપની સાચી સૂઝ, તદ્દવિષયક સામગ્રીનું નિષ્ઠાભર્યું પરિશીલન વગેરે દૃષ્ટિગોચર થાય છે. **'દ્વિજોત્તમ કવિતાજાતિ'** માં લેખકનો આશય મુખ્યત્વે શ્રેષ્ઠ કવિતાનું સ્વરૂપ સમજાવવાનો જણાય છે. પ્રો. ઠાકોરની વિચાર-પ્રધાન કવિતાની ઝુંબેશને અનુલક્ષીને જ જાણે એ લખાયો હોય એમ લાગે છે. તેમને મતે 'વિચાર' નહિ પણ 'ચિંતન' શબ્દ યોગ્ય છે, અને અંતે તેઓ કવિતામાં દ્વિજોત્તમ ગણાવા લાયક કૃતિ તેને કહે છે, જે "વિચારપ્રધાન નહિ, ચિંતન-પ્રધાન નહિ, પણ આનંદપર્યવસાયી" હોવા ઉપરાંત દર્શનપર્યવસાયી હોય, અને જેમાં સત્ત્વની ઝાંખી કે પ્રતીતિ થતી હોય". **'રસના સિદ્ધાન્તમાં સાપેક્ષતા'** એ લેખ આપણા પ્રાચીન રસશાસ્ત્રના પરિશીલન વિના સમજાવો મુશ્કેલ છે. લેખકે સાપેક્ષતાના બે મુદ્દા તારવ્યા છે: સંસ્કૃત નાટકોમાં 'ટ્રેજેડી' (tragedy) નો અભાવ, અને રસાભાસ. આ બન્ને મુદ્દાઓની ચર્ચા કરતાં તેઓ સાપેક્ષતાની પરિસ્થિતિ માટે ધર્મ, નીતિ અને આચારની આપણી પ્રાચીન પ્રણાલિકાઓને કારણભૂત માને છે. એ તો તદ્દન સાચી જ વાત છે કે આ સાપેક્ષતાને કારણે આપણા પ્રાચીન સાહિત્યમાં એક પ્રકારની એકવિધતા (monotony) આવી ગઇ છે અને બીજે પક્ષે વિષયોનું ક્ષેત્ર ઘણું મર્યાદિત બની ગયું છે. 'સાધારણી-

કરણ'માં આ લેખક આપણા પ્રાચીન રસવિવેચક ભટ્ટનાયકે રસનિષ્પત્તિની પ્રક્રિયામાં કલ્પેલા સાધારણીકરણના વ્યાપારની વ્યવહારૂ સમજૂતી આપે છે, સાધારણીકરણ વિશેનાં પ્રો. ઠાકોર અને પ્રો. રામનારાયણ પાઠકનાં મન્તવ્યો ટાંકીને, તેમનાં એ મન્તવ્યોમાં રહેલાં રીતિ અને રચનાના મહત્ત્વની ચર્ચા કરે છે, અને પછી કહે છે: "લેખકનો અનુભવ વાચક પોતાનો કરે તે કલ્પનાવ્યાપારને સાધારણીકરણ નામ આપવું હોય તો આપી શકાય, પણ તે બીનજરૂરી છે, કેમકે વસ્તુતાએ એ કલ્પનાવ્યાપાર જ છે. કલ્પનાવ્યાપાર શબ્દ સ્ફુટ છે, સાધારણીકરણ ભ્રામક છે." અંગ્રેજી અને ગુજરાતી કવિતામાંથી ઉદાહરણો આપીને તેઓશ્રી અંતમ નિર્ણય પર આવે છે: "હું તો સાહિત્યના રસાસ્વાદ અને જીવનના બનાવમાં તટસ્થતાના આસ્વાદમાં ભિન્નતા જોતો નથી." આ ચર્ચા વાંચીને એમ લાગે છે કે આપણા રસશાસ્ત્રના આવા કેટલાક મહત્ત્વના સિદ્ધાન્તોનાં આવાં મૌલિક વિવરણોની, ખરેખર, ઘણી જરૂર છે. **"અનુભાવના"** જૂનાગઢમાં ભરાયેલા છેલ્લા સાહિત્ય સંમેલનના સાહિત્યવિભાગના પ્રમુખપદેથી અપાયેલું વ્યાખ્યાન છે. કલા કે કવિતાના સંસર્ગમાં આવતાં ભાવકનાં ચિત્તમાં પ્રગટતી સૂક્ષ્મ સંવેદનશીલતાની પ્રક્રિયાને લેખકે એમાં સ્ફુટ કરી છે. એ લાગણી આનંદની તો હોય જ, કારણ કે કલા માત્રનો પ્રધાન હેતુ વિગલિતવેદ્યાન્તર આનંદ આપવાનો છે, પણ તે આનંદ કોઇ વિશિષ્ટ પ્રકારનો હોય છે. આ વિશિષ્ટ આનંદની અનુભૂતિને લેખક પ્રાચીન પરિભાષાને વળગી રહીને भावनाशक्ति અથવા અનુભાવનાની શક્તિ કહે છે. આ સૂક્ષ્મ પ્રક્રિયા સ્પષ્ટ કરવા તેઓશ્રી ભિન્ન ભિન્ન કવિઓનાં કાવ્યોમાંથી અવતરણો આપે છે વિચારના વાહન તરીકે ભાષાની અનન્યતા સાબિત કરે છે. અને કસ મહાભારત લખાવે એવો છેલ્લાં સો વર્ષનો ભારતનો ઇતિહાસ હોવા છતાં એકેય મહાકાવ્ય નથી લખાયું એ વિશે વિચારતાં તેઓશ્રી વિવેચક તરીકેનું સ્વાભાવિક તાટસ્થ્ય ગુમાવે છે, અને ઊર્મિદ્રવ્યના અસહ્ય ઉકળાટ સાથે પ્રશ્ન પૂછે છે: "એક ક્રૌંચયુગલના વધ નિમિત્તે રામાયણ પ્રગટ્યું; લાખ લાખ કુટુંબ દઝી રહ્યાં છે ને કોઇ મહાકવિનો કંઠ નહિ ખૂલે?" **"કાવ્યસ્પર્શ"**માં લેખકે કાવ્યવિષયના ઔચિત્યનો એક બહુ નાજુક પ્રશ્ન ચર્ચ્યો છે. અનેક કવિઓનાં કાવ્યોમાંથી અવતરણો આપીને તેઓશ્રી નિર્ણય બાંધે છે કે: "કુદરત અને જીવનમાં જે સર્વદા સુંદર અને ભવ્ય છે, તે જ કવિતાનું અમર અધિષ્ઠાન." આ અભિપ્રાયમાં તેઓશ્રી સ્વ. નરસિંહરાવના અનુયાયી હોય એમ લાગે છે. આ વિભાગનો છેલ્લો લેખ **કેટલાક ભાષાશાસ્ત્રિય પ્રશ્નોનું અવલોકન** ૧૪મા સાહિત્યસંમેલનમાં ભાષાશાસ્ત્ર વિભાગના અધ્યક્ષ તરીકે આપેલું ભાષણ છે. એમાં એમણે આપણા ભાષાશાસ્ત્રની પરિસ્થિતિ, એનાં ઊગમ અને વિકાસ નિરૂપ્યાં છે; અપભ્રંશ, જૂની ગુજરાતી, મધ્યકાલીન ગુજરાતી અને અર્વાચીન ગુજરાતીનો કાલનિર્ણય આપ્યો છે. એકંદરે આખું ય ભાષણ શાસ્ત્રીય છે અને તે વિષયના તેમના ઊંડા અને વ્યાપક અભ્યાસનું, પાશ્ચાત્ય અને આપણી પ્રાચીન ભાષાઓના તુલનાત્મક અભ્યાસનું દ્યોતક છે.

(૨) ગ્રન્થાવલોકનના બીજા વિભાગમાં **"તીર્થસલિલ"** 'આચાર્ય આનંદશંકર ધ્રુવનાં સંસ્મરણો' એ શ્રી. રતિલાલ ત્રિવેદીના લેખ ઉપરનો અવલોકનનિબંધ છે. અવલોકન કરતાં કરતાં પણ લેખક આચાર્યશ્રી વિશેનાં પોતાનાં સ્વતંત્ર મંતવ્યો રજૂ કરે છે: 'આનંદશંકર લોકનેતા નહિ, પણ તટસ્થ उद+आसीन દ્રષ્ટા હતા'; 'તેમનો જીવનમંત્ર તો જાણે स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्' વગેરે. એકંદરે આ લેખ ઉચ્ચ કક્ષાના સમભાવી અવલોકન ઉપરાંત એક સ્વતંત્ર સ્વાધ્યાયલેખ જેવો બની રહે છે. લેખનું શીર્ષક પણ તેની યથાર્થતાથી સુંદર રીતે સૂચક બની રહે છે. **"કવિતામાં ચંદ્રશંકર"** એ લેખમાં દેશસેવક, ગદ્યલેખક અને કવિ એ ત્રણ પાસાંમાંથી ચન્દ્રશંકરનું કવિ તરીકે મૂલ્યાંકન કરવામાં આવ્યું છે. ચન્દ્રશંકરનાં કાવ્યોનાં વ્યાવર્તક લક્ષણો આટલાં: સંક્ષિપ્તતા, ઋજુતા, સંમાર્જિતતા, ભાવની સચ્ચાઇ અને આલેખનની સાદાઇ. ચન્દ્રશંકરના પારદર્શક વ્યક્તિત્વને અંજલિ આપતા લેખક કહે છે: "કાવ્યોનાં વાચનમાં ચન્દ્રશંકરના આત્માનો નિકટનો પરિચય સધાય છે........તેમના સ્વભાવનો લાક્ષણિક રંગ જોવાય છે, તેમના અવાજનો વૈયક્તિક રણકાર સંભળાય છે". ભૂલાઇ ગયેલા કે ભૂલાઇ જતા સાહિત્યકારોમાંના ચન્દ્રશંકર એક છે; એમનાં કાવ્યોનું આ રસદર્શન આવા સાહિત્યકારોને સ્મરણપટમાં જડી રાખવામાં બહુ ઉપયોગી નીવડશે. **"મહાલસા"** એ

શ્રી. ગોવિંદભાઇ પટેલનાં કાવ્યની પ્રસ્તાવના રૂપે છે. માર્કંડેય-પુરાણ અને પ્રેમાનન્દના એ નામનાં આખ્યાન ઉપરથી નવીન ઢબનું એક "બોધપ્રધાન સંવાદકાવ્ય" લેખકે લખ્યું છે.' મદાલસાની વાર્તા કરતાં તેના ઉપદેશથી કવિ આકર્ષાયા હોવાથી લેખક સાચું જ કહે છે કે "તેમાં ઊંચી રસસિદ્ધિને અવકાશ નથી." **"સગાળશા આખ્યાન"** પ્રો. બ્રજરાય દેસાઇ કૃત દસ કાવ્યના સંશોધનસંપાદનનું અવલોકન છે. 'એ બોલ'માંનાં કિંમતી વિવેચનને અને ઉપોદ્ઘાતની દ્યોતક સમાલોચનાને યોગ્ય અંજલિ અપાઇ છે. **"પ્રભાતનર્મદા"**નું અવલોકન કરતાં લેખક શ્રી. પતીલને "મણિલાલ, બાલાશંકર ને કલાપીનો વારસો લઇને આવનાર, ભૂલાયેલા પ્રસ્થાનો ચાલુ રાખનાર મસ્તીપ્રિય કવિ" કહે છે તે યોગ્ય જ છે. આ પ્રકારની કવિતાની તાઝગી, સાહસશીલતા, મસ્તીઇત્યાદિ ગુણો ગણાવ્યા પછી દોષપક્ષે ગઝલોની દુર્બોધતા; વધુ પડતા ફારસી શબ્દોનો ઉપયોગ, એકાગ્રતાનો અભાવ વગેરેની નોંધ લેવાનું પણ તેઓ ચૂકતા નથી **"આતિથ્ય"**માં લેખકને 'ગંગોત્રી'નું અભિનવ લાવણ્ય કે 'નિશીથ'નો પ્રભાવ નથી જણાતાં. શ્રી. ઉમાશંકરની ઉચ્ચ કલાશક્તિ સ્વાભાવિક રીતે તેમનાં લાંબાં ચિંતનશીલ કાવ્યોમાં દેખાય છે. 'આતિથ્ય'માં 'વિરાટપ્રણય'નું ઘેરું ચિંતન કે 'વિશ્વશાંતિ'માં પદે પદે પ્રગટ થતું કલ્પનાસૌંદર્ય નથી, છતાં વિશાળ અર્થમાં હૃદયની ઉદારતા' છે. **"ચાર ચોપડીઓ"**માં કવિશ્રી નાનાલાલનું "મુંબઇમાનો મહોત્સવ", શ્રી. ઇન્દુલાલ ગાંધીનું "ગોરસી", શ્રી સાંડેસરાનું "વાઘેલાઓનું ગુજરાત" અને પ્રો. કાપડિયાનું "પતંગ પુરાણ" એ ચાર પુસ્તકોની સંક્ષિપ્ત છતા સુંદર સમીક્ષા છે. ૧૯૨૦માં સાહિત્યપરિષદના ઇતિહાસ વિભાગના અધ્યક્ષ તરીકેનાં પ્રો. ઠાકોરનાં વ્યાખ્યાન પુસ્તક **"ઇતિહાસ દિગ્દર્શન"**ને અવલોકતા લેખક આપણી આર્થિક, રાજકીય અને ઐતિહાસિક દષ્ટિ અને પરિસ્થિતિને સ્પર્શી લે છે, અને પછી પ્રો. ઠાકોરની દીર્ઘદષ્ટિ અને દેશભક્તિની નોંધ લે છે. પ્રો. રામનારાયણ પાઠકનાં 'અર્વાચિન કાવ્યસાહિત્યના વ્હેણો'ને લેખક "સ્વસ્થ વિવેચન અને કાચ જેવું ગદ્ય" કહે છે, તેમાં ભાગ્યે જ કોઇને અત્યુક્તિ જણાશે. ગુજરાતના એક સમર્થ વિવેચકના વિવેચનપુસ્તકની આમાં આપણને એવા જ બીજા સમર્થ વિવેચકને હાથે થયેલી સમીક્ષા મળી રહે છે. નિરાડંબર, પ્રેમાદિલી, સૌમ્યતા ઇત્યાદિ તત્ત્વોની હાજરીથી એ સમીક્ષા સવિશેષ ખીલી ઊઠી છે.

(૩) વ્યક્તિઓને અનુલક્ષીને લખાયેલા વિવેચન-લેખોના ત્રીજા વિભાગમાં આનંદશંકર ઉપરના બે લેખો વિશેષ ધ્યાન ખેંચે છે. પ્રથમ લખમાં 'આપણો ધર્મ'-માંથી છૂટે હાથે અવતરણો આપીને લેખકે શ્રી આનંદશંકરને હિંદુ ધર્મના નૂતન ભાષ્યકાર સાબિત કર્યાં છે. બીજા લેખમાં 'કાવ્યતત્ત્વ વિચાર,' 'સાહિત્ય વિચાર' અને 'દિગ્દર્શન'માંના એમના જીવન અને સાહિત્ય વિષયક લેખોની વિવેચનશૈલીની વિશિષ્ટતા સમજાવવામાં આવી છે. આચાર્યશ્રી કાલેલકરને લેખક "સંસ્કૃતિના પરિચારક" કહે છે એ સર્વથા સમુચિત છે. 'જીવનનો આનંદ' અને જીવન-સંસ્કૃતિમાંથી ઉદાહરણો અને અવતરણો આપીને શ્રી કાકાસાહેબનાં પ્રશસ્ય જીવનકાર્યને સહાનુભાવી અને સહૃદય અંજલિ આપવામાં આવી છે. એમની રસિક બુદ્ધિ અને પ્રવાસશોખથી મુગ્ધ બનીને લેખક એમને 'સરસ અર્થમાં *'intellectual vagabond'*, અથવા *'vagabond asthete'* કહેવા લલચાય છે. **"નરસિંહરાવ ભાષાશાસ્ત્રી"**માં ગુજરાતમાં ભાષાશાસ્ત્રનાં ઉત્પત્તિ અને વિકાસ એમાં શ્રી. નરસિંહરાવનુ વિશિષ્ટ સ્થાન, પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય ભાષાશાસ્ત્રીઓના કાર્ય સાથે તેમના કાર્યની તુલના અને છેવટે શ્રી. નરસિંહરાવનાં કેટલાંક ભાષાશાસ્ત્રીય પ્રસ્થાનોનું આલેખન છે. શ્રી. નરસિંહરાવના સક્ષમ પાંડિત્યને અંજલિ આપતાં લેખક યોગ્ય જ કહે છે: "એમનું અન્વેષણ ભાષાશાસ્ત્રના અગોચર પંથમાં અખંડ દીપક જેમ ઝગે છે.

ઉપરના ત્રણ વિભાગોમાંથી એકેયમાં ન મૂકી શકાય તેવા લેખ **"સાહિત્ય-પરિષદનું ચૌદમું સમ્મેલન"**ના પ્રારંભમાં જ લેખક સ્પષ્ટ કહી દે છે કે "સમ્મેલન સમ્મેલન તરીકે, સાહિત્યરસિકોના મેળા તરીકે સફળ, પણ વિદ્વાનોની પરિષદ તરીકે નિષ્ફળ નિવડ્યું." સંમેલનના બે સફળ અંશમાં એક શ્રી રાધાકૃષ્ણનું હૈયાસ્ફુરિતવિષયક 'ગંગાપ્રવાહ' જેવું ભાષણ અને બીજું શ્રી. રસિકલાલ પરીખનું તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ તરીકેનું અભ્યાસપૂર્ણ મનનીય વ્યાખ્યાન.

"પરિશીલન"ને હવે આપણે સમગ્રપણે અવલોકીએ: સૌ પ્રથમ તરી આવતું એનું લક્ષણ છે લેખકનું અદ્‌ભુત બહુશ્રુતત્વ. આપણી પ્રાચીન ભાષાઓ અને તેના સાહિત્ય ઉપરાંત પાશ્ચાત્ય સાહિત્યનો વિવેકપૂર્ણ અભ્યાસ તેમનાં

વિવેચનમાં સૂક્ષ્મતા અને સર્વગ્રાહિતા, વિશાળતા અને તુલનાત્મકતા આવે છે. નિડરતા અને સ્પષ્ટવક્તૃત્વ એ 'પરિશીલન'નું બીજું પ્રધાન લક્ષણ છે: પ્રાચીન રસ-વિવેચનનો કોઇ મુદ્દો હોય, નાનાલાલની વ્યાખ્યાનશૈલીની વાત હોય, પ્રો. ઠાકોરની અર્થઘન કાવ્યપદ્ધતિની ચર્ચા હોય, ગ્રંથપ્રવૃત્તિની ઉપયોગિતા વિશે કાંઇ કહેતા હોય કે વર્ડ્ઝવર્થની કવિતામાં માનવભાવ વિશેની પ્રચલિત માન્યતા હોય, એમાંથી કોઇના પણ દોષ દર્શાવવાં લેખક જરાય અચકાતા નથી. 'પરિશીલન'નું ત્રીજું લક્ષણ છે એની સ્વસ્થ, ગંભીર અને છતાં પ્રવાહી અને રસલક્ષી શૈલી. ગંભીર ચર્ચાને વિશદ કરવા માટે લેખક ટૂચકાનો આશ્રય લે છે, વક્તવ્યની સચોટતા માટે ઉચિત ઉપમાઓ અને ઉદાહરણો યોજે છે અને લાંબા વાક્યોની વચ્ચે વચ્ચે ટૂંકાં વાક્યોની કલાપૂર્ણ અને આકર્ષક ફૂલગુંથણી કરે છે. બીજી એક વાત ધ્યાન ખેંચે તેવી એ છે કે કોઇ પણ વિવેચન કે અવલોકનની શરૂઆત કરતા પહેલાં તેઓશ્રી તેને માટે યોગ્ય પૂર્વભૂમિકા ઊભી કરે છે, અને ત્યાર પછી તેના ઉપર પોતાના વિવેચનનું ચણતર કરે છે. આ ઉપરાંત, વિધાનો અને મન્તવ્યોની મૌલિકતા, વિચારોની આગવી સ્વતંત્રતા અને જૂના સિદ્ધાન્તોનાં નવાં અને યુગાનુરૂપ વિવરણો (Interpretations) કરવાની અદ્ભુત શક્તિ ઇત્યાદિ ગુણો 'પરિશીલન'ની વિવેચન સમૃદ્ધિને બલવત્તર બનાવે છે.

'પરિશીલન' વાંચતાં એક બીજી વિશિષ્ટતા નજરે ચડે છે, તે એ છે કે સંકિલષ્ટ કે વિવેચનના કોઇ ગંભીર વિષય પર લખતાં કે બોલતાં તેમનું ચિંતન જેવું અને જેટલું ચગે છે (દા. ત. 'સાધારણીકરણ' 'અનુભાવના', 'વિવેચનની પ્રતિજ્ઞા' આનન્દશંકર ઉપરના લેખો વગેરે), તેવું કે તેટલું કોઇ વ્યક્તિગત ગ્રંથ-સમીક્ષામાં નથી ખીલતું. 'પરિશીલન'માં વ્યાખ્યાનો છે, ભાષણો છે, સ્વતંત્ર સ્વાધ્યાયલેખો છે, ગ્રન્થાવલોકનો છે અને વ્યક્તિલક્ષી મનનપૂર્ણ લેખો છે. આ જોતાં, તેમના આગલા વિવેચનપુસ્તક 'વિવેચના' કરતાં અહીં 'પરિશીલન'માં વિષય વૈવિધ્ય, અભ્યાસનું ઊંડાણ, વિષયનિરૂપણની હથોટી ઇત્યાદિ સાહિત્યગુણોએ સારી પ્રગતિ કરી છે એમ કહી શકાય.

'પરિશીલન'માં આપણને શ્રી. વિશ્વનાથ ભટ્ટના પ્રવાહી અને શ્રવણમધુર ગદ્યનાં દર્શન નથી થતાં, તો સાથે સાથે તેમાં શ્રી વિજયરાય વૈદ્યના ગદ્યનાં સંસ્કૃત-પ્રાચુર્ય, ક્લિષ્ટતા વગેરે પણ ગેરહાજર છે. 'અહમહમિકા', 'પ્રાક્તન', 'ઇદાનીંતન', 'યાવદાયુ', 'મનુકૌશલતવાદી' જેવા ઓછા વપરાતા સંસ્કૃત તત્સમ શબ્દોની સાથે 'ઇલાયદી'; 'પલટણ', 'હુંસાતુસી', 'સંભારિયાં', 'નકરો', 'વરવો' વગેરે તળપદા કે તદ્ભવ શબ્દોનો ઉપયોગ; 'ઐન્દ્રિય સર્જન', 'કુંવારી દૃષ્ટિ', 'પથ્થરફોડી સંચા' જેવા મૌલિક અને અભિનવ શબ્દપ્રયોગો વગેરે ધ્યાન ખેંચે છે. 'વિદ્યાભવનનો મહાલય'માં 'મહાલય' શબ્દનો પુલ્લિંગ તરીકેનો પ્રયોગ, કેટલાંક વાક્યોની શિથિલ રચના અને ભાષાશાસ્ત્ર ઉપરના લેખોમાં આચાર્યશ્રી ડોલરરાય માંકડના નામોલ્લેખનો સદંતર અભાવ થોડો ખુચિંગ કરે છે.

આપણે ત્યાં વિવેચનની બે પ્રણાલિકાઓ પ્રવર્તમાન જણાય છે: પ્રાચીન પૌરસ્ત્ય વિવેચન સિદ્ધાંતોને અનુસરતી અને પાશ્ચાત્ય વિવેચનસરણીને અપનાવતી. સમગ્રપણે જોતાં એમ લાગે છે કે પ્રો. વિષ્ણુપ્રસાદે એ બન્ને પ્રણાલિકાઓનો સફળ સમન્વય સાધ્યો છે શ્રી આનંદશંકર જે કુશળતાથી પ્લેટો અને ઍરિસ્ટૉટલની પરસ્પર વિરોધી વિચારસરણીનું તાત્પર્ય ગ્રહણ કરીને કાવ્ય માટે યોગ્ય સિદ્ધાન્ત રચે છે, તેમ જ 'પરિશીલન'માં પણ આપણને પ્રખર સમન્વયલક્ષી વિવેચનનાં દર્શન થાય છે. આ બાબતમાં એમણે શ્રી. આનંદશંકર માટે યોજેલું એક વાક્ય અક્ષરશ: એમને પણ લાગુ પડે છે એમ કહીને, અને એનું અવતરણ આપીને આ અવલોકન સમાપ્ત કરીએ: "ઉચ્ચ માનવતા વડે ભિન્ન ભિન્ન દર્શનનો સમન્વય કરી બતાવ્યો." (પૃ. ૮૨)

## સાભાર સ્વીકાર

**સરદાર વલ્લભભાઇ પટેલનાં ભાષણો:** સંપાદકો: શ્રી. નરહરિ દ્વારકાદાસ પરીખ અને શ્રી. ઉત્તમચંદ દીપચંદ શાહ; કિં. રૂપિયા પાંચ; પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર.

**ગાંધીજી સાથે ગોઠગોષ્ઠીમાં:** લેખક: શ્રી ઘનશ્યામદાસ બિરલા કિં. રૂપિયો એક; પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર.

**બાપુની ઝાંખી:** લેખક: કાકાસાહેબ કાલેલકર કિં. રૂપિયો એક; પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર.

**રામનામ:** લેખક ગાંધીજી કિં. આના દશ; પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર.

**અશો જરથુસ્ત્રની ગાથા:** કર્તા તથા પ્રકાશક શ્રી. એરચ જહાંગીર તારાપોરવાળા. કિં. રૂપિયા ત્રણ.

**વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ:** સંયોજક શ્રી. પોપટલાલ ગોવિંદલાલ શાહ; કિં. રૂપિયા છ; પ્રકાશક: ગુજરાત રીસર્ચ સોસાયટી

**મહાદેવભાઇની ડાયરી:** પુસ્તક ત્રીજું: સંપાદક: શ્રી. નરહરિ દ્વારકાદાસ પરીખ; કિં. રૂપિયા પાંચ; પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર.



# વિહંગાવલોકન

### આ અંકની ચિત્રસામગ્રી

યુગદર્શનના પ્રારંભથી પ્રત્યેક અંકના પ્રમુખ ચિત્ર તરીકે પ્રગટ કરવામાં આવતાં ચિત્રો ક્રમશઃ ચિત્રકળાની ભિન્ન ભિન્ન શૈલીઓ રજૂ કરી રહેલ છે. પહેલું ચિત્ર ચિત્રકાર શ્રી. સોમાલાલ શાહનું 'મંગલ પ્રભાત'નું હતું. તેથી જુદી શૈલી શ્રી. કે. કે. હેબ્બરના 'કન્યાકુમારી' ચિત્રમાં આપણને જોવા મળી હતી. ત્રીજા અંકમાં ત્રણ વિવિધવર્ણી ચિત્રપટીઓ હતી, જે શૈલીનાં ચિત્રો જૈન હસ્તલિખિત ગ્રંથોમાં મોટા ભાગે જોવામાં આવતા હોવાથી આપણે તેમને જૈન ચિત્રકળાના નમૂના તરીકે ઓળખી શકીએ. આ અંકનું પ્રમુખ ચિત્ર જેને પહાડી શૈલી (કાંગ્રા વેલી સ્કુલ) કહેવામાં આવે છે તેનો એક વિશિષ્ટ કૃતિનો નમુનો છે. આ ચિત્રશૈલીનું નિર્માણ અને વિકાસ ૧૮મી સદીમાં થયું. રાજપુત અને મોગલ શૈલી પછી લાંબા ગાળે આ પહાડી શૈલી ઉદ્ભવ પામી. ગુપ્તકાળ બાદ આ શૈલીદ્વારા ભારતીય ચિત્રકળાએ ભારે પ્રગતિ સાધી, અને એક નવું શક્વર્તી સીમાચિહ્ન પ્રાપ્ત કર્યું. એવો કોઇ પણ વિષય નથી કે જેનું રમણીય ચિત્રણ આ શૈલીના ઉપાસક કલાકારોએ કર્યું ન હોય. એ શૈલીનાં ચિત્રોમાં ભાવુકતા અને સહૃદયતા ભરપૂર ભરેલી હોય છે, તેમ જ સ્વાભાવિકતા સાથે કલ્પનાનો સુન્દર સમન્વય સાધવામાં આવેલો હોય છે. આ સર્વ વિશિષ્ટ ગુણો આ અંકના પ્રમુખ ચિત્ર 'રાધાકૃષ્ણ'માં કળાના સમજદાર સૌ કોઇને પ્રતીત થયા વિના નહિ રહે. આ એક એવું ચિત્ર છે કે જેના મનોહારિત્વને કોઇ સીમા નથી. રાધા અને કૃષ્ણની આથી વધારે ઉત્કૃષ્ટ કલ્પના અને આથી વધારે સુન્દર આકૃતિનિર્માણ શક્ય જ નથી એમ આપણને લાગે. પ્રત્યેકની મુદ્રામાં અપાર પ્રેમમુગ્ધતા નજરે પડે છે, અને સાથે સાથે બન્નેનાં અંગ-ઉપાંગોમાં અપૂર્વ પવિત્રતાની-નિર્મળતાની-ઝાંખી આરંપાર વ્યાપી રહેલી અનુભવાય છે. બન્નેની આંખોમાં નિર્વિકારી પ્રેમ ભરેલો જોવામાં આવે છે. રૂપ, લાવણ્ય, સૌન્દર્યના એમાંથી કોણ કોનાથી ચઢે છે એ કહેવું મુશ્કેલ છે. પુરૂષ અને પ્રકૃતિ, ભગવાન અને ભક્ત, બ્રહ્મ અને માયા આવાં દ્વંદ્વોને આ ચિત્ર દ્વારા મૂર્ત સ્વરૂપ આપવાનો જાણે કે ચિત્રકારનો પ્રયત્ન ન હોય-સાયુજ્ય અને સંગમનું અદ્વૈત જાણે કે આપણી આંખ સામે ચિત્રકાર ઉભું કરવા માગતો ન હોય-એવું આ અપ્રતિમ કોટિનું ચિત્ર છે. ચિત્રનું રેખાનિર્માણ જેવું મનોહર છે તેવી જ મનોહર તેની રંગમીલાવટ છે. આ ચિત્ર કાશીની ભારત-કળાભવન નામની અનેક કળાપ્રવૃત્તિઓનું સંચાલન કરતી સંસ્થાના વિપુલ સંગ્રહમાંથી ઉદ્ધૃત કરવામાં આવ્યું છે. એ ચિત્રના ચિત્રકારનું નામનિશાન નથી. પ્રસ્તુત ચિત્ર સૌથી પ્રથમ એ સંસ્થાના મુખપત્ર 'કળાનિધિ' નામના ત્રૈમાસિકના પ્રથમ અંકમાં પ્રગટ થયું હતું. એ સંસ્થાના સંચાલકો તરફથી એ ચિત્રના બ્લૉક્સ યુગદર્શનના ઉપયોગ માટે મળ્યા છે, જે માટે તેમનો આભાર માનવામાં આવે છે. ઉપર જણાવેલ 'કળાનિધિ' ત્રૈમાસિક માત્ર કળાવિષયક પ્રચારના હેતુથી શરૂ કરવામાં આવ્યું છે અને ચિત્ર તેમ જ લેખસામગ્રીની સમૃદ્ધિની દૃષ્ટિએ આ ત્રૈમાસિક ખાસ કરીને હિંદી ભાષામાં અજોડ છે. તેનું વાર્ષિક લવાજમ રૂ. ૧૧ છે અને ભારત કળાભવન, બનારસ, એ સરનામે લખવાથી આ ત્રૈમાસિક મેળવી શકાય તેમ છે.

આ અંકની ચાર ચિત્રપટીઓમાં બીજા અને ત્રીજા ચિત્રપૃષ્ઠ ઉપર ચાર ચિત્રપટીઓ આપવામાં આવી છે.

કરતી હોય તેવી સંસ્થાના સભ્યને બીનમુઝવણી કોંગ્રેસમાં અવકાશ હોઇ ન શકે એવું કોંગ્રેસનું ધોરણ સુવિદિત છે. આર. એસ. એસ. ની સંસ્થા જે ગાઢા રાજકારણી રંગે રંગાયેલી હતી અને ભાંગફોડની નીતિને વરેલી હતી, તે સંસ્થાનો આગેવાન જ્યારે એમ કહે કે અમારી સંસ્થાના હવે એ ઉદ્દેશ કે એવું ગઇ સ્વરૂપ નથી ત્યારે કોંગ્રેસ ધારે તો તેના સભ્યો માટે પોતાનું દ્વાર ખોલી શકે છે. પણ અહીં પ્રશ્ન તો એ છે કે જે સંસ્થાનો આવો પૂર્વ ઇતિહાસ છે, જેણે પોતાના સર્વ કાર્યક્રમમાં હિંસાને અગ્રસ્થાન આપ્યુ છે અને હિંદુસ્તાનમાં હિંદુ રાજ્યની ભાવનાને આજ સુધી જોરદાર સિંચન આપ્યું છે, જેના સભ્યો દેશભરમાં હજારો નહિ પણ લાખોની સંખ્યામાં પથરાયેલા પડયા છે, જે સંસ્થા આજ સુધી કોંગ્રેસની અને કોંગ્રેસી રાજ્યતંત્રની કટ્ટર વિરોધી રહી છે તે સંસ્થા કેવળ બંધારણના ઉપલકીઆ ફેરફારથી શું વિશ્વસનીય બની શકે છે ખરી? જે નવી નીતિ તે સંસ્થાએ અખત્યાર કરી છે એમ કહેવામાં આવે છે તેનો વાસ્તવિક અમલ કેવો કરે છે તે તો હજુ આપણા કોઇના અનુભવનો વિષય બનેલ નથી. એવામાં તેના કહેવાતા પરિવર્તન ઉપર જ આધાર રાખીને જાણે કે હવે તો તે કેવળ એક નિર્દોષ અને નિરૂપદ્રવી સંસ્થા બની ગઇ હોય એવી રીતે તેની સાથે સંબંધ-વ્યવહાર શરૂ કરી શકાય ખરો? રાષ્ટ્રીય સ્વયંસેવક દળના આગેવાનોમાં ખરેખર કોઇ હૃદયપલટો થયો છે એમ માનવાને પોતાના બંધારણના ઉપલકીયા ફેરફાર સિવાય બીજું કોઇ પણ કારણ છે જ નહિ. ત્યારે શું કોંગ્રેસના પીઢ અને અનુભવી આગેવાનો આ વિષયમાં કેવળ ભોળવાઇ રહ્યા છે અને આર. એસ. એસ. વાળાએ જ્યારે આટલો ફેરફાર કર્યો છે ત્યારે તેમને તક શું કામ ન આપવી એમ સરળ ભાવે વિચારી રહ્યા છે? જ્યારે આજના કેટલાક રાજકારણી પક્ષમાં એક એવી નીતિનો સ્વીકાર થઇ રહ્યો છે કે સામો પક્ષ માગે તેવી કબુલાતો આપવી; અને એ રીતે એ સંસ્થામાં દાખલ થવું અને એ સંસ્થાને અંદરથી છિન્નભિન્ન કરી નાખવી એ સર્વત્ર જાણીતું છે ત્યારે આર. એસ. એસ. આથી કોઇ અન્ય પ્રકારની સંસ્થા છે અને તે આવા કોઇ દુષિત વાતાવરણથી કે વિકૃત નીતિમત્તાથી મુક્ત છે અને તે તો જે જણાવે તે મુજબ વર્તશે એમ માની લેવાને કાંઇ પણ કારણ છે ખરૂં?

વસ્તુતઃ આર. એસ. એસ.માં કોઇ પણ હૃદયપલટો આવ્યો છે એમ માની લેવાને કશું જ કારણ નથી; તેવી જ રીતે કોંગ્રેસની કારોબારીના સભ્યો પણ એટલા ભલા-ભોળા છે એમ માની લેવાને પણ કશું જ કારણ નથી. કમનસીબે આજનું રાજકારણ વિકૃત રંગે રંગાતું જાય છે. જેઓ સત્તા ઉપર આરૂઢ થયેલા છે, તેમને પોતાની સત્તા કાયમ કરવાની વૃત્તિ થાય તો તે અસ્વાભાવિક નથી. ૧૯૫૭માં આખા દેશમાં બધી ધારાસભાઓની પુખ્ત વયના મતાધિકારના ધોરણે ચૂંટણી થવાની છે. એ ચૂંટણીને લક્ષ્યમાં રાખીને ભિન્ન ભિન્ન પક્ષો પોતપોતાનું વલણ અને નીતિ ઘડી રહ્યા હોય એમ લાગે છે. આજના બદલાતા વાતાવરણમાં, અને ઘટતી જતી લોકપ્રિયતાના કારણે કોંગ્રેસ આગામી ચૂંટણી વિષે નચિન્ત બની શકે તેમ તો છે જ નહિ. આ કારણે કોંગ્રેસે પણ પોતાના પક્ષને બને તેટલો મજબૂત બનાવવો રહ્યો. આ રીતે વિચારતાં સહજપણે એવો તર્ક થાય છે કે આર. એસ. એસ. ને અપનાવવા પાછળ કોંગ્રેસનો પણ આવો હેતુ તો નહિ હોય ને? આર. એસ. એસ.નો કોંગ્રેસપ્રવેશ સરળ બનાવવા પાછળ આથી બીજો કોઇ હેતુની સંભાવના થઇ શકતી નથી અને જો એ અનુમાન સત્ય હોય તો આજે આપણું કોંગ્રેસી રાજકારણ પણ કેટલું અવનત થઇ રહ્યું છે, એ જોઇને જેણે આજ સુધી કોંગ્રેસી એકનિષ્ઠાથી સેવા અથવા તો ઉપાસના કરી છે અને જેણે કોંગ્રેસના ઉચ્ચ આદર્શોની પૂજા કરી છે તેને ભારે દુઃખ થાય, આઘાત લાગે તે સ્વાભાવિક છે. ખરેખર શું કોંગ્રેસ એક સત્તાલોભી સંસ્થા બની રહી છે? સત્તાને કોઇ પણ રીતે કાયમ રાખવી એ કદિ પણ શું કોંગ્રેસનું ધ્યેય હતું ખરૂં? અને એ સત્તા આર. એસ. એસ. જેવા ઝેરને સંગ્રહીને કોંગ્રેસ કાયમ રાખી શકશે ખરી? અને એવી રીતે જો કોંગ્રેસની સત્તા કાયમ થશે તો એ સત્તાનું સ્વરૂપ, એ સત્તાનો અમલ કેવો હશે? આવા અનેક પ્રશ્નો આપણી સામે આવીને ઉભા રહે છે. કોંગ્રેસની કારોબારી વિષે ગમે તેટલું માન અને આદર હોવા છતાં તેના નિર્ણયને કોઇ પણ રીતે આપણું દિલ સંમતિ આપી શકતું નથી. આ નિર્ણય સામે ઘણી દિશાએથી વિરોધ ઉઠી રહ્યો છે. આપણે આશા રાખીએ કે કોંગ્રેસની કારોબારી આ બાબતનો ફરીથી વિચાર કરે અને કોંગ્રેસને આર. એસ. એસ.ના ઝેરી સંપર્કથી દુષિત થતી અટકાવે.

## સમાજવાદીઓ પણ શું આજ રસ્તે?

જ્યારે આ બાબત અંગે સમાજવાદી પક્ષના આગેવાનો કોંગ્રેસની સખ્ત ટીકા કરી રહ્યા છે અને આડામાં ચૂં-

ણીમાં કોમીવાદમાંથી લાભ ઉઠાવવાની વૃત્તિનો કોંગ્રેસ ઉપર આક્ષેપ કરી રહેલ છે ત્યારે તે જ પક્ષના આગેવાન શ્રી. જયપ્રકાશ નારાયણે બીજી બાજુએ તા. ૯-૧૦-૪૯ ના રોજ બોલાવેલી પ્રેસ કૉન્ફરન્સમાં જણાવ્યું છે કે "હિંદના ૯૯ ટકા મુસલમાનો કોંગ્રેસની વિરૂધ્ધ છે એ બાબતની મને પૂરેપૂરી ખાત્રી છે. દેશની મુસલમાન વસતિને દબાવી દેવામાં આવી છે અને તે એટલી નીચે ઉતરી ગઇ છે કે પોતાના અન્તરના અવાજ મુજબ વર્તવાની તેણે તાકાત ગુમાવી દીધી છે. તેમને ભયના માર્યા કોંગ્રેસ પક્ષે મત આપવાની ફરજ પડે છે. કોંગ્રેસના ધારાસભાના સભ્યો અને સરકારી અધિકારીઓ તેમના ઉપર દબાણ લાવી રહ્યા છે" (ફ્રી પ્રેસ જર્નલ તા. ૧૦-૧૦-૪૯). આ કથન પાછળ મુસલમાનોને કોંગ્રેસ વિરૂધ્ધ ઉશ્કેરવા અને પોતા પક્ષ તરફ વાળવા સિવાય બીજો શુ હેતુ હોઇ શકે? સત્તાલક્ષી રાજકારણ ભારે ભયંકર વસ્તુ છે તેનું સ્વરૂપ જ એવું છે કે રાષ્ટ્રનાં સમગ્ર હિતના ભોગે પોતાના પક્ષને આગળ કેમ લાવવો અને તે માટે ગમે તે સાધનોનો ઉપયોગ કરવો એ વૃત્તિ તરફ જ સૌ કોઇ ઘસડાય છે શું પાકીસ્તાનનો ઉદ્ભવ એ ઓછો કડવો અનુભવ છે? મુસલમાનોની કોમી ભાવનાને પોતાના પક્ષ માટે લાભ ઉઠાવવા માટે ઉશ્કેરવી અને સૂતેલા સાપને આ રીતે જગાડવો એના જેવું બીજું કોઇ દેશવિઘાતક કાર્ય હોઇ ન શકે. સત્તા ઉપર આવવા માટે આપણે બીજું ગમે તે કરીએ, પણ હિંદુને હિંદુ નામે અને મુસલમાનને મુસલમાનના નામે સંબોધવાનો, આકર્ષવાનો સ્વપ્ને પણ વિચાર ન કરીએ. એ દિશાએ જવું એ દેશના સર્વનાશને નોતરવા બરાબર છે.

## ગાંધીજીના ખુનીઓને થયેલી ફાંસીની શિક્ષાના ઔચિત્ય-અનૌચિત્ય વિષે તાત્વિક વિચારણા

(આ નીચેની નોંધનાં પ્રુફ તપાસવા માટે આવ્યા તે જ દિવસે હિંદના ગવર્નર જનરલે આ બન્ને ખુનીઓની દયાની અરજી નામંજુર કર્યાના અને તેમને ચાલુ નવેમ્બર માસની ૧૫ મી તારીખે ફાંસી દેવાના સરકારી નિર્ણયના સમાચાર છાપામાં વાંચ્યા. તેથી સંભવ છે કે આ અંક વાંચકોના હાથમાં આવતાં પહેલાં તો આ ખુનીઓ આ દુનિયામાંથી વિદાય થઇ ચુક્યા હોય. આ સંયોગોમાં આ નોંધની વ્યવહારૂ ઉપયોગિતા તો કશી રહેતી જ નથી. આમ છતાં પણ આ શિક્ષાના ઔચિત્ય-અનૌચિત્યનો પ્રશ્ન અનેક માનવીઓના દિલમાં ખટક્યા તો કરે જ છે. આવી પરિસ્થિતિ વચ્ચે પ્રસ્તુત પ્રશ્નની આ નોંધમા કરવામાં આવેલી તાત્વિક ચર્ચાનો સત્યાન્વેષણની દૃષ્ટિએ અમુક ઉપયોગ છે એમ સમજીને આ નોંધ જેવી છે તેવી પ્રગટ કરવાનું ઉચિત ધાર્યું છે. સંભવિત છે કે ફાંસી આપવાની મુદતમાં વધારો થાય અને તે દરમિયાન વ્યક્ત થઇ રહેલો બળવાન લોકમત આ બન્ને ખુનીઓને ફાંસી શિક્ષામાંથી મુક્તિ મેળવવામાં નિમિત્તભૂત થાય.)

દેહાન્તદંડની શિક્ષા પાછળ જીવ સામે જીવ લેવાની સામાન્ય વૃત્તિનું સામાજિક સમર્થન રહેલું છે અને એ વૃત્તિનું ઔચિત્ય સ્વીકારીને રાજસત્તા આવા પુરવાર થયેલા ખૂનીને એક યા બીજી રીતે દેહમુક્ત કરે છે. આની પાછળ બીજો પણ એક વિચાર રહેલો છે કે ખૂન જેવો ભયંકર અન્ય કોઇ ગુન્હો નથી અને મૃત્યુ જેવો બીહામણો બીજો કોઇ ભય નથી અને તેથી મૃત્યુભયથી આવા ગુનાઓ થતા અટકવ નો ઘણો સંભવ છે, અને તેથી જ મૃત્યુદંડ કરતાં બીજો કોઇ પણ દંડ કે શિક્ષા આવા ગુનાને માટે પૂરતી ગણાતી નથી. આની સામે બીજી એક વિચારસરણી રહેલી છે કે જેઓ કોઇ પણ સંયોગોમાં દેહાન્ત દંડની શિક્ષાના ઔચિત્યને સ્વીકારતા નથી. તેમના મતે ખૂન સામે ખૂન કરવાથી ખૂની વૃત્તિ અટકતી નથી. ખૂનીને પણ સુધરવાની તક આપવી ઘટે છે. ખૂન કરનારે અમુક વૃત્તિના આવેગને વશ થઇને ખુન કર્યું, તેથી તેને હંમેશને માટે ઘણાપાત્ર ગણવો એ માનવસ્વભાવમાં રહેલી અસ્થિરતા અને અનુકૂળ સંયોગોમાં સુધરવાની શક્યતાનો ઇનકાર કરવા બરોબર છે. તે ફરીને આવું ભયંકર કામ કરવા ન પામે તે માટે તેને જીંદગી સુધી ભલે પરહેજ રાખવામાં આવે, પણ તેના પ્રાણવિચ્છેદથી સમાજને કશો પણ લાભ થવાનો નથી, અને એક યા બીજા આકારમાં એકમેકનો જીવ લેવાની વૃત્તિ જ પોષાતી રહેવાની છે. આવી વિચારસરણી સ્વીકારીને કોઇ કોઇ રાજ્યે દેહાન્તદંડની શિક્ષા ફરમાવવાનો આમૂલ પ્રતિબંધ કર્યો છે.

અહીં આ વિચારણાને પ્રસ્તુત પ્રશ્ન પરત્વે બહુ સ્થાન નથી. કારણ કે ચોક્કસ સંયોગોમાં દેહાન્ત દંડની શિક્ષાના ઔચિત્યને આપણી રાજ્યસત્તા હજુ સ્વીકારતી આવી છે અને એ મુજબ અમલ કરતી આવી છે. આ કિસ્સામાં દયાનો પણ કોઇ પ્રશ્ન ઉપસ્થિત થતો નથી, કારણ કે આ ખુનીઓએ અણધાર્યા આવેશને વશ થઇને આ કામ કર્યું નથી, પણ ચોક્કસ લાંબો વિચાર કરીને યોજનાપૂર્વક અને જાણે કે આ કાર્ય દ્વારા હિંદુ ધર્મની અને રાષ્ટ્રની તેઓ કોઇ મોટી સેવા કરી રહ્યા હોય એવા ભ્રામક ખ્યાલોપૂર્વક તેમણે આ દુષ્ટ કાર્ય કર્યું છે. આજે પણ તે ઉભયના દિલમાં કોઇ પશ્ચાતાપનો અંશ દૃષ્ટિગોચર થતો નથી. અનેક ખૂનીઓ દેશમાં ફાંસીએ ચઢે છે; તેમાંના કોઇ કોઇ પ્રત્યે ચોક્કસ સંયોગો ધ્યાનમાં રાખીને રાજ્યનો મુખી કદિ કદિ રહેમદીલી બતાવે છે. ખુનીઓ પુરતો પ્રસ્તુત કિસ્સામાં આવી કશી રહેમદીલીને અવકાશ જ નથી.

આમ છતાં પણ આ બે ખુનીઓના દેહાન્ત દંડનો આપણે આટલી ગંભીરતાથી શા માટે વિચાર કરવા પ્રેરાઇએ છીએ? આનું કારણ એ છે કે આ બે ખુનીઓનો વિચાર કરતાં ગાંધીજી આપણી આંખ સામે આવીને ઉભા રહે છે અને 'મારા ખુનીનો જીવ ન લેશો' એમ જાણે કે આપણને કહેતા

સંભળાય છે. આવા ખૂનીઓ સાથે શું વ્યવહાર કરવો તેનો આ રીતે વિચાર કરતાં રીતરસમ કે કાયદાની રૂઢિના ખ્યાલો ગૌણ બની જાય છે અને ગાંધીજીના વિચારો, ભાવનાઓ અને આદર્શ આપણા ચિત્તને આવરી લે છે અને આ ખુનીઓને આપણે ફાંસીએ ચઢાવીશું તો ગાંધીજીને નહિ ગમે એવો કોઇ અન્તરનો અવાજ આપણને સંભળાય છે. ગાંધીજી તો કોઇને પણ દેહાન્ત દંડની શિક્ષા આપવાની જ વિરૂધ્ધ હતા. આ શિક્ષા પાછળ, અમુક કોટિની વિકૃતિએ પહોંચેલો આદમી કોઇ કાળે સુધરી શકે જ નહિ, તેનો આ દુનિયામાંથી જેટલો વહેલો નિકાલ લાવીએ એટલું વધારે સારૂં, એવી આપણામાં ઘર કરી બેઠેલી નિરાશા રહેલી છે. ગાંધીજી કોઇ પણ વ્યકિત કે સમાજ વિષે કદિ નિરાશાવાદી હતા જ નહિ આવા ગાંધીજીની આખી વિચારસરણી આપણે સાંગોપાંગ સ્વીકારી કે અમલમા મૂકી ન શકીએ, તો પણ તેમના પોતાના ખુનીઓ સંબધમાં આટલો સરખો અપવાદ કાં ન કરીએ?

અને આવો અપવાદ કરવાથી ખોટો દાખલો બેસશે કે આવા સન્ત મહાત્માઓના ખૂન કરવાને જે તે વ્યકિત પ્રેરાશે-આવી વિચારણા વધારે પડતી કલ્પનનો વ્યાપાર લાગે છે. ગાંધીજી જેવા સન્તો જવલ્લે જ પાકે; તેવાનું ખૂન થાય એ તો એથી પણ વધારે વિરલ ઘટના ગણાય. તેથી આ ખુનીઓને માત્ર ગાંધીજી સંબધેના આપણા વિશિષ્ટ ખ્યાલોને વશ બનીને દેહાન્તદંડથી બચાવીએ એવી વૃત્તિ આપણા સર્વના દિલમાં રમી રહી છે. આજે એ ખૂન અંગેનો રોષ સૌ કોઇનાં દિલમાંથી નીતાન્ત શમી ગયો છે. ફાંસી આપવામાં આવશે તો દેશ આખામાં કશો પણ ક્ષોભ થવાનો નથી; ફાંસી નહિ આપવામાં આવે તો કોઇ પણ વર્ગમાં લેશમાત્ર અસંતોષ પેદા થવાનો નથી. આ ખુનીઓને ફાંસીએ ચઢાવવા એ રાજ્યશાસનની પૂજા છે; આપણા દિલમાં ઉંડું દર્દ હોવા છતાં એમને ક્ષમા આપવી એ ગાંધીપૂજા છે. એ જ ગોડસે અને એ જ આપ્ટે આજે કેવળ નિષ્ઠુરકર્મી દેખાય છે, એમ છતાં તેમને જીવતા રાખવામાં આવે તો તેમનામાં સમયાન્તરે કશો પણ પલટો ન જ આવે. એમ માની લેવું વધારે પડતું છે, અને તેમનામાં કદાપિ એવો પલટો થવા પામે તો એ ગાંધીવાદનો એક અપૂર્વ વિજય લેખાશે. આમ વિશિષ્ટ રીતે આ આખો પ્રશ્ન વિચારતા ગાંધીજીના ખુનીઓને થએલી ફાંસીની શિક્ષાને આપણાં મન અને બુદ્ધિ કોઇ પણ રીતે સંમત કરતાં નથી એમ આપણે જણાવવું જ રહ્યું.

## એક ખુલાસો

યુગદર્શનના સપ્ટેમ્બર માસના અંકમાં વિહંગાવલોકન-વિભાગમાં ગુજરાત યુનિવર્સિટી કમીટીની ભલામણો ઉપરની નોંધમાં શ્રી. મગનભાઇ દેસાઇની વિરોધનોંધનો ઉલ્લેખ કરતા મેં જણાવ્યું હતું કે "તેમના મત પ્રમાણે સ્થાનિક શિક્ષણ આપતી યુનિવર્સિટી જ યોગ્ય છે અને તે માટે ઇ. સ. ૧૯૨૦માં ઉભી કરવામાં આવેલી ગુજરાત વિદ્યાપીઠ, જેની ગાંધીજીએ સ્થાપના કરેલ છે અને જે આજે પણ કેટલીક શૈક્ષણિક પ્રવૃત્તિઓ ચલાવી રહેલ છે તેનો જ ઉપયોગ કરવો જોઇએ એવું તેમનું સૂચન છે." કેટલાક દિવસ પહેલાં શ્રી. મગનભાઇ દેસાઇને મળવાનું બન્યું અને ઉપર જણાવેલું મારૂં વિધાન તદ્દન ખોટું છે એમ તેમણે જણાવ્યું. આમ થવાથી મારા મન ઉપર આવી છાપ કેમ પડી તેનું પૃથક્કરણ કરવાના હેતુથી શ્રી. મગનભાઇ દેસાઇની લાંબી વિરોધનોંધ હું ફરીવાર જોઇ ગયો. એટલું ખરૂં કે એ નોંધની છેવટની ભલામણોમાં વિદ્યાપીઠ વિષે તેમણે આવી કોઇ સીધી ભલામણ કરી નથી. પણ તેમાં એક પ્રકરણ ગુજરાત વિદ્યાપીઠ ઉપર આપવામાં આવ્યું છે. તે રીપોર્ટના પાન ૧૦૯ ઉપર શ્રી. મગનભાઇ જણાવે છે કે "પરદેશી હકુમતનો સદાને માટે અસ્ત થવાથી અસહકારનો કોઇ પ્રશ્ન રહેતો નથી, અને રીપોર્ટમાં જણાવ્યું છે તેમ રાષ્ટ્રીય શિક્ષણનો પ્રવાહ અને પ્રચલિત યુનિવર્સિટીનો પ્રવાહ—એમ બન્ને પ્રવાહોને પહેલી જ વાર એકત્ર કરવાની તક આપણી સામે આવીને ઉભી છે. ગુજરાતના લોકો ઇચ્છે છે કે વિદ્યાપીઠના પ્રયોગની પરંપરા ચાલુ રહેવી જોઇએ અને તે એટલે સુધી કે વિદ્યાપીઠ ગુજરાત યુનિવર્સિટી તરીકે કામ કરી શકે તેવું વિદ્યાપીઠનું બંધારણ શા માટે ન ઘડવું એમ પૂછનારા સાક્ષીઓ પણ અમારી સમક્ષ ઉપસ્થિત થયા હતા." ત્યાર પછી આગળ વધતાં વિદ્યાપીઠ એકદેશીય સંસ્થા છે કારણ કે તેમાં બીજા કેટલાયે વિષયો શીખવવામાં આવતા નથી, પણ સાર્વજનિક ધ્યેય સાથે સંબંધ ધરાવતા અમુક વિષયોનું જ શિક્ષણ આપવામાં આવે છે-આવી ટીકાનો ઉત્તર આપતાં શ્રી મગનભાઇ જણાવે છે કે વિદ્યાપીઠને ચોક્કસ સંજોગોમાં નવી ભાતના સ્નાતકો પેદા કરવાની જરૂર હતી અને એ કારણે તે વખતના સંજોગોને આધીન થઇને શિક્ષણની રચના તત્સદૃશ રાખવામાં આવી હતી અને "મને લાગે છે કે આજે પણ જ્યારે નવા સંયુક્ત હિંદનું આપણે નિર્માણ કરી રહ્યા છીએ ત્યારે તેની આગેવાની લે એવા નવી ભાતના યુનિવર્સિટી ગ્રેજ્યુએટોની આપણને ખૂબ જ જરૂર છે. નવી યુનિવર્સિટીનું આ જ મુખ્ય લક્ષણ હોવું જોઇએ મારી સંક્ષિપ્ત આલોચના ઉપરથી માલૂમ પડશે કે વિદ્યાપીઠ પ્રારંભથી જ આ ઢબના ગ્રેજ્યુએટો પેદા કરવાનું કામ કરી રહી હતી. અને આજના સંજોગોમાં પણ એ જ કાર્ય ચાલુ રાખવાની આકાંક્ષા સેવે છે." આ પ્રકારનાં તેમનાં વિધાનોમાં ગુજરાત વિદ્યાપીઠને નવી ઉભી કરવામાં આવનાર ગુજરાત યુનિવર્સિટીમાં પલટાવવાનું સૂચન રહેલું છે, એમ મને લાગ્યું. પણ જ્યારે શ્રી મગનભાઇ કહે છે કે એ વસ્તુ તેમના મનમાં જ નહોતી ત્યારે તેમનું કથન મારે સ્વીકારવું રહ્યું અને આટલી અનુમાનક્ષતિ વિષે મારે તેમની ક્ષમા માગવી રહી


CYCLEBRAND


LALLUBHAI AMICHAND
BOMBAY





# રાષ્ટ્રની ભાવી પ્રગતિનો આધાર તમારી સાથે સંકળાએલ છે

......કેમકે રાષ્ટ્રિય જરૂરિયાતને પહોંચી વળવાના આંદોલનમાં તમે એક મહત્વની સાંકળ છો. આજની આશાને આવતી કાલે કાર્યશીલ બનાવવા તમારે તમારાં બાળગોપાળ પરત્વેની ફરજ અદા કરવી જ જોઇએ અને એમના ભાવીની જોગવાઇ કરવી રહી.

તમારાં બાળકો જીવનપ્રવેશ નિશ્ચિંતપણે કરે તેની સંભાળ
રાખવાની રાષ્ટ્રની વ્યક્તિ તરીકે અને અંગત રીતે તમારી ફરજ છે.

**એમના ભાવિની આજે જોગવાઇ કરો અને નચિંત બનો.**

વીમાની પોલીસી લેવાથી તમને તમારા કુટુંબ પ્રત્યે ફરજ બજાવ્યાનો સંતોષ રહેશે. હોલ લાઇફ, એન્ડાઉમેન્ટ નાનાં બચ્ચાંઓની તેમજ તેમના ભણતર અને લગ્નની જોગવાઇ કરતી પોલીસીઓ, ટ્રીપલ બેનીફીટ, જોઇન્ટ લાઇફ વી. વિવિધ પ્રકારના લાભો આપતી પોલીસીઓ અમે ઉતારીએ છીએ

## ધી ઇન્ડીઅન ગ્લોબ
### ઇન્સ્યુરન્સ કંપની લીમીટેડ
૩૧૫-૩૨૧, હોર્નબી રોડ, કોટ, મુંબઈ.

**તે ઉપરાંત આગ, દરીયાઈ, મોટર, અકસ્માત, વર્કમેન્સ કોમ્પેન્સેશન વિગેરે સર્વ પ્રકારના વીમાનું કામ કરવામાં આવે છે**



# યુગદર્શન



## વિષયાનુક્રમ




### વાર્ષિક લવાજમ

હિંદમાં અને જ્યાં હિંદ જેટલો ટપાલનો દર હોય ત્યાં રૂ. ૮, અન્યત્ર રૂ. ૧૧, છુટક નકલ કિંમત રૂ. ૧

### લેખકોને

યુગદર્શન માટે મોકલાયેલા લેખો અને કાવ્યો કાગળની એક જ બાજુ સુવાચ્ય અક્ષરોમાં લખાયેલા અને અન્યત્ર પ્રકટ નહિ થયેલાં હોવાં જોઈએ: સ્વીકૃત લેખો તથા કાવ્યો માટે યોગ્ય પુરસ્કાર આપવામાં આવશે. અસ્વીકૃત લેખો પાછા મોકલવામાં આવશે આને લગતા નિયમોની જેને અપેક્ષા હોય તે તંત્રી પાસેથી મેળવી શકશે.

### જાહેરખબર વિષે

આ માસિક માટે નક્કી કરવામાં આવેલ શિષ્ટ ધોરણ અનુસારની જાહેરખબર નીચેના દરથી લેવામાં આવશે.

**છુટક**

| | |
|---|---|
| આખું પાનું | ... રૂા ૬૦ |
| અડધું પાનું | ... રૂા. ૩૦ |
| પા પાનું | ... રૂા. ૧૮ |

**વાર્ષિક કૉન્ટ્રાક્ટ**

| | |
|---|---|
| આખું પાનું | ... રૂા. ૬૫૦ |
| અડધું પાનું | ... રૂા ૩૨૫ |
| પા પાનું | ... રૂા. ૧૯૦ |

ગ્રાહક થવા માટે:
જાહેરખબર માટે:
લખો:—

વ્યવસ્થાપક: યુગદર્શન
જન્મભૂમિ ભવન, પો. બો. ૧૨
ઘોઘા સ્ટ્રીટ, મુંબઈ ૧.




# યુગદર્શન

તંત્રી
પરમાનંદ કુંવરજી કાપડિયા

પુસ્તક ૧ : અંક ૫
૧૫ ડીસેમ્બર, ૧૯૪૯


## શુકવ્યથા

શ્રી જયન્ત અ. મહેતા

મને ન ગમતી રસે સભર ચારુ સ્વાદે ભરી
ફળોની રસ મિષ્ટતા, નહીં ગમે કંઈ ગાન ધ્યાં,
તમારી રસ સૃષ્ટિમાં ન ગમતું મને મ્હાલવું,
વૃથા મનુજની ક્રિડા નિરખી ચિત્તને બાળવું.

કદીક જન કો' કહે : ' ન વલખાં જવાં મારવાં
નિકુંજ, સરિતા, ગિરિ, જલધિ, કે ઊંચે ઉડવાં,
વૃથા ઉપવને જઈ શકરી-બાજ-શિકારીની
ચડી નજરમાં, જવું શરણ મૃત્યુને; ક્યાં ભલા!
અરે, અહિં સુખે પડો, વિહગરાજ ખેલો-કૂદો.'

પરંતુ રુચનાં નહીં મનુજના મીઠાં બોલ આ,
ન કાંઈ પરવા મને, ઘડીક સ્રોત કિલ્લોલમાં
રસાર્દ્ર કરી ચિત્તને પછી ભલે પડું કો સુખે.
પરંતુ અહિં પિંજરે મનુજનાં પડી, મૃત્યુને
સ્વીકારી, અભડાવવું જીવન શુક આ સૃષ્ટિમાં?
નહીં કદી નહીં—

ઘટાય મુજ મૃત્યુ છો વિહગ-વન્યની દંષ્ટમાં,
શિકારી થકિયે ભલે—વનમહિં રુડી સૃષ્ટિમાં.
ગણીશ મુજ મૃત્યુ એ અધિક રમ્ય આથીય તે.

હજીય અહિં પિંજરે તડપતું રહે ઉર આ:
'કદીક પળ આવશે, ઉડી જશું, જશું દૂર હા!'

'હતો અહિંથી દૂર હું'—સ્મરણ એ મધુરું થતાં
સુભાગી મમ સુહૃદો તણી પરંપરા ઉઠતી:
અહા, નીલઘટા મહીં તરુવરોય હિલ્લોળતા,
અરણ્ય પશુપંખીના ગીત મધુર કિલ્લોલતા,
સમીર મૃદુ વીંજણે, વનસુવાસને ઢોળતા
સરે, સરિત, નિર્ઝરે, સલિલ—ઝાંઝરા બોલતા.

મદે ઝરત કુંજરો અહિં તહિં ઘૂમે ડોલતા,
રસાંકિત મધુકરો કુસુમપાંખ ઢંઢોળતા,
લચે કુસુમઝૂમખાં સુરભિ રમ્ય રેલાવતા,
શુકો, રમણી સારિકા, રમણકેલિમાં મ્હાલતાં.

કદી રજની અંચલો તિમિરનો વને ઢાળતી,
કદી ધવલ જ્યોત્સ્નિકા વસન સ્વચ્છ આચ્છાદતી,
લીલાં પરણ, અંકુરો, કુસુમ, મંજરી, માલતી
દ્રવંત રસધારથી સકલ અંગ આહ્લાદતી.
સુસ્વચ્છ સરમાં સરે તરલ હોડી શી ચંદ્રિકા
અમેય દ્રવતાં રસે—ઉભય : હું—પ્રિયાસારિકા.
અહિં કવણ લાવિયું! મનુજ રે મને પીડવા?

મને મનુજ પિંજરે મુકી પઢાવતા શબ્દ કૈં
કહો કયમ રુચે મને લલિત સુર રેલાવવા?
યદા મન ભમે પૂને દૂરની કુંજ કુંજે, વળી
સ્મરે વદન નિર્મળું રમણીનું ઉદ્દ કો ખૂણે.

## પ્રતીક્ષા

પ્રાધ્યાપક : શ્રી જયાનંદ દવે

( તોટક )

નયને નહિ તેજ: પ્રભો! નિરખું
કયમ તેજભરી તુજ દેહ-છવિ?
તુજ તેજસ-ધોધ પડયે, ચખને
નિજ દર્શનશક્તિ પડે તજવી!

નહિ કંઠ વિશે કશી કોમળતા;
હૃદયેથી ન પ્રેમળ ભાવ સ્ફુર્યા;
વચનો નહિ વાણીપ્રભાવભર્યાં;
સ્તુતિ-આશ કહો, પુરવી કયમ ત્યાં?

પણ તેં અગણ્યા ગણ ભક્તતણા-
નહિ તેજ, ન કંઠ, ન ભાવ, કશો
ન પ્રભાવ; નહિ કશું, પામર શા,-
ઉર ધારી પુરા નિજના જ ગણ્યા!

બસ, આ સ્મૃતિ: એ પર નિર્ભર હું
તુજ દર્શન કાજ પ્રતીક્ષી રહું!

## વિરલ દર્શન

શ્રી મોહિનીચન્દ્ર

સૂર્યનાં રશ્મીને કોણ પ્રેરી રહે,
સાન્ધ્યની સુરખીમાં જઈ શમાવા?
સાન્ધ્યના વર્ણને કોણ પ્રેરી જતું
રાતની પીંછીમાં લુપ્ત થાવા?
રજનીનાં રજકણો કોણ ઓગાળતું,
ધવલ ઉષાતણા મધુર તેજે?
આ ત્રણે સમયની સુભગ લીલાતણું,
ચક્ર કો ચલવતું આંહી કૂજે?
એમ મમ પ્રાણનાં શુભ્રતમ કિરણને,
કોણ રંગી રહે જીવનસાંધ્યે?
સાંધ્યના પુષ્પને કોણ આચ્છાદતું
મૃત્યુરૂપ રજનીની શ્યામ છાયે?
છાય એ લોપીને સરલ શિશુપ્રાતની
કોણ પાતું મને તેજધારા?
ધન્ય વિભુ! તાહરી ચતુર ચતુરાઈનાં
વિરલ દર્શન કરું આંહી ન્યારાં!



## જીવનની ગૂંથણી

શ્રી નટવરલાલ. મ. પટેલ

મારા જીવનની ગૂંથણીમાં
આજે કોના તાર વણાય?
કહો આ કોના તાર વણાય?
તાણામાં વાણા ખૂટે તે
આજ ગૂંથાવા આવી જાય;
કોના નાજુક સ્પર્શે આજે
પાછાં ચક્રો ચાલુ થાય?
મારી જીવન શાળ ઉપરથી
આજે કેવું વસ્ત્ર વણાય!
જેના રેશમ તારો વચ્ચે
કેવા સોનાના ધાગા સોહાય?
મારા જીવન પટની ઉપર
આજે કેવી ભાત રચાય?
અંતર કેરા તારે તારે
આજે કેવો ગોફ ગૂંથાય!
મારા જીવનની ગૂંથણીમાં
આજે કોના તાર વણાય?
કહો આ કોના તાર વણાય!

## ઉઠ હો યુવાન!

શ્રી. શિવકુમાર જોષી

ઉઠ હો યુવાન! ઉઠ ઉઠ હો યુવાન!!
ધનધાન્ય-વિપુલશ્રી ધરણી આ સુકાય આજ
અંતરે શી યંત્રણા અંગે પ્રજળે અંગાર ઝાળ?
આર્તનાદ ભારતીનો દિગદિગંત વ્યાપી જાય
ત્હોય ના શું કાળજું "મુલાયમી" તવ કંપી જાય?—
ઉઠ હો યુવાન૦

રમ્ય-નગર-ગ્રામ-જીવન-સ્વપ્ન બધું ધૂલીસાત!
જંગ જીતી અંગ અંગ નર્તન કાં શાંતે થાત!
કાં નિરાશ! ભેદ પાશ, જડતાવન આસપાસ
ઉન્મૂલય, બાળ; કાપ; નવકાનન રોળ બાપ—
ઉઠ હો યુવાન૦

માદરેવતનની મુક્તિઅર્થ દીધું જીવનદાન,
કિંતુ નૂતન પ્રાણ ના ધરાય તો ફરી સ્મશાન!
ઉન્નતશીર, વજ્રકાય, ભવ્યપ્રાણ, નિર્ભીત થઈ
નવજીવન સર્જનાર! ઉચ્ચવ્યોમ વામ ચાળ—
ઉઠ હો યુવાન૦

બંધનની ઝાડીઓની યાતનાની પેલીપાર
એક એક માનવીના કંઠનું જ્યાં મુક્તગાન,
વિચરે નમાંતરાલ "સત્ય-મુક્તિ" નું પ્રમાણ
એજ લક્ષ્ય દિનરાત હોય ત્હારૂં હે યુવાન—
ઉઠ હો યુવાન૦

# ધર્મશોધનની એક દિશા

શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી



દસ વર્ષ પહેલાં મને ગુરુકુલ જેવી સંસ્થાઓમાં શ્રદ્ધા હતી તે કરતાં આજે કંઈક વધારે છે. ગુરુકુલો સુધર્યાં છે, સમૃદ્ધ થયાં છે, નવીનવી જરૂરિયાતોને અનુરૂપ થયાં છે એવું એનું કારણ નથી. મારી વય જરા પાકી થઈ, વૃત્તિઓ ઈશ્વરાભિમુખ થઈ, કે ૧૯૪૯ થી એકાએક કલિયુગ શરૂ થયો, એવું કોઈ કારણ હોય એમ પણ મનાતું નથી. બાકી, અંદરની વૃત્તિઓનો — લોહીમાંનો જીવનરસ ઓછો થાય અને સંસાર વિશે શંકા કે નિરાશાની દૃષ્ટિ રહે એનો — નિર્ણય તો કોણ કરી શકે? પણ ચારે કોરથી સમજાય છે કે માનવ કોઈ વિરાટ ને રુદ્ર ક્રાન્તિના મુખમાં બલાત્ સરકતો જાય છે અને એ ઘસડાટ અટકાવવાનો પ્રયત્ન તૃણવત્ છે. જંગી મોરચાઓ સામસામા મંડાયા છે અને આપણી વાત દોરીની પૂણીઓના લેખામાં પણ નથી. આપણે આશા રાખીએ, ઈશ્વર જેવા નિયામક ને વ્યાપક તત્ત્વમાં શ્રદ્ધા હોય તો એવી આશા સકારણ છે. કે નજીક નજીક આવતા દાવાનળમાંથી પણ માનવ ઊગરી જશે. એ દાવાનળમાંથી ઉગારનાર મોટા પટ પર પાથરેલી યોજનાઓ જ હશે, 'યૂનો' અને 'યુનેસ્કો' જ હશે, એમ કાંઈ નથી. ઘરઆંગણાનું નીતિમત્તાનું ઝરણું મહાનદ થઈ જગતને શાંતિ આપી શકે. ગૌતમબુદ્ધે ભૂતકાળમાં કર્યું તેમ આ યુગમાં ગાંધીજીએ થોડું કરી બતાવ્યું. આસપાસના સંયોગો વચ્ચે રહી, પ્રવાહપ્રાપ્ત ધર્મો સ્વીકારતાં સ્વીકારતાં ગાંધીજીએ સચ્ચાઈ અને પ્રેમનાં — શુદ્ધ સામાજિક જીવનનાં — વૃક્ષ ઉછેર્યાં. આપણે તૃણવત્ હોઈએ તો પણ વિશ્વયોજનામાં આપણું સ્થાન છે એ શ્રદ્ધાએ આપણા સત્ત્વનો, સ્વ નો, સ્વધર્મનો વિચાર કરવો જોઈએ.

હમણાં એક અંગ્રેજી પુસ્તક "India, Pakistan, and the West" નું અવલોકન જોયું. ગ્રંથકાર પર્સિવલ સ્પીઅર માને છે કે નવા યુગમાં હિન્દુએ જગત સાથે ચાલતાં કાં તો હિન્દુપણું ખોવું પડશે, કાં તો પૂરા હિન્દુ થવા વર્તમાન વલણમાંથી પાછા હટવું પડશે, એણે જે પાશ્ચાત્ય તત્ત્વ પોતાનામાં વણ્યું છે તેનું વિસર્જન કરવું પડશે. મૂળમાંની તર્કશૈલિ જોયા વિના ટીકા કરવાનું સાહસ કરીએ તો સીધો પ્રશ્ન પૂછી શકાય: નવા યુગની સાથે રહીને જૂની ઢબનો ખ્રિસ્તી જેવો હતો તેવો આજે રહ્યો છે? કેટલીક માન્યતાઓ સંબંધી જડતા જો હિન્દુધર્મમાં જોવામાં આવે છે તો બીજા ધર્મોમાં પણ તેવી જણાય છે. એક અસ્પૃશ્યતાના ખ્યાલ અને આચાર સિવાય કોઈ બીજી બાબતમાં હિંદુધર્મે ખાસ જડતા દાખવી નથી, અને આ જડતા પણ ગાંધીજીના પુરુષાર્થથી હવે લગભગ ઓગળી ગઈ છે. મરણોત્તર જીવનની કલ્પનામાં, મોક્ષવિચારમાં, ઈશ્વરતત્ત્વની સમજમાં, ઉપાસનાપદ્ધતિમાં, સમ્યગ્ જ્ઞાનથી મુક્તિ સંભવે એ સિદ્ધાંતથી તર્કને મળતા પૂરા અને ઉચિત અવકાશમાં, કોઈની માથ્થરથીના અસ્વીકારમાં હિંદુધર્મ, ખ્રિસ્તીધર્મ તથા ઈસ્લામ કરતાં વિશેષ ઉદાર છે, અને ઉદાર છે તેથી નવા યુગને અનુરૂપ થવાની તેનામાં વિશેષ યોગ્યતા છે. રાજકારણની કોઈ વિચારસરણી અંધ, સામુહિક હિંસકતાની અપેક્ષા રાખે તો તેને અનુકૂળ હિંદુધર્મ ન થાય, સિવાય કે તેને ગળે પ્રાણ આવ્યા હોય. હિંદુઓ ધર્માન્તર કરાવવાની પ્રવૃત્તિમાં અટ પડતા નથી,' તેમને તેમાં બહુ શ્રદ્ધા નથી; એમ છતાં પ્રાણીમાત્ર તરફ સમભાવની દૃષ્ટિ એમનામાં છે તેટલી બીજા ધર્માનુયાયીઓમાં નથી. જગતની બધી પ્રજાઓ સમાન છે એ ભાવના કેળવવાને એને આયાસ કરવાનો નથી, અનાક્રમકતા એના લોહીમાં છે, તેથી સમસ્ત વિશ્વની રાજકીય શાન્તિ માટે એનો સ્વભાવ તો સૌથી વિશેષ અનુકૂળ જણાય અને તેથી કદાચ બીજાઓ કરતાં તે કાર્યમાં એ વધુ ફાળો પણ આપી શકે. એટલે ખરું જોતાં, પોતાનાં ધાર્મિક

લક્ષણોને એ પૂરાં ચેતનશીલ અને વેગી બનાવે તો નવા યુગને અનુરૂપ થવામાં, જગતની ન્યાયી રચના કરવામાં ને ટકાવવામાં, હિંદુ એ વધારે સાચો હિંદુ જ બનશે. એને હિંદુપણું ખોવાનું નથી, ખિલવવાનું છે.

ભારતની સરકાર તો વ્યાવહારિક અને બિનસાંપ્રદાયિક છે અને રહેશે. એ એવી રહે એ જ સમસ્ત દેશના હિતમાં છે. પણ આનું એક અવાન્તર ને અણધાર્યું પરિણામ એ આવે કે હિંદુપ્રજાના ધર્મવિષયક સંસ્કાર ઓછા થતા જાય. સરકારની તટસ્થતા અને આજની હિંદુઓની વાસ્તવિક વધુમતી તેમની ધર્મના વિષયમાં આપતુષ્ટિ, મિથ્યા નચિંતપણું અને શિથિલતામાં પણ પરિણમે. બીજા ધર્મો આ ખુલ્લા ક્ષેત્રમાં આપવડા અને આક્રમક થાય. હિંદુધર્મમાંની ઈશ્વરતત્ત્વની કલ્પના, કર્મનો સિધ્ધાન્ત, પુનર્જન્મ આદિ મરણોત્તર સ્થિતિ વિશેનો ખ્યાલ, અવતારમાન્યતા, ઉપાસનાવિધિ, વિશ્વ પ્રત્યે સર્વાત્મભાવની દૃષ્ટિ, વ્યવહારમાં સર્વાત્મભાવ કેમ ઊતરે અને કર્મ કરતાં છતાં કર્મફળમાંથી કેમ ઉગરાય એનો આચારધર્મ, આ બધાના સંસ્કાર સરકારી કેળવણીતંત્ર દ્વારા હિંદુ બાળક ઉપર પડે એનો હવે સંભવ ઓછો છે. મુંબઈ સરકારે તૈયાર કરાવેલી નવી ગુજરાતી વાચનમાળા આ ધારણાને ટેકો આપે છે. એમાં વ્યાવહારિક નીતિપોષણ અને નાગરિકધર્મ માટે સારી સામગ્રી છે, પણ શુદ્ધ ધાર્મિક વિચારથી તે અત્યન્ત અળગી રહી છે. સોમનાથના જીર્ણોદ્ધારના પ્રશ્નમાં જનમંડળનો અમુક વર્ગ લાગણીની વિકૃતિ દાખવે છે અને હિન્દુ પાસેથી ધર્મ વિષયમાં ઉદાસીનતાની અપેક્ષા રાખે છે એ વાતનું સ્મરણ કરાવવાની ભાગ્યે જ જરૂર હોય. હું મૂર્તિપૂજક ન હોઉં, શિવભક્ત ન હોઉં તો યે આ બાબતમાં હિંદુની લાગણીની કદર કરી શકું; પણ આ એક લાક્ષણિક પરિસ્થિતિ છે અને આપણે કેવા સમયપ્રવાહમાં છીએ તેની દ્યોતક છે. આપણા બુદ્ધિમાનોનો મધ્યમ વર્ગ જે ધર્મમાં શિક્ષિત છતાં ધર્મવિમુખ નથી અને પરંપરાનો, ક્રિયાકાંડનો, ચાલતું હોય તે ચાલવા દેવાની મતિનો દાસ છે, તેણે ધર્માચાર અને ધર્મવિચારની બે બાબતમાં તો ત્વરાથી જાગ્રત થવું જોઇએ. એક તો ઉપાસનામાં તે શાની ઉપાસના કરે છે તેનો એને ખ્યાલ રહેવો જોઈએ. આપણે મૂર્તિઓ પૂજીએ છીએ પણ મૂર્તિઓને કેવળ પૂતળાં તરીકે પૂજતા નથી. એ અમુક વિચાર, કલ્પના કે ભાવનાનાં પ્રતીક છે.એ ભાવના, કલ્પના આદિ એવાં સૂક્ષ્મ છે કે ઇન્દ્રિયગોચર થઈ શકતાં નથી અને તેથી ઇન્દ્રિયદ્વારા એમનું ચિંતવન ચાલુ રાખવા આપણે એમનાં પ્રતીક રચીએ છીએ. મૂળ ભાવનાનો સ્પષ્ટ ખ્યાલ રહે એ મૂર્તિપૂજામાં મર્યાદા અને વ્યવસ્થા આણવા સારુ બહુ જરૂરી છે. હમણાં દાખલા તરીકે, ગુજરાતમાં ગણેશોત્સવ વધવા લાગ્યો છે, ખાસ તો દેખાદેખીથી. પણ "ગણપતિ" પાછળના વિચારનો બોધ ઘણાને હોતો નથી. મહાદેવ અને પાર્વતીના પુત્ર તરીકે પૂજીએ એમાં ધર્મતત્ત્વની પ્રેરણા લાગતી નથી. ગણપતિ એ પ્રકૃતિના ભવ્ય અને સુંદર તત્ત્વનો બાળક છે, ભવ્ય અને સુંદરતાની શક્તિઓમાંથી પ્રગટેલું કિરણ છે, કવિઓનો કવિ છે, દ્રષ્ટા છે, પ્રજાસમૂહના ભાગ્યવિધાતા છે—એવી કાંઈક કલ્પના જાગ્રત રાખીએ તો તો ગણેશપૂજા અને ગણેશ ઉત્સવ•લેખે લાગે. હનુમાનનું મંદિર ધારીને પીરની દરગા આગળ મારા સ્વજનને એક બહેન લઈ ગયાં હતાં. ત્યાં ગયાં ત્યારે જ સમજાયું કે અંદર તો કબર છે. બહારના શણગાર તો મંદિર જેવા જ હતા. પીરની દરગાનો આદર થાય એમાં બાધ જોતો નથી, પણ એ મૂર્તિ નથી, પણ કબર છે એનું ભાન તો રહેવું જોઈએ. એથી કબરની મૂર્તિ જેમ પૂજાઅર્ચા થાય એ ખુદ મુસલમાનને ન ગમે; ન ગમવું જોઈએ. અમારી કૉલેજ પાસે એક દરગા છે ત્યાં ફૂમસ્ર બીમપોર આદિથી આવતાં લોક ભક્તિભાવથી ફૂલ પાંદડી મૂકે છે, પણ એ કયા ઓલિયાની દરગા છે તેની એ ભોળા લોકને કશી ખબર નથી. સર્વદેવસમભાવ, સર્વસ્થાનક-સમભાવનો હિન્દુને કીમિયો ઠીક હાથ લાગ્યો છે! પણ ભક્તિ તો જ્ઞાનપૂત હોય તો જ શોભે. આદરની શક્તિ બસ નથી, તેને સંસ્કારવી જોઈએ, તેને સાચી દિશાએ વાળવી જોઈએ.

મૂર્તિપૂજા વિશે ત્રણ દૃષ્ટિબિન્દુઓ મુખ્ય જણાય છે. એક, પ્રાર્થનાસમાજ અને આર્યસમાજ જેવાનું, જેમાં મૂર્તિમાત્રનો ત્યાગ ઇષ્ટ છે. ભણેલામાંનો એક વર્ગ સમાજી ન હોવા છતાં મૂર્તિનો અંતરથી વિરોધ કરે છે, પણ વ્યવહારમાં રૂઢિને અનુસરે છે. બીજો એક વર્ગ, કાંઈક વધારે આતુર, નિશ્ચયી, જાગૃત, ગુરુઓમાંથી ઇષ્ટ ગુરુને તેમ દેવોમાંથી ઇષ્ટ દેવને પોતાનો કરી, તેની જ ઉપાસના કરે છે. ઘણા વૈષ્ણવો અ,

વર્ગના છે. નવા વિચારકોમાં શ્રી. મશરૂવાળા ઉપાસના વિષયમાં આવી માન્યતા ધરાવે છે. મૂર્તિપૂજામાં આ એક વ્યવસ્થા લાવનારું વલણ છે. ઈશ્વરની જે ભાવના કૃષ્ણરૂપ, વિષ્ણુરૂપ, અંબારૂપ, શિવરૂપ–ભક્ત કિંવા ઉચ્ચતર ધાર્મિક જીવનના અભિલાષીના હૃદયને વિશેષ સ્પર્શતી હોય કે તેની બુદ્ધિને વધુ સ્વીકાર્ય હોય— તેને જ એ વળગી રહે છે અને પોતાની ધર્મવૃત્તિને એકાગ્ર, પકવ અને બળવાન બનાવે છે. ત્રીજો વર્ગ બહોળા ધર્મસમૂહનો છે, ધર્માતુર નહિ પણ ધર્મરસિક, ઉત્સવપ્રિય ને કાંઈક બાળક જેવો. તેને ધર્મના સંસ્કાર જોઈએ છે, પણ એના ચોક્કસ આકાર માટે આગ્રહ નથી. થોડાંઘણા વ્રતઉપવાસ કરે, સન્ધ્યા કરે, પૂજાપાઠ યજ્ઞહવન કરે કરાવે, કથા બેસાડે, માતા-મહાદેવ જાય, શનિવારે હનુમાનને તેલ ચઢાવે, નવ-રાત્રમાં ગરબા ગાય ને અંબાની ઉપાસના કરે, રામ-નવમી, કૃષ્ણજયંતી, શિવરાત્રિ ઉજવે, સવારે સૂર્યને નમસ્કાર કરે, શરદના ચન્દ્રને દીવો ધરે, તુલસીને પીપળાની પૂજા કરે, નદી, સરોવર, સમુદ્રને વંદે, નાનીમોટી યાત્રા કરે. આ વર્ગ અદ્‌ભુત છે અને આપણાં પ્રેમનો અધિકારી છે. એમાં આપણે અવ-લોકીએ છીએ માનવસમૂહ, માનવોદધિ, સામાજીક જીવન જીવતો, આસપાસની સૃષ્ટિ સાથે અનાયાસે અને અબોધપૂર્વક એકાકાર થતો. આ વર્ગે જ ધાંધલ વિના ધર્મોની વાડો તોડી છે ને સંત અને મહંત સાથે ફકીર અને ઓલિયાને સત્કાર્યા છે અને આજ વર્ગે પોતાના જીવનક્રમમાં રાજકીય બનાવોને ઉત્સવનું સ્થાન આપ્યું છે ને ગાંધીજી જેવાને અવતારી પુરુષ ગણ્યા છે.

તથાપિ અહીં જ ધર્મવિષયક વિકૃતિઓનો, ડહોળા-મણનો, અજ્ઞાનનો, અંધ માન્યતા અને જડ કર્મકાંડનો, વહેમ ઢોંગ અને પાખંડનો સૌથી વિશેષ સંભવ છે. અમૃતનું ઝેર થવાનો, ઝેરને અમૃત માનવાનો અહીં જ મોટો ભય છે. ધર્મવૃત્તિને, જીવનધર્મોમાં અલૌકિક સહાયતાની ઝંખનાને, કલ્યાણની વાસનાને યોગ્ય માર્ગે વાળવાની જરૂર અહીં જ મોટી છે. લોકહિતચિન્તકો માટે આ એક ધર્મક્ષેત્ર છે. આસ્થાને સત્ય ઉપર સ્થાપવામાં મૂર્તિપૂજામાં વ્યવસ્થા સહાયક થઈ શકે. મૂર્તિની રચનામાં, મંદિરના આયોજનમાં, પૂજાના વિધિમાં સત્ય દૃષ્ટિ, ભાવનાનુરૂપતા સુરુચિ શાન્તતા અને સગવડને આપણે વિશેષ, અત્યારના કરતાં ઘણું વિશેષ, ધ્યાન આપવું જોઇએ. જૂનાં મોટાં મંદિરોમાં મૂળના આયોજકોના સગવડ અને સૌન્દર્યના ખ્યાલ આપણે ભૂંસી નાખ્યા છે, અને આ તો મોટું મંદિર છે કે ફેશનબજાર કે ગાંધીહાટ છે. તેની શંકા કરાવે છે. ડાકોરના સુંદર મંદિરની પ્રદક્ષિણા કરતાં ખોરા ઘી અને મગજની વાસ આવે છે, અને મકાનો અને દુકાનોની ભીડમાં સમગ્ર મંદિર કોઈ કોણથી બરાબર જોઈ શકાતું નથી. હમણાંનાં નવાં બંધાતા મંદિરોમાં પણ સુરુચિ ઔચિત્ય કલાદૃષ્ટિ કરતાં સમૃદ્ધિનું ગ્રામ્ય પ્રદર્શન વિશેષ જણાય છે. સમૂહપૂજાના મંદિરમાં કે કુટુંબના દેવઘરમાં મૂર્તિના આકાર પરત્વે સંભાળની બહુ જરૂર છે. મૂર્તિ તો વિચાર કલ્પના કે ભાવનાનું પ્રતીક છે. અને એ સૂક્ષ્મ વસ્તુનું સૂચન કાંઈક થતું હોય તો જ મૂર્તિની સાર્થકતા. શિવલિંગ જેવા અનાકાર કહેવાય એવા પદાર્થની વાત ના કરીએ; પરંતુ આકાર જ્યાં ઇષ્ટ છે ત્યાં ભાવનાને અનુરૂપ હોય તો જ તે શોભે. આપણા પ્રાચીન મૂર્તિવિધાયકોએ એવા ધ્વનિપૂર્ણ સંકેતો ઉપજાવ્યા છે, એવી કવિત્વપૂર્ણ આયોજનાઓ કરી છે, કે પરદેશી કલાવિદો, મૂર્તિપૂજકો અને અમૂર્તિપૂજકો પણ આશ્ચર્યચકિત થયા છે. નટરાજ, ઉમા, ત્રિમૂર્તિ, વિષ્ણુ, બુદ્ધ આદિની મૂર્તિઓ અચેતન છે છતાં જાણે ચૈતન્યમય હોય એમ હૃદયમાં મધુરતા શ્રદ્ધા ભક્તિભાવ બાલભાવ પ્રેરે છે. પ્રકૃતિની પ્રત્યક્ષ લીલાઓ અદ્‌ભુતનો ભાવ જીવનમાં ભરે છે તેવો ભાવ મૂર્તિ ઉદ્‌બોધી શકતી હોય તો મૂર્તિપૂજાને જીવનયાત્રામાં જરૂર સ્થાન છે. વિશ્વમાં વ્યાપક પ્રકાશમય સત્યરૂપ વિષ્ણુ; નિસર્ગના ઋતરૂપ, તેની નિરન્તર લીલારૂપ, કલ્યાણમય શિવ; માતૃત્વની બલિષ્ઠ સર્જક અને પાલકશક્તિના પ્રતીક-રૂપ અંબા; કુદરતની રૌદ્ર લીલા સાથે સૃષ્ટિવિધાયકે સાંકળેલી સૌન્દર્ય અને વાત્સલ્યની નિર્ઝરિણી પાર્વતી; પ્રેમ અને ધર્મની મૂર્તિ શ્રી રામ; પરાક્રમ અને અચલ કર્મયોગના દેવ શ્રીકૃષ્ણ; જનસાધારણ તો શું, પ્રાણી-માત્ર પ્રત્યે કરુણા અને મૈત્રી વરસાવતા ભગવાન બુદ્ધ; —એમનું આપણે સ્મરણ કરીએ, એમની ઉપાસના કરીએ, સ્મરણ કરી કરી આપણા અંતરને પ્રકૃતિ-દત્ત દોષોમાંથી વારી લઈ લોકોત્તર જીવન તરફ વાળીએ અને અન્તે અન્તરનું સ્વરૂપ જ બદલી નાખીએ, એમાં

કાંઈ જ ખોટું નથી. એ તો મહામોટો પુરુષાર્થ છે. હૃદય કેળવવાનો એ બુદ્ધિપૂત માર્ગ છે. એ જ આપણો મહાયાન છે. આ ધ્યેય અને આ યાત્રાનું સ્વરૂપ ધ્યાનમાં રહે તો મૂર્તિપૂજાના સ્વરૂપમાં વ્યવસ્થાની અનિવાર્યતા અને કયે ધોરણે તે આવી શકે તેનો કંઈક ખ્યાલ આવશે.

જનમંડળમાં વધારે સંસ્કારી હોવાનો જેમનો દાવો છે તેમણે બીજા એક પ્રદેશમાં વધારે પ્રામાણિક અને આગ્રહી થવાની જરૂર છે. હિન્દુધર્મ ઉદાર છે એટલે એ નિર્માલ્ય છે એવી છાપ વિદેશી કે પરધર્મી ઉપર ન પડવી જોઈએ. એને સર્વધર્મસમન્વય ઇષ્ટ છે, સર્વધર્મસમભાવ માન્ય છે, એનો અર્થ એ નથી કે ભિખારીવૃત્તિ ધારણ કરી શુભાશુભ સર્વ સંઘરવું, એનો અર્થ એ નથી કે સર્વધર્મસમન્વય કે સર્વધર્મ-સમભાવ જેમને માન્ય નથી તેની દૃષ્ટિ પણ સાચી છે. એમ તો આપણે માન્યતાઓના ચકરાવામાં ફર્યા કરવાના અને ક્યાં યે સુપ્રતિષ્ઠ થવાના નહીં. આપણી જે શ્રદ્ધા હોય, નિશ્ચય કે સમજ હોય તે પ્રસંગ પડ્યે પણ ન ઉચ્ચારવામાં વિવેક નથી, દુર્બળતા, કાયરતા કે દાસભાવ છે. એક દાખલો આપુ. કેટલાંક વર્ષોથી આપણે ખ્રિસ્તી મિશનરીઓના પરિચયમાં આવીએ છીએ. તેમની વિનમ્રતા રહેણીકરણીની નાગરતા સલુકાઈ માયાળુપણું સેવાતુરતા આપણાં હૃદયને આર્દ્ર કરે છે ને જીતી લે છે. નડિયાદ, આણંદ, બોરસદ, સૂરત વગેરે સ્થળોએ મિશનરી દાક્તરોએ જનતાનો પ્રેમ જીત્યો છે તેટલો આટલા બધા હિન્દી દાક્તરોમાંથી બે ચારે જીત્યો હોય તો ગુજરાતનું સુભાગ્ય. વસ્તુતઃ આ જ મિશનરીઓ ધર્મના ધ્યેયયોગીઓ ને પ્રચારકો છે. એ બધી સેવા મમતા ને સલુકાઈ તો સાધન છે. તેમનો હેતુ તો ખ્રિસ્તી ધર્મના સ્વીકાર માટે અનુકૂલ આદરપાત્ર વાતાવરણ રચી બીજા ધર્મોના પાયા હલાવી નાખવાનું છે. આ પ્રવૃત્તિ આફ્રિકા અને એશિયામાં સર્વત્ર ચાલી રહી છે. જપાનના પતન પછી ત્યાં પણ એ પ્રવૃત્તિએ વિશેષ જોર કરવા માંડ્યું છે અને ખ્રિસ્તી થવામાં જ સાચી સંસ્કારિતા રહેલી છે એવી માન્યતા પ્રસરવા માંડી છે. પ્રવૃત્તિઓનાં આધ્યાત્મિક અને નૈતિક પરિણામો વિલોકીને જ તેમની શુભાશુભ-તાનો નિર્ણય કરાય. આ ધ્યેયયોગીઓ-મિશનરીઓ-સાથે તમે ધર્મની ચર્ચા ઉપાડો કે તરત સમજાશે કે તેઓ ખ્રિસ્તી શિક્ષાપત્રી અને ઉપાસનાતંત્રને કેવા વરેલા છે. આપણે માની ન શકીએ એટલી મતાંધતા આ ભીદાશ અને સેવા પાછળ હોય છે. એમનો દોષ નથી. એમની શ્રદ્ધાને વળગી કર્મયુક્ત તેઓ રહે છે. વિચાર આપણે કરવાનો છે. અભિપ્રાયના ઉચ્ચારની હિંમત આપણે દાખવવાની છે. ઈશુને અમે પૂજાર્હ ગણીએ છીએ અને માનવીને શ્રેયસ્ને માર્ગે ચઢાવનાર એક નરવીર તરીકે જ નહિ, અવતારી પુરુષ તરીકે પણ સ્વીકારીએ. પણ મોક્ષનો માર્ગ એમના સ્વીકારથી જ, એમની મધ્યસ્થી વડે જ ખુલે એમ કેમ કરી માનીએ? શનિ ના રવિને આરામવાર ગણવો કેમ કે સરજનહારે તે દિવસે સૃષ્ટિ સર્જ્યા પછી વિશ્રાન્તિ લીધેલી, આપણો જન્મ પાપમય છે કેમકે આદમ અને હવા નિર્દોષ જીવનમાંથી પડેલાં એવું એવું ઘણું અમને અસ્વીકાર્ય જ હોય. અમારા પોતાના ધર્મમાં પણ જે કલ્પિત છે, રૂપકરૂપ છે, આકસ્મિક છે, જે ધર્મના શુદ્ધ સ્વરૂપ જોડે નિસબત નથી ધરાવતું તેને સમજી લેવા યા ત્યજી દેવા અમે આતુર છીએ. અમે અમારા ધર્મના શોધન માટે તમારી પાસેથી કસોટી લઈશું; તેને સમર્થ કરવા તમારામાંનું શુદ્ધ ધર્મતત્ત્વ કે સદાચારભાવના અમે અપનાવીશું; કેમકે સતત મંથન અને સતત સમન્વય વડે હિંદુ ધર્મ કિંવા હરકોઈ ધર્મ જીવે, એ દ્વારા હિંદીપણું પણ જીવે અને ટકે. એ કેવળ મમતાજન્ય હવાઈ ખયાલ નથી. હિંદુ હિંદુ રહી હિંદુપણાની વિવેકી ઉદારતા કેળવતો રહે તો જ હિંદીપણામાં ઉદારતાનું લક્ષણ ટકે. બિનસાંપ્રદાયિક રાજ્યવ્યવસ્થા માટે સાચા સમૃદ્ધ અને સબળ હિંદુપણાની આવશ્યકતા છે. વાસ્તે જ કહું છું કે અતિવિવેકથી નિર્માલ્ય થઈ કે 'ઉપકાર સંમૂઢ ચેતસ' થઈ આપણે હોઠ બંધ ન રાખીએ. જ્યાં પ્રસંગ ઉદ્ભવે, જ્યાં ગેરસમજ ટાળવાની જરૂર હોય, જ્યાં ગેરસમજ ફેલાઈ હોય ત્યાં આપણી બુધ્ધિપૂત માન્યતા ઉચ્ચારીએ અને પ્રસારીએ—અનાક્રમક રીતે, સૌજન્યપૂર્વક, પણ દૃઢતાથી.

આ દિશામાં ગુરુકુલ જેવી સંસ્થા દ્વારા ગૌરવશાલી પ્રયત્ન થઈ શકે એવી શ્રધ્ધા હું સેવું છું. *

* સૂરતના ગુરુકુલ સમક્ષ એક વ્યાખ્યાન.



# ઈતિહાસનું શિક્ષણ*

શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખ

(ઇતિહાસના સ્વરૂપ ઉપરથી)

શિક્ષણક્રમમાં કોઈ પણ વિષયનો વિચાર કરવાનો હોય છે ત્યારે તે વિષય વિદ્યાર્થીને શું શીખવે છે, શી માહિતી આપે છે અને તે કયા મનોવ્યાપારમાં કેળવે છે તે બે બાબતને લક્ષ્ય કરવાની હોય છે. તેમાં એ શું શીખવે છે, તેના કરતાં કયા મનોવ્યાપારને કેળવે છે તે વધારે મહત્ત્વનું છે. શિક્ષણશાસ્ત્રના આ સિદ્ધાન્તને સ્વીકારી ઇતિહાસને તે લાગુ પાડીએ. ઇતિહાસમાં શીખવાનું શું અને તેમાં કયો મનોવ્યાપાર કેળવાય?

છેક બાળપણથી વિદ્યાર્થીએ વાતો સાંભળેલી હોય છે. તેના શિક્ષણક્રમમાં પણ વાતો વાંચવાની અને સાંભળવાની હોય છે. આ વાતો સાંભળતાં અગર વાંચતાં તેના વસ્તુ વિષે 'આ એમ જ છે' એવી તેને સમજ હોય છે. તેના અનુભવવર્તુલને આઘાત પહોંચે એવી બીના આવે ત્યારે તે વિચારમાં પડી જાય, પણ એ વાર્તાની પરી તેને ખુશ કરે એવી હોય તો પછી ગમે તેવા વિકટ અને દુર્ગમ કિલ્લામાં તે પુરાઈ હોય તો પણ તેનું અસ્તિત્વ સ્વીકારવામાં તેને વાંધો આવતો નથી. અર્થાત્ લાગણીની અનુકૂળતા સચવાય ત્યાં સુધી મનને વિઘ્ન આવતું નથી; વાસ્તવિકતાની અપેક્ષા ઊભી થતી નથી. સાહિત્ય અને કલાઓનું શિક્ષણ આ મનોવૃત્તિને કેળવતું જાય છે

આ રીતે ટેવાયેલા વિદ્યાર્થીને ઇતિહાસનું શિક્ષણ આપવા વાર્તાપદ્ધતિનો ઉપયોગ થાય છે. આ પદ્ધતિ બરાબર છે? આથી વિષય મનોરંજક રીતે રજૂ કરી શકાય—ઇતિહાસઘટનાઓની ગોળીઓ સહેલાઈથી ગળાવી શકાય, પણ જો આટલું જ થાય તો ઇતિહાસની કેળવણી આપી કહેવાય? કોઈ કહે કેમ ન કહેવાય? ગણિતના કોયડાઓને ભાસ્કરાચાર્યે લીલાવતીમાં સુંદર શ્લોકોમાં રજૂ કરે છે તેથી શું ગણિતની તાલીમ ન મળે? તેનો કોઈ એમ જ જવાબ આપે કે તે શ્લોકોની હરિણાક્ષીઓ કે વરાનનાઓથી લલચાઈ વિદ્યાર્થી એ કોયડામાં ફસાય ખરો. પણ એમાંથી નીકળવા તો એણે ગણિતની કવાયત કરવી જ પડે અને એ રીતે ગણનાનો મનોવ્યાપાર કેળવાય; પણ ઇતિહાસ વાર્તારૂપે શીખવવાથી 'ઐતિહ્ય બુદ્ધિ' કેળવાય; વાર્તાથી ટેવાયેલી બુદ્ધિને 'આ વાર્તા નથી પણ ઇતિહાસ છે' એટલું કહેવાથી તે કેળવાય? શિક્ષક એમ કહે કે 'આ તો બનેલી બીના છે. આ કંઈ ગપ્પું નથી. આ કાંઈ મુનશી કે ધૂમકેતુની કલ્પના નથી,' તો ચાલે? બીનાનું 'બનેલાપણું' અને 'કલ્પિતપણું' જુદું પાડી આપવાની તેની પાસે કોઈ ચાવી છે? કલ્પિત વાર્તા અને ઇતિહાસ રજૂ કરતી વાર્તા–આ પદાર્થને ઐતિહાસિક વાર્તાથી જુદો સમજવાનો છે–નું બાહ્ય રૂપ એટલું સરખું હોય છે (નાટકી સંવાદો પણ ઇતિહાસની વાર્તાઓમાં રજૂ કરવામાં આવે છે) કે એટલાથી કામ સરતું નથી. એ સમાનતા એટલી બધી છે કે વાર્તારૂપે-સંવાદો સાથે ઇતિહાસ શીખવવા જતાં તો એવું પરિણામ આવવાનો ભય છે કે બાલવિદ્યાર્થી તેને રુચતી કલ્પિત વાર્તાને પણ હકીકત રૂપે સમજે છે.

ઇતિહાસના શિક્ષણનો આ મોટો કોયડો છે. પરંપરાથી સાહિત્યના મંડળમાં ઇતિહાસ અનુચર હોવાથી આ મુશ્કેલી વધેલી છે. આ ચર્ચા કરતાં કોઈ કોઈ શિક્ષકોનો એવો અભિપ્રાય પણ સાંભળ્યો છે કે એટલા બધા ચોખલિયાવેડા શાના રાખો છો? ઇતિહાસની કહેવાતી બનેલી બીનાઓમાં પણ ક્યાં નિશ્ચિતતા હોય છે? એમાં ક્યાં કલ્પનાનો વ્યાપાર નથી હોતો? તો પછી, અમે વિદ્યાર્થીઓને રોચક કરવા અમારી ઇતિહાસની

* ઇતિહાસ સંમેલન શિક્ષક વિભાગમાં તા. ૨૫-૧૨-૪૪ના રોજ કરેલું અપ્રગટ વ્યાખ્યાન.

વાર્તાઓમાં 'સિદ્ધરાજ' અને મીનલદેવીનો વાર્તાલાપ મૂકીએ તો તેમાં શું જાય છે? એના જવાબમાં એટલું કહેવાય કે તેમાં 'ઇતિહાસ જાય છે.' એ સાચું છે કે ઇતિહાસરૂપે રજૂ થતી બીનાઓમાં અનિશ્ચિતતા હોય છે, તેમાં ઇતિહાસકારની કલ્પના પણ હોય છે, છતાં ઇતિહાસ અને કલ્પિત સાહિત્ય–ઐતિહાસિક વાર્તા સુદ્ધાં–બન્ને જુદાં છે; કારણ કે તે બન્ને જુદા જુદા મનોવ્યાપારનાં પરિણામો છે. (સાહિત્ય સર્જતો મનોવ્યાપાર અને ઇતિહાસને શોધતો મનોવ્યાપાર અલગ છે–તે એક જ ચેતનાની પ્રવૃત્તિઓ છે, તેથી મૂલમાં અને પરિણામે એક છે એ ફિલસૂફીનું વિધાન સાચું છતાં અત્ર અપ્રસ્તુત છે.)

અર્થાત્ ઇતિહાસ કયા મનોવ્યાપારનું પરિણામ છે તે સમજવાથી જ વિદ્યાર્થીમાં એ મનોવ્યાપાર કેળવવાનો માર્ગ સૂઝે. ટુંકામાં ઇતિહાસ એ શો પદાર્થ છે તેનો બને તેટલો ખ્યાલ શિક્ષકને હોવો જોઇએ અને તે એક બાજુએ સાહિત્ય આદિ પદાર્થોથી કયા જૂદો છે અને શેમાં સમાન છે અને બીજી બાજુએ ગણિત, ભૌતિક વિજ્ઞાન આદિ પદાર્થોથી કયા જુદો પડે છે અને વિજ્ઞાનો સાથે તેની કેટલી સમાનતા છે તેનો પણ તેને ખ્યાલ હોવો જોઇએ.

એટલે એક વિદ્યાર્થી તરીકે ઇતિહાસનો કંઇક ખ્યાલ તમ શિક્ષકો સમક્ષ હું રજૂ કરું છું.

સંસ્કૃત પરંપરા પ્રમાણે ઇતિહાસ અને પુરાણ એ પ્રાચીન વિદ્યાઓ છે. તેનો ઉલ્લેખ વેદના ભાગ ગણાતા બ્રાહ્મણગ્રંથોમાં છે. વેદને બરાબર સમજવા માટે તેમની જરૂર સ્વીકારાઇ છે. પણ અહીં જે પ્રસ્તુત છે તે મનોવ્યાપારની ચર્ચા છે. એ દૃષ્ટિએ 'ઐતિહ્ય' ને પ્રમાણમાં ગણવાની આપણી પરંપરા છેઃ અને પ્રમાણ=પ્રમાનું કરણ એટલે કે યથાર્થજ્ઞાનનું સાધન. અર્થાત્ ઐતિહ્ય એ યથાર્થ જ્ઞાનનો સાધનપ્રકાર છે. અહીં એ નોંધવું જોઇએ કે અષ્ટપ્રમાણવાદીઓ જ 'ઐતિહ્ય'ને જુદું પ્રમાણ માને છે. પણ તેનો અર્થ એ નથી કે બીજા તેને પ્રમાણ તરીકે સ્વીકારતા નથી. નૈયાયિકો વગેરે તેનો કાં તો શબ્દ પ્રમાણમાં–આપ્તવાક્યમાં અગર અનુમાનમાં–સમાવેશ કરે છે. પણ એ બાબતમાં મતભેદ નથી કે 'ઐતિહ્ય' એ પ્રમાણચર્ચાનો વિષય છે, એ એક યથાર્થ જ્ઞાનનો સાધન પ્રકાર છે.

પણ હાલ આપણે જ્યારે ઇતિહાસ શબ્દ વાપરીએ છીએ ત્યારે 'History'ના પર્યાય તરીકે વાપરીએ છીએ. તેથી History એટલે શું એ રીતે પણ વિચાર કરવો જોઇએ. અંગ્રેજી કોશમાં આ શબ્દ જોશો તો જણાશે કે 'History' ગ્રીક શબ્દ 'Historia'નો તદ્ભવ છે. તેનો અર્થ 'Inquiry' (તપાસ, શોધ) આપેલો છે, 'research, exploration, or information' એવા પર્યાયો પણ અપાયા છે.* પછી સ્વાભાવિક ક્રમમાં શોધખોળની પ્રવૃત્તિના પરિણામો માટે આ શબ્દનો ઉપયોગ થવા લાગ્યો. એ જાણવા જેવું છે કે historia શબ્દમાં ધાતુ id=to know છે; જે સંસ્કૃત વિદ્નું સ્મરણ કરાવે છે. ઘણીખરી ઇન્ડો–યુરોપિયન ભાષાઓમાં આ શબ્દ છે. આનાથી જુદો એવો જર્મન શબ્દ Geschichte છે, જે geschehen=to take place, to happen (થવું–બનવું) એ ધાતુમાંથી આવેલો છે. (સરખાવો इति ह आस) ઓગણીસમી સદીમાં Geschichte શબ્દ collection of human facts & their evolution–'મનુષ્યથી થયેલી હકીકતોનો સંગ્રહ અને તેનો વિકાસ'–એ અર્થમાં વપરાતો. હિસ્ટરી અને ગેશિક્ટે એ બન્ને શબ્દો સમાન અર્થમાં વપરાતા છતાં બન્નેના ઝોકમાં ફેર છે. હિસ્ટરીનો ભાર 'મન જે ઉપજાવે' (evoke કરે તે) એના ઉપર છે, જ્યારે ગેશિક્ટેનો ભાર 'ઘટના' (event) ઉપર છે.× આમ થોડોક અર્થભેદ હોવા છતાં એટલું સ્પષ્ટ છે કે પશ્ચિમની પરંપરાના ગેશિક્ટે અને હિસ્ટરી શબ્દો હકીકત કે તેની શોધ માટે છે, અર્થાત્ પ્રમાણવ્યાપાર સૂચવે છે, કલ્પનાવ્યાપાર નહિ. યથાર્થતા નક્કી કરવા તર્કનો ઉપયોગ કરતાં કલ્પના વાપરવી પડે છે છતાં પણ–ખરી રીતે સાહિત્યાદિ કલામાં પ્રવર્તમાન કલ્પનાનું લક્ષ્ય અને વિજ્ઞાનમાં–પ્રમાવ્યાપારમાં–પ્રવર્તમાન કલ્પનાનું લક્ષ્ય તદ્દન ભિન્ન છે એટલે એક શબ્દનો ઉપયોગ ભ્રામક બને છે. આટલા વિચારથીયે એ ફલિત થાય છે કે લાગણીને સંતોષવા પ્રવૃત્ત થતા કલ્પનાવ્યાપારના પરિણામ રૂપ સાહિત્ય કરતાં પ્રમાવૃત્તિને સંતોષવા પ્રવર્તતી શોધખોળના

* જુઓ Henri Berr અને Lucien Febvre નો લેખ (E. S. S. vii P. 357)

× [E. S. S. vii–p. 357].

પરિણામરૂપ ઇતિહાસ જૂદો છે. એક પ્રમાવ્યાપાર છે, બીજો કલ્પનાવ્યાપાર કે એકનો ઉદ્દેશ હકીકત જાણવી એ છે, બીજાનો ઉદ્દેશ નિરપેક્ષ રીતે રસવૃત્તિ સંતોષવાનો છે. અર્થાત્ ઇતિહાસ એ વિજ્ઞાનપ્રવૃત્તિ છે, અને એટલે અંશે પ્રમાવૃત્તિને સંતોષી શકે છે તેટલે અંશે તે વિજ્ઞાન છે.

**ઇતિહાસ શીખવતાં આ વિવેક-પૃથક્ત્વ-જો ન કેળવાય તો ઇતિહાસ શીખવાનું મુખ્ય પ્રયોજન મારું જાય.**

આ સરણીએ ઇતિહાસને વિજ્ઞાન પક્ષમાં મૂકતાં બીજાં વિજ્ઞાનો સાથેની તેની ઉદ્દેશસમાનતા સમજાય છે. પણ બીજા વિજ્ઞાનોના સંશોધનવિષયમાં અને ઇતિહાસના વિષયમાં મોટો તફાવત છે. ભૌતિક વિજ્ઞાનોમાં સંશોધક પદાર્થને પ્રત્યક્ષ જુએ છે; તેના ઉપર પ્રયોગો કરે છે અને અનેક તત્ત્વોને અને તત્ત્વસંબંધોને શોધી કાઢે છે તેને જાણવાનો વિષય તેની સમક્ષ છે. પરંતુ ઇતિહાસકાર જે વિષય જાણવા માગે છે તે તેની આગળ હાજર નથી, તેની સમક્ષ નથી. તે તેનું નિરીક્ષણ કે પૃથક્કરણ કરી શકતો નથી. ઇતિહાસશોધકનો પદાર્થ કાલમાં છે, સ્થલમાં વર્તમાન નથી, અને છતાં તેને સ્થલકાલ વિશિષ્ટ પદાર્થનું, યથાર્થ જ્ઞાન મેળવવાનું છે. તેની આગળ સ્થલમાં તો ફક્ત અવશેષો છે; અથવા એમ કહો કે અમુક પદાર્થનું છેલ્લું કાલરૂપ વર્તમાનમાં તેની સમક્ષ છે. આ અંતિમ કાલરૂપ ઉપરથી તેનાં ભૂત સ્થલકાલના વિશિષ્ટ રૂપોનું તેને અનુમાન કરવાનું હોય છે આમ ઇતિહાસનો 'પદાર્થ' પરોક્ષ છે અને તે અનુમાનથી ફલિત કરવાનો છે.

અપ્રસ્તુત લાગે છતાં ફિલસૂફીમાં ડુબકી મારી, અહીં એ જણાવવાનું મન થાય છે કે, જેઓ કેવળ કૂટસ્થત્વ અથવા કેવળ પરિણમન માને છે, તેમને માટે ઇતિહાસ શક્ય નથી. યાસ્કાચાર્ય જેને વિપરિણમન કહે છે- विपरिणमते इत्यप्रच्यवमानस्य तत्त्वाद् विकारं (આચષ્ટે) તત્ત્વમાંથી પ્રચ્યુત ન થતાનો વિકાર (અ. ૧ ખ. ૨)- કહે છે, તે માનનાર માટે જ ઇતિહાસ વાસ્તવિક હોઇ શકે. આ રીતે કેવળ કૂટસ્થત્વને માનતા વેદાન્ત-પ્રકાર અને કેવળ ક્ષણિકત્વને માનતા બૌદ્ધ પ્રકારને ઇતિહાસ વિજ્ઞાનનો વિષય સંભવતો નથી.* પ્રકૃતિને પરિણામી માનનાર સાંખ્યને પ્રકૃતિનો ઇતિહાસ-બાહ્ય અને આંતર પ્રકૃતિનો- સંભવે છે, પણ કૂટસ્થ પુરુષનો ઇતિહાસ સંભવતો નથી. પ્રકૃતિ અને પુરુષ અગર જીવ અને અજીવ બન્નેમાં પરિણમન માનનાર જૈનને જીવ અને જડ જગત્ બન્નેનો ઇતિહાસ સંભવે છે. આ રીતે ઇતિહાસ વસ્તુ સંભવે કે નહિ તેના વિચારમાં અમુક તત્ત્વ દૃષ્ટિ પણ અભિપ્રેત છે. +

અપ્રસ્તુતમાંથી પ્રસ્તુત ઉપર આવું. ઇતિહાસનો પદાર્થ અનુમાનથી ફલિત કરવાનો છે એટલે ઇતિહાસ-વિજ્ઞાનની પ્રથમ ક્રિયા વર્તમાન પદાર્થસ્થિતિ ઉપરથી તેના પુરાકલ્પોને શોધવાની છે. આ દૃષ્ટિએ ભૂસ્તરવિદ્યા આદિ ઇતિહાસના પ્રકારો છે. પણ અહીં આપણે મનુષ્યથી નીપજેલા પદાર્થો પૂરતી ઇતિહાસસંજ્ઞાને મર્યાદિત કરીએ છીએ.* એટલે વર્તમાન પદાર્થોને અવશેષો ગણી તેમને ભૂતકાળના પદાર્થોનાં ચિહ્નો લિંગો બનાવવાની વૈજ્ઞાનિક કુશળતા ઇતિહાસસંશોધકે પ્રથમ કેળવવાની હોય છે. Berr અને Febvre કહે છે તે પ્રમાણે "of past facts there remain only traces, vestiges, monuments, documents. These monuments, which apprise the historian, these documents which instruct him, are of all kinds; the sources of history, as has been said, are infinitely varied. (E. S S VII. P. 358 C. 2)

અર્થાત વિવિધ પ્રકારના અવશેષો ઉપરથી ઇતિહાસકારનું પ્રથમ કામ હકીકત 'Fact' નક્કી કરવાનું હોય છે. અમુક પદાર્થ વર્તમાન હકીકતની જેમ દેશકાલથી અવિચ્છિન્ન થતા, વિશિષ્ટતા પામતાં, ઇતિહાસની હકીકત બને છે. આવી હકીકતોનો સમુદાય સિદ્ધ થયા પછી તે

* પણ બન્ને પક્ષ વ્યવહાર માટે પરિવર્તન અને નિત્યત્વ સ્વીકારતા હોવાથી ઇતિહાસને 'વ્યાવહારિક સત્ય' તરીકે અવકાશ આપી શકે.

+ નીચેનું પણ વિચારવા જેવું છે.

"If everything in the realm of the real were subject to immutable laws, there would be no history But neither would there be a possibility of history if everything in the realm of the real were universally and perpetually changing, if there were but chaos and anarchy. It will thus be noted that history is related to something which changes as opposed to or in connection with something which remains constant or repeats itself. E S S. VII p. 358

* . . . *in the broadest sense history comprises nature as well as humanity* .. .. *in its narrow acceptance* . ..... *history is the study of change in humanity*.'

કાલક્રમની શૃંખલામાં મૂકાય છે. કાલક્રમની શૃંખલામાં (અથવા વધારે સારો શબ્દ) કાલપ્રવાહમાં મુકાયેલી હકીકતોમાં અન્વય સિદ્ધ થયા પછી તે ઉપરથી જિજ્ઞાસાની અપેક્ષાએ બીજા નિયમોનું અનુમાન કરાય છે. આવાં અનુમાનોમાંથી અમુક અમુક તત્ત્વદૃષ્ટિ ફલિત થય છે. આ ઇતિહાસે આપેલી તત્ત્વદૃષ્ટિ કહેવાય. આવી તત્ત્વદૃષ્ટિ આવતાં universal history-વિશ્વ ઇતિહાસ-ની અપેક્ષા ઉભી થાય. પણ આ વિશ્વદૃષ્ટિ વિજ્ઞાનસિદ્ધ અને એ પહેલાં પ્રાદેશિક ઇતિહાસો-ભૂગોળના પ્રદેશો-કાલના વિભાગો -વસ્તુઓનાં અંશોના-ઇતિહાસો નિશ્ચિત થવા જોઇએ. આ મુશ્કેલીથી કેટલાક ઇતિહાસ-સંશોધકો ઇતિહાસની મર્યાદા ભૂતકાળના પ્રવાહમાં વિગતો નિર્ણીત કરી આપવાના કામ આગળ જ મૂકે છે.

આટલાથી જ ઇતિહાસ-વિજ્ઞાનની અનુમાન પ્રક્રિયા બીજા વિજ્ઞાનોની પ્રક્રિયાથી કેવી રીતે જુદી પડે છે તેનો બહુ ખ્યાલ નહિ આવે. પણ કાલ પ્રવાહમાં વસ્તુના પરિવર્તનોને યથાર્થ રૂપે જોવાનો એ મનોવ્યાપાર છે એટલું તો સમજાશે, અને એ રીતે ભૂમિતિના પ્રમેયોમાં જે અનુમાન પ્રક્રિયા કેળવાય, કે ભૌતિક વિજ્ઞાનોના ગણિતબદ્ધ કાર્યકારણાદિ સંબંધોના ગ્રહણમાં અનુમાન પ્રક્રિયા કેળવાય તેના કરતા જુદી જાતની અનુમાન પ્રક્રિયા ઇતિહાસની વિગતો નક્કી કરવામાં, તેને પ્રવાહબદ્ધ કરવામાં-તેના ઉપરથી પ્રજાઓની,સંસ્થાઓની, વ્યક્તિઓની લાક્ષણિકતાઓનું અનુમાન કરવામાં કેળવાય છે.

ઇતિહાસનો વિષય શીખવતાં આવો મનોવ્યાપાર કેળવાય એ તેની વિગતોની માહિતી કરતાં વધારે મહત્ત્વની બાબત છે. આવી કેળવણી પામેલા વિદ્યાર્થીમાં જગતને સમજવાની વસ્તુતત્ત્વ જાણવાની એક સમર્થ દૃષ્ટિ કેળવાય છે. વસ્તુસત્ય જેને અનેક પાસાં છે-અથવા અનેક 'અન્ત' છે-તેને પર્યાપ્ત રીતે સમજવા માટે યથાર્થતાના લક્ષ્યવાળી અનેક દૃષ્ટિઓ જરૂરની છે. ઇતિહાસદૃષ્ટિ એ એક એવી દૃષ્ટિ છે. અને પ્રગતિને ધ્યેય માનનાર પ્રજા માટે એની કેળવણીની અનિવાર્ય આવશ્યકતા છે.

અહીં ઇતિહાસ શીખવવાનો ઉદ્દેશ ચારિત્ર કેળવવાનો છે, રાષ્ટ્રિય અભિમાન ખીલવવાનો છે વગેરે પ્રશ્નોની ચર્ચા કરી નથી. સત્ય સમજવાથી અથવા સમજવાની ઇચ્છાથી પ્રેરિત મનોવ્યાપારની કેળવણીથી જો ચારિત્ર કેળવાય અગર જો રાષ્ટ્રાભિમાન ખીલે તે એમાં ફલરૂપે આવી જાય. એનાથી અસંગત રીતે ચારિત્ર વિકસે નહિ અને મિથ્યાભિમાન ખીલે. કોઇ પણ શિક્ષક આવું ઇચ્છે નહિ.

Langlois અને Seignobos તેમની ઇતિહાસ-શાસ્ત્ર ' પ્રવેશિકામાં † ઇતિહાસ શીખવવાનો, શીખવવાનો અને શોધવાનો મુખ્ય લાભ નીચેના શબ્દોમાં વર્ણવે છે:

"*But the chief merit of history is that* of being an instrument of intellectual culture; it is so in several ways. *Firstly, the practice of the* historical method of investigation, of which the principles have been sketched in the present volume, is very hygenic for the mind, which it cures of credulity. Secondly, history, by exhibiting to us a great number of differing societies, prepares us to understand and tolerate *a variety of usages: by showing us that societies* have often been transformed, it familiarises us, with variation in social forms, and cures us of a morbid dread of change. Lastly the contemplation of past evolutions which enables us to understand how the transformations of *humanity* are brought about by changes of habits and the renewal of generations, saves us from the temptation of applying biological analogies (selection, struggle for existence, inherited habits, and so on) to the explanation of social evolution, which is not produced by the operation of the same *causes as animal evolution (pp. 320-1.* Introduction to the Study of History by C. H. V. Langlois and Seignobos).

[ ઇતિહાસનો મુખ્ય ગુણ એ છે કે તે બુદ્ધિના સંસ્કારનું એક સાધન થઇ શકે છે, અને તે ભિન્ન ભિન્ન રીતે. પહેલું તો એ કે સંશોધનની ઇતિહાસ માટેની પદ્ધતિનો અભ્યાસ-મહાવરો, એ ચિત્તને આરોગ્ય આપનારો છે, ચિત્તમાંથી credulity-ગમે તે માની લેવાની વૃત્તિને-કાઢી નાખીને. બીજું એ કે એક બીજાથી જુદા પડતા અનેક સમાજોનું દર્શન કરાવી વિવિધ પ્રકારની રૂઢિઓને સમજવાના અને નીભાવવાના કાર્યો માટે આપણને તૈયાર કરે છે, અને સમાજો અનેકવાર પરિવર્તનો

† Introduction to the Study of History-આ ગ્રંથને પ્રો. ડા. સ્ટેબિંગ તેમના Logicના ગ્રંથમાં—best short account of *historical methodology available to* the English reader' કહે છે. (પૃ. ૩૮૪ ફૂ. નો. ૨)

પામ્યા છે એ બતાવીને તે આપણને સામાજિક રૂપોના પરિવર્તનથી પરિચિત રાખે છે અને ફેરફારની બ્હીકનો ધ્રુજારો દૂર કરે છે. અને છેવટે ટેવોના ફેરફારથી અને પ્રજાઓમાં નવીન પ્રાણુસંચારથી મનુષ્યજાતિમાં કેવી રીતે પરિવર્તન થાય છે, તે સમજાવતાં ભૂતકાળના વિકાસોનું ચિંતન પ્રાણીશાસ્ત્રમાં પ્રવર્તતા નિયમોને મનુષ્ય જાતિના સામાજિક વિકાસ માટે વાપરવાના પ્રલોભનમાંથી બચાવે છે. અને એ બતાવે છે કે જે તત્ત્વો પ્રાણીઓમાં વિકાસનાં કારણો છે તે મનુષ્ય જાતિના સામાજિક વિકાસમાં કારણો નથી.]

મનને આ જાતનો સંસ્કાર આપી શકે તે ઇતિહાસનું શિક્ષણ!

ભૃગુઋષિ અથર્વવેદમાં કહે છે :

> कालो अश्वो वहति सप्तरश्मिः
> सहस्राक्षो अजरो भूरिरेताः ।
> तमारोहन्ति कवयो विपश्चितः
> तस्य चक्रा भुवनानि विश्वा ॥

કાલ અશ્વ સપ્તરશ્મિવાળો ચાલ્યો જાય છે-સહસ્રાક્ષ-અજર-ભૂરિરેતસ્-તેના ઉપર વિપશ્ચિત્ કવિઓ આરોહણ કરે છે; સર્વ વિશ્વો તેનાં ચક્ર છે.

યનગન કરતાં કાલ અશ્વ ઉપર ચડવાને વિપશ્ચિત્-કવિ થવું પડે છે ઇતિહાસનું જ્ઞાન એ કુશળતા આપે છે.



# પ્રભુ પરમાત્મા મારા



શ્રી પૂજાલાલ

જુગ જુગનો ખોયેલ મળ્યો તું, હવે જવા દઉં કેમ?
પ્રભુ પરમાત્મા મારા!
વારી જવા તુજ પર સઘળું તત્પર છે મુજ પ્રેમ,
ભાવના ભાગ્ય-સિતારા!

તારા વણનું સૂનું મારું
મંદિર બન્યું હતું ગોઝારુ,
મળી ગયો તું અંતે મારો દેવોનો યે દેવ,
પ્રભુ પરમાત્મા મારા!
ભક્તિ હવે ભગવંત! એક તવ અખંડ કરશે સેવ,
ધોતી ચરણો તારા.

વિરહિત તુજથી અહરહ રોયો,
પ્રેમગંગાજળથી મળ ધોયો;
આવરણો ઓગળતાં ઉરનો સ્વચ્છ અરીસો થાય,
પ્રભુ પરમાત્મા મારા!
પ્રતિબિંબિત ત્યાં પ્રતિમા તારી સ્મિતસુન્દર સોહાય,
વરદાનો દેનારા!

જડ માટીમાં જકડાયેલો,
મનની મંદીએ છાયેલો,
વિરાટ! તારે વજ્ર હથોડે બેડી તૂટી જાય,
પ્રભુ પરમાત્મા મારા!
મુક્ત ગગનનાં શુભ્રતારકી શિર પર છત્ર ધરાય;
વિભુ વિભવોના વારા!

ડસ્યા હતા તિમિરોમાં તક્ષક,
ભેટયાં 'તાં ભૂતો નરભક્ષક;
અમી ઝરંતી એક નજર તવ, ઝેર ઊતરી જાય,
પ્રભુ પરમાત્મા મારા!
મંગલ તારું નામ સુણી સૌ ભૂતો ભાગી જાય
રક્ષણના કરનારા!

દૂર થયાં દુરિતો દર્શનથી,
પામ્યો સુધા-સુખો સ્પર્શનથી;
અંકિત તુજને અવ આત્મામાં ગાઢ સુગાઢ ધરીશ,
પ્રભુ પરમાત્મા મારા!
'હું' મુજ તુજમાં લીન કરીને 'તુંહિ તુંહિ' ગાન કરીશ,
પરમાનંદન પ્યારા!

નાચવા મંડી જતા. વસંત અને હોળીનાં ઘણાં ગીતો હું તેમની પાસે શીખ્યો હતો.' તેમની આસપાસ ગીત અને સૂર વેરાયા કરતા.

જરા મોટો થતાં જ મને જ્યોતિદાદાએ હાથમાં લીધો. તેઓ મારા કરતાં બાર વરસે મોટા હતા, તેમ છતાં તેમણે કદી નાનો કરીને મારી ઉપેક્ષા કરી નથી. પિયાનો ઉપર બેસીને તેઓ સતત નવા નવા સૂરો રચ્યે જતા, અને મારે તે માટે શબ્દો પૂરા પાડવા પડતા. તેમના તરફથી ઉત્તેજન ન મળ્યું હોત તો ગીત રચવાની શક્તિ મારી ખીલી હોત કે કેમ, કોણ કહી શકે? તેઓ મારા મનની જે ધારા ખોલી ગયા છે તે મૃત્યુ પર્યંત મારી જીવનસાથી બનીને રહેશે.

તે જમાનામાં અમારા ઘરમાં નવાં નવાં નાટકો રચાતાં અને અનુવાદિત થતાં. વડીલોના શોખને ખાતર નાટક ભજવવાની ગાયનવાદનની મજલીસ સદા ચાલુ રહેતી. સ્ત્રીઓને પણ ઝરૂખાની પાછળથી તેનો રસ મળતો. પણ અમે ત્યારે નાના હતા, અમને તેમાં પ્રવેશ મળતો નહોતો. દૂરથી જ તેની સહેજસાજ સુગંધ મળતી. અમારા ઘરમાંથી જ ચાલુ જમાનાની સ્ત્રીઓની સાડી પહેરવાની સભ્ય રીત શરૂ થઈ હતી.

સાહિત્ય, સંગીત, અભિનય, કળા વિદ્યા—બધું જ શીખવાની સામગ્રી અમારા ઘરમાં હતી. અમારી દિનચર્યાની વાત સાંભળશો એટલે સમજશો કે અમારા દિવસો કેમ જતા હતા.

અંધારે અંધારે જ અમારે બિછાનું છોડીને કુસ્તીના અખાડામાં જવું પડતું. કોઠારઘરની પાસે જ માટીમાં તેલ રેડીને તે અખાડો તૈયાર કરેલો હતો. કુસ્તી કરીને માટીવાળે શરીરે જેમ તેમ એક પહેરણ ચડાવીને શરીરવિદ્યાનું શિક્ષણ લેવા ચાલ્યા આવવું પડતું. સાત વાગતાં માસ્તર નીલકમલ બસુ આવતા. તેમના આવવામાં એક મિનિટનું પણ આઘુંપાછું થતું નહિ. ત્યાર પછી કોઈ કોઈ દિવસ સીતાનાથ દત્ત વિજ્ઞાન શીખવતા. ત્યાર પછી પંડિત હેરમ્બનાથ તર્કરત્નનું મુગ્ધબોધ વ્યાકરણ ચાલતું.

દિવસ 'પહોરેક' ચડતો એટલે નાહી ખાઈને ઘરડા ઘોડાની ગાડીમાં બેસીને અમે નિશાળે જતાં. સાડાચાર અને પાછા આવીને તરત કસરત. સાંજ પડતાં જ તેલના દીવાના અજવાળામાં અઘોર માસ્તર પાસે અંગ્રેજી શીખવાનું. આખા દિવસની કસરતને પરિણામે વાંચવા બેસતાં જ ઊંઘ આવતી. ઓરડા ઉપરા ઉપરી 'આવે'-એટલે રજા મળે અને ત્યાર પછી વારતા—"હાથમાં ખાંડું લઈને રાજપુત્ર તેપાંતરના મેદાનમાં થઈને ચાલ્યો જાય છે"—સાંભળતાં સાંભળતાં ઊંઘી જઈએ.

એ રૂપકથા (વારતા) સાચે જ રૂપકથા હોય છે, એટલે કે શબ્દોના રંગ વડે નાનાવિધ અપરૂપ છબી આંકવામાં આવે છે. મનની આગળ એક પછી એક છબી રચાઈ રચાઈને આગળ ચાલી જાય છે. એનું સર્જન અપૂર્વ હોય છે, એની ગતિ પણ અપૂર્વ હોય છે. એ બધાં રૂપો રચનારી સ્ત્રીઓ આજે ક્યાં છે? પાઠ્યપુસ્તકો અને નોટો ગોખી ગોખીને તેઓ આજે સુકાઈને મરી પરવારી છે. વારતા કહેવાની આવે તો તેઓ આજે ચોપડીમાં જોઈને વારતા કહે છે, એનાં કરતાં નિરસ બીજું શું હોય? ખરું જોતાં તો આ બાલવાતોના કારીગરો જ અમારા વખતમાં બાળકોનાં મનને તૈયાર કરતા. તેઓ જ સાચા ગુરુ હતા. અમારા ઘરમાં એ કળાકારોની કદર હતી. થોડા સમય પછી જ મેં નિશાળમાંથી વિદાય લીધી. આ બધા ગુરુઓએ જ અમને ઘડ્યા હતા.

મારો એક બીજો ગુરુ હતો, તે અમારા ઘરની અગાશી અને આકાશ. નિશાળ નહિ. બપોરી વખતે દૂરથી દૂર દૂરના ફેરીવાળાઓની જાતજાતની બૂમ અને વાસણવાળાઓના ટન્ ટન્ અવાજ સંભળાતા. તીક્ષ્ણ સ્વરથી આકાશને વીંધતી સમડી ઊડતી, અગાશીએ અગાશીએ સ્ત્રીઓ વડી મૂકતી, આમસત્ત્વ સૂકવતી—એ બધું હું સાંભળતો અને જોતો. અને જોતો ચારે કોરનાં ઝાડ પાન. બીજમાંથી કેવી રીતે અંકુર ફૂટે તે જોવા માટે મારી આતુરતાનો કોઈ પાર નહોતો.

નિશાળ છોડી પંડિત જ્ઞાનચંદ્ર ભટ્ટાચાર્ય મને કાલિદાસ અને શેક્સપિયરનાં નાટક બંગાળીમાં કહી જતા, અને મારે તે પદ્યમાં લખવાં પડતાં. સમજું ન સમજું તો યે સંસ્કૃતના છંદથી મારું મન નાચી ઊઠતું.



# બીક કે સામાજિક અપ્રતિષ્ઠા

શ્રી હરભાઈ ત્રિવેદી



જે શાળાઓમાંથી ભયનું વાતાવરણ દૂર કરવામાં આવ્યું હોય છે તે શાળાઓમાં કામ લેવા સારું શિક્ષકોને સારો એવો શ્રમ લેવો પડતો હોય છે. આવા એક નિર્ભયતામાં માનનારા શિક્ષક ભાઈ પોતાના પત્રમાં લખે છે, 'આજના ભયભર્યા વાતાવરણવાળા સમાજમાં આપણા કિશોરો અને કુમારો ઉછેર પામતાં હોય છે એટલે તેઓ જ્યારે શાળાઓમાં ભણવા આવે છે ત્યારે ભયભીત મનોદશા લઈને આવતા હોય છે. જ્યાં ભય રાખવાનું કશું જ કારણ નથી હોતુ ત્યાં પણ તેઓ બીએ છે. કેટલાંક કામો ભયની તલવાર લટકતી ન હોય તો કરે જ નહી એવી તેમનામાં કુટેવ હોય છે. આવી પરિસ્થિતિમાં આ જાતિના વિદ્યાર્થીઓ સાથે કામ લેતી વખતે મારે કૃત્રિમ ઉગ્રતા ધારણ કરવી પડે છે એવી ઉગ્રતાની એના ઉપર અસર પણ થતી હોય એમ હું જોઉં છું. પરંતુ મને આ વસ્તુ ગમતી નથી. વારંવાર મનમાં ડંખ્યા કરે છે કે કોઈપણ વિદ્યાર્થી મારાથી ડરે એમાં હું મારી નિષ્ફળતા જોઉં. તમે પણ આ પ્રકારના પ્રયોગો કરો છો એટલે આ દિશામાં તમારા અનુભવો ઉપરથી કંઈ માર્ગદર્શન કરાવી શકતા હો તો કરાવશો. આવતી–કાલની પેઢીને આપણે નિર્ભય બનાવવી છે તે ચોક્કસ. એવી નિર્ભયતાની કેળવણીનું વાતાવરણ સર્જવામાં શાળા બહારનો સમાજ આપણા-માટે ભારે આડખીલી રૂપ છે. તમારો પણ આવો જ અનુભવ હશે તેમ માનું છું. આવા સંયોગોમાં આપણું શું કર્તવ્ય હોઈ શકે તે પણ લખશો તમારું માર્ગદર્શન મળે છે ત્યારે કામ કરવામાં મને એક પ્રકારનો ઉત્સાહ રહે છે."

આ શિક્ષક ભાઈનો અનુભવ સર્વ કોઈ શિક્ષકનો અનુભવ હોય છે. નવી દૃષ્ટિએ શિક્ષણનું કામ કરતી વખતે નિર્ભયતાની તાલીમ આપવા માટે જે પ્રયત્નો નવી દૃષ્ટિવાળો શિક્ષક કરે છે તે પ્રયત્નોમાં શાળા બહારનું વાતાવરણ એના માર્ગમાં અનેક મુશ્કેલીઓ ઉભી કરે છે. એવી મુશ્કેલીઓ નિવારતી વખતે શિક્ષકે ઘણી કાળજી રાખવી પડે તે દેખીતું છે. ભયના જ વાતાવરણમાં ઉછરેલ અને ભયથી જ કામ કરવાને ટેવાયેલ વિદ્યાર્થીઓ ભયનો અભાવ દેખે ત્યારે થોડાએક શિથિલ બને એ તદ્દન સ્વાભાવિક છે. એવી શિથિલતાથી કોઈ શિક્ષકે ગભરાવાની જરૂર નથી. શિક્ષકનું સાચુ કર્તવ્ય તો ભયનો અભાવ છે. તે વાતાવરણમાં નિર્ભયતાનું અસ્તિત્વ છે એવું ભાન વિદ્યાર્થીઓને કરાવવાનું છે. તેવું ભાન શિક્ષક પોતે પોતાના ખુદ વર્તનથી કરાવી શકે. વિદ્યાર્થીના ચિત્તમાં એવો વિશ્વાસ પેદા થાય કે તુરત જ વિદ્યાર્થીની શિથિલતા ધીમે ધીમે ઓસરવા લાગે છે. કિશોરવયનો કાળ એવો છે ખરો કે જ્યારે કિશોરોને વારંવાર પોતાના કર્તવ્યની યાદ આપવી પડે. ઘણીયે વખત ઉગ્રતાથી યાદ આપવી પડે. પત્ર લખનાર શિક્ષક ભાઈ કહે છે તેમ એ ઉગ્રતા કૃત્રિમ હોવાને કોઈ કારણ નથી. આપણે વિદ્યાર્થીઓ પ્રત્યે ઉગ્ર થઈએ તેની પાછળ આપણા હૃદયનું દુઃખ હોવું જોઈએ. આવી ઉગ્રતાને નવી પરિભાષામાં પુણ્યપ્રકોપ કહી શકાય. એવો પુણ્યપ્રકોપ વિદ્યાર્થી તરફના પ્રેમ અને આદરમાંથી જન્મી શકે છે. એક વખત પુણ્યપ્રકોપનું વાતાવરણ ઉભું થઇ જાય તો વિદ્યાર્થીની શિથિલતા ઉપર એની અસર થયા વિના રહેતી નથી. પુણ્યપ્રકોપ કરવાનો અધિકાર શિક્ષકે મેળવવો ઘટે એ વાત આપણે ભૂલવી જોઈએ નહિ.

પુણ્યપ્રકોપની વિદ્યાર્થી ઉપર જે અસર થાય છે અને શિક્ષકના ભયની વિદ્યાર્થી ઉપર જે અસર થાય છે એનાં બાહ્ય ચિન્હો સરખાં લાગે છે. આમ હોવા છતાં બંનેની આંતરિક અસરો જુદા જુદા પ્રકારની છે. એકની પાછળ ભયની પ્રેરણા છે, જ્યારે બીજાની પાછળ નિર્ભયતાનું ગૌરવ રહેલું છે. ભયપ્રેરિત ક્રિયા જીવન-ઘડતરમાં કશો લાભ કરી શકતી નથી. નિર્ભયતા પ્રેરિત ક્રિયા નાની હોય કે અલ્પ હોય તો પણ ચોક્કસ પ્રકારનો લાભ કરી જાય છે. આ બંને પ્રકારની અસરો વચ્ચે વિવેકની મર્યાદાલીટી દોરવાનું કામ આકરૂં છે ખરૂં, પરંતુ નિર્ભયતા પ્રેરનાર પ્રેમાળ શિક્ષક એવી મર્યાદાને સહેલાઇથી તારવી શકે છે.

જે યુગમાં ભયને ઓછો કરવાની પ્રવૃત્તિ શરૂ થઇ તે યુગમાં ભયને સ્થાને સામાજિક અપ્રતિષ્ઠાના તત્ત્વને દાખલ કરવામાં આવ્યું હતું. તે કાળે તે તત્ત્વ ભયનુ પ્રતીક હતું અને તેથી તેના લાભો શિક્ષણદ્વારા જોઇએ તેટલા મેળવી શકાયા નહિ. પ્રથમ પંક્તિના શિક્ષણકારોએ અને સંધિકાળના માનસશાસ્ત્રીઓએ પણ આ સામાજીક અપ્રતિષ્ઠાના તત્ત્વને વ્યવહારમાં મૂકવાના પ્રયોગો કર્યાં ત્યારે એમાંથી સૂક્ષ્મરૂપે ભય પેદા થતો ગયો અને પરિણામે વિદ્યાર્થીને ભયમુક્ત બનાવવાનું કામ તો અપૂર્ણજ રહ્યું. વિદ્યાર્થી પોતાની જાતને "સુધારવા" માટે સામાજીક અપ્રતિષ્ઠાના સાધનને મુંગે મોઢે સહી લેતો જણાયો. તે કાળના કોઈ શિક્ષકના અનુભવો આપણને જાણવા મળે તો એમાંથી એવું પ્રતીત થયા વિના રહે નહિ, કે સામાજિક પ્રતિષ્ઠાના ભયને નિવારવા માટે કોઈ શારીરિક સજાનો સ્વીકાર કરવાનું વિદ્યાર્થી વધારે પસંદ કરતો હોય. મનોવિજ્ઞાનિકોએ પણ આવા પ્રયત્નમાં થોડી ઘણી સહાય કરી અને શાસ્ત્રીય દૃષ્ટિએ એમ મનાવવાનો પ્રયત્ન કર્યો કે વ્યક્તિએ આખરે તો સમાજના અંગ તરીકે જીવવાનું હોવાથી સામાજિક પ્રતિષ્ઠાની દરકાર એણે રાખવી જ જોઈએ અને તેથી પોતાની વર્તણુંકની ભીતરમાં ક્યાંય પણ ત્રુટિ ન રહી જાય એટલા માટે—સામાજિક અપ્રતિષ્ઠાના પ્રયોગને સ્વીકારવો પણ જોઈએ. આવા બધા પ્રયોગોનું પરિણામ એ આવ્યું કે વિદ્યાર્થી ભયભીત મટ્યો નહિ. શિક્ષક પાસે ભયને સ્થાને સજા કર્યા વગરનું પણ એક નવીન સાધન આવી ગયું, કેળવણીના સંક્રાન્તિકાળમાં આ સાધનનો કેટલો બધો દુરૂપયોગ થયો છે તેનાથી આજનો શિક્ષક અજાણ નહિ હોય.

પરંતુ ભયસ્થાને આવી બેઠેલ સામાજિક અપ્રતિષ્ઠાના તત્ત્વને બીજી દૃષ્ટિએ પણ વિચારી શકાય તેમ છે. જેમ કોઈ પણ વ્યક્તિ પોતાના જીવન-વ્યવહારમાં સંયમ દાખલ કરવા માટે ચોક્કસ પ્રકારનાં નિયમનો સ્વીકારે છે અને તેવાં નિયમનો માટે એને કોઈએ બહારથી હુકમ કર્યો હોતો નથી અથવા તો એવું નિયમન ઉપરથી લદાયું હોતું નથી. તેમ સામાજિક પ્રતિષ્ઠાની કાળજી રાખવાનું કર્તવ્ય વિદ્યાર્થી પોતે જાતે જ સમજતો થઈ જાય તો સામાજિક અપ્રતિષ્ઠાનો ખ્યાલ ભયનું બદલાયેલું સ્વરૂપ મટી જઈને વ્યક્તિ માટે સ્વીકારાયેલું સંયમનું સ્વરૂપ બની જાય. દરેક વ્યક્તિ સમાજનું એક અનિવાર્ય અંગ છે. પોતાની વૃત્તિઓને અને આવેગોને સંતોષ મળે તેમ ઇચ્છવા છતાં સમાજમાં પોતાનું સ્થાન પ્રતિષ્ઠાભર્યું રાખવા માટે વ્યક્તિને એવી વૃત્તિઓ અને એવા આવેગો ઉપર સ્વેચ્છાએ પણ સંયમ રાખવો જરૂરી બને છે. મોટી ઉમરનાં ઘણાં માણસોનો તો એવો અનુભવ પણ છે કે સમાજને સંગતિ વાળો અને વિવેકી રાખવા માટે સમાજથી અનિરિક્ત એકાકી જીવન-કાળ દરમિયાન પણ વ્યક્તિ સંયમ ઉપર સામાજિક જીવન જીવવાનો પ્રયોગ કરતી હોય છે. આવા પ્રયોગોને આપણે આદરથી જોતાં હોઈએ છીએ. મોટી ઉમરના માણસો જે પ્રયોગ સરળતાથી કરી શકે તે જ પ્રયોગ નાની ઉમરના બાળક કે કિશોરોને કરવાનું કામ થોડું વિકટ છે ખરું, પરંતુ તેની શરૂઆત તે ઉપરથી થઇ શકે છે. સામાજિક પ્રતિષ્ઠાવાળું જીવન જીવવાની તૈયારી કરવા માટે ભૂમિકા બાંધવાનું કામ તો અભ્યાસકાળ દરમિયાન જ થઈ શકે. આ માન્યતાને ખોટી રીતે સમજનાર વડીલો આવશ્યક સંયમને પરાણે ઉભો કરવા માટે ઉપરથી લાદવામાં આવતા દમનનો ઉપયોગ ઘણી વાર કરતા દેખાય છે. પરંતુ તેનાં પરિણામો શુભ નથી આવ્યાં. જીવનમાં વિવેક અને સંયમને અગત્યનું સ્થાન છે તેનું ઊંડે ઊંડે પણ વિદ્યાર્થીને ભાન હોય છે. એવા વિવેક અને સંયમ માટે વિદ્યાર્થી પોતે જ પ્રયત્નશીલ રહે અને શિક્ષક તેને મદદકર્તા બની રહે તેમ થવું જોઇએ.

આજની શિક્ષણની દુનિયામાં વિદ્યાર્થીના જીવન-ઘડતરને માટે અનેક પ્રકારના પ્રયોગો થઈ રહ્યા છે. એ બધા પ્રયત્નો દ્વારા વિવેક અને સંયમ લાવવા માટે પણ શિક્ષક અને વડીલો આતુર હોય છે. આપણે ભૂલી જઈએ છીએ, કે વિદ્યાર્થી પુસ્તકમાંથી કે શિક્ષકના શિક્ષણમાંથી જે શીખે છે તેનાં કરતાં તો અનેકગણું શિક્ષકના કે વડીલના સાક્ષાત જીવનમાંથી અને પોતાની આસપાસના વાતાવરણમાંથી શીખતો હોય છે. વિદ્યાર્થી સમાજનું એક વિવેકભર્યું અંગ બની રહે એમ આપણે ઈચ્છતાં હોઈએ તો એ વસ્તુ શિક્ષકના જીવનમાંથી પ્રતિબિંબિત થવી જોઇયે અને વાતાવરણ એ તત્ત્વથી ભરપુર બનેલું હોવું જોઇએ. કોઇ પણ પ્રકારના અવિવેકી વર્તન માટે કે અસંયમી વ્યવહાર માટે વિદ્યાર્થીને પોતાને જ મનમાં ક્ષોભ થાય અને જે સમાજમાં પોતે જીવી રહ્યો છે તે સમાજમાં પોતાની અપ્રતિષ્ઠા થશે તેવું એને ભાન થાય તે પ્રકારનું શિક્ષણસંસ્થાનું વાતાવરણ હોવું જોઇએ. સામાજિક પ્રતિષ્ઠા સારૂં વડીલો તરફથી નકારાત્મક પ્રયત્નો થતા હતા ત્યારે તો વિદ્યાર્થીને અપ્રતિષ્ઠાનો ભય પોતાના વર્તનની પ્રેરણારૂપ બનતો. અપ્રતિષ્ઠાના ભયને બદલે પ્રતિષ્ઠા માટેનો આદર વિદ્યાર્થીના જીવનમાં ઉભો કરી શકાય તો આખી પરિસ્થિતિ જ બદલાઇ જાય. આદરમાંથી ભય જન્મતો જ નથી. નૂતનશિક્ષણ કેળવણીની જે નવી વાતો કરે છે તે પણ આ દૃષ્ટિએજ. અપ્રતિષ્ઠાનો હંમેશા ભય સેવવાને બદલે વિદ્યાર્થી પ્રતિષ્ઠા માટેનો આદર સેવતો થઇ જાય તો વાતાવરણમાં એક પ્રકારની નવીન શુદ્ધિ આવે. આમ કરવા માટે આખું વાતાવરણ નવેસરથી રચાવું જોઇશે. શિક્ષકે પણ પોતાના જીવનમાં ધરમૂળથી ફેરફાર કરી નાખવો જોઇશે. પોતે અપ્રતિષ્ઠાનો ભય ન સેવે, ન વિદ્યાર્થીઓ પાસે સેવરાવે. પોતે પ્રતિષ્ઠાનો આદર કેળવે અને વિદ્યાર્થીઓ પાસે કેળવાવે. આમ કરશું ત્યારે ભય પણ જશે, પ્રતિષ્ઠાવાળા સામાજિક જીવનનું વાતાવરણ પણ પેદા થશે અને એ રીતે આપણે ઇચ્છીએ છીએ તેવો શિક્ષણમાં ફેરફાર સહેલાઇથી કરી શકાશે.



# ગુંડો :

લેખક :
**શ્રી લલિત પરીખ**





જ્યારે એના માબાપે એનું નામ લાલચંદ પાડ્યું હશે ત્યારે એમને એવો તો સ્વપ્નેય ખ્યાલ નહિ હોય કે એમનો આ દીકરો મોટો થતાં આખા ગામમાં નામચીન બની જશે. અને વહાલમાં એ લોકો જ્યારે તેને લાલુ કહેતા ત્યારે પણ એમને એવી કયાં ખબર હતી કે લાલુમાંથી આ છોકરો 'લલ્લુ ડાંડ' અને આગળ જતાં પકો ગુંડો બનશે ? પણ જે વસ્તુનો આપણને સ્વપ્નેય ખ્યાલ ન હોય અને જે વાત આપણે કલ્પનામાંય ન ધારી હોય એવું પણ આ દુનિયામાં કયાં ઓછું બને છે ?

નાનો હતો ત્યારથી જ લાલુ બેવડબંધી હતો. હજી માત્ર ત્રણચાર વર્ષનો હતો ત્યારે એણે રામજી મંદિરના ઓટલે ઊભા ઊભા પ્રસાદનો પેંડો ખાતા કોઈ શેઠના પાંચેક વર્ષનાં છોકરાને ધક્કો મારી પછાડ્યો હતો, નિશાળે ભણવા મૂક્યો ત્યારે પહેલે જ દિવસે એણે કોઈ છોકરાની પાટી ફોડી અને બીજે દિવસે જ્યારે શિક્ષકે પેલા છોકરાની ફરિયાદ સાંભળી લાલુને માર્યો ત્યારે એણે પોતાની પાટી પણ નિશાળ છૂટતાં પેલા છોકરાના માથામાં મારીને ફોડી નાંખી.

આ તો એની સાવ શરૂઆતની કારકિર્દી. બાકી જેમ જેમ એ મોટો થતો ગયો તેમ તેમ એનાં તોફાનો વધતાં જ ગયાં. એટલે સુધી કે ખુદ માસ્તર પણ કંટાળી ગયા. સ્વભાવે લાલુ ટીખળી હોવાથી માસ્તરને પણ બનાવી જતો. અને આવા ડાંડ છોકરાને—સૌથી પહેલાં લાલુ માટે 'ડાંડ' નું વિશેષણ આ માસ્તરે જ વાપર્યું હતું—મારવાની એમને ખાસ ઇચ્છા ભાગ્યેજ થતી. અને એક વાર જ્યારે પાટિયા પર કૈંક વિચિત્ર

ચિત્ર ચીતરી નીચે માસ્તરનું નામ લખવા બદલ એને ગુનેહગાર ઠરાવી એમણે બે ચાર થપ્પડ મારી, ત્યારે લાલુએ લીધેલું એનું વેર એવું તો હતું કે એ પછી એમણે ભાણેજ લાલુ સાથે ઊંચે સાદે વાત પણ કરી હશે!

અને લાલુએ લીધેલું વેર હતું પણ એવું જ. સૌથી પહેલાં તો એણે બીજેજ દિવસે, પેલી પ્રાણશંકર પંડિતની વાતોમાં આવે છે એમ માસ્તરની ખુરસી પર હીરાકસીની ભૂકી વેરી દીધેલી. એની અસરથી માસ્તરને એવી તો ખંજવાળ ઉપડેલી કે ન પૂછો વાત. પછી બપોરની રીસેસમાં લાલુએ બીજું પરાક્રમ કર્યું. માસ્તરના ટેબલ પર છીંકણી લાવીને એવી તો સીફતથી વેરી દીધી, કે તરત તો ખબર પણ ન પડે. ઘંટ વાગતાં માસ્તર આવીને ખુરશી પર બેઠા ન બેઠા ત્યાં તો છીંકની તડામાર બોલાઈ. છીંકણીની આદત નહિ એટલે એની અસર પણ એટલી બધી ભયંકર થઈ, કે એ અસરના પરિણામ રૂપે માત્ર આંખો-માંથી જ નહિ પણ નાકમાંથીયે પાણી નીકળવા માંડ્યું. અને એમ જો જોવા બેસીએ તો એમનાં શરીરનાં છિદ્રે છિદ્રમાંથી પાણી નીકળવા લાગ્યું. કપડાં તો તેમનાં પરસેવાથી રેબઝેબ થઈ ગયેલાં.

અને સૌથી છેલ્લું લીધેલું વેર તો વળી એથીયે વિચિત્ર હતું. માસ્તર એમની આદત મુજબ વહેલા વહેલા નદીએ નહાવા ગયા હશે. પાછળથી લાલુએ જઈ, નહાવામાં મશગુલ એવા માસ્તરનું ધ્યાન ચૂકવી, બહુ ચાલાકીથી એમનાં કપડાં ઉપાડીને ક્યાંક છુપાવી દીધેલાં. આવા ત્રણ ત્રણ અનુભવ પછી ફરી આવો કોઈ અનુભવ કરવાની માસ્તરમાં ઈચ્છા રહે જ ક્યાંથી! અને લાલુ અત્યારે હતો તો ત્રીજીમાંજ, પણ વારંવાર નાપાસ થતો હોવાથી ઉમરમાં સૌથી મોટો હતો. વળી ઉમરમાં તેર ચૌદ વર્ષનો માંડ હશે તોય એનું બેવડ-બંધી શરીર એને પહેલવાન ઠરાવે એમ હતું.

ભણવા અને ગોખવા કરતાં, કુસ્તી, વ્યાયામ અને બીજી મર્દાની બાબતોમાં એને વધુ રસ હતો. ગમે તે બાળકને—પછી ભલેને મોટી હવેલીમાં રહેનાર શેઠનો દીકરો ન હોય—ધક દઈને એ સપાક લગાવી દેતો યા ટાંગ મારી ગબડાવી દેતો. ગમે તેની બકરી પકડી તેને દોહી લેવી એ તો એના માટે રમત વાત હતી. સહેજ મોટો થયો ત્યારે તો એણે વળી એથીયે વધારે હિંમત કરવા માંડેલી. એક વાર કોઈ શેઠના સિગરામનો ઘોડો છોડી એના પર એકાદ બે માઈલ એ જરાય ડર્યા વિના રખડી આવેલો. પાછો આવ્યો ત્યારે સિગરામ ચલાવનારે બે ચાર ગાળ સંભળાવી અને જરાક મેથીપાક પણ જમાડ્યો. પરંતુ એ મેથીપાકના બદલામાં જે પાક આ લાલુએ જમાડેલો એ એવો તો સ્વાદિષ્ટ નીકળ્યો કે એ પછી પેલામાં શેઠને ફરિયાદ કરવાની હિંમત જ ન રહી.

લાલુ આમ બધી વાતે ગુંડો બનતો જતો હતો. હાલતાં ને ચાલતાં તકરાર કરી જેને ને તેને મારવા એ તો એના માટે સાવ સામાન્ય બની ગયેલું. ગાળો બોલવામાંય જો હરીફાઈ ગોઠવી હોય તો ગામના ભલ-ભલા ગાળ બોલનારાઓ કરતાં એ ચડી જાય એમ હતો. સામાન્ય વાતોમાંય ગાળો બોલવાનું તો એ ભાગ્યેજ ચૂકતો. અને એમાંય જ્યારે એક દિવસે એ તાડી પીને ઘેર આવ્યો ત્યારે તો એનાં મા-બાપને ખાત્રી થઈ ગઈ કે એમનો લાલચંદ હાથથી ગયો છે.

વળી "ગમે તેટલી વાર પરીક્ષામાં બેસવા છતાંય એ ચોથું ધોરણ પાસ કરી શકે તેમ નથી" એવી માસ્તરની વાત સાંભળી એમણે છોકરાને નિશાળમાંથી ઉઠાડી પણ લીધો. આમ થતાં માસ્તરનેય નિરાંત થઈ. લાલચંદને તો આમાં ન ગમવા જેવું હતું જ શું? દોડવું હતું ને ઢાળ મળ્યો: બીજું શું?

પણ આમ થતાં એની ગુંડાગીરી વધતી ગઈ. ખાવાનું મન થાય ત્યારે એ ગમે તે કંદોઈની દુકાને ચડી જતો અને પેલો પણ બિચારો એનો તેજ સ્વભાવ સમજી કંઈક ને કંઈક મીઠાઈ આપવામાંજ પોતાની સલામતી સમજતો.

એક વાર મુંબઈથી માણેકલાલ શેઠનો મનસુખ આવ્યો. સહેજ ગાંધીવાદી જેવો હોવાથી એને આ લાલુને સીધે રસ્તે ચડાવવાનું મન થયું: અને તેથી એ એના સંસર્ગમાં આવવા લાગ્યો. એક વખત વાતમાં ને વાતમાં લાલુથી કહેવાય ગયું. 'સા...લી ગાળો બોલવાની તો આદતજ પડી ગઈ છે!'

આ સાંભળી શેઠનો મનસુખ બોલ્યો, 'હં, .... પણ એ કૈં અભિમાન લેવા જેવી આદત થોડીજ છે?'

પણ આ સાંભળી કોને ખબર કેમ લાલુ નો પિત્તો એટલો બધો ખસી ગયો કે હાથમાં પકડી હતી એ સિગરેટનો ઘા કરી એણે પાંચ પંદર ગાળો સંભળાવી નાંખી. અને એટલેથીયે સંતોષ ન થયો તે ઉઠાવીને બે-પાંચ લપડાક પણ મારી દીધી.

આ પછી મનસુખમાં, આવતાં જતાં લાલુ સામો ભટકાઈ જાય તો સામે જોવા જેટલીયે હિંમત નહોતી રહી.

હવે લાલુ ધીમે ધીમે પાછળથી 'લાલિયા' તરીકેજ ઓળખાતો હતો. કોઈ કોઈ તો એને 'લલ્લુ ડાંડ' પણ કહેતું. ત્યારે કેટલાક વળી: 'એ તો સાલો ગુંડો છે ગુંડો' એમ પણ કહેતા.

અને વાત પણ ખોટી ન હતી. એને ગુંડો ન માનવાનું કંઈ જ કારણ ન હતું. હવે તો એ બાવીસ ત્રેવીસ વરસનો થવા આવેલો અને એના મા-બાપ પણ, છોકરો આવો થવા બદલ પસ્તાવો કરતાં કરતાં મરી પરવાર્યાં હતાં, તે છતાં એ ધંધા રોજગારની ચિંતા નહોતો કરતો—ને વળી એવી નકામી ચિંતા કરવાની જરૂર પણ શું? ધોળે દિવસે એણે એક મુનીમ પાસેથી એંસી રૂપિયા પડાવેલા. સાતમના મેળા વખતે એ ચારસો પાંચસોનો લચકો ઉપાડી આવેલો. ગામમાં એક વાર એક સોનીની દુકાન પણ લુંટેલી. અને એની પાછળ પોલીસનાં લફરાં ચાલેલાં તે છતાં એણે એ બધાંનાં મોં ભરી એ વાતો દાટી દીધેલી. આજુબાજુના ગામોમાં પણ ચોરીઓ વધતી જતી હતી. એ બધામાં લાલુ સંકળાયેલો હતો એવી બધાની છુપી માન્યતા હતી. અને એમાં સંકળાયેલો હતો છતાં એ પકડાતો કેમ નહિ, એ પણ લોકોને મન એક કોયડો હતો.

એમને લાલુની ગુંડાગીરી બહુ સાલતી કારણ કે એ વત્તે ઓછે અંશે બધાને ત્રાસરૂપ થઇ પડતો. પણ બધાનું ઊંડે ઊંડે તો એવુંજ માનવું હતું કે 'વીશનોરી' વળગતાં આ ભાઈસાબ બધી ગુંડાગીરી ને દાદાગીરીને ભૂલી જશે. પરંતુ આના જેવા 'લંપટ'ને પોતાની દીકરી આપનાર કોઈ નીકળશે કે કેમ એ પણ એક પ્રશ્ન હતો.

પણ એ પ્રશ્ન આપોઆપ જ ઉકેલી ગયો. બીજા મેળામાંથી એ બહુ બહાદુરીપૂર્વક એક સ્ત્રીને પત્ની તરીકે ઉપાડી આવ્યો. એનું નામ લક્ષ્મી હતું. એ બાળવિધવા હતી. અને મેળામાં ફરતી હતી ત્યાં એના રૂપથી આકર્ષાઈ એક શેઠ પોતે મેળામાં છે એ પણ ભૂલી ગયા. અને પાછા ફરતી વખતે એ આકર્ષણના જાદુમાં એની પાછળ પાછળ પણ ચાલવા મંડયા. લક્ષ્મી ધીમે ધીમે ચાલતી હતી એટલે લગભગ એકલી પડી ગયેલી. અને શેઠ પણ મોકો જોઇ એને પકડી પાડી પોતાની પ્રણયભાવના વ્યકત કરવા મંડયા. અને જ્યારે લક્ષ્મીએ બૂમાબૂમ કરી તિરસ્કાર દર્શાવ્યો ત્યારે નિરૂપાય થઈ એનું મોં બંધ કરી શેઠને 'સામ, દામ, ભેદ દંડ' વાળી વાર્તાનો ઉલ્લો પ્રકાર અજમાવવો પડયો.

પણ લક્ષ્મીનાં નસીબે લાલુ એક ઝાડની નીચે ઊભો ઊભો જુગારમાં મેળવેલ રૂપિયાની નોટોના થોકડા ગણતો હતો. લક્ષ્મીની તીણી છતાં મીઠી ચીસોથી એનું ધ્યાન એ તરફ ખેંચાયું, ત્યાં નજર પડતાં એક ક્ષણમાં જ એ આખોય મામલો સમજી ગયો અને આંખના પલકારામાં તો ત્યાં પહોંચી જઇ એણે શેઠને આડી ને ઉભી એવી તો લપડાકો મારી, કે શેઠનું ખાઇ ખાઇને ઠીક ઠીક વિસ્તાર પામેલું ગોળમટોળ શરીર સમતોલપણું ન જાળવી શકતાં ગબડી પડયું.

એ પછી લક્ષ્મી અને લાલુ વચ્ચે શી વાતો થઈ એ તો એ લોકોજ જાણે. પણ લાલુની એ બહાદુરીથી આકર્ષાઈ જરાય આનાકાની કર્યા વિના લક્ષ્મી લાલુ સાથે ચાલી નીકળી અને લાલુનું ઘર પણ માંડયું. આમ લાલુનો પત્ની મેળવવાનો પ્રશ્ન તો આપમેળે જ પતી ગયો.

આ બનાવ પછી કોણ જાણે કેમ, લાલુની ગુંડાગીરી ઓછી થતી ગઈ અને થોડાક વખતમાં તો એનો સાવ અંત આવી ગયો. આનું કારણ લક્ષ્મીનો થયેલો સંસર્ગ હતો, કે લાલુને થયેલું આત્મભાન હતું એ તો એ જ જાણે! ગમે તેમ પણ આમ થવાથી ગામનાં લોકોને ફકત આશ્ચર્ય જ નહિ આનંદ પણ થયો. અને જ્યારે પાનની દુકાન ખોલી લાલુ કૈંક ઠરીઠામ થયો ત્યારે તો ગામનાં બધાં જ લોક ખુશ થયાં. અને સૌથી વધારે ખુશ થઈ એની પત્ની લક્ષ્મી! લાલુ અને લછમીની (ગામ લોકો લક્ષ્મીને લછમી તરીકે જ ઓળખતા) આ જોડી એવી તો સારી જામી ગઈ, કે ગામનાં મોટા મોટા ઘરનાં લોકો પણ આ લોકો ના જોડલાની વાતો કરતાં અને લક્ષ્મીના સારા સ્વભાવનાં વખાણ કરતાં.

"પછી ત્યાં હું થયું એ તો રામ જાણે. પણ ઈ પછી ઘણા વખતે તારી વઉ એક-દિ' અંઇ આવી. તારી ભાભી હારે રોતાં રોતાં કુને ખબર હું ય વાતું કરીને વઇ ગઇ. મને તો પછી જ ઈ બધી વાતની ખબર પડી. શું કઉં લાલુ? કે'વામાં માલે કંઇ નથી. ઇ શેઠ ઓલા હાથી જેવો નીકળશે ઇમ તો મેંય નો'તું ધાર્યું. દેખાડવાના દાંત જુદા ને ચાવવાના દાંત જુદા હશે ઇ હું ખબર પડે? તારી વઉ પર ઇ મુઓ મોહાણો અને લછમીને જોરજબરીથી પોતાની કરી લીધી. લછમી તો તે દિ' એને મહિના ચડતા'તા ઇ વાત કરવા આવેલી. બીજે દિ'ઈ પાછી આવી તયેં મેં શરમ છોડીને ચોખ્ખું કહી દીધું કે! 'ભૂંડી... લાલુનો વચારેય ન આવ્યો? ને ઇ શેઠનીયે સાલાની.... મારાથી એક બે ગાળ હોત બોલાઇ ગઇ'તી.'

"પણ તે દિ'તો લછમીએ જે વાત કરી એથી તો મારું મન હાવ ચકડોળે ચડી ગયું. શેઠે એને મહિના ચડતા જોઇ, 'સાલી આ વળી કોનું પાપ લઇ આવી'? કહી કાઢી મૂકી. મેં કહ્યું "તું એક વાર હજી એની કને જઇ આવ પછી જો ઇમ કે' તો એનેય બેટાને બતાવી દઉં!

'પછી તો શું કઉં લાલુ! લછમીને એણે કાંક એવું કીધું કે લછમીને ઝાળ થઇ ગઇ. કોઇને ખબરે નોં પડવા દીધી ને આ નદી માતાના આશરે વઇ ગઇ.

'પછી તો મેં શેઠને ત્યાં જઇ ઇમનો ખૂબ ઉધડો લીધો. પણ ઈ તો માળો બેટો કે'! 'અરે, તમેય શું મારા ભાઇ! ઇ રાંડ તો એમ કૈંકને ભરમાવે એવી છે! એવી આડી ને તેડી વાતો કરશે કે સાચી જ લાગે...!' અને એવું એવું બોલી એણે પોતાનો તો ગનો જ ન હોય ઇમ વાતો કરી અને પછી તો આ તારા ઘરની જગ્યાએ મોટું મેડીબંધ મકાન પણ એણેજ બાંધ્યું ને ઇ એના કોઇ સગલાને રે'વાય આપ્યું છે. પણ તારી લછમી..."

પેલાની આટલી લાંબી વાત સાંભળ્યા પછી જેલમાંથી ચાલ્યા આવતા લાલુનું મગજ એટલું તો ધૂંધવાઇ ગયું, કે જો એ ઘડીએ મનસુખ શેઠ હાજર હોત તો જરૂર એમને આ દુનિયા છોડી બીજી દુનિયામાં પહોંચી જવાનું સદ્‌ભાગ્ય મળત.

અને એણે પૂછ્યું ય ખરું! "અટાણે શેઠ હાટડિયે હશે કાં?"

"નારે ના. ઇતો હમણાં... મોટી મોટી સભાઓ ચાલે છે તી એમાં વરના બાપ બનીને બેઠા છે ને મોટાં મોટાં ભાષણો દપકારે રાખે છે. સાલા... અંદરથી જુઓ તો કોળી વાઘરીથીયે બેદ ને બહારથી જુઓ તો માળા મોટી મોટી ગાંધીજીની વાતું કરે!"

સભા ક્યાં છે એ જાણી લઇ લાલુ સીધો એ તરફ ચાલ્યો. ત્યાં જઇને જુએ તો કેટલાયે માણસો ભેગા થયા છે. કોઇ મોટી સભા હોય એમ લાગ્યું. આજુબાજુનાં ગામનાં લોકો પણ આવ્યાં હતા. લાલુએ દૂરથી જોયું તો સ્ટેજ પર શેઠ ઊભા ઊભા કંઇક બોલતા હતા. એને એટલો ક્રોધ ચડ્યો કે ક્રોધમાં ને ક્રોધમાં ભીડ ચીરતો છેક સ્ટેજ પાસે એ આવી ગયો. શેઠ શું બોલતા હતા એ હવે સાંભળાતું હતું.

"...મારા ભાઇઓ—બાપુજી એ જ કહે છે. આપણામાં ઐક્ય હોવું જોઇએ. હિન્દુ અને મુસ્લિમ સૌ ભાઈ ભાઇ જ છીએ. કોઇ તરફ આપણને તિરસ્કાર તો હોવો જ ન જોઇએ. પછી એ ભલે વિધવા હોય કે પાપી હોય,... આ જ મહાત્માજી હંમેશ કહેતા આવ્યા છે. વિધવાઓ તો પવિત્રતાની મહાન મૂર્તિઓ છે. બાપુજી હંમેશાં આ જ કહે છે. અને...."

પણ ત્યાં તો લાલુએ વ્યાસપીઠ પર ચડીને શેઠની ગરદન પર પોતાનો મજબૂત પંજો એવો તો જોરપૂર્વક દબાવ્યો, કે જો બીજા લોકોએ આવીને શેઠને બચાવ્યા ન હોત તો વગર હથિયારે પણ લાલુ આ 'મહાત્માજી ને બાપુજીનું તતુડું હાંકનારને' બીજી દુનિયામાં પહોંચાડી દેત.

પણ આમ શેઠ જેવા ગાંધીવાદી માણસ પર ભરી સભામાં હુમલો કરવા બદલ અને એમનું ખૂન કરવાના પ્રયત્ન બદલ એને એ જ ઘડીએ પકડી જવામાં આવ્યો.

હાથકડી પહેરાવી પોલીસો એને લઈ જતા હતા ત્યારે ગામલોકોના આશ્ચર્યનો પાર ન રહ્યો. બધા પોતે પોતાની રીતે કલ્પના કરી વાતો કરી રહ્યા હતા.

'આ લાલિયો! ...... આપણુને લાગતું તું કે ઇતો કાંક સુધર્યો છે પણ ઈમ તે કંઈ કોઈ ને સુધરતા ભાળ્યા છે?'

'હા, ભાઇ હા. બાપ ગોતરે પણ ઇતો નોં સુધરે. પેલું કે' છે ને કે 'કૂતરાની પૂંછડી તો વાંકી ને વાંકી જ રે'વાની.' બીજાએ એની આદત મુજબ કહેવત પણ કહી નાખી.

'.......ને કોઈ નઇ ને આપણા મનસુખ શેઠ પર જ ઈ ડફોળની નજર મંડાણી! ઇતો સારું થયું કે ઓલા બધા વચમાં પડયા નહિતર તો સાલો મારી જ નાખતને? .......ગુંડો કહ્યો એટલે થઇ રયું!'

'હા ભાઈ હા, ગુંડો એટલે ગુંડો. ગુંડા તે વળી કોઇ દિ' સુધરતા હશે?'

પરંતુ આ વાતની પાછળનું પૂરેપૂરં કારણ જાણનાર પેલા પાડોશીએ આ વાત સાંભળી ત્યારે એ ચૂપ જ રહ્યો.

અને જો કે લાલુના પગ તો જેલ તરફ ચાલતા હતા પણ એનું મગજ તો મનસુખ શેઠની હવેલી તરફ જ દોડતું હતું. 'સાલો, એક વાર મોકો મળી જાય તો તો એ ગધેડીનાને પૂરોજ કરું! એ જ એ વિચારતો હતો.

પણ જ્યારે એને સાત વર્ષની બીજા કોઇ ગામની કેદની સજા ફરમાવવામાં આવી ત્યારે એ સાવ નિરાશ થઇ ગયો. તે છતાં એ જરાયે ડર્યા વગર બધાની વચમાં જ બોલ્યો 'ઇ શેઠને વહેલો મોડોય દું મારી નોં નાખું તો લાલુ નહિ.......'

આ સાંભળ્યા પછી ગામલોકને એના ગુંડાપણા વિષે જરાયે શંકા ન રહી. પણ એમને ક્યાં ખબર હતી કે........... !

# કાળાં બજાર

લેખક: શ્રી મુનિકુમાર મ. ભટ્ટ



આજકાલ કાળાં બજાર શબ્દ ઠેરઠેર ઘણો પ્રચલિત થયો જણાય છે. જ્યારે ભાવ-નિયમન અને અંકુશો હતા ત્યારે તે શબ્દ આથીયે વધારે પ્રચલિત હતો અને હવે જ્યારે તે ઘણા ખરા ચાલ્યા ગયા છે ત્યારે પણ—સાપ ચાલ્યો જાય અને લિસોટા રહી જાય તેમ, મોંઘવારી ચાલી જાય અને માલ હાથપર રહી જાય તેમ, બ્રહ્મભોજનમાં મળેલી દક્ષિણા ચાલી જાય અને અજીર્ણ-રહી જાય તેમ આપણા શબ્દકોશમાં એ પ્રયોગ રહી ગયો છે તેમજ રૂઢ બની ગયો છે.

બજારો ઘણી જાતનાં છે. ઝવેરી બજાર, બંગડી બજાર, લોટાં બજાર, ગોળ બજાર, મરચાં બજાર, સોપારી બજાર, દાણા બજાર, કાપડ બજાર વગેરે. બજારો એકથી વધારે શહેરમાં જોવા મળે છે. અને જે જે વસ્તુને નામે બજાર હોય તે તે વસ્તુ પણ ત્યાં મળી શકે છે, એથી ઉલટું કેટલાંક બજારો એવાં પણ છે કે જેમાં તે પ્રમાણેની વસ્તુ મળતી નથી. અમદાવાદમાં મરકતી બજાર છે તેને નથી નિસ્બત દાડમ સાથે, કે નથી નિસ્બત મરકત સાથે. ભાવનગરમાં એક દાલ બજાર છે, ત્યાં દાલ બનતી પણ નથી, વેચાતી પણ નથી. અગાઉ ઇતિહાસમાં કોઈ વાર ત્યાં દાલ બન્યાના કે વેચાયાના દાખલા નોંધાયા નથી. કોઇ કહેશે કે તે દાળ બજાર છે તો ત્યાં અત્યારે દાળ પણ નથી અને અગાઉ ત્યાં દાળ જોયેલો હોય તેવાં માણસો હયાત નથી. બેએક શહેરોમાં બોરા બજાર કે વ્હોરા બજાર છે, ત્યાં ખાંડની ગુણો પણ વેચાતી નથી તેમજ અવરકે કે જન્મે વોહરાઓનો તો પ્રશ્ન જ વિલ્બરફોર્સનો કાયદો પસાર થયા પછી ઊભો થતો નથી.

પહેલા પ્રકારનાં બજારોની ખાસિયત એ હોય છે કે તે તે બજારોમાં જે વસ્તુનું બજાર હોય તે વસ્તુ વેચાણ માટે દેખાય તેમ ખુલ્લી રાખવામાં આવી હોય

છે. એક જાણીતી વાત આ વસ્તુની સૂચક છે. એક ગામડીઓ મુંબઈ ગયો અને ત્યાંનાં વિધવિધ બજારોમાં ફરવા લાગ્યો. ફરવાં ફરતાં એક જગ્યાએ તાર ઑફિસ આવી ત્યાં માત્ર જૂદાં ટેબલો ઉપર તાર કરવાના સંચા પડ્યા હતા. અને એક માણસ ત્યાં હાજર હતો. ગામડીઆને કુતૂહલ થયું તેથી તેણે પૂછ્યું કે 'આ જગ્યાએ શું વેચાય છે?' તાર માસ્તર જરા ફુરસદમાં હતા એટલે, અને આ ગામડીઆના જ્ઞાન કે અજ્ઞાન ઉપર તેમને ચીડ ચડી હોય એટલે પણ, તેમણે જવાબ આપ્યો કે 'અહીં અનાડીઓ વેચાય છે.'

ગામડીઆએ ફરી સવાલ કર્યો :–

'તમે એકલાજ વેચાવા બાકી રહ્યા છો?'

પ્રસ્તુત ગામડીઆની ભુલ થવાનુ કારણ એટલુંજ હોઈ શકે કે પ્રત્યેક બજારમાં જ નહીં કિન્તુ પ્રત્યેક દુકાનમાં સુદ્ધાં વિક્રય માટેનો માલ દૃષ્ટિગોચર હોવો જોઇએ તેવી પ્રણાલિકા છે. પણ કાળા બજારમાં તો વેચવાનો માલ દૃષ્ટિગોચર તો નથી થતો એટલુંજ નહીં, પણ ઊલટું તે દૃષ્ટિગોચર ન થાય તે માટે ખાસ પગલાં લેવામાં આવે છે. પરિણામ એ થયું છે કે જેમ ઈશ્વર સર્વવ્યાપક છે છતાં તેને કોઈ જોઈ શકતા નથી તેમ જ કાળા બજારનો માલ પણ સર્વવ્યાપક હોવા છતાં કોઈ તેને જોઈ શકતા નથી. એમ તો પવન પણ જોઈ શકાતો નથી છતાં તેને અડકી શકાય છે. તેજ પ્રમાણે કાળાં બજારના માલને પ્રથમ તો જોઈ શકાતો નથી, પણ પ્રાપ્ત થયા પછી તેને અડકી શકાય છે. તો પણ એ માલ જે કાળાં બજારમાથી આવ્યો હોય તે કાળાં બજાર ક્યાં આવ્યું તે કોઈ કહી શકતું નથી.

કાળાં બજાર પ્રયોગમાં બે શબ્દો છે, એક 'કાળા' અને બીજું 'બજાર'. તેમનાં બજારની વિશેષતા આગળ ના નામથી સુચિત થાય છે. પરંતુ અહીં તો તેમ પણ નથી. કોઈ કાળા રંગની ચીજનાં કે કાળો રંગ વેચવાના બજારને કાળાં બજાર કહેવામાં આવતું નથી. જો તેમ હોત તો ઘણાં ખરાં બજારો તેની વસ્તુના રંગ ઉપરથી ઓળખાત જો કે તેમાં પણ મુશ્કેલી આવંત કેમકે તો પછી ત્રાંબાકાંટાને શું કહેવું તે પ્રશ્ન થઈ પડત. ઘણાની ચામડીને તામ્રવર્ણ કહેવાય છે. કુકડાને તામ્રચૂડ કહેવાય છે. આમ ત્રાંબુ તો ઉપમેય બને છે, તેથી તેનું વિશેષણ મુશ્કેલ બને. વૈજ્ઞાનિકો કહે છે કે રંગ તે ખરેખર કાંઈ રંગ નથી પણ પ્રકાશનાં કિરણોના વક્રીભવનથી ઊભો થતો એક આભાસ માત્ર છે. અને કાળાશ એ પ્રકાશનો અભાવ સુચિત કરે છે માટે કાળા રંગની જેને કહેવામાં આવે છે તે વસ્તુ કોઈ રંગને સુચિત કરતી નથી, કિન્તુ ખરેખર તે રંગના અભાવને સૂચિત કરે છે એમ લેખાવું જોઈએ. આપણે ભેંસને કાળા રંગની કહીએ છીએ પણ વાસ્તવિક રીતે તેને રંગોત્પાદકપ્રકાશવિહીન પ્રાણી કહેવું જોઈએ.

આ દૃષ્ટિયે જોઈશું તો એમ માલૂમ પડશે કે બીજાં બજાર અને કાળાં બજારમાં મૂલગત સ્વરૂપભેદ છે. સોના બજારમાં સોનાનું, ચાંદી બજારમાં ચાંદીનું અસ્તિત્વ છે પણ કાળા બજારમાં રહેલું 'કાળા' વિશેષણ તો અભાવવાચક હોઈ અભાવ સૂચવે છે, અને એ માન્યતાને કાળા બજારને કોઈ ભૌગોલિક સ્થિતિ નથી તે વાતથી ટેકો મળે છે. તે ઉપરથી એવા અનુમાન ઉપર આવ્યા વિના છૂટકો નથી કે કાળાં બજાર એ વસ્તુત: સર્વ બજારના નાસ્તિત્વનેજ સૂચિત કરે છે. મતલબ કે કાળાં બજાર જેવી કોઈ ચીજ છે જ નહીં.

છતાં કાળાં બજાર શબ્દ તો છે જ અને અતિ પ્રચલિત પણ બન્યો છે. તેના સંભવનું કારણ શું? કહેવાય છે કે જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ. ઉપર આપણે જોઈ ગયા કે રવિકિરણોના વક્રીભવનમાંથી રંગો પેદા થયા છે અને રવિકિરણો જ્યાં નથી ત્યાં રંગ નથી. વળી એ પણ સ્પષ્ટ છે કે જ્યાં રવિ નથી ત્યાં રવિકિરણો નથી. રવિ વિનાની જગ્યા તે અન્ધકાર અથવા શ્યામિકા અથવા કાળાશ. કવિઓ બધા અન્ધકારના શોખીનો હોય છે તે વિધાન તેમને માટે માનપ્રદ ગણાય કે કેમ તે જુદો સવાલ છે, પણ કહેવતમાં તેમને માટે તેવું નિરૂપણ થયું છે, એટલે કાળા બજાર તે કવિઓનું બજાર એવો અર્થ કદાચ વિવક્ષિત હશે. એ અનુમાનને પુષ્ટિ એ વાતથી પણ મળે છે કે કવિઓ સ્વૈરવિહારી હોય છે અને ફાવે ત્યાં ફર્યા જ કરે છે. તેમ જ એક જ જગ્યાએ કવિઓ ભાગ્યે જ એકત્ર થઇ શકે એવી તેમની પ્રાચીન પ્રતિષ્ઠા છે અને એકત્ર થાય તો 'ભવત્પાદા:' થી શરૂ થયેલ સંવાદ 'ભો ભો રાસભ' સુધી પહોંચી લત્તા પ્રહારમાં પરિણમે છે એવો શાસ્ત્રીય મત છે. એટલા માટેજ કાળાં બજારને કોઈ એક ભૌગોલિક સ્થિતિ નથી.

આજના જમાનામાં રંગનું મહત્ત્વ વધ્યું છે. કદાચ તેટલાજ કારણસર મુંબઈની સરકારે પેટ્રોલને, તેમજ તેને અંગેનાં કુપનોને રંગીન બનાવવાનું યોગ્ય વિચાર્યું હશે. વેજીટેબલ ઘીને શ્વેત મટાડી રંગીન બનાવો તેવી માગણી ઠેરઠેરથી થઈ રહી છે. જન્મથી પક્વબિમ્બાધરા ન હોય તેવી બહેનો લિપસ્ટિક દ્વારા રંગનો ઉપયોગ કરે છે. હથિયારના ધારા અન્વયે જે પરવાના લેવા પડે છે તેમાં પણ શસ્ત્રવૈવિધ્ય પ્રમાણે જુદાજુદા રંગના પરવાના હોય છે. એટલુંજ નહીં રંગીલી પ્રજા, ગુલાબી સ્વભાવ, કાળાં કર્મ વગેરે વિશેષણોમાં પણ આપણે રંગને મહત્વ આપ્યું છે.



# રશિયાની કેળવણી

## શ્રી ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

રશિયાની કેળવણીને લગતી કેટલીક વીગતો તો તમે કદાચ જાણતા પણ હશો—દાખલા તરીકે તેની ભણતર પદ્ધતિ, વિષયોની પસંદગી, કવાયત, વનવિહાર વગેરેને વિષે. પણ કેળવણી એટલે માત્ર ભણાવવાની પદ્ધતિ કે અભ્યાસક્રમમાં સમાતા વિષયો જ નથી. દરેક દેશની પ્રાથમિકથી માંડીને ઉચ્ચતમ કક્ષા સુધીની કેળવણીમાં, તે દેશ યા પ્રજાના પરંપરાગત સંસ્કાર, તેના આદર્શો, ભાવિ વિષેની તેની આકાંક્ષાઓ, તેનું વર્તમાન રાજકીય ને સામાજિક વાતાવરણ, એ બધી વસ્તુઓ ઘણો ભાગ ભજવે છે. નિશાળમાં શિક્ષક પાસે આવનાર બાળક સ્વતંત્ર સામગ્રી લઈને જ આવે છે. તે ખાલી શીશી (Vacuum) નથી હોતું, તેમ કોરી પાટી પણ નથી હોતું તે જ પ્રમાણે, શિક્ષક જે કેળવણી આપે છે તે પણ ચોખ્ખા પાણી જેવી રંગવિહીન નથી હોતી. તે શિક્ષકનાં વ્યક્તિત્વ, વિચારો વગેરેથી રંગાયેલી હોય છે. વળી માણસ જેમ જગતનો નાગરિક છે, તેમ પોતાના દેશનો પ્રજાજન પણ છે. તેથી તેને આ બંને ભાગ ભજવવા લાયક બનાવવા માટે, તેની કેળવણી અમુક અંશે સર્વદેશી, અને અમુક — બલ્કે ઘણે — અંશે સ્વદેશી હોય છે, ને હોવી જોઈએ. આ અર્થમાં દરેક દેશને પોતાની 'રાષ્ટ્રીય કેળવણી' સ્વતંત્ર હોય છે. દુનિયામાં એમ જ ચાલતું આવ્યું છે. મર્દોની સ્પાર્ટાની કેળવણી જુદી, ને સંસ્કારમયી આથેન્સની જુદી. સામ્રાજ્યવાદી ઇંગ્લંડની જુદી, ને લશ્કરવાદી જર્મનીની જુદી. કેળવણીની મારફતે કેવા માણસ ઘડવાની મુરાદ રખાય છે, એ અગત્યનો સવાલ છે. ટૂંકામાં, કોઈ પણ દેશની કેળવણી, અને તે દેશમાં વસતી પ્રજાનું જીવનદર્શન (view of life) તથા તેનું આજનું રાજકીય, સામાજિક ને સાંસ્કારિક વાતાવરણ, એની વચ્ચે અવિચ્છેદ્ય સંબન્ધ છે. એટલે, આ

---

(કાળાં બજાર, અનુસંધાન પાનું ૨૪).

દક્ષિણ આફ્રિકામાં રંગને અથવા રંગભેદને આથીયે વધારે મહત્વ આપવામાં આવ્યું જણાય છે. અને છાપાંઓ કહે છે કે ઇંગ્લંડ અને અમેરિકામાં પણ માણસને રંગભેદની સૂગ છે. દક્ષિણ આફ્રિકાની સરકારે જ્યારે એક જ રંગના માણસોને એકસાથે રાખવા અને બીજા રંગના માણસો વચ્ચે તેઓ ભળી ગયા હોય તો કાઢી મૂકવાનો ધારો કર્યો ત્યારે હિંદુસ્તાને આફ્રિકા માલ મોકલવો બંધ કર્યો. આનું એક પરિણામ એ થયું કે ત્યાં ચણાતાં મકાનો રંગવા તેમને રંગ મળી ન શક્યો અને તે માટે હિંદી સરકારને જવાબદાર ગણી તેમણે પોકાર કર્યો. પણ ખરું જોતાં તો તે ઈશ્વરની જ લીલા હતી. કેમ કે રંગભેદમાંથી જ કલહ ઉત્પન્ન થાય છે તેમ પરમેશ્વરને લાગ્યું એટલે તેણે રંગનો અભાવ ઉત્પન્ન કર્યો. તેને કાળાં બજાર કહેવાય કે નહીં તે હું જાણતો નથી. પણ આફ્રિકા કે હબસીનિયાની પ્રજાના વર્ણસાદૃશ્યને ધ્યાનમાં લઈ તેમ કહેવામાં આવે તો તે અતાર્કિક કહેવાય નહીં.

ગોપીઓ કૃષ્ણઘેલી હતી. અને કૃષ્ણ શ્યામવર્ણ હતા તેમ કહેવાય છે. એક ગોપીએ કહેલું છે કે "શ્યામવર્ણ સમીપે ન જાવું મારે" એ કથનમાં કૃષ્ણ પાસે ન જાવું એટલું જ નહીં પણ જેટલી શ્યામવર્ણ વસ્તુઓ હોય તેની પાસે ન જવું એવો અર્થ કરવામાં આવ્યો છે. પણ તે ખરું નથી. શ્યામવર્ણ શબ્દમાં ઉપર દર્શાવ્યું તેમ વદતો વ્યાઘાત છે. વર્ણનો અભાવ તે જ શ્યામ. અને અભાવ પાસે ન જવું એમ બે નકારથી તે ગોપીએ એક હકાર સ્વીકારાવવાનું કૌશલ્ય અજમાવ્યું દિસે છે, અને તેનો અર્થ પણ 'કૃષ્ણ પાસે જવું' એવો થવો જોઈએ.

આ ઉપરથી એમ દેખાય છે કે આ જગતમાં બજારો છે પણ તેમાં કોઈ ખાસ રંગ નથી. તેના વિધવિધ રંગો હોય છે પણ તેમાં કાળું બજાર નથી. કાળું બજાર જો હોય તો તેને કાળા રંગનું ન કહી શકાય પણ રંગના અભાવનું બજાર કહી શકાય. એ ઉપરથી અભાવ એ જ જેનું લક્ષણ છે તેવું બજાર તે કાળું બજાર એવું તારતમ્ય નીકળે. હવે બજાર તો ભાવ ઉપર નિર્ભર હોવાથી અભાવનું બજાર એ વસ્તુતઃ બજાર જ નથી એમ ઠરે. જો તેવું બજાર ન હોય તો તેની ઇષ્ટાનિષ્ટતાનો પણ સવાલ રહેતો નથી. તે જ પ્રમાણે કાળાબજારિયા પણ નથી. તેમ કાળા બજારિયાનાં પાપો પણ નથી.

જે કાંઈ છે તે માત્ર માયા છે!

બીજા વિષયો પરત્વે રશિયાને લગતી કેટલીક વીગતો આપીને તમારા જ્ઞાનમાં માત્ર સહેજ પૂર્તિ કરવાનો મારો વિચાર છે.

રશિયા વિષે સારી સારી વાતો લખનાર લેખકોનાં પુસ્તકો મેં સમભાવપૂર્વક ઘણાં વરસ સુધી વાંચ્યાં — ટ્રૉટ્સ્કી, મોરિસ હિંડસ, સિડની ઍંડ બિયેટ્રિસ વેબ, પૅટ સ્લોન, રીમા રાઇનિન ઍલન, લુઈ ફિશર, જૉન સ્ટ્રેચી વગેરેનાં. પછી જોયું કે રશિયાની તરફેણનો એકપક્ષી પ્રચાર ઘણો થાય છે. પરદેશી લેખકો રશિયાનું સારું લખે ત્યાં સુધી તો ઠીક છે; પણ તેમાના કોઇએ રશિયામાં ચાલતી કોઈ વસ્તુઓ વિષે ટીકા કરી કે એ લેખકને રશિયામાં દાખલ થવાની બંધી ફરમાવાય છે. ઍલેક્ઝાંડર વર્થ, વૉલ્ટર ડ્યુરૅન્ટી, લુઈ ફિશર, ઍડવર્ડ ક્રૅકશૉ વગેરે નામાંકિત પત્રકારોના આ પ્રકારના દાખલા બન્યા છે. થોડા જ મહિના પર, વિદેશી પત્રકારોને કોઈ પણ દેશમાં જઇ જાતમાહિતી મેળવવાની છૂટ અપાવાને લગતી ચર્ચા એક આન્તરરાષ્ટ્રીય પરિષદમાં થઇ હતી. રશિયા ને તેના મળતિયા સિવાયના બધા દેશોએ આ છૂટ આપવાની ખુશી દર્શાવી. એને લગતા ઠરાવનો વિરોધ રશિયાએ જ કર્યો. એનું શું કારણ હોઈ શકે? આટલી બધી ગુપ્તતા શા માટે? અમુક આવશ્યક મર્યાદાઓ સાચવીને કોઇ પણ પરદેશી ફરે તેમાં બગડી શું જાય! રશિયામાં 'સ્વર્ગ' રચાયાની જ જાહેરાતો જોરશોરથી કરવામાં આવે છે તે જો સાચી હોય, તો તે જાતે જોનારા પરદેશીઓના જાતપુરાવાથી પૂરેપૂરી ખાતરીલાયક ગણાય, ને દુનિયાને એના પર વિશ્વાસ બેસે. આજે તો આ ગુપ્તતા જ એની જાહેરાતોની સચ્ચાઈ વિષે તટસ્થ વિચારશીલ માણસોનાં મનમાં અંદેશો ઉત્પન્ન કરે છે.

અને વાસ્તવિક રીતે બને છે પણ એમ કે રશિયામાં બનતા કેટલાયે બનાવોની ખબરો ત્યાંની સરકાર તરફથી દાબી દેવામાં આવે છે. સત્ય ઘણું છુપાવાય છે. દાખલા તરીકે, રશિયા બહારના ઘણા જ થોડા લોકોને એવી ખબર છે કે ગયા વિશ્વયુદ્ધમાં રશિયાનાં આશરે બે કરોડ માણસ મરી ગયાં; લેનિનગ્રાડના ઘેરા દરમિયાન એ શહેરનાં ૭ લાખ માણસો ભૂખે ટળવળીને મરી ગયાં; અને જેમ જર્મનોએ રશિયા પરની ચઢાઈમાં અત્યાચારો ને રંજાડ બેસુમાર કર્યાં, તેમ રશિયન લશ્કરોએ, ૧૯૪૫ માં જર્મનીમાં પ્રવેશ કર્યાં પછી લૂંટ, આગ, રંજાડ અને અત્યાચારોમાં જર્મનોની બરોબરી કરવામાં કશી મણા રાખી નહીં.

લોકશાસનવાળા દેશોમાં જેવાં સ્વતંત્ર અખબારો હોય છે તેવાં રશિયામાં નથી. ત્યાં છાપાં સરકારની માલિકીનાં છે ને સરકાર તરફથી ચાલે છે. એટલે સરકારને અગવડભરેલી કે પ્રતિકૂલ હોય એવી ખબરો એમાં આવે નહીં. સરકારની ટીકા પણ ન જ આવે. પરદેશી પત્રકારોના સમાચારો પર સરકારની સેન્સરશિપ. આમ રશિયા વિષેની ખરી પરિસ્થિતિ બહારના દેશોની જાણમાં પૂરેપૂરી આવતી નથી. તેથી કહેવાય છે કે રશિયા ને તેના મળતિયા તાબેદાર દેશો પર 'લોખંડી પડદો' પડેલો છે. પણ કેટલાક પરદેશી પત્રકારો તેમણે જોયેલી સાચી હકીકતો જે રશિયામાંથી મોકલી શક્યા નહોતા, તે તેમણે રશિયા છોડ્યા પછી બહાર પાડી. એમાંના કેટલાયે, જે રશિયાના પ્રશંસક હતા, તે પણ ૧૯૩૬ અને ૧૯૩૮ માં ત્યાં ચાલેલા રાજદ્વારી મુકદ્દમાઓ તથા બીજાં દમનો જોઇ ત્રાસી ગયા, ને રશિયન રાજ્યતન્ત્રના ખરા સ્વરૂપ વિષેનો તેમનો ભ્રમ ભાંગ્યો. કેટલીક ખરી હકીકતો તેમનાં લખાણો મારફતે બહારની દુનિયાને જાણવા મળી, તે ઉપરાંત રશિયાથી નાસી છૂટેલા કેટલાક રશિયનો, જે સ્વદેશમાં અમલદારો હતા પણ ત્યાંની હવાથી ત્રાસી ગયેલા, તે છૂપી રીતે નાસી છૂટયા: અને તેમણે જાતઅનુભવની વાતોથી ભરેલાં પુસ્તકો લખ્યાં, તેણે મારી પેઠે ચકચાર જગવી. વિક્ટર ક્રાવશેન્કોનું 'આઇ ચૉઝ ફ્રીડમ', આઇવર ગુઝેન્કોનું 'ધી આયર્ન કર્ટન', મિખેલ કેરિયાકોવનું 'આઇલ નેવર ગો બૅક' વગેરે પુસ્તકો આ બીજી કોટિનાં છે. એ પરથી હાલની બીજી બાજુ વિષે આપણને માહિતી મળે છે.

દાખલા તરીકે, કેળવણીની વાત લો. કેળવણીમાં બાળક કે વિદ્યાર્થીના વ્યક્તિત્વ વિષે આદર, બલ્કે પૂજ્યભાવ એ મુખ્ય વસ્તુ છે. સારો શિક્ષક પોતાના વિચારો ને પોતાનું વ્યક્તિત્વ વિદ્યાર્થીઓ પર પરાણે લાદતો નથી. તે વિદ્યાર્થીના વ્યક્તિત્વનો વિકાસ થવા દે છે; તેને સ્વતન્ત્ર વિચાર કરવાની છૂટ જ નહીં પણ તેમ કરવાનું ઉત્તેજન આપે છે. પણ રશિયામાં તો વિચાર અને વાણીની સ્વતન્ત્રતા જ નથી—આખા સમાજમાં નથી. ત્યાં સરકારની ટીકા કરી શકાતી નથી. નહેરુ, ટ્રુમૅન

અને એટલીને પોતાના સ્થાન પર કાયમ રહેવા માટે લોકોના મત મેળવવા પડે છે; તેથી તેમને પોતાનાં કામોના ખુલાસા લોકો આગળ કરવા પડે છે; ને તેમની સામે છડેચોક ટીકા કરી શકાય છે. પણ સ્ટાલિનને લોકોના મતની જરૂર પડતી નથી. તેને એના સ્થાન પરથી ખસેડી ન શકાય. અધ્યાપક હેરલ્ડ લાસ્કી, જે રશિયા અને કોમ્યુનિઝમ પ્રત્યે સમભાવ ધરાવનારા છે, તેમણે ૧૯૪૩માં લખાયેલા તેમના, ' રિફ્લેક્શન્સ ઑન ધી રેવોલ્યુશન ઑફ અવર ટાઈમ' નામના પુસ્તકમાં આ વિષે લખ્યું છે.

'ઉપર કહ્યું તેવું કેવી રીતે બને છે તે જોવું હોય, તો લેનિનના વખતનું કમ્યુનિસ્ટ પક્ષનું વાતાવરણ, અને સ્ટાલિનની આગેવાની નીચે ચાલતા પક્ષનું વાતાવરણ, બેની સરખામણી કરી જોવી. લેનિન વિરોધને સહેજે સાંખી લેતા નહીં, પણ એમનાં જીવનકાલદરમિયાન એમના વિચારોની ઝીણવટથી ચર્ચા થતી; અને તેમનો વિરોધ કરવા માટે માણસોને દેશવટાની કે ફાંસીની સજા થતી નહીં, પણ સ્ટાલિને તેમના હરીફો પાસેથી સત્તા ઝૂંટવી લીધી તે પછી એ પક્ષની આખી હવા જ બદલાઈ ગઈ. સ્ટાલિનના મતથી જુદા પડવું એ વસ્તુ જ ક્રાન્તિવિરોધી મતના પ્રદર્શનરૂપ ગણાવા લાગી, પક્ષમાંથી સામુદાયિક બરતરફી, સામુદાયિક દેશવટા, ને સામુદાયિક દેહાન્તદંડનાં સત્રો ચાલ્યાં, ૧૯૩૬ના રાજ્યબંધારણમાં કેટલાંક વચનો અપાયેલાં; તે છતાં, સ્ટાલિનના અનુયાયીઓ સિવાય બીજા કોઈને.માટે વાણીનું સ્વાતંત્ર્ય નથી. છાપાની સ્વતંત્રતા નથી તેમ સભાઓ ભરવાની પણ સ્વતન્ત્રતા નથી. દરેક જણ જાણે છે કે ચૂંટણીઓ ફારસરૂપ હોય છે; જે માણસો પક્ષના ધોરણને અનુસરતા નથી તેમને ચૂંટણીના ઉમેદવાર થવું શક્ય નથી; અને જે મતપત્રો મતદારોને અપાય છે તે પણ જાણે સ્ટાલિનનાં સ્તુતિગાન જેવાં હોય છે. અવરજવરની સ્વતન્ત્રતા પર ઘણા ભારે પ્રતિબન્ધો મુકાયેલા છે, પરદેશીઓ સાથેના સંસર્ગ પ્રત્યે શંકાની નજરે જોવામાં આવે છે, મનસ્વીપણે ધરપકડ થાય છે; મુકદ્દમા ચલાવ્યા વિના માણસોને લાંબા કારાવાસમાં રખાય છે, ને દેહાન્તદંડ પણ થાય છે, અમલદારી મંજૂરી વિના વિદેશી સાહિત્ય—ખાસ કરીને સમાચારપત્રો—મેળવવાનું મુશ્કેલ છે, સોવિયેટ યુનિયનમાં વિદેશી પત્રકારો પર કડક સેન્સરશિપ છે....નાગરિકો સરકારની પરવાનગી વિના પરદેશ મુસાફરી કરી શકતા નથી........ઘણાખરા રાજકીય ગુનાઓ—ને એમનું ક્ષેત્ર ઘણું વિસ્તારી શકાય એમ છે—માટેના મુકદ્દમા છૂપી રીતે ચલાવાય છે; તેમજ મુકદ્દમામાં સાક્ષી, બચાવ વગેરેના સામાન્ય નિયમો પળાતા નથી...... છૂપી પોલીસની સત્તાઓ કેટલી વિશાળ ને કેવી ભયાનક છે તે ૧૯૩૮ માં યાગોડાના મુકદ્દમા વખતે દેખાઈ આવ્યું. યાગોડા, તેની ધરપકડ થઈ ત્યાં સુધી, છૂપી પોલીસનો ઉપરી હતો. બાતમી પદ્ધતિનો પણ પ્રયોગ થાય છે; અને પ્રમાણમાં નાની ઉમરનાં બાળકોને તેમનાં માબાપની ચાડી ખાઈ તેમને પકડાવવા માટે, ઉત્તેજન અપાયું છે, ને તેમની વાહવા કરવામાં આવી છે.'

રશિયામાં પાર્લામેન્ટ નથી જ્યાં માણસો નિર્ભયપણે સરકારની ટીકા કરી શકે કે તેના પાસેથી માહિતી માગી શકે, આ વિષે, એડવર્ડ ક્રૅંકશોએ લખ્યું છે.

'હવે, લોકસભા (કન્સ્ટીટયુઅન્ટ ઍસેંબ્લી)ની પહેલી બેઠક પછી, બીજે જ દિવસે (જાન્યુઆરી. ૧૯૧૮ માં) તેણે (લેનિને) એ સભાને વિખેરી નાખી; અને, આ કાર્ય દ્વારા, તેમણે રશિયામાં પાર્લામેન્ટવાળી રાજ્યપદ્ધતિનો અન્ત આણ્યો. આ કામ કરવામાં તેમણે જે નિશ્ચય અને ત્વરા બતાવ્યાં તે જોઈને ઝાર પણ વાહવાહ કરત. ડુમા તે પક્ષોવાળી સરકાર ચલાવવાનો પહેલો રશિયન પ્રયાસ હતો; એ સભા ઝારની ઇચ્છા મુજબ કામ નહીં કરે એમ જોઈ ઝાર નિકોલસે તેને લગભગ નાબૂદ કરી. (૧૯૧૮ ની) લોકપ્રતિનિધિ સભા એ આ પ્રકારનો બીજો પ્રયાસ હતો: અને તેનાથી નવા યુગનો આરંભ થવાનો હતો. પણ એ સભાએ લેનિનની ઇચ્છા અનુસાર વર્તવાની ના પાડી, એટલે લેનિને તેને પૂરેપૂરી નાબૂદ કરી. ત્યારપછી આ પ્રકારનો એકે પ્રયાસ થયો નથી—ઍડવર્ડ ક્રૅંકશો: 'રશિયા ઍન્ડ ધ રશિયન્સ' (૧૯૪૮), પૃ. ૧૨૭–૮.

ક્રૅંકશોએ રશિયાની છેલ્લી મુલાકાત છેક ૧૯૪૬ માં લીધેલી, જે પુસ્તકમાંથી ઉપલો ઉતારો આપ્યો છે તેમાં તેમણે રશિયન પ્રજાનું માનસ સહૃદયતાથી સમજવા ઘણો પરિશ્રમ લીધો છે, પણ એમને મુદ્દાં લખવું પડ્યું.

પ્રામાણિક એ રીતનો તો હતો જ નહિ. વિદેશીઓના સંપર્કથી કે ગમે તે અન્ય કારણે દેશની વિદ્યાઓનો વિકાસ મુસલમાન શાસનકાળમાં પણ અવશ્ય થયો હતો, એ આપણે વ્યાકરણ, કાવ્યશાસ્ત્ર અને નવ્ય ન્યાયનો મોગલ કાળમાં જે અસામાન્ય વિકાસ થયો હતો એનાથી જાણિયે છિયે. એક રીતે કહિયે તો ભારતીય વિદ્યાઓનો અનેકાંગી વિકાસ મોગલ સત્તાકાળમાં થયો. એમાં યુરોપીય પ્રજા આવી. હિંદમાં રહેલી વિશિષ્ટતાનો એ પ્રજાએ—પ્રજાના ઉત્સાહી ઉદારચિત્ત વિદ્વાનોએ—અભ્યાસ શરૂ કર્યો અને એની કિંમત આંકી. ઇસુની આખી ૧૯ મી સદી જર્મન અને અંગ્રેજ વિદ્વાનોએ ભારતની પ્રાચીન વિદ્યાઓના ગ્રંથો ઉકેલવા પાછળ ગાળી, પ્રાચીન ઇતિહાસના પોષક અનેક શિલાલેખો, તામ્રપત્રો, સિક્કાઓ અને ઈંટોના ટુકડાઓમાંથી ઉકેલી આપી દેશના સમૃદ્ધ સાહિત્ય અને ઇતિહાસને પુનર્જીવન જ નહિ—ખરું કહિયે તો નવજીવન જ આપ્યું. ૧૯ મી સદીની લગભગ ત્રણ પચીસીઓ તો એ યુરોપીય વિદ્વાનોની જ મુખ્ય સેવામાં ગઈ. બેશક, ભાઉદાજી, ભગવાનલાલ [illegible]જી, ભાંડારકર જેવા વિરલરત્ન એ પ્રાચ્યવિદ્યા વિશારદોની સરણી ઉપર અગ્ર ભૂમિકામાં આવ્યાં અને યુરોપીય વિદ્વાનોની સંશોધન પરંપરાને અપનાવી દેશમાં બીજા અનેક સંશોધકોમાં પ્રાણ પૂરવાને શક્તિમાન થયાં. વીસમી સદીનો આરંભ થયો અને હિંદના સંશોધક વિદ્વાનોની સંખ્યા વધતી જ ચાલી અને સને ૧૯૧૮ માં પૂના ખાતે "ભાંડારકર રિસર્ચ ઇન્સ્ટીટ્યુટ" ની સ્થાપના થઈ. મુનિશ્રી જિનવિજયજી જેવા વિરક્ત જૈનાચાર્યે બીડું ઝડપી ભાંડારકર ઇન્સ્ટીટ્યુટને પગભર કરી આપ્યું, અને તરતજ બીજે વર્ષે ૧૯૧૯માં પૂના ખાતે અખિલ ભારતીય પ્રાચ્યવિદ્યા પરિષદની ૧ લી બેઠક સ્વ: ડૉ. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરને પ્રમુખપદે મળી. અહીંથી ભારતીય વિદ્વાનોને નવો પ્રકાશ સાંપડ્યો અને યુરોપીય પદ્ધતિએ દેશની વિવિધ વિદ્યાઓનાં સંશોધન ઝડપથી વિકાસ સાધી રંગમંચ ઉપર મૂર્ત થવા લાગ્યાં. મુંબઈમાં નવેમ્બરની તા. ૫, ૬, ૭ શનિ–રવિ સોમ એ ત્રણ દિવસોમાં ૧૫ મી બેઠક મળી. આ ૯ંબર્ષોના ગાળામાં વચ્ચે બીજી ૧૩ બેઠક હિંદનાં વિવિધ શહેરોમાં થઈ. ૧ થી ૧૪ બેઠક સુધીના પરિષદના અહેવાલગ્રંથ જોતાં ભારતીય વિદ્યાઓના વિપુલ સંશોધનનો સાક્ષાત્કાર જરૂર થાય છે. એમાં છપાયેલા મુખ્ય પ્રમુખોનાં અને વિભાગી પ્રમુખોનાં ભાષણોનો શ્રોતાઓને સંપૂર્ણ લાભ મળ્યો છે, જ્યારે અભ્યાસ નિબંધોમાંના ઘણા ખરાને પણ એ રીતે સાંભળવાનો લાભ મળ્યો જ છે. શિલ્પ સ્થાપત્ય અને બીજી લલિત કળાઓનો પરિચય તો પ્રત્યક્ષ થાય એમ પ્રદર્શનોના રૂપમાં તેમજ પડદા ઉપર પણ દર્શાવવામાં આવવાની પ્રથા સ્વીકારવામાં આવી છે. આમ પરિષદની આવી બેઠકો ભારતીય વિદ્યાઓનો સાક્ષાત્કાર કરાવવાનું એક પ્રબળ સાધન બની ચૂકી છે.

પરિષદનો પ્રધાન હેતુ સાહિત્ય અને સાહિત્ય સાથે સંબંધ ધરાવતા વિષયોના વિકાસનો ખ્યાલ આપવા પૂરતો છે તેથી એકી સાથે અનેક વિષયં ત્રણચાર દિવસમાં રજુ થતા હોય છે. આમાંના મહત્વના વિષયોને રજુ કરવાની સરળતા થાય તે માટે પછીથી તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, વિજ્ઞાન એ વિષયોની સ્વતંત્ર પરિષદો અલગ પણ સ્થપાયેલી છે, ને તે તે દેશભાષામાં વિકાસ પામતા સાહિત્યને ઉદ્દેશી પ્રાંતીય તે તે સાહિત્ય પરિષદો પણ ચાલુ થઈ છે, બેશક કેટલીક પરિષદો તો પ્રાચ્ય વિદ્યા પરિષદના જન્મ પહેલાંની જ છે: ગુજરાતી સાહિત્ય પરિષદની ૧ લી બેઠક સને ૧૯૦૫ માં જ થઈ હતી.

મુંબઈની પ્રાચ્યવિદ્યા પરિષદની બેઠકમાં ૧૮ જેટલા પેટાવિભાગ સ્વીકારવામાં આવ્યા હતા. વૈદિક, ઇરાની, સંસ્કૃત સાહિત્ય, ઇસ્લામી સંસ્કૃતિ, અરબી–ફારસી, પાલિ–બૌદ્ધ ધર્મ, ઇતિહાસ, પુરાતત્ત્વ, ભારતીય ભાષાશાસ્ત્ર, દ્રાવિડ સંસ્કૃતિ, તત્ત્વજ્ઞાન–ધર્મ, વૈજ્ઞાનિક વિદ્યાઓ–લલિતકળા, મરાઠી, ગુજરાતી, હિંદી, કન્નડ. અને ઉર્દૂ. આ અઢારે ભાષાઓને આવરી લેતા નિબંધોની સંખ્યા પણ કાંઈ નાની નહોતી. બેઠક માટે સ્વીકારાયેલા નિબંધોનો ટૂંકો સાર સાચવતી પુસ્તિકા પ્રસિદ્ધ કરવામાં આવી છે તે જોતાં ખરેખર આશ્ચર્ય થાય એમ છે. વિષયવાર જોતાં (૧) વૈદિક ૨૭, (૨) ઇરાની ૯, (૩) સંસ્કૃત સાહિત્ય ૬૩, (૪) ઇસ્લામી સંસ્કૃતિ ૨, (૫) અરબી–ફારસી ૭, (૬) પાલિ–બૌદ્ધધર્મ ૪, (૭) પ્રાકૃત જૈન ધર્મ ૯, (૮) ઇતિહાસ ૩૨, (૯) પુરાતત્ત્વ ૬૪, (૧૦) ભારતીય ભાષાશાસ્ત્ર ૧૦. (૧૧) દ્રાવિડ સંસ્કૃતિ ૩, (૧૨) તત્ત્વજ્ઞાન–ધર્મ ૨૭. (૧૩) વૈજ્ઞાનિક વિદ્યા–લલિતકળા ૧૩, (૧૪) ગુજરાતી ૮, (૧૫) હિંદી ૨, (૧૬) કન્નડ ૯, (૧૭) મરાઠી ૭.

(૧૮) ઉર્દૂ ૧—આમ ૨૪૭ નિબંધોનો તો સાર માત્ર છંપાયો છે. આ ઉપરાંત પણ વધુ નિબંધ આવ્યા હતા, કેમકે ગુજરાતીના વિષયમાં ૮ નિબંધ નોંધાયેલા હતા છતાં બેઠક વખતે ૧૦ નિબંધ હતા. આ પ્રમાણે પ્રત્યેક વિભાગ જોવામાં આવે તો ૧૦–૧૫ થી વધુ નિબંધ જરૂર મળે. આટલી વિપુલ સંખ્યા હિંદમાં અભ્યાસપ્રેમ કેટલો વધેલો છે–સંશોધનના ક્ષેત્રમાં–એનો માત્ર આછો જ ખ્યાલ આપી શકે. સંશોધનના વિષયનાં અનેક સામયિકો–માસિક, દ્વૈમાસિક, ત્રૈમાસિક, ચાતુર્માસિક, ષાણ્માસિક, વાર્ષિક વગેરે બહાર પડે જ છે–એઓમાં વિપુલ સંશોધન પ્રસિદ્ધ થાય છે, એ બધાનો વિચાર કરવામાં આવે તો આ ક્ષેત્રમાં થતી પ્રવૃત્તિ હિંદના વિદ્વાનોને એકંદરે ગૌરવ અપાવે એવી છે.

નવેમ્બરની ૫ મી તારીખે બપોરે બે વાગતાં મુંબઈ યુનિવર્સિટીના કોન્વૅકેશન હોલમાં મુંબઈના ના. ગવર્નર રાજા માહારાજસિંગજીને હસ્તે પરિષદની પંદરમી બેઠકનું ઉદ્ઘાટન થયું હતું. એમણે પરિષદનું બહુમાન કરતાં પૂર્વની બેઠકોની વિશેષતાનો પણ ખ્યાલ આપવાનો પ્રયત્ન કર્યો હતો, એમણે ખાસ ધ્યાન તો એ દોર્યું હતું, કે પ્રાચ્યવિદ્યાના વિષયોની એટલી વિપુલતા છે કે હજી કેટલુંએક ક્ષેત્ર અદ્યાપિ અણખેડાયેલું છે. એમણે યુરોપિયન સમર્થ પ્રાચ્યવિદ્યાવિશારદ વિદ્વાનો બૉપ, ગ્રિમ, મૅક્સમ્યુલર વેબર, બૉથ્લિંક રૉસ, સેનાર્ટ, લેવી, ડૉયસન, વિન્તર્નિત્ઝ, કીથની સેવાઓની યાદ આપી પરિષદ સમક્ષ જે કાંઈ કર્તવ્ય છે તેનો વ્યાખ્યાનાંતે ખ્યાલ આપ્યો હતો કે:

(૧) પ્રાચ્ય વિદ્યાઓના અભ્યાસમાં થતી પ્રગતિની આનુક્રમિક યાદી અને પૌરસ્ત્ય સાહિત્યના વર્તમાન પ્રશ્નોની ચર્ચા કરતું સામયિક પ્રસિદ્ધ કરવું જોઇએ;

(૨) હિંદનો નવેસરથી ઇતિહાસ લખવો જોઇએ; અને–.

(૩) સબળ—સપ્રમાણ ઐતિહાસિક સિદ્ધાંતો ઉપર રચી શકાય તેવો સંસ્કૃત ભાષાનો કોશ તૈયાર કરાવવો જોઇએ.

પરિષદના કાર્યક્રમોમાં આ વસ્તુઓને અવશ્ય સ્થાન છે જ. ઉપરાંત પુરાતત્ત્વવિષયક સંશોધન તેમજ પડોશના દેશોના સાહિત્યનો તુલનાત્મક અભ્યાસ,—કેમકે હિંદના ઇતિહાસ ઉપર એની અસર અવશ્ય છે.—પૌરસ્ત્ય ભાષાઓ અને સાહિત્યનો ઊંડો અભ્યાસ, સંસ્કૃતાદિ ભાષાઓના હસ્તલિખિત ગ્રંથો અને એવા તેમજ બીજી ભાષાઓના મુદ્રિત ગ્રંથોનું સંગ્રહીકરણ, અને કાવ્યમાલા જેવી ગ્રંથમાળાઓનું પ્રકાશન—એ વગેરે તરફ પણ એમણે ધ્યાન દોર્યું હતું.

મુંબઇ યુનિવર્સિટીના વાઇસ-ચાન્સેલર મ. મ. ડૉ. પી. વી. કાણેએ મેંમાનોનું સ્વાગત કર્યું હતું, અને પોતાના વ્યાખ્યાનમાં મુંબઈના સુપ્રસિદ્ધ ધનિક અને વિદ્વાન શહેરીઓની સારસ્વત-શારદ ઉપાસનાનો આછો ખ્યાલ આપ્યો હતો.

પરિષદની આ બેઠકને માટે વરાયેલા પ્રમુખ–હિંદના સમર્થ પ્રાચ્યવિદ્યાવિશારદ કાવ્યશાસ્ત્રમર્મજ્ઞ ડૉ. સુશીલકુમાર દે એમના પિતાજીની ગંભીર માંદગીને કારણે હાજર રહી શકયા નહોતા. એમણે પોતાનું ભાષણ મોકલી આપ્યું હતું તે ઉપપ્રમુખ–એવાજ સમર્થ પ્રાચ્યવિદ્યાવિશારદ * પ્રો. કે. એ. નીલકંઠશાસ્ત્રીએ વાંચી સંભળાવ્યું હતું. વકતવ્ય અત્યાર સુધીની હિંદની પ્રાચ્યવિદ્યા સંશોધનની સંક્ષેપમાં સચોટ મીમાંસા આપતું હોઈ, ખૂબ પ્રેરણાદાયક હતું. પરિષદની પ્રણાલિને અનુસરી પ્રમુખે પ્રાચ્ય વિદ્યાઓના અભ્યાસની પ્રગતિની સમાલોચના કરવાનું તેમજ નવીન સૂચનો આપવાનું કાર્ય મુખ્યત્વે કરવાનું હોઈ, આ પ્રમુખે પણ એ ધર્મ બજાવ્યો હતો. ૧૯૧૯ માં પૂના ખાતે સ્વ. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરને પ્રમુખસ્થાને મળેલી પહેલી બેઠક નવેમ્બરની ૫–૬–૭ એ ત્રણ તારીખોએ મળી હતી, આજે પણ એજ તારીખોએ બેઠક મળે છે, એ સામ્ય તરફ ધ્યાન દોરી પ્રતિ બેઠકમાં વિદ્વાનો ઉત્તરોત્તર વધુ અને વધુ સહકાર આપતા થયા–વધુ સમાદર કરતા થયા અને એ રીતે હિંદમાં આવી પરિષદનું બહુમાન થયું એનો ટૂંકમાં ખ્યાલ પણ આપ્યો હતો. પ્રમુખે વળી એ તરફ પણ ધ્યાન દોર્યું હતું કે પરિષદના અસ્તિત્વની પૂર્વે માત્ર યુરોપના દેશો જ પૌરસ્ત્ય વિદ્યાના અભ્યાસ અને સંશોધનનાં ધામ હતાં; પણ છેલ્લાં ૩૦ વર્ષોએ એ વિધાનને પલટી નાખ્યું છે અને યુરોપને બદલે આજે હિંદુસ્તાન ધામ બની ચૂક્યું છે; બેશક, સંપૂર્ણપણે તો નહિ જ. આપણે જોઈએ છિયે કે યુરોપમાં પૌરસ્ત્ય વિદ્યાઓ તરફનો રસ ઓસરતો ચાલ્યો છે, ત્યારે હિંદની વિદ્યાપીઠોએ અને બીજી વિદ્વત્સભાઓએ એ રસને ઉત્તરોત્તર કેળવ્યો છે અને હજારોની

* પરિષદપ્રમુખના વ્યાખ્યાનનો ઉપયોગી ભાગ યુગદર્શનના આવતા માસના અંકમાં પ્રગટ કરવામાં આવશે.

સંખ્યામાં હિંદ વિદ્વાન અને ઉત્સાહી સંશોધકોનાં દર્શનનો લાભ લીધો છે.

સંશોધનનું કાર્ય ખંત અને ધીરજ તો માગી જ લે છે, પણ દ્રવ્યનો મોટો ખર્ચ પણ માગી લે છે. આ કાર્ય માત્ર સરકારની મદદથી જ સાધી શકાય. પૂર્વે બ્રિટિશ સરકારે આ દિશામાં કરોડો રૂપિયાનો ખર્ચ કર્યો હતો અને આપણી આજની સ્વતંત્ર ભારત સરકારને કરોડો નહીં પણ અબ્જોનો ખર્ચ કરવો જ પડશે. દેશ ઉત્તરોત્તર સ્થિરતા પામતો જશે તેમ તેમ આ દિશામાં બહુમૂલ્ય કાર્ય કરવાની સુવિધા મળતીજ જશે. કેળવાયેલા સંશોધકો ઉત્તરોત્તર વધશે જ—સ્વતંત્ર દેશમાં એ આવશ્યક જ છે; અને તેથી પૌરસ્ત્ય વિદ્યાઓમાં—એટલુંજ અભિનવ વિજ્ઞાનની દિશામાં પણ હિંદ દુનિયાને મોખરે આવી રહેશે જ.

કાશીની બેઠકને પ્રમુખસ્થાને ડૉ. બેલ્વેલકરે ધ્યાન દોર્યું હતું કે આપણે આપણા કાર્યની ગુણવત્તા અને ક્ષમતાનું ધોરણ જાળવી રાખવું જ જોઇએ. ધોરણ જો હલકું પડશે તો કાર્ય પણ ઊતરતી કોટિએ જઈ પડશે. દેશના સંશોધકોએ આ સૂચનને લક્ષ્ય બહાર જવા દેવું કદી નહીં પાલવે.

એક ઉપયોગી વાત તરફ પ્રમુખના વક્તવ્યમાં જે ઈશારો હતો એ ભૂલવા જેવો નથી. એક રીતે જોતાં આપણે આ સંશોધનના ક્ષેત્રમાં સાચા સ્વરૂપમાં તો "શ્રીગણેશાયનમઃ" જ છે યુરોપના વિદ્વાનોએ જે પ્રૌઢિ અને ગૌરવથી સંશોધનનું કાર્ય ગઈ સદીમાં કર્યું છે, તે જ પ્રૌઢિ અને તે જ ગૌરવ આપણે અબાધિત રીતે જાળવવાનું છે. એમને મળેલી પૂર્ણતા આપણે નહીં મેળવિયે તો કર્યું કારવ્યું દીપશે નહી. એઓનાથી સવાયો બુદ્ધિ-શક્તિનો ઉપયોગ આપણે કરવાનો છે. એઓના કરતાં આપણી પાસે તો સરળતા વધુ છે. આપણોજ દેશ હોઈ આપણને પ્રત્યેક વસ્તુ સરળતાથી હસ્તગત થઈ શકે એમ છે. જ્યાં જ્યાં એ લોકોને મુશ્કેલી પડી છે ત્યાં ત્યાં આપણે સરળતાથી માર્ગ કાઢી શકવાની સ્થિતિમાં છિયે.

જે પ્રૌઢિ અને ગાંભીર્યથી પ્રમુખનું વક્તવ્ય રજૂ થયું છે તેનો તો ખ્યાલ પણ આપી શકાય એમ નથી. લેશ પણ સંકોચ વિના એમણે પ્રાચ્યવિદ્યાવિશારદો સામે લાલબત્તી ધરી છે, અને સદા સાવધાન થઈ પોતાનાં સંશોધન આગળ ધપાવવા પ્રેરણા આપી છે.

૪

વિભાગીય પ્રમુખોનાં ભાષણ વિદ્વત્તાથી ભરેલાં હતાં, એટલુંજ નહિ પણ પોતપોતાના વિષયમાં અત્યાર સુધી થયેલી પ્રગતિનો ખ્યાલ આપી નવી દિશા—કાર્યપદ્ધતિનો- પણ રાહ બતાવનારાં હતાં. બધાં જ ભાષણોમાં હાજરી આપી શકાય એવું હતુંજ નહીં; અને ભાષણ છપાયેલાં નહોતાં, એટલે એકાદ બે વિભાગનો જ લાભ લઈ શકાતો હતો. વૈદિક વિભાગના પ્રમુખ પ્રો. વિશ્વબંધુ શાસ્ત્રી (હોશિયારપુરવાળા) નું વક્તવ્ય આખું સાંભળવાનો લાભ મળ્યો હતો. વિદ્વાન વક્તાએ સંહિતાના મંત્રોના પાઠ નક્કી કરવાની દિશાનો ખ્યાલ લગભગ નવીન રીતે જ આપ્યો હતો એમ કહિયે તો ખોટું નથી. એકના એક મંત્રો કે પ્રતીકો એકથી વધુ ઠેકાણે, તેની તે મંત્રસંહિતામાં કે બીજા વેદ કે વેદોની મંત્રસંહિતામાં આવે છે; એ બધા સ્થાનોનો પૃથક્ પૃથક્ રીતે તેમજ સમગ્ર રીતે અભ્યાસ કર્યા પછી જ સાચો પાઠ સાધી શકાય. સંહિતાઓનો અર્થ નક્કી કરવા માટે આ પદ્ધતિનો સ્વીકાર અનિવાર્ય છે એમાં શંકા નથી જ. એમણે સંખ્યાબંધ ઉદાહરણ આપી પોતાના આ નવવિધાનની ઉપયોગિતા સમજાવી હતી.

પ્રાકૃત અને જૈનધર્મ-વિભાગના પ્રમુખસ્થાનેથી આપણા ભારતખ્યાત પ્રાચ્યવિદ્યાવિશારદ મુનિ શ્રી જિનવિજયજીએ આપેલું વ્યાખ્યાન, મોડે મોડે પણ ૨૦મી સદીના આરંભમાં જર્મન વિદ્વાનો—યાકોબી, લોયમેન, શુબ્રિંગ વગેરેએ કેવી રીતે પ્રાકૃત ભાષાઓનાં સંશોધન ની આંકણી કરી અને કાર્યો શરૂ કર્યાં, એનો જાત-માહિતીનો ખ્યાલ આપનારૂં હતું. પૌરસ્ત્ય વિદ્યાઓમાં અનેક દ્રષ્ટિએ મધ્ય. પ્રાકૃતભાષાઓના વિપુલ સાહિત્યનો અભ્યાસ જરૂરી છે. એ પ્રાકૃતો પ્રાચીન અને અર્વાચીન સાહિત્યાદિકની કડીરૂપ છે. ભાષાશાસ્ત્રનો અભ્યાસ લો, કે તત્ત્વજ્ઞાનનો, સમાજશાસ્ત્રનો અભ્યાસ લો, કે ધર્મનો—એ બધાના અભ્યાસ માટે એ વચલી કડીનો ઉકેલ અત્યંત જરૂરી છે. એનાં જ્ઞાન અને સંશોધન વિના ભારતીય સંસ્કૃતિની સાચી અને પ્રામાણિક પરંપરા હસ્તગત થઈ શકે એમ નથી.

ભાષાશાસ્ત્રના અભ્યાસ વિષે ધ્યાન દોરતાં મુનિજીએ જણાવ્યું હતું, કે વચ્ચેના યુગમાં હજારો દેશી શબ્દોનો થયેલો ઉપયોગ—આજ સુધી જળવાઈ રહેલો છે તે-

પ્રાકૃતોમાં જ સવિશેષ થયો છે. દ્રવિડ ભાષાના લગભગ ૪૦ ટકા જેટલા શબ્દ આ પ્રાકૃત ભાષાનાં સૂત્ર નિર્યુક્તિ ભાષ્ય ચૂર્ણી તેમ જ કથાસાહિત્યમાં સચવાયેલા છે. પ્રમુખશ્રીએ સપ્રમાણ બતાવ્યું હતું કે પ્રાકૃત ભાષાના સર્વાંગીણ કોશ વિના સંસ્કૃત ભાષાનો કોશ પણ અપૂર્ણ રહેવાનો; વર્તમાન દેશભાષાઓના કોશોની પૂર્ણતા તો પ્રાકૃત ભાષાના સર્વાંગીણ કોશ વિના આકાશ-કુસુમવત જ છે.

૫

નિબંધોનું વાચન એ અંગ જુદા જુદા વિભાગોમાં એકંદર સારી રીતે થયું હતું. નિબંધોનો સાર, પુસ્તિકા રૂપે પ્રસિદ્ધ થઇ ચૂક્યો છે એ ઉપર બતાવ્યું જ છે. ૧૮ પ્રધાન વિભાગોમાં અનેક પેટા વિભાગો ઉપર નિબંધો લખાયેલા જે મળ્યા છે, તેમાં સંખ્યાબંધ નિબંધ તે તે નિબંધના લેખકોના મુખ દ્વારા રજૂ થયા હતા. બધા વિભાગોમાં હાજરી આપવી અશક્ય જ હતી. ગુજરાતી વિભાગમાં દશ નિબંધો આવેલા હતા, તેમાંથી ૭ નિબંધોનું વાંચન થયું હતું. પ્રમુખ શ્રીમાન કનૈયાલાલ મા. મુનશીનુ ગુજરાતનાં ઇતિહાસ અને પ્રાચીન સાહિત્યને લગતું મુદ્રિત પણ થયું છે, જેથી સમગ્ર ખ્યાલ આવી શકે છે. નિબંધોમાંના જે સાંભળવામાં આવ્યા તેનો જ ખ્યાલ આવી શક્યો છે. ગુજરાત પાસે પણ સંશોધનની ઝીણવટ છે એનો ખ્યાલ આ નિબંધોથી અવશ્ય આવી શકે એમ છે. ગુજરાત પાસે માત્ર ગુજરાતી ભાષા-સાહિત્યના જ અભ્યાસીઓ છે એટલું જ નથી, પણ ઇતર વિષયોમાં પણ સંશોધન કરનારા છે જ. જેઓ ઊણપ જોવા પ્રયત્ન કરે છે તેઓ બીજા પ્રાન્તપ્રાંતો તરફ પૃથક્ પૃથક્ રીને ન જોતાં સમગ્ર રીતે જુએ છે; તેથી જ અહીં એમને ઊણપ લાગે છે. ગુજરાતના યુવાન સંશોધકો તરફ સમાજ કે સરકાર ઉભયની નજર ઓછામાં ઓછી છે, અને તેથી જ જાણેકે અલ્પ સ્વલ્પ કામ થાય છે એમ લાગે છે. વસ્તુસ્થિતિ જુદી જ છે. આ યુવાન સંશોધકો પાસે બુદ્ધિ છે, શક્તિ છે, ક્ષેત્ર પણ છે; એઓને જોઇએ છે માત્ર પીઠબળ, એ હવે મળશે જ; કેમકે ભારત દેશ આજે સ્વતંત્ર થયો છે અને સરકાર જેમ જેમ સ્થિર થતી જશે તેમ તેમ આ દિશા તરફ પણ લક્ષ આપશે જ. આપણે જોઈ શકયા છિયે કે ગુજરાત વિદ્યાસભા જેવી એક આખી સદી વટાવી ચૂકેલી સંસ્થાના અખંડ પ્રયત્નોને ફળે ગુજરાત યુનિવર્સિટીનાં દર્શનનો લાભ હવે ગુજરાતને મળશે; ત્યારે આ યુવાન સંશોધકોના કાર્યોને વેગ મળવાનો જ છે. આપણે જાણિયે જ છિયે કે દિંદમાં અનેક યુનિવર્સિટીઓ સ્થપાઈ અને તે તે દ્વારા શિક્ષણ પામી નવી દિશા પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયેલા વિદ્વાનોમાંના ઘણા, સંશોધન-ક્ષેત્રમાં પડી માતૃભૂમિના ગૌરવમાં વૃદ્ધિ કરવા સમર્થ થયા છે—એ ભાગ્ય હવે સ્વતંત્ર રીતે ગુજરાતને પણ મળે છે. ત્યારે ગુજરાત પણ પોતાના પુત્રો દ્વારા દેશના સંશોધન-ક્ષેત્રમાં પણ સફળ ફાળો આપશે જ. ગુજરાત પાસે રત્નો છે.—પાક્યાં છે, પાકે છે અને પાકશે. (સ્વ. ભગવાનલાલ ઇંદ્રજી, સ્વ. જયકૃષ્ણ ઇંદ્રજી, સ્વ. આનંદશંકર ધ્રુવ, સ્વ. ચિમનલાલ દલાલ અને ભારતની સ્વતંત્રતાના અર્પક મહાત્મા ગાંધી ને આર્ય સંસ્કૃતિના પોષક દયાનંદ ને રાયચંદ્ર ગુજરાતને આંગણે જ ઊછરી દેશવ્યાપી બન્યા હતા. મહાત્માજી તો માત્ર દેશવ્યાપી નહિ જગદ્વ્યાપી બન્યા છે. અને સરદાર વલ્લભભાઈ પટેલ આજે સમગ્ર હિંદુસ્તાનના સાચા સ્વાતંત્ર્યપાલક થઈ જગતને આશ્ચર્યમાં નાખી રહ્યા છે.) ગુજરાતી વિદ્વાનોએ મનમાંથી લઘુગ્રંથી કાઢી નાખી ઇતર પ્રાંતના વિદ્વાનો સાથે ખભેખભો મિલાવી કામ કરતા થવાની જરૂર ઊભી થઇ છે.

૬

ગુજરાત યુનિવર્સિટી આવે છે, આવતી બેઠક લખનૌમાં થશે; પણ પછીની બેઠક ગુજરાતમાં જ થશે, એ લગભગ નિશ્ચિત કહી શકાય. એ વખતે ગુજરાતી વિદ્વાનો અનેક વિષયોમાં કરેલાં સંશોધનનો લાભ આપશે જ.

આવી પરિષદો પ્રજામાં પ્રાણ પૂરનારી હોય છે, મહાસભાનાં અધિવેશનોનું ફળ ભારતની પ્રજાએ અનુભવ્યું છે, અને આજે એના જ પ્રતાપે ભારત સ્વતંત્ર દેશ થયો છે.

૭

૬ ઠ્ઠી તારીખ આખી અને ૭ મી તારીખનો અર્ધો દિવસ સમગ્ર કામકાજ ધોબીતળાવ ઉપર સેન્ટ ઝેવિયર્સ કોલેજમાં થયું હતું, જ્યારે ઉપસંહારનું કાર્ય ચોપાટી ઉપર ભારતીય વિદ્યાભવનમાં થયું હતું. ઉપસંહાર વેળાએ પ્રમુખસ્થાનેથી એક મહત્ત્વનો ઠરાવ રજૂ કરવામાં આવ્યો હતો. ભારતવર્ષને એના એક સ્વતંત્ર પ્રાચ્યવિદ્યા-વિદ્યાલયની અત્યંત આવશ્યકતા હોઈ, ભારત સરકારને હાથે એની સ્થાપના કરવી અને એમાં પૌરસ્ત્ય વિદ્યાઓના અભ્યાસની સુવિધા થાય એ માટે દેશમાં પ્રાપ્ત થતા હસ્તલિખિત ગ્રંથોનું એકત્રીકરણ, એ જ પ્રમાણે સંશોધન અને પ્રકાશન કરવાં.

# લ્હેણદેણ

શ્રી અપર્ણાબહેન ત્રિવેદી.



પાંચ પાંચ દીકરા પછી એક દીકરીનો જન્મ થયો. માબાપે લાડથી એનું નામ પાડ્યું—નિરૂપમા. આ ઘરમાં અત્યાર સુધી આવું નવીન નામ કોઇ દિવસ સંભળાયું ન હતું. સાધારણ રીતે દેવ દેવીઓનાં નામ જ રખાતાં જેમકે—ગણેશ, કાર્તિક, પાર્વતી વગેરે

ઉંમરે લાયક થતાં નિરૂપમાના લગ્નની વાતચીત શરૂ થઇ. ઘણી શોધખોળ કરવા છતાંય પિતા રામચન્દર મિત્રને કોઇ પણ છોકરો પસંદ ન આવતો. છેવટે મહામહેનતે એક ...ગ રાવબહાદુરનો એકનો એક છોકરો શોધી કાઢયો. આ ...બહાદુરની પૈતૃક ધનદોલતમાં તો ખાસ કંઇ હતું નહીં પણ તે છતાંય મોટું ઘર તો ખરૂંને ! !

વરપક્ષ તરફથી દસ હજાર રૂપિયા પહેરામણી અને તે ઉપરાંત બીજી પણ ઘણી ચીજ વસ્તુઓની માંગ આવી. રામસુન્દર જરા પણ વિચાર કર્યા વગર સમ્મત થયા. કારણ કે આવો છોકરો હાથમાંથી જવા દેવાય એમ ન હતું.

કોઇ પણ રીતે રૂપિયા ભેગા કરી શકાતા ન્હોતા. કંઇ ગીરો મૂક્યું, કંઇ વેચ્યું, એમ કેટલા પ્રયત્નો કર્યા છતાં ય ૭ સાત હજાર તો બાકી જ રહ્યા. આ તરફ લગ્નનો દિવસ નજીક આવવા લાગ્યો.

છેવટે લગ્નનો દિવસ આવી પણ પહોંચ્યો. ઘણા જ મોટા વ્યાજ સાથે એક જણે બાકીના રૂપિયા ઉછીના આપવાની હા પાડી હતી. પણ તે ય વખતસર આવ્યો નહીં. લગ્ન મંડપમાં તો શોર મચી ગયો. રામસુન્દર આપણા રાવબહાદુરને પગે પડીને કહેવા લાગ્યા, ".લગ્ન થઇ જવા દો હું નક્કી રૂપિયા વસુલ કરી આપીશ." "રૂપિયા હાથમાં આવ્યા વગર વરને મંડપમાં લાવવામાં નહી આવે" રાવબહાદુર બોલ્યા.

આ દુર્ઘટનાથી અંતઃપુરમાં તો શોકકળ થઇ ગઇ. આ મોટી આફતનું જે મૂળ તે તો પાનેતર, ચુડો વગેરે પહેરીને છાનીમાની બેઠી હતી. ભાવિ સસરાજીને માટે એના હૃદયમાં કેટલો ભક્તિભાવ અને પ્રેમનો ઉદય થતો હતો તે કહી ન શકાય ! !

એટલામાં એક ઉકેલ આવ્યો. વર અચાનક પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરી બોલી ઉઠયો.—"આ બધી લ્હેણદેણ, કિમ્મત કરવી એ વળી શું ? હું તો લગ્ન કરવા આવ્યો છું તે લગ્ન કરીને જ જઇશ."

બાપ તો દીકરાની આવી વર્તણૂંકથી જોને તેને કહેવા લાગ્યા—'જોયુંને, આ આજકાલના છોકરાઓની રિતભાત." "શાસ્ત્રશિક્ષણ, નીતિશિક્ષણ કંઇ નહિ એનું ફળ." એકાદ બે મોટી ઉમરના માણસો બોલી ઉઠયા.

આધુનિક શિક્ષણની ખરાબ અસર પોતાના સંતાનમાં જોઇને રાવબહાદુર નિરાશ થઇ બેસી રહ્યા. તદ્દન આનંદ, ઉત્સાહ વગર જેમ તેમ લગ્ન થઇ ગયાં.

સાસરે જતી દીકરીને છાતી સરસી ચાંપતાં બાપની આંખોએ વેગ મૂકી દીધો. "આ લોકો શું મને હવે કોઇ દિવસ પાછી નહી આવવા દે બાપુ !" નિરૂએ પ્રશ્ન

---

અનુસંધાન પાન ૩૫ નું ચાલુ

આ ઠરાવની ઉપયોગિતાના વિષયમાં બે મત છે જ નહિ. જ્યારે ભારતવર્ષ સ્વતંત્ર થયું છે ત્યારે એને એનું આ પ્રકારનું સ્વતંત્ર વિદ્યાલય હોય એ જરૂરી જ છે. વિજ્ઞાનના વિષયો શીખવનારાં વિદ્યાલયો છે–તેઓ ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં અનેક સંશોધનો કરે જ છે; એ રીતે ઇતિહાસ, સ્થાપત્ય આદિક વિષયોનાં પણ છૂટાં છવાયાં અનેક સંસ્થાઓ અને યુનિવર્સિટીઓ દ્વારા સંશોધન થયાં છે. આ બધાં એક જ કેંદ્રમાં વ્યવસ્થિત થાય એવી મધ્યસ્થ સંસ્થા હોય તો એ દેશને પરમ ઉપકારક નીવડશે એમાં શંકા નથી જ. આ વાત ભવિષ્ય ઉપર જ આપણે મૂકી દેવી જોઇએ.

આવાં જ્ઞાનસત્ર અનેક વિષયોનાં અનેક યોજાય અને ભારતવર્ષ અનેક રીતે સમૃદ્ધ બને !

કર્યો. "શું કામ નહી આવવા દે બેટા ! હું જઇને તને લઇ આવીશ." રામસુન્દર બોલ્યા

રામસુન્દર ઘણી વખત દીકરીને મળવા જતા. પણ વેવાઇને ઘેર જાણે એમનું જરા પણ માન ન હતું. નોકરો પણ એમની તરફ નીચી નજરે જોતા. અંદરના ઓરડાનાં કોઇ દિવસ પાંચ મિનિટ માટે દીકરીનું મોઢું જોવા મળતું તો કોઇ દિવસ એ પણ ન મળતું

વેવાઇના ઘરનું આ અપમાન કેમ સહન થાય? રામસુન્દરે નક્કી કર્યું, કે ગમે તેમ કરી હવે પૂરા રૂપિયા આપી દેવા. પણ જે દેવું હતું એનો જ ભાર ઉપડતો નહોતો. ઘરખર્ચમાં ખૂબજ તાણ પડતી, લ્હેણદારની નજર ચૂકવવા હમેશ કંઇકને કંઇક યુક્તિઓ શોધવી પડતી.

આ તરફ સાસરે નિરૂપમાને ઉઠતાં બેસતાં મ્હેણાં સાંભળવા પડતાં. પિયરની નિંદા સાંભળી બારણાં બંધ કરી રડવું એ તો એનો રોજીંદો કાર્યક્રમ થઇ ગયો હતો.

સાસુજીનો રોષ કેમે કર્યો ઠંડો પડતો ન હતો. જો કોઇ કહે "વાહ શું રૂપ છે વહુનું, મોઢું જોઇને આંખો ઠરે." "હા જોયું મોટું રૂપ. જેવા ઘરની છોકરી એવું એનું રૂપ" સાસુજી ગર્જી ઉઠે.

એટલે સુધી કે વહુ શું ખાય છે, કે શું પહેરે છે એની પણ કોઇને દરકાર ન હતી. જો કોઇ દયાળુ પડોશણ આવી કંઇ બેદરકારીની વાત કરે તો સાસુજી જવાબ આપે "આ કરીએ છીએ તે કંઇ ઓછું નથી." એટલે કે બાપે જો પૂરી કિમ્મત આપી હોય તો દીકરીને પૂરો સ્નેહ મળત. બધાયની વર્તણૂકથી એવું જ લાગે કે જાણે આ ઘરમાં વહુનો કંઈ હક્ક જ નથી. જાણે ગમે તે રીતે ઘરમાં પેસી ન ગઇ હોય !!.

કદાચ દીકરીના આ અનાદર અને અપમાનની વાત બાપને કાને પહોંચી હશે એટલે રામસુન્દર પોતાના રહેવાના મકાનને વેચવાની તજવીજ કરવા લાગ્યા.

દીકરાઓ ઘરબાર વગરના થઇ જશે એ વાત રામસુન્દરે એમનાથી છુપી રાખી, વિચાર કર્યો હતો કે મકાન વેચી એ ભાડે રાખી એમાંજ રહેવું, અને એવી રીતે રહેવું કે જેથી દીકરાઓને બાપના મૃત્યુ પછીજ આ વાતની ખબર પડે

પણ છોકરાઓને વાતની ખબર પડી ગઇ, બધા આવી રડવા લાગ્યા, એમાંય મોટા ત્રણ તો પરણેલા અને કોઇક તો સંતાનવાળા એટલે એમનો વાંધો મોટો હતો: ઘર વેચવાનું માંડી વાળવું પડ્યું. હવે રામસુંદરે જુદી જુદી જગ્યાએથી મોટા મોટા વ્યાજ સાથે થોડા થોડા રૂપિયા ઉછીના લેવા માંડ્યા. આથી તો ઘરખર્ચ ચલાવવું ય મુશ્કેલ થઇ પડ્યું.

નિરૂ પિતાનું મોઢું જોઇ બધું સમજતી. વૃદ્ધના સફેદ વાળ, શુષ્ક મુખ અને સદા સંકુચિત હાવભાવથી, દૈન્ય અને દુશ્ચિન્તા છૂપી ન શકતાં. દીકરીની પાસે બાપ જ્યારે દોષિત હોય ત્યારે એ ગુન્હાનો પશ્ચાતાપ કાંઇ છુપો રહે ! રામસુન્દર જ્યારે વેવાઇના ઘરનાની સમ્મતિથી દીકરીને થોડીવાર મળતા ત્યારે બાપના હૈયામાં કેટલું દુઃખ સમાયું છે તે એમના હાસ્ય ઉપરથી જ જણાઇ આવતું

પિતાના એ વ્યથાતુર હૈયાને સાંત્વન આપવા ખાતર થોડા દિવસ પિયર જવા માટે નિરૂને ખુબ જ અધીરાઇ આવી. પિતાનું મ્લાન મુખ જોઇ એનાથી હવે દૂર રહેવાતું ન હતું. એક દિવસ રામસુન્દરને કહ્યું— "બાપુ મને એકવાર ઘેર લઇ જાવ". "સારૂં" રામસુંદરે કહ્યું.

પણ એમનું કાંઇ જોર ન ચાલે—પોતાની દીકરી ઉપર પિતાનો જે સ્વાભાવિક હક્ક હોય તે તો એમણે રૂપિયાને બાદલે ગીરો મૂક્યો હતો. એટલે સુધી, કે દીકરીનું મોઢું જોવાને પણ એમને સંકોચાઇથી ભીખ માંગવી પડતી. એમાંય કેટલીક વખત તો બીજી વાર કાંઇ બોલાય નહી.

પણ દીકરી જ્યારે પોતે જ ઘેર આવવા માગે ત્યારે એને લાવ્યા વગર કેમ રહેવાય ! એટલે વેવાઇની પાસે એ વાત રજૂ કરતાં પહેલાં રામસુન્દરે કેટલી હીનતા, કેટલું અપમાન અને કેટલું નુકશાન સહન કરીને જે ત્રણ હજાર રૂપિયા ભેગા કર્યા હતા...પણ એનો ઇતિહાસ ગુપ્ત રહે તે જ ઠીક.

નોટો રૂમાલમાં વીંટી ખેસને છેડે બાંધી રામસુન્દર વેવાઇની પાસે જઇને બેઠા. પહેલાં હસતાં હસતા પાડા-પાડોશીની વાતો કાઢી. હરેકૃષ્ણને ઘેર મોટી ચોરી થઇ ગઇ એનું આખું વિવરણ કર્યું. નવિનમાધવ અને રાધામાધવ બે ભાઇઓની સરખામણી કરી. વિદ્યા, બુદ્ધિ અને સ્વભાવ સબંધે રાધામાધવનાં વખાણ અને

નવીનમાધવની નિંદા કરી. શહેરમાં નવો રોગ ચાલ્યો છે તે વિષે ઘણી આડી અવળી વાતો કરી; છેવટે હોકો મૂકી વાત વાતમાં બોલ્યા "હા હા વેવાઇ, પેલા રૂપિયા બાકી છે ખરું! રોજ વિચાર આવે કે ખાંસી સાથે જઉં છું ત્યારે કાંઇ લઇ જાઉં. પણ પાછો ભૂલી જાઉં, હવે ઘડપણ આવ્યું ને બાપ! અવી એક મોટી પ્રસ્તાવનાપૂર્વક છાતીની ત્રણ પાંસળીઓ જેવી ત્રણ નોટ બહુ જ સરળતાથી બહાર કાઢી. ફક્ત ત્રણ હજાર રૂપિયાની નોટો જોઇ રાયબહાદુર ઘૃણાથી હસી ઉઠયા, બોલ્યા–"રહેવા દો વેવાઇ, એની મારે જરૂર નથી." એક સાધારણ બંગાળી કહેવતની વાત કરી બોલ્યા કે આવી ન જેવી બાબત માટે એમને હાથ બગાડવા નથી.

આ બનાવ પછી દીકરીને ઘેર લાવવાની વાત કોઇનાથી બોલી શકાય જ નહીં. છતાં ય રામસુન્દરે વિચાર કર્યો કે 'આ બધા સગાસંબંધીઓનો સંકોચ મને ન શોભે' દુઃખ ભરેલા હૈયે થોડી વાર મુંગા રહી છેવટે એમણે ધીમેથી વાત કાઢી. રાયબહાદુર કોઇ પણ કારણનો ઉલ્લેખ કર્યા વગર જ બોલ્યા "હમણાં નહિ." આટલું બોલી કામના બહાને સ્થળાન્તરે ગયા.

રામસુન્દર દીકરીને મોઢું બતાવ્યા વગર નોટો ખીસાને છેડે બાંધી ઘેર પાછા ફર્યા. મનમાં ને મનમાં નિશ્ચય કર્યો, કે જ્યાં સુધી બધું લેણું ચૂકવી દીકરી ઉપર પોતાનો હક્ક ન બજાવી શકાય ત્યાં સુધી વેવાઇને ઘેર જવું નહીં.

ઘણા દિવસ થઇ ગયા. નિરૂપમા રોજ પિતાને બોલાવવા મોકલે પણ બાપ મળવા ન આવે. છેવટે મનમાં ઓછું આણી એણે બોલાવવા મોકલવાનું બંધ કર્યું. રામસુન્દરને આથી બહુ જ આઘાત થયો છતાં ય મળવા ગયા નહીં.

આસો મહિનો આવ્યો. રામસુન્દરે કહ્યું–'આ વખતે તો નવરાત્રીમાં દુર્ગાપૂજન વખતે દીકરીને જરૂર ઘેર લાવીશ, નહિતર હું- મનમાં બહુજ કઠણ અને મોટી પ્રતિજ્ઞા લીધી. પાંચમ કે છઠને દિવસે ફરી પછી ખેસને છેડે થોડીક નોટો બાંધી રામસુન્દરે જવાની તૈયારી કરી. ત્યાં પાંચ વર્ષનો એક પૌત્ર આવી બોલ્યો ' દાદા, મારા માટે ગાડી લેવા જાવ છો?" કેટલાય વખતથી એને એક નાની ઠેલણગાડીનો શોખ થયો હતો પણ એ પૂરો થાય

ક્યાંથી? ૭ વર્ષની એક પૌત્રી આવી રડવા લાગી કે પૂજાના દિવસોમાં પહેરવા માટે એને એક પણ સારું કપડું ન હતું. રામસુન્દર આ બધું જાણતા હતા અને એ બાબતનો એમણે ઉંડો વિચાર પણ કર્યો હતો. રાયબહાદુરને ઘેરથી 'પૂજાનું' આમંત્રણ આવશે ત્યારે દીકરીની વહુઓને પુત્રજ સાધારણ કપડાં—દાગીનામાં ગરીબની માફક જવું પડશે, એ વિચારથી એમણે ઘણાય નિસાસા નાંખ્યા પણ એથી એમના કપાળની વાર્ધક્યની રેખાઓ ઉંડી ઉતર્યા સિવાય બીજું કાંઇ પરિણામ ન આવ્યું.

દૈન્યથી પીડાતાં ઘરની રોકકળનો અવાજ કાનમાં લઇને વૃદ્ધે વેવાઇના ઘરમાં પ્રવેશ કર્યો. આજે એમનામાં જરા પણ સંકોચ ન હતો. દ્વારરક્ષક અને નોકરોના તરફની શરમની દૃષ્ટિ ક્યાંય જતી રહી. આજે જાણે રામસુન્દર પોતાનાજ ઘરમાં પ્રવેશ કરતા હોય એવું જ લાગ્યું. સાંભળ્યું કે રાયબહાદુર ઘરમાં નથી થોડીવાર રાહ જોવી પડશે ત્યારે મનના આવેગને રોકી ન શકવાથી રામસુન્દર દીકરીને મળ્યા. આંખમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં. બાપ રડે અને દીકરી પણ રડે, કોઇ એક શબ્દ પણ બોલી ન શક્યાં. આ પ્રમાણે કેટલીક ક્ષણો વિતાવ્યા બાદ રામસુન્દર બોલ્યા "બેટા હવે તને લઇ જઇશ. હવે કાંઇ મુશ્કેલી નથી."

એટલામાં રામસુન્દરનો જ્યેષ્ઠ પુત્ર હરમોહન પોતાના બે નાના બાળકો સાથે અચાનક ઘરમાં આવ્યો. અને પિતાને કહેવા લાગ્યો. "બાપુ, હવે અમને તો રસ્તામાં જ બેસાડશો ને!"

રામસુન્દર એકાએક અગ્નિમૂર્તિ ધારણ કરી બોલ્યા "શું તમારે માટે મારે નર્કમાં વાસ કરવો! મને મારું વચન પણ પાળવા નહીં દો!" રામસુન્દરે મકાન વેચી દીધું હતું. છોકરાઓને એની ખબર ન પડે એ માટે ઘણી સાવચેતી રાખી હતી, છતાં ય એમને ખબર પડી એ જાણી રામસુન્દર એ લોકોના ઉપર અત્યંત રુષ્ટ અને ગુસ્સે થ..

એમનો પૌત્ર એમના બે પગને બાઝીને બોલ્યો "દાદા! મને ગાડી ન અપાવીને!" દાદા પાસેથી કાંઇ જવાબ ન મળવાથી ને નિરૂની પાસે જઇને બોલ્યો "ફોઇ, ને એક ગાડી લાવી આપશો?".

નિરૂપમા બધું સમજી ગઇ અને બોલી "બાપુ તમે જો હવે તો એક પૈસો પણ માગ સસરાને આપો તો તમને મારા સમ છે. પછી મારૂં મોઢું જોવા નહીં પામો".

"અરરર ગાંડી આવું બોલાય?" રામસુંદર બોલ્યા, "અને આ રૂપિયા જો હું ન આપી શકું તો એમાં મારૂં અપમાન કહેવાય અને સાથે સાથે તારૂં પણ ખરૂં.

"રૂપિયા આપવા એ જ અપમાન છે." નિરૂ બોલી 'તમારી દીકરીની શું કોઇ જાતની કિમ્મત જ નથી? હું શું એક રૂપિયાની કોથળી છું કે જ્યાં સુધી રૂપિયા હોય ત્યાં સુધી જ મારી કિમ્મત? બાપુ આ રૂપિયા આપી તમે મારૂં અપમાન ન કરશો. વળી મારા પતિને તો આ રૂપિયા જોઇતા ય નથી".

'પણ તો એ લોકો તને આપણે ઘેર નહિ આવવા દે બેટા" રામસુન્દરે કહ્યું.

"નહિ આવવા દે તો કાંઇ નહિ. તમે પણ હવે લઇ જવાનું કહેતા નહિ." નિરૂપમાએ જવાબ આપ્યો.

ધ્રુજતા હાથે નોટો ફરીથી ખેસને છેડે બાંધી રામસુન્દર ચોરની માફક બધાની નજર ચુકાવી ઘેર ગયા.

પણ રામસુન્દર રૂપિયા લાવ્યા હતા અને દીકરીની મનાઇને લીધે આપ્યા વગર જતા રહ્યા એ વાત છાની ન રહી. કોઇ એક કૌતુહલ સ્વભાવવાળી દાસીએ બહારથી બધું સાંભળી નિરૂની સાસુને સમાચાર આપ્યા. આ સાંભળ્યા પછી તો એમના ગુસ્સાનો પાર ન રહ્યો.

નિરૂપમાને સાસુની વર્તણૂંક તો જાણે શરશય્યા જેવી લાગવા માંડી. આ તરફ એના પતિ લગ્ન પછી થોડા દિવસમાંજ ડેપ્યુટી મેજીસ્ટ્રેટ થઇ પરદેશ ચાલ્યા ગયા, એટલે કદાચ ખરાબ સોબતથી નીચતા શીખી જાય એ બહાને સાસરિયાંએ નિરૂપમાને પિયરના કોઇ પણ સગાને મળવાનું બંધ કરાવ્યું.

એટલામાં નિરૂ બહુજ માંદી પડી. જો કે એને માટે એની સાસુ સંપૂર્ણ રીતે દોષિત ન ગણાય. પોતાના શરીર તરફ નિરૂ ખુબજ બેદરકાર રહેતી. કાર્તક મહિનાની સખત ઠંડીમાં આખી રાત માથા ઉપરનું બારણું ખુલ્લું રાખે, વળી બરોબર ઓઢે-પહેરે પણ નહિ. જમવાનોય કંઇ નિયમ નહિ. દાસીઓ જો કોઇ દિવસ જમવાનું લાવતાં ભૂલી જાય તો એ પોતે યાદ કરી મંગાવે નહિ. એ તો જાણે પારકે ઘેર શેઠ શેઠાણી અને દાસ દાસીઓની ઉપરજ જીવન હોય એ રીતે જ વર્તે. પણ આ વર્તણૂક સાસુજીથી સહન નહોતી થતી. જો ભોજન તરફ વહુની બેદરકારી જોતાં તો બોલતાં "નવાબની દીકરી ખરીને, એટલે ગરીબના ઘરનું અન્ન એને ક્યાંથી રૂચે" કોઇ વાર વળી કહે "જુઓને દિવસે દિવસે શરીરની દશા થાય છે, જાણે બળેલું લાકડું."

રોગ જ્યારે ખુબજ કઠણ થઇ પડ્યો ત્યારે સાસુજી બોલ્યાં, "આ બધા ચાળા છે." છેવટે એક દિવસ નિરૂએ બહુજ નમ્રતાપૂર્વક કહ્યું "મારા બાપુ અને ભાઇઓને એક વાર મળવું છે બા". "આ બધા પિયર જવા માટે જ ચાળા છે હું કાંઇ સમજતી નથી" સાસુજી બોલ્યાં.

કોઇ કહે તો માનવામાં ન આવે—પણ જે દિવસે સાંજે નિરૂને શ્વાસ ઉપડ્યો તે જ દિવસે પહેલી અને છેલ્લી વખત ડોક્ટરે એને તપાસી

× × ×

ઘરની મોટી વહુ મરી ગઇ. બહુજ ધામધુમથી એની ક્રિયા થઇ. દુર્ગાપૂજા પછી પ્રતિમાવિસર્જનની ધામધુમ માટે આખાય જીલ્લામાં જેમ રાયચૌધરીની ખ્યાતિ હતી, મોટી વહુની ક્રિયા માટે રાયબહાદુરની પણ એ જાતની ખ્યાતિ રહી ગઇ—આવી સુખડના લાકડની ચિતા આખાય ગામમાં કોઇએ જોઇ નહોતી. વળી આવી ધામધુમથી શ્રાદ્ધ ફક્ત રાયબહાદુરને ઘેર જ થાય, અને કહેવાય છે કે એ માટે એમને થોડું દેવું પણ કરવું પડેલું.

રામસુન્દરને સાંત્વન આપતી વખત એમની દીકરીનું કેવું ધામધુમથી મૃત્યુ થયું એનું જ બધા વર્ણન કરવા લાગ્યા.

આ તરફ ડેપ્યુટી મેજીસ્ટ્રેટનો પત્ર આવ્યો "મેં અહીં બધી વ્યવસ્થા કરી છે માટે જેમ બને તેમ જલદી મારી પત્નીને અહીં મોકલી આપો." રાયબહાદુરનાં ગૃહિણીએ જવાબ આપ્યો, "બેટા, તારે માટે બીજી એક છોકરી નક્કી કરી છે એટલે જેમ બને તેમ જલદી રજા લઇ ઘેર આવ."

આ વખત તો વીસ હજાર રૂપિયાની પહેરામણી અને તે હાથમાં આવ્યા પછી જ લગ્ન!



# હિંદુ કોડ ખરડાની આલોચના

શ્રી. હંસાબહેન મહેતા

(ગતાંકથી ચાલુ)

પાંચમો વિભાગ અવિભક્ત કુટુમ્બની મિલકતનો છે. આ વિભાગ સામે ખૂબ વિરોધ છે કારણ એનો ઉદ્દેશ આપણે ત્યાં પ્રચલિત મિતાક્ષરા પદ્ધતિને બદલે બંગાળની દાયભાગ પદ્ધતિ પ્રમાણે મિલકતની વ્યવસ્થા કરવાનો છે. મિતાક્ષરામાં અવિભક્ત કુટુમ્બમાં પુરૂષ બાળક જન્મે ત્યારથી જ, એને અમુક હિસ્સાનો હક્ક મળે છે. એ હક્ક કલમ ૮૯ માં લઇ લેવામાં આવ્યો છે. મિતાક્ષરા પ્રમાણે અવિભક્ત કુટુમ્બ એટલે મુખ્ય પુરૂષ, એના પુત્રો, પૌત્રો અને પ્રપૌત્રો. એક પુરૂષને ૭ પુત્ર હોય, એ દરેક પુત્રને ૭ પુત્ર હોય અને એ પૌત્રોને દરેકને ૭ પુત્ર હોય, તો આ અવિભક્ત કુટુમ્બ કેવડું મોટું થાય, અને એ આજના જમાનાને માટે કેવું લગે એનો ખ્યાલ કરવાની જરૂર છે. એક પુરૂષની બાપદાદાની મિલકતમાં આ દરેક જણનો હિસ્સો ગણાય, અને એ દરેકની સંમતિથી જ એ મિલકતમાં હેરફેર કરી શકાય અથવા વેચી શકાય. વાસ્તવિક રીતે તો આવા અવિભક્ત કુટુમ્બનો કોઇ પણ પુરૂષ કમાણી કરે તે પણ અવિભક્ત કુટુમ્બની ગણાય એ મૂળ કાયદો હતો. પણ કાયદો તો વર્ષો પહેલાં બદલવામાં આવ્યો હતો એટલે અવિભક્ત કુટુમ્બની મૂળ ભાવના તો હવે રહી જ નથી. એટલે આજે તો આ પ્રકારનું અવિભક્ત કુટુમ્બ એ નામનું જ છે, અને એક legal fiction–કાયદાની બનાવટ–તરીકે ઓળખાય છે. આમાં બીજી અગત્યની વસ્તુ તો એ છે કે અવિભક્ત કુટુમ્બનો કોઇ પુરૂષ મરી જાય તો એનો હિસ્સો બીજા પાછળ રહેનાર પુરૂષોમાં વહેંચાઇ જાય. એનો અર્થ એ થાય કે એની સ્ત્રી અથવા પુત્રીને કશું મળે નહિ. માત્ર ભરણપોષણનો હક્ક રહે. એટલે મિતાક્ષરા અવિભક્ત કુટુમ્બની સંસ્થાથી સ્ત્રીઓને તો ગેરલાભ જ છે.

૮૯ મી કલમ પ્રમાણે દાયભાગ પધ્ધતિ દાખલ કરવામાં આવેલ છે. એ પ્રમાણે બાપદાદાની મિલકત પુરૂષ વારસો સામાન્ય માલિકી તરીકે ભોગવે, અને એકનું મૃત્યુ થતાં એ મિલકતના ભાગ પડયા હોય તેમ એનો હિસ્સો એના હકદાર વારસોને મળે; પરંતુ આમાં પુરૂષની વિધવા અથવા પુત્રીને જે મિલકત મળે તેના પર તેનો પૂર્ણ અધિકાર તો ન જ–હોય.–એના મરણ પછી એ મિલકત કુટુમ્બના પુરૂષ વારસો લઇ જાય– આનો ભાવાર્થ એટલો કે સંયુક્ત કુટુમ્બની મિલકત સ્ત્રીને મળે પણ એના પર તેનો સંપૂર્ણ અધિકાર નહિ. જીવનપર્યંત એનો ઉપભોગ કરી શકે; પણ કોઇને આપી શકે નહિ. મિતાક્ષરા કરતાં આ રીતે આ ભાગમાં સ્ત્રીને વિશેષ અધિકાર છે; પરંતુ એકંદરે સ્ત્રીને સંપૂર્ણતઃ અધિકાર નથી.

છઠ્ઠા વિભાગમાં સ્ત્રીની મિલકત વિષે છે. ૯૧ મી કલમમાં સ્પષ્ટ કર્યું છે કે આ કાયદો પસાર થયા પછી સ્ત્રીને મળેલી મિલકત પર એનો સંપૂર્ણ અધિકાર રહેશે. એમાં અપવાદ એક તો ઉપર જણાવ્યો તે સંયુક્ત કુટુમ્બની મિલકતનો. બીજો મિલકત અમુક શરતે ભેટ તરીકે અથવા વસિયતનામાથી મળી હોય તો એમાં એ શરત પ્રમાણે જ એનો ઉપયોગ કરી શકાશે; પરંતુ આવી કોઇ પણ શરત સ્ત્રી, સ્ત્રી છે માટે થઇ શકશે નહિ

૯૨ મી કલમમાં સ્ત્રીની મિલકત એના મૃત્યુ પછી કોને મળે તે વિશે ઉલ્લેખ છે. ૯૩ મી કલમમાં સ્ત્રીને દાયજામાં (Dowry) મળેલી મિલકત એની પોતાની ગણાય એવો નિર્ણય આવ્યો છે, એ દાયજો સ્ત્રી સગીર હોય ને જો કોઇ બીજાને આપવામાં આવ્યો હોય તો તે સ્ત્રી માટે ટ્રસ્ટમાં રાખી શકે અને અઢાર વર્ષની થતાં સ્ત્રીને આપી દેવો જોઇએ એ પ્રમાણે આદેશ છે.

સાતમો વિભાગ વારસા–અધિકાર સંબંધી છે. પહેલા પ્રકરણમાં સામાન્ય નિયમો છે, એટલે કે આ



# હિંદુ કોડ ખરડાની આલોચના

શ્રી. હંસાબહેન મહેતા

(ગતાંકથી ચાલુ)

પાંચમો વિભાગ અવિભક્ત કુટુમ્બની મિલકતનો છે. આ વિભાગ સામે ખૂબ વિરોધ છે કારણ એનો ઉદ્દેશ આપણે ત્યાં પ્રચલિત મિતાક્ષરા પદ્ધતિને બદલે બંગાળની દાયભાગ પદ્ધતિ પ્રમાણે મિલકતની વ્યવસ્થા કરવાનો છે. મિતાક્ષરામાં અવિભક્ત કુટુમ્બમાં પુરુષ બાળક જન્મે ત્યારથી જ, એને અમુક હિસ્સાનો હક્ક મળે છે. એ હક્ક કલમ ૮૯ માં લઇ લેવામાં આવ્યો છે. મિતાક્ષરા પ્રમાણે અવિભક્ત કુટુમ્બ એટલે મુખ્ય પુરુષ, એના પુત્રો, પૌત્રો અને પ્રપૌત્રો. એક પુરુષને ૭ પુત્ર હોય, એ દરેક પુત્રને ૭ પુત્ર હોય અને એ પૌત્રોને દરેકને ૭ પુત્ર હોય, તો આ અવિભક્ત કુટુમ્બ કેવડું મોટું થાય, અને એ આજના જમાનાને માટે કેવું લાગે એનો ખ્યાલ કરવાની જરૂર છે. એક પુરુષની બાપદાદાની મિલકતમાં આ દરેક જણનો હિસ્સો ગણાય, અને એ દરેકની સંમતિથી જ એ મિલકતમાં હેરફેર કરી શકાય અથવા વેચી શકાય. વાસ્તવિક રીતે તો આવા અવિભક્ત કુટુમ્બનો કોઇ પણ પુરુષ કમાણી કરે તે પણ અવિભક્ત કુટુમ્બની ગણાય એ મૂળ કાયદો હતો. પણ કાયદો તો વર્ષો પહેલાં બદલવામાં આવ્યો હતો એટલે અવિભક્ત કુટુમ્બની મૂળ ભાવના તો હવે રહી જ નથી. એટલે આજે તો આ પ્રકારનું અવિભક્ત કુટુમ્બ એ નામનું જ છે, અને એક legal fiction–કાયદાની બનાવટ–તરીકે ઓળખાય છે. આમાં બીજી અગત્યની વસ્તુ તો એ છે કે અવિભક્ત કુટુમ્બનો કોઇ પુરુષ મરી જાય તો એનો હિસ્સો બીજા પાછળ રહેનાર પુરુષોમાં વહેંચાઇ જાય. એનો અર્થ એ થાય કે એની સ્ત્રી અથવા પુત્રીને કશું મળે નહિ. માત્ર ભરણપોષણનો હક્ક રહે. એટલે મિતાક્ષરા અવિભક્ત કુટુમ્બની સંસ્થાથી સ્ત્રીઓને તો ગેરલાભ જ છે.

૮૧ મી કલમ પ્રમાણે દાયભાગ પદ્ધતિ દાખલ કરવામાં આવેલ છે. એ પ્રમાણે બાપદાદાની મિલકત પુરુષ વારસો સામાન્ય માલિકી તરીકે ભોગવે, અને એકનું મૃત્યુ થતાં એ મિલકતના ભાગ પડ્યા હોય તેમ એનો હિસ્સો એના હકદાર વારસોને મળે; પરંતુ આમાં પુરુષની વિધવા અથવા પુત્રીને જે મિલકત મળે તેના પર તેનો પૂર્ણ અધિકાર તો ન જ હોય.–એના મરણ પછી એ મિલકત કુટુમ્બના પુરુષ વારસો લઇ જાય.–આનો ભાવાર્થ એટલો કે સંયુક્ત કુટુમ્બની મિલકત સ્ત્રીને મળે પણ એના પર તેનો સંપૂર્ણ અધિકાર નહિ. જીવનપર્યંત એનો ઉપભોગ કરી શકે; પણ કોઇને આપી શકે નહિ. મિતાક્ષરા કરતાં આ રીતે આ ભાગમાં સ્ત્રીને વિશેષ અધિકાર છે; પરંતુ એકંદરે સ્ત્રીને સંપૂર્ણતઃ અધિકાર નથી.

છઠ્ઠા વિભાગમાં સ્ત્રીની મિલકત વિશે છે. ૯૧ મી કલમમાં સ્પષ્ટ કર્યું છે કે આ કાયદો પસાર થયા પછી સ્ત્રીને મળેલી મિલકત પર એનો સંપૂર્ણ અધિકાર રહેશે. એમાં અપવાદ એક તો ઉપર જણાવ્યો તે સંયુક્ત કુટુમ્બની મિલકતનો. બીજો મિલકત અમુક શરતે ભેટ તરીકે અથવા વસિયતનામાથી મળી હોય તો એમાં એ શરત પ્રમાણે જ એનો ઉપયોગ કરી શકાશે; પરંતુ આવી કોઇ પણ શરત સ્ત્રી, સ્ત્રી છે માટે થઇ શકશે નહિ

૯૨ મી કલમમાં સ્ત્રીની મિલકત એના મૃત્યુ પછી કોને મળે તે વિશે ઉલ્લેખ છે. ૯૩ મી કલમમાં સ્ત્રીને દાયજામાં (Dowry) મળેલી મિલકત એની પોતાની ગણાય એવો નિર્ણય આપ્યો છે, એ દાયજો સ્ત્રી સગીર હોય ને જો કોઇ બીજાને આપવામાં આવ્યો હોય તો તે સ્ત્રી માટે ટ્રસ્ટમાં રાખી શકે અને અઢાર વર્ષની થતાં સ્ત્રીને આપી દેવો જોઇએ એ પ્રમાણે આદેશ છે.

સાતમો વિભાગ વારસા–અધિકાર સંબંધી છે. પહેલા પ્રકરણમાં સામાન્ય નિયમો છે, એટલે કે આ

વિભાગ કોને લાગુ પડે એ વિશે સૂચના છે આમાં બે પ્રકારની મિલકતને બાકાત રાખવામાં આવી છે :(૧) ગવર્નરના પ્રાન્તોમાં ખેતીની જમીન; અને (૨) જે મિલકત એક જ વારસને રિવાજ પ્રમાણે મળે અથવા એવી કોઇ શરતને પરિણામે મળે.

૯૬મી કલમ પ્રમાણે વિભક્ત પુત્ર કે અવિભક્ત પુત્ર અથવા તો પરણેલી કે વગર પરણેલી પુત્રી અથવા તો વિધવા કે અધવા પુત્રી વચ્ચે ભેદ ન હોવો જોઇએ એવો નિર્દેશ છે.

બીજા પ્રકરણમાં પુરુષની મિલકતના [illegible] હોય એ વિશે નિયમો છે.

૯૮ મી કલમ પ્રમાણે મિલકતની વ્યવસ્થા નીચે પ્રમાણે થાય :-

(૧) પહેલી પસંદગી ૭માં પરિશિષ્ટનાં પહેલા વર્ગમાં જણાવ્યા પ્રમાણે વારસોને અધિકાર મળે;

(૨) પહેલા વર્ગમાં કોઇ વારસ ના હોય તો એજ પરિશિષ્ટમાં જણાવ્યા પ્રમાણે બીજા વર્ગના વારસોને મળે;

(૩) આ બન્ને વર્ગોમાં કોઇ વારસ ન હોય તો ૧૦૨ મી કલમમાં બતાવ્યા પ્રમાણે પિત્રાઇને મળે;

(૪) કોઇ પિત્રાઇ પણ ન હોય તો ૧૦૩ મી કલમમા બતાવેલા બંધુઓને મળે.

સાતમાં પરિશિષ્ટમાં નીચે પ્રમાણે વર્ગો પાડ્યા છે:

વર્ગ પહેલો : પુત્ર; વિધવા સ્ત્રી; પુત્રી; પહેલાં મૃત પામેલા પુત્રનો પુત્ર; પહેલાં મૃત પામેલા પુત્રની વિધવા; પહેલાં મૃત પામેલા પુત્રના પહેલાં મૃત પામેલો પુત્ર; પહેલાં મૃત પામેલા પુત્રના પહેલાં મૃત પામેલા પુત્રની વિધવા.

બીજો વર્ગ :-(૧) પિતા; માતા.

(૨) (અ) પુત્રની પુત્રી; (બ) પુત્રીનો પુત્ર; (૩) પુત્રીની પુત્રી.

(૩) (અ) પુત્રની પુત્રીનો પુત્ર; (બ) પુત્રના પુત્રની પુત્રી; (ક) પુત્રની પુત્રીની પુત્રી; (ડ) પુત્રીના પુત્રનો પુત્ર; (ચ) પુત્રીના પુત્રની પુત્રી; (છ) પુત્રીની પુત્રીનો પુત્ર; (જ) પુત્રીની પુત્રીની પુત્રી.

(૪) ભાઇ; બહેન;

(૫) (અ) ભાઇનો પુત્ર; (બ) બહેનનો પુત્ર; (ક) ભાઇની પુત્રી; અને (ડ) બહેનની પુત્રી.

(૬) પિતાના પિતા; પિતાની માતા.

(૭) પિતાની વિધવા; ભાઇની વિધવા.

(૮) પિતાનો ભાઇ; પિતાની બહેન.

(૯) માતાનો પિતા; માતાની માતા.

(૧૦) માતાનો ભાઇ; માતાની બહેન.

પહેલા વર્ગમાં આવેલા બધા સાથે વારસ ગણાશે. બીજા વર્ગમાં પહેલા પેટાવર્ગવાળાને પસંદગી આપવામાં આવશે, એ ન હોય તો બીજાને એમ અનુક્રમે પસંદગી આપવામાં આવશે.

૧૦૦મી કલમ પ્રમાણે વિધવાનો હિસ્સો પુત્રના હિસ્સા જેટલો જ રહેશે અને પુત્રીનો હિસ્સો દરેક પુત્ર જેટલો રહેશે. પહેલાં મૃત પામેલો પુત્ર પાછળ પુત્ર મૂકીને મરણ પામ્યો હોય તો એ મૃત પામેલા પુત્રનો હિસ્સો જીવંત પુત્ર જેટલો જ ગણાશે; પરંતુ એની પાછળ પુત્ર ન મૂકી જાય; પરંતુ વિધવા અથવા એના પુત્રની વિધવા હોય તો એનો હિસ્સો જીવંત પુત્ર કરતાં અરધો ગણાશે.

આ પ્રકરણ પ્રમાણે વિધવા તેમજ પુત્રીને પુત્રના જેટલો જ હિસ્સો મળે છે. તે ઉપરાંત. પુત્રની વિધવા અથવા પૌત્રની વિધવાને પણ અરધો હિસ્સો મળે છે. જ્યાં પુરુષને એક એક કરતા વિશેષ વિધવાઓ હોય તો એ બધી વિધવાઓને એક વિધવા હોય ને જેટલો હિસ્સો મળે તે સરખે ભાગે વહેંચી આપવામાં આવે.

૧૦૧ મી કલમ પ્રમાણે બીજા વર્ગના વારસોમાં પહેલી પસંદગી પહેલા પેટા વર્ગને; એ ન હોય તો બીજાને; એ રીતે અનુક્રમે મળે; પરંતુ એ પેટા વર્ગમાં દર્શાવેલા વારસો સરખે ભાગે મિલકત લે.

૧૦૨, ૧૦૩, ૧૦૪ અને ૧૦૫ની કલમોમાં પિત્રાઇ તેમ જ બંધુઓમાં કેવી રીતે મિલકતની વહેંચણી કરવી તે વિશે છે.

૧૦૬ ઠી કલમમાં હિંદુ સ્ત્રીની મિલકતના ભાગ કેવી રીતે પડે તે બતાવ્યું છે.

એ મિલકતની વહેંચણી નીચે પ્રમાણે જણાવી છે :-

(૧) પતિ અને બાળકો, બાળકોમાં પહેલાં મૃત પામેલા બાળકનાં બાળકો પણ આવે. અને

(૨) પહેલામાં કોઇ વારસ હોય તો કલમ ૧૦૯ માં જણાવ્યા પ્રમાણે:-

૧૦૭ મી કલમ પ્રમાણે પતિ અને બાળકો સરખે ભાગે મિલકત લે. પતિ ન હોય ને બાળકો જ હોય તો

બધાં બાળકો સરખે ભાગે : તે અને કોઇ બાળક સાતાના પહેલાં બાળક મૂકીને મરણ પામ્યું હોય તો એ પાછળ રહેનાર બાળક કે બાળકોને એ મૃત બાળકનો હિસ્સો મળે.

૧૦૮ મી કલમ પ્રમાણે સ્ત્રીને બાળક અથવા બાળકનાં બાળક ન હોય તો બધી મિલકત પતિને મળે.

૧૦૯ મી કલમ પ્રમાણે જો સ્ત્રીને પતિ અથવા બાળક ન હોય તો એની મિલકતની વહેંચણી નીચે પ્રમાણે થાયઃ—

(૧) માતા, પિતા;
(૨) પતિના વારસોને
(૩) માતાના વારસોને
(૪) પિતાના વારસોને

અમુક સ્થિતિમાં વારસાનો હક્ક લઇ લેવામાં આવે છે તેનો નિર્દેશ કલમો ૧૧૬, ૧૧૭ ૧૧૮, ૧૧૯ અને ૧૨૦ મીમાં કરવામાં આવ્યો છે. આમાં ૧૧૭ અને ૧૧૮ મી કલમો ખાસ સ્ત્રીઓને લાગુ પડે છે. ૧૧૭ મા સ્ત્રી જો વ્યભિચારી હોય તો એને હક્ક ના મળે, પરંતુ એ હોય જો પતિએ એના ગુન્હા ગણ્યો ના હોય તો એનો હક્ક રહે છે. ૧૧૮ મી કલમમાં મૃત પુત્રની વિધવા અથવા મૃત પુત્રના મૃત પુત્રની વિધવા ફરીને લગ્ન કરે તો એને વારસાનો હક્ક રહેતો નથી.

આ આખો વિભાગ મહત્વનો છે. અત્યાર સુધી સ્ત્રીને વારસ તરીકે એકાદ અપવાદ સિવાય ગણવામાં આવી નહોતી. આ વિભાગમાં એ હક્ક સ્ત્રીને આપવામાં આવે છે. આ વિભાગની સામે મુખ્ય વિરોધ તો પુત્રીને પિતાની મિલકતમાં હિસ્સો મળે તેની સામે છે. પુત્રીને પિતા અને પતિ તરફથી બેવડું મળે એ ફરિયાદ છે; પરંતુ ઉપર જેવું તેમ પુરૂષને પણ પિતા તેમજ પત્ની તરફથી મળશે. ૧૦૯ મી કલમ પ્રમાણે પતિને પત્નીની મિલકતમાં બાળકો જેટલો જ હિસ્સો મળશે. તે ઉપરાંત બન્નેને—સ્ત્રી તેમજ પુરૂષને—માતાની મિલકતમાંથી પણ હિસ્સો મળશે. પિતા તેમજ માતાની મિલકતમાં પુત્ર તેમજ પુત્રીને સરખો હિસ્સો આપવામાં આવ્યો છે. ન્યાયની દૃષ્ટિએ આ યોગ્ય છે. પિતાની મિલકતમાં પુત્રીને હિસ્સો મળે એના વિરોધીઓની દલીલ છે કે પુત્રી એ પારકું ધન છે. એ લગ્ન કરીને પારકે ઘેર જાય તો બાપનો ધંધો હોય અથવા ઘર હોય તો એમાં શા માટે ભાગ માગે? પરંતુ ૧૧૫ મી કલમ પ્રમાણે ૧૮૯૩ નો પાર્ટીશન એક્ટ લાગુ પાડીને ઘરના અથવા ધંધાના હિસ્સાના બદલામાં રોકડ પૈસા લઇ પોતાનો ભાગ લેવી શકે, અને એકસામટી રકમ આપવાની જોગવાઇ ન હોય તો રકમ કટકે કટકે પણ આપી શકે. પુત્રીને પારકું ધન ગણીને સમાજે એને પુષ્કળ અન્યાય કર્યો છે અને એ ભાવનાને લીધે એનું સ્થાન કુટુમ્બ તેમજ સમાજમાં હલકું થયું છે. જે પુત્રીએ લગ્ન કર્યાં ન હોય તેનું શું? એને પિતાની મિલકતમાં સરખો અધિકાર ખરો? આ બાબત વિરોધીઓ ચૂપ છે. જો કે હવે કેટલાક તૈયાર થયા છે કે અપરિણિત પુત્રીને સરખો ભાગ આપવો. આ આખા પ્રશ્નમાં વાસ્તવિક રીતે વધારે ઓછાનો સવાલ નથી. પુત્રીને એક વાર વારસ ગણો તો પછી એને ઓછો ભાગ આપવો એમાં ન્યાય નથી. મુખ્ય પ્રશ્ન તો પુત્રીને વારસ ગણવી જોઇએ કે નહિ એ છે, અને ન્યાયની દૃષ્ટિએ તો એ ગણાવવી જ જોઇએ.

આ વિભાગના ત્રીજા પ્રકરણમાં વસિયતનામા સંબંધી છે. સ્ત્રી કે પુરૂષ પોતાની મિલકતનું વસિયતનામું કરી શકે. માત્ર એમાં કેટલીક મર્યાદા મૂકાઇ છે. એ મિલકતમાંથી કોઇને ભરણપોષણનો અધિકાર હોય તો તેમાંથી એને બાતલ કરી શકે નહિ; અને જેને માટે કાયદામાં સત્તા આપી ના હોય એવી વ્યવસ્થા મિલકત અંગે કરી શકે નહિ.

આઠમા વિભાગમાં ભરણપોષણ વિશે નિયમો છે. ૧૨૫ મી કલમમાં ભરણપોષણની વ્યાખ્યા છે. એમાં (૧) અન્ન, વસ્ત્ર, સ્થાન, શિક્ષણ અને વૈદકીય મદદનો સમાવેશ, તેમજ (૨) અપરિણિત પુત્રીના લગ્નના વાસ્તવિક ખર્ચનો સમાવેશ થાય છે. વાસ્તવમાં આ નિયમો અવિભક્ત કુટુમ્બની મિલકતને લાગુ પડે છે; કારણ કે એમાં સ્ત્રીને કશો હિસ્સો મળતો નથી.

૧૨૬ મી કલમમાં પતિ પરિણિત સ્ત્રીનું પાલન કરે અને પતિના મરણ પછી પતિના પિતા પાલન કરે એ અધિકાર આપ્યો છે. પરંતુ આ અધિકાર સ્ત્રી પતિ સાથે રહેલી હોય તો મળે અમુક સંજોગોમાં એ જુદી રહીને પણ આ અધિકાર ભોગવી શકે. એ સંજોગો નીચે પ્રમાણે છે.

(૧) પતિને કોઇ ખરાબ રોગ હોય; (૨) ઘરમાં કોઇ રખાત રાખતો હોય; (૩) એ નિર્દયતાથી વર્તતો

પુત્રીને જો મરનાર મૃત્યુપત્ર કર્યા વિના મરી જાય અને જે હિસ્સો મળે તેનાથી અરધાં કરતાં વધારે હોઈ શકે નહિ.

૧૨૭મી કલમ પ્રમાણે જો કોઈ મિલકત બીજાને આપે તો આશ્રિતોના ભરણપોષણની જવાબદારી જેને મિલકત મળે તેના પર રહેશે

આ આખો વિભાગ જો કોઈ વસિયતનામું કરી પોતાની મિલકત અમુકને આપે તો તેની મરનારના આશ્રિતો પ્રત્યે ભરણપોષણની જવાબદારી રહે છે તેને લગતો છે. આથી આશ્રિતોના ભરણપોષણના હકનું રક્ષણ થાય છે.

આ સમસ્ત ખરડો ધ્યાનમાં લઈ જે કેટલીક ત્રુટિઓ છે, તે આગળ બતાવી છે. એમાંથી સ્ત્રીને ન્યાય તેમજ રક્ષણ મળે છે એ નિઃસંદેહ છે એટલે સ્ત્રીઓ જો એનો વિરોધ કરે તો એ અણસમજ કરે છે એમ કહ્યા વિના ચાલતું નથી.

વારસોના અનુક્રમ વિશે પણ ઘણાંને મતભેદ છે. પરંતુ એ વિરોધ ખાસ તાત્વિક તો ન કહી શકાય. એટલા માટે આખા ખરડાનો વિરોધ કરવો એ પણ યોગ્ય નથી.

આ ખરડામાં એવું શું છે કે જેથી સમાજ છિન્ન-ભિન્ન થઈ જાય? મિતાક્ષરાને બદલે દાયભાગ પદ્ધતિ દાખલ કરવી એ એક મહત્વનો ફેરફાર છે; અને બીજો સ્ત્રીને વારસાનો હક્ક આપ્યો એ. પરંતુ એ બન્ને ફેરફારની અગત્ય જણાતી જ હતી. ન્યાયની દૃષ્ટિએ પણ એ અયોગ્ય નથી કિંતુ આવશ્યક છે.

# વિજ્ઞાનદર્શન



ડૉ. નરસિંહ મૂળજી શાહ

एम्. एससी; पीएच. डी.

## મહાગુજરાતનું પ્રકૃતિવિજ્ઞાન

**ઈ. સ.** ૧૯૪૭ નો રણજીતરામ સુવર્ણચંદ્રક ગુજરાત સાહિત્ય સભા તરફથી શ્રી હરિનારાયણ આચાર્યને અર્પણ કરવાનો સમારંભ ગયા ઑક્ટોબરમાં થયો હતો. ગુજરાતના કલા-વિજ્ઞાન-સાહિત્યના ક્ષેત્રમાં શ્રેષ્ઠ સિદ્ધિ પ્રાપ્ત કરનારને સન્માનવા આ ચંદ્રક આપવામાં આવે છે. અત્યાર સુધી કલા અને સાહિત્યના ઉપાસકોને આ માન મળતું. શ્રી હરિનારાયણ આચાર્ય જેવા ગુજરાતના અગ્રગણ્ય પ્રકૃતિવિદને આ ચંદ્રક આપવાનો નિર્ણય કરીને ગુ. સા. સભાએ પ્રકૃતિવિજ્ઞાનનો સત્કાર કર્યો છે, એટલું જ નહીં પરંતુ સમાજના સદાચાર અને સંસ્કૃતિના પોષક સાહિત્યના ક્ષેત્રમાં પ્રકૃતિવિજ્ઞાનને પણ સ્થાન છે એ ઉદ્‌ઘોષણા કરી છે.

પ્રકૃતિવિજ્ઞાન માટેના પ્રેમ અને ઉત્સાહે શ્રી. આચાર્યની પાસે ગુજરાત માટે એક અતિ મહત્વનું કાર્ય કરાવ્યું છે. ૧૯૩૮ માં તેમણે પ્રકૃતિવિજ્ઞાનમાં રસ લેતા અભ્યાસીઓને અને મિત્રોને પ્રેરી પ્રેરીને 'ગુજરાત પ્રકૃતિ મંડળ' સ્થાપ્યું ને એ સંસ્થા તરફથી 'પ્રકૃતિ' નામનું ત્રૈમાસિક શરૂ કર્યું. તેના તંત્રી તરીકે એમણે અભ્યાસપ્રચુર અને વિદ્વન્માન્ય લેખો, નોંધો અને સંપાદન વડે ગુજરાતનું નામ દિગંતમાં ગુંજતું કર્યું છે એનો લાભ લઈને ગુજરાત એ પ્રવૃત્તિને વ્યવસ્થિત કરશે તો ભાવિ પ્રજાને માટે એ એક મોંઘો અને ગૌરવભર્યો વારસો બની રહેશે.

ચન્દ્રક અર્પણ કરવાના સમારંભ વખતે શ્રી આચાર્યે આપેલ અતિ મહત્તાપૂર્ણ અને માર્ગદર્શક ભાષણમાંથી થોડોક રસથાળ યુગદર્શનના વાચકો સમક્ષ રજૂ કરતાં આનંદ થાય છે.

આ ભાષણમાં તેમણે પ્રકૃતિવિજ્ઞાન–ખાસ કરીને મહાગુજરાતના–અંગે અનેક મુદ્દાઓ ચર્ચ્યા હતા. આખું ભાષણ સ્થળ સંકોચને લીધે આપવું શક્ય નથી; પરંતુ તેમાંથી મહાગુજરાતમાં પ્રકૃતિવિજ્ઞાન અંગે જે સંશોધન કાર્ય થયું છે તે સાથે સંબંધ ધરાવતો વિભાગ આપીને સંતોષ ચિન્તવવામાં આવે છે. આ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે આપણે ત્યાં પ્રકૃતિવિજ્ઞાનના અભ્યાસ અવલોકન માટે ખૂબ અવકાશ છે–વિશાળ ક્ષેત્ર પુરાયું પડ્યું છે. આ કાર્ય માટે નથી મોટી પ્રયોગશાળાની જરૂર, કે નથી કિંમતી સાધનોની આવશ્યકતા. શ્રી આચાર્ય આ લેખ તપાસી ગયા છે તે માટે તેમનો આભાર માનવાની અહીં તક લઉં છું એટલે ગુજરાતના પ્રકૃતિવિજ્ઞાનનો આ અહેવાલ પ્રમાણભૂત બને છે.

તેમના વ્યાખ્યાનનો પ્રસ્તુત વિભાગ નીચે મુજબ છેઃ–

"શાળા કે વિદ્યાલયમાં પ્રકૃતિ–વિજ્ઞાનનું શિક્ષણ

આવ્યો નથી. પ્રકૃતિ અવલોકનના-અભ્યાસનો મારા જીવનમાં પ્રવેશ થયો છે એ કેવળ અકસ્માત રૂપે જ. ૧૯૨૯ના ડીસેમ્બરમાં એક દિવસ કુમાર કાર્યાલયમાં ભાઈ શ્રી બચુભાઈ રાવતે ઇન્ડિયન સ્ટેટ રેલ્વેઝ મેગેઝીનનો નાતાલનો ખાસ અંક મારા હાથમાં મુકયો. અવસ્રપણે મેં એનાં પાનાં ફેરવવા માંડ્યાં. એમાં 'ભારતવર્ષનાં દિવાચર પતંગિયા' એ વિષયનો એક લેખ મારા જોવામાં આવ્યો. એના લેખક મુંબઈની નેચરલ હિસ્ટરી સોસાયટીના ક્યુરેટર શ્રી એસ. એચ. પ્રેટર હતા. પતંગિયાંની વર્ણશોભાની પ્રતીતિ આપતું એક સુંદર ચિત્ર લેખને અલંકૃત કરતું હતું. એ ચિત્રથી આકર્ષાઈ હું એ લેખ વાંચવા લલચાયો. એ વાંચી રહ્યો અને એ જ ક્ષણે એ વિષયનું જ્ઞાન મેળવવાની પ્રબળ ઉત્કંઠા મારા મનમાં જાગ્રત થઈ.

અંગ્રેજી સાહિત્યના વાચન દ્વારા પતંગિયાં સંબંધી અંગ્રેજ નીતિની રસવૃત્તિથી હું પરિચિત હતો; પરંતુ આપણા દેશમાં આવાં રૂપાળાં પતંગિયાં થાય છે એનું ભાન તો મને ત્યારે થયું. એ લેખકે પ્રમાણરૂપ ગણાવેલો એ વિષયનો એવન્સ પ્રણીત ભારતવર્ષનાં પતંગિયાંનો 'પરિચયવિધિ' ગ્રંથ મેં વેચાતો લીધો. પ્રકૃતિ અવલોકનનાં ક્ષેત્રમાં એ મારું પ્રથમ પદાર્પણ અને પ્રકૃતિ વિષયના મારા ગ્રંથસંગ્રહનો એ પ્રથમ ગ્રંથ

એ જ વર્ષમાં અમદાવાદની સેશન્સ કોર્ટમાં એક વખત મારે જ્યુરીમાં હાજરી આપવાની હતી. જ્યુરીના પ્રતિનિધિ તરીકે મારે કેસ દરમિયાન કેટલીક વખત પ્રશ્ન પૂછવા પડેલા; એટલા પરથી કેસ ચલાવનાર અંગ્રેજ જજ મારા પ્રત્યે સહજ આકર્ષાયા. એમાંથી અમારો પરિચય વધ્યો. એ પોતે કલાપ્રેમી અને પક્ષીઓના ભારે અભ્યાસી હતા. એમણે મને પક્ષીઓમાં રસ લેતો કર્યો. એ વખતે મારું સમગ્ર ધ્યાન કીટક સૃષ્ટિના અભ્યાસ-અવલોકનમાં સ્થિર થયું હતું. પરંતુ એ સજ્જનના સંબંધના યોગે હું પક્ષીપાલનમાં ખૂબ રસ લેતો થયો.

એ વાતને વીસ વર્ષ થઈ ગયાં. આરંભની પતંગિયાંની સૃષ્ટિના પરિચયમાંથી અન્ય કીટક સૃષ્ટિનો પરિચય, પક્ષીપાલનમાંથી પક્ષી સમાજનો પરિચય કરતાં હું શીખ્યો. પછી સર્પ, ઘો આદિ સરીસૃપો, મીઠા જળની માછલી, કરોળિયા-એમ ઉત્તરોત્તર મારી જીજ્ઞાસા વધતાં હું પ્રકૃતિનાં અન્યાન્ય અંગોના પરિચય, અવલોકન અને અભ્યાસમાં પરોવાયો.

"પ્રાણીજીવનની ક્રમિક ઉત્ક્રાંતિના પ્રશ્નના વિચાર અંગે મારે ભૂવિદ્યાનો, સવિશેષ પ્રાચીન જીવવિદ્યાના અંગ સમા ઉત્ખાત અશ્મીભૂત અવશેષોનો અભ્યાસ પણ કરવો પડયો છે." વનસ્પતીને હું ભૂલ્યો નથી. જો કે એમનો સંગ્રહ કરવાની મારી પ્રવૃત્તિ સાધનોના અભાવે વેગવંતી થઈ શકી નથી. આ તો મારી અંગત વાત થઈ. એમાં આપને રસ ન હોય એ સ્વાભાવિક છે પરંતુ આ કહેવાનો મારો ઉદ્દેશ જુદો છે. પ્રકૃતિવિજ્ઞાનના મારા અભ્યાસ-અવલોકન પ્રસંગે આપણે ત્યાં એ વિષયનું જે ગ્રંથસ્થ સાહિત્ય જોવામાં આવ્યું છે એ જાણીને આપને પણ આ વિષયના આપણા અજ્ઞાનથી ભારે વિષાદ થશે.

સમગ્ર પ્રાણીજગતને પ્રકૃતિવિદોએ પ્રાણીઓની શરીરરચનાના આધારે બે બૃહદ સમુદાયોમાં વ્હેંચી નાખ્યું છે. એમાંના કરોડરજ્જુવાળાં પ્રાણીઓના સમુદાયના પાંચ વિભાગ કરેલા છે: સસ્તન પ્રાણી વિભાગ, પક્ષીઓનો વિભાગ, સાપ-ઘો આદિ સરીસૃપોનો વિભાગ, દેડકાં આદિનો વિભાગ અને મત્સ્યોનો વિભાગ. આપણા પ્રદેશના આ પ્રત્યેક વિભાગનાં પ્રાણીઓ અંગે જે અન્વેષણ થયું છે એનો કંઈક ખ્યાલ હું આપને આપું.

## સસ્તન પ્રાણીઓ

ભારતવર્ષનાં સસ્તન પ્રાણીઓ વિષયનું પ્રથમ પ્રકાશન ડૉ. જેર્ડોનનો ગ્રંથ 'ભારતનાં સસ્તન પ્રાણીઓ' (સને ૧૮૬૭). એ જ વિષયનું બીજું પ્રકાશન ડૉ. બ્લેન્ફોર્ડનો 'ફૉના ઑફ બ્રિટીશ ઇન્ડિયા' ગ્રંથાવલિનો 'સસ્તનો' ગ્રંથ (૧૮૮૮). એ બન્નેમાં ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છનાં સસ્તન પ્રાણીઓનો પ્રાસંગિક ઉલ્લેખ છે. આપણાં સસ્તન પ્રાણીઓનુ પ્રથમ શાસ્ત્રીય અવલોકન, સંશોધન કરવાનો યશ મુંબઈની નેચરલ હિસ્ટરી સોસાયટીને ઘટે છે. ભારતવર્ષનાં સસ્તન પ્રાણીઓના અન્વેષણની યોજનાને અંગે એ મંડળે પોતાનો સી. એ. ક્રમ્પ નામનો અન્વેષક ૧૯૧૦-૧૧ માં ગુજરાતમાં મોકલ્યો હતો. તેણે ઉત્તર ગુજરાતમાં પાલણપુર, દાંતા અને આબુગિરિમાંથી, કાઠિયાવાડના જુનાગઢ અને રાજકોટ વગેરે સ્થળેથી અને કચ્છમાંથી સસ્તન પ્રાણીઓનો સંગ્રહ કર્યો

હતો. આ સંગ્રહ કેટલો અપૂર્ણ છે એનો ખ્યાલ આવે એ માટે એક જ દાખલો પૂરતો છે. કંપને શેળો જેવાં મળેલો નહીં એટલે એણે લખેલું કે ગુજરાતમાં શેળો થતો જ નથી! સુવિદિત છે કે ગુજરાતમાં સ્થગે સ્થગે શેળો અતિ સામાન્ય પ્રાણી છે. આપણા પ્રાંતના સસ્તન પ્રાણીઓ વિષયનું આ પ્રથમ અને અદ્યપર્યંત અંતિમ સંશોધન ગણાય. છતાં એ ક્ષેત્રમાં હજી ઘણું જાણવાનું બાકી છે એક ઉદાહરણ આપું. ઉંદરોની જાતિમાં એક લાંબી પૂંછડીવાળો વિશિષ્ટ જાતિનો વૃક્ષાશ્રય ઉંદર થાય છે. આજ સુધી આ ઉંદરને પાંચ જ બચ્ચાં થાય છે એવું નોંધાયું છે; પરંતુ અમદાવાદથી ચારેક માઇલ છેટે એક આંબામાંથી આ ઉંદરનો એક માળો મળી આવ્યો હતો, જેમાં ઉંદરડી અને ૭ બચ્ચાં હતાં! આપણું જ્ઞાન કેટલું અધૂરું છે એ આ ઉપરથી સમજાય છે.

આ વિષયમાં નેચરલ હિસ્ટરી સોસાયટીના સર્વાંગી સંશોધન ઉપરાંત છૂટાછવાયાં જે પ્રકાશનો થયાં છે, તેમાં 'ગીરના સિંહ'નો કેડલનો લેખ અને ગુજરાતના દીપડા વિષયનો મોસનો લેખ મહત્ત્વના છે. આ હિસાબે આ ક્ષેત્ર હજી ખેડવાનું બાકી છે એ આપને સ્પષ્ટ થશે.

આ વિષયમાં આપને એક જાણવા જેવી વાત કરું. મુંબઇ નેચરલ હીસ્ટરી સોસાયટીનાં પુસ્તકોનાં કબાટ ફેંદતાં એક પ્રસંગે ચાર જૂની નોંધપોથીઓ મને મળી આવી. એ હતી 'અમદાવાદ ટેન્ટ કલબ'ની મિનિટ બુકો. આ કલબનો ઉદ્દેશ ભાલા વડે ભૂંડનો શિકાર કરવાનો હતો, અને એ કલબનાં સંમેલનોનો ૧૮૫૮ થી ૧૯૨૪ પર્યંતનો સળંગ ઇતિહાસ નોંધરૂપે એ ગ્રંથોમાં આપેલો હતો. છાસઠ છાસઠ વર્ષ પર્યંત એકધારી પ્રવૃત્તિ ચલાવનાર અને એની નિયમિત નોંધ રાખનાર આ અંગ્રેજોની કલબની પ્રકૃતિમત્તાનો આપ સહેજે ખ્યાલ કરી શકશો. આવી એકતાનતા આજનાં આપણાં કેટલાં મંડળો ધરાવે છે?

## પક્ષીઓનો વિભાગ

"સમગ્ર ભારતવર્ષમાં આ વિભાગનાં પ્રાણીઓનું વિશાળ પાયા પર સંશોધન થયું છે અને જેરડોન, હ્યુમ, બેગ, ઓટ્સ, સ્ટુઅર્ટ બેકર, વ્હિસલર, ટાઇસહર્સ્ટ, અને સાલિમઅલીના પુરુષાર્થથી આપણાં પક્ષીઓ બીજા પક્ષીઓ સાથે સરસાઇ કરી શકે એમ છે.

આપણા પ્રાંતનાં પક્ષીઓના અનેક ઉલ્લેખ જેરડોન પ્રણીત 'ભારતવર્ષનાં પક્ષીઓ'માં (સને ૧૮૬૨) છે. પરંતુ એ વિષયનું પ્રથમ સ્વતંત્ર પ્રકાશન તો કેપ્ટન બટલરનો સિંધ, કચ્છ, કાઠિયાવાડ, ઉ. ગુજરાત અને આબુ પર્યંતનાં 'પક્ષીઓનો સૂચિગ્રંથ' (૧૮૭૬) છે, આ ઉપરાંત હ્યુમના 'સ્ટ્રેફેધર્સ' સામયિકમાં આવેલા લેખો આ દિશામાં વ્યવસ્થિત સંશોધનનો ઉમેરો કરે છે. ગુજરાતનાં પક્ષીઓનો બીજો અંગ્રેજી ગ્રંથ લેફટેનન્ટ બાર્નેસનો 'મુંબઇ પ્રાંતનાં પક્ષીઓનો આકર ગ્રંથ' છે (સને ૧૮૮૫) પરંતુ ગુજરાત કરતાં કચ્છ વધુ સદ્‌ભાગી છે. ત્યાંનાં પક્ષીઓનો પ્રથમ ગ્રંથ કેપ્ટન લેસ્ટર હેડ પ્રણીત ૧૮૯૮માં પ્રસિદ્ધ થયો હતો. એ જ ગ્રંથની પુનઃ સંશોધિત આવૃત્તિ ૧૯૦૩ માં મુદ્રિત થઇ. આનંદની વાત છે કે આ બંને ગ્રંથો શ્રી મણિભાઇ જશભાઇ અને શ્રી રણછોડરામ ઉદયરામ બે ગુજરાતી દિવાનોની પ્રેરણાથી લખાયા હતા. કચ્છનાં પક્ષીઓનું ત્રીજું પ્રકાશન શ્રી સાલિમઅલીનો ગ્રંથ (૧૯૪૫) એ જ વિદ્વાને ગુજરાત સંશોધન મંડળ મુંબઇ અને વડોદરા સરકારના આર્થિક સહકારથી ગુજરાત-કાઠિયાવાડના અમુક પ્રદેશનાં પક્ષીઓનું સંશોધન કર્યું છે અને એમાંથી અનેક નવાં પક્ષીઓ નોંધાવાની પૂરી શક્યતા છે. ભારતવર્ષનાં પક્ષીઓના સ્ટુઅર્ટ બેકર પ્રણીત મહાભારત ગ્રંથમાં ગુજરાતનાં પક્ષીઓ સંબંધી સ્થગે સ્થગે ઉલ્લેખ જોવામાં આવે છે.

ગુજરાતીઓના પોતાના પ્રયત્નનો વિચાર કરતાં ભાવનગરના સ્વ. શ્રી. કંચનરાય ગિરજાશંકર દેસાઇ પ્રથમ સ્મરણે ચડે છે. પક્ષીઓના પ્રેમથી તરબોળ અને એમના પરિપાલનમાં યાવજ્જીવન મગ્ન રહેનાર એ સમર્થ પક્ષીવિદૂરે કંઇ કહી ગોળી મેલી નહોતી; પરંતુ એમની પ્રેરણા ઝીલનારાઓમાં એમના સુપુત્ર શ્રી. પદ્મકાંત દેસાઇ છે. પક્ષીવિદ્યાના અન્ય ઉપાસકોમાં રાણપુરના અવલોકનકાર ભાઇ નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર, પોરબંદરનાં ભાઇ વિજયશંકર વાસુ, ભાવનગરના હરિભાઇ ચૌહાણ અને ચૂડાના શ્રી. દિનકરરાય વૈદ્ય ગણાવી શકાય. આજ સુધી જે સંશોધન થયું છે એમાં ઝાઝો નવો ગુજરાતી પક્ષીઓ ન ઉમેરી શકાય; પરંતુ પક્ષીઓના જીવનની અનેક સમસ્યાઓ અણઉકેલી પડી છે. આ વિષયમાં ગુજરાતી પ્રકૃતિવિદો માટે ખૂબ વિશાળ ક્ષેત્ર મોકળું પડ્યું છે.

## સરીસૃપો, દેડકાં, મત્સ્યો

"સાપ, ઘો આદિના વિષયમાં આપણે ત્યાં એક પ્રમાણભૂત ગ્રંથ લખાયો નથી. કચ્છના સરીસૃપો વિ

સ્કોલિફ્ઝાએ એકઠી કરેલી માહિતી છૂટા લેખો રૂપે પ્રસિદ્ધ થયેલી છે. ગુજરાતના અને કાઠિયાવાડનાં ક્ષેત્રો હજુ કુંવારાં છે. આ દિશામાં કામ કરનાર ગુજરાતીઓમાં ગુજરાત કૉલેજના શ્રી. અસાણા અને શ્રી. રતિલાલ ખરાદીને ગણાવી શકાય. શ્રી. ખરાદી ગુજરાતના સાપોના સમર્થ જાણકાર છે અને એમના પ્રયત્નથી એક વખત ગુજરાત પ્રકૃતિ મંડળના સંગ્રહમાં જીવતા સાપો પાળવામાં આવતા હતા. ધોલેરાના સાર્વજનિક દવાખાનાના અધ્યક્ષ દાકતર શ્રી રણછોડરાય ભટ્ટનો ઉલ્લેખ આ પ્રસંગે કરવો જોઈએ. નિરસ્તપાદપ અને નપાણિયા ભાલ પ્રદેશમાં વરસોથી વસવાટ કરી રહેલા ડાક્તર ભટ્ટ જીવતા સર્પોના સંગ્રહના અને પરિપાલનના ભારે રસિયા છે. પ્રત્યેક ક્ષણ જનસેવામાં ગાળવા છતાં આરામની જે થોડી ક્ષણો એમને મળે છે, એમાં એ સાપનો સંગ્રહ કરે છે. નાગ, કાળોતરો આદિ ભયંકર સર્પોને એમણે જતનપૂર્વક પાળ્યા છે. એમના એ જ્ઞાનના લાભથી અનેક સર્પદંષ્ટ મનુષ્યોના જીવ એમણે બચાવ્યા છે.

ગુજરાતનાં દેડકાં સંબંધી એકધારું સંશોધન તો થયું નથી. પરંતુ જે અભ્યાસકોનો છૂટાંછવાયાં આ વિષયમાં આપણને મળે છે એમાં કચ્છ માટે સ્કોલિફ્ઝકા અને ઉત્તર ગુજરાત માટે શ્રી. મેકકેનનાં નામ ગણાવી શકાય. થોડાક પરિશ્રમે ઝાઝી સફળતા મળે એવું આ ક્ષેત્ર હજી અણખેડ્યું જ છે.

છેલ્લે આવે મત્સ્યો. સુપ્રસિદ્ધ મત્સ્યવિદ્યા વિશારદ ડૉ. મેકિઝના સંચાલન હેઠળ વડોદરા રાજ્યના મત્સ્યવ્યવસાય ખાતાએ કરેલો વડોદરા રાજ્યનાં સમુદ્ર અને સરિત્સરોવરવાસિની માછલીઓનો અમૂલ્ય સંગ્રહ એ આ વિષયનો આપણે ત્યાં પ્રથમ પ્રયત્ન છે. અમદાવાદની મીઠા જળની માછલીઓની પ્રથમ યાદી મેં છપાવેલી એમાં પચીસ જાતોનો ઉલ્લેખ હતો. મુંબઈ સરકારની યાદીમાં મીઠા જળની અમદાવાદ આસપાસની ૪૫ જાતોની માછલીઓનો સમાવેશ થાય છે. આ દિશામાં હજી પુષ્કળ સંશોધનને અવકાશ છે.

### કરોડરજ્જુ વિનાનાં પ્રાણીઓ

"હવે કરોડરજ્જુ રહિત પ્રાણીઓનો સમુદાય લઈએ. આ વિષયમાં આપણે ત્યાં થોડા છૂટાછવાયા પ્રયત્ન વિના કશું સંશોધન થયું નથી. ઉત્તર ગુજરાત અને કાઠિયાવાડનાં પતંગિયાંનો ઉલ્લેખ લૅ. કર્નલ મોસે કર્યો હતો. ખેડા જિલ્લાના પતંગિયાંનો સંગ્રહ નડિયાદના ડૉ. આંકલીકરે કરેલો, જે આજે ગુજરાત પ્રકૃતિ મંડળના સંગ્રહમાં છે. આ ઉપરાંત કરોળિયાનો એક સંગ્રહ મારી પાસે છે. કીટકોની વિશાળ સૃષ્ટિમાંથી દશ હજાર જેટલા કીટકોનો એક સંગ્રહ ડીસામાંથી કૅપ્ટન નર્સ પોતાની સાથે લઈ ગયો હતો. પાકને નુકસાન કરનાર કીટકોના વિષયમાં સરકારી ખેતીવાડી ખાતાના કર્મચારીઓના પ્રયત્નોને બાદ રાખતાં કીટકોનું આખું ક્ષેત્ર હજી અણખેડ્યું છે."

### હિંદી વિજ્ઞાન પરિષદ

વીસમી સદીની શરૂઆતનાં વર્ષોમાં ઉચ્ચ કેળવણી આપતી આપણા દેશની સરકાર સ્થાપિત વિદ્યાપીઠો જૂની ઘરેડે શિક્ષણ આપે જતી. એ સ્થિતિમાં સુધારણા કરવાની જરૂર એ સમયની સરકારને લાગી. સુધારણા કઈ જાતની અને કેવી હોવી જોઈએ એ પરત્વે વિચાર કરીને સરકારને ભલામણો કરવા તે સમયના હિંદના વાઇસરૉય લૉર્ડ કર્ઝને એક સમિતિ નીમી: આ કર્ઝન સમિતિની ભલામણોના પરિણામે એવો ઠરાવ કરવામાં આવ્યો કે વિદ્યાપીઠોમાં શિક્ષણનું ધોરણ ઊંચું લાવવા અભ્યાસક્રમોમાં ફેરફાર કરવો. અત્યારે સામાન્ય રીતે ઓળખાતો 'ઑનર્સ'નો અભ્યાસક્રમ આમ શરૂ થયો.

એ જમાનાની વિદ્યાપીઠો માત્ર પરીક્ષા લેનારી સંસ્થાઓ હતી. શિક્ષણનું કાર્ય વિદ્યાપીઠોએ માન્ય રાખેલ મહાવિદ્યાલયો કરતાં. ઑનર્સનો અભ્યાસક્રમ દાખલ થયો એટલે પ્રત્યેક વિષયમાં શિક્ષકોની સંખ્યા વધારવી પડી. વિજ્ઞાનના વિષયોમાં પણ આ સુધારાની અસર થઈ, કર્ઝન સમિતિની ભલામણોમાં શોધખોળના કાર્યને વિદ્યાપીઠો ઉત્તેજન આપે એવો પ્રબંધ કરવા સૂચના કરવામાં આવી હતી. આનો અર્થ એવો નથી કે હિંદમાં શોધખોળ અસ્તિત્વમાં નહોતી. મોટે ભાગે સંશોધનનું કાર્ય સરકારી ખાતાંઓ કરતાં. વિદ્યાપીઠોમાં સંશોધનને લગતું કાર્ય નહિવત્ હતું. કોઈ પણ વૈજ્ઞાનિક મંડળો અસ્તિત્વમાં નહોતાં, એટલું જ નહીં પણ વિદ્યાપીઠોમાં વૈજ્ઞાનિક વાતાવરણનો અભાવ હતો. સંશોધકો અને અધ્યાપકો અરસપરસ સંપર્કમાં આવે, સંશોધનને લગતી ચર્ચા કરે એવી કોઈ પણ સંસ્થા નહોતી. આશરે

ચાલીસ વર્ષ પહેલાં (૧૯૧૦–૧૧) વૈજ્ઞાનિક સંશોધનને લગતી આ સ્થિતિ હિંદમાં પ્રવર્તતી હતી.

કેટલાક વિજ્ઞાનના અધ્યાપકોને લાગ્યું કે અરસપરસ કાર્યકરોનો સમાગમ વધે તો સંશોધનને વેગ મળે એટલું જ નહીં; વૈજ્ઞાનિક સંશોધનની અગત્ય સામાન્ય જનતાને પણ સમજાવી શકાય એવું થવું જોઇએ. આ વિચારને અમલમાં મૂકવા જરૂરી પગલાં લેવા પ્રોફેસર સાઇમન્સન અને મેકમોરને હિલચાલ આરંભી. છેવટે કલકત્તાની એશિયાટિક સોસાયટી ઑફ બંગાલના મકાનમાં ૧૯૧૨ ના નવેમ્બરના પ્રથમ અઠવાડિયામાં (તા. ૨–૧૧–૧૯૧૨) વૈજ્ઞાનિકોનું એક નાનકડું મંડળ મળ્યું. મર્હૂમ સર હેનરી હેયડન પ્રમુખ હતા. અગત્યનો ઠરાવ એ હતો કે "દર વર્ષે ભરવાની વિજ્ઞાન પરિષદની વ્યવસ્થાનું કામ માથે લેવા એશિયાટિક સોસાયટીને વિનંતિ કરવામાં આવે છે." પણ કાર્ય ઢીલમાં પડ્યું. છેવટે ૧૯૧૪ ના જાન્યુઆરી માસમાં કલકત્તામાં મર્હૂમ સર આસુતોષ મુકરજીના પ્રમુખપણા નીચે પ્રથમ બેઠક મળી. ત્રણ દિ સની એ બેઠક હતી અને કુલ્લે ૩૧ સંશોધન નિબંધો ચર્ચા માટે આવ્યા હતા. હિંદ વિજ્ઞાન પરિષદનો આરંભ આ રીતે થયો.

ઇ. સ. ૧૯૫૦ ના જાન્યુઆરીના પ્રથમ અઠવાડિયામાં વિજ્ઞાન પરિષદની સાડત્રીસમી બેઠક પૂનામાં મળે છે. આ પ્રસગ મહારાષ્ટ્રને માટે ખાસ મહત્ત્વનો છે. મુંબઇ શહેરને બાદ રાખતાં, મુંબઇ ઇલાકામાં અત્યાર સુધી બીજે કોઇ સ્થળે પરિષદ મળી નથી. વડોદરાએ ૧૯૪૨ મા આ માન મેળવ્યું હતું, પરંતુ સંજોગો તે વખતે જુદા જ હતા. પૂના યુનિવર્સિટીની સ્થાપના અંગે આ બેઠકની મહત્તા વધે છે અને રાષ્ટ્રીય કેમીકલ લેબોરેટરીની પૂનામાં થયેલી સ્થાપના આ પ્રસંગને વિશેષ દીપાવશે

## ૧૯૪૯નાં નોબેલ પારિતોષિકો

આ વર્ષનાં નોબેલ પારિતોષિકો એનાયત થઇ ગયાની જાહેરાત થઇ ચૂકી છે. આ પારિતોષિકો સ્વીડનના એક રાસાયનિક ઇજનેર એ. નોબેલે સ્થાપેલાં છે. નાઇટ્રોગ્લીસીરીન જેવા મહાસ્ફોટક પદાર્થને સહીસલામત સાચવી શકાય અને દારૂની માફક તોપ ઇત્યાદિમાં વાપરી શકાય એવી સફળ યોજના કરવા માટે તેમને અઢળક દોલત પ્રાપ્ત થયેલી. એનો સદ્વ્યય કરવા માટે તેમણે એક મોટી રકમ જુદી કાઢી. તેમાંથી સાહિત્ય અને વિજ્ઞાનમાં ખાસ નોંધપાત્ર મહત્તાપૂર્ણ શોધખોળ કરનારને દર વર્ષે મોટું પારિતોષિક–નોબેલ પ્રાઇઝ આપવામાં આવે છે. આપણા કવિવર રવીન્દ્રનાથ ટાગોરને ૧૯૧૩ માં સાહિત્યના ક્ષેત્રમાં 'ગીતાંજલિ'ની શ્રેષ્ઠ કૃતિ માટે અને સર ચંદ્રશેખર રામનને ૧૯૩૦ માં ભૌતિકશાસ્ત્રમાં 'રામનકિરણો'ની શોધ માટે આ પારિતોષિક મેળવ્યાનું બહુમાન પ્રાપ્ત થયું હતું.

૧૯૪૯ ની સાલનાં નોબેલ પારિતોષિકો વિજ્ઞાનના જુદાં જુદાં ક્ષેત્રોમાં નીચે મુજબ જાહેર થયાં છે:

ભૌતિક શાસ્ત્ર માટે–પ્રોફેસર હીડેકી યુકાવા. પ્રોફે. યુકાવા યુધ્ધ દરમિયાન ટોકિયો યુનિવર્સિટીમાં પ્રોફેસર હતા. હાલમાં કોલંબિયા યુનિવર્સિટીમાં સૈધ્ધાંતિક ભૌતિક વિજ્ઞાનના મુલાકાતી પ્રોફેસર તરીકે કામ કરે છે. યુકાવાને આ મહામાન અણુકેન્દ્ર શક્તિ પર સૂત્રાત્મક મુદ્દાની તેમની શોધો માટે આપવામાં આવ્યું છે. જાપાનમાં આવું માન મેળવનાર પ્રોફેસર યુકાવા સૌથી પ્રથમ છે. તેમની વય માત્ર ૪૨ વર્ષ છે.

રસાયન માટે કેલીફોર્નિયાના પ્રોફેસર વિલ્યમ ફ્રાન્સીસ ક્વેકવે. શરીર વિજ્ઞાન માટે–ડૉ. રૂડોલ્ફ હેસ અને પ્રો. એન્ટોનિયો એગસ મોનિઝ (સંયુક્ત). ડૉ. રૂડોલ્ફ હેસ આંખ અને મગજના સ્પેશિયાલીસ્ટ છે. ૧૯૪૭થી ઝુરીચ યુનિવર્સિટીની શરીર-વિજ્ઞાનની સંસ્થામાં નિયામક તરીકે છે. તેમની વય ૬૮ વર્ષ છે. તેમની સાથે આ માન પામનાર પ્રો. મોનિઝ લીસ્બન યુનિવર્સિટીના એમેરિટસ પ્રોફેસર છે. તેમની વય ૭૫ વર્ષની છે. તેઓ સુપ્રસિદ્ધ જ્ઞાનતંતુ વિશારદ છે. ૧૯૩૫ માં તેમણે મગજનું દર્દ મટાડવા સફળ ઓપરેશન કર્યું હતું. આવું ઓપરેશન કરનાર તેઓ પ્રથમ છે. તેઓ પોર્ટુગીઝ પરદેશ ખાતાના પ્રધાન હતા.

શાંતિસુલેહનું નોબેલ પારિતોષિક લોર્ડ બોઇડ ઓરને મળે છે. તેઓ યુનોની ખોરાક અને ખેતી સંસ્થાના મુખ્ય નિયામક હતા. તેમની વય ૬૯ વર્ષ છે.

કોંગ્રેસ પક્ષની બેઠકમાં વિના સંકોચ અને કોઈપણ પ્રકારના દબાણ વિના દરેક મુદ્દાની આલોચના થઈ છે.

**બંધારણમાં શું છે?**

બંધારણમાં મુખ્યત્વે બે બાબતો છે. એક, આ બંધારણ મુજબ રાજ્ય કરીને કેવી સમાજરચના કરવી છે તેનો નિર્દેશ અને બીજું, રાજ્ય કેવી રીતે કરવું છે તે તંત્રની રચના. આ બંધારણ ઘડનારાઓ કેવી ભાવનાઓ સેવે છે અને કેવી આર્થિક અને સામાજિક રચના કરવા ઇચ્છે છે તેનો ખ્યાલ, બંધારણના આમુખ (preamble) માં અને મૂળભૂત હકો (fundamental rights) અને રાજ્યનીતિના માર્ગદર્શક સિદ્ધાંતો (directive principles of state policy) નાં બે પ્રકરણોમાં આપવામાં આવ્યો છે.

આમુખમાં કહ્યું છે કે "હિન્દને સાર્વભૌમ લોકશાહી પ્રજાસત્તાક રાજ્ય બનાવવા, અને તેના સર્વ પ્રજાજનોને

(૧) ન્યાય-સામાજિક આર્થિક અને રાજકીય,

(૨) સ્વતંત્રતા—પૂજા, શ્રદ્ધા, માન્યતા, વાણી અને વિચારની,

(૩) સમાનતા—તક અને દરજ્જાની સમાનતા, પ્રાપ્ત થાય તથા તેમની વચ્ચે ભ્રાતૃભાવ વધે જેથી વ્યક્તિનું ગૌરવ થાય અને પ્રજાની એકતા વધે તે માટે, આ બંધારણ હિન્દની પ્રજા ઘડે છે."

કેટલાક મૂળભૂત હકકો સર્વ પ્રજાજનોને આપ્યા છે કે જેનો કોર્ટ મારફત અમલ થઈ શકે અને જેની વિરુદ્ધ કોઈ કાયદો થઈ શકે નહિ. આ હકકો છે સમાનતાના, વ્યક્તિગત અને ધાર્મિક સ્વતંત્રતાના—સંસ્કૃતિ અને કેળવણીના અને મિલકતના પ્રત્યેક પ્રજાજન કાયદાની દૃષ્ટિએ સમાન છે અને દરેકને કાયદાના રક્ષણનો સમાન હક્ક છે. ધર્મ, જ્ઞાતિ, જાતિ, સ્ત્રી પુરુષના ભેદ કે જન્મસ્થાનના કારણે કોઈમાં ભેદભાવ થય નહિ, અને દરેકને જાહેર સ્થળો, કૂવાઓ, રસ્તાઓ, રાજ્યની નોકરી વગેરેમાં સમાન હક રહે છે. અસ્પૃશ્યતા કોઈ પ્રકારની રહેતી નથી અને અસ્પૃશ્યતાનું વર્તન ગુન્હો ગણાશે. કોઈને ઇલ્કાબો આપવામાં આવશે નહિ. વ્યક્તિસ્વાતંત્ર્ય તથા ધાર્મિકસ્વાતંત્ર્યના પણ તેના જ હકો છે, અને તેનો અમલ કરવા કોર્ટોને સત્તા આપવામાં આવી છે.

એક બીજા પ્રકરણમાં રાજ્યનીતિના માર્ગસૂચક સિદ્ધાંતો આપવામાં આવ્યા છે, તેનો અમલ કોર્ટ મારફત થઈ ન શકે, પણ કાયદાઓ ઘડવામાં તે સિદ્ધાંતો લક્ષ્યમાં રાખવાની રાજ્યની ફરજ છે. આ સિદ્ધાંતોમાં કેટલાક આ પ્રમાણે છે: દરેક સ્ત્રી-પુરુષને આજીવિકાનાં પૂરતાં સાધનો મળે, દેશની કુદરતી લક્ષ્મીની માલિકી અને તેના ઉપરનો કાબૂ એવી રીતે વહેંચાયલાં રહે કે જેમાં સમસ્ત પ્રજાનું કલ્યાણ થાય, આર્થિક તંત્ર એવું હોય કે લક્ષ્મી અને ઉત્પાદનનાં સાધનો જનતાનાં હિત વિરુદ્ધ થોડી વ્યક્તિઓના હાથમાં એકઠાં ન થાય, સ્ત્રી-પુરુષને સમાન કામ માટે સમાન મહેનતાણું મળે, કામદારોનું શોષણ ન થાય, તેમની તંદુરસ્તી જળવાય સ્ત્રીઓ બાળકો અને યુવાનોનો નૈતિક અને ભૌતિક હ્રાસ ન થાય, ગ્રામ પંચાયતો રચી સ્થાનિક સ્વરાજ્યનો પાયો મજબૂત બને, દરેકને કામ મળે, કેળવણી મળે અને બેકારી, વૃદ્ધાવસ્થા, માંદગી અને અપંગ તથા બીજી નિરાધારીની દશામાં જાહેર મદદ મળે, જીવનધોરણ ઉચું થાય અને સાંસ્કારિક વિકાસ માટે દરેકને અવકાશ મળે, દશ વર્ષમાં મફત પ્રાથમિક શિક્ષણ ૧૪ વર્ષની ઉંમર સુધી દરેક બાળકોને મળે, પ્રજાની તંદુરસ્તી વધે, જગતની પ્રજાઓ વચ્ચે શાન્તિમયો અને ગૌરવમય વ્યવહાર સ્થપાય અને પ્રજા પ્રજા વચ્ચેના મતભેદો લવાદીથી પતે. આવી દિશામાં રાજ્યની નીતિ રહેશે.

**રાજ્યતંત્ર**

રાજ્યતંત્રનું બંધારણ જુદા જુદા દેશોમાં જુદા જુદા પ્રકારનું છે. અમેરિકા, ઇંગ્લંડ, ફ્રાન્સ, રશિયા વગેરે દેશોએ પોતાની પ્રજાની પ્રકૃતિ અને ઐતિહાસિક પરંપરાને અનુકૂળ બંધારણો રચ્યાં છે. આપણે આપણી દૃષ્ટિએ પસંદગી કરવાની હતી. તેમાં આપણે ઇંગ્લાંડની પાર્લામેન્ટરી ડેમોક્રસી અને કેબીનેટ સીસ્ટમ સ્વીકારી છે. આ પસંદગી ઇરાદાપૂર્વક કરી છે. રાજ્યબંધારણ લોકશાહી (democratic) હોવું જોઈએ એ સૌ કોઈ સ્વીકારે છે, પણ સાચી લોકશાહી કોને કહેવી અને તેને અમલમાં કેમ મૂકવી એનો સાચો ઉકેલ હજી મળ્યો નથી. ઇંગ્લંડમાં એક પદ્ધતિ સદીઓથી ચાલે છે. તેની પ્રજાને તે અનુકૂળ છે. પણ પુખ્તવય મતાધિકાર આપવાથી સાચી લોકશાહી આવે જ છે તેવું નથી. હિન્દુસ્તાન માટે આ નવો પ્રયોગ છે, અને તેનાં પરિણામો જોવાં રહે છે. મતગણતરીથી જ પ્રજામતનું સાચું માપ અચૂક મળતું નથી, પણ પુખ્ત વય મતાધિકાર મહાન

પ્રયોગ છે, અને પ્રજાકેળવણી માટે અજોડ સાધન સમાન છે.

હિન્દી સંઘના પ્રમુખને સારી પેઠે સત્તા આપવામાં આવી છે, પણ એકંદરે પ્રમુખ ઇંગ્લંડના રાજા પેઠે બંધારણીય વડા તરીકે જ રહેશે અને બધી સત્તા પ્રધાનમંડળની જ રહેશે. અમેરિકામાં પ્રમુખને સ્વતંત્ર સત્તાઓ છે તેવું આ બંધારણમાં નથી. પ્રાન્તીય અને મધ્યસ્થ ધારાસભાઓ, સ્વતંત્ર ન્યાયની અદાલતો, સરકારી નોકરીમાં યોગ્યતા પ્રમાણે નિમણૂંક કરવા માટે સ્વતંત્ર 'પબ્લીક સર્વીસ કમિશન,' ચૂંટણીઓ યોગ્યસર અને રાજ્ય કે કોઇ પક્ષની દખલગીરી કે દબાણ વગર થાય તે માટે સ્વતંત્ર 'ચૂંટણી કમીશન.' પછાત કોમોના રક્ષણ અને ઉન્નતિ માટે ખાસ વ્યવસ્થા વગેરે આ બંધારણના બીજાં અંગો છે.

આ બંધારણ નથી સર્વથા સમવાયી (federal) કે નથી સર્વથા એકતંત્ર (unitary) સમવાયતંત્રમાં કેન્દ્રને નિશ્ચિત અને મર્યાદિત સત્તાઓ હોય છે અને બીજી બધી સત્તા વિભાગોને હોય છે. આ બંધારણમાં કેન્દ્રને ઘણી સત્તાઓ મળી છે, અને વખત આવ્યે સર્વસત્તા ભોગવી શકે એવો પ્રબંધ છે. હકીકતમાં આ બંધારણ ઘડવાની શરૂઆત થઇ ત્યારે કેન્દ્રને મુસલમાનો અને રાજાઓના વિરોધને કારણે ઓછામાં ઓછી સત્તા આપવી, અને પ્રાન્તોને વધુમાં વધુ સત્તા રાખવી એવું વાતાવરણ હતું. હિંદના ભાગલા થયા પછી તેથી ઉલટી દિશામાં જ પ્રવાહ શરૂ થયો અને કેન્દ્રને વધુમાં વધુ સત્તા આપવી, અને પ્રાન્તોને ઓછામાં ઓછી આપવી એવું માનસ પેદા થયું. પરિણામે બંધારણના ખરડામાં ખૂબ ફેરફાર થયા અને તેની અસર ડગલે પગલે બંધારણમાં દેખાય છે. સર્વથા એકતંત્રી બંધારણ કરવાનો સમય ન હતો, પણ પ્રાંતોની સત્તા બને તેટલી ઓછી કરવી અને કેન્દ્રનો કાબૂ અને દેખરેખ બને તેટલી વધારવી એવું વલણ સ્વીકારાયું, છતાં સમવાયતંત્રનાં લક્ષણો તો રહી ગયા, એટલે કે કેન્દ્ર અને પ્રાંતો વચ્ચે સત્તાની ચોકકસ વહેંચણી તો છે જ.

આ બંધારણ હિંદની પ્રજાની પ્રકૃતિ અને માનસને તેમજ તેની સંસ્કૃતિને અનુકૂળ નથી એવી ટીકા કરવામાં આવી છે. એક રીતે તે સાચી છે. કારણ કે આવા પ્રકારની પાર્લામેન્ટરી ડેમોક્રસી અને મતગણતરી હિંદે જાણી નથી, જો કે છેલ્લાં ચાલીસ વર્ષમાં તેનાથી આપણે ટેવાતા આવ્યા છીએ. ઘણા લોકોનો એવો મત છે કે હિંદનું સમસ્ત બંધારણ ગ્રામપંચાયતો ઉપર રચાવું જોઇતું હતું અને ઉપરની સંસ્થાઓ-ઠેઠ મધ્યસ્થ ધારાસભા સુધી-indirect election ઉપર રચાવી જોઇતી હતી. Direct adult franchise સફળ થવા વિષે ઘણાને શંકા છે. છતાં રાજેન્દ્રબાબુએ કહ્યું તેમ ગ્રામવાસીઓ એટલાં અજ્ઞાન નથી અને તેમની સામાન્ય સમજણ સુદૃઢ છે.

કેટલાકની એવી ટીકા છે કે આ બંધારણમાં ગાંધીજીના સિદ્ધાન્તોને સ્થાન મળ્યું નથી. ગાંધીજીની જીવનદૃષ્ટિ જુદા પ્રકારની હતી. એ દૃષ્ટિએ આ બંધારણ રચાયું નથી તેમ ગાંધીજીની કલ્પનાનું રામરાજ્ય કે સમાજરચના આ બંધારણમાં નથી એ સાચું છે. તેમના રચનાત્મક કાર્યક્રમના કેટલાક ભાગોને જે બંધારણમાં સ્થાન મળ્યું છે: દા. ત. અસ્પૃશ્યતા નિવારણ, ગ્રામપંચાયતો વગેરે પણ સમસ્ત બંધારણમાં ગાંધીજીની જીવનદૃષ્ટિનો પડઘો નથી, કારણ કે તે જીવનદૃષ્ટિ પ્રજાના મોટા ભાગે સ્વીકારી નથી, અથવા તેનો અમલ કરવા તૈયાર નથી. તેમના રચનાત્મક કાર્યક્રમનાં કેટલાંક અંગોને અપનાવવામાંથી જ આપણે તેમની જીવનદૃષ્ટિ અને તેમની કલ્પનાની સમાજરચના સ્વીકારી છે તેમ આપણે કહી શકતા નથી. અહિંસક સમાજની તેમની કલ્પના પ્રજાએ સર્વથા સ્વીકારી નથી તો આ બંધારણમાં એ ક્યાંથી આવે?

આ બંધારણની બીજી અનેક ટીકાઓ થઇ છે, પણ તેની સિદ્ધિઓ પણ ઓછી નથી. ઇતિહાસમાં કોઇ સમયે હિંદનો આટલો મોટો ભાગ એક રાજ્યતંત્ર નીચે નહોતો. આજે આ બંધારણથી હિંદ જેટલું એક, અવિભાજ્ય અને સંગઠિત બને છે તેટલું કોઇ કાળે-અશોકના સમયથી બ્રિટીશ રાજ્ય સુધી-ન હતું. હિંદને એક મહાન પ્રજા થવાની આજે તક મળી છે. અસ્પૃશ્યતાને સર્વથા નાબૂદ કરી સામાજિક સમાનતાનો પાયો રચાયો છે. કોમી મતાધિકારને તિલાંજલિ આપી ૪૦ વર્ષનાં ઝેરને કાઢવું છે.

આ બંધારણ નથી સમવાયી, નથી એકતંત્રી, નથી સમાજવાદી, નથી ગાંધીવાદી, કે નથી મૂડીવાદી. તે બધું છે અને કશું નથી. તેને વિષે ટુંકામાં કહેવું હોય તો એમ કહેવાય કે અત્યારની પેઢીના માનસનું તેમાં પ્રતિબિંબ છે. કોઇ પણ બંધારણમાં તેમ જ હોય. કોંગ્રેસનું અત્યારનું જે માનસ છે તેનો તેમાં પડઘો છે. તેમાં ખાનગી મિલકતનો

[અનુસંધાન ૬૪ મે પાને]

# સાહિત્ય સમીક્ષા

## મહાદેવભાઇની ડાયરી: પુસ્તક ત્રીજું;

અવલોકનકાર: **શ્રી. ચન્દ્રકાન્ત મહેતા**

સંપાદક: શ્રી. નરહરિ દ્વા. પરીખ, નવજીવન પ્રકાશન મંદિર, કાળુપુર, અમદાવાદ. મૂલ્ય: રૂપિયા ૫.

આપણા સાહિત્યમાં નોંધપોથીનો પ્રકાર બહુ ખેડાયો નથી. સામાન્ય રીતે આપણા જાણીતા પુરુષો નોંધપોથી તો રાખતા હશે, પરંતુ એ નોંધપોથી પ્રગટ કરવાનો સ્વાભાવિક સંકોચ થાય જ, કારણ કે એમાં એવું ઘણું હોય છે કે જે જાહેરમાં ન મૂકી શકાય. એમાં ઘણી વ્યક્તિઓ વિષે અંગત ઉલ્લેખો હોય, ઘણી ટીકાઓ હોય, તેથી લખનારની જોડે જેમનો ઉલ્લેખ આવે તેમની સ્થિતિ પણ કફોડી થાય.

આપણે ત્યાં થોડા વર્ષો પૂર્વે શ્રી. ગુપ્તાએ નોંધપોથી લખવા માંડેલી; પરંતુ એ નોંધપોથીની વિશેષતા એ હતી કે એ અંગત ઉપયોગ માટે નહિ, પરન્તુ પ્રકાશનાર્થે જ લખવામાં આવતી હતી. બીજું, રોજબરોજ બનતા બનાવોમાંથી એકાદ બનાવનું અવલંબન લઇ તેમાંથી હાસ્ય નિષ્પન્ન કરવામાં આવતું હતું એટલે ઘણીવાર એ નોંધપોથી નિબંધિકા જેવી બની જતી.

શ્રી નરસિંહરાવનાં મૃત્યુ પછી, શ્રી. ધનસુખલાલ મહેતાએ છપાવેલી એમની નોંધપોથી ગણનાપાત્ર છે. એમાં નોંધપોથીનાં બધાં લક્ષણો, પોતાના વિચારો, અમુક બનાવોએ એમના હૃદયમાં ઉપજાવેલા આંદોલનો યા પ્રત્યાઘાતો બધું, સ્પષ્ટ, વિશદ અને સુરેખ રીતે આલેખાયું છે.

હિન્દીમાં શ્રી. ઘનશ્યામલાલ બિરલાની ડાયરી 'કુછપત્તે' સુંદર, લાક્ષણિક, નોંધપોથી છે. એ નોંધપોથી એમણે એમના જીવતાં પ્રગટ કરેલી છે. એમાં શ્રી. બિરલાની કલાશક્તિનો અચ્છો પરિચય થાય છે.

ગુજરાતી સાહિત્યમાં શ્રી. મહાદેવભાઇની ડાયરી અનેક રીતે વિશિષ્ટ સ્થાન ધરાવે છે. એઓ જગતના મહાપુરુષના મંત્રી હતા એ વિશિષ્ટતાનું મોટામાં મોટું કારણ. મહાદેવભાઇ સાહિત્યકાર હતા એ બીજું; ત્રીજું મહાદેવભાઇ અભ્યાસી હતા. મહાદેવભાઇની નોંધપોથી, બાપુના રોજબરોજના જીવન વિષે-બાપુનાં જીવનનાં વિવિધ પાસાંઓને નિકટતમ દૃષ્ટિકોણથી જોવાની મહાદેવભાઇને સુવર્ણ તક હોવાથી-આપણને ભરપુર માહિતી આપે છે. બાપુનું જીવન ને મહાદેવભાઇની લેખિની, એટલે એ તો સોનામાં સુગંધ મળવા જેવો સુયોગ થયો છે.

મહાદેવભાઇની ડાયરીના આ ત્રીજા ગ્રંથમાં બાપુની હરિજન પ્રવૃત્તિ અને તેને અંગે બાપુના બે ઉપવાસો સુધીનો સમય આવે છે. આઠ મહિનાનો એ સમય, ગાંધીજીએ જેલમાં રહી હિન્દુધર્મને અસ્પૃશ્યતાના કલંકમાંથી મુક્ત કરવા સતત પ્રવૃત્તિમાં ગાળ્યો. ગાંધીજીએ જેલમાં રહ્યાં રહ્યાં હરિજન કાર્ય આરંભ્યું ત્યારે ઘણાના મનમાં કેટલીક 'ગેરસમજૂતી' ફેલાઇ હતી. ઘણાનો આક્ષેપ હતો કે ગાંધીજીએ લડતને પછીતમાં નાંખી દીધી છે, તે બધાને ગાંધીજીનો જવાબ હતો, કે "હું અહીં બેઠો છું તેનો અર્થ એ જ છે, કે હું કોંગ્રેસનું કામ સોએ સો ટકા કરું છું ને વધારામાં આ અસ્પૃશ્યતાનું કામ કરું છું. (પૃ. ૧૧). બીજા બધાં કામ છોડીને આ કામ કરવા જેવું છે એમ હું કહેતો નથી." એ રીતે રાજકીય તેમ જ સામાજિક બન્ને કામો એકી સાથે બાપુ કરતા હતા.

બાપુ વિષે એમ કહેવાતું કે બાપુ વ્યવહારુ નથી, હંમેશાં આદર્શની ભાષામાં જ વાત કરે છે અને સામાન્યજન પાસે ઘણી ઉંચી અપેક્ષા રાખે છે; પરંતુ મહાદેવની આ ડાયરી બાપુની દૃષ્ટિ કેટલી વ્યવહારુ હતી તે દર્શાવે છે. હરિજન બાળકો રાષ્ટ્રીય શાળામાં આવે, પણ મેટ્રીકની પરીક્ષા માટે તૈયાર થવા માગે તેનું શું કરવું એના જવાબમાં બાપુ કહે છે: "આપણે એને સગવડ આપવી જ જોઇએ.' જ્યાં કેળવણીનો છાંટો નથી, જ્યાં તેઓને અંધારામાંથી પ્રકાશમાં આણવાનાં છે ત્યાં આદર્શની વાત કરીને શું કરીએ? એની આગળ એને જેની ભૂખ છે તે જ વસ્તુ મૂકવી જોઇએ." એક વાર લખનૌથી સ્વદેશી ફાઉન્ટન પેન આવેલી. એ વાપરતાં બાપુને ઠીક મુશ્કેલી નડી. મહાદેવભાઇ કહે કે એમને ઘેર એવી જ પેન છે તે મંગાવી લે. તેના જવાબમાં બાપુ કહે: "શા સારુ? એવો થોડા જ આગ્રહ છે કે આ પેન વપરાય ને પરદેશી ન વપરાય? એ પેનો પણ આપણે જ

બનાવી જ શકવું જોઈએ, એવું શા સારું? ઘણી વસ્તુઓ એવી છે કે આપણે ન બનાવી શકીએ, તે ભલેને પરદેશો બનાવે ને તેમાંથી કમાય? આપણો આગ્રહ તો જે વસ્તુ અહીં આપણે ત્યાં પાકે છે, તે બહારથી ન મંગાવવાનો છે." (પૃ. ૭૯) એક બહેનને બાપુ પત્રમાં લખે છે: "જો બ્હેન! બ્રહ્મચર્ય એ ઉત્તમ વસ્તુ છે. વ્યભિચાર એ દુષ્ટ વસ્તુ છે એ બેની વચ્ચે લગ્ન છે. માણસ કામને ન ત્યાગી શકે તો મર્યાદામાં રહેવા પરણે." (પૃ. ૧૫૩) આ દૃષ્ટાન્તો પરથી ગાંધીજીની દૃષ્ટિ કેટલી વ્યવહારુ હતી, એ દરેકની પાસે કેવી સામાન્ય વસ્તુની અપેક્ષા રાખતા હતા, એઓ કેટલા સામાના દૃષ્ટિબિન્દુને સમજવા પ્રયત્ન કરતા હતા, એમની વલણ કેટલી હદ સુધીની પરલક્ષી હતી તેનો પૂરો ખ્યાલ આવે છે. એમને આદર્શ વહાલો હતો, પણ આદર્શને જ કાટલે બધાને તોળનારા એ ગાંધી નહોતા. ગાંધીજી પોતાની નહિ પણ સામાની દૃષ્ટિએ વિચારતા.

ગાંધીજીમાં જે ભારોભાર વિનમ્રતા હતી, પોતાની જાતને બહુ કડક ધોરણે તપાસવાની આદત હતી, તેનાં પણ દૃષ્ટાન્ત અહીં મળે છે. બાપુને એક જણે લખેલું, કે જેને ત્યાં તમારો મુકામ હોય તેને તમારે દુષ્કૃત્યમાંથી રોકવો જોઈએ. એના જવાબમાં બાપુએ એને લખ્યું :"એના દુષ્કૃત્યનો કંઈ પણ પુરાવો આપો તો લખવા તૈયાર છું. બાકી મારા ઉતારાનું તો શું પૂછવું? હું મને એવો ભારે સજ્જન માનતો નથી કે જેથી લોકો જેને દુર્જન ગણતા હોય તેને ત્યાં ઉતરું જ નહિ. પહેલો દુર્જન તો હું જ છું કે એને ત્યાં ઉતારો કરીને રહ્યો છું. પછી બીજાનો કાજી થવા જાઉં એ મને કેમ શોભે?" (પૃ. ૨૯). આ રીતે પોતાની જાતને એઓ બહુ જ ક્રૂરતાથી જોતા પોતાના ઉપવાસ વખતે એમણે દેવદાસને કહેલું -"તમારા બધા અવગુણો માટે હું જવાબદાર છું, ગુણો માટે ઈશ્વરને યશ દેવો. ઘો." કેટલી નિરભિમાનીતા, કેટલી પોતાને માથે દુર્ગુણો લઈ લેવાની તૈયારી! એમણે જે ઉપદેશ આપ્યો છે કે "આત્મશુદ્ધિનું પહેલું પગથિયું એ છે કે પોતાની અશુદ્ધિનો એકરાર કરવો." એ સૂત્ર એમણે પોતાના જીવનમાં અક્ષરશઃ પાળેલું. 'બુદ્ધિનો પોતાના ખાનગી લાભ માટે ઉપયોગ કરે તે કંઈ કામનો નથી." એમ મહાત્માજી કહે છે, ત્યારે એ કંઈ પોથીમાંનાં રીંગણાં નથી, પણ જીવન-ભર પોતાની સમગ્ર બુદ્ધિનો ઉપયોગ પારકાં માટે જ કર્યો છે એવા કર્મયોગીનાં એ વચનો છે. અને તેથી જ એ સામાની ઉપર સચોટ અસર કરે છે.

મહાત્માજી પોતાની જાતનું પૃથક્કરણ પણ કરતા. અને પોતે પોતાના જીવનનું ઘડતર શી રીતે કર્યું તે પણ સ્પષ્ટતાથી જણાવતા. એમણે પોતાને વિષે કહ્યું છે: "જે ક્ષણે મને ખબર પડે છે કે અમુક વસ્તુ મારે માટે નુકશાનકારક છે, તે જ ક્ષણે એ મને ગમતી બંધ થઈ છે." (પૃ. ૪૦) ગાંધીજીના જીવનમાં જે શ્રેય અને પ્રેયનો અભેદ હતો, તેનું આ દૃષ્ટાન્ત છે. ગાંધીજીની મહત્તાનું એ જ કારણ હતું કે શ્રેય અને પ્રેય વચ્ચે એમના જીવનમાં કદિ ફૂટ જાગતું નહોતું. શ્રેય ને પ્રેય એક બીજા જોડે ગાઢ રીતે સંકળાયલાં છે. એક બીજે સ્થળે ગાંધીજીની આશ્ચર્યજનક શક્તિનો આપણને પુરાવો મળે છે. એમને એકવાર જેલર પૂછે છે: "તમને તો વિચાર કરવાનો વખત નહિ મળતો હોય." એના જવાબમાં બાપુ કહે: "સાચું, પણ મારી આખી જીંદગી એમ જ ગઈ છે. મેં કામ કરતાં કરતાં જ વિચાર કીધા છે, વિચાર કરવાને માટે મેં સમય લીધો છે એવું બન્યું નથી." (પૃ. ૧૬૬) કેવી શક્તિ! શરીર શરીરનું કામ કરે, ને સાથે સાથે મગજ મગજનું. અને એકીસાથે કામ કરતાં જાય એ જ ગાંધીજીની અપૂર્વતા હતી.

ગાંધીજીની ચોકસાઈ, એમની કલાદૃષ્ટિ કેવી હતી. તેનું એક સુન્દર દૃષ્ટાન્ત અહીં મળે છે. એકવાર બાપુ મહાદેવભાઈને પૂછે: "यो ध्रुवाणि परित्यज्य अध्रुवं परिसेवते" એ આખા શ્લોકનું અંગ્રેજી સૂઝે છે?" મહાદેવભાઈએ ના પાડી. એટલે બાપુએ એમને ભાષાંતર કરવાનું કહ્યું: મહાદેવભાઈએ અંગ્રેજી શબ્દને વળગી રહી certainties અને uncertainties શબ્દો મૂકી ભાષાંતર કર્યું. બાપુ કહે એ ન ચાલે પછી પોતે કહે A bird in hand is worth two in the bush ચાલે. કેટલું સુંદર! પણ પછી બાપુ એને સુધારીને કહે: "He who leaves the substance and runs after the shadow looses both." પેલા કરતાં આ વધારે સુંદર અને મૂળ ભાવને યથાતથ સમજાવે છે. પણ બાપુમાં રહેલા સાચા સાહિત્યકારને, એમનામાં રહેલા કળાકારને, એમનામાં રહેલા સૌંદર્યપ્રેમીને આટલાથી પણ સંતોષ ન થયો, એટલે એમણે થોડીવારમાં કહ્યું. "બસ હવે સરસ વાક્ય જડ્યું. "Much wants more and looses all" સંસ્કૃતની બે પંક્તિનો

ભાવાર્થ માત્ર છ અક્ષરમાં એમણે કર્યો. મૂળના જેટલી જ સુંદરતાથી. બાપુમાં જે વિવેચકદ્રષ્ટિ હતી, સાચો સૌંદર્યની પરખ હતી તેનું આ ઉદાહરણ છે. એમ તો ગમે તેવી ગંભીર ચર્ચા ચાલતી હોય તો તેની વચમાં સૂર્યાસ્તનું સુંદર દૃશ્ય જોઇ, બાપુ પોતે તો એ દૃશ્ય જોતા પણ બધાનું લક્ષ ચર્ચામાંથી એ સુન્દરતા તરફ ખેંચતા. (પૃ. ૧૩; ૧૯૦) ચાંદનીનું દૃશ્ય જોઇને તેઓ ચિંતામાં હોય તોયે પ્રફુલ્લિત બની ઉઠે છે (પૃ. ૧૬૬.) ને આકાશના તારાઓનાં દર્શન બરાબર કરવા જેમાં દૂરબીન મગાવે છે.

બાપુ એક બાજુ જેમ ઉદાર હતા તેમ બીજી બાજુ રુદ્રાવતાર ને ઉગ્ર પણ બની જતા. એક બાજુ કુસુમ જેવા મૃદુ, તો બીજી બાજુ વજ્ર જેવા કઠોર પણ તેઓ બની શકતા. ગાંધીજીના બીજા ઉપવાસ માટે આશ્રમમાં આવેલી એક અંગ્રેજ બાઇ નીલાનાગિણીનું સ્વેચ્છાચારી જીવન કેટલેક અંશે કારણભૂત હતું. એને પોતાની પાસે બોલાવી ગાંધીજી એની જે ક્રૂર રીતે તપાસણી કરતા હતા જેને મહાદેવભાઇ 'જીવતી ચીરવાની' ક્રિયા કહે છે તે પરથી એ સ્થિતિનો સચોટ ખ્યાલ આવે છે. અને સાચે જ બાપુ એને જીવતી ચીરતા હતા. બીજી બાજુ, મહાદેવભાઇએ એક વાર મહાત્માજીની એક મુલાકાતનો સાર લખેલો, તે બાપુને બરાબર ન લાગ્યો એટલે બાપુ ખૂબ ઉકળ્યા એમ મહાદેવભાઇ નોંધે છે, અને પછી માંડ બાપુને શાંત કર્યા એમ મહાદેવભાઇ કહે છે (પૃ ૧૩૧). આશ્રમની એક બહેનને બાપુ પત્રમાં લખે છે: "તારી રીસ બતાવે છે કે તું સારી પેઠે નાદાન છો. મારૂં કાંઇ કહેવું તું ન સાંખે તો બીજાનું તો સાંભળે પણ શાની? મારી ઉપર તું જે છાપ પાડે તેને સારૂં ઉપકાર માનવો તો રહ્યો, પણ ઉલટી ક્રોધ કરે છો... અહીં તો તારૂં ભણતર અને ડહાપણ પાણીમાં ગયાં જણાય છે. તારી રીસની પાછળ તારૂં મહા અભિમાન રહ્યું છે, એ પણ તું જોઇ નથી શકતી. આ સ્વાતંત્ર્ય નથી પણ સ્વેચ્છાચાર છે એમ જરૂર માનજે..." (પૃ. ૫૮.). અહી, બાપુના દિલના કેટકેટલા ભાવો એકસામટા દૃષ્ટિએ પડે છે, પ્રેમ, ક્રોધ, ઉકળાટ, શીખામણ, કેટકેટલું અહીં ભર્યું છે!

બાપુ જે પ્રશ્ન ઉપાડતા એ પ્રશ્નનો દરેક દૃષ્ટિએ અભ્યાસ કરતા. હરિજનપ્રવૃત્તિ એમણે ઉપાડી એટલે એમણે બધાં હિંદુ શાસ્ત્રોનો ઊંડો અભ્યાસ કર્યો, તે એટલે સુધી કે રોજ રોજ આવતા સંસ્કૃતના ધુરંધર પંડિતો જોડે કલાકો સુધી શાસ્ત્રાર્થ કરતા, અને પોતાની વાત સામાની પાસે કબૂલ કરાવતા. દરેકને પ્રશ્નો પૂછી મૂંઝવતા, ને અસ્પૃશ્યતા એ શાસ્ત્રોક્ત નથી એ સાબીત કરતા. આ હકીકત બાપુ કેવા સરસ વકીલ હતા તે દર્શાવે છે. એમની દલીલ કરવાની રીતિ, સામા પક્ષની ઉલટપાલટ તપાસ, સામા પક્ષને ગૂંચવવાની એમની રીતિ એમની વકીલ શક્તિનું સારું ઉદાહરણ છે. બાપુના ઉપવાસ વખતે ખૂબ ચીઢાયેલા દેવદાસે સાચું કહ્યું હતું કે "તમને દલીલમાં કોઇ પહોંચી શકતું નથી."

બાપુના હૃદયની મુલાયમતા, બાપુની લાગણીવિવશતા પણ અહીં સારા પ્રમાણમાં જણાય છે. નીલાનાગિણી બાપુના કહેવાથી બધાનો ત્યાગ કરી, માથાના વાળ પણ કઢાવી, બાપુને મળવા આવવા તૈયાર થઇ, ત્યારે બાપુ મહાદેવભાઇને કહે: "એ બાઇએ એકેએક વ્રત પાળ્યું છે અને અત્યાર સુધી બધી રીતે સરખી ઉતરી છે. એને મળવું આજે દોહ્યલું થઇ પડવાનું છે. પહેલીવાર આવી ત્યારે જુદી વાત હતી. આજે તો બધું મેં કરાવ્યું છે એ ભાન છે એટલે મારાથી ગળગળા થયા સિવાય મળાશે કે કેમ એ ન કહી શકાય. એ તો કોઇ બાપને પોતાની રંડાઇને આવેલી છોકરીને મળતાં જે લાગણી થાય એ જ લાગણી થવાની છે મીરાંની વાત જુદી હતી. આણે તો બધું મારી સૂચનાથી કરેલું છે એટલે મને દુઃખ થાય છે." (પૃ. ૨૩૭) બાપુના આ વિધાનોને મહાદેવભાઇ જેને 'જીવતી ચીરવાની ક્રિયા' કહે છે, તેની જોડે સરખાવતાં બાપુના જીવનનાં કઠણું તેમજ કોમળ બન્ને તત્ત્વોનો ખ્યાલ થાય છે.

બાપુના જીવનદર્શન ઉપરાંત બીજાં કેટલાંક શબ્દચિત્રો ને રેખાચિત્રો પણ બહુ સ્પષ્ટ રીતે મહાદેવભાઇએ કળાકારની અદાથી આલેખ્યાં છે. જેમ કે સરદારની લાક્ષણિક મજાકો પણ અહીં શાસ્ત્રચર્ચાની ગંભીરતામાં હાસ્યનું તત્ત્વ પૂરૂં પાડે છે. બાપુને એક તરફ સનાતનીઓ ને બીજી તરફ આંબેડકર બંન્ને ખૂબ પરેશાન કરતા હતા. એટલે મહાદેવભાઇ કહે: "બાપુ આ તો સનાતનીઓના અને આંબેડકરવાદીઓના બે ઘંટીનાં પડિયામાં આપને પીસાઇ જવાનું રહ્યું." ત્યારે વલ્લભભાઇ કહે: "પણ પકની

વચ્ચે પડીએ તો ના! હું તો કહું છું કે પડમાં પડો જ ના. ખાસ્સે બેસી રહીએ ને બન્ને પડને એકબીજા સાથે ઘસાવા દઈએ." સરદારની ચાણક્યનીતિ અહીં દૃષ્ટિએ પડે છે. અહીં હસતાં હસતાં, અહિંસક બાપુજીને એમણે હિંસાનો રસ્તો બતાવ્યો છે. એક જાણીતા નેતા, અમુક બાંહેધરી આપીને જેલની બહાર નીકળ્યા, તેની બહાદુરીનાં અમુક છાપાંઓએ વખાણ કર્યાં, એટલે વલ્લભભાઈ કહેઃ "હવે તો બહાદુર ગણાવું હોય તો માફી માગીને બહાર નીકળો. અહીં અંદર પડયા રહેશો તો બાયલા ગણાઈ જશો." સરદારની કટાક્ષવૃત્તિ અને માફી માગનારાઓ તરફનો ઉપાલંભ કેટલો સચોટ ને વેધક છે! બાપુએ ૧૯૩૨માં પાંચ વર્ષની જેલ માટે તૈયારી કરેલી. છાપામાં આવ્યું, કે ગાંધીજીને ઓછામાં ઓછાં ત્રણ વર્ષ લગી જેલમાં રાખવાના છે એટલે બાપુ કહેઃ "જુઓ. હું તો પાંચ કહેતો હતો ના! આ તો બે ઓછાં થયાં." અહીં પોતાના વિષેના ખબરોથી બાપુના પ્રત્યાઘાતો જાણવા મળે છે. એના જવાબમાં વલ્લભભાઈ કહેઃ "તમે તો પેલા નાગાના જેવું કરો છો. એને કોઈકે કહ્યું કે અલ્યા તારે પૂંઠે બાવળીયો છે, તો કહે ભલે મારે છાંયડો થયો." બાપુ જોડે આવી છૂટ સરદાર લઈ શકતા, એ જાણીને આશ્ચર્ય ઉદ્ભવે એ સ્વભાવિક છે.

સરદારની જેમ, 'દેવદાસ' પણ અહીં નવા જ સ્વરૂપમાં દૃષ્ટિએ પડે છે. બાપુના ઉપવાસની ખબર સાંભળી પિતૃપ્રેમી પુત્ર; બાપુની આગળ આવી બાપુને ગમે એમ સંભળાવે છે. જાણે એ જ ગાંધીજીના વડીલ ન હોય એમ રીસાયલા બાળકની જેમ તેઓ વર્તે છે. એમણે બાપુને ઉપવાસનું કારણ પૂછ્યું. બાપુએ એને સમજાવ્યું. પણ પિતૃભક્ત પુત્રને ગળે એ શી રીતે ઉતરે? એણે તો બાપુને ખૂબ ઝાડયા, બાપુ એ બધો ઉકળાટ સાંભળી ખડખડ હસ્યે જતા હતા, એટલે દેવદાસે કહેઃ "એમ હસી-શું કાઢો છો? તમે મને નથી સમજાવી શકતા તો બીજાને શું સમજાવવાના છો?" વળી પાછા બાપુ એને સમજાવે છે. ત્યારે દેવદાસ બાપુને કહેઃ "તમે આવું આવું બોલીને જે બચાવ ન થઈ શકે એવી વસ્તુ છે તેનો બચાવ જ કરો. આ તો શુદ્ધ મૂર્ખાઈભરેલી વસ્તુ છે." વળી પાછા દેવદાસ બાપુને કહેઃ "આશ્રમનો શો વાંક કાઢો છો? તમે અનેક વસ્તુને ભેગી કરી આ વસ્તુ બગાડી મૂકી છે." બાપુ પાછા સમજાવે ત્યારે પાછા ત્યાં દેવદાસ ચીડાઈને કહેઃ "આશ્રમને લડતમાં પણ હોમવું છે, હરિજન કામમાં પણ હોમવું છે, એવી બધી બેવડી વાતો શું કરો છો?... તમે દૂધમાંથી પોરા કાઢો છો." આ ડાયરી વાંચીએ ત્યારે જ આપણને ખબર પડે છે કે બાપુની જોડે દેવદાસ આ રીતે વર્તતા હશે! દેવદાસ બાપુ પર આમ ચીડાતા હશે, ને બાપુને આ રીતે વઢતા હશે, જો કે એ ચીઢ, એ ક્રોધ પ્રેમજન્ય છે.

પરન્તુ એ બધામાં આપણને મહાદેવભાઈના વ્યક્તિત્વની જે પિછાન થાય છે તે ચિરંજીવ છાપ મૂકી જાય એવી છે. મહાદેવભાઈ બાપુનાં શરીરને માલીસ કરતા, એમની જોડે મુલાકાત લેનારાઓની નોંધ લેતા, બાપુની ટપાલ સંભાળતા, બાપુનું શરીર દબાવી આપતા: ઉપરાંત, સતત વાંચતા. આપણને સ્વાભાવિક રીતે થાય કે મહાદેવભાઈ ૨૪ કલાકમાં તે કેટકેટલું કામ કરતા, કે જેની કલ્પના કરતાં પણ આપણને કયાસમાં આવે? મહાદેવભાઈ આટઆટલા કામની વચ્ચે 'મુન ઑન ધી નાઈટ' જેવી રશિયન નવલકથા, સંસ્કૃત નાગાનંદ નાટક, ચીનમાં સામ્યવાદ વિષેનું રાજકારણનું પુસ્તક, "Coming Struggle for Power." "Seen and Heard in Punjab Village' જેવી કૃતિઓ, ગોર કૃત બુદ્ધ, એમ ભાતભાતનાં પુસ્તકો વાંચતા તે બધાં એકસરખા રસથી વાંચતા, એની પર વિચારતા અને બાપુની જોડે એની પર ચર્ચા પણ કરતા, ને આવી વિગતપૂર્ણ ડાયરી રાખતા. ડાયરીનાં પાને પાને બાપુ માટેની અનન્ય ભક્તિ, બાપુના વિચારોની રજુઆત, મહાદેવભાઈની વિવિધ શક્તિ, તેમની પરલક્ષી દૃષ્ટિ, એમની લેખિનીની મોહકતા, એ બધાની પિછાન થાય છે. મહાદેવભાઈ, સાહિત્યકાર, રાજકીય પુરુષ, રહસ્ય મંત્રી, વિદ્વાન્, અખબારી પ્રતિનિધિ, સેવક, કલારસિક; મિત્ર, ચિંતક ને બાપુના ભાષ્યકાર એમ અનેક સ્વરૂપે દૃષ્ટિએ પડે છે. મહાદેવભાઈ આ ગ્રન્થ દ્વારા જેટલા આપણને બાપુનાં દિલની ભીતરમાં લઈ જાય છે, તેટલાં એમની પોતાની નિકટ પણ લઈ જાય છે.



# વિહંગાવલોકન

## અજાતશત્રુ રાજેન્દ્રપ્રસાદ

ચાલુ ડીસેમ્બર માસની ત્રીજી તારીખે બાબુ રાજેન્દ્રપ્રસાદે ૬૫ વર્ષ પૂરાં કરીને ૬૬ માં વર્ષમાં પ્રવેશ કર્યો. આ પ્રસંગે દેશભરમાંથી તેમની ઉપર શુભેચ્છાઓનો વરસાદ વરસ્યો. તેમને અંજલિ આપતાં રાષ્ટ્રપતિ ડૉ. પટ્ટાભિ સીતારામૈયા જણાવે છે કે "મોટા ગણાતા માણસો ઉચ્ચ જ હોય છે એમ બનતું નથી, તેમ જ ઉચ્ચ માણસો મોટા લેખાતા હોય છે એમ પણ બનતું નથી. ઉચ્ચતા દ્વારા ઘણી વખત માનવી મહત્તાને પ્રાપ્ત કરે છે અને ઉચ્ચ માણસ એટલે જ મોટો માણસ એમ પણ બને છે. ભલો અને સારો લેખાતો માણસ કેટલીક વાર નબળો અથવા તો પોતાની ફરજ બજાવવામાં કડક અને દૃઢનિશ્ચયી બનવાને અસમર્થ કે અનુત્સુક જોવામાં આવે છે, પણ આ કાંઈ સારાપણું કે શ્રેષ્ઠતા ન કહેવાય જેવી રીતે કોઈ જુલમી વ્યક્તિને મહાન કહી ન શકાય તેવી જ રીતે નબળા માણસને ઉચ્ચ માનવીની કક્ષામાં મૂકી ન શકાય. ઉચ્ચતાને અન્તઃકરણ સાથે સંબંધ છે; સાચી મહત્તાને અન્તઃકરણ, બુદ્ધિ તથા કર્મકુશળતા સાથે સબંધ છે. જ્યાં કર્મ, બુદ્ધિ અને હૃદય સાથે મળીને કામ કરતાં હોય, જેનો બુદ્ધિ આદેશ કરે તેના આચારમાં કદિ ઇનકાર કરવામાં આવતો ન હોય, અને હૃદયમાંથી જે સૂચન સ્ફુરે તે ઉપર બુદ્ધિ પૂરેપૂરું લક્ષ્ય આપતી હોય—આવી વ્યક્તિમાં શ્રેષ્ઠતા અને મહત્તા ઉભયનો સુયોગ અનુભવગોચર થાય છે. બાબુ રાજેન્દ્રપ્રસાદના વ્યક્તિત્વમાં આપણે આ ત્રણે તત્ત્વો પૂરાં વિકસિત થયેલ જોઈએ છીએ. તેઓ જેટલા ઉચ્ચ છે તેટલા જ મહાન છે." આ કથનમા રાજેન્દ્રબાબુના અનુપમ વ્યક્તિત્વનું યથાર્થ નિરૂપણ કરવામાં આવ્યું છે. જીવનના પ્રારંભથી જ તેઓ રાજકારણ સાથે જોડાયેલા હોવા છતાં તેમનામાં એટલા ઉંચા પ્રકારનું સૌજન્ય, શ્રેયનિષ્ઠા અને સત્યની ઉપાસના છે કે આજના અનેક રાજકારણી મહાપુરુષોમાં તેમનું સ્થાન અનોખું છે, અને 'અજાતશત્રુ' એ વિશેષણ માત્ર તેમને જ લાગુ પાડી શકાય તેમ છે. આવા વિશિષ્ટ પુરુષ હજુ ઘણાં વર્ષો જીવે અને દેશને અનેકવિધ સેવાઓનો લાભ આપતા રહે એમ આપણે પ્રાર્થના કરીએ

## પૂજ્ય ઠક્કરબાપા

પૂજ્ય ઠક્કરબાપાએ તા. ૨૯–૧૨–૪૯ના રોજ ૮૦ વર્ષ પૂરાં કરીને ૮૧ માં વર્ષમાં પ્રવેશ કર્યો. તેમના આ જન્મદિવસને પ્રજાએ ઠેર ઠેર ભારે સદ્ભાવપૂર્વક ઉજવ્યો. દિલ્હીમાં પણ તેમના માટે એક ભવ્ય સમારંભ ગોઠવવામાં આવ્યો અને આ પ્રસંગને અનુલક્ષીને તૈયાર કરવામાં આવેલ એક ગ્રંથ તેમને ભેટ આપવામાં આવ્યો. હિંદના અનેક સમાજસેવકોમાં ઠક્કરબાપાનું અગ્રતમ સ્થાન છે. તેમનો જન્મ ઇ. ૧૮૬૯માં થયો; એલ. સી. ઇ.ની પરીક્ષા પસાર કરી કાઠિયાવાડ રેલવે બાંધકામમાં તેમણે નોકરી શરૂ કરી, એવા જ કામ માટે તેઓ આફ્રિકા ગયા. ૧૯૦૪માં મુંબઈની મ્યુનિસિપાલિટીમાં જોડાયા, ઇ. ૧૯૧૪માં ૪૫ વર્ષની ઉમ્મરે એ નોકરી છોડીને સદ્ગત ગોખલેની સરવન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટીમાં જોડાયા. ત્યારથી આજ સુધી તેમનું સેવાક્ષેત્ર ઉત્તરોત્તર વિકસતું અને વિસ્તરતું ગયું છે. આવી અપૂર્વ સેવાયોગની ૩૫ વર્ષની એકધારી કારકિર્દી એ ભાઈ ઉમાશંકર જણાવે છે તેમ "એક એકથી ચઢિયાતાં એવાં દુષ્કર સેવાકાર્યોની ગાથા છે" આજે તેમના શરીર ઉપર વૃદ્ધાવસ્થા ખૂબ પ્રમાણમાં આક્રમણ કરી રહી છે; એમ છતાં પણ એમને આત્મા આજે પણ એટલો જ યુવાન છે, એટલો જ સેવાભૂખ્યો છે. ઠક્કરબાપા ભારતવર્ષની એક અજોડ આત્મ-

વિભૂતિ છે. તેમને આ પ્રસંગે આપણે સંપૂર્ણ કાર્યક્ષમ આરોગ્ય ઇચ્છીએ કે જે વડે તેમના તરફથી હજુ પણ પ્રજાને અનેક સેવાઓનો લાભ મળ્યા કરે!

**દેશની અદ્યતન આર્થિક પરિસ્થિતિ**

આજની આર્થિક પરિસ્થિતિ અમુક અંશે અનોખી છે. ઊંચા અને વધતા જતા ભાવ, કથળતું ઉત્પાદન, મૂડીના રોકાણનો તદ્દન અભાવ, આપણું પરાવલંબી ખાદ્યતંત્ર અને આ બધા ઉપરાંત આર્થિક કટોકટીનાં ઝઝૂમતાં વાદળાંઓને લીધે વાતાવરણ ધીમે ધીમે મંદીમાં ફેરવાતું જતું લાગે છે. આજની આર્થિક પરિસ્થિતિ સમજવા માટે બે ત્રણ ચાવીરૂપ ઘટનાઓ સમજવી ઘટે છે. પ્રથમ તો અર્થતંત્રમાં ખૂણેખાંચરે પેસી ગયેલું જંગી નાણાંભંડોળ એટલે કે ફુગાવો. આઝાદીના આગમન પછી આર્થિક નીતિમાં જો અગત્યાનુક્રમ (Priority) જળવાયો હોત તો ફુગાવાના પ્રતિકારને પ્રથમ સ્થાન મળત; પરંતુ સરકારની ફુગાવા–વિરોધી નીતિનું હજુ સુધી કશું પરિણામ નથી આવ્યું એમ કહીએ તો ચાલે. ફુગાવા વિરોધી નીતિ જાહેર થયાને આજે એક વર્ષ પૂરું થઇ ગયું છે (ઑક્ટોબર, ૪૮), જ્યારે ભાવનો આંક ૧૯૩૯ની સરખામણીમાં આજે ૩૯૦ ની આસપાસ છે. આમાં ધાન્યનો આંક ૪૦૦ લગભગ છે અને ઉદ્યોગોના કાચા માલનો આંક ૪૭૦ છે. ભાવનું આવું ઊંચું ધોરણ ઉદ્યોગો અને દેશના અર્થતંત્રના બધાં ક્ષેત્રોને બોજારૂપ છે. રૂપિયાની કિંમત આથી ખૂબ જ ઘટી ગઇ હતી. પરંતુ બહારની દુનિયા પૂરતો તો રૂપિયો પહેલાં જેટલો જ હતો. રૂપિયાનો જે દરઘટાડો (Devaluation) સરકારે જાહેર કર્યો તે આ દૃષ્ટિએ વાજબી જ હતો. રૂપિયાના આંતરિક અને બાહ્ય મૂલ્યમાં જે ગાળો રહી ગયો હતો એની અસર દેશના વેપાર ઉપર પડતી હતી. આપણી આયાત ચાલુ રહેતી હતી–વધતી જતી હતી; પરંતુ આપણા ઊંચા ભાવોને લીધે આપણી નિકાસ આયાતને સમાંતર નહોતી રહી શકતી. પરિણામે હિંદને પરદેશિક વેપારમાં ખાધ રહેતી. આવા વાતાવરણમાં દરઘટાડો કરીને નિકાસ વધારવાનો નહિ, તો આયાત ઘટાવાનો પ્રયાસ આર્થિક નીતિની દૃષ્ટિએ આવકારદાયક ગણાય. પરંતુ દરઘટાડાનો પૂરો ફાયદો આપણને મળી શકશે? આ પ્રશ્ન આપણને અર્થતંત્રના બીજા મુદ્દા તરફ લઇ જાય છે.

કોઇ પણ ચીજ નિકાસ કર્યા પહેલાં એને પેદા કરવી પડે, અને જો નિકાસ વધારવી હોય તો ઉત્પાદન વધારવું જોઇએ. શું નિકાસના ઉત્પાદનમાં વધારો થઇ શકે તેમ છે? આપણી નિકાસમાં મુખ્ય સ્થાન શણ અને કંતાનનું જાય છે. શણનો કાચો માલ આપણે પાકીસ્તાન પાસેથી મેળવીએ છીએ; પરંતુ પાકીસ્તાને દરઘટાડો નથી કર્યો. આથી અમુક અંશે પાકીસ્તાન પણ દુર્લભ નાણાંપ્રદેશ (hard currency area) થયો કહેવાય. પાકીસ્તાનનું આ અપવાદરૂપ પગલું એના પુરાતવાળા વેપારમાંથી જન્મ્યું છે; પરંતુ એમાં બહુ લાંબી દૃષ્ટિ નથી લાગતી. કારણ કાચું શણ અને રૂ બંનેની ખરીદી આપણા દેશે લગભગ બંધ કરી છે. પરિણામે એ બંને ચીજોના ભાવ પાકિસ્તાનમાં નીચા બેસવા માંડ્યા છે. દરઘટાડા પહેલાં હિંદની કાચા શણની આયાત ૪૦ લાખ ગાંસડી અને કચા રૂની આયાત ૪થી ૪ ૧/૨ લાખ ગાંસડી હતી. આ બંનેમાં ઘટાડો થશે. પરિણામે પાકીસ્તાનમાં એ બે ચીજોના ભાવ ઘટશે, અને જો પાકીસ્તાનની સરકાર દરઘટાડો નહિ સ્વીકારે તો એ માલના ભાવ ઘટયા જ કરશે. (એવી સ્થિતિનું અનુમાન થઇ શકે છે કે જેમાં જેટલો પાકીસ્તાનના રૂપિયાનો ભાવ આપણા રૂપિયા કરતાં ઊંચો છે એટલો જ ત્યાંની નિકાસ કરવા યોગ્ય ચીજોનો ભાવ ઘટે જેથી પરિસ્થિતિ પહેલાં જેવી જ બની જાય.) પરંતુ આંતરરાષ્ટ્રીય કે પ્રાદેશિક વેપારના ફાયદા ગેરફાયદા દ્વિમુખી હોય છે. જો આપણે પાકીસ્તાન પાસેથી નહિ ખરીદીએ તો તેટલું એ પણ આપણી પાસેથી નહિ ખરીદે. આપણી કાપડની નિકાસ ઘટે અને પોલાદની નિકાસ ઉપરની જકાતને લીધે એ પણ ઘટે. એકંદરે આ બે પાડોશી દેશનો વેપાર જે ૧૯૪૮–૪૯ માં લગભગ ૧૮૦ કરોડ રૂપિયા જેટલો હતો તે સારો એવો ઘટે એવી શક્યતાઓ છે.

દરઘટાડાને લીધે ફુગાવાનો પ્રશ્ન ફરી પાછલે બારણેથી પ્રવેશ કરે છે. પહેલાં કહ્યું તેમ ભાવનું ધોરણ લગભગ ૩૯૦ની આસપાસ રહ્યું છે. નિકાસ (ડૉલર ક્ષેત્ર અને પાકીસ્તાન જેવા દેશોમાંથી) ઘટવાથી દેશના ઉત્પાદનના ભાવ હજુ ઊંચા જશે. ફુગાવાનું વિષચક્ર સરકાર ધારે છે તેટલી સહેલી રીતે તોડી નથી શકાતું. આપણે એ સમજી લેવું જરૂરી છે કે અમુક હદથી વધી પડેલા ફુગાવાને ભાવનિયમન કે ભાવકાપ નથી વશ કરી

શકતા. વધી પડેલા પૈસા એક યા બીજી રીતે પોતાનો માર્ગ શોધી લે છે, ભાવનિયમનોની ઉપરવટ જઈને કાળાંબજાર સર્જે છે. આવી પરિસ્થિતિમાં અનાજ અને કાપડના ભાવમાં ૧૦ ટકા ઘટાડો કરવાની સરકારની આવકારદાયક યોજનાથી બહુ લાભ નહિ થાય. આમ જો સામાન્ય ભાવનો આંક ઉંચો જ રહેતો હોય તો ઢાલની બીજી બાજુ કાંઇ ઉજળી નથી. મૂડીના રોકાણમાં નરમાશ રહી છે. ફુગાવાની સમગ્ર અસર નીચે નવી મૂડીનું રોકાણ લગભગ અશકય બની ગયું છે. કાંઇક આવા જ અર્થમાં આપણા તત્વજ્ઞાનીઓએ પૈસાને માયા કહી હશે? ટૂંકામાં આર્થિક ભવિષ્ય ઉજળું નથી, કારણ એમાંથી શ્રદ્ધા ડગી ગઇ છે.

વધી પડેલા નાણાભંડોળ સામે રહી રહીને સરકારે ખર્ચમાં કાપકૂપ કરી છે, ફરજિયાત પગારઘટાડા અને ફરજિયાત બચત કરવાના રાષ્ટ્રવ્યાપી કાર્યક્રમની રૂપરેખા બહાર મૂકી છે. પરિણામે પુનઃરચનાની યોજનાઓ લગભગ અભરાઇ ઉપર મૂકાઇ જશે. આમાં સરકારનો આશય સ્તુત્ય છે; પરંતુ પગાર ખાનારા વર્ગ કરતાં બીજા વર્ગ પાસે રહેલા ફાજલ નાણાં વિશેની સરકારની નીતિ મોળી છે. આપણે ઇચ્છીએ કે વડા પ્રધાન અને સરદારની નૈતિક અપીલ એ પ્રકારની છેલ્લી જ અપીલ હોય

## હિંદનું નવું બંધારણ

હિંદની વિધાન સભાએ તા ૨૬-૧૧-૪૯ના રોજ ત્રીજા વાચનમાંથી પસાર થયેલ બંધારણને સમગ્રપણે,—મૌલાના હઝરત મોહાનીના અપવાદ સિવાય–સર્વાનુમતે પસાર કર્યું, અને સભાપ્રમુખ ડૉ. રાજેન્દ્રપ્રસાદે તે ઉપર પોતાની સહી મૂકીને તેને કાયદેસરનું સ્વરૂપ આપ્યું. આ બંધારણમાં રહેલા અગત્યના મુદ્દાઓનું શ્રી. ચીમનલાલ ચકુભાઇ શાહે આ અંકમાં પ્રગટ થયેલ પોતાના લેખમાં સુંદર અને સંક્ષિપ્ત વિવેચન કર્યું છે. આ આખું બંધારણ ઘડવામાં અને કલમવાર પસાર કરાવવામાં સૌથી વધારે મહત્વનો ફાળો કાયદા–પ્રધાન ડૉ. આંબેડકરનો છે. એ એક કુદરતની વિચિત્ર ઘટના છે કે એક વખતના ગાંધી વિરોધી, કોંગ્રેસ વિરોધી અને એ રીતે આઝાદી વિરોધી ડૉ. આંબેડકર દેશને આઝાદી પ્રાપ્ત થતાં નવા પ્રધાનમંડળમાં કાયદાપ્રધાનનું સ્થાન પામે અને જે દ્વારા આખા દેશનો ભાવિ રાજ્યવહીવટ નિર્માણ થવાનો છે તેના મુખ્ય પ્રણેતા પણ ડૉ. આંબેડકર જ બને. ડૉ. આંબેડકરે પોતાને સુપ્રત થયેલા કાર્યમાં જે અસાધારણ વિદ્વતા, કુશળતા, ધીરજ, ખંત અને કાર્યદક્ષતા દાખવેલ છે તે માટે સમસ્ત રાષ્ટ્રના તેમને ધન્યવાદ ઘટે છે. આ બંધારણનો સમગ્રપણે અમલ ૧૯૫૦ના જાન્યુઆરીની ૨૬ મી તારીખથી (૧૯૩૦ની સાલથી આજ સુધી જે સ્વાતંત્ર્ય દિન તરીકે ઓળખાતો અને મનાતો આવ્યો છે તે દિવસથી) શરૂ થશે અને તેના અનુસંધાનમાં પુખ્ત વય મતાધિકાર મુજબ દેશે કદી નહિ જોયેલી અને જાણેલી તેવી વિરાટ ચૂંટણીના દેશવ્યાપી આયોજનનો પ્રારંભ પણ ત્યારથી થશે.

આ બંધારણની કેટલીક સ્થૂળ વિગતો નોંધ કરવા જેવી છે. વિધાન સભાને આ બંધારણ પૂરૂં પસાર કરતાં બરાબર ૩ વર્ષ થયાં, જેમાંનું પહેલું વર્ષ રાજાઓ અને મુસલમાનોના અસહકારને લીધે વ્યર્થ ગયું. બંધારણના ઘડતર પાછળ (તા. ૨૨-૧૧-૪૯ સુધીમાં) રૂ. ૬૩,૯૬,૭૨૯નો ખર્ચ થયો. વિધાન સભાનાં કુલ ૧૧ અધિવેશનો થયાં; જેમાં કુલ ૧૬૫ દિવસ બેઠકો મળી અને જેમાંથી ૧૧૪ દિવસો બંધારણનો ખરડો ચર્ચવા અને પસાર કરવામાં વ્યતીત થયા. વિધાન સભાનાં ૧૧ અધિવેશનોમાં પહેલાં છ અધિવેશનો તો માત્ર ધ્યેયનિર્દેશ કરતો પ્રસ્તાવ નક્કી કરવામાં અને જુદી જુદી કામકીઓના રિપોર્ટોની ચર્ચામાં જ પસાર થયાં. ૧૯૪૭ના ઓગસ્ટની ૨૯મી તારીખે નીમવામાં આવેલી, બંધારણનો ખરડો ઘડનારી સમિતિને પોતાનું કામ પૂરું કરતાં ૧૪૧ દિવસ લાગ્યા. છેવટે નક્કી કરવામાં આવેલ બંધારણમાં ૩૯૫ કલમો છે અને ૮ પરિશિષ્ટો છે.

આ રીતે નિર્ણીત થયેલું આખું બંધારણ છેવટની મંજૂરી માટે રજૂ કરતાં ડૉ. આંબેડકરે નીચેના ત્રણ મુદ્દાઓ બહુ ભારપૂર્વક રજૂ કર્યા હતા.

(૧) જો આપણે પ્રાપ્ત થયેલ લોકશાસિત રાજ્યબંધારણને સુરક્ષિત બનાવવું હોય તો સામાજિક તેમજ આર્થિક ધ્યેયો સિદ્ધ કરવા માટે કેવળ બંધારણપુરઃસરના માર્ગોને જ મજબુત રીતે વળગીને ચાલવાનો નિરધાર કરવો જોઇએ. હિંસાત્મક ક્રાન્તિનો માર્ગ કે સવિનય ભંગ, અસહકાર કે સત્યાગ્રહના માર્ગોને હંમેશાને માટે તિલાંજલિ આપવી જોઇએ.

(૨) આંધળી વીરપૂજાથી આપણે દૂર રહેવું જોઇએ, અને ગમે તેવા મોટા માણસને પણ સર્વસત્તાધીશ

બનાવવાનાં પ્રલોભનથી હંમેશાં ચેતતા રહેવું જોઇએ.

(૩) આમ રાજકીય લોકશાસન પ્રાપ્ત કરીને સંતોષ ચિન્તવવો ઘટતો નથી. સામાજિક અને આર્થિક ક્ષેત્રમાં પણ લોકશાસનની અને સમાનતાવાળી સ્થાપના થવી જોઇએ. ઉંચા નીચાનો ભેદ જવો જ જોઇએ; થોડા શ્રીમન્ત અને અઢળક દરિદ્ર–આવી અસમાનતાનો નાશ થવો જોઇએ.

બંધારણના ખરડા ઉપર ડૉ. રાજેન્દ્રપ્રસાદે સહી કરતાં એક ભવ્ય પ્રવચન કર્યું હતું અને બંધારણની મર્મસ્પર્શી સમાલોચના કરી હતી. આવી રીતે અમલમાં આવતું બંધારણ રાષ્ટ્રની આબાદી અને સુખચેનમાં વધારો કરે અને રાષ્ટ્રનાં શ્રેયપ્રેયની સાધનામાં બધી રીતે મદદરૂપ થાય એવી પ્રાર્થનાપૂર્વક આ નવા બંધારણને આપણે આવકારીએ।

## ગુજરાત યુનિવર્સિટી

ગયા ઑક્ટોબર માસ દરમિયાન મુંબઇની ધારાસભાએ ગુજરાત યુનિવર્સિટી બીલ પસાર કર્યું છે. જેના પરિણામે બહુ થોડા સમયમાં ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના કરવામાં આવશે એમ પાકે પાયે આશા બંધાય છે. ગુજરાત યુનિવર્સિટી વિષે માવળંકર સમિતિએ જે રીપોર્ટ અને ભલામણો કરી હતી, તેની વિસ્તૃત સમાલોચના યુગદર્શનના સપ્ટેમ્બર માસના અંકમાં કરવામાં આવી હતી. તે ભલામણોનો ઘણોખરો ભાગ છેવટે પસાર કરવામાં આવેલા બીલમાં સ્વીકારવામાં આવ્યો છે. ફેરફારનો મુખ્ય મુદ્દો આ છે. મૂળ રીપોર્ટમાં શિક્ષણના અને પરીક્ષાના માધ્યમ તરીકે અંગ્રેજી ભાષાનો ઉપયોગ પાંચ વર્ષ સુધી મર્યાદિત કરવામાં આવ્યો હતો, જે લંબાવીને દશ વર્ષનો કરવામાં આવ્યો છે.

આ યુનિવર્સિટીનું સામાન્ય સ્વરૂપ પોતાની હકૂમતની અંદર આવેલી કૉલેજોને માન્યતા આપનાર (affiliating) સંસ્થાનું રહેશે. આ ઉપરાંત તુરતમાં નહિ, પણ ત્રણ વર્ષ બાદ અમદાવાદ પોતે વસવાટની સગવડવાળું અને શિક્ષણનું કામ કરતું યુનિવર્સિટીકેન્દ્ર બની શકશે. આ યુનિવર્સિટી માટે નક્કી કરેલા પ્રદેશોમાં આવેલી કોઇ પણ કૉલેજ કે શિક્ષણસંસ્થા, સરકારની રજા વગર કાયદેસર સ્થપાયેલી બીજી કોઇ યુનિવર્સિટી સાથે કોઇ પણ જાતનો સંબંધ રાખશે નહિ, અથવા તો તેના કોઇ પણ અધિકાર મેળવવા પ્રયત્ન કરશે નહિ. આવી જ રીતે મુંબઇ પ્રાંતમાં આ યુનિવર્સિટીના પ્રદેશની બહાર આવેલી કોઇ પણ કૉલેજ કે શિક્ષણસંસ્થા અથવા પ્રાંત બહારના કોઇ પણ બીજા પ્રદેશમાં આવેલી કોઇ કૉલેજ કે શિક્ષણસંસ્થા, યુનિવર્સિટી અને પ્રાન્તિક સરકારને ઠીક લાગે તે શરતે અને મર્યાદાઓ સહિત આ યુનિવર્સિટી સાથે જોડાઇ શકશે હાલ તુરત મ ટે મુંબઇના ગવર્નર યુનિવર્સિટીના કુલપતિ (ચાન્સેલર) થશે. નિયામકસભા (સેનેટ) ની બેઠકમાં હાજર સભ્યોની બહુમતીએ ભલામણ કરેલા ચાર માણસે માંથી એકની કુલપતિ કુલનાયક (વાઇસ ચાન્સેલર) તરીકે નિમણૂંક કરશે. આ કુલનાયક બીનપગારદાર અધિકારી રહેશે, પણ નિયામકસભા ધારાધોરણો દ્વારા કુલનાયકની જગ્યા આખા વખતની અને પગારદાર બનાવી શકશે. તેની નીચે કુલાધિકારી (રેકટર) અને તેની નીચે મહામાત્ર (રજીસ્ટ્રાર) આખો વખત કામ કરનાર પગારદાર અધિકારી હશે. હાલ તુરત પ્રાન્તિક સરકાર બે વર્ષથી વધુ નહિ એવી મુદ્દત માટે એક કુલનાયક (વાઇસ ચાન્સેલર)ની નિમણૂંક કરશે અને ત્રણ વર્ષથી વધુ નહિ એવી મુદત માટે એક મહામાત્ર (રજીસ્ટ્રાર)ની નિમણૂંક કરશે વળી વચગાળાના સમય માટે પ્રાન્તિક સરકારે નીમેલી પંદરથી વધુ નહિ એવા સભ્યોની બનેલી એક સલાહકાર સમિતિની મદદથી કુલનાયક યુનિવર્સિટીનું બધુ પ્રારંભિક કાર્ય કરશે. છ માસની મુદતમાં (કે વધુમાં વધુ એક વર્ષના ગાળામા) આ સમિતિની મદદથી કુલનાયક સેનેટ, સીન્ડીકેટ, એકેડેમીક કાઉન્સીલ અને એવી બીજી સંસ્થાઓ સમિતિનું બંધારણ અને રચના નક્કી કરશે અને એ બધી સંસ્થાઓ અને સમિતિઓ પ્રાન્તિક સરકાર ઠરાવે ત્યારથી સત્તા ઉપર આવશે.

ઉપર જણાવ્યા મુજબ તાજેતરમાં જ સૌરાષ્ટ્રના મુખ્ય ન્યાયમૂર્તિ શ્રી. હરસિદ્ધભાઇ દિવેટીઆને ગુજરાત યુનિવર્સિટીના કુલનાયક (વાઇસચાન્સેલર) તરીકે મુંબઇ સરકાર તરફથી જાહેર કરવામાં આવ્યા છે આ સ્થાન માટે શ્રી હરસિદ્ધભાઇની યોગ્યતા માટે બે મત છે જ નહિ અને તેથી તેમની આ નિમણૂંક માટે તેમને ગુજરાતનાં અભિનન્દન ઘટે છે. આમ હોવા છતાં પણ અહીં એ જણાવવું અસ્થાને નહિ ગણાય કે ગુજરાત યુનિવર્સિટી ઉભી કરવામાં તેમજ તે માટે નાણાં

મેળવવામાં આજ સુધી જેમણે પાર વિનાની જહેમત ઉઠાવી છે, અને આ રીતે ગુજરાત યુનિવર્સિટીનું બીલ આટલી જલદીથી પસાર થવાનો યશ પણ જેમના ફાળે જાય છે, જે આજસુધી આખી પ્રવૃત્તિના પ્રાણરૂપ છે તેવા દાદાસાહેબ માવળંકરની આ વિશિષ્ટ સ્થાન માટે સવિશેષ યોગ્યતા હતી, અને તેમની જ આ સ્થાન માટે વરણી કરવામાં આવશે એમ ચોતરફથી આશા સેવવામાં આવતી હતી. તેમ બન્યું હોત તો ગુજરાત માટે એ વધુ શોભારૂપ લેખાત, પણ સરકારી કૃપાનો કળશ શ્રી. હરસિદ્ધભાઇ ઉપર ઉતર્યો અને મુંબઇ યુનિવર્સિટીનો તેઓ પણ બહુ લાંબો અનુભવ ધરાવે છે, તો આપણે આશા રાખીએ કે તેઓ કુશળતાપૂર્વક ગુજરાત યુનિવર્સિટીના નાવને બહુ જલદીથી તરતું કરે અને લાંબા વખતથી જેનું આપણે સૌ તીવ્ર ઝંખનાપૂર્વક સ્વપ્નું સેવતા હતા તેને મૂર્તસ્વરૂપ આપવામાં તેમને પૂરી સફળતા મળે

## ગુજરાત યુનિવર્સિટીનું શિક્ષણમાધ્યમ

યુનિવર્સિટીના નવા કાયદા મુજબ શિક્ષણના તેમ જ પરીક્ષાના માધ્યમ તરીકે ગુજરાતી અથવા રાષ્ટ્રભાષા (એટલે કે દેવનાગરી લિપિ વાળી હિંદી) ઉભયમાંથી ગમે તેનો ઉપયોગ થઇ શકશે અને દશ વર્ષ સુધી અંગ્રેજીનો પણ ઉપયોગ ચાલુ રાખી શકાશે આ રીતે શિક્ષણના માધ્યમ તરીકે હિંદીને વિકલ્પે જે અવકાશ આપવામાં આવ્યો છે તે સામે ગુજરાતના કેટલાક વિદ્વાન વિચારકો અને શિક્ષણશાસ્ત્રીઓનો વિરોધ જોવામાં આવે છે, અને અંગ્રેજીને શિક્ષણના માધ્યમ તરીકે ચાલુ રાખવામાં જે વાંધાઓ રજૂ કરવામાં આવતા હતા તે જ વાંધાઓ તેઓ હિંદી સામે રજૂ કરી રહ્યા છે. અંગ્રેજી અને હિંદીને આમ એક કક્ષા ઉપર મૂકીને આ પ્રશ્નની ચર્ચા કરવામાં આવે છે તે ઉચિત નથી. અંગ્રેજી કેવળ પરદેશી ભાષા છે, અને જામેલી ભાષા છે. અને તેનું જ્યાં સુધી પ્રભુત્વ ચાલુ રહેશે ત્યાં સુધી પ્રાદેશિક ભાષા કોઇ કાળે ઉંચે આવે તેમ છે જ નહિ. તેથી શિક્ષણના માધ્યમના ક્ષેત્રમાંથી જેટલી બની શકે તેટલી જલદીથી અંગ્રેજીને વિદાય આપવામાં આવે તે અત્યન્ત આવશ્યક છે. પણ હિંદી તો ગુજરાતીને બહુ નજીકની ભાષા છે; તેણે પણ હજુ શિક્ષણના ક્ષેત્રમાં પોતાની જમાવટ કરવાની છે. હિંદના નવા રાજ્યબંધારણમાં તેને રાજભાષા તરીકે સ્વીકારવામાં આવી છે; નવી યુનિવર્સિટીને સંખ્યાબંધ નવા અધ્યાપકોની ગરજ પડવાની છે જે ગુજરાત પૂરા પાડી શકે તેમ છે જ નહિ. હિંદીનો અભ્યાસ કર્યા સિવાય પણ ગુજરાતની સમગ્ર જનતાને હિંદી સમજવામાં જરા પણ મુશ્કેલી લાગતી નથી, અને હિંદીભાષી અનેક સાધુસન્તોના સતત સમાગમથી આમજનતાના શિક્ષણના, અને ખાસ કરીને ધાર્મિક શિક્ષણના માધ્યમ તરીકે તો હિંદીનો કંઇ કાળથી સ્વીકાર થયેલો જ છે. આપણો આજનો વિદ્યાર્થી અભ્યાસના આરંભકાળથી હિંદી શીખવાનો જ છે. વળી આખા રાષ્ટ્રને અનુલક્ષીને અનેક પાઠ્યપુસ્તકો હિંદીમાં રચાવાનાં છે. તેથી કૉલેજના વર્ગોમાં જો કે પ્રાધાન્ય તો ગુજરાતીને જ રહેવું જોઇએ-અને ગુજરાત યુનિવર્સિટીમાં આથી અન્યથા બને એ શકય જ નથી-આમ છતાં પણ શિક્ષણના માધ્યમ તરીકે વિકલ્પે હિંદીનો સ્વીકાર કરવામાં આવે એમાં કશું પણ અનુચિત થતું હોય, કે પ્રાદેશિક ભાષાના વિકાસને જરા પણ બાધ આવવાનો સંભવ હોય એમ લાગતું નથી. કૉલેજ અને યુનિવર્સિટીના અનુસંધાનમાં જ્યારે શિક્ષણનો વિચાર કરવામાં આવે ત્યારે કેવળ પોતાના પ્રાન્ત પુરતી જ એ વિચારણાને મર્યાદિત કરવી ઘટતી નથી. તે વિચારણામાં આખા રાષ્ટ્રને ધ્યાનમાં લેવું ઘટે છે. આજે આપણે ગમે તેટલી વાતો કરીએ પણ ઉચ્ચ શિક્ષણના પ્રદેશમાંથી અને ખાસ કરીને અનુસ્નાતક ધોરણોમાંથી અંગ્રેજી ભાષાને દૂર કરવાનું કામ કાંઇ નાનુંસુનું નથી. અંગ્રેજી ભાષામાં લખાયલાં પાર વિનાનાં પાઠ્યપુસ્તકો અને તત્સંલગ્ન સાહિત્યના સ્થાને આપણે કેટલાં ગુજરાતી પાઠ્ય પુસ્તકો અને તે સાથે જોડાયલું સાહિત્ય—અને તે પણ ઉચ્ચ શિક્ષણને લગતું—પેદા કરી શકીશું એ પ્રશ્ન વ્યવહારુ રીતે આપણે વિચારવો ઘટે છે વળી દરેક પ્રાંતની યુનીવર્સિટીને આ પ્રશ્ન મૂંઝવવાનો છે. હિંદી ઉત્તરોત્તર આખા દેશમાં સર્વસામાન્ય ભાષા બનવાની જ છે. એ હકીકત ધ્યાનમાં લઇને શિક્ષણને લગતું બધું જ સાહિત્ય પોતપોતાની ભાષામાં ઉતારવાના લોભ ઉપર સંયમ રાખીને (કારણ કે એ લોભની સિદ્ધિ તુરતના ભવિષ્યમાં તો જરા પણ શકય જ નથી) હિંદીમાં ઉતારવામાં આવેલું સાહિત્ય જરૂરમુજબ આપણા ઉપયોગમાં લેવાની વ્યવસ્થા સ્વીકારવામાં આવે, અને એ જ રીતે આન્તરપ્રાન્તીય - ખ્યાતિવાળા હિંદીભાષી અધ્યાપકોની સેવાનો લાભ લેવાનો પણ આપણને ચાલુ અવકાશ રહે

એમાં ખોટું શું છે? વ્યવહાર દૃષ્ટિએ વિચારતાં આ જ સાચો માર્ગ છે, અને તેથી શિક્ષણના વિકલ્પ માધ્યમ તરીકે હિંદી સામેના વિરોધમાં વજૂદ કરતાં રખેને ગુજરાતી ભાષાસાહિત્યના વિકાસને ધક્કો લાગશે, એવી ભડક વધારે પ્રમાણમાં દેખાય છે. જ્યાં પણ દરેક કૉલેજને આ સંબંધમાં માત્ર ગુજરાતીને શિક્ષણના માધ્યમ તરીકે રાખવાની પૂરી છૂટ આપવામાં આવી છે. વળી હિંદીને તો વિકલ્પે સ્થાન છે, એથી ગુજરાતીની ઉપેક્ષા થશે એમ વિચારવું એ ગુજરાતી ભાષા વિષેની આપણી નિષ્ઠાને શંકાસ્પદ બનાવવા બરોબર છે. આપણી યુનિવર્સિટી, આપણે કર્તાહર્તા અને આપણે ગુજરાતીને જરૂરી પ્રાધાન્ય નહિ આપીએ એ કેમ બને? તેથી આ કારણે હિંદી સામે જે વિરોધ કરવામાં આવે છે તે યોગ્ય નથી.

## રાજ્યસત્તાના વિરાટ કેન્દ્રીકરણમાં વ્યક્તિ-સ્વાતંત્ર્યનું સ્થાન શુ?

પંડિત જવાહરલાલ નહેરુએ પોતાના અમેરિકાના પ્રવાસ દરમિયાન કેલિફોર્નિયા યુનિવર્સિટી સમક્ષ એક વિશિષ્ટ પ્રવચન કર્યું હતું, જેમાં બીજા કેટલાએક મુદ્દાઓ ચર્ચતાં આજની રાજ્યસત્તાના કેન્દ્રીકરણ ઉપર રચાયલી સંસ્કૃતિ અને રાજ્યવ્યવસ્થામાં વ્યક્તિનું સ્થાન શું, અને તેના સ્વાતંત્ર્યનો કાંઇ અર્થ ખરો કે નહિ એ વિષય ઉપર બોલતાં જણાવ્યું હતું કે:—

"આધુનિક સંસ્કૃતિનો વિકાસ તેની અનેકવિધ ભવ્ય સિદ્ધિઓ સાથે રાજ્યવહિવટ અને સત્તાના કેન્દ્રીકરણ તરફ જનતાને ઉત્તરોત્તર ઘસડી રહેલ છે અને વ્યક્તિના સ્વાતંત્ર્ય ઉપર વધારે ને વધારે આક્રમણ થઇ રહ્યું છે. કદાચ કેટલાક અંશે આ અનિવાર્ય છે, કારણ કે આજની દુનિયા વિપુલ કેન્દ્રીકરણ સિવાય ચાલી શકે તેમ છે જ નહિ. આમ છતાં પણ આ કેન્દ્રીકરણનું નિર્માણ એટલી હદ સુધી જતું દેખાય છે કે, વ્યક્તિ-સ્વાતંત્ર્ય કેવળ લુપ્તપ્રાય બની રહ્યું છે. દરેક બાબતમાં રાજ્ય સત્તાધારી બની બેઠું છે અથવા તો અમુક વ્યક્તિઓની મંડળીના હાથમાં એટલી બધી સત્તા આવી પડી છે, કે વ્યક્તિ-સ્વાતંત્ર્ય માટે કોઇ અવકાશ જ દેખાતો નથી. આ ઉપરાંત ભિન્ન ભિન્ન અને કેટલીક વખત પરસ્પર વિરોધી વિચારપક્ષો પોતપોતાનું ધ્યેય સિદ્ધ કરવાના હેતુથી જ આવા સત્તાગત કેન્દ્રીકરણને પ્રોત્સાહન આપે છે. આનું પરિણામ આખરે માણસજાતના અસુખમાં જ આવે, એટલું જ નહિ, પણ સર્જકશક્તિ જે માનવજાતના વિકાસ માટે અત્યંત આવશ્યક છે તેને પણ વધુ પાંગળી બનાવવામાં પરિણમે. રાજ્યની કેન્દ્રીભૂત સત્તા અને દરેક વ્યક્તિનું સ્વાતંત્ર્ય જળવાય અને સરખી તક તેને પ્રાપ્ત થાય એવી પાકા પાયાની સમાજરચના, આ બે વચ્ચે કોઇ મધ્યમ માર્ગ આપણે શોધવો જ પડશે. આપણે આપણા સમાજની આપણી કલ્પના મુજબ રચના કરીએ તે પહેલાં આ અને આવા પ્રશ્નોનો આપણા દિલમાં ઉકેલ શોધવો પડશે.

"આ યુનિવર્સિટી કે જ્યાં હજની પેઢીએ ભવિષ્યનો જીવન-વ્યાપાર કેમ ખેડવો અને તેને લગતી જવાબદારીઓનું કેમ વહન કરવું એ બાબતની કેળવણી અને તાલીમ આપવામાં આવે છે, તેવી યુનિવર્સિટી કરતાં વધારે સુયોગ્ય સ્થળ આવા પ્રશ્નોની વિચારણા કરવા માટે બીજું કયું હોઇ શકે? આજે જ્યારે હું કુદરતી સૌન્દર્ય અને શાન્તિથી અત્યન્ત મનોહર લાગતા અને માણસની સર્જક પ્રજ્ઞાનું દર્શન કરાવતા આ યુનિવર્સિટીના ભવ્ય મંડાણ વચ્ચે ઉભો છું ત્યારે દુનિયાની આધિ, વ્યાધિ અને ઉપાધિઓ બે ઘડી ભૂલી જઉં છું. ભૂતકાળ, એશિયાનો, યુરોપનો અને અમેરિકાનો ભૂતકાળ મારી કલ્પનાને ચોતરફથી ઘેરી વળે છે, અને વર્તમાનની અસિધારા ઉપર ઉભો ઉભો હું ભવિષ્યમાં ડોકિયું કરવાનો પ્રયત્ન કરું છું. આ ભૂતકાળમાં પ્રતિકૂળ સંયોગો વચ્ચે અને પાર વિનાની મુશ્કેલીઓ સામે માનવીને કઇ કાળથી લડતો ઝગડતો હું જોઉં છું. એ માનવીને કેટલીયે વાર પોતાની જાતનું બલિદાન આપતો અને કેસ ઉપર લટ.તો હું નિહાળું છું અને સાથે સાથે એ જ માનવીના આત્માને પુનઃ પુનઃ જન્મ પામતો, અને દરેક વિટંબણા સામે વિજયને પ્રાપ્ત કરતો નિરખું છું. ઇતિહાસનો આવો સપ્રમાણ ખ્યાલ આપણે ધ્યાનમાં લઇએ, તેમાંથી શાણપણ અને ધૈર્યને શોધી કાઢીએ અને ભૂત કે વર્તમાનનો વધારે પડતો વિચાર કરીને ગમગીની–ગ્લાનિના ભોગ ન બનીએ. વિદાય થયેલી એ અસંખ્ય પેઢીઓના આપણે વારસદાર છીએ–અને આ મહાન વિપ્લવના કાળમાં ભાગ ભજવવા માટે આપણે જન્મ ધારણ કર્યો છે. આ એક મોટો લ્હાવો અને જવાબદારી છે અને એ આપણે ભય કે આશંકા વિના સ્વીકારી લેવી જોઇએ. સ્વાતંત્ર્ય માટે લડતા માનવીની અનેક કથાઓ ઇતિહાસ વર્ણવે છે. એ માત્ર રાજકીય સ્વાતંત્ર્યની ઉપાસના નહોતી, એ તો પોતાની જાતને ચરિતાર્થ કરે એવા સ્વાતંત્ર્યની ઉપાસના પણ હતી. આજે પણ કેવળ રાષ્ટ્ર રાષ્ટ્રનું સ્વાતંત્ર્ય કે જેના પરિણામે પ્રજા પ્રજા વચ્ચે યુદ્ધો થયાં છે, એવા સ્વાતંત્ર્યની વિચારણા છોડીને દુનિયાની આઝાદી અને વ્યવસ્થાને અનુરૂપ એવી રાષ્ટ્ર રાષ્ટ્રની આઝાદીમાં વ્યક્તિનું સુરક્ષિત સ્વાતંત્ર્ય–આવા સ્વાતંત્ર્યની કલ્પના–ઉપાસના–આપણે ચિન્તવવાની છે."

આમ વ્યક્તિસ્વાતંત્ર્યના પ્રશ્નને પંડિત જવાહરલાલ આપણી વિચારણા માટે બહુ સમર્થ રીતે આગળ ધરે છે. આમ છતાં પણ આ વિકટ પ્રશ્નનો યોગ્ય ઉકેલ હજી કોઇ પણ રાજપુરુષને જડતો નથી એનું કારણ એ છે કે

સત્તાનું કેન્દ્રીકરણ અને વ્યક્તિનું સ્વાતંત્ર્ય–એ પરસ્પર વિરોધી તત્ત્વો છે. જ્યાં સુધી કેન્દ્રીકરણની પકડમાંથી મુક્ત થઈને રાજ્ય વ્યવસ્થા સાથે વિકેન્દ્રિત સત્તાનો આપણે કોઈ મેળ નહિ શોધીએ ત્યાં સુધી વ્યક્તિની કિંમત એ રાજ્યસત્તાના એક પામર પ્યાદાથી કદિ પણ વધારે અંકાવાની નથી.

## આ અંકની ચિત્રસામગ્રી

આ અંકનું રંગીન મુખચિત્ર 'તુલસી પૂજા' એ ઉગતા ચિત્રકાર શ્રી. રતુ શાહનું છે. તેઓ પેટલાદના વતની છે. તેમણે ચિત્રકળાનું શિક્ષણ મુંબઈની સ્કૂલ ઑફ આર્ટ્સમાં સંપાદન કર્યું; ડ્રોઈંગ–પેઈન્ટીંગની ડીપ્લોમા પરીક્ષા પહેલા વર્ગમાં પહેલો નંબર પ્રાપ્ત કરી ઉત્તીર્ણ કરી. ૧૯૪૭/૪૮માં પેઈન્ટીંગ સેક્શનમાં અને તેઓ ફેલો નીમાયા; ૧૯૪૭માં મીસ ડોલી ખુરશેદજી હરીફાઈમાં રૂ. ૬૦૦નું પહેલું ઈનામ મેળવ્યું ત્યાર બાદ તેમણે વેલીંગ્ટન પ્રાઈઝ અને મેયો મેડલ ૧૯૪૮માં પ્રાપ્ત કર્યો. આ ચિત્રમાં આર્ય એક ગૃહિણી તુલસીના ક્યારાને પાણી પાતી નજરે પડે છે. આ ચિત્રના મુખ્ય પાત્રની આકૃતિ અત્યંત સૌમ્ય અને ગૌરવભરી છે. ચિત્રમાં વાપરવામાં આવેલા રંગો હળવા અને આંખને ઠંડક આપે તેવા છે; અને વિષયનિરૂપણ સાદું છતાં ભારે સુશ્લિષ્ટ અને વિશદ છે. ચિત્ર જોતાં આપણી આંખો તેમજ ચિત્ત મીઠી પ્રસન્નતા અનુભવે છે. આ ચિત્રકારનું આ સુન્દર સર્જન ભાવિ ઉજ્જ્વળ કારકિર્દીની આશા આપે છે.

આર્ટ પેપરનાં ચાર પાનાંમાંથી પહેલા પાના ઉપર જાણીતા શિલ્પી શ્રી કરમારકરના એક અદ્ભુત શિલ્પ-નિર્માણ–'મત્સ્યકન્યા'ની છબી આપવામાં આવી છે. આ કન્યાની આકૃતિના અંગ-ઉપાંગોમાં નિર્દોષતા, સૌમ્યતા અને સરૂપતા આરપાર તરવરતી દેખાય છે. આ શિલ્પકૃતિનું દર્શન નયનપ્રાપ્તિનાં સૌભાગ્યને હાંસલ કરવા બરોબર છે. આ છબીનો બ્લૉક આપવા માટે બોમ્બે આર્ટ સોસાયટીના અમે આભારી છીએ.

બીજાં ત્રીજા પાના ઉપર જાણીતા ચિત્રકાર શ્રી બાબુરાવ સામંતની સ્કેચ-બૂકમાંથી તારવી કાઢેલ ત્રણ રેખાંકનો આપવામાં આવ્યાં છે. આ રેખાંકનો આદીવાસીઓનું અને તેમના સ્વાભાવિક જીવનનું મનોહર દર્શન કરાવે છે.

ચોથા પાના ઉપર શ્રી. નંદલાલ દેસાઈની ગીરનારની અંબાજીના રસ્તે જતાં પાડેલી છબી આપવામાં આવી છે. આ છબી ભારે લાક્ષણિક છે. બાજુએ ગીરનારના ભવ્ય જૈન મંદિરો નજરે પડે છે અને તેથી આગળના ભાગમાં નીચેની તળેટી, દામોદર કુંડ વગેરે ઝાંખા ઝાંખા દેખાય છે. આ રીતે આ ફોટોગ્રાફનું દૃશ્ય ઘણા વિશાળ પ્રદેશને પોતામાં સમાવી રહેલ છે. ગીરનાર એક ભવ્ય પર્વત છે. તેની ભવ્યતાની એક બાજુ આ દૃશ્યમાં બહુ સુન્દર રીતે રજૂ થઈ રહી છે.

[ હિંદનું નવું બંધારણ : પરમા પાનાથી ચાલુ ]

નાશ નથી, તેમ તેનો સર્વથા સ્વીકાર પણ નથી. તેમાં ન્યાય, સમાનતા અને ભ્રાતૃભાવની ભાવના છે, છતાં તેની આસપાસ જે મર્યાદાઓ મૂકી છે તે કેટલાકને ખૂંચે તેવી છે. હવે પછીની પેઢીને આ બંધારણ અને તેના કેટલાક ભાગો સ્વીકાર્ય નહિ હોય તો તેમાં ફેરફાર કરવાને પૂરતો અવકાશ છે. અને એવા ફેરફાર બહુ મુશ્કેલી વિનાં થઈ શકે તેવો તેમાં પ્રબંધ છે. કેટલેક દરજ્જે આ બંધારણ બહુ લાંબું અને બીનજરૂરી એવી વિગતોથી ભરપૂર થઈ પડ્યું છે. પણ તેમાંય અત્યારના પ્રજામાનસનો પડઘો છે. જે વિધવિધ હિતો વચ્ચે ઘર્ષણ હતું તે જોતાં ઘણી બાબતો, જે સામાન્યપણે બંધારણમાં છોડી દેવાય તેવી આમાં આવી છે–મૂકવી પડી છે. કાંઈક ભવિષ્યની પેઢીનો અને હવે પછીની ધારાસભાઓનો અણવિશ્વાસ છે કે જેથી જે વસ્તુઓ હવે પછીની પાર્લામેન્ટ ઉપર છોડવી જોઈતી હતી–અને સરળતાથી છોડી શકાત–તેનો આ બંધારણમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે કેન્દ્રની આર્થિક સત્તા વધારે પડતી વિગતથી મુકવામાં આવી છે.

આ બધામાં જે અસાધારણ પરિસ્થિતિમાંથી હિંદ પસાર થઈ રહ્યું છે તેનું પ્રતિબિંબ છે. હિંદની અત્યારની આર્થિક અને રાજકીય કટોકટીને પહોંચી વળવાની દૃષ્ટિથી પ્રેરાઈને સ્વાભાવિક રીતે બંધારણ ઘડાયું છે. છતાં તેનાં સ્થાયી તત્ત્વો વિશાળ લોકકલ્યાણની ભાવનાએ રચાયાં છે. તેમાં પગલે પગલે બાંધછોડની વૃત્તિ નજરે પડે છે, દરેક હિતોને સંતોષવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આમ છતાં પણ તેનો ઝોક નિશ્ચિતપણે ગરીબો તરફ, દલિત વર્ગો તરફ અને દેશના નબળા અને પછાત લાખો માનવીઓ તરફ રહેલો છે. આ બંધારણના અમલથી દેશના ઇતિહાસમાં મહત્ત્વના સીમાચિહ્નરૂપે એક નવા યુગનો પ્રારંભ થાય છે.



# યુગદર્શન

## વિષયાનુક્રમ





સાંવત્સરિક પરિક્રમા, શાન્તિવાદી પરિષદ, પાકીસ્તાન સાથે યુદ્ધની સંભવિતતા, ગાંધીજી વિષે અધ્યાપક આઇન્સ્ટીન, સંસ્કૃતિ એટલે શું?, સ્વધર્મ એટલે સાપેક્ષ ધર્મ, વહિવટી નોકરી વિષે આપણા વિદ્યાર્થીઓની ઉદાસીનતા.


**વાર્ષિક લવાજમ**

હિંદમાં અને જ્યાં હિંદ જેટલો ટપાલનો દર હોય ત્યાં રૂા. ૮, અન્યત્ર રૂા. ૧૧, છુટક નકલ કિંમત રૂા. ૧

**લેખકોને**

યુગદર્શન માટે મોકલાયલા લેખો અને કાવ્યો કાગળની એક જ બાજુ સુવાચ્ય અક્ષરોમાં લખાયલા અને અન્યત્ર પ્રકટ નહિ થયેલાં હોવાં જોઇએ; સ્વીકૃત લેખો તથા કાવ્યો માટે યોગ્ય પુરસ્કાર આપવામાં આવશે. અસ્વીકૃત લેખો પાછા મોકલવામાં આવશે. આને લગતા નિયમોની જેને અપેક્ષા હોય તે તંત્રી પાસેથી મેળવી શકશે.

**જાહેરખબર વિષે**

આ માસિક માટે નક્કી કરવામાં આવેલ શિષ્ટ ધોરણ અનુસારની જાહેરખબર નીચેના દરથી લેવામાં આવશે.

**છુટક**

| | |
|---|---|
| આખું પાનું ... | રૂા ૬૦ |
| અડધું પાનું ... | રૂા. ૩૦ |
| પા પાનું ... | રૂા. ૧૮ |

**વાર્ષિક કૉન્ટ્રાક્ટ**

| | |
|---|---|
| આખું પાનું ... | રૂા. ૬૫૦ |
| અડધું પાનું .... | રૂા. ૩૨૫ |
| પા પાનું ... | રૂા. ૧૮૦ |

ગ્રાહક થવા માટે:
જાહેરખબર માટે:
લખો:—

વ્યવસ્થાપક: યુગદર્શન
જન્મભૂમિ ભવન, પો. બો. ૬૨
ઘોઘા સ્ટ્રીટ, મુંબઇ ૧.



સંધ્યાના સૂર

ચિત્રકાર: શ્રી સોમાલાલ શાહ

# યુગદર્શન

તંત્રી
પરમાનંદ કુંવરજી કાપડિયા





પુસ્તક ૧ : અંક ૬
૧૫ જાન્યુઆરી, ૧૯૫૦


## વિરાટની યાતના

મૂળ અંગ્રેજી : મહર્ષિ અરવિન્દ.
અનુવાદક : શ્રી બાલચંદ્ર પરીખ.

★

સોનેરી સરિતાનાં
વહેતાં ગાન માટે,
ચિરંતન વેદીતણા
પ્રજ્જવલિત અગ્નિકુંડ માટે.

ભૌતિકતાની નિશામાં
સતત હું મથ્યો છું
સહી સહીને પ્રગટાવવા મનુષ્યમાં
પ્રેમલ જ્યોતિ અનંત..........
કિંતુ સૃષ્ટિના આદિકાળથી
વળતરમાં મારી ભેટ,
કેવળ નર્કનાં કટુ વિષ,
ઘોર માનુષી દ્વેષ.

માનવીનું ચિત્ત
એના પાશવી સ્વરૂપનું
કેવળ એક છે રમકડું;
બહુલાવવા એના વિષયો
સેવે છે એ નિજ અંતરમાં
પાપ અને ગ્લાનિના
ઓળાથી અતિમુગ્ધ
એક વિકાળ પ્રેત......
થરથરે છે એ પ્રેત અઘોર
સ્વર્ગના દિવ્ય પ્રકાશથી
વિમલતા અને આનંદ પ્રગટાવતા
પ્રત્યેક પદાર્થથી.

સુવર્ણ ને નીલ વચ્ચે
રૂપેરી અવકાશમાં
સંચિત કર્યાં છે મ્હેં મ્હારાં સ્વપ્ન....
ને તરલતાથી એમને વીંટી લઈ,
રહેવા દીધાં છે ત્યાં જ
દિવ્ય તવ વિભૂતિ કેરાં
મુજ રત્નજડિત સ્વપ્ન......

ભાવના સેવી હતી મ્હેં
એક સેતુ રચવાની,
વ્યોમ અને પૃથ્વીને
સંલગ્ન કરતા
મેઘધનુષ્યરૂપી એક સેતુ રચવાની :
અને નર્તન્તી આ ધરિત્રી કેરા
પુલકિત હાર્દમાં
વેરવા અનંતનાં સ્વરૂપો.

હતાં કિંતુ અતિ ઉર્જસ્વલ
અમારાં સ્વર્ગ,
હતાં એ અતિ દૂર-સુદૂર.........
અતિચંચળ હતું એમનું
અપાર્થિવ સ્વરૂપ :
ચિરસ્થિત રહી શક્યાં નહિ
અમારાં તેજપુંજ,
અતિપ્રભોજ્જ્વલ, અતિનિર્વ્યાજ :
નહોતાં ગભીર એમનાં મૂળ.

દિવ્યાવતારનાં આ ધરાતલ પર
સ્વપ્ન સેવનાર માનવીએ
અવતરવું પડશે માટીની મૂર્તિરૂપે;



સહેવો પડશે ભૌતિક
પ્રકૃતિ કેરો બોજ અતિ,
સંચરવું પડશે વ્યથાના
અશ્રુપથ પર અનન્ત..........
કચરીને-દબાવીને મુજ દેવત્વ,
અવતર્યો છું હું આ પૃથ્વીપર
—અન્ધ, મલીન
માનવતા માટ જલતી
જન્મ અને મૃત્યુનાં
ગર્ભદ્વારની વચ્ચે.

ગંદકી અને કાદવથી
ખદબદતી આ ધરામાં.
ખોદ્યા કર્યું છે સતત મ્હેં
ભૂમિતળ ઊંડે ઊંડે,

શેષનાગની વિસ્તરેલી
વાસુકી ફણાપર જ્યાં,
રક્ષી રહ્યો હતો એક મહિષાસુર
રહસ્યનિદ્રા વિશ્વની.

*

તિલાંજલિ આપી મ્હેં ચિત્તના
બાહ્ય સપાટી પરના દેવોને,
ને ફગાવી દીધાં મ્હેં જીન્દગીનાં
અતૃપ્ત જલધિજલ;
નિમજ્જન અંતે લીધું મ્હેં
દેહની આ તિમિરાન્ધ
ગલી ગુંચીઓમાં થઈ, ભેદવા
અધોલોકનાં રહસ્ય.

*

ખોદે ગયો છું હું ડારતા
ઉરમાં મૂક ધરિત્રીના,
ને સુણ્યો છે એની આરતીનો મ્હેં
ઘોર ઘંટાનાદ;
વહે છે એનાં દર્દ જ્યાંથી,
નિહાળ્યું છે મ્હેં એ પ્રભવસ્થાન,
નિહાળ્યું છે તેમ નર્કનું
અંતરંગ નિમિત્ત.

*

મ્હારી ઉપર ગુંજે છે
શેષનાં ક્રન્દન,
મ્હારી ચોપાસ વહે છે
પ્રેતનાં વિલાપ;
ભેદી ચૂક્યો છું હું એ
અવકાશ અગમ્ય,
જ્યાંથી આવિર્ભૂત પ્રથમ
થયો વિચાર;
અને માપી ચૂક્યો છું
એ જ રીતે
વિચરીને, પાતાળ તણાં
ઊંડાણ અગાધ.

*

અહા! એ ખતરનાક
નિસરણી પરથી
સંચર્યા છે મ્હારા પાદ,
સુમજ્જ નિરવધિ શાન્તિ વતી..

પ્રગટાવતા માનુષી
ગર્તાના ઉરમાં.
વિભુની દિવ્ય પ્રભાતણા
મંગલ જ્યોતિ અવિનાશ.

*

જે પુરૂષ હું છું ખરેખર
મ્હારી સાથ તે અત્યારલગી હતા,
એક પછી એક આવરણો હવે
અદૃશ્ય થતાં જાય છે;
સુણ્યો છે એનો સાદ મ્હેં,
વહ્યો છે એનો નિર્ધાર મ્હેં,
સ્થિતપ્રજ્ઞ મુજ ભાલ પર,
પ્રસન્ન-વિરાટ.

*

આકાશ અને પાતાળ બંન્ને
સંકલિત થયાં છે સેતુથી,
ને ઇન્દ્રધનુથી ઓપતાં



શનિવર્ણા અદ્રિશૃંગ પરથી,
વહે છે મહાઘોષ નીચે
સુવર્ણ ગંગાનાં નીરનો,
પ્રસરે છે જાજ્વલ્યમાન
તટે તટ આવરી રહી.

*

વસુધાના ઉરમાં આજે
પ્રગટ્યો છે સ્વર્ગનો હુતાશ,
ને જલી રહ્યા છે ભાસ્કરો
અવિનાશી, અસંખ્ય;
જન્મલોકની સીમાઓ વીંધી
ઝળકી રહેલા વિસ્મયથી
થનગને છે ઉલ્લસિત
દ્વિજાત્માઓ, આગની જેમ,
આનંદ અને સત્યની
અમર સૃષ્ટિઓ પામવા.

*

હેમરક્ત-પ્રભાંકિત
સોપાન પરથી ધસમસતા
કૂચ કરે છે શિશુઓ
દિવ્યલોકના ઓજસ્વી,
તિમિરકેશ અંતનો
ગજાવતા ચિરનાદ.........

*

ઘડી બે ઘડી, અને રૂપેરી
પ્રભામાંથી સરજાશે
નવજીવનનાં પ્રવેશદ્વાર;
દેદીપ્યમાન આચ્છાદન એનાં,
ચિત્ર-સુશોભિત ભૂમિતલ,
વિશાલ-ઉજ્જ્વલ સૃષ્ટિપરે
ઋજુ અને પ્રશાન્ત.

*

રૂપેરી એમની આભામાં
વહાવી દઈશ મુજ સ્વપ્ન હું:
સુવર્ણ ને નીલ કેરાં
અમ્બરમાં જાજ્વલ્યમાન.
વિચરશે હવે આ પૃથ્વીપર
મોહક તથા મૂર્તિમાન
જીવનસત્ય ત્હારૂં..............

# બીજું વિશ્વયુદ્ધ

શ્રી. દેવવ્રત નાનુભાઈ પાઠક



બીજું વિશ્વયુદ્ધ જગતના આજ સુધીના ઇતિહાસમાં કદાચ સૌથી ભયંકર યુદ્ધ હતું. એ જેટલું ભયંકર હતું એટલું જ વ્યાપક હતું. પ્રોફેસર લાસ્કીએ સાચું જ કહ્યું છે કે 'આજનું મહાન યુદ્ધ માનવઇતિહાસમાં એક ક્રાન્તિકારી ઘટના છે.' વિનાશ અને સંહારનો એ તાંડવ અનેક નવાં બળોને વહેતાં મૂકે છે અને અસાધારણ ફેરફારોને જન્મ આપે છે. આર્થિક કે રાજકીય, વૈજ્ઞાનિક કે લશ્કરી, આધ્યાત્મિક કે તાત્વિક—જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં તેની ઊંડી અસર જણાય છે. બીજું વિશ્વયુદ્ધ એક એવું યુદ્ધ હતું. સમગ્ર એશિયાની જાગૃતિ, તેનું સંગઠન અને નવવિધાન, યુરોપ અને ઈન્ગ્લેન્ડની ઓસરતી શક્તિ, અને રશિયા અને અમેરિકાનું યુદ્ધોત્તર ઉત્થાન અને વધતું જતું વર્ચસ્વ—આ સર્વ છેલ્લા વિશ્વવિગ્રહને જ આભારી છે. આ અને બીજાં યુદ્ધજનિત પરિણામો આપણા હમેશના જીવનને આજે પણ સ્પર્શી રહ્યાં છે, અને આટલું કહ્યા છતાં માનવઇતિહાસના નિરવધિ પ્રવાહમાં બીજું વિશ્વયુદ્ધ એક બનાવ માત્ર છે. ઇતિહાસના અનેક અંકોડા-માનો એ એક અંકોડો છે, ઘણા પ્રકરણોમાંનું એક પ્રકરણ છે. તેનું સર્વગ્રાહી અવલોકન ઐતિહાસિક દૃષ્ટિએ જ થવું જોઈએ.

પહેલા અને બીજા વિશ્વયુદ્ધના વચગાળાનાં વર્ષોને એક લેખકે* કટોકટીનાં વીસ વર્ષો (Twenty Years Crisis) તરીકે ઓળખાવ્યાં છે. પહેલા વિશ્વયુદ્ધનાં ભયં-કર પરિણામો અને યાતનાઓ પૂરી થાય તે પહેલાં જ બીજા યુદ્ધના ભણકારા વાગવા શરૂ થઈ ગયા હતા. ફાસીવાદ અને નાઝીવાદનાં બીજ ૧૯૧૯ની વર્સાઈલ્સની સંધિમાં જ નંખાયેલાં. એ પછીનાં વીસ વર્ષમાં વર્સાઈલ્સની સંધિની એક યા બીજી રીતે ઉત્તરોત્તર અવગણના થઈ, અને યુરોપ યુદ્ધ તરફ ઘસડાતું ચાલ્યું.

પહેલા વિશ્વવિગ્રહ પછીના યુરોપમાં સોવિયેટ રશિયા એની નવી વિચારસરણી અને નૂતન સમાજરચનાને કારણે એક નવો પ્રયોગ હતો. સામ્યવાદનો આ નવો પ્રયોગ યુરોપીય તેમજ દુનિયાના બીજા દેશો માટે એક પડકારરૂપ હતો. ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં આ નવી ક્રાન્તિની સરખામણી ૧૭૮૯ના ફ્રાન્સના વિપ્લવ સાથે જ કરી શકાય, અને આ સરખામણી આટલેથી જ અટકતી નથી. બીજા દેશોએ ફ્રાન્સના આ વિપ્લવને જે બીતિ અને અશ્રદ્ધાની દૃષ્ટિએ જોયો તેવી જ દૃષ્ટિએ યુરોપે અને અમેરિકાએ રશિયાની આ ક્રાન્તિને નિરખી. તત્ત્વતઃ આ બન્ને ક્રાન્તિકારી બનાવોએ એકસરખા જ પ્રત્યાઘાતી (reactionary) વળાણને જન્મ આપ્યો.

યુરોપીય રાજકારણમાં આનું પરિણામ એ આવ્યું કે જર્મની અને ઈટલી જેવાં વર્સાઈલ્સની સંધિની શરતોથી અસંતુષ્ટ રહેલાં રાષ્ટ્રોએ યુરોપની સામ્યવાદની બીકનો પૂરેપૂરો ઉપયોગ કર્યો. બીજા વિશ્વયુદ્ધનાં કારણોમાંનું સૌથી મુખ્ય તે તો ફાસીવાદ અને નાઝીવાદની આક્રમક નીતિ હતું. પણ આ ફાસીવાદે અને નાઝીવાદે થોડા જ વખતમાં જે શક્તિનો સંચય કર્યો તેનાં મૂળમાં આપણે ઉપર જોઈ ગયા તે બે કારણો હતાં. એક તો બળજબરીથી ઠોકી બેસાડવામાં આવેલી વર્સાઈલ્સની શરતો અને તેની સામેનો જર્મની અને ઇટલીનો રોષ; અને બીજું યુરોપનો—સારીયે દુનિયાનો,—રશિયાના સામ્યવાદ વિષેનો ભય. આ ભયને કારણે જ પશ્ચિમના દેશોએ—ફ્રાન્સ, ઇન્ગ્લેન્ડ, અને અમેરિકાએ—યુરોપના ઉગતા ફાસીવાદની સામે આંખમી-ચામણાં કર્યાં, તેને આવકાર્યો અને પોષ્યો. પશ્ચિમનાં રાજ્યો આ નીતિ અખત્યાર કરવા આકર્ષાયાં તેનું કારણ તેમની રશિયા પ્રત્યેની સૂગ. રશિયાના સામ્યવાદ અને નૂતન આર્થિક સમાજરચના કરતાં જર્મની-ઇટલીનો ફાસીવાદ તેમને વધુ માન્ય હતો.

દરમિયાન દૂર પૂર્વમાં ચીનની નબળાઈનો અને યુરો-પીય રાજ્યકારણની આંટીઘૂંટીનો લાભ લઈ જાપાન પોતાનું સામ્રાજ્ય પ્રવર્તાવવા સજ્જ થઈ રહ્યું હતું. દેખીતી રીતે જ સમાનશીલ જર્મની, ઇટલિ અને જાપાન વધુ ને વધુ નજીક આવતાં ગયાં અને ૧૯૩૬માં Anti Comin-tern Pact ના નામે એ ત્રિપુટિએ રશિયા સામે મોરચો માંડ્યો. જાપાનની મંચુરિયા ઉપરની ચડાઈ, ઇટલીનો એબિસિનીયા સાથેનો વિગ્રહ, હિટલરનો ગૃહાઇનસે-

* E. A. Carr, Twenty Years of Crisis.

ઓસ્ટ્રિયા અને સુડેટનલેન્ડનો કબજો વગેરે બનાવો વિશ્વ-યુદ્ધને નજદીક લાવી રહ્યા હતા. ખરું કહીએ તો ૧૯૩૧ના જાપાનના મંચુરિયા ઉપરના આક્રમણથી જ બીજું વિશ્વયુદ્ધ શરૂ થઇ ચૂક્યું હતું. આ ત્રણ રાષ્ટ્રોની (જર્મની, ઇટલિ અને જાપાન) વ્યક્તિગત નીતિ સામે રશિયાએ લીગ ઑફ નેશન્સમાં તેમજ અન્ય રીતે વિરોધ નોંધાવ્યો અને દુનિયાની શાન્તિ જાળવવા પશ્ચિમનાં રાજ્યોના સહકારની માગણી કરી. પશ્ચિમનાં રાજ્યો શાન્તિ ઝંખતાં હતાં; પણ તેને માટે રશિયાની મદદ લેવાની તેમની ઇચ્છા નહોતી.

આમ જ્યારે એક તરફ રશિયા યુરોપના ધુંધવાતા રાજકારણમાં સ્થાયી શાન્તિની સ્થાપના માટે પ્રયત્ન કરી રહ્યું હતું, ત્યારે અમેરિકા પોતાના આંતરિક રાજકારણમાં નિમગ્ન રહી દુનિયાથી બને એટલું અસ્પૃષ્ટ રહેવા માગતું હતું. ૧૯૧૯માં સ્થપાયેલી લીગ ઑફ નેશન્સથી તે પહેલાંથી જ વિમુખ રહેલું. અને લીગની નિષ્ફળતામાં અમેરિકાની આ નીતિ ઘણે અંશે જવાબદાર છે. લીગ ઑફ નેશન્સના બંધારણ વગેરેમાં અનેક ત્રુટિઓ હતી તે સાચું છે. છતાં આજે જેમ અનેક મુશ્કેલીઓની સામે સંયુક્ત રાષ્ટ્રસંસ્થા (U.N.O.) દુનિયાની શાન્તિ માટે એક માત્ર તંત્ર છે, તેમ લીગ પણ એ વચગાળાના સમયમાં એવી સંસ્થા હતી. દેશની શાન્તિ માટેની તમન્ના કે આક્રમણખોર વૃત્તિ તેની લીગ પ્રત્યેની સહાનુભૂતિ કે તિરસ્કાર ઉપરથી સ્હેજે સમજી શકાતી. અમેરિકા તો પહેલેથી જ લીગમાં જોડાયું નહોતું, જ્યારે રશિયાને તેમાંથી બાકાત રાખવામાં આવેલું. જર્મની અને ઈટલિને પછીથી દાખલ કરવામાં આવ્યાં. જાપાન તો શરૂઆતથી જ એક વિજયી રાષ્ટ્ર તરીકે તેનું સભ્ય હતું. પણ વખત જતાં જર્મની અને ઇટલિએ લીગમાંથી પોતાના સભ્યપદનું રાજીનામું આપ્યું અને જાપાને તેનો અવાર-નવાર તિરસ્કાર કર્યો. આથી ઉલટું રશિયા ૧૯૩૪માં લીગમાં જોડાયું અને તેને સફળ બનાવવા પ્રયત્નશીલ રહ્યું. ૧૯૩૩માં રૂઝવેલ્ટ સત્તા ઉપર આવ્યા પછી રશિયા સાથે રાજકીય સંબંધો બંધાયા, પણ અમેરિકાની પરદેશનીતિમાં કોઇ ખાસ ફેરફાર થયો નહિ. અમેરિકાની કૉંગ્રેસે એબિસિનિયા ઉપરના ઇટલિના આક્રમણ વખતે અને સ્પેનના આંતરવિગ્રહ દરમિયાન તટસ્થ રહેવાના કાયદા (Neutrality Acts) પસાર કર્યા. બીજા વિશ્વયુદ્ધની શરૂઆતમાં રૂઝવેલ્ટે દીર્ઘદૃષ્ટિ વાપરી ઇન્ગ્લેન્ડને સારી એવી મદદ કરી, પણ પર્લ હાર્બરનો હુમલો થયા પછી જ અમેરિકા યુદ્ધમાં જોડાયું.

આટલા આમુખ પછી વિશ્વયુદ્ધની શરૂઆતમાં આંતરરાષ્ટ્રિય રાજકારણના શેતરંજપટ ઉપરની પરિસ્થિતિ સ્હેજે સમજી શકાશે. આજે જગત જેમ રશિયા અને અમેરિકા એમ દ્વિધા વહેંચાઇ રહ્યું છે તેમ વિશ્વયુદ્ધની શરૂઆતમાં ત્રિધા વહેંચાઇ ગયું હતું. એક તો આક્રમણ માટે તૈયાર બની રહેલાં ધરી રાજ્યો—જર્મની, ઇટલિ અને જાપાન;—બીજું સોવિયેટ રશિયા; અને છેલ્લે પશ્ચિમનાં અન્ય રાજ્યો જેમાં અમેરિકાનો પણ સમાવેશ થઈ જાય છે. ધરી રાજ્યોની નીતિ તો સુવિદિત છે. રશિયાએ આ ધરી રાજ્યો સામે પશ્ચિમના રાજ્યો સાથે મળી સાર્વત્રિક સલામતી (collective security) સ્થાપવા હામ ભીડી. સામ્યવાદના નવા પ્રયોગની સફળતા માટે રશિયાને શાન્તિની જરૂર હતી. એ શાન્તિ એ પોતે એકલે હાથે જાળવી શકે એમ નહોતું.

પશ્ચિમના રાજ્યોની નીતિ આથી ઘણે અંશે જુદી હતી. તેઓ ધરી રાજ્યોને કોઇ પણ હિસાબે સંતોષ આપીને શાન્તિ જાળવવા ઇચ્છતાં હતાં. પણ સામ્રાજ્ય-ભૂખ્યાં ધરી રાજ્યોને ક્યાં સુધી સંતોષી શકાય? પશ્ચિમનાં રાજ્યોની આ નીતિનો ધરી રાજ્યોએ બની શકે એટલો લાભ ઉઠાવ્યો. ૧૯૩૬ની મ્યુનીચ પરિષદમાં ઝેકોસ્લોવાકિયાને જર્મનીને આશરે છોડયા પછી પશ્ચિમનાં રાજ્યોનો છેલ્લો મદાર જર્મની અને રશિયા વચ્ચેના યુદ્ધ ઉપર મંડાયો. હિટલરે તેના પુસ્તકમાં (Mein Kampf) ચોકખો નિર્દેશ કરેલો કે ભવિષ્યના યુદ્ધમાં તે ફ્રાન્સ ઉપર જ પહેલો હલ્લો કરશે. આ ભૂલીને પશ્ચિમનાં રાજ્યો જર્મનીનું પ્રચંડ લશ્કરી બળ રશિયા સાથે આથડવામાં જ પૂરું થાય અને એ રીતે જર્મની અને રશિયા બન્નેનું એક સાથે જ કાસળ નીકળી જાય એવી આશા સેવી રહ્યાં હતાં. પશ્ચિમના રાજ્યોની આ નેમથી રશિયા બીનવાકેફ નહોતું. આમ વિશ્વયુદ્ધની શરુઆત થાય તે પહેલાં એક બાજુ મૉસ્કો અને બીજી બાજુ લંડન—પારિસ બર્લિનને પોતાના પક્ષમાં લેવાની રમત રમી રહ્યાં હતાં.

૧૯૩૯ના માર્ચમાં રશિયન વિદેશમંત્રી લીટ્વીનોફે બ્રિટન, ફ્રાન્સ, પોલેન્ડ, રશિયા, રૂમાનિયા અને તુર્કીના

પ્રતિનિધિઓની એક સંયુક્ત બેઠક બોલાવવાની દરખાસ્ત મૂકી. પશ્ચિમનાં રાજ્યોએ તે નકારી. નિરાશ ન થતાં લીટ્વીનોફે બ્રિટન, ફ્રાન્સ, પોલેન્ડ અને સોવિયેટ રશિયા વચ્ચેની પરિષદ બોલાવવા સૂચવ્યું. આ સૂચનાનો પણ વિરોધ કરવામાં આવ્યો. લંડને મોસ્કોની વિનંતિને અવગણીને પોલાન્ડ સાથે મંત્રણાઓ શરુ કરી. માર્ચની ૩૧ મીએ પાર્લામેન્ટમાં બોલતાં બ્રિટનના વડાપ્રધાન ચેમ્બરલેઇને જણાવ્યું કે પોલાન્ડ ઉપર હલ્લો થશે તો બ્રિટન પોલન્ડને મદદ કરવા બંધાયેલું છે અને આ બાંહેધરી આપવામાં ફ્રાન્સ સંમત છે. વળતાં જવાબ આપતાં ઇટલિએ એપ્રિલમાં આલ્બેનિયા ઉપર ચડાઈ કરી અને તેને જીતી લીધું. ચેમ્બરલેઇને એક ડગલું આગળ જઈ ગ્રીસ અને રૂમાનિયાને પણ મદદ આપવા વચન આપ્યું, પણ ગ્રીસ કે રૂમાનિયા તરફથી કોઈ ચોક્કસ પ્રત્યુત્તર ન મળતાં આ બાંહેધરી એકતરફી જ રહી. તુર્કીની સાથે પણ ચેમ્બરલેઇને આ જ જાતની સમજૂતી કરી. બ્રિટન આ રીતે પોલન્ડ, ગ્રીસ, રુમાનિયા અને તુર્કીને મદદ કરવા બંધાયું, પણ તેમાં સોવિયેટ રશિયાનો નામનિર્દેશ પણ કરવામાં આવ્યો નહિ. બ્રિટનના અનુભવી રાજનીતિજ્ઞ લૉઈડ જ્યોર્જે આ નીતિને 'નર્યા ગાંડપણ' તરીકે વર્ણવી. મેની ૨૨મીએ સીયાનો અને રિબેનટ્રોપે બર્લિનમાં જર્મની અને ઈટલિના લશ્કરી મદદના કરારો ઉપર સહી કરી. લૉઇડ જ્યોર્જે ફરીને એ જ સત્ય ઉચાર્યું, 'સોવિયેટ રશિયાની મદદ સિવાય આપણે આગળ વધીશું તો આપણે ફસાવાના છીએ.'' ચર્ચીલ જેવા રશિયાના કટ્ટર વિરોધીએ પણ રશિયાની મદદને "જીવન અને મરણના પ્રશ્ન" તરીકે ગણાવી. મેની ૩ જી તારીખે લીટ્વીનોફે પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું, અને તેની જગાએ મોલોટોવની નિમણૂક કરવામાં આવી. આ ફેરફાર સૂચક હતો. અન્ય દેશો સાથે સંપર્ક અને સહકાર સાધવાની લીટ્વીનોફની નીતિનો હવે અંત આવ્યો. રશિયા સાથેની મંત્રણાઓમાં અન્ય દેશોને હવે મોલોટોવ જેવા અડગ અને દુર્ભેદ્ય માણસ સાથે કામ લેવાનું આવ્યું. પાંચ દિવસ પછી બ્રિટન તરફથી મંત્રણાનું કહેણ મોકલવામાં આવ્યું. બ્રિટને કહાવ્યું કે બ્રિટન અને ફ્રાન્સ જ્યારે પોલન્ડ અને રુમાનિયાની મદદે યુદ્ધે ચડે ત્યારે રશિયાએ તેમને મદદ કરવી. મોલોટોવે આનો સ્વીકાર કરતાં સામેથી જણાવ્યું કે રશિયા જ્યારે બાલ્ટિક ઉપર આવેલાં રાજ્યોનું રક્ષણ કરવા યુદ્ધે ચડે ત્યારે બ્રિટને રશિયાને મદદ કરવી. ચેમ્બરલેઇન અને હેલિફૅક્સને આ માન્ય નહોતું. પરિણામે મંત્રણાઓ પડી ભાંગી. જુનમાં ચેમ્બરલેઇને વિલિયમ સ્ટ્રેન્ગને મોસ્કો મોકલ્યો. રશિયા ઉપર ભય આવી પડે ત્યારે તેને સીધી અને તરત મદદ કરવાને બદલે બ્રિટન અને રશિયા એક બીજા સાથે વાટાઘાટો (consultations) કરશે તેમ સ્ટ્રેન્ગ મારફત કહેવડાવવામાં આવ્યું. રશિયા પોતાની પહેલાંની માગણીને વળગી રહ્યું અને આ મંત્રણાઓનું ખાસ કાંઈ પરિણામ આવ્યું નહિ. લંડન, પારિસ અને મોસ્કો એક બીજા સામે વહેમ અને શંકાની નજરે જોતાં હોવાથી તેઓ બર્લિન સામે સંયુક્ત મોરચો રચવામાં નિષ્ફળ નિવડયાં.

'જુલાઇની તા. ૨૪ મીએ ચેમ્બરલેઇને ઇન્ગ્લન્ડ અને જાપાન વચ્ચે સમજૂતી થયાની જાહેરાત કરી. ઇન્ગ્લેન્ડે જાપાનની ચીનમાંની નીતિને સ્વીકારી અને જાપાન ચીનમાં જે કાંઈ કરી રહ્યું હતું. તે તેના સ્વરક્ષણ અર્થે જ કરી રહ્યું હતું એમ જાહેર કરવામાં આવ્યું. મોસ્કો માટે આ પૂરતું હતું. ઑગસ્ટની તા. ૧૯ મીએ રશિયા અને જર્મનીએ વ્યાપારી કરારો ઉપર સહી કરી અને ઑગસ્ટની તા. ૨૩ મીએ બન્ને રાજ્યોએ દસ વર્ષ માટે તાટસ્થ્ય અને અનાક્રમણ (Neutrality & Non-aggression Pact) ના કરારો કર્યા. આ સમજૂતીએ પશ્ચિમના દેશોમાં જ નહિ, પણ સારીયે દુનિયામાં ખળભળાટ મચાવ્યો. ચેમ્બરલેઇને આ સમજૂતીને બોમ્બના ધડાકા સાથે સરખાવી. આ કરાર માટે રશિયાની સખત ટીકા કરવામાં આવી છે. પણ તેની ચર્ચા કરવી અહીં પ્રસ્તુત નથી. છતાં એટલું સ્પષ્ટ છે, કે બ્રિટન–ફ્રાન્સ સાથેની વાટાઘાટો પડી ભાંગ્યા પછી, અને તે દેશો સાથે સમજૂતી કરવામાં સંપૂર્ણ નિરાશા સાંપડ્યા પછી જ રશિયાએ આ રસ્તો લીધો. આ કરારોને લીધે બ્રિટન અને ફ્રાન્સ સાથેની વાટાઘાટો પડી ભાંગી, એમ કહેવા માટે કોઈ પુરાવો નથી. જર્મની સાથે આ સમજૂતી કર્યા પછી પણ જર્મની સાથે ભવિષ્યમાં યુદ્ધ થવાનું છે તેની રશિયાને ખાત્રી હતી. રશિયા માટે આ સમજૂતીનો એકજ અર્થ હતો. લડાઈની પૂર્વતૈયારી માટે આ કરારથી તેને સુવર્ણતક મળી.

સપ્ટેંબરની તા. ૧ લીને શુક્રવારે વહેલી સવારના જર્મનીએ પોલન્ડ ઉપર ચડાઈ કરી. અને બીજું વિશ્વ-

યુદ્ધ શરૂ થયું. સપ્ટેંબરની તા. ૩ જીએ ઈન્ગ્લૅન્ડ અને ફ્રાન્સે જર્મની સાથે યુદ્ધની જાહેરાત કરી સપ્ટેંબરની ૨૭ મીએ પોલન્ડની રાજધાની વૉર્સો પડ્યું. દરમિયાન સપ્ટેંબરની ૧૭ મીથી રશિયન સૈન્ય પોલન્ડમાં આગળ વધ્યું અને ૧૯૧૯ ની "કર્ઝન લાઈન" સુધીના ભાગનો રશિયાએ કબજો લીધો. વૉર્સોના પતનના દિવસે જ રિબેનટ્રોપ મોસ્કો ગયો અને રશિયાએ અને જર્મનીએ પોલન્ડના ભાગલા પાડ્યા. લંડન-પારિસે રશિયાના આ પગલાને ધુતકારી કાઢ્યું, પણ ઈન્ગ્લૅન્ડ ફ્રાન્સના રશિયા સાથેના રાજકીય (diplomatic) સંબંધો ચાલુ રહ્યા. લૉઈડ-જ્યોર્જે કહ્યું કે, "જર્મની અને રશિયાની આગેકૂચને એક જ ત્રાજવે તોળવી તે મૂર્ખાઈ છે." ચર્ચીલે પણ રશિયાની નીતિને ટેકો આપતાં કહ્યું કે "રશિયાનું આ પગલું રશિયાના રક્ષણ માટે જરૂરી છે". ભવિષ્યના બનાવોએ રશિયાની આ નીતિને સંપૂર્ણ રીતે વ્યાજબી ઠરાવી છે.

પોલન્ડમાં "કર્ઝન લાઈન" સુધીનો કબજો મેળવ્યા પછી રશિયાએ બાલ્ટિક પ્રદેશોમાં દષ્ટિ ફેંકી. ૧૯૧૯ પછી સ્વતંત્ર બનેલાં આ રાજ્યો—ઈસ્થોનિયા, લેટવીઆ અને લિથુઆનિયાનો-મૂળ તો રશિયામાં જ સમાવેશ થતો હતો. સપ્ટેંબર અને ઑકટોબરમાં રશિયાએ આ ત્રણેય રાજ્યો સાથે પરસ્પર મદદના કરારો કર્યા. લશ્કરી દષ્ટિએ આ પ્રદેશો હવે રશિયાના આધિપત્ય નીચે આવ્યા. બાલ્ટિક પછી બાલ્કન્સ તરફ નજર દોડાવ્યાં પહેલાં રશિયાએ તુર્કીની સાથે મૈત્રી અને મદદના કરારનું કહેણ મોકલ્યું. તુર્કી ઈન્ગ્લૅન્ડ અને ફ્રાન્સ સાથે વાટાઘાટો ચલાવી રહ્યું હતું, એટલે રશિયાની માગણી સ્વીકારી શકે તે પહેલાં જ તેણે તે બન્ને રાજ્યો સાથે પરસ્પર મદદના કરારો કર્યા. જર્મનીના ભવિષ્યના હલ્લાનો સફળતાથી સામનો કરવા રશિયાએ હવે ફીન્લૅન્ડની મદદની માગણી કરી. ફીન્લૅન્ડ સાથેની મંત્રણાઓ એકાદ મહિનો ચાલી અને પડી ભાંગી. ફીન્લૅન્ડ લડ્યા સિવાય શરણે આવશે નહિ એમ માનીને રશિયા યુદ્ધે ચડ્યું, પણ ફીનીશ લોકોએ લાલ લશ્કરનો બહાદુરીથી સામનો કર્યો. રાજકીય તેમજ લશ્કરી દષ્ટિએ રશિયાના મોવડીઓએ ફીન્લૅન્ડ ઉપર હુમલો કરવામાં ગંભીર ભૂલ કરી હતી. લડાઈ લાંબી ચાલી. દરમિયાન પશ્ચિમના દેશોએ ફીન્લૅન્ડની બહાદુરીની પ્રશંસા કરી. અને તેને બનતી મદદ કરવા વચનો આપ્યાં. ડીસેમ્બરની તા. ૧૪ મી એ લીગ ઑફ નેશન્સની કાઉન્સિલની બેઠકમાં રશિયાને લીગમાંથી બરતરફ કરવામાં આવ્યું. ૧૯૪૦ ના માર્ચની તા. ૧૨ મી એ ફીન્લૅન્ડે શરણાગતી સ્વીકારી. સંધિની શરતો પ્રમાણે રશિયાએ કારેલિયન સંયોગીભૂમિ, વીબોર્ગ વગેરે ટાપુઓ અને પેટસામોના દ્વિપકલ્પનો કબજો લીધો. રશિયાના લશ્કરને ફીન્લૅન્ડમાંથી પસાર થવા દેવાની ફીન્લૅન્ડે મંજૂરી આપી.

પોલન્ડને હરાવ્યા પછી હિટલરે ૧૯૪૦ માં ડેન્માર્ક અને નૉર્વેને મહાત કર્યાં. નૉર્વેના પતનના ખબર મળ્યા પછી ઇન્ગ્લૅન્ડની ચેમ્બરલેઈનની સરકાર વધુ સમય સત્તા ઉપર રહી શકી નહિ. મે ની તા. ૧૧ મીએ ચર્ચીલ ઇન્ગ્લૅન્ડનો વડોપ્રધાન બન્યો અને "લેબર" અને "લિબરલ" પક્ષના આગેવાનોની મદદથી સંયુક્ત પ્રધાનમંડળ રચવામાં આવ્યું. મે ની તા. ૧૦ મી એ જર્મન સૈન્ય હોલાન્ડ, બેલજીયમ અને લકસમ્બર્ગ તરફ આગળ વધ્યું. આ ત્રણ રાજ્યોની હાર પછી હિટલર માટે ફ્રાન્સ ઉપર ચડાઈ કરવાનો માર્ગ ખુલ્લો થયો. જુનની તા. ૫ મી એ (૧૯૪૦) ફ્રાન્સ ઉપર હુમલો કરવામા આવ્યો. પાંચ દિવસ પછી ઈટલિએ પણ ફ્રાન્સ ઉપર લડાઈ જાહેર કરી. જુનની તા. ૨૫ મીએ ફ્રાન્સ પડ્યું. ફ્રાન્સના પતનથી બાલકન્સનાં નાનાં રાજ્યો અને રશિયા, સ્પેન, પોર્ટુગલ બાદ કરતાં સમગ્ર યુરોપ હિટલરના લશ્કરી કબજા નીચે આવ્યું. ઈન્ગ્લૅન્ડ હવે એકલું પડ્યુ અને હિટલરનું સર્વ બળ હવે તેને મહાત કરવા તરફ વળ્યું.

ફ્રાન્સની શરણાગતિને બીજે જ દિવસે રશિયાએ રૂમાનિયાના પૂર્વ તરફના બે પ્રાન્તો — બેસારબિયા અને ઉત્તર બુકોવિનાનો રૂમાનિયા પાસેથી કબજો મેળવ્યો; પણ રશિયા આથી આગળ વધી શક્યું નહિ. ઑક્ટોબરમાં જર્મનીએ સમગ્ર રૂમાનિયા પોતાને તાબે કર્યું અને એક પછી એક બાલકન્સનાં રાજ્યોને જર્મની સાથે સંધિ કરવાની ફરજ પાડવામાં આવી. રૂમાનિયા, હન્ગરી, બલ્ગેરિયા, યુગોસ્લેવિયા અને ગ્રીસ ૧૯૪૦–૪૧ માં સર્વસત્તાધીશ જર્મનીને તાબે થયાં. બાલ્કન્સમાંના વિસંવાદી વાતાવરણમાંથી જ પહેલું વિશ્વયુદ્ધ ફાટી નીકળેલું. આ વખતે પણ જર્મની અને રશિયાની વિરોધી નીતિને કારણે તે બન્ને વચ્ચેના યુદ્ધની શકયતાઓ

વધી. આ શકયતાને પહોંચી વળવા રશિયાએ બને તેટલી પૂર્વતૈયારી કરી અને ૧૯૪૧ ના એપ્રિલની ૧૩ મી તારીખે જાપાન સાથે તાટસ્થ્યના કરારો કર્યા. આથી જાપાનનો હાથ કંઇક અંશે છૂટો થયો, પણ રશિયાનેય ફાયદો થયો. એકીસાથે જર્મની અને જાપાન સાથે યુદ્ધ થવાની દહેશત આથી મોળી થઈ અને રશિયા પોતાનું સઘળું બળ જર્મનીનો સામનો કરવા તરફ વાળી શક્યું.

યુરોપીય રાજકારણના આ કટોકટીના સમયમાં અમેરિકાની નીતિ શું હતી તે વિશે આપણે હવે વિચાર કરીએ. આ વખતના વિશ્વયુદ્ધમાં અમેરિકાનું માનસ પહેલા વિશ્વયુદ્ધ કરતાં જુદું હતું. પહેલા વિશ્વયુદ્ધ વખતે જર્મની કે ઇન્ગ્લેન્ડમાંથી કોની સાથે યુદ્ધ કરવું તે અમેરિકા ઘણા વખત સુધી નક્કી કરી શક્યું નહોતું. એક સમય એવો પણ હતો કે કદાચ અમેરિકા જર્મનીને પક્ષે ઇન્ગ્લેન્ડની સામે યુદ્ધે ચડયું હોત, પણ ઇન્ગ્લેન્ડની [illegible]ળ રાજ્યનીતિએ એ દિવસ આવવા દીધો નહિ. [illegible]જા વિશ્વયુદ્ધની જવાબદારી જર્મની અને હિટલરને [illegible]રે હતી એ વિશે અમેરિકાની સરકાર કે લોકોમાં બે મત [illegible]ા નહિ. ઇન્ગ્લેન્ડ અને ફ્રાન્સ માટે અમેરિકાને [illegible]હેલાંથી જ સહાનુભૂતિ હતી. પરંતુ આ સહાનુભૂતિ [illegible]ને લાગણી ખાતર અમેરિકા યુદ્ધે ચડવા તૈયાર નહોતું. [illegible]મેરીકાની પરદેશનીતિ વિષે સાધારણ માહિતી ધરાવનાર [illegible]મેરિકાનું આ માનસ સહેલાઈથી સમજી શકે છે.

અન્ય દેશોની માફક અમેરિકાની પરદેશનીતિ પણ [illegible]મેરિકાના ભૌગોલિક અને ઐતિહાસિક સંયોગો પ્રમાણે [illegible]ઘાઈ છે. ભૌગોલિક દૃષ્ટિએ આજે પણ અમેરિકા [illegible]નવી દુનિયા" કહેવાય છે. "જૂની દુનિયા" ના [illegible]મિક જૂલ્મોથી કંટાળીને નવી દુનિયામાં વસવાટ કરવા [illegible]નારાના મનમાં જૂની દુનિયાથી બની શકે એટલા અલિપ્ત રહેવાની ઇચ્છા સ્વાભાવિક રીતે જ રહેલી. વૉશિંગ્ટન અને જેફરસન જેવા અમેરિકાના આદ્ય પ્રણેતાઓએ પણ ઉગતા રાષ્ટ્રને આ જ સંદેશો આપેલો. પ્રથમ પ્રમુખ તરીકેના પોતાના હોદ્દા ઉપરથી નિવૃત્તિ લેતાં વૉશિંગ્ટને દેશને ઉદ્દેશીને યુરોપીય રાજકારણથી દૂર રહેવાની સલાહ આપેલી. વૉશિંગ્ટનના આ પ્રેરક સંદેશે અમેરિકાના ઇતિહાસમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. પાસિફિક અને આટલાન્ટિક સમુદ્રથી રક્ષાયેલું હોવાથી અમેરિકા કદી સીધા આક્રમણનું ભોગ બન્યું નથી. પરંતુ યુરોપીય કે દુનિયાના રાજકારણથી અમેરિકા અસ્પૃષ્ટ રહી શક્યું નથી. છેલ્લાં બન્ને વિશ્વયુદ્ધોમાં અમેરિકા એક યા બીજી રીતે સંડોવાયું છે અને આજે તો તે દુનિયાના રાજકારણમાં આગળ પડતો ભાગ ભજવી રહ્યું છે. વૉશિંગ્ટનના સંદેશને આજે અમેરિકા અનુસરી શકે તેમ નથી.

બીજા વિશ્વયુદ્ધની શરૂઆત થતાં અમેરિકાએ પોતાનું તાટસ્થ્ય જાહેર કર્યું. સપ્ટેમ્બરની તા. ૩ જી ના પોતાના વાયુપ્રવચનમાં પણ રૂઝવેલ્ટે અમેરિકા યુદ્ધમાં જોડાશે નહિ એમ જાહેર કર્યું. આ જાહેરાત પછીની લડાઈ દરમિયાનની અમેરિકાની નીતિને સ્હેજે બે વિભાગમાં વ્હેંચી શકાય— ફ્રાન્સના પતન પહેલાંની નીતિ અને તે પછીની. પહેલા વિશ્વયુદ્ધની માફક આ વખતે ફ્રાન્સની અભેદ્ય ગણાતી "મેજીનૉટ લાઈન" દુશ્મનોને રોકશે એમ અમેરિકા માનતું હતું. પણ આ માન્યતાઓ વધારે સમય ટકી શકી નહિ. પોલન્ડના પતન અને ભાગલા પછી જ્યારે રશિયાએ ફીન્લેન્ડ ઉપર ચડાઈ કરી ત્યારે અમેરિકાએ રશિયાના આ કૃત્યને વખોડી કાઢયું અને લડાઈમાં કામ લાગે એવો માલ રશિયાને મોકલવો બંધ કર્યો. અમેરિકાની કૉન્ગ્રેસે ફીન્લેન્ડને મદદ કરવા માટે જોઈતાં નાણાં મંજુર કર્યાં, પણ આ મદદ સમયસરની કે પૂરતી નિવડી નહિ.

સપ્ટેમ્બરની તા. ૨૧ મી એ (૧૯૩૯) કોંગ્રેસ સમક્ષ આવીને રૂઝવેલ્ટે જૂના તાટસ્થ્યના કાયદાઓ (Neutrality Acts) માં સુધારા વધારા કરવાનું સૂચવ્યું. અમેરિકા હવે લડાઇમાં રોકાયેલા દેશોને શસ્ત્રસરંજામ મોકલવા માંડયું, જો કે અમુક ભાગમાં જોખમ ખેડીને અમેરિકાની બોટોએ જવું નહિ તેમ નક્કી કરવામાં આવ્યું. ઑક્ટોબરમાં કેનેડા સિવાયનાં અમેરિકાનાં (ઉત્તર અમેરિકા અને દક્ષિણ અમેરિકા) સર્વ રાષ્ટ્રોના પ્રતિનિધિઓની એક પરિષદ પનામા ખાતે મળી. આ પરિષદે અમેરિકાના કિનારાથી ૩૦૦ થી ૧૦૦૦ માઇલ સુધીના વિસ્તારને સલામતીના વિસ્તાર (Safety Belt) તરીકે જાહેર કર્યો. આ વિસ્તારમાં લડાઇમાં રોકાયેલાં રાજ્યોના વહાણો ઉપર પ્રતિબંધ મૂકવામાં

આવ્યો. સમગ્ર અમેરિકાનો કિનારો ( કેનેડા બાદ કરતાં) આ રીતે એક પ્રાદેશિક એકમ બન્યો. બ્રિટન અને જર્મનીએ સામસામા "બ્લૉકેડ" જાહેર કર્યા અને તટસ્થ અમેરિકાના વહાણવટા ઉપર અંતરાયો નાખવામાં આવ્યા. અમેરિકાના સ્ટેટ ડીપાર્ટમેન્ટે આની સામે વિરોધ નોંધાવ્યો, પણ તે તો માત્ર શિષ્ટાચાર જ હતો. આ વિરોધ ઘણું ખરું તો બ્રિટનની સામે જ કરવો પડતો અને લડાઈમાં બ્રિટન વિજય મેળવે તેમ તો અમેરિકા ઇચ્છતું જ હતું.

ફ્રાન્સના પતન પછી અમેરિકાની નીતિ કંઈક દઢતર બની. થોડા જ વખતમાં અમેરિકાની કૉન્ગ્રેસે ઠરાવ પસાર કર્યો કે નાઝી જર્મનીના હાથ નીચે આવેલાં યુરોપીય રાજ્યોનાં અમેરિકા ખંડમાં આવેલાં સંસ્થાનો, કે વસાહતો બીજાં કોઈ રાજ્યને તાબે કરવામાં આવશે નહિ. હિટલરે સ્વભાવિક રીતે જ આ ઠરાવનો અસ્વીકાર કર્યો. સમસ્ત અમેરિકાની હવાના ખાતે મળેલી પરિષદે આ સંસ્થાનો લડાઈના સમય પૂરતાં અમેરિકાને હસ્તક રહે તેમ ઠરાવ્યું. આ નિર્ણય પછી રૂઝવેલ્ટે અને કેનેડાના પ્રધાનમંત્રી મેકેન્ઝી કિંગે મળીને કેનેડા અને અમેરિકાના રક્ષણ માટે એક સહિયારું મંડળ રચ્યું. અમેરિકામાં લશ્કરી ભરતી શરૂ કરવામાં આવી અને યુરોપના છતાયલા રાજ્યોનાં નાણાં સ્થગિત કરવામાં આવ્યાં. આથી આગળ વધીને અમેરિકાની સરકારે એરોપ્લેન અને "આર્મ્સ" ઇન્ગ્લેન્ડને મોકલવા માંડ્યાં. ૧૯૪૦ ના સપ્ટેમ્બરમાં રૂઝવેલ્ટે ઇન્ગ્લેન્ડને પચાસ અમેરિકન "ડીસ્ટ્રોયર્સ" મોકલવાનો મહત્વનો નિર્ણય જાહેર કર્યો. બદલામાં ઇન્ગ્લેન્ડે ઉત્તર અને દક્ષિણ અમેરિકા વચ્ચેના કેરિબિયન સમુદ્રમાંનાં પોતાનાં સંસ્થાનો—બર્મ્યુડા, બહામાઝ, બ્રિટિશ ગિયાના અને ન્યુફાઉન્ડલેન્ડ—અમેરિકાને નવ્વાણું વર્ષ માટે સુપ્રત કર્યાં. અમેરિકાનું તાટસ્થ્ય હવે એક નામનું જ તાટસ્થ્ય રહ્યું. ૧૯૪૧ ના માર્ચની ૧૧ મીએ રૂઝવેલ્ટે લેન્ડ-લીઝ એક્ટ ઉપર પોતાની સહી કરી. અમેરિકા માટે જ નહિ પણ લડાઈમાં રોકાયેલાં સર્વ રાષ્ટ્રો માટે આ કાયદાની ખૂબ જ અગત્ય હતી. અમેરિકાની અખૂટ યાંત્રિક શક્તિ અને અઢળક દ્રવ્ય હવે લડાઈને ઉપયોગી શસ્ત્ર સરંજામ પેદા કરવામાં રોકાયાં અને આ માલ ઇન્ગ્લેન્ડ અને બીજાં યુદ્ધગ્રસ્ત રાજ્યો તરફ મોકલી આપવામાં આવ્યો. રૂઝવેલ્ટના નેતૃત્વ નીચે અમેરિકા પોતાના તાટસ્થ્યનો ઝડપથી ત્યાગ કરી રહ્યું હતું. લેન્ડ-લીઝનો કાયદો પસાર કરીને અમેરિકાએ એક દૃષ્ટિએ ધરી-રાજ્યો ઉપર યુદ્ધ જાહેર કર્યું હતું. અમેરિકા માટે બે જ રસ્તા ખુલ્લા હતા: કાં તો ઇન્ગ્લેન્ડ જર્મનીને હાથ પડવા દેવું અને પછી જર્મની સામે એકલે હાથે ઝૂઝવું અગર તો ઇન્ગ્લેન્ડને મદદ કરી લડાઈનું જોખમ ખેડવું. અમેરિકાએ બીજો માર્ગ સ્વીકાર્યો. બીજા વિશ્વયુદ્ધના ઇતિહાસમાં લેન્ડ-લીઝનો કાયદો એક જ્વલંત પ્રકરણ છે. અમેરિકા તેને માટે હંમેશાં ગૌરવ લેશે.

એપ્રિલમાં ડેન્માર્ક સાથેની છૂપી વાટાઘાટો પછી અમેરિકાએ ગ્રીનલેન્ડનો કબજો મેળવ્યો. આ વ્યવસ્થા લડાઈ પૂરતી જ હતી. ઉનાળામાં રૂઝવેલ્ટે ધરી રાજ્યો સાથે સંબંધ ધરાવતાં સર્વ રાજ્યોનાં નાણાં સ્થગિત કર્યાં. જર્મનીની "કૉન્સુલેટ" બંધ કરવામાં આવી. આની સામે જર્મની અને ઇટલિએ પણ અમેરિકન "કૉન્સુલેટ" બંધ કરી. ઉત્તરોત્તર અમેરિકા અને ધરી રાજ્યોના સંબંધો કથળતા ચાલ્યા.

જૂનની ૨૨ મી એ વહેલી સવારમાં જર્મનીએ રશિયા ઉપર ચડાઈ કરી. જર્મનીની સાથે ઇટલિ, સ્લોવેકિયા, રૂમાનિયા, ફીન્લેન્ડ, હંગરી અને ડેન્માર્કે પણ રશિયા ઉપર ચડાઈ કરી. રશિયા ઉપરનો આ અચાનક હુમલો ફ્રાન્સના પતન જેટલોજ આઘાતકર બનાવ હતો. યુદ્ધનો રંગ હવે બદલાયો. સામ્યવાદ સામેની પોતાની દુશ્મનાવટ ભૂલીને ચર્ચીલે તુરતજ સહકારનો હાથ લંબાવ્યો. જુલાઈની તા. ૧૨ મી એ સર સ્ટેફર્ડ ક્રીપ્સ અને મોલોટોવે પરસ્પર મદદ કરવાના કરાર ઉપર સહી કરી, જર્મની સાથે જુદી સંધી કે વાટાઘાટો ન કરવાનું પણ ઠરાવવામાં આવ્યું. રૂઝવેલ્ટે પણ દાક્ષિણ્ય બતાવી રશિયાને બનતી મદદ કરવા વચન આપ્યું. રશિયા અને તેના હાથ નીચે આવેલાં રાજ્યો ( ઇસ્ટોનિયા, લેટવિયા, લીથુઆનિયા વગેરે ) નાં સ્થગિત કરાયેલાં નાણાં હવે છૂટાં કરવામાં આવ્યાં. લેન્ડ-લીઝની મદદ પણ રશિયા તરફ મોકલવાનું નક્કી કરવામાં આવ્યું. લેન્ડ-લીઝમાં મોકલાતા માલના રક્ષણાર્થે રૂઝવેલ્ટે હવે ડીસ્ટ્રોયર્સ મોકલવી શરૂ કરી. અમેરિકાનાં માલ લઈ જતાં વહાણો ઉપર તોપો મૂકવામાં આવી અને ધરી રાજ્યોનાં વહાણો ઉપર પ્રથમ હલ્લો કરવાની તેમને છૂટ આપવામાં આવી. શાન્તિના સમયમાં તેમજ લડાઈના સમયમાં અમેરિકા સામુદ્રિક સ્વાતંત્ર્ય ( freedom of

the seas) નું હિમાયતી રહ્યું છે. જર્મની અને ધરી રાજ્યોના દરિયાઈ અંકુશોને ગણકાર્યા સિવાય અમેરિકન જહાજો હવે ઠેર ઠેર લેન્ડલીઝનો માલ પહોંચાડવા માંડયા.

ઑકટોબરમાં લંડન અને મોસ્કોએ ઇરાન ઉપર નાઝી મળતિયાઓને હાંકી કાઢવાનું કહેણ મોકલ્યું. ઇરાન તરફથી આ વિનંતિનો અસ્વીકાર થતાં બ્રિટન અને રશિયાના લશ્કરોએ ઇરાનનો કબજો મેળવ્યો, નાઝી મળતિયાઓને દૂર કરવામાં આવ્યા, ઇરાનની પ્રાદેશિક સરહદો અને સ્વાતંત્ર્યની બાંહેધારી આપવામાં આવી અને ઇરાન જર્મનીનું મટીને સાથી રાજ્યોનું બન્યું. રશિયાને લેન્ડ-લીઝ દ્વારા અને અન્ય રીતે મળતી મદદ હવે ઇરાન મારફત મોકલવી શરૂ થઈ. તટસ્થ રહેલા તુર્કીને પણ આક્રમણ થતાં મદદ કરવાનું વચન લંડન–મોસ્કો તરફથી આપવામાં આવ્યું. રશિયા માટે મધ્યપૂર્વનું દ્વાર ખુલ્લું થયું અને જર્મનીની બીતિ ઓછી થઈ.

આટલાન્ટિક અને પાસિફિકથી વીંટળાયેલું અમેરિકા દૂરપૂર્વના રાજકારણ તરફ દુર્લક્ષ રાખી શકે એમ નહોતું. એકંદરે જોતાં અમેરિકાની દૂરપૂર્વની નીતિનું મધ્યબિન્દુ ચીન રહ્યું છે. પણ અમેરિકાની નીતિ અમેરિકાના સ્વાર્થને અનુલક્ષીને ઘડાય છે. વળી તે એકધારી રહી શકી નથી. યુરોપીય રાજકારણથી અસ્પૃષ્ટ રહેવા ઇચ્છતું અમેરિકા દૂરપૂર્વમાં પણ વધારે પડતું સંડોવાવા માગતું નહોતું. અમેરિકાની આ દ્વિમુખી નીતિએ સામ્રાજ્યાકાંક્ષી જાપાનને જોઈતી તક આપી. ૧૯૩૧માં જાપાને મંચુરિયા ઉપર ચડાઈ કરી અને ૧૯૩૭માં ચીન સાથે યુદ્ધ આદર્યું. ૧૯૩૯ સુધીમાં જાપાને ટીન્સીન, પીપીંગ, શાંઘાઈ, નાન્કીંગ, હેન્કાઉ અને કેન્ટોન કબજે કરી લીધાં હતાં. યુરોપની ડામાડોળ પરિસ્થિતિનો જાપાને પૂરેપૂરો લાભ ઉઠાવ્યો અને ચીનના અનેક પ્રદેશો જીતી લીધા. એપ્રિલ નીં તા. ૧૫મીએ (૧૯૩૯) અમેરિકાએ પોતાનો નૌકા-કાફલો આંટલાન્ટિકમાંથી પાસિફિકમાં આણ્યો અને જુલાઇની ૨૬ મી એ જાપાન સાથેના આર્થિક કરારો બંધ કરવાને લગતી ૬ માસની જોઈતી નોટીસ મોકલી.

જર્મનીના યુરોપના વિજયોથી ઉન્મત્ત બનીને જાપાને દક્ષિણ તરફ પ્રયાણ કરવું શરૂ કર્યું. જાપાનના લશ્કરી પ્રધાને જાપાનના પ્રજાજનોને સંબોધીને ઉચ્ચાર્યું કે "વર્તમાન આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ જાપાનને સર્વ રીતે અનુકૂળ છે. આપણે આ તક ગુમાવીશું તો ભવિષ્યની પ્રજા આપણને દોષિત ગણશે." જર્મનીના વિજયી સૈન્યો જ્યારે ફ્રાન્સમાં ધસી રહ્યાં હતાં ત્યારે જાપાને ઇન્ગ્લંડ પાસે બર્મા રોડ બંધ કરવાની માગણી કરી. ચીનને બહારથી મળતી મદદ મુખ્યત્વે કરીને બર્મા રોડ અને હૉન્ગકૉન્ગ મારફત આવતી. આ મદદ મળતી હવે બંધ થઈ. ફ્રાન્સની વિશી સરકાર પાસે પણ જાપાને ઇન્ડો-ચાઇનામાંથી પોતાના સૈન્યોને પસાર થવા દેવાની માગણી કરી જેનો ફ્રાન્સને સ્વીકાર કરવો પડયો. જાપાનની ઇન્ડોચાઇના ઉપરની વધતી જતી ભીંસનો વિરોધ કરતાં અમેરિકાના સેક્રેટરી ઑફ સ્ટેટ હલે જણાવ્યું કે અમેરિકા બળજબરીથી ઠોકી બેસાડવામાં આવેલી યોજનાઓને માન્ય રાખશે નહિ. નિઃસહાય ચીનને અમેરિકાએ સારી એવી રકમ લોન તરીકે મોકલી આપી અને જાપાનને લોખંડ મોકલવું બંધ કર્યું. જાપાનની લશ્કરી તૈયારી ઉપર આનો જબ્બર ફટકો પડયો.

૧૯૩૯–૪૦ દરમિયાન જાપાન અને ધરી રાજ્યોના સંબંધો વધુને વધુ ગાઢ બનતા ગયા. ૧૯૪૦ના સપ્ટેમ્બરની ૨૭ મી એ એ ત્રણ રાજ્યોએ દશ વર્ષને માટે પરસ્પર લશ્કરી, આર્થિક અને અન્ય મદદ કરવાના કરારો કર્યા. જાપાને યુરોપમાં જર્મની–ઇટલિનું વર્ચસ્વ સ્વીકાર્યું અને તેજ પ્રમાણે જર્મની–ઇટલિએ જાપાનને જોઈતી છૂટછાટ આપી. આ કરારોનો મુખ્ય ઉદ્દેશ તો અમેરિકાને જર્મની કે જાપાન સાથે યુદ્ધમાં ઉતરતાં રોકવાનો હતો. પરંતુ પરિણામ તદ્દન જૂદું જ આવ્યું. દૂરપૂર્વની ગંભીર પરિસ્થિતિએ અમેરિકાને તેની જવાબદારીનું ભાન કરાવ્યું. દૂરપૂર્વમાં ચીન અને યુરોપમાં ઇન્ગ્લેન્ડ અમેરિકાની આશાના સ્તંભ બન્યાં અને તે બન્ને દેશોને અમેરિકાએ બનતી સહાય મોકલી. ચર્ચીલે હવે બર્મા રોડ ખુલ્લો મૂકયો અને ચીનની જીવનદોરીસમા એ રસ્તા દ્વારા ચીનને અમુલ્ય મદદ મળવી શરૂ થઇ ગઇ. ઇન્ગ્લેન્ડ અને અમેરિકાએ જાપાનના નાણાં સ્થગિત કર્યાં અને જાપાન સાથેનો વ્યાપાર સંપૂર્ણતઃ બંધ થયો. આ સર્વ બનાવોનો પડઘો જાપાનના આંતરિક રાજકારણમાં પડયો. કોનોયેની સરકાર પડી અને તેની જગાએ ટોજો પંતપ્રધાન બન્યો. જાપાનની સરકાર હવે કઈ નીતિ અનુસરશે તે વિષે બહુ શંકા રહી નહિ.

ડીસેમ્બરની ૭મી એ જાપાને પાસિફિકમાં આવેલા પર્લ હાર્બર ટાપુ ઉપર અણચિંતવ્યો હલ્લો કર્યો. હૉન્ગ-

કૉન્ગ, ફીલીપીન્સ, થાઈલેન્ડ અને મલાયા ઉપર આવાજ હલ્લા કરવામાં આવ્યા. બીજે દિવસે જાપાને ઈન્ગ્લેન્ડ અને અમેરિકા સામે યુદ્ધ જાહેર કર્યું. જર્મની અને ઈટલિએ પણ અમેરિકા ઉપર યુદ્ધ જાહેર કર્યું. જાપાનના આ પગલાંનો કોઈ રીતે બચાવ થઈ શકે તેમ નથી લડાઇ જાહેર કર્યા પછી જ લડાઈ શરુ કરવી તે તો એક શિષ્ટાચાર છે જેનું હમેશાં પાલન થયું નથી. પણ જાપાનનો ખરો દોષ તો એ છે કે તેણે અમેરિકા સાથે ચાલતી વાટાઘાટો પૂરી થાય તે પહેલાંજ પર્લ હાર્બર ઉપર અચાનક હુમલો કર્યો. જાપાનના બચાવમાં એક દલીલ થઈ શકે તેમ છે જે આજના રાજકારણનો એક વિશાળ પ્રશ્ન છે. અમેરિકાએ હબસીઓ પ્રત્યેજ નહિ પણ અન્ય પરદેશીઓ પ્રત્યે પણ જાતિભેદ અને રંગભેદનો વર્તાવ રાખ્યો છે. મેકસિકનો, ઈટાલિયનો, જ્યૂ, ચીનાઓ અને જાપાનીઓ —સર્વે આ નીતિનો ભોગ બન્યા છે. પશ્ચિમના દેશોનું સફળ અનુકરણ કરીને જાપાને થોડાજ વખતમાં સર્વદેશીય પ્રગતિ સાધી હતી. એક અભિમાની પ્રજા તરીકે તેમની પ્રત્યે અમેરિકામાં થતો ગેરવર્તાવ તેમને માટે સહન કરવો મુશ્કેલ હતો. જાપાનના પર્લ હાર્બર ઉપરના હલ્લાનું એક સબળ કારણ તે જાપાનીઓ પ્રત્યેની આ જાતિભેદની નીતિ હતી એમ અનુમાન કરી શકાય.

પર્લ હાર્બરના હુમલા પછી ૧૯૪૨ માં જાપાને ગ્વેમ અને મેક ટાપુઓ, હૉન્ગકૉન્ગ, ઈન્ડોચાઇના, થાઇલેન્ડ, મલાયા, બર્મા, સીંગાપોર, ઈન્ડોનેશિયા, અને ફીલીપીન્સ કબજે કર્યાં. પણ જાપાન આથી આગળ વધી શકે તેમ નહોતું. કારણ કે અમેરિકાના નૌકાદળોએ દક્ષિણ પાસિફિક તરફથી જાપાનના તાબાના મુલકો ઉપર હુમલા કરવા શરૂ કર્યા. મીડવે ટાપુ, સોલોમન ટાપુઓ અને ગુડાલકેનાલ ઉપરના હલ્લા નિશ્ચયાત્મક નિવડ્યા અને જાપાનને પાછા હઠવાની ફરજ પડી. ૧૯૪૩–૪૪ દરમિયાન અમેરિકાએ એલ્યુશિયન, ગીલ્બર્ટ્સ, માર્શલ, સોલોમન ટાપુઓ અને ન્યુગીની જીતી લીધાં અને ફીલીપીન્સ ઉપર ઉત્તર અને દક્ષિણ તરફથી હલ્લો કર્યો.

૧૯૪૨ અને ૧૯૪૩ માં લશ્કરી દૃષ્ટિએ સાથી રાજ્યોની સ્થિતિ અત્યંત ગંભીર હતી. આ નિઃસહાય પરિસ્થિતિ ૧૯૪૩–૪૪ માં પલટાઇ અને કેટલાક અપવાદો બાદ કરીએ તો સાર્વત્રિક વિજય તરફ વળી. પાસિફિકમાં જુઓ કે બર્મામાં, યુરોપમાં કે ઉત્તર આફ્રિકામાં, આટલાન્ટિકમાં કે બાલ્ટિક ને ઉત્તર સમુદ્રમાં—યુદ્ધની પ્રત્યેક રણભૂમિ ઉપર મિત્ર રાજ્યોએ સફળ રીતે પ્રતિઆક્રમણ શરૂ કર્યું. રશિયાના લાલ લશ્કરે ઉત્તરમાં લેનિનગ્રેડ અને દક્ષિણમાં સ્ટેલિનગ્રેડ આગળ અપૂર્વ શૌર્ય દાખવી જર્મનીનાં સૈન્યનો સામનો કર્યો, તેમને પાછાં હઠાવ્યાં. અને બર્લિન સુધી તેમનો પીછો પકડ્યો. આ શરાતન દાખવી રશિયાના લાલ લશ્કરે દુનિયાની લશ્કરી તવારીખમાં એક જ્વલંત પ્રકરણનો ઉમેરો કર્યો છે. અરસપરસનો અણવિશ્વાસ, મતમતાંતર અને વિરોધી નીતિઓ, આકસ્મિક સંયોગો અને દુશ્મન પક્ષની અનેક લાલચો છતાં બ્રિટન, રશિયા અને અમેરિકાએ તેમનો સંયુક્ત મોરચો શિથિલ થવા દીધો નહિ અને ધરીરાજ્યોને સંપૂર્ણ હાર આપી. ત્રણેય મિત્રરાજ્યોના સમુહબળે—અમેરિકાની સાધનસંપત્તિએ, ઈન્ગ્લેન્ડના અડગ નિશ્ચયબળે અને રશિયાના શૌર્યે— તેમને વિજય અપાવ્યો.

૧૯૪૪ ના જુનની ૪ થી એ ઈટલિનું પાટનગર રોમ પડ્યું. બે દિવસ પછી બ્રિટિશ, અમેરિકન અને કેનેડિયન સૈન્યોએ નૉર્મન્ડીના કિનારે "બીજો મોરચો" (Second Front) શરૂ કર્યો. ઑગસ્ટ સપ્ટેંબરમાં ફ્રાન્સ, બેલ્જિયમ અને લકસમ્બર્ગને આ સૈન્યોએ મુક્તિ અપાવી. દરમિયાન લાલ સૈન્ય પણ પૂર્વ યુરોપમાં જર્મની તરફ ધસી રહ્યું હતું. બન્ને તરફનાં સૈન્યોએ જર્મનીમાં હાથ મીલાવ્યા. ૧૯૪૫ ના મે ની ૮ મી એ જર્મનીએ મિત્રરાજ્યોની શરણાગતિ સ્વીકારી

જર્મનીનાં પતન પછી મિત્રરાજ્યોએ તેમનું સર્વ બળ જાપાન સામે કેન્દ્રિત કર્યું. જુલાઈની ૨૬ મીએ જર્મનીમાં પોટ્સડામ ખાતે મળેલી પરિષદમાં ટ્રુમેન, ચર્ચીલ અને ચાંગ કાઇ શેકે જાપાનને સંપૂર્ણ શરણાગતિ સ્વીકારવાનો આદેશ કર્યો. જાપાનની સરકારે આ માગણીની અવગણના કરી. છઠ્ઠી ઑગસ્ટે હીરોશિમા ઉપર અણુબોમ્બ ફેંકવામાં આવ્યો. આઠમીએ રશિયાએ જાપાન સામે યુદ્ધ જાહેર કર્યું અને મંચુરિયા ઉપર હલ્લો કર્યો. ઑગસ્ટની નવમી એ નાગાસાકી ઉપર બીજો બોમ્બ ફેંકવામાં આવ્યો. જાપાન પાસે શરણાગતિ સ્વીકારવો સિવાય બીજો કંઇ રસ્તો રહ્યો નહિ. સપ્ટેંબરની ૨ જીએ ટોકિયોના અખાતમાં જહાજ મસૂરી ઉપર મિત્રરાજ્યોના વતી જેનરલ મેકઆર્થરે જાપાનની શરણાગતિ સ્વીકારી અને આ રીતે દુનિયાના ઇતિહાસના સૌથી ભયંકર યુદ્ધનો અંત આવ્યો.



# સ્વાતંત્ર્ય પછીનો આપણો નિકાસ વ્યાપાર.

શ્રી ભારતસિંહ કુ. ગોહિલ



અર્થશાસ્ત્રનો એક નિયમ છે કે આયાત અગર નિકાસ લાંબા સમય સુધી એકબીજાથી વધારે પ્રમાણમાં રાખી શકાય નહિ. (Export must pay for Import) ગમે તે દેશ, આયાત કરતાં નિકાસ ખૂબ વધારે થતી હોય તેવી સ્થિતિમાં લાંબો વખત વ્યાપાર ટકાવી ન શકે. એ જ રીતે નિકાસ કરતાં આયાત વધારે થતી હોય એવી સ્થિતિ પણ લાંબો વખત ટકી ન શકે. આ કારણે આયાત અને નિકાસમાં મહત્ત્વના ફેરફારો હંમેશા થતા રહે છે. સ્વાતંત્ર્ય મળ્યા પછી આપણા નિકાસવ્યાપારમાં મહત્ત્વના કયા ફેરફારો થયા તે જોવા માટે આપણે પહેલાં, યુદ્ધ ને યુદ્ધ પછીની સ્થિતિનો અભ્યાસ કરવો જોઇએ.

બીજા વિશ્વયુદ્ધ દરમિયાન આપણા દેશને આપણી મરજી વિરૂદ્ધ યુદ્ધમાં ધકેલી દેવામાં આવ્યો હતો. મિત્રરાજ્યોને યુદ્ધ જીતાડવામાં મદદ કરવી એ જ આપણી નિકાસનીતિનું મુખ્ય ધ્યેય હતું. મિત્રરાજ્યો મોટા પાયા ઉપર આપણો દરેક જાતનો માલ ખરીદતાં. જેમ જેમ યુદ્ધ વધુ વિસ્તારમાં ફેલાતું ગયું અને તેની ઉગ્રતા વધતી ગઈ, તેમ તેમ અનેક કારણોને લીધે, કાચો માલ નિકાસ કરવાનું કામ કઠિન બનતું ગયું. શરૂઆતથી જ બ્રિટિશ સરકારની નીતિ હિંદુસ્તાનને કાચો માલ પૂરો પાડનાર તરીકે જ રાખવાની હતી. એટલે આપણા ઉદ્યોગોને કદિ પ્રોત્સાહન આપવામાં આવતું જ નહિ. યુદ્ધ દરમિયાન લડાઇ જીતવા માટે આ નીતિમાં ફેરફાર કરવો પડ્યો. આ કારણોને લીધે કારખાંનાઓમાં તૈયાર થયેલો માલ વધુ ને વધુ નિકાસ થવા લાગ્યો. કાચો માલ આપણા ઉદ્યોગોમાં વધારે પ્રમાણમાં વપરાવા લાગ્યો. આમ હિંદુસ્તાન કાચા માલને બદલે તૈયાર માલ વેચનાર દેશમાં પલટાવા લાગ્યું. યુદ્ધને અંગે લડાઈમાં ઉપયોગી હોય તેવા માલની જ મુખ્યત્વે નિકાસ થવા દેવામાં આવતી એટલે વિનિમયમાં આવતી વસ્તુઓ પણ બદલાઇ હતી. વ્યાપારની દિશા પણ બદલાઇ હતી. દુશ્મન રાજ્યો સાથેનો વ્યાપાર સદંતર બંધ કરી દેવામાં આવ્યો. મુખ્યત્વે બ્રિટિશ રાષ્ટ્રસમુહ સાથે જ આપણો વ્યાપાર ચાલતો. મધ્યપૂર્વના દેશો (ઇરાન, ઇરાક, ઇજીપ્ત, અરબસ્તાન વિ.) ને પણ આપણે જ ઘણો માલ પૂરો પાડતા. લડાઇને લીધે બીજા દેશોની હરીફાઇનું પ્રમાણ ખૂબ જ ઘટી ગયું હતું. સાથે વ્યાપારમાં એક અગત્યનો ફેરફાર એ થયો કે આયાત કરતાં નિકાસનું પ્રમાણ વધવા માંડ્યું. આપણો દેશ દેવાદાર મટી લેણદાર બનતો હતો, બ્રિટિશ સરકાર પાસે આપણી સ્ટર્લીંગ પુરાંતો વધતી જતી હતી.

લડાઇ પૂરી થયા પછી પણ આપણી પાસે એ જ બજારો હતા, પરંતુ લડાઇ દરમિયાન જે હરીફાઇનો અભાવ હતો તે બીજા દેશોની હરીફાઇ લડાઇ પછી વધવા લાગી. દરેક દેશને, પોતાના છિન્નભિન્ન થયેલા ઉદ્યોગો ફરીથી ઉભા કરવા માટે તેમના માલનું બજાર કબજે કરવાની ઇચ્છા સ્વાભાવિક રીતે હોય જ. એટલે મધ્યપૂર્વના દેશોમાં અને બ્રિટિશ રાષ્ટ્રસમુહના દેશોમાં પણ આપણા માલ સામે હરીફાઇ વધવા લાગી. આપણા દેશના ઉદ્યોગોમાં માલનું ઉત્પાદનખર્ચ બીજા દેશોના પ્રમાણમાં વધુ આવતું હોવાથી આપણા માલના ભાવ ઉંચા રહેતા એટલે આપણો માલ મોંઘો પડતો. દાખલા તરીકે આપણી ખાંડ કરતાં જાવાની ખાંડ વધુ સસ્તી હોવાથી આપણી ખાંડ માટેનું પરદેશી બજાર જાવાનાં હાથમાં સરી જવા લાગ્યું. એ જ રીતે સુતરાઉ કાપડ અને બીજા તૈયાર માલની બાબતમાં પણ હરીફાઇને કારણે આપણા બજારો આપણે ગુમાવવા લાગ્યા. જાપાન જેવો હરીફ દેશ દૂર થયો હોવા છતાં આપણો માલ બીજાની હરીફાઇમાં ટકી શકતો નહિ.

લડાઇ દરમિયાન પરદેશો સાથેના વ્યાપાર ઉપર–આયાત તથા નિકાસ બંને ઉપર–સખત નિયમન હતું. આને લીધે આપણો નિકાસ-વ્યાપાર પણ અમુક દિશા તરફ જ વળી શકયો હતો. જેને નિકાસના પરવાના મળે તે, અને કેવળ મંજૂર થયેલી વસ્તુઓ જ નિકાસ કરી શકતા. રિઝર્વ બેંકને પરદેશી હુંડિયામણના નિયમન માટે ખૂબ સત્તાઓ આ વખતે જ આપવામાં આવી હતી.

આ બધા ફેરફારો ઉપરાંત જ્યારે આપણો દેશ સ્વતંત્ર થયો ત્યારે દેશના ભાગલા પડવાને કારણે આપણા નિકાસ-વ્યાપારમાં જબ્બર પલટો આવ્યો. અત્યાર સુધી આપણી પાસે જે ચીજોની નિકાસની 'મોનોપોલી' જેવું હતું તે ચીજોનો ઘણો ભાગ ભાગલા પછી પાકીસ્તાનને ફાળે ચાલ્યો ગયો. આવી ચીજોમાં નીચે પ્રમાણે ઘટાડો થયો.

| | | | |
|---|---|---|---|
| શણ | ૬૫ ટકા. | ચામડાં | ૧૫ ટકા. |
| ઉન | ૬૦ ટકા | ચા | ૧૦ ટકા. |
| રૂ | ૨૦ ટકા. | | |

આમાંની કેટલીક વસ્તુઓ આપણે નિકાસ કરવાને બદલે આયાત કરવી પડે તેવી સ્થિતિ ઉભી થઇ. વળી યુદ્ધોત્તર યોજનાઓ માટે યંત્રો તથા બીજો તૈયાર માલ ખૂબ આયાત કરવો પડતો હોવાથી નિકાસ કરતાં આયાતનું પ્રમાણ વધી ગયું. લડાઈનાં વર્ષો કરતાં કુલ વ્યાપાર વધ્યો, પણ પ્રમાણમાં નિકાસ ઓછી થઇ. અત્યારે આપણે મુખ્યત્વે ચા, તમાકુ, લાખ, અબરખ, મેંગેનીઝ, રૂ, ઉન, શણ, શણનો તૈયાર માલ, ખાદ્ય તેલો, તેલી બિયાં, ચામડાં, શેતરંજી તથા સાદડીઓ, ચામડાની બનાવટો તથા સુતરાઉ કાપડ નિકાસ કરીએ છીએ. ઉપર દેખાડેલ પદાર્થો જોતાં તૈયાર માલ કરતાં કાચા માલનું પ્રમાણ ખૂબ વધી ગયું દેખાય છે. વસ્તુસ્થિતિ આટલેથી જ ન અટકતાં આ કાચા માલમાં પણ આપણી સામે હરીફાઈ શરૂ થવા લાગી છે. આપણી ચા સામે સીલોન અને પાકીસ્તાનની હરીફાઇ છે. લાખમાં સીઆમ આપણું હરીફ છે. માલ હલકો હોવાથી તથા આપણું લાખનું ઉત્પાદન ઘટતું હોવાથી સીઆમ હરીફાઈમાં ફાવે પણ છે. શણ અને અબરખની બાબતમાં બ્રાઝીલ હરીફાઇમાં ઉતર્યું છે, જોકે શણની નિકાસ આપણે પહેલાં કરતાં ખૂબ ઓછી કરી શકીએ છીએ અને તૈયાર શણના માલમાં પણ આપણને બહુ ફાયદો રહેતો નથી, કારણ કે આપણી મીલો માટે શણ પાકીસ્તાનમાંથી લાવવું પડતું હોવાથી દર એક રૂપિયે અગિયાર આના પાકીસ્તાનને આપવા પડે છે. મેંગેનીઝ ઉપર નિકાસ-જકાત વધુ હોવાથી તેની નિકાસ પણ ઓછી થઈ શકે છે. ઉપરાંત રશિયાની સાથે હરીફાઈમાં આપણે નથી ટકતા. પરદેશોમાં આપણી ખાંડ જવાની સસ્તી ખાંડ સામે હરીફાઈમાં ટકી શકતી નથી. આપણું લગભગ દરેક પ્રકારના માલનું ઉત્પાદન-ખર્ચ વિશેષ હોવાથી આપણા માલનો ઉપાડ પરદેશમાં થતો નથી. ગુણની દૃષ્ટિએ પણ આપણો માલ હલકા પ્રકારનો હોય છે, તેથી પરદેશી બજારોમાં આપણું સ્થાન બીજા દેશો એકદમ મેળવી લે છે. અત્યારે પણ બ્રિટિશ હરીફાઈ જ નહિ, પણ બીજા ઘણા દેશોની હરીફાઈ વધતી જાય છે. તાજેતરમાં જ પ્રસિદ્ધ થયેલ સમાચારો મુજબ તો જાપાન પણ પાછું હરીફાઈ માટે તૈયાર થઈ ગયું છે, એટલું જ નહિ પણ આપણા પોતાના આંતરિક બજારોમાં પણ જાપાની બનાવટનો ખૂબ સસ્તો માલ આપણાં માલને ખસેડવા લાગી ગયો છે. જાપાને ડોલર મૂડીથી પોતાના ઉદ્યોગોને ફરીથી છવતા કર્યા છે અને કિંમતમાં એવો સસ્તો માલ બનાવે છે કે પશ્ચિમના દેશો પણ હરીફાઈ કરી ન શકે. પોતાના માલ માટે બજાર મેળવવા જાપાને 'ડંપીંગ'—ઓછા ભાવે માલનો ઢગલો કરવાનું—પણ શરૂ કરી દીધું છે. એટલે આપણા સુતરાઉ કાપડની નિકાસ ઘટે એટલું જ નહિ પણ હિંદનું બજાર પણ જાપાન કબજે લઈ લે તેવો ભય ઉભો થયો છે.

છેલ્લાં ત્રણ વર્ષોના આંકડા તપાસતાં આપણને માલૂમ પડશે કે આપણી નિકાસ વધી છે, પણ આયાત તેના કરતાં વધુ ઝડપે વધી છે એટલે વ્યાપારનું પાસું આપણી વિરૂદ્ધમાં જ રહે છે.

લાખ રૂપીયામાં કુલ વ્યાપાર નીચે મુજબ છે.

| ૧૯૩૮–૩૯ | ૧૯૪૭–૪૮ | ૧૯૪૮–૪૯ |
|---|---|---|
| આયાત નિકાસ | આયાત નિકાસ | આયાત નિકાસ |
| ૧૫૫,૫૧-૧૬૬,૮૩ | ૪૪૫,૮૧-૪૦૮,૨૪ | ૫૧૮,૦૦-૪૨૨,૮૨ |

ઉપરના આંકડા તપાસતાં આપણી નિકાસનું પ્રમાણ તુરત માલૂમ પડી આવશે. અત્યારે આપણા નિકાસ-વ્યાપારની દિશા તપાસતાં તેમાં પણ ઘણો ફેરફાર દેખાશે.

| વિભાગ (Area) | ૧૯૩૮–'૩૯ | | ૧૯૪૭–'૪૮ | | ૧૯૪૮–'૪૯ | | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|---|
| | આયાત | નિકાસ | આયાત | નિકાસ | આયાત | નિકાસ | |
| * સ્ટર્લીંગ અથવા (૧) સુલભ ચલણવાળાં દેશો (Soft Currency) | ૫૮ | ૫૩ | ૪૨ | ૪૮ | ૪૪ | ૪૨ | ટકા |
| ,, ,, | ૮૯,૯૫ | ૮૯,૩૯ | ૧૮૭,૨૮ | ૧૯૫,૮૬ | ૨૩૦,૪૦ | ૧૭૭,૩૩ | (લાખ રૂપિયામાં) |
| (૨) બીજા સુલભ ચલણવાળા દેશો | ૧૯૯૬ | ૩૦,૧૨ | ૭૬,૭૩ | ૭૮'૬૫ | ૧૧૧,૧૦ | ૭૩,૨૯ | ,, |
| (૩) મધ્યમ ચલણવાળા દેશો | ૨,૯૮ | ૬૦ | ૧૨,૫૬ | ૪,૦૬ | ૧૪,૭૦ | ૩૩૩ | ,, |
| (૪) ડૉલર અથવા દુર્લભ ચલણવાળા દેશો | ૭ | ૧૨ | ૩૬ | ૨૭ | ૨૩ | ૨૫ | ટકા |
| (Hard Currency) | ૪૨,૯૨ | ૪૯,૭૨ | ૧૬૮,૦૭ | ૧૨૭,૨૯ | ૧૩૯,૪૬ | ૧૨૨,૬૭ | (લાખ રૂપિયામાં) |

* છેલ્લા ચલણની કિંમતમાં ઘટાડા પછી પાકિસ્તાન જુદું પડ્યું છે.

નોંધઃ–(૧) સુલભ ચલણવાળા દેશોઃ (Soft Currency Areas), બ્રિટન, ઓસ્ટ્રેલીઆ તથા કેનેડા સિવાયના બ્રિટિશ રાષ્ટ્રસમૂહના દેશો તથા

(૨) ઈજીપ્ત, ઇરાન ફ્રાંસ, ઇટાલી, ચીન નેધરલેન્ડ વગેરે દેશો.

(૩) મધ્યમ ચલણવાળા દેશો. સ્વીટ્ઝર્લૅન્ડ તથા સ્વીડન.

(૪) દુર્લભ ચલણવાળા દેશોઃ (Hard Currency Areas) અમેરિકા તથા તેને લગતા દેશો, કેનેડા, જાપાન વગેરે.

સુલભ ચલણવાળા દેશોમાં આપણે વધુ નિકાસ કરીએ છીએ, પણ દુર્લભ ચલણવાળા દેશોમાં આપણે નિકાસ પૂરતા પ્રમાણમાં વધારી શકતા નથી. યંત્રો તથા ટેકૂનિકલ મદદ તથા બીજી ચીજોના આયાતને માટે આપણને ડૉલરની ઘણી જરૂર રહે છે. અનાજ પણ આપણે દુર્લભ ચલણવાળા દેશોમાંથી ઘણું આયાત કરવું પડે છે. ઓછી નિકાસને અંગે ડૉલરની ખેંચ વરતાવાથી ત્યાંની આયાતો ઉપર કડક નિયમન મૂકવું પડ્યું છે. આ વર્ષના એપ્રિલથી સપ્ટેમ્બર માસ સુધીમાં આપણે નીચે પ્રમાણે ડૉલર મેળવી શકયા છીએ; સુગમતા માટે ડૉલરની કિંમત રૂપિયામાં જણાવી છે.

| | | |
|---|---|---|
| (૧) શણનો તૈયાર માલ | ૧૭૯૫ | (લાખ રૂપિયામાં) |
| (૨) | ૬૬૬ | |
| (૩) અબરખ | ૧૨૬ | |
| (૪) લાખ | ૧૧૦ | |
| (૫) અશુદ્ધ મેંગેનીઝ (ore) | ૧૪૫ | |
| (૬) ચામડાં | ૯૨ | |
| (૭) ,, (કમાવેલાં) | ૫૫ | |
| (૮) શણ (કાચું) | ૬૧ | |
| (૯) કપાસ | ૩૮ | |
| (૧૦) કપાસ (waste) | ૨૫ | |
| (૧૧) ઊનનો માલ | ૩૦ | |
| (૧૨) બીજો માલ | ૩૮૧ | |
| (૧૩) ચો અમેરિકા | ૨૨૦ | |
| ,, કેનેડા | ૧૩૮ | |

જોઈએ તેટલા પ્રમાણમાં દુર્લભ ચલણવાળા પ્રદેશોમાં આપણે નિકાસ વધારી શકતા નથી; તેનું મુખ્ય કારણ એ છે કે આપણી નિકાસની વસ્તુઓ જ એવા પ્રકારની છે. ચલણની કિંમતમાં ઘટાડો થવા છતાં આપણે નિકાસ વધારી શકતા નથી; નિકાસ ન વધવાનાં બીજાં કારણો આપણે પાછળથી જોઇશું.

હંમેશને માટે આયાત વધારે હોય કે નિકાસ વધારે હોય એવી સ્થિતિ વ્યાપારમાં બહુ ફાયદાકારક નથી એ નિયમ શરૂઆતમાં જ આપણે જોયો છે. આયાત કરેલા માલનું નાણું ચૂકવવા એટલી કિંમતની નિકાસ થવી જ જોઇએ! જો ન થાય તો દેશની અંદર રહેલ નાણાંનો– સોનાનો–જથ્થો ઓછો થવા લાગે, અને એ દેશના હિતમાં ન કહેવાય. અત્યારે આપણા દેશમાં આપણા વડા પ્રધાનથી માંડી સામાન્ય વ્યાપારી સુધી સહુ કહે છે કે આપણી નિકાસ વધવી જોઈએ. આ માટે તાજેતરમાં જ નિકાસ

કરવાના "ઓપન જનરલ લાઈસન્સ નં. ૪" માં ઘણી વધુ વસ્તુઓની નિકાસ માટે છૂટ મૂકવામાં પણ આવી છે. આવા પ્રયત્નો કરવા છતાં શા માટે આપણે નિકાસ વધારી શકતા નથી? શા માટે લડાઈ દરમિયાન મેળવેલા બજારો આપણે ગુમાવતા જઈએ છીએ? જાપાનની શરૂ થતી હરીફાઈ સામે શા માટે આપણે ટકી શકતા નથી? આની પાછળનાં કારણો એ છે કે આપણો માલ હલકો છે અને કિંમતમાં મોંઘો છે. આપણા માલની જાહેરાત જોઇએ તેટલી થતી નથી. અમેરિકા જેવા દેશો તરફ આપણે જોઈએ તેટલું ધ્યાન આપ્યું નથી, પરિણામે આ વર્ષે ઑસ્ટ્રેલિયા, પાકીસ્તાન, ઈજીપ્ત, ઈટાલી, નેધરલેન્ડ, આર્જેન્ટીન, જાપાન અને જર્મની સિવાયના બધા દેશોમાં આપણે ઓછી નિકાસ કરી શકયા છીએ.

ડૉલરની ખેંચ હોવાથી હાલ પણ વ્યાપાર ઉપર નિયમન રહેલું જ છે. આયાત તથા નિકાસના પરવાનાઓ આપવામાં આવે છે. ડૉલર વિસ્તારમાંથી બહુ અગત્યની હોય તેવી વસ્તુંજ આયાત કરવા દેવામાં આવે છે. નિકાસના પરવાનામાં ઘણી છૂટછાટો મૂકવામાં આવી છે.

ઘણા એમ માને છે કે તાજેતરમાં, બ્રિટિશ પાઉન્ડની સાથે રૂપિયાની કિંમતમાં કરવામાં આવેલ ઘટાડાથી આપણી નિકાસ ખૂબ વધશે. વસ્તુતઃ આપણે એવી ધારણા રાખી શકીએ તેવું નથી. આપણે એવી વસ્તુઓ નિકાસ કરીએ છીએ કે જેની માંગ–કિંમતમાં ફેરફાર થાય છતાં–વધવી ખૂબ મુશ્કેલ છે. હજી આપણે તૈયાર માલ બહુ જ ઓછો નિકાસ કરીએ છીએ. અને કાચો માલ પણ પૂરતા પ્રમાણમાં શુદ્ધ કરેલો નથી હોતો. આપણો કાચો માલ અહીં શુદ્ધ કરી આપણાંજ કારખાનાંઓમા વાપરી, તૈયાર માલ પરદેશ મોકલતા હોઈએ તો ઘણો ફાયદો થાય. વળી ચલણની કિંમતમાં લગભગ ૩૦ ટકાનો ઘટાડો થયો છે, એટલે જો આપણે વધુ ડૉલર મેળવવા હોય તો આપણી નિકાસ ૩૦ ટકા કરતાં વધારીએ તો જ વધુ ડૉલર મળી શકે. અમેરિકા તરફની નિકાસમાં ૩૦ ટકાથી વધારે વધારો થવાનો સંભવ બહુ જ ઓછો છે. એક જ દાખલો લઇએ. મેંગેનીઝની બાબતમાં અમેરિકાએ આખું વર્ષ ચાલે તેટલો જથ્થો મેળવી લીધો છે. તેમાંથી મોટે ભાગે રશિયાનો જ માલ છે. બાકી હિંદુસ્તાન અને દક્ષિણ આફ્રિકાનો હિસ્સો ઘણો ઓછો છે. હવે વધુ મેંગેનીઝનો જથ્થો અમેરિકાને નથી જોઇતો. આવાં કારણોને લીધે ડૉલર વધુ નથી મળતા.

સ્ટર્લીંગ જૂથના દેશોમાં ચલણની કિંમતમાં થયેલા ઘટાડાને લીધે આપણા માલની કિંમતમાં ખાસ ફેરફાર થતો નથી. એટલે પ્રયત્ન કર્યા સિવાય ત્યાં પણ નિકાસ વધારી શકાય નહિ. જો નિકાસ વધારવી હોય તો આપણો માલ સસ્તો બને તેવા પ્રયત્ન કરવા જોઇએ. બને તેટલી યાંત્રિક સામગ્રી સુલભ ચલણવાળા દેશોમાંથી લાવવી જોઇએ, જેથી તે આપણને સસ્તી પડે. ચલણની કિંમત ઘટવાથી મોંઘવારી વધશે અને ઉત્પાદન–ખર્ચ પણ વધવાનો સંભવ છે. અને તેને લીધે માલ પણ સસ્તો થવાને બદલે મોંઘો થશે. તેની સામે પણ ધ્યાન ખેંચવાની જરૂર છે. વળી અમેરિકા પણ પોતાની નિકાસ ઘટવા ન દેવા માટે પોતાના માલની ભાવની સપાટી નીચે લાવશે એટલે લાંબા સમયે કિંમત–ઘટાડાની અસર ઘણી ઓછી થઈ જશે.

આપણા દેશનો માલ સસ્તો અને સારો નહિ, પણ મોંઘો અને ખરાબ હોય છે. એટલે બીજા દેશોની હરીફાઈમાં ઉભો રહી શકતો નથી, એટલુંજ નહિ પણ આપણા દેશના વેપારીઓના પ્રમાણિકપણામાં પણ બીજા દેશોને બહુ ઓછો વિશ્વાસ છે. આપણી નાની કે મોટી અનેક પેઢીઓ ઉપર એવા આક્ષેપો થાય છે કે નમુના પ્રમાણેનો માલ તેઓ મોકલતા નથી. આપણા વેપારીઓ વધુ પૈસા કમાવા માટે કેટલીક દગલબાજી જરૂર રમે છે, અને માલમાં પુષ્કળ પ્રમાણમાં ભેળસેળ કરે છે અથવા હલકો માલ મોકલે છે. આવી છેતરપીંડીના અનેક દાખલાઓ નોંધાયેલા છે.* એટલે દુનિયાનાં બજારમાં હિંદી વેપારીઓની સાખ બહુ જ થોડી છે. આપણા પરદેશમાં રહેલા એલચીઓની રૂબરૂ માલ ખુલ્લો કરતાં હલકો માલ નીકળ્યાના દાખલા પણ અખબારોમાં આવેલા છે. આને માટે મધ્યસ્થ સરકારે પરદેશ ચડતા માલની તપાસ રાખનાર અમલદારો નિમવાની જરૂર છે,

*તા ૨૫-૧૧-૪૯ના છાપામાં સમાચાર છે, કે અમેરિકાની અનેક પેઢીઓ તરફથી ફરિયાદ મળી છે. અમેરિકાએ આયાત કરેલા શણ, મેંગેનીઝ, અબરખ, અને કાજુમાં પુષ્કળ ભેગ દેખાયો છે. હિંદુસ્તાનના માલમાં અમેરિકન પેઢીઓને રસ નથી.

પણ ક્યારે મને છૂટી મળશે? ક્યારે બધા કહેશે, 'હવે અમારે તમારી પાસેથી કંઈ નથી જોઈતું. હવે તમને રજા'? મારા એકલા માટે હોત તો કંઈ ચિંતા નહોતી પણ સૌને માટે કરવું પડે છે. આ વળી એક પુસ્તક લખું છું કદાચ તેમાં થોડા રૂપિયા મળશે. રૂપિયા...રૂપિયા ...રૂપિયા...તેની તંગી કેમેય પૂરાતી નથી. મારા પોતાના જીવનમાં તો એની કંઈ જરૂર પડી નહોતી. પૈસા સંબંધી મેં કદિ વિચાર સરખો પણ કર્યો નથી."

બપોર

"જો સાંભળ, આ સંસારમાં ક્યાંકથી થોડી આવક પેદા કરવાની દરેકે દરેક સ્ત્રીને જરૂર છે એમ મને લાગે છે. તેથી શોખ તરીકે નહિ પણ ધંધા તરીકે કોઈ craft-ઉદ્યોગ શીખી લેવો જોઈએ. ઉદ્યોગ જ શું કામ? ગમે તે કંઈ જેથી આત્મનિર્ભર રહી શકાય. સ્ત્રીઓ માટે પોતાના જ બળ ઉપર નિર્ભર રહેવાની શક્તિની બહુ જ જરૂર છે, જેમ તરતાં આવડતું હોય તો પાણીના પૂરમાં પણ તરીને પાર ઉતરી શકાય અને પાણીનો ડર લાગતો નથી. આ વાત બરોબર સમજી લેજે."

**૨૩મી જુલાઈ, ૧૯૩૪**

ગાંધીજી કલકત્તા આવે છે એમ જાણી ગુરુદેવે તેમને શાંતિનિકેતન આવવા માટે તાર કર્યો સાંજે તેમને ચૂપચાપ બેઠેલા જોયા. પાસે જતાં બોલ્યા:

" ગાંધીજીએ તાર કર્યો છે કે આ વખતનું મારું આમંત્રણ તેઓ નહિ સ્વીકારે. તે માટે તેઓ દિલગીર છે. કલકત્તાના કામ માટે બધાય દિવસ Booked થઈ ગયા છે—રોકાઈ ગયા છે."

"જરાય અવકાશ નથી. શું કરવું? ગાંધીજી કલકત્તા આવે છે છતાં મળાશે નહિ. ભારે મૂંઝવણ થાય છે. તેઓ મારે ત્યાં ન આવે એટલે હું પણ તેમને મળવા ન જાઉં એ તદ્દન છોકરમત લાગશે. કલકત્તે જઈને પણ મારે તેમને એકવાર મળવું જ જોઈએ. પણ ત્યાં જતાં અનેક પ્રવૃત્તિઓમાં સંડોવાવું પડે છે. અહીં ભાષણ, ત્યાં સભા અને કયાંક વળી સ્વાગત એ બધું કરવું જ પડશે, ગાંધીજીને મળવું પણ પડશે અને બધાની વતી કાંઈક બોલવું પણ પડશે."

**૨૪મી જુલાઈ, ૧૯૩૪**

આજકાલ ચાલતાં ચાલતાં અનેકવાર ગુરુદેવના પગ લથડી જાય છે, પણ લાકડીને ટેકે ચાલવાનું તેમને પસંદ નથી. કોઈ પકડી રાખે તે પણ પસંદ નથી કરતા; પરંતુ બે ચાર પગલાં ચાલતાં તેમને જે કષ્ટ પડે છે તે જોયું જતું નથી, તેમ કંઈ કરી પણ શકતી નથી. જ્યારે અમે પાસે હોઈએ ત્યારે પાસેના મકાનોમાં આવ જા કરે છે. ક્યારેક ક્યારેક શરીરની સમતોલતા ન જાળવી શકે ને તદ્દન લાચાર થઈ જાય ત્યારે જે પાસે હોય તેને ખભે હાથ મૂકે છે. આજે સાંજે તેઓ ટેલતા હતા. કોઈનો ટેકો લઈને ફરવામાં તેમના મનને શાંતિ નથી થતી. તેઓ બોલ્યા:

"જો! કોઈની ઉપર આધાર રાખવો પડે એ બહુ ખરાબ ગણાય. કોઈની ઉપર આધાર રાખવાનું મેં કદી ઇચ્છયું નથી, કદી રાખ્યો પણ નથી. કોઈ દિવસ આધાર રાખવો પડશે એનો વિચાર પણ કદી આવ્યો નથી, પણ અત્યારે જોઉં છું તો ડગલે ને પગલે બીજાની ઉપર આધાર રાખવો પડે છે. પણ લાચાર છું. એટલી શક્તિ હવે નથી રહી. આ મારા સ્વભાવથી તદ્દન વિરુદ્ધ છે. આવી દશાથી મને બહુ દુઃખ થાય છે."

**૨૫મી જુલાઈ, ૧૯૩૪**

નેતરની ખુરશીમાં ગુરુદેવ બેઠા છે. સામે પડેલા ટેબલ પર લખવા માટે બે નોટ, જેમાં કવિતા લખે છે તે, નાની ડાયરી અને કલમ રાખવા માટે રૂપાના વાળે મઢેલી નાની ને લાંબી કલમદાની પડી છે. લીંબુના રંગ જેવો પીળો ઝબ્બો પહેર્યો છે અને માથાના ને દાઢીના સફેદ રેશમ જેવા વાળ ઝગમગે છે. તેમની મુગ્ધ દૃષ્ટિ સુંદર ભણી હતી. લખતા લખતા પ્રકૃતિની શોભા જોવામાં ક્યારના તન્મય થઈ ગયા હતા. હું સ્થિર થઈને તેમને જોતી હતી. તેઓ જોતા હતા સુંદરને. એમ ઘણી વેળા વીતી ગઈ. અચાનક તેમણે મારી તરફ જોયું. મને જોઈ સ્નિગ્ધ રીતે હસી ઉદાસ નેત્રે ધીમે ધીમે બોલ્યા:

" સંસારની કંઈ ચિંતા ન હોત તો કેવું સારું! કેવો સુંદર મેઘાડંબર થયો છે! જોકે એના પ્રમાણમાં વરસાદ વરસતો નથી; ફક્ત ટપટપ થોડા છાંટા પડે છે ને થોડો પવન......!"

બોલતાં બોલતાં તેમના મુખ પરથી સ્નિગ્ધ ભાવ ઓસરી ગયો. થાકથી નિસાસો નાખી બોલી ઉઠયા:

"આવા દિવસે બેઠા બેઠા ક્યારે જરા આરામ કરીશ? ક્યારે મૂંગા મૂંગા બેસીને આ બધું જોઈશ? પણ ના, સંસારની સેંકડો ચિંતાઓ એ મને નહિ કરવા દે. પારકાની પંચાતમાં એવો ગુંચવાઈ ગયો છું. પણ

વિધાતા જ્યારે દોરી ખેંચી લેશે ત્યારે બધુંય એકસામટું પતી જશે. આ પારનાં મોજાંમાં અથડાઈશ કુટાઈશ ને ગળકાં-ડૂબકાં ખાઈશ ત્યારે જ એ બહાર કાઢશે."

**બપોરે**

આજ સવારથી ઝરમર ઝરમર વરસાદ વરસે છે બપોરે પણ ચાલુ છે. મારું મન બેચેન હતું. ધીમેધીમે ગુરૂદેવ પાસે ગઈ. નાના ટેબલ ઉપર ઝૂકીને કંઈક લખતા હતા. તેમના પગ પાસે બેઠી કે માથે હાથ પંપાળ્યો. માથે હાથ ફેરવવાથી એમને માલૂમ પડ્યુ કે હું વરસાદમાં પલળતી આવી હતી. મારું માથું હડમેલી બોલ્યા :

"વાળ આટલા ભીના કેમ? તારા માથામાં ખાલી જગ્યા પૂરતી છે, પણ આ રસથી (વરસાદના પાણીથી) એ ખાલી જગ્યા પૂરવાથી કંઈ સારું પરિણામ નહિ આવે."

મારા માથાની ખાલી જગ્યા માટે તેમનું ઇંગિત મારે માટે જરાય સુખદાયી નહોતું. રીસ કરવા ગઈ, પણ તેમની દૃષ્ટિ સાથે દૃષ્ટિ મળતાં હી હી કરતી હસી પડી.

ત્યારપછી જૂના જમાનાની સ્ત્રીઓના કેશવિન્યાસ વિષે ઘણી વાતો થઈ. તેઓ વાળ સૂકવવાની ઘણીય રીતો જાણતી. તેઓ બોલ્યા :

"જૂના જમાનામાં સ્ત્રીઓ તડકામાં વાળ સૂકવતી. અત્યારે એમ કોઈ કેમ નથી કરતુ? તેમ કરવાથી વાળ સુગંધદાર થતા અને વાળમાં રોગનાં કોઈ જંતુ હોય તો તેય મરી જતાં."

**૨૬મી જુલાઈ, ૧૯૩૪**

સાંજ પડ્યા પહેલાં થોડીવારે લખવાનું બંધ કરી , ધીમે ધીમે ચાલીને કોણાર્કની પશ્ચિમ બાજુના નાના બગીચામાં આવ્યા. લગભગ રોજ ફરતા ફરતા આ તરફ ચાલ્યા આવે છે. આટલે આવતાંય તેમને કષ્ટ પડે છે, એટલે મેં ખુરશી લંબાવી. તેઓ એકદમ તેમાં બેસી ગયા. જરા શ્વાસ ખાઈ બોલ્યા :

"આજકાલ આટલું ચાલતાંય હાંફી જાઉં છું. આ દેહથી હવે હરફર નથી કરી શકાતી"

શુષ્કમુખે પાસે ઊભી છું. એમને મુખે આવી વાત સાંભળી વ્યથા થતી હતી. તેઓ પણ મારી સ્થિતિ સમજી ગયા. વાત ફેરવવા હસીને બોલ્યા :

"અરે, મારેય એક દિવસ તારા જેવો ભર્યો ભર્યો દેહ, સુડોળ ઘાટીલા હાથપગ વગેરે બધુંય હતું. ત્યારે શું એવો ખ્યાલ પણ હતો કે આ દેહ આવો પાંગળો થઈ જશે! ન કરો, ન કરો ઉગતી જુવાનીનો અહંકાર ન કરો! એ બહુ નથી ટકતી. પણ મારી વય એટલી ખરાબ નથી લાગતી. એકંદર એ ચલાવી લેવાય એવી ગણાય, પણ તમારું તો એ અવસ્થાએ કંઈ મોટું થઈ જાય છે! એટલે જ મારું આટલું સન્માન ને પ્રશંસા થઈ રહ્યાં છે. તમને એ ગમે પણ છે. શું કરું એટલે જ મારે આટલું જોડી જોડીને બોલવું પડે છે. તમે તેમાં શ્રધ્ધા રાખી ગર્વ પણ અનુભવો છો."

સાંજે ગુરુદેવ પાસે ગઈ. બહારના વરન્ડામાં મુક્ત આકાશ નીચે બેઠા હતા. ઉંઘતા હોય એમ લાગ્યું. પાસે જઈને જોયું, ઉંઘતા નહોતા—તન્મય થઈ કંઈ વિચારતા હતા. તેઓ બોલ્યા :

"આજકાલ એમ લાગે છે કે હું કંઈક શોધી રહ્યો છું પણ હાથ આવતું નથી. શું શોધું છું એ નથી જાણતો. ને શા માટે શોધું છું એનીય ખબર નથી. પણ કંઈક શોધું છું એટલું જાણું છું. આ કંઈક અંશે માછલાં પકડવા જેવું છે. માછલાં પકડું છું, પણ કઈ માછલી કાંટામાં પકડાશે એની જાણ નથી."

શું શોધ ને શું માછલી—કંઈ ન સમજાયું. મૂંગી મૂંગી પગ પાસે બેસી રહી.

## સાભાર સ્વીકાર

**આઝાદીની કૂચ કથાઓ:** લેખક-સંપાદક શ્રી હર્ષદ પટેલ; કિં. રૂપિયો દોઢ; પ્રકાશક અમર-બાલ પ્રકાશન મંદિર.

Ancient Gurjaradesa and its literature: by K. M Munshi: As. 8 Bharatiya Vidyabhavan.

*Aesthetcs: Published by youths' Art and* culture centre.

**યુગવીર આચાર્ય શ્રી વિજય વલ્લભસૂરિજી:** ભા રજો: પ્રયોજક શ્રી ફુલચંદ હરિચંદ દોશી (મહુવાકર): કિં. રૂપિયા અઢી; પ્રકાશક મંત્રીઓ, આત્માનંદ જૈન સભા.

**વિજયાનંદ જયન્તી પ્રકાશન:** પ્રકાશક આત્માનંદ જૈન સભા.

**શ્રમણ:** હિંદી માસિક; સંપાદક શ્રી ઇન્દ્રચન્દ્ર શાસ્ત્રી, એમ. એ. પ્રકાશક; જૈનાશ્રમ, હિંદુ યુનિવર્સિટી; બનારસ.

**ગાંધીજીની સંક્ષિપ્ત આત્મકથા:** સંક્ષિપ્તકાર મથુરાદાસ ત્રિકમજી; નવજીવન પ્રકાશન મંદિર કિં. રૂપિયો એક.

**એક ધાન અને બીજી વાતો:** લેખક શ્રી. મોહમ્મદ માંકડ; કિંમત રૂપિયા બે.

પણ ક્યારે મને છૂટી મળશે ? ક્યારે બધા કહેશે, ' હવે અમારે તમારી પાસેથી કંઈ નથી જોઈતું. હવે તમને રજા ' ? મારા એકલા માટે હોત તો કંઈ ચિંતા નહોતી પણ સૌને માટે કરવું પડે છે. આ વળી એક પુસ્તક લખું છું. કદાચ તેમાં થોડા રૂપિયા મળશે. રૂપિયા...રૂપિયા ...રૂપિયા... તેની તંગી કેમેય પૂરાતી નથી. મારા પોતાના જીવનમાં તો એની કંઇ જરૂર પડી નહોતી. પૈસા અંગેથી મેં કદિ વિચાર સરખો પણ કર્યો નથી."

બપોર

"જો સાંભળ, આ સંસારમાં ક્યાંકથી થોડી આવક પેદા કરવાની દરેકે દરેક સ્ત્રીને જરૂર છે એમ મને લાગે છે. તેથી શોખ તરીકે નહિ પણ ધંધા તરીકે કોઈ craft-ઉદ્યોગ શીખી લેવો જોઈએ. ઉદ્યોગ જ શું કામ? ગમે તે કંઇ જેથી આત્મનિર્ભર રહી શકાય. સ્ત્રીઓ માટે પોતાના જ બળ ઉપર નિર્ભર રહેવાની શક્તિની બહુ જ જરૂર છે, જેમ તરતાં આવડતુ હોય તો પાણીના પૂરમાં પણ તરીને પાર ઉતરી શકાય અને પાણીનો ડર લાગતો નથી. આ વાત બરોબર સમજી લેજે."

## ૭મી જુલાઈ, ૧૯૩૪

ગાંધીજી કલકત્તા આવે છે એમ જાણી ગુરુદેવે તેમને શાંતિનિકેતન આવવા માટે તાર કર્યો. સાંજે તેમને ચૂપચાપ બેઠેલા જોયા. પાસે જતાં બોલ્યા :

" ગાંધીજીએ તાર કર્યો છે કે આ વખતનુ મારું આમંત્રણ તેઓ નહિ સ્વીકારે. તે માટે તેઓ દિલગીર છે. કલકત્તાના કામ માટે બધાય દિવસો Booked થઈ ગયા છે—રોકાઇ ગયા છે."

"જરાય અવકાશ નથી. શું કરવુ ? ગાંધીજી કલકત્તા આવે છે છતાં મળાશે નહિ. ભારે મુંઝવણ થાય છે. તેઓ મારે ત્યાં ન આવે એટલે હું પણ તેમને મળવા ન જાઉં એ તદ્દન છોકરમત લાગશે. કલકત્તે જઇને પણ મારે તેમને એકવાર મળવુંજ જોઇએ. પણ ત્યાં જતાં અનેક પ્રવૃત્તિઓમાં સંડોવાવું પડે છે. અહીં ભાષણ, ત્યાં સભા. અને ક્યાંક વળી સ્વાગત એ બધુ કરવું જ પડશે, ગાંધીજીને મળવું પણ પડશે અને બધાની વતી કાંઇક બોલવું પણ પડશે."

## ૧૪મી જુલાઈ, ૧૯૩૪

આજકાલ ચાલતાં ચાલતાં અનેકવાર ગુરુદેવના પગ લથડી જાય છે, પણ લાકડીને ટેકે ચાલવાનું તેમને પસંદ નથી. કોઇ પકડી રાખે તે પણ પસંદ નથી કરતા; પરંતુ બે ચાર પગલાં ચાલતાં તેમને જે કષ્ટ પડે છે તે જોયું જતું નથી, તેમ કંઇ કરી પણ શકતી નથી. જ્યારે અમે પાસે હોઇએ ત્યારે પાસેના મકાનોમાં આવ જા કરે છે. ક્યારેક ક્યારેક શરીરની સમતોલતા ન જાળવી શકે ને તદ્દન લાચાર થઇ જાય ત્યારે જે પાસે હોય તેને ખભે હાથ મૂકે છે. આજે સાંજે તેઓ ટેલતા હતા. કોઇનો ટેકો લઇને ફરવામાં તેમના મનને શાંતિ નથી થતી. તેઓ બોલ્યા:

" જો ! કોઇની ઉપર આધાર રાખવો પડે એ બહુ ખરાબ ગણાય. કોઇની ઉપર આધાર રાખવાનું મેં કદી ઇચ્છ્યું નથી, કદી રાખ્યો પણ નથી. કોઇ દિવસ આધાર રાખવો પડશે એનો વિચાર પણ કદી આવ્યો નથી, પણ અત્યારે જોઉ છું તો ડગલે ને પગલે બીજાની ઉપર આધાર રાખવો પડે છે. પણ લાચાર છું. એટલી શક્તિ હવે નથી રહી. આ મારા સ્વભાવથી તદ્દન વિરુદ્ધ છે. આવી દશાથી મને બહુ દુઃખ થાય છે."

## ૨૫મી જુલાઈ, ૧૯૩૪

નેતરની ખુરશીમાં ગુરુદેવ બેઠા છે. સામે પડેલા ટેબલ પર લખવા માટે બે નોટ, જેમાં કવિતા લખે છે તે, નાની ડાયરી અને કલમ રાખવા માટે રૂપાના વાળે મઢેલી નાની ને લાંબી કલમદાની પડી છે. લીંબુના રંગ જેવો પીળો ઝભ્ભો પહેર્યો છે અને માથાના ને દાઢીના સફેદ રેશમ જેવા વાળ ઝગમગે છે. તેમની મુગ્ધ દૃષ્ટિ દૂર ભણી હતી. લખતા લખતા પ્રકૃતિની શોભા જોવામાં ક્યારના તન્મય થઇ ગયા હતા. હું સ્થિર થઇને તેમને જોતી હતી. તેઓ જોતા હતાં સુદૂરને. એમ ઘણી વેળા વીતી ગઇ. અચાનક તેમણે મારી તરફ જોયું. મને જોઇ સ્નિગ્ધ રીતે હળી ઉદાસ નેત્રે ધીમે ધીમે બોલ્યા :

" સંસારની કંઇ ચિંતા ન હોત તો કેવું સારું ! કેવો સુંદર મેઘાડંબર થયો છે ! જોકે એના પ્રમાણમાં વરસાદ વરસતો નથી; ફક્ત ટપટપ થોડા છાંટા પડે છે ને થોડો પવન......!"

બોલતાં બોલતાં તેમના મુખ પરથી સ્નિગ્ધ ભાવ ઓસરી ગયો. થાકથી નિસાસો નાખી બોલી ઉઠ્યા:

"આવા દિવસે બેઠા બેઠા ક્યારે જરા આરામ કરીશ! ક્યારે મૂંગા મૂંગા બેસીને આ બધું જોઇશ ? પણ ના, સંસારની સેંકડો ચિંતાઓ એ મને નહિ કરવા દે. પારકાની પંચાતમાં એવો ગુંચવાઇ ગયો છું. પણ

વિધાતા જ્યારે દોરી ખેંચી લેશે ત્યારે બધુંય એકસામટું પતી જશે. આ પારનાં મોજાંમાં અથડાઈશ કુટાઈશ ને ગળકાં-ડૂબકાં ખાઈશ ત્યારે જ એ બહાર કાઢશે."

**બપોર**

આજ સવારથી ઝરમર ઝરમર વરસાદ વરસે છે. બપોરે પણ ચાલુ છે. મારું મન બેચેન હતું. ધીમેધીમે ગુરુદેવ પાસે ગઈ. નાના ટેબલ ઉપર ઝૂકીને કંઈક લખતા હતા. તેમના પગ પાસે બેઠી કે માથે હાથ પંપાળ્યો. માથે હાથ ફેરવવાથી એમને માલુમ પડ્યું કે હું વરસાદમાં પલળતી આવી હતી. મારું માથું હડસેલી બોલ્યા :

"વાળ આટલા ભીના કેમ? તારા માથામાં ખાલી જગ્યા પૂરતી છે, પણ આ રસથી (વરસાદના પાણીથી) એ ખાલી જગ્યા પૂરવાથી કંઈ સારું પરિણામ નહિ આવે."

મારા માથાની ખાલી જગ્યા માટે તેમનું ઇંગિત મારે માટે જરાય સુખદાયી નહોતું. રીસ કરવા ગઈ, પણ તેમની દૃષ્ટિ સાથે દૃષ્ટિ મળતાં હી હી કરતી હસી પડી.

ત્યારપછી જૂના જમાનાની સ્ત્રીઓના કેશવિન્યાસ વિષે ઘણી વાતો થઈ. તેઓ વાળ સૂકવવાની ઘણીય રીતો જાણતી. તેઓ બોલ્યા :

"જૂના જમાનામાં સ્ત્રીઓ તડકામાં વાળ સૂકવતી. અત્યારે એમ કોઈ કેમ નથી કરતું? તેમ કરવાથી વાળ સુગંધદાર થતા અને વાળમાં રોગનાં કોઈ જંતુ હોય તો તેય મરી જતાં."

**૨૨મી જુલાઈ, ૧૯૩૪**

સાંજ પડ્યા પહેલાં થોડીવારે લખવાનું બંધ કરી ધીમે ધીમે ચાલીને કોણાર્કની પશ્ચિમ બાજુના નાના બગીચામાં આવ્યા લગભગ રોજ ફરતા ફરતા આ તરફ ચાલ્યા આવે છે. આટલે આવતાંય તેમને કષ્ટ પડે છે, એટલે મેં ખુરશી લંબાવી. તેઓ એકદમ તેમાં બેસી ગયા. જરા શ્વાસ ખાઈ બોલ્યા :

"આજકાલ આટલું ચાલતાંય હાંફી જાઉં છું. આ દેહથી હવે હરફર નથી કરી શકાતી"

શુષ્કમુખે પાસે ઊભી છું. એમને મુખે આવી વાત સાંભળી વ્યથા થતી હતી. તેઓ પણ મારી સ્થિતિ સમજી ગયા. વાત ફેરવવા હસીને બોલ્યા:

"અરે, મારેય એક દિવસ તારા જેવો ભર્યો ભર્યો દેહ, સુડોળ ઘાટીલા હાથપગ વગેરે બધુંય હતું. ત્યારે શું એવો ખ્યાલ પણ હતો કે આ દેહ આવો પાંગળો થઈ જશે? ન કરો, ન કરો ઉગતી જુવાનીનો અહંકાર ન કરો! એ બદ નથી ટકતી. પણ મારી વય એટલી ખરાબ નથી લાગતી. એકંદર એ ચલાવી લેવાય એવી ગણાય. પણ તમારું તો એ અવસ્થાએ કંઈ મોઢું થઈ જાય છે! એટલે જ મારું આટલું સન્માન ને પ્રશંસા થઈ રહ્યાં છે. તમને એ ગમે પણ છે. શું કરું એટલે જ મારે આટલું જોડી જોડીને બોલવું પડે છે. તમે તેમાં શ્રધ્ધા રાખી ગર્વ પણ અનુભવો છો."

સાંજે ગુરુદેવ પાસે ગઈ. બહારના વરન્ડામાં મુક્ત આકાશ નીચે બેઠા હતા. ઉંઘતા હોય એમ લાગ્યું. પાસે જઈને જોયું. ઉંઘતા નહોતા—તન્મય થઈ કંઈ વિચારતા હતા. તેઓ બોલ્યા :

"આજકાલ એમ લાગે છે કે હું કંઈક શોધી રહ્યો છું પણ હાથ આવતું નથી. શું શોધું છું એ નથી જાણતો. ને શા માટે શોધું છું એનીય ખબર નથી. પણ કંઈક શોધું છું એટલું જાણું છું. આ કંઈક અંશે માછલાં પકડવા જેવું છે. માછલાં પકડું છું, પણ કઈ માછલી કાંટામાં પકડાશે એની જાણ નથી."

શું શોધ ને શું માછલી—કંઈ ન સમજાયું. મૂંગી મૂંગી પગ પાસે બેસી રહી.

## સાભાર સ્વીકાર

**આઝાદીની કૂચ કથાઓ:** લેખક-સંપાદક શ્રી હર્ષદ પટેલ; કિં. રૂપિયો દોઢ; પ્રકાશક અમર-બાલ પ્રકાશન મંદિર.

Ancient Gurjaradesa and its literature: by K. M Munshi; As. 8 Bharatiya Vidyabhavan.

Aesthetcs: Published by youths' Art and culture centre.

**યુગવીર આચાર્ય શ્રી વિજય વલ્લભસૂરિજી:** ભા રજો: પ્રયોજક શ્રી ફુલચંદ હરિચંદ દોશી (મહુવાકર): કિ. રૂપિયા અઢી; પ્રકાશક મંત્રીઓ, આત્માનંદ જૈન સભા.

**વિજયાનંદ જયન્તી પ્રકાશન:** પ્રકાશક આત્માનંદ જૈન સભા.

**શ્રમણ:** હિંદી માસિક; સંપાદક શ્ર ઇન્દ્રચન્દ્ર શાસ્ત્રી, એમ એ. પ્રકાશક; જૈનાશ્રમ, હિંદુ યુનિવર્સિટી; બનારસ.

**ગાંધીજીની સંક્ષિપ્ત આત્મકથા:** સંક્ષિપ્તકાર મથુરાદાસ ત્રિકમજી; નવજીવન પ્રકાશન મંદિર કિં. રૂપિયો એક.

**એનું ધ્યાન અને બીજી વાતો:** લેખક શ્રી. મોહમ્મદ માંકડ; કિંમત રૂપિયા બે.

# જરથોસ્તી ધર્મ

શ્રી. એરચ્ જહાંગીર તારાપોરવાળા

**આજે** પૃથ્વી પર હયાત રહેલા ધર્મોમાં સૌથી પુરાતન જરથોસ્તી ધર્મ છે. મહર્ષિ જરથુસ્ત્ર વેદના ઋષિઓના સમકાલીન હતા. એમના 'ગાથા' (ગાયનો) ની ભાષા તથા શૈલી વેદમંત્રોના જેવી જ છે.

મનુષ્યજાત જ્યારથી પૃથ્વી પર અવતરી ત્યારથી જ 'ધર્મ' ની હસ્તી છે. પુરાતન ધર્મો હવે બધા વિસરાઇ ગયા છે. પણ બધા ધર્મોનાં મૂળ શિક્ષણો તો એક સરખાં જ માલૂમ પડે છે. કારણ કે બધા ધર્મો ઇશ્વરના સનાતન સત્ય પર રચાયેલા છે.

જરથુસ્ત્રે પોતાનો સંદેશ ઇરાન દેશમાં હજારો વર્ષ પૂર્વે આપ્યો હતો. પણ એમનો સંદેશ સમસ્ત મનુષ્ય-જાતિ માટે છે. ઈશ્વરના સનાતન ધર્મો સદાકાળ એક સરખા જ રહે, એનું ઉલ્લંઘન કોઈ કરી શકે નહિ. જરથુસ્ત્રના જન્મની આગળ પણ ઈરાનમાં કોઈ પ્રકારનો ર્મ પળાતો હતો, પણ તેનુ શુદ્ધ સ્વરૂપ ભૂલાઈ ગયું હતુ. નેક વહેમી ક્રિયાઓ તેમાં દાખલ થઇ ગયા હતા. થી તે ધર્મ ડૂબી રહ્યો હતો. ને પ્રજાનાં મન વિહ્વળ ન્યાં હતાં. એવે સમયે 'ધરતી માતાનો આત્મા' ગૌરૂપે ઇશ્વરના દરબારમાં જઈને પોકાર કરે છે.

ધરતી ગાય રૂપે જઈ તમ પાસ રડી :
"સરજી મને શા કાજ ? કોણે ઘડી મુજને ?
"કામ ક્રોધ ને જૂલ્મ મને ઘેરે ચારે તરફ,
લૂંટફાટ ને ખરાબી મને પીસી રહ્યાં;
"તમ સિવાય કોઇ નથી આસરો મુજને,
જોરમંદ કોઈ તારનાર દેખાડો મને."

શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધમાં પણ આ જ પ્રમાણે ધરતી માતા 'ગૌરૂપે' બ્રહ્મા પાસે જઈ આશ્રય માંગે છે. તેના જવાબમાં શ્રીકૃષ્ણે જન્મ લીધો. તે જ રીતે ઇરાનમાં જરથુસ્ત્ર જન્મ્યા. આવી જ અવસ્થા આજે આપણા દેશની છે, બધા દેશોની છે. આજે પણ (આપણા આજના વૈજ્ઞાનિક કહેવાતા સુધરેલા જમાનામાં પણ) જરથુસ્ત્રનો સંદેશ માનવીને કાંઈક શીખવી શકશે. ઇશ્વરે વચન દીધું છે કે

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥



એ ઇશ્વર વચનાનુસાર અવતારી મહર્ષિ જરથુસ્ત્ર પૃથ્વી પર જનમ્યા હતા.

જરથુસ્ત્રની પહેલાં જે ધર્મ ઇરાનમાં પ્રચલિત હતો. ને જે પવિત્ર મંત્રો ત્યાં ગવાતા તેમાં એક મંત્ર 'અહુન-વઇર્ય' નામે સુવિખ્યાત હતો. એ મંત્ર માટે એવી માન્યતા હતી કે ઇશ્વરે આ વિશ્વનું સર્જન કર્યા પહેલા એ મંત્ર ઉચ્ચાર્યો હતો. સારાંશ એ જ કે એ મંત્રમાં ઇશ્વરની ઇચ્છા અને આ સૃષ્ટિના સર્જનના મૂળ નિયમોની કાંઇક ઝાંખી થઇ શકે છે. આજે પણ આ મંત્ર પરમ પવિત્ર લેખાય છે. સ્વર્ગે સંચરેલા આત્માની શાન્તિને અર્થે ઘણાં 'અસલી' મત ધરાવનારા જરથોસ્તીઓ આ મંત્રનો એક લાખવાર જપ કરવાની પ્રતિજ્ઞા લે છે.

જરથુસ્ત્રે પણ આ મંત્રનું માહાત્મ્ય સ્વીકાર્યું. એમના પાંચ 'ગાથા'માંના પહેલા ગાથા 'અહુનવઇતિ' ને નામે પ્રસિદ્ધ છે. એ નામ સ્પષ્ટ રૂપે આ ગાથાનો મૂળ આધાર 'અહુન-વઇર્ય' નો મંત્ર છે એમ પુરવાર કરે છે. એક રીતે કહીએ તો 'અહુનવઇતિ' ગાથા જાણે 'અહુન-વઇર્ય' મંત્ર પરની ટીકા ગણાય. આ 'ગાથા' પાંચ ગાથામાંના પહેલા છે ને એમાં જ જરથોસ્તી ધર્મના મૂળ સિદ્ધાંતો સમાઈ જાય છે.

આજે બધા શિક્ષિત અને વિચારવંત મનુષ્યો એક મહાશક્તિને સ્વીકારે છે, જેમાંથી આખું વિશ્વ ઉદ્ભવ્યું. એને ઇશ્વર, અલ્લાહ, ગૉડ યા બીજા કોઈ નામે તેઓ સંબોધે છે. આ શક્તિ બધાથી પર છે. એમાંથી જ સૃષ્ટિ જન્મે છે. એનાથી જ બધાંનું પોષણ થાય છે અને છેવટે એમાં જ બધા સમાઈ જાય છે. એનાં જુદાં જુદાં સ્વરૂપો—સૂર્ય, અગ્નિ, સમુદ્ર ઈત્યાદિ — મનુષ્યો સદા પૂજતા આવ્યા છે. વેદના ઋષિઓએ પણ સાફ શબ્દોમાં કહ્યુ છે કે एकं सद् विप्रा बहुधा वदन्ति । (સત્ય એક જ

છે, જ્ઞાનિઓ તેને વિધવિધ નામે ઓળખે છે). સમય જતાં આ પરમ સત્ય વિસરાઈ ગયું અને તેનાં જુદાં જુદાં સ્વરૂપોની જ આરાધના થતી ગઈ. પરિણામે પરસ્પર વિરોધી તડાં પડ્યાં અને ધર્મને નામે ટંટા થવા માંડ્યા.

જરથુસ્ત્રે આ મૂળ શકિતની જ આરાધના કરવી એ વાત પર ખાસ ભાર દીધો. એ મૂળ શકિતનું નામ અહુરા–મજ્દા. આ નામ બેવડું છે 'અહુરા' એટલે 'જીવનનો સાહેબ' અને 'મજ્દા' એટલે 'સૃષ્ટિનો સરજનાર.' આ પ્રકારે આ બેવડા નામથી જરથુસ્ત્રે મૂળ સત્ય શીખવ્યું. આ મૂળ શકિતમાંથી જ આત્મા તેમજ સ્થૂળ સૃષ્ટિ બંને ઉદ્‌ભવે છે. હિંદુ યોગદર્શનના શબ્દો લઈએ તો ઈશ્વરમાંથી 'પુરુષ' અને 'પ્રકૃતિ' બંને નીકળે છે. આ પરમ ઇશ્વર તે જ અહુરા–મજ્દા છે. આ જરથુસ્ત્રનું પહેલું શિક્ષણ.

જે આખી સૃષ્ટિથી પર છે, જેને આકાર કે રૂપ નથી, જે કોઇ પણ પ્રકારે વર્ણવી શકાય નહિ એવા અહુરા–મજ્દાની આરાધના સાધારણ માનવી કેવે પ્રકારે કરી શકે? આ કારણે જરથુસ્ત્રે આ પરમ શકિતનાં ત્રણ મુખ્ય સ્વરૂપો 'અહુનવર્યિ' મંત્રમાં નામ દઇને વર્ણવેલાં છે. જરથુસ્ત્રે આ ત્રણે સ્વરૂપો સ્વીકાર્યાં. એ બધાં ઈશ્વરનાં 'પિતા સ્વરૂપો' છે. એ સાથે જરથુસ્ત્રે ઈશ્વરનાં ત્રણ 'માતા સ્વરૂપો' પણ જોયાં. અને એ છને સાથે લઇને તેમને 'અમેશા – સ્પેન્તા' (પવિત્ર અમર સ્વરૂપો) એવું નામ આપ્યું. એ ૭ સાથે અહુરા–મજ્દાને ગણતાં એક પરમ સપ્તક બને છે. અને એ સાતે મનુષ્યજીવનમાં કેમ વણાઈ જાય છે તે જરથુસ્ત્રના ગાથામાં સમજાવેલું છે. જેમ સૂર્યના ઉજ્જવળ પ્રકાશનુ પૃથકકરણ સાત રંગનાં કિરણોમાં કરી શકાય છે, તે જ પ્રમાણે મૂળ શકિતની અનંત રોશની આ સાત કિરણો રૂપે આપણા સંસારમાં પ્રગટે છે.

પહેલા ત્રણ 'અમેશા-સ્પેન્તા' નાં નામો અનુક્રમે અશ, વોહુ–મનો તથા ક્ષથ્ર છે. એ ત્રણ ઈશ્વરનાં પિતા-સ્વરૂપો છે અને બીજાં ત્રણ ઇશ્વરનાં માતા-સ્વરૂપો છે તેમનાં નામો અનુક્રમે આર્મઇતિ, હઉર્વતાત્ અને અમેરેતાત્ છે. આ છેલ્લાં ત્રણ નામો સ્ત્રીલીંગ છે.

'અશ' ની ટૂંકી વ્યાખ્યા આપવી મુસ્કેલ છે. જરથોસ્તી ધર્મપુસ્તકોમાં 'અશ' ને માટે કહેલું છે કે 'અશ' ને જ અવલંબીને ઇશ્વરની સઘળી શકિતઓ પોતપોતાને સ્થાને રહે છે અને પોતપોતાનું કાર્ય સાધે છે. એટલે જ 'અશ' તે ઇશ્વરનો અચળ અટળ નિયમ, એને અનુસાર આખી સૃષ્ટિ પોતાને માર્ગે આગળ ને આગળ ધપી રહી છે. 'અશ' ની સહુથી સુંદર વ્યાખ્યા અંગ્રેજી કવિ લોર્ડ ટેનિસને પોતાના મહાકાવ્ય In Memorium ની છેવટની ચાર લીટીઓમાં આપી છે.

That God which always lives and loves
One God, one law, one element,
And one far off divine event,
To which the whole creation moves.

તે માલિક પ્રેમભર્યો, તે શકિત અમર
એક ઇશ્વર, એક કાયદો, જે વિશ્વનું મૂળ
જે છેટેનું શાંતિનુંધામ પવિતર
ધપે જે તરફ જીવો જગતના કુલ
(સ્વ. કવિ 'નાજૂક' નો અપ્રગટ અનુવાદ થોડા ફેરફાર સાથે)

પરમેશ્વર અહુરા-મજ્દાની આ સૃષ્ટિ પેદા કરવાની મૂળ નેમ તે જ 'અશ'. આ જ તેનું પરમ અનન્ત સત્ય. તે જ જાણે પરમેશ્વરનું સ્વરૂપ. ઉપનિષદમાં એક વાકય છે 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' (સત્ય જ્ઞાન જે અનન્ત છે તે જ બ્રહ્મ છે). એ સત્ય, એ ઇશ્વરનો અચળ કાયદો તે જ 'અશ'– તે પરમેશ્વર અહુરા-મજ્દા નું જ સ્વરૂપ, તેનું પહેલું 'કિરણ.' એ પરમ સત્યની સાધના કરવાથી માનવી ઇશ્વરને સમજી શકે છે અને તેની પાસે પહોંચી શકે છે. અવસ્તામાં એક સુંદર અર્થસૂચક વાકય જડે છે. 'સર્વોત્તમ 'અશ' વડે, સર્વશ્રેષ્ઠ 'અશ' વડે અમો (મનુષ્યો) તારાં (અહુરાનાં) દર્શન પામીએ, તારી પાસ પહોંચીએ! તારી સંગાથ સાધીએ!' આ સત્યનું જ્ઞાન પરમ પવિત્ર જ્ઞાન છે, એ જ સાચું જ્ઞાન છે. એ સિવાય બીજું બધું જ્ઞાન 'અજ્ઞાન' જ કહેવાય. જરથોસ્તી ધર્મપુસ્તકોમાં સ્પષ્ટ શબ્દોમાં કહેલું છે કે 'એક માત્ર માર્ગ છે' તે 'અશ' નો. બીજા બધા ખોટા માર્ગો છે. આ રીતે અશની સાધના–સત્યની સાધના–તે જરથોસ્તી ધર્મનો જ્ઞાનમાર્ગ.

અહુરા નું બીજું કિરણ 'વોહુ-મનો' છે. આ નામનો મૂળ અર્થ 'પ્રેમ ભર્યું મન' છે. પ્રેમ તો પરમેશ્વરનું જ

સ્વરૂપ છે. સત્યનું જ્ઞાન ગમે એવું અગાધ કાં ન હોય, તો પણ પ્રેમ વિના માનવી જીવનની ટોચે પહોંચી શકે નહિ. ગાથામાં જરથુસ્ત્ર કહે છે.

મળવા અહુરામઝ્દાને હું આતુર છું
એ મુરાદ વોહુ–મનોની મ્હેરથી ફળજો.

પ્રેમની ( વોહુ-મનોની ) કૃપાથી અહુરાને મળી શકાય છે. ગાથામાં ( તેમ જ અહુનાવ્યર્ય મૂળ મંત્રમાં ) અશનું સ્થાન પહેલું છે, છતાં ય આખા ગાથા વાંચવાથી એમ સ્પષ્ટ થાય છે કે વોહુ-મનો (પ્રેમ) નું માહાત્મ્ય વધારે છે. ઇશ્વર સાક્ષાત્ પ્રેમમૂર્તિ છે, તેથી જ વોહુ-મનોનો પ્રભાવ ઠેર ઠેર ગાથામાં વ્યક્ત થાય છે. પારસી મહિનાના ત્રીસ દિવસોમાં દરેકને દિવ્ય શક્તિઓનાં નામ આપેલાં છે. પહેલું નામ અલબત્ત અહુરામઝ્દાનું જ હોય. અને બીજું નામ વોહુ-મનોનું (બહુમન) બિરાજે છે. વોહુ-મનોનો પ્રેમ માત્ર મનુષ્યો પૂરતોજ મર્યાદિત રહેલો નથી. પશુ-પક્ષીઓ ( બધાં જીવો ) ના પરમ રક્ષક વોહુ-મનો છે. એમના નામના દિવસે—પ્રત્યેક માસના બીજે દિવસે—જરથોસ્તીઓ માંસાહાર કરતા નથી.

પ્રેમનું-વિશ્વપ્રેમનું-પહેલું પગથિયું સ્ત્રી-પુરુષનું વિવાહિત જોડાણ છે. મનુષ્ય ( સ્ત્રી કે પુરુષ ) સ્વાર્થ છોડી બીજાનો વિચાર કરતાં શીખે છે. જરથુસ્ત્રે ગાથામા બહુ સુન્દર શબ્દોમાં કહ્યું છે:– “આ શબ્દો હું પરણતી કન્યાઓ અને તેમના જુવાન સાથીઓ માટે બોલું છું. એ સદા ધ્યાનમાં રાખી તમારા જીવનના ઉંડાણમાં ઉતારજો! તમારી રોજીંદી દુન્યવી જીંદગીમાં પ્રેમને ( વોહુ-મનોને ) ઉતારજો ! તમો જોડામાંનાં પ્રત્યેકે ઇશ્વરના નિયમ મુજબ વર્તવામાં, સત્યમાં, વોહુ-મનોનો પ્રેમ પ્રગટાવવામાં એક બીજા સાથે આનુ હરીફાઈ કરતા રહેવું. આથી તમને બંનેને બહુ કિમતી બક્ષિસ મળશે.” માનવ-જીવનમાં ગૃહસ્થાશ્રમ પરમ પવિત્ર મનાય છે કારણ આમાં ‘બેના એક’ બનવાનો કીમિયો શીખાય છે. દંપતિનો પ્રેમ ધીરે ધીરે પુત્રોમાં પરિણામે છે. પછી ધીરે ધીરે એ પ્રેમ વધતાં વધતાં આખા વિશ્વને પોતામાં સમાવી દઈ શકે છે.

અસલ જરથોસ્તી ધર્મમાં દિવસમાં ( ૨૪ કલાકમાં ) પાંચ વાર પૂજા કરવી આવશ્યક ગણાતી. દિવસના પાંચ વિભાગ કરેલા હતા. દરેક વિભાગનાં ખાસ નામ હતા. અને દરેક ઉપર ખાસ અધિકારી દિવ્ય શક્તિઓ કહી છે. તે શક્તિઓનાં નામ બહુ જ અર્થસૂચક છે. તે અનુક્રમે ૧ ઘરનો પતિ, ૨. ગામનો પતિ, ૩. પ્રાંતનો પતિ, ૪. દેશનો પતિ, ૫. જરથુસ્ત્ર (પરમ વિદ્યાનો પતિ). આ મુજબ એક પછી એક ચડતા ને ચડતા અધિકારીઓ છે. તેમનાં કર્તવ્ય અને પ્રેમનાં વર્તુળો વધતાં જ જાય છે અને છેવટે આખા વિશ્વને પોતામાં સમાવી દઈ શકે છે.

ગાથામાં સ્પષ્ટ રૂપે ભાસે છે કે વોહુ-મનોનું સ્થાન અશના કરતાંય ઉંચું છે. બધા ગાથામાં જાણે વોહુ-મનોનું જ કીર્તન જડે છે. ‘પ્રેમ તો ઇશ્વિરનું સર્વોત્તમ સ્વરૂપ છે.

નિરાકાર સર્વવ્યાપી ઇશ્વિર પર પ્રેમ હાલવવો સાધારણ મનુષ્યને અશક્ય લાગે. કેટલાક એવા ભક્તો હોય છે ખરા જેઓ આમ કરી સંસાર તરી ગયા છે. પણ નિરાકાર ઇશ્વિર પર પ્રેમ ન હાલવી શકાય તો સાકાર-આપણા માનવબંધુ-પ્રત્યે તો આપણે પ્રેમ દેખાડી શકીએ. કારણ કે માનવીમાં જે ઇશ્વિરનો અંશ છે તે પ્રત્યે પ્રેમ દર્શાવતાં તે ઇશ્વિરને જ પહોંચી શકે છે.

આ પ્રકારે સત્ય અને પ્રેમની બેવડી સાધના કર્યાં છતાં ય મનુષ્ય સંપૂર્ણ ગણાતો નથી. મનુષ્યે તો આ પૃથ્વી પર જીવવું છે. સત્ય અને પ્રેમનું ચિંતન કરવા માટે કોઈ નિર્જન ગુફામાં જીવન વિતાવવાની જરૂર નથી. મનુષ્ય મનુષ્ય છે તેથી જ તેણે પોતાના જેવા બીજા મનુષ્યનાં દુઃખો ઓછાં કરવાં એ જ તેના જીવનની સાચી સાધના લેખાય. એમ કરવામાં જ તેને ઇશ્વિરની ક્રિયાશક્તિનો અનુભવ થાય છે. પોતાના માનવ ભાઈ-બહેનોની સેવા તે જ ઇશ્વિરની સેવા છે, તેથી વધારે ઉંચી ક્રિયા બીજી ન હોય. આ સાચો ‘કર્મયોગ’ છે. આ ‘સેવા’ કરવામાં ઇશ્વિરનું ત્રીજું કિરણ-ક્ષથ્ર-માનવીને સમજાય છે. ઇશ્વિરના સાચા સૃષ્ટિકાર્યમાં આ સાધવાથી માણસ પણ એક પ્રકારે સમભાગી બને છે. અને આ ‘સેવા’ કરવાથી મનુષ્યને મોટું ‘ઇનામ’ મળે છે?–તે અહુરા–મઝ્દાનો ‘ક્ષથ્ર’. બીજા શબ્દોમાં તેથી ય વધારે સેવા કરવાની શકિત માનવી પ્રાપ્ત કરી શકે છે.

આ ત્રણે સત્ય, પ્રેમ અને સેવા એકસાથે સાધવાથી જ મનુષ્યજીવન સફળ બને છે અને સંપૂર્ણ વિજય

મેળવે છે. મનુષ્યજીવન તો સતની લડાઈ માટેનું 'ધર્મક્ષેત્ર' છે. અને તેમાં જરથોસ્તીઓ માટે એ આશા રખાય કે તેઓ સત્યના પક્ષમાં લડે.

આ 'ત્રણ કિરણો' ઉપરાંત બીજાં ત્રણ પણ ગણાવ્યાં છે. આ બીજાં ત્રણ સ્વરૂપો આપણા સ્થૂળ જીવન સાથે સંકળાયેલાં છે. એ ત્રણેનાં નામ સ્ત્રીલીંગમાં છે. પહેલી આર્મઇતિ (શુદ્ધ મતિ) દરેક મનુષ્યના હૃદયમાં આર્મઇતિ વસે છે. અને જ્યારે 'મન સંશયમાં ડોલે ત્યારે' તે માનવીની પડખે રહીને તેને સત્ય માર્ગ દેખાડે છે. આર્મઇતિ જાણે આપણી બધાંની માતા છે. જન્મથી મરણ પર્યંત તે આપણને સંભાળે છે. એનો અવાજ આપણા અંતરાત્માનો અવાજ છે. પણ દુર્ભાગ્યે સંસારનાં માયાવી ગાયનો સાંભળતાં આપણા કાન બહેરા બન્યા છે અને આ હવે આર્મઇતિનો અવાજ સાંભળી શકતા નથી.

આ પછી બીજાં બે સ્વરૂપો ઈશ્વરનાં વર્ણવેલાં છે.—હઉર્વતાત્ (સંપૂર્ણતા) તથા અમેરેતાત્ (અમૃતતા) આ બે જાણે જોડિયાં છે. કારણ કે એક હોય તો બીજાની હાજરી પણ હોય જ. મનુષ્ય સંપૂર્ણ બને તો જ તે અમર બને અને મૃત્યુને જીતી શકે. એક સ્થાને આ બંનેને પ્રેમની (વોહૂ-મનોની) ભેટ તરીકે વર્ણવ્યાં છે.

આ રીતે આ ૭ કિરણો અથવા સ્વરૂપોના શિક્ષણ વડે જરથુસ્ત્રે અહુરા–મજ્દા ને તેના સાચા રૂપે સમજાવવા પ્રયત્ન કર્યો છે. આ જરથુસ્ત્રનું બીજું મૂળ શિક્ષણ.

જરથુસ્ત્રના ગાથામાં જે ત્રીજું શિક્ષણ મળે છે તે એ, કે ભલાઈ તેમ જ બૂરાઈ બંનેનો સરજનાર અહુરા-મજ્દા એકલો જ છે. ભલાઈ તેમજ બૂરાઈ પરમેશ્વરમાંથી જ ઉદ્‌ભવે છે. એ જ પ્રકાશ તેમ જ અંધકારનો પેદા કરનાર છે. મજ્દાએ પહેલાં બે દૈવી શક્તિઓ સરજી અને પછી– જ્યારે આ જગની શરૂઆત થનાર હતી,

> ત્યારે આ બે મીનોઃ* એક બીજાની સામે ઉભા—
> પેદા જીવન એકે કર્યું—બીજાએ અ-જીવન
> આથી યોજના દાદારની+ બધી થાય સફળ,—
> જે અસત્ય ધરે, વસે તેનામાં અંધકાર,
> સત્ય સ્વીકારે જે તેનામાં રોશની ઝળકે.

* દૈવી શક્તિઓ. + સરજનહાર

જીવન અને અજીવન-શાશ્વત અને ક્ષણિક—એ જ ભલાઈ બૂરાઈનાં અસલ સ્વરૂપો છે. મનુષ્યમાત્ર સુખને માટે વલખાં મારે છે. પરન્તુ જ્યાં સુધી તે 'જીવન' ને છોડીને સંસારના માયાવી સુખ પાછળ દોડે છે ત્યાં સુધી તેને સાચું સુખ ન જ મળે. સાચું સુખ તો શાશ્વત હોય અને તે 'જીવન' તરફ વળવાથી જ પ્રાપ્ત થાય. આ જરથુસ્ત્રના ધર્મનો ત્રીજો સિદ્ધાંત.

> જરથુસ્ત્રનું ચોથું શિક્ષણ ખરે જ દિવ્ય છે :
> સહુથી મોટું સત્ય કહું : સુણજો ધ્યાનથી,
> મન રોશનથી કરજો એનું તોલ તમો;
> તમને હું દેખાડીશ મારગ બે જગના,
> ગમે તે રાહ લેવા સ્વતંત્ર તમો છો દરેક.

માનવીને અહુરા–મજ્દાએ અનેક બક્ષિસો આપી છે. શરીર અને પ્રાણ આપ્યાં. અને એ તેની સર્વોત્તમ બક્ષિસ તે મન, સાર–અસાર વિચારવાની શક્તિ. એ રોશન મન વડે માનવી પોતાના જીવનનો માર્ગ પસંદ કરે. તેને જે માર્ગ રુચે તે લેવા તેને સંપૂર્ણ છૂટ આપી છે. જરથુસ્ત્ર માત્ર એટલું જ કહે છે કે જીવનના બે માર્ગો એ દેખાડશે. પછી એ બેમાંથી જે પોતાને ફાવે તે માર્ગ પ્રત્યેક મનુષ્ય લઈ શકે છે. પણ એકવાર અમુક માર્ગ પોતની આંખો ઉઘાડીને તેણે પસંદ કર્યો તો પછી પોતાના પ્રત્યેક વિચાર, વચન તથા કાર્ય માટે તે પૂરેપૂરો જવાબદાર છે. તેને પોતાના પ્રત્યેક વિચાર, વચન તથા કાર્યનો બદલો અવશ્ય મળે છે. દરેક મનુષ્યનો પૂરેપૂરો હિસાબ અહુરા-મજ્દાની વહીમાં નોંધાય છે. અને તે હિસાબ સંપૂર્ણ ચૂકતે કર્યે જ છૂટકો થાય. કોઈ પણ અહુરા-મજ્દાને છેતરી શકે નહિ.

આ પ્રકારે કર્મનો નિયમ (જેવું વાવો તેવું લણો) સચોટ અને સ્પષ્ટ શબ્દોમાં જરથુસ્ત્રે સમજાવ્યો છે. આ શિક્ષણમાં મનુષ્ય પોતે જ પોતાને બાંધી શકે છે અથવા મુક્ત કરી શકે છે. જેઓમાં જ્ઞાનનો પ્રકાશ ઓછો છે તેઓ 'અસત્યના' (માયાના) ધામમાં પાછા ફરશે એમ એક સ્થાને કહેલું છે. પણ સાથે બીજા એક સ્થાને કહેલું છે, કે જો માણસમાં દૃઢતા હોય, અને ખરા મનથી કાર્ય કરે તો તે ભાગ્યશાળી આત્મા માત્ર આ એક જ જન્મ દરમિયાન સંપૂર્ણતાને પહોંચી શકે છે, અમરતાને પહોંચી શકે છે.

મન, વચન તથા કાર્ય એ ત્રણેમાં સત્ય, પ્રેમ તથા સેવા વણાઈ જવાં જોઈએ. માનવીનું ધ્યેય સદા જીવન તરફ જ રહેવું જોઈએ, પણ એ સત્ય માર્ગે ચાલવાનું માત્ર ગણ્યા ગાંઠ્યાં આત્માઓ જ પસંદ કરે છે. માનવીનો મોટો ભાગ 'અ–જીવન'તરફ દોરવાય છે. સંસારની માયાજાળમાં એ સપડાઇ જાય છે. 'મારૂં મારૂં' કરીને જ એ સુખની શોધમાં ભટકે છે. તે સુખ ન મળે તો તેના મનમાં દ્વેષ અને વેર પ્રગટે છે. તેથી આખું માનવજીવન ગંદું બની જાય છે. કોઈ વાર આ આડે માર્ગે ઉતરેલાઓને ક્ષણિક વિજય મળે છે, ને તેઓ માને છે કે 'સંસારમાં તેમને વિજય મળ્યો' અને તેથી જાણે મનધાર્યું કરી શકશે પરંતુ આ વિજયમાં જ તેમના અંતિમ પરાજયનાં બીજ સંતાયલાં હોય છે. તેમની બધી આશાઓ અને ઉમેદો ધૂળમાં મળે છે. ત્યારે જ 'વોહુ-મનો' દ્વારા તેમની આંખો ખુલશે. અને તેઓ અસત્યને સત્યના હાથમાં સોંપી આપશે. આ પ્રમાણે પાપીમાં પાપી મનુષ્યના જીવનમાં પલટો થાય છે. તેનો માર્ગ હવે જીવન તરફ વળે છે. અંધકારને બદલે તે પ્રકાશ તરફ વળે છે અને છેવટે તે વોહુ-મનો ના સર્વોત્તમ ધામમાં પહોંચે છે. જે અહુરાના પ્રગતિકાર્યમાં હરકત કરે છે તેઓને પણ અહુરા જોઈ રહેલ છે. છેવટે તેઓ પણ અહુરાને શરણે જશે. તે જ માનવીનું સાચું સ્વર્ગ છે, તેમાં જ તેની મુક્તિ છે. અહુરાની પરમ ઇચ્છા એ જ કે બધા માનવ-આત્માઓ આ સ્વર્ગમાં આવે અને સત્ય પ્રેમ-સેવા સાધીને તે પરમ જ્યોતિ સાથ સદા ભળી જાય!

# લાયબ્રેરીના વાંચકો

શ્રી હરીશ નાયક

**લાયબ્રેરી** એ એક એવા પ્રકારની પાંજરાપોળ કે જ્યાં એક ખાસ પ્રકારનાં પ્રાણીઓ એમની મેળે જ [illegible]વા આવે છે. કેટલાક તો લાયબ્રેરી ઉઘાડતા પહેલાં [illegible]ના બગીચાનાં બાંકડા પર અડ્ડો લગાવે છે અને [illegible]લાક બંધ થવાના વખત પછી પણ બહાર જવાની ચોકખી ના પાડે છે.

ચાલો, આપણે અંદર જઇ એ પાંજરાપોળની મુલાકાત લઈએ. એમાં આવ-નારાં પ્રાણીઓ કંઇ લુલા-લંગડા કે બહેરા – બોબડા નથી હોતા. પણ તેમનાં ભેજામાં કોઇક જાતની ખોડ અવશ્ય હોય છે.

રોજ સવારના પહોરમાં નવ વાગે લાયબ્રેરીમાં જવાનો મારો નિયમ છે. અને સાથે જ મારા પાડોશી રામુકાકાનો પણ એ જ નિયમ છે કે મારા ગયા પછી બરાબર વીસ મિનિટે તેઓ આવી જ પહોંચે છે.

હા, તો આજે હું નવ વાગે જઇને પેપર વાંચી રહ્યો હતો. જરા આમ તેમ પત્તાં ઉથલાવ્યાં. મોટા અક્ષરના ટાઇટલ વાંચ્યા, સીનેમાની જાહેરાત વાંચી, ત્યાં જ રામુકાકા આવી પહોંચ્યા. એમની બેસવાની ઢબ પણ કાઠિયાવાડન. બાપુ જેવી છે. આવતાંની સાથે જ પગમાંથી જોડા કાઢશે અને પગ ઉંચા લઇ ખુરશીમાં ઉકડા મુકડા બેસ.



"કેમ શું ચાલે છે!" તેમણે આવતાંની સાથે જ પૂછ્યું.

"પેપર વાંચું છું" મેં જવાબ આપ્યો, અને પછી વિચાર કરવા લાગ્યો, કે કાકા હમણાં પૂછશે "શું તાજા સમાચાર છે આજે?" પણ મારા વિચાર કરતાં પહેલાંજ એમણે પૂછી નાંખ્યું "શું તાજા સમાચાર છે આજે?" મેં કહ્યું "કાકા, હજી મે. પૂરેપૂરું વાંચ્યું નથી"

"કંઇ વાંધો નહિ, જેટલું વાંચ્યું હોય તેટલું જ કહોને!"

હવે કાકાને મારે શું કહેવું? ભલા મુરબ્બી, એમને તોછડો જવાબ તો અપાય નહિ. છતાં હળવા કર્યું "કાકા: આજે કંઇ જ નવાજૂની નથી" "અરે વાહ! એવું તે કંઇ હોતું હશે? આખું પેપર ફાડી-ચ કોડીથી ભરેલું દેખાય છે ને!" તેણે દલીલ કરી.

"એ તો બધી જાહેરાત છે, કાકા!"

"જાહેરાત જ વાંચી જા દીકરા!" જે સમરાજ્ય બીજી વાર આવવાનું હતું તે આવ્યુ કે નહિ. અને હા, કાલે તેંજ વાંચ્યું હતુંને કે જાપાન મેદાના લોટમાથી અણુ બોમ્બ શોધી કાઢવાનો પ્રયત્ન કરી રહ્યું છે, તે જાપાન તો અમેરિકામાં આવ્યું ને? પછી એને જુદો અણુ બોમ્બ શોધવાની શી જરૂર!" હવે કહો, નેહરુ-કાળ આવવાને કેટલીવાર રહી? હવે જો હું એમને એમ કહું કે જાપાન અમેરિકામાં નથી તો તરત જ પૂછશે "ત્યારે ક્યાં છે?"

હું કહીશ કે "મેંદાના લોટમાથી અણુ બોમ્બ નથી બનતો" તો કહેશે "ત્યારે શેમાંથી બને છે?" હવે મારે ભૂગોળ શિખવાડવી પડશે, વિજ્ઞાન શિખવાડવું પડશે, અને એ બધું એમના પચાસ વર્ષના કટાયેલા ભેજામાં ઘુસાડવા માટે બીજાં પચાસ વર્ષ જોઇએ, જે મારી પાસે નથી.

"હમણાં આવ્યો કાકા!" એક ખાસ લેખ વાંચવો છે આજે તો." એમ કહી એ લપ ટાળી હું ત્યાંથી ઉઠીને જરા બીજે બેઠો. કાકાને તો કોઇ બીજો ચેલો મળી જ ગયો.

હું બીજે જઇને જ્યાં બેઠો ત્યાં એક બિરાદર જોર-જોરથી વાંચતા હતા. જોર જોરથી વાંચવામાં બે પ્રકારનો ફાયદો છે. એક તો લોકોનું વાંચક તરફ ધ્યાન દોરાય છે, ને બીજું એ શું વાંચી રહ્યો છે તેનું પ્રદર્શન પણ થાય છે. ખાસ કરીને જોરથી વાંચનારા "હરિજન બંધુ" ને 'અખંડ આનંદ' વાંચનારા જ હોય છે. હું એમની સાથે બેસીને વાંચી શક્યો નહિ, મારા વાંચનમાં ખલેલ પડતી હતી હું ઉઠીને બીજા ટેબલ ઉપર બેઠો.

હવે મારે જે પેપર જોઇતું હતું તે એક મિસ્ટરના હાથમાં હતું. તે મિસ્ટર એવા તો પેપરના શોખીન હતા, કે પહેલેથી છેલ્લે સુધી એમને વાંચ્યા વગર ચાલતું નહિ, શું વાંચે છે એ તો એમને પોતાને ખ્યાલમાં નહિ આવતું હોય અને જગ ગણુગણુના વાંચવા એમને શોખ વચ્ચે લખેલું હોય, 'અનુસંધાન પાંચ પાને' એની સાથે તેમને કંઇ જ નિસ્બત નહિ. એ નાનો છોકરો જેમ પાઠ વાંચે તેમ વાંચી જ જાય નમુનો આ રહ્યો.

"જગતમાં સૌથી વધારે ફેલાવો ધરાવનાર દૈનિક.. કિંમત બે આના ..આજનાં પાનાં આઠ...સંદેશ . જે સાથે અમદાવાદ સમાચાર જોડી દેવામાં આવ્યું છે.. વર્ષ પચીસમું, અંક એકાવનમો...તંત્રી શ્રી નંદલાલ બોડીવાળા .......સહતંત્રી શ્રી પ્રહલાદ બ્રહ્મભટ..... અમેરિકામાં થયેલું પંડિતજીનું ભવ્ય સ્વાગત......જ્યાં આગ્રા અને દિલ્હી વચ્ચેથી ફ્રન્ટીયર મેલ પસાર થ રહ્યો હતો ત્યારે ફર્સ્ટ ક્લાસના એક ડબામાં એ બહેનને રીવોલ્વર બતાવી એક ગુંડો બે હજારની માલ મતા...ચોવીસ કલાકમાં જુવાન બનો...વલ્લભભાઇ પટેલનું રેડિયો ઉપર પ્રવચન...પાંત્રીસ લાખને ખર્ચે તૈયાર થયેલું શાનદાર પીક્ચર ચંદ્રલેખા......રંગીલીનર્ત છોકરીનો અજબ પ્રણય કીસ્સો...અનુસંધાન પાંચમે પાને ...સાંજ વર્તમાન બંધ પડે છે...પીયુષ અપલીફ્ટ ... ..હિન્દ સાયકલ...હવે પૂરતા પ્રમાણમાં ખાંડ મળશે...સ્ટોપ પ્રેસ...તંત્રી મુદ્રક અને પ્રકાશક શ્રી નંદલાલ ચુનીલાલ બોડીવાળાએ સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસ, ઘી કાંટામાં પોતાને માટે છાપ્યું અને ત્યાંથી જ પ્રગટ કર્યું"

અને આમ એક વાર વાંચી ગયા પછી ચાર વાર ફેરવી જુએ, ક્યાંક કંઇ રહી તો નથી ગયું ને? બહાર નીકળીને તમે પૂછો 'આજે સેન્ટ્રલમાં કંઇ પીક્ચર ચાલે છે?"

એ મહાશય કહેશે "અરે, એ તો મેં વાંચ્યું જ નથી"

એમના હાથમાંથી પેપરની આશા છોડી હું બીજું એક માસિક લઇને બેઠો, કે તરત જ એક શખ્સ મારી પાછળ આવીને ઉભા રહ્યા. કોણી જરા ખુરશી પર ટેકવી અને એમનો ડાબો કાન મારા જમણા કાનને અડકે એમ અડોઅડ મોઢું લાવી મારા માસિકમાં માથું મારવા લાગ્યા. મને આ વસ્તુ બિલકુલ પસંદ નથી. હું વાંચતો હોઉં અને કોઇ અંદર માથું મારતું આવે એની મને ખૂબ જ ચીઢ છે. આટલાં બધા માસિકો પડયાં છે

ને એ મિસ્ટર બીજા વાંચતા હોય છે ત્યાં જ માથાં શા માટે મારતા હશે? હું એ માસિક એમના હાથમાં સોંપી બીજા ટેબલ પર ગયો અને બીજું કાંઇક વાંચવા લાગ્યો. થોડી વારે એ બિરાદર પણ પાછા ત્યાં આવી પહોંચ્યા અને એમની એ જ ઢબે માથું મારવા લાગ્યા—વળી ત્રીજી ખુરશી અને વળી એ જ મુસીબત.

મેં એમને સંભળાવી દીધું "તમે મારી પાછળ પાછળ શા માટે આવો છો?" એમણે નાટકના સ્ટેજ પરથી જાણે જવાબ આપ્યો "તમે નથી હરણ, કે હું નથી શિકારી, કહો તમારી પાછળ શા માટે આવું? મારે તો ફક્ત આ માસિક જોવું હતું."

હું તરત જ એ સામયિક ટેબલ પર પટકી બીજે જઇને બેઠો, ત્યાં વળી બીજું કાર્ટૂન બેઠું હતું. એક ચોપડીનો મજનુ વાંચતાં વાંચતા પોતાના ઊંડા ભાવો પ્રદર્શિત કરતો હતો, અને જાણે કોઇ નાટકમાં ભૂમિકા ભજવી રહ્યો હોય એમ ચાળા પણ કરતો હતો. "વાહ વાહ! શું ગજબનું લખી નાખ્યું છે! માસ્ટર પીસ! પુરુષ એ સ્વાર્થનું પૂતળું છે અને સ્ત્રી એ બલિદાનની પ્રતિમા! વાહ મારા દિકરા, વાહ! શી તારી ફીલસૂફી! તું તે કોણ જાણે કઇ ચક્કીનો આટો ખાઇને લખવા બેસતો હશે? શી તારી વાતની વસ્તુ, શી તારી ખીલવવાની કળા, શી તારી ઉપાડ કરવાની રીત અને વાહ! કેવો ગજબનો અંત! મારી આંખ આગળ તો જાણે સિનેમાનો પડદો ખડો થઇ ગયો છે."

એ મજનુને એમ જ સિનેમા જોતા મૂકી ત્યાંથી કંટાળી હું છેક ખૂણામાં જઇને બેઠો. એક બીજું સામયિક હાથમાં હતું, હવે મને નિરાંત હતી કે ખૂણામાં કોઇ જ નહિ આવે. ત્યાં જ જોયું કે એક અપટુડેટ બિરાદર ટેબલ પરના બધાં છાપાં ફેંદી નાખી, કોઇ જરા હાથમાં લઇ, કોઇનું ટાઇટલ વાંચી, કોઇની જાહેરાત વાંચી મરઘો ઉકરડો પીંખે એમ ટેબલને પીંખી નાખી, અને જોઇને એકદમ મારી પાસે આવી પહોંચ્યા.

"મળી ગયું" એમણે કહ્યું.

"શું?" મેં પૂછ્યું.

"માફ કરજો મિસ્ટર, પણ આ 'યુગદર્શન' તમારે મને આપવું પડશે."

"પણ હું વાંચું છું તે?"

"તમે પછી વાંચજો"

"કારણ?"

"કારણ કે કાલનો એક લેખ અધુરો રહી ગયો છે"

"તો પછી પૂરો કરી લેજો"

"મારે કૉલેજ જવાનું મોડું થાય છે"

"મારે પણ ઑફીસ જવાનું મોડું થાય છે" મેં પણ જડબાતોડ દલીલ કરી. પણ પછી આબાદ યુક્તિ એમણે અજમાવી. મારા હાથમાંથી 'યુગદર્શન' ખૂંચવી જ લઇને એ દૂર દૂર જતા રહ્યા.

મે "એ...ઇ એ...ઇ" કર્યું તો બધા મારી સામે જોવા લાગ્યા, હું ભોંઠો પડી ગયો.

કેટલાક વાંચકોની લાયબ્રેરીમાં સીટ રીઝર્વ્ડ હોય છે. તેઓ રોજ અમુક જ ખુરશી પર બેસીને વાંચે છે, બીજી નહિ.

હું બેઠો હતો ત્યાં એક ખાદીધારી મહાશય આવીને મને કહે "ઉભા થાવ"

મેં કહ્યું "કેમ તમે લાયબ્રેરિયન છો?"

"જી નહિ, હું કવિ છું. મારું નામ રતનલાલ બિરાદર,"

"એટલે શું તમે મને ઉઠાડી મૂકો છો?"

"નહિ, વાત એમ છે, કે આ મારી રોજની જગા છે"

"તમે રજીસ્ટ્રેશન કરાવ્યું છે?"

"જી નહિ, પણ મારા સિવાય અહીં કોઇ બેસતું જ નથી"

"પણ આજે તો હું બેઠો છું ને?"

"પણ તમે નવગા છો."

"એકાદ ચોપડી હમણાં લઇશ."

"લઇ આવો ત્યારે" એમ કહી એ ત્યાં જ ઉભા રહ્યા. હું જેવો એક ચોપડી લેવા ઉઠ્યો કે એ મારી જગા પર બેસી ગયા. મેં કહ્યું "મિસ્ટર આ કઇ તમારી રીત છે? તમારી સભ્યતા..."

મારા સવાલનો જવાબ આપ્યા વગર એ કવિ-મહાશય "તારાં આંસુઓની આરતી ઉતારું" ધીરે ધીરે ચપટી ઠોકતા ગાવા લાગ્યા.

હું એ કવિમહાશય જોડે વાત વધાર્યા વગર કોઇ બીજી જગા શોધી એક ગમે તેવું સામયિક ઉપાડી વાંચવા લાગ્યો. થોડીવારે વાંચવામાં ખૂબ જ ચિત્ત ચોંટી

ગયું, ખૂબ મઝા પડી. એ એક વારતા હતી જરા લાંબી હતી–પાંચેક પત્તાં વાંચ્યાં ત્યાં આવ્યું "અનુસંધાન તેરમે પાને" મેં તેરમા પાના માટે આખા માસિકનાં બધાં પત્તાં ફેરવ્યાં પણ તેરમું પત્તું જ ન હતું: કોઇ મહાશયને ચૌદમા પત્તાનો લેખ ગમ્યો હશે ને ફાડી ગયા હશે. સાથે સાથે તેરમું પાનું પણ ચાલ્યું ગયું હતું. 'હત્તારીની!" એમ કહેતો જ્યાં હું ઉભો થવા જાઉં છું ત્યાં જ મારી નજર એક કોલેજિયન જેવા જણાતા યુવક પર પડી. ને મિસ્ટર એક ચોપડીનાં બે–ચાર પાના ફાડી રહ્યા હતા.

"શું કરો છો?" મેં એમની પાસે જઇ પૂછ્યું;

તે મિસ્ટર જાણે ખૂબ ધ્યાનથી વાંચતા હોય એમ મારી તરફ ધ્યાન જ ન આપ્યું હું એમની પાસે ગોઠવાયો અને ધીરે રહીને પૂછ્યું "પત્તાં શા માટે ફાડતા હતા?"

પકડાયેલો ચોર બકર્યા ન કરે તો શું કરે?

"વાત એમ છે ને...જરા વાત એવી છે ને.. કે આ વારતા ઘણી જ સરસ છે" તેમણે કહ્યું.

"એટલે તમારે ફાડી લેવાની?" મેં કહ્યું

"જી. મારે એ વારતાનું ખાસ કામ છે"

"શું?"

"એ વારતાનો મારે અનુવાદ કરવો છે"

"તે અહીં બેઠા જ કરી નાખો ને!"

"બહુ વાર લાગે અને બધા માથા મારે"

"એટલે પત્તા ફાડી લેવાના? ફુરસદની વખતે આવીને લખી જાવ."

"પત્તાં ફાડવામાં એક ખાસ ફાયદો છે" એમણે ધીમેથી ફક્ત હું જ સાંભળી શકું એમ કહ્યું મારી ઇન્તેજારી વધી ગઇ "તે વળી શો?" મેં પૂછ્યું. "એક તો એ, કે આ હિન્દી માસિક છે તે આ લાયબ્રેરી સિવાય બીજે ક્યાંય આવતુ જ નથી, એટલે આ વારતા જો હું ફાડી જાઉં તો મારા સિવાય બીજો કોઇ વાંચી ના શકે"

"પણ એમાં તમને શો ફાયદો?"

"ફાયદો એ જ, કે અત્યારે લેખકો કરતાં અનુવાદકો વધી ગયા છે એટલે આ વારતાનો મારા સિવાય કોઇ બીજો અનુવાદ જ ના કરી શકે. અને જુઓ એ વારતા 'વિક્ટર હ્યુગો'ની છે. કોઇએ અંગ્રેજીમાંથી હિન્દીમાં અનુવાદિત કરી છે. હું ગુજરાતીમાં અનુવાદ કરી લખીશ, "અંગ્રેજી ઉપરથી"

હું ખૂબ જોરથી હસી પડ્યો "શાબાશ! બહાદુર! શાબાશ!"

ઉઠતાં ઉઠતાં મેં પૂછ્યું "નવા લેખક લાગો છો?"

એમણે ડોકું ધુણાવી 'હા' પાડી.

વધારે વાતચીત કર્યા વગર એ મિસ્ટર કાગળિયાં ગજવામાં મૂકી ત્યાંથી અદ્રશ્ય થઇ ગયા.

હું બીજાં મેગેઝીનોની તપાસમાં હતો ને તરત જ મને યાદ આવ્યું 'આજે તો સાતમી થઇ. નવચેતન, અખંડ આનંદ વગેરે આવી ગયાં હશે' પણ ઘોડામાં જોયું તો હજી જૂનાં જ હતાં. મેં કારકુનને જઇને પૂછ્યું

"હજી નવચેતન નથી આવ્યું? સાતમી થઇને?"

"જી નહિ"

"પણ એ માસિક તો બહુ નિયમિત છે. પહેલીએ બધા સ્ટોલ પર પણ મૂકાઇ જાય છે."

"ટપાલમાં મોડું થયું હશે."

"આટલું બધું મોડું?"

"જી હા"

"અને અખંડ આનંદ?"

"તે પણ નથી આવ્યું."

"તે પણ ટપાલમાં મોડું થયું હશે?" મેં પૂછ્યું. એણે એવી કતરાતી આંખે મારી તરફ જોયું, કે જાણે હમણા મારી બેસશે, બહાર નીકળી મેં પટાવાળાને આ વિષે પૂછ્યું તો તેણે જવાબ આપ્યો કે "માસિક તો બધાં પહેલીએ આવી જાય છે, પણ પહેલાં લાયબ્રેરિયન વાંચે, પછી કારકુન વાંચે, પછી વળી અમે પણ વાંચીએ અને પછી મૂકીએ લાયબ્રેરીમાં" હું તો છક જ થઇ ગયો. આવી પોલ! પબ્લીક લાયબ્રેરીમાં આવું અંધેર?

તરત જ ઘડિયાળમાં 'ટનટન' દશના ટકોરા પડ્યા. હું ઘેર જવા નીકળ્યો. રસ્તામાં મેં વિચાર કર્યો "શું વાંચ્યું?"

મનમાંથી જવાબ મળ્યો "વાંચ્યું કંઇ નહિ, પણ એક લેખ તો મળી ગયો!" 'લાયબ્રેરીના વાંચકો'



# કલાકાર
# શ્રી છગનલાલ જાદવ
## તેમની કલાનો પરિચય
### શ્રી શિવકુમાર જોષી.

(આ લેખમા આપેલ છબીઓ પણ શ્રી શિવકુમાર જોષીએ મૂળ ચિત્રો ઉપરથી પાડીને મોકલી છે.—તંત્રી)

ચિત્રકળામાં પ્રકૃતિચિત્રનું–landscape painting–અનોખું સ્થાન છે. ચિત્રકળાનો ઇતિહાસ જોતાં જણાય છે કે પ્રકૃતિચિત્રોની શરૂઆત ચીની ચિત્રકારોએ કરેલી; એકાદું વૃક્ષ કે તેની ઝૂલતી ડાળી. થોડી ધરતી, ખળખળ વહેતું ઝરણું અને દૂર સુધી દેખાતા ઓસરી જતા ક્ષિતિજને જુદી જુદી રીતે ગોઠવીને એ પ્રકૃતિચિત્રો તૈયાર થતાં. મારે ભાગે તે decorative art નું અંગ બનતાં. જાપાનીઝ કલાકારોએ આ પ્રવૃત્તિને આગળ વધારી અને તેમાં જુદા જુદા દષ્ટિકોણ યોજી રંગવૈવિધ્ય રેલાવીને પ્રકૃતિચિત્રમાં નવી ભાત પૂરી. ત્યાર પછી યુરોપીય કલાકારોએ પ્રકૃતિના તાદશ્યપણાને ઝડપીને નાનીમોટી બધી જ વિગતો યથારીતિ ફલક ઉપર મૂકવા માંડી. છાયા પ્રકાશની જુદીજુદી સંયોજના અજમાવીને તેમણે સુંદર પ્રકૃતિચિત્રો ઉપજાવ્યાં અને તેની છાપ રડ્યાખડ્યા હિંદી ચિત્રકારો ઉપર પણ પડી.

ભારતને ખૂણે ખૂણે પ્રકૃતિસૌંદર્ય પાથર્યું પડ્યું છે. પણ એ સૌંદર્યને રંગ અને પીંછીથી બહુ ઓછા ભારતીય કલાકારોએ આહ્લાદક રીતે રજૂ કર્યું છે. જેવી હોય તેવી જ પ્રકૃતિની હુબહુ અનુકૃતિ ફલક ઉપર રજૂ કરવી તે એક વાત છે, અને સામે પડેલી અફાટ સૌંદર્યસામગ્રીમાંથી ચિત્રકારના હૃદયને સ્પર્શતી એવી થોડીક બાબતો ઉચકીને તેને થોડા પીંછીઓના લસરકાથી ફલક ઉપર પ્રગટાવવી તે જુદી વાત છે. શ્રી છગનલાલ જાદવ એ બીજી રીતના એક સહૃદય, પ્રકૃતિસૌંદર્યપૂજક અને સિદ્ધહસ્ત landscape artist છે.

૪૭ વર્ષ પહેલાં અમદાવાદ પાસે આવેલા નવા વાડજ ગામમાં એક તદ્દન સામાન્ય સ્થિતિના વણકર કુટુંબમાં એમનો જન્મ થયો. સાધનો અને સંયોગોના અભાવે ગુજરાતની પાંચ ચોપડી સુધી જ તેઓ અભ્યાસ કરી શક્યા. તેમની ચૌદ વર્ષની ઉંમરે પિતાનું મૃત્યુ થતાં કુટુંબની



કલાકાર શ્રી છગનલાલ જાદવ

ભરણપોષણની જવાબદારી પણ એમને શિરે આવી, અને અમદાવાદની એક મિલમાં સ્પીનર તરીકે કામ શરૂ કર્યું. આ રીતે ૧૦ વર્ષ સુધી નર્યા ભરણપોષણની દૃષ્ટિએ સામાન્ય જીવન જીવવાથી વિશેષ તેઓ કાંઇ જ કરી શક્યા નો'તા. ચિત્રકલામાં આટલા વિશિષ્ટ ગુણ ધરાવનાર વ્યક્તિને હજી કલાના દેખીતા સંસ્કાર જ પડ્યા નો'તા. શાળાના વર્ગોમાં એ બાજુનું વલણ હતું પણ દેખાય આવે એવી રીતનું કશુ જ એ પ્રગટ કરી શકે તેવી તક કે સંયોગો એમને સાંપડ્યા નો'તા.

સ્પીનર તરીકે આજીવિકા માટેનો પ્રયત્ન ચાલુ હતો જ, તેવામાં ગુજરાત વિદ્યાપીઠ તરફથી ચાલતી રાત્રિશાળામાં વધુ અભ્યાસ માટે જોડાયા, અને તે વખતે શ્રી કનુ દેસાઇના છાયા ચિત્રોએ એમને આકર્ષ્યા; ક્યાંકથી માંગી આણેલી પીંછી અને બે પૈસાનો રંગ લઇ આવીને એમણે એ ઉંમરે ચિત્રકામની શરૂઆત કરી, અને ત્યારે ચિત્રકળાના મૂળ પાઠોની પણ એમને સમજ ન હતી. પેન્સીલ વડે રેખાઓનું માળખું ઉભું કરવું જરૂરી છે એવો પણ એમને ખ્યાલ ન હતો. પેન્સીલની આળપંપાળ સિવાય એમણે સીધી પીંછી અને રંગની મદદથી ચિત્રકામની શરૂઆત કરી. વિદ્યાપીઠની રાત્રીશાળાના શિક્ષક અમૃતલાલભાઇ

નાણાવટી તથા શ્રી શ્યામલાલ ભગવતી, અને ત્યાર પછી શ્રી કનુ દેસાઇના પરિચયમાં આવ્યા બાદ વ્યવસ્થિત રીતે તેમણે ચિત્રકળાનો અભ્યાસ શરૂ કર્યો ચિત્રકળા શીખવા માટે પૂરતો વખત ફાજલ પાડવા માટે મિલની નોકરી છોડીને વિદ્યાપીઠના પુસ્તકાલયના પટાવાળાની નોકરી સ્વીકારી.

૧૯૨૯ના જુનની ૨૦મી તારીખે કલાના વિદ્યાર્થી તરીકે વિદ્યાપીઠમાં જોડાયા અને કનુ દેસાઇના હાથ નીચે ચિત્રકળાની તાલીમ લેવા શરૂ કરી. અને આવી ૧૯૩૦ની ઐતિહાસિક લડત. પૂ. બાપુજીની દાંડીકૂચની "અરૂણોદય" અને બીજી ટુકડીઓમાં જોડાઇને તેઓ દાંડી ગયા. ત્યાં સારવાર માટેની ટુકડીમાં કામ કરતાં જેલમાં ગયા.

ત્યારબાદ ૧૯૩૨માં શ્રી કનુ દેસાઈ તથા શ્રી રવિશંકર રાવળ પાસે ચિત્રકળાના અભ્યાસની તૂટેલી કડીઓ સાંધવા માંડી હરિજન સેવક સંઘની શિષ્યવૃત્તિ લઈને લખનૌની કલાશાળામાં શ્રી અસિતકુમાર હલદર અને શ્રી બી. મેનના હાથ નીચે રંગનું જ્ઞાન–રંગની technique અને સાચું રંગ દર્શન–પામ્યા. ચિત્રકારની ભાવનાને સબળ સ્વરૂપ આપવામાં રંગ એજ મહત્ત્વની વસ્તુ છે એ દર્શન એમને ત્યાં મળ્યું.

ત્યાંથી પાછા ફરીને ગુજરાત કલાસંઘ ચિત્રશાળામાં અભ્યાસ અને શિક્ષણ ચાલુ રાખ્યાં અને સાથે સાથે પોતાનું શીખેલું દાન કરવાની ઈચ્છાથી, કલાના સાચા આદર્શને સામે રાખી બીજા પ્રલોભનો જતાં કરી સામાન્ય વેતન લઇને અમદાવાદના જ્યોતિસંઘમાં કલાના વર્ગો ચલાવ્યા.

આજે એમણે નોકરી છોડી છે અને પોતાની પીંછીના આશરે જીવન જીવી લેવાની ભાવના સાથે ચિત્રસાધનામાં ઓતપ્રોત રહેવા માંડયું છે.



હિમાલય–કુલુવેલી



કુલુવેલી–હિમશિખર



નગાધિરાજ હિમાલય



ભીલ કન્યા

એમનાં પ્રકૃતિ-ચિત્રોની ભારોભાર પ્રશંસા ભારતીય તેમજ યુરોપીય કલાકોવિદોએ કરી છે. દૃશ્યને ઝડપવાની એમની શક્તિ અજબ છે. કાશ્મીર અને કુલુવેલીના પ્રવાસ દરમિયાન નગાધિરાજનાં ઝડપથી પલટાતાં દૃશ્યો એમણે ખૂબ જીવંત લાગે તે રીતે ચિત્રમાં ઉતાર્યાં છે. ૮ થી ૧૦ મિનિટથી માંડીને ૩૫–૪૦ મિનિટમાં દૃશ્યની સમક્ષ એમીને જ એ પોતાનું ચિત્ર પૂરું કરે છે હિમ-પ્રદેશની ઝડપથી બદલાતી પ્રકૃતિ પોતાના સૌંદર્યની અતિ ચંચળતાપૂર્વક ઝાંખી કરાવીને વિલીન થતી જેણે જોઈ છે, તે જ સમજી શકશે કે રંગના થોડા લસરકાથી થોડી જ ક્ષણોમાં એ ચંચળ સૌંદર્યને ફલક ઉપર સ્થિર કરનાર ચિત્રકાર એ સામાન્ય સાધક નથી. શ્રી છગનભાઈનાં લગભગ બધાં જ પ્રકૃતિ-ચિત્રોમાં એમની સિદ્ધહથોટી જણાઈ આવે છે કહેવાતા આધુનિક ચિત્રકારની અસ્પષ્ટતાથી તો એ દૂર ભાગે છે. સામાન્ય પ્રેક્ષકને પણ સરળતાથી સમજાય તેવી તેમની હથોટી હોવા છતાં, વિચક્ષણ કલાવિવેચકોનું સન્માન પામતી તેમની સ્વતંત્ર પ્રગતિયુક્ત શૈલી છે. વાસ્તવિકતાની કઠોરતા સિવાયનું, અને કવિહૃદયી કલાકારની ઊર્મિઓના પ્રતિબિંબ સમું તેમનું ચિત્ર સ્વચ્છ અને ઉજળા રંગોમાં સદાએ આલ્હાદક લાગે છે. આધુનિક ઢબે તૈયાર થતાં અસ્પષ્ટ, અગમ્ય અને વિકૃત ચિત્રો અને એની પદ્ધતિ એમને સ્વીકાર્ય નથી. અને સાથે સાથે જુની યુરોપીય પદ્ધતિ પ્રમાણે તાદૃશ્ય વિગતયુક્ત નિર્જીવ પ્રકૃતિ-ચિત્રો પણ એ તૈયાર કરતા નથી. કાશ્મીરની હરિયાળી ખીણ હોય, કે હિમાલયનાં ઉત્તુંગ હિમશિખરો હોય, કાઠિયાવાડના ખોબલા જેવડા ગામડાની વાંકીચૂંકી શેરી હોય, કે ચાંચના દરિયાનાં પ્રકૃતિ–દૃશ્યો હોય–ગમે તે વિષય હોય પણ–એમણે તો દરેક જગ્યાએ પ્રકૃતિના નિર્મળ સૌંદર્યને જ નિહાળીને પોતાના ચિત્રોમાં ચમકતા રંગોમાં પ્રગટાવ્યું છે. પ્રકૃતિનું બિહામણું સ્વરૂપ કે માનવજીવનની કદ્રુપતા એમની પીંછીએ ચઢતી જ નથી.

૧૯૩૭માં એમના "Art in Cottage" ચિત્રને મુંબઈના પ્રદર્શનમાં ભારતીય પદ્ધતિના ચિત્રોમાં પ્રથમ પારિતોષિક મળ્યું હતું. તે ઉપરાંત મ્હૈસૂરના પ્રદર્શનમાં તેમનાં "આભ ધરતીનો ઉપાસક" તથા "Fourth Bridge—Shrinagar" ને પારિતોષિક મળ્યાં હતાં.



ગામની શેરી

૧૯૩૮માં એમણે કાસ્મીરનો પ્રવાસ કર્યો અને ૫૪ ચિત્રો તૈયાર કર્યાં; ૧૯૪૪ના મે-જુનમાં મહર્ષિ રોરિકના પ્રેરણાધામ કુલુવેલી-નો એમણે પ્રવાસ ખેડ્યો અને તે દરમિયાન ૬૦ દિલચસ્પ ચિત્રો તૈયાર કર્યાં. આમાંનાં અમુક ચિત્રો સ્વ. શ્રી રોરિકની પ્રશંસા પણ પામ્યાં હતાં આ ઉપરાંત ગુજરાત-સૌરાષ્ટ્રનાં વિવિધ સ્થળો, ચાંચના દરિયા કિનારાનાં ચિત્રો અને પંચગની, પોંડીચેરી, દિલ્હી, આગ્રા વગેરે સ્થળોનાં છુટક છુટક ચિત્રો પણ તૈયાર કર્યાં છે.

વડોદરાના પ્રિન્સિપાલ શ્રી. શેમન્સ એમના અગ્રગણ્ય પ્રશંસક હતા અને એમના તરફથી શ્રી. છગનભાઇને ખુબ પ્રોત્સાહન મળ્યું છે. મુંબઇના અગ્રગણ્ય કલાકાર શ્રી બેન્દ્રે પણ તેમની કૃતિઓના પ્રશંસક છે અને એમના તરફથી ચિત્રોના વિષયની પકડ એમને મળી છે.



ઘર તરફ

પ્રકૃતિચિત્રો ઉપરાંત વિષયવસ્તુ-Composition-માં પણ એમની હથોટી સારી છે. રોજબરોજના જીવનમાંથી એ સુંદર ચિત્રો ઉપજાવી શક્યા છે. પણ હવે તેમાં તેમણે કલ્પનાના રંગ ભરીને મૌલિક પદ્ધતિએ સર્જનો આરંભ્યાં છે. હિંદભરમાં બહુ ઓછા ઉચી કોટીના પ્રકૃતિ-ચિત્રકારોમાં શ્રી. છગન જાદવની ગણના થઇ શકે એમ કોઇ પણ નિષ્પક્ષ કલાવિવેચકને જણાશે.

સ્વભાવે શાંત, ગંભીર અને વિનમ્ર unassuming-આ કલાકાર એ ગુજરાતનું સાચું ગૌરવ છે. સ્વતંત્ર ભારતની કલા-પ્રગતિમાં તેઓ પોતાની સતત સાધના દ્વારા યશસ્વી ફાળો આપતા રહે તેવી શુભેચ્છા !

## જગતપ્યાલો

### શ્રી ઉમાશંકર જોષી

હે જી સાઈ, મિલા જગતકા પ્યાલા,
જતનસું પીઓ પીઓ મતવાલા,
રે કોઈ પીઓ પીઓ મતવાલા.
એ રે પ્યાલામાં અમરત ઊછળે,
ઊંડે રસની ધારા,
ભીતર વખ ઘોળાય અહરનિશ,
પીએ કોઈ જન ન્યારા,
ભરભર પીઓ પીઓ મતવાલા,
રે કોઈ પીઓ પીઓ મતવાલા.
મિલન વિરહના બુદ્‌બુદ્‌ વિલસે,
પલપલ રંગ પલટતા,
અશ્રુઓઘના ઊંડે ઊંડાણ,
સ્મિતચમકાર ઉમટતા,
રે કોઈ પીઓ પીઓ મતવાલા,
જતનસું પીઓ પીઓ મતવાલા
ભીતર છલકે જીવનજાહ્નવી,
મલકે મૃત્યુની જમના,
હસતાં રમતાં જે કોઈ પી લે
માણે બ્રહ્મની રમણા,
રે કોઈ પીઓ પીઓ મતવાલા,
પ્રભુતા પીઓ પીઓ મતવાલા.
હે જી ભાઈ૦—



માતા

# મજૂર સંગઠન

શ્રી. નગીનભાઈ શાહ



યુરોપમાં અને તેમાંય ખાસ કરીને વિલાયતમાં વરાળયંત્રની શોધ થઇ અને તેને પગલે યંત્રો શોધાયાં અને કારખાનાંની શરૂઆત થઇ, તથા ઔદ્યોગિક ક્રાન્તિનાં પગરણ થયાં તે દિવસથી કારખાનાંમાં કામ કરતો મજૂર નામનો નવો વર્ગ ઉભો થયો અને તેમના ખાસ વિશિષ્ટ પ્રશ્નો પણ ઉભા થવા લાગ્યા. જેમ જેમ ઔદ્યોગિક ક્રાન્તિનો વિસ્તાર વધતો ગયો, કારખાનાં વધતાં ગયાં, મજૂરવર્ગ પણ વધતો ગયો. તેમ તેમ મજૂર વર્ગના પ્રશ્નો પણ વધતા ગયા અને વખત જતાં અનેક મુશ્કેલીઓ અને અટકાયતોમાંથી પસાર થતી મજૂર ચળવળ પણ પગભર થતી ગઇ. મજૂરોના, અને ખાસ કરીને તેમની અસહ્ય કરુણ અને દુઃખદ દશા જોઇ માનવતાની લાગણીથી પ્રેરાયેલા સહૃદયી સજ્જનોના પ્રયાસોને પરિણામે મજૂર ચળવળ અને મજૂર સંગઠનોની શરૂઆત થઇ. અને મજૂરો તેમની હાડમારીઓ દૂર કરવા જરૂરી હકો મેળવવા માટે સંગઠિત થઇ માગણી કરવા લાગ્યા. મજૂર ચળવળની આ રીતે પ્રથમ શરૂઆત વિલાયતમાં અને પછી યુરોપના દેશોમાં અને મોડે મોડે અમેરિકામાં થઇ.

અંગ્રેજો હિંદમાં આવ્યા અને કાયમી થવા લાગ્યા અને તેમને પગલે દેશમાં યંત્રો આવ્યાં અને કારખાનાં ઉભાં થવાં લાગ્યાં. આ કારખાનાંમાં મજૂરો જોડાયા. કારખાનાની વ્યવસ્થા અંગે, મજૂરોની કામગીરી તેમજ સલામતી અંગે કશા કાયદા ન હતા. તેમની પાસેથી માલિકો મરજી મુજબ કામ લેતા અને ઓછામાં ઓછો પગાર આપતા. કામગીરીની સ્થિતિ અંગે, મજૂરો સાથેના વર્તાવ અંગે, અકસ્માતો અંગે, મજૂરોના જીવનની આવશ્યકતા, જરૂરિયાતો અને સગવડો અંગે કશું નિયમન—કશી વ્યવસ્થા ન હતી. પરિણામે મજૂરો ઢોર કરતાં પણ બદતર જીવન ગાળતા. નજીવી રોજી માટે સોળ સોળ કલાક અને તેથી પણ વધુ સમય કામ કરતા અને કારખાનાના માલિકો અને શેઠો તેમનો કસ કાઢી વધુમાં વધુ ઉત્પાદન મેળવવા પ્રયાસ કરતા. કોઇ તેમને પૂછતું નહિ, કોઇ તેમને પૂછનાર ન હતું.

સૌથી પ્રથમ હિંદમાં મુંબઇ મથકે યંત્ર યુગનાં પગરણ થયાં અને કાપડની મિલો ઉભી થઇ એ મિલોમાં કશા નિયમન કે નિયંત્રણ વગર કાપડ પેદા થવા માંડ્યું. આ સ્થિતિમાં વિલાયતની કાપડની મિલોના માલિકોએ પોતાનો હરીફ જોયો અને તેમને થયું કે હિંદની મિલો આ રીતે કામ કરતી રહેશે તો તેની સાથે હરીફાઇમાં વિલાયતનું કાપડ ટકી શકશે નહિ. આ માટે મિલોના કામના કલાકો વગેરે અંગે નિયમન થવું જોઇએ અને તેમના હોરીસંચારને પરીણામે સૌથી પહેલો કારખાનાનો કાયદો સને ૧૮૮૧ માં આપણે ત્યાં અમલમાં આવ્યો.

આ કાયદો પણ નામનો જ હતો તેથી મજૂર વર્ગને ખાસ રાહત મળતી ન હતી. આ કાયદામાં સુધારો કરાવવાની નજરે મુંબઇના મિલ મજૂરોનું પહેલું સંગઠન સને ૧૮૯૦ માં થયું, સને ૧૮૯૧ માં સરકારે કારખાનાના કાયદામાં સુધારો કર્યો, તે પછી આ મંડળ સુપ્ત થયું. તે પછી, સને ૧૮૯૭ માં રેલવેના હિંદી અને યુરોપિયન કામદારોનું કેટલીક સગવડો મેળવવા એક મંડળ સ્થપાયું હતું. સને ૧૯૦૫ માં કલકત્તાના પ્રેસ-કામદારોએ પોતાનું મહાજન ઉભું કર્યું હતું અને ૧૯૦૭માં મુંબઇમાં ટપાલ ખાતાના કામદારોનું મહાજન સ્થપાયું હતું. અને તે પછી મજૂરોની સ્થિતિથી દુઃખ પામી તેમની સ્થિતિ સુધારવા કેટલાક સામાજિક કાર્યકરોનું મંડળ-કામગાર હિતવર્ધક સભા નામનું મંડળ-સને ૧૯૧૦ માં મુંબઇમાં સ્થપાયું હતું. આ બધાં નામનાં જ સંગઠનો હતાં. હકીકતે પશ્ચિમના દેશોમાં મજૂર ચળવળને નામે ઓળખાતી ચળવળ જેવી ચળવળ આપણા દેશમાં તો પહેલા મહાયુદ્ધના અંત પછી જ શરૂ થવા પામી એમ કહી શકાય.

લડાઇને કારણે ચીજ વસ્તુઓના ભાવોમાં ભારે ઉછાળો આવ્યો. કારખાના ધમધોકાર ચાલવા લાગ્યાં.

મલિકો ધૂમ નફો કરવા લાગ્યા, અને લડાઈને કારણે પરદેશો સાથે દેશનો સબંધ વધતો ગયો. પણ મજૂરોના પગારોમાં કાંઈ સુધારો ન થયો ત્યારે મજૂરોમાં અસંતોષ પેદા થયો અને કંઈક જાગૃતિ આવતી ગઈ તેમની હાડમારીઓનો કંઈક ઉકેલ થવો જોઈએ એમ તેમને લાગવા માંડ્યું અને તે માટે જ્યાં ત્યાં નના મોટાં મજૂર મંડળો ઉભાં થવાં લાગ્યાં. રેલવે, ટપાલખાતું વગેરેના કામદારો જાગવા લાગ્યા હતા, અને તેમના નાનાં મોટાં મંડળો સ્થપાવા લાગ્યાં હતાં. એ જમાનામાં પણ જો કોઈ વ્યવસ્થિત મહાજનની શરૂઆત થઈ હોય તો તે અમદાવાદ મજૂરમહાજન સંઘની.

અમદાવાદના એક ગર્ભશ્રીમંત કુટુંબનાં બહેન શ્રીમતી અનસૂયા બહેન સારાભાઈનું દિલ મજૂર વર્ગની હાલાકી જોઈ હલી ઉઠ્યું હતું. કંઈક કરવું જોઈએ એમ તેમને થવા માંડ્યું હતું. પોતાના અભ્યાસકાળ દરમિયાન વિલાયતમાં તેઓ મજૂરવર્ગના કામના સંસર્ગમાં આવ્યા અને ત્યાં થતી પ્રવૃત્તિઓથી તેઓ જાણકાર થયાં. દેશમાં પાછા ફર્યા બાદ અમદાવાદના મજૂરોની સ્થિતિ તેમણે જાતે તપાસી અને આ સ્થિતિ સુધારવી હોય તો મજૂર વર્ગમાંથી અજ્ઞાનના નિરક્ષરતા અને વહેમો નાબૂદ કરવા જોઈએ, તેમની ટેવો સુધારવી જોઈએ એમ તેમને લાગવા માંડ્યું. અને એ ભલી માનવતાભરી લાગણીથી પ્રેરાઈ સને ૧૯૧૪ ના માર્ચની ૧૪ મા તારીખે તેમણે મજૂરો માટે પહેલી શાળા ખોલી. અને એ રીતે મજૂર શિક્ષણનું કામ શરૂ કર્યું. તે દિવસથી અમદાવાદના મજૂરવર્ગે જોયું કે તેમનું જો કોઈ મિત્ર હોય, તેમની વાત સાંભળનાર અને સાચો માર્ગ સૂચવનાર કોઈ હોય તો તે આ એક બહેન છે સને ૧૯૧૭ માં તાણાખાતાના કારીગરોના પગારનો ઝગડો પડ્યો અને ડિસેમ્બરની ચોથી તારીખે શ્રીમતી અનસૂયાબહેનની સૂચના ને દોરવણી મુજબ આ કારીગરોએ સંગઠિત અવાજ ઉઠાવ્યો અને અમદાવાદમાં તે દિવસે સંગઠિત મજૂર ચળવળનો મૂળભૂત પાયો નંખાયો. તાણાખાતાના કારીગરોને તેમની લડતમાં સફળતા મળી ત્યાં સને ૧૯૧૮ ની શરૂઆતમાં મિલોના શાળકારીગરોના પગારનો ઝગડો પડ્યો. હિંદના અને જગતના મજૂરોના સદ્‌ભાગ્યે આ જમાનાના મહાપુરુષ પૂ. ગાંધીજીની દોરવણી એ લડતમાં મજૂરોને મળી અને ગાંધી–મજૂર–ચળવળના અમોલા પાઠ અમદાવાદના મજૂરોને શીખવા મળ્યા. જો કે સને ૧૯૧૮ ના એ અહિંસાત્મક ધર્મયુદ્ધ પછી બરોબર બે વર્ષે અમદાવાદની મિલોના જુદાં જુદાં ખાતાઓના મજૂરોએ પોતાના મહાજનો ઉભાં કર્યાં અને છેવટે સને ૧૯૨૦ માં અમદાવાદ મજૂર મહાજન સંઘ હસ્તીમાં આવ્યું. તેમ છતાં સને ૧૯૧૭ ના ડિસેમ્બરની ચોથી તારીખે સૌથી પ્રથમ સંગઠિત મજૂરલડત અમદાવાદમાં અપાઈ હોવાથી તે દિવસ મજૂર ચળવળના સ્થાપનાદિન તરીકે અમદાવાદનો મજૂર સમુદાય જ નહિ, પણ ગુજરાત કાઠિયાવાડમાં ચાલતાં મજૂર મહાજનો પણ પોતાના સ્થાપનાદિન તરીકે ઉજવે છે.

દેશભરમાં આ સમયે નાનાં નાનાં અનેક મહાજનો અને મંડળો ઉભાં થયાં હતાં. આ બધાં મહાજનોને એકત્ર બાંધવાની જરૂરત સમજાવા લાગી હતી અને પ્રાંતિક તેમજ મધ્યસ્થ સંઘો ઉભા થવા લાગ્યા હતા.

પહેલા મહાયુદ્ધને અંતે આંતરરાષ્ટ્રીય મજૂર સંસ્થાની સ્થાપના થઈ અને એ સંસ્થામાં હિંદુસ્તાન એક સભ્ય હોઈ, મજૂરપરિષદમાં મજૂરોના પ્રતિનિધિઓ મોકલવાનું આવશ્યક બન્યું અને આ પ્રતિનિધિઓ નક્કી કરવા માટે હિંદમાં મજૂરોની મધ્યસ્થ માન્ય સંસ્થા હોવી જોઈએ એ જરૂરિયાતને લઈને સને ૧૯૨૦ માં ઑલ ઇન્ડિયા ટ્રેડ યુનીઅન કોંગ્રેસની સ્થાપના થઈ. આ વર્ષમાં જ ઑલ ઇન્ડિયા રેલ્વે ફેડરેશનની પણ સ્થાપના થઈ. તાર–ટપાલ ખાતાનું મધ્યસ્થ મહાજન ઉભું થયું.

આંતરરાષ્ટ્રીય સંસ્થાના નિયમ મુજબ મજૂર પરિષદમાં મોકલવાના પ્રતિનિધિઓની પસંદગી દેશના મધ્યસ્થ મંડળ મારફતે કરવાની હોઈ, હિંદમાં મધ્યસ્થ મજૂર સંઘ ઉભો કરવામાં આવ્યો હતો. દેશના જુદાં જુદાં મથકોમાં સંજોગો ઉભા થતાં નાનાં નાનાં મંડળો ઉભાં થયાં હતાં, પણ પશ્ચિમના દેશો જેવાં સાચાં મજૂર મંડળો અહીં ઉભાં થવા પામ્યાં ન હતાં. જે હતાં તે મજૂરોના સાચા પ્રતિનિધિરૂપ ન હતાં. તેનું એક મુખ્ય કારણ આ હતું કે મજૂર ચળવળ માટે જે જાતના જોઈએ તે જાતના સાચા સેવાભાવી કાર્યકરોની નેતાગીરીની ખામી હતી, તેને પરિણામે સાચું તંદુરસ્ત મજૂર સંગઠન લડાઈ પછી પણ દેશમાં ઉભું થવા ન પામ્યું

આમાં એક અપવાદ હતો અને તે અમદાવાદ મજૂર મહાજન સંઘનો. પૂ. મહાત્માજીની નેતાગીરીએ ત્યાં મજૂરોનું મજબૂત મહાજન સ્થપાયું હતું, જ્યારે રેલવેમાં પણ બુદ્ધિશાળી નેતાગીરીને પ્રતાપે ઠીક ઠીક સંગઠન થયું હતું.

મજૂર-સંગઠનોના માર્ગમાં કેટલીક ભારે મુશ્કેલીઓ હતી. એક તો સંગઠનમાં જોડાતા કારીગરોને માલિકો બરતરફ કરે ત્યારે મજૂરોને કશું સંરક્ષણ નહોતું. માલિકો તેમને મરજી મુજબ ઉપયોગ કરતા. બીજું માલિકો તેમના મહાજનનો સ્વીકાર કરતા ન હતા. અને ત્રીજી મુશ્કેલી એ હતી કે કાયદામાં મજૂરોના સંગઠન સામે મોટાં અંતરાયો હતા. આ સામે ધારાસભામાં ભારે ચળવળ ચલાવ્યા બાદ સને ૧૯૨૬ માં સરકારે ટ્રેડ યુનિયન એક્ટ નામનો કાયદો કર્યો.

સને ૧૯૨૮-૨૯ સુધીમાં અમદાવાદ સિવાય દેશભરમાં નાનાં મોટા મહાજનો પર લાલ વાવટાવાળાઓનો કોમ્યુનિસ્ટોના ઘણે અંશે કાબૂ સ્થપાયો હતો. આ જ વર્ષમાં મુંબઈની મિલોમાં તેમણે હડતાળો પાડી તોફાનો કરાવ્યાં. આ હડતાળોમાં તેમને નરાતાર નિષ્ફળતા સાંપડી અને મજૂર ચળવળને ભારે ફટકો પડયો.

ત્યાર પછીના દસ વર્ષના ગાળામાં દેશની મજૂર ચળવળ આપસ આપસના ઝગડાઓમાં અટવાઈ પડી હતી પરિણામે નવાં મધ્યસ્થ મંડળો ઉભાં થવા પામ્યા હતા. છેટે સને ૧૯૩૮ માં સારી અને સાચી સમજ ફેલાતાં આ બધાં મંડળો એક થયાં અને દેશભરના મજૂરોને નામે ઑલ ઇન્ડિયા ટ્રેડ યુનિયન કોંગ્રેસ કામ કરવા લાગી

બીજા મહાયુદ્ધ દરમિયાન આ સંસ્થાનો કબજો સંપૂર્ણપણે લાલવાવટાવાળાઓએ લીધો અને તેને પરિણામે સમાજવાદીઓ તેમાંથી છૂટા પડયા છે અને તેમણે મજૂર પંચાયત નામની નવી સંસ્થા ઉભી કરી છે

અમદાવાદ મજૂર મહાજન સંઘ પોતાના ક્ષેત્રમાં જ રહી કામ કરવામાં માનતુ હોઇ, શરૂઆતથી તે નેતાગીરીની ખેંચાખેંચીમાં પડયું ન હતું. તે તો પૂ. ગાંધીજીની સૂચના અનુસાર પોતાના કામ પર જ ધ્યાન આપતું હતું. મજૂરોની રોજ બરોજની ફરિયાદોના નિકાલ પરત્વે તે કામ કરતું અને સાથે સાથે મજૂર વર્ગના સર્વાંગી વિકાસની પ્રવૃત્તિઓ ચલાવતું હતું. દિવસે દિવસે આ મહાજન મજબૂત બનતું ગયું. અને ગાંધીજીની નીતિ વધુ ને વધુ લાભદાયી છે એમ સમજાતાં ગુજરાત કાઠિયાવાડમાં એ નીતિને ધોરણે મજૂર-સંગઠનો સ્થપાવાં,

ઑલ ઇન્ડિયા ટ્રેડ યુનિયન કોંગ્રેસની રીતિ-નીતિ સાથે અમદાવાદ મજૂર મહાજનને મૂળભૂત મતભેદ હતો, વિરોધ હતો. અમદાવાદ મજૂર મહાજનને શરૂઆતથી જ પૂ. બાપુની દોરવણી-સલાહ સૂચન સાંપડેલાં અને તેથી સત્ય અને અહિંસાના માર્ગે જ મજૂરોનું કામ કરવું જોઇએ, મજૂરોનું કામ સેવાવૃત્તિથી અને નહિ કે સત્તા મેળવવા માટે કરવું જોઇએ, મજૂરોનું કાર્ય મજૂરોનાં જ પૈસે થવું જોઇએ, મજૂરોની લડતો મજૂરોએ પોતે જ લડવી જોઇએ, બહારની નાણાંકીય મદદ લેવાય જ નહિ વગેરે મૂળભૂત સિદ્ધાન્તો શરૂઆતથી જ મહાજને સ્વીકારેલા.' આ સાથે એક એ વાત સ્પષ્ટપણે સમજાવવામાં આવી હતી કે મજૂરની કોઇ પણ પ્રવૃત્તિમાં જૂઠ, અપ્રમાણિકતા, ચોરી, છળકપટ કે હિંસાને સ્થાન ન રહેવું જોઇએ. ખોટી માગણી કદી ન કરાય. સંગઠનનો ઉપયોગ કોઇનાં ભૂંડા માટે, દાદાગીરી કે ગુંડાગીરી માટે ન થાય. ટૂંકમાં સાધ્ય જેટલું ઉચ્ચ રાખવામાં આવે છે તેટલાં જ શુદ્ધ સાધનોથી જ મજૂર પ્રવૃત્તિ ચલાવવી જોઇએ. પૂ. બાપુનો આ આદેશ મજૂર મહાજને સ્વીકારેલો છે, અને તે મુજબ તેણે પોતાનું બંધારણ ઘડયું છે અને તે અનુસાર કામ કરવા શરૂઆતથી આજ સુધી યથાશક્ય પ્રયત્ન કરતું આવ્યું છે. જ્યારે ઑલ ઇન્ડિયા ટ્રેડ યુનિયન કોંગ્રેસની રોજબરોજની કામગીરીથી એ અનુભવ થયો છે કે તેમને સાધનની શુદ્ધતા અંગે કંઇ પડી નથી. સત્ય અને અહિંસાનો સગવડ પૂરતો તેઓ ઉપયોગ કરે છે. બાકી તેઓ તેમાં માનતા નથી, તેમ આચારમાં મૂકતા નથી. સંગઠિત શક્તિનો ઉપયોગ મજૂરોના ભલા કરતાં બીજા હેતુઓ માટે મોટે ભાગે કરવામાં આવે છે.

આમ આ બન્ને સંસ્થાઓની પ્રવૃત્તિઓની રીતિનીતિમાં મૂળભૂત વિરોધ હતો. પણ અમદાવાદ મજૂર મહાજન સંઘ પૂ. ગાંધીજીની દોરવણી નીચે કામ કરતી એક પ્રતિષ્ઠિત અને મજબૂત સંસ્થા બની હોઇ, તે

સંસ્થા ઑલ ઇંડિયા ટ્રેડ યુનિયન કોંગ્રેસમાં જોડાય એવી એ સંસ્થાના મોવડીઓની ઇચ્છા હતી. તે સંસ્થાના સારા કાર્યકરો સંસ્થાની સુધારણા માટે મજૂર મહાજન જેવી સંસ્થા તેમાં જોડાય એમ ઇચ્છતા હતા.

આ માટે મજૂર મહાજનને અનેક વખત કહેવામાં આવ્યું હતું. ઘણી વાટાઘાટો થઇ હતી.; એ માગણી સ્વીકારી એ સંસ્થામાં જોડાવાનો નિર્ણય આજ થશે કે કાલ થશે એવી સ્થિતિ ઉભી થઇ હતી, ત્યાં ઑલ ઇન્ડિયા ટ્રેડ યુનિયન કોંગ્રેસના પ્રથમ કક્ષાના કેટલાક મોવડીઓ તરફથી જણાવવામાં આવ્યું કે ભલા, તમે આમાં ક્યાં આવો છો? આમાં ભળશો તો રોજની તકરારો અને ચર્ચાઓમાંથી ઉંચા જ નહિ આવો અને આજે જેટલું કરો છો તે પણ નહિ કરી શકો. એને બદલે તમે જ શા માટે દેશના ગાંધીવાદી મજૂર કાર્યકરોના સહકારથી દેશની નવી મધ્યસ્થ સંસ્થા ઉભી નથી કરતા? તમે જો તેમ કરશો તો તો અમને ખાત્રી છે કે ટ્રેડ યુનિયન કોંગ્રેસની રીતિનીતિથી કંટાળેલા ઘણા સારા સાચા મજૂર કાર્યકરો અને મજૂર મંડળો એ સંસ્થામાં જોડાઇ જશે.

મજૂર મહાજનના કાર્યકરોને જ નહિ, પણ અગ્રગણ્ય દેશનેતાઓને પણ લાગવા માંડ્યુ કે દેશમાં મજૂરોનું સાચું કામ કરવું હોય, અને મજૂરોનું કલ્યાણ કરવા સાથે મજૂર શક્તિને સાચે માર્ગે યોજવી હોય, ઉદ્યોગોને સમૃદ્ધ કરવા હોય, દેશમાં શાંતિ અને આબાદી પેદા કરવી હોય અને છેવટે પૂ. બાપુનું સર્વોદયનું ધ્યેય હાંસલ કરવું હોય તો દેશના ઔદ્યોગિક મજૂરો માટે જ નહિ, પણ ખેતીમજૂરોને માટે પણ પૂ૦ ગાંધીજીએ આદેશેલી નીતિરીતિ પ્રમાણે કામ કરતી એક મધ્યસ્થ મજૂર-સંસ્થા સ્થાપવી જોઇએ. મજૂર મહાજન સંઘના મોવડીઓને આ માટે દેશના સમજુ અને ડાહ્યા મજૂર કાર્યકરો અને દેશનેતાઓ તરફથી સતત આગ્રહ થવા લાગ્યો હતો અને યોગ્ય સમય પાક્યો છે તેમ જણાતાં પૂ૦ ગાંધીજીના આશીર્વાદ સાથે સરદાર શ્રી વલ્લભભાઇ પટેલના નેતૃત્વ નીચે સને ૧૯૪૭ના મે માસમાં અખિલ હિંદ રાષ્ટ્રીય મજદૂર કોંગ્રેસની સ્થાપના થઇ.

બે વર્ષના ટૂંકા ગાળામાં દેશના જુદા જુદા ઉદ્યોગોમાં જોડાયેલા કામદારોનાં અનેક મહાજનો આ મધ્યસ્થ સંસ્થામાં જોડાયાં છે, અને આજે તેની સભ્ય સંખ્યા લગભગ પંદર લાખ સુધી પહોંચી છે. દેશના સમજુ, અનુભવી અને ઠરેલ કામદાર નેતાઓનો તેને સાથ મળ્યો છે. હિંદી સરકારે પણ તેનો દેશના મજૂર-વર્ગનું સૌથી વધુ પ્રતિનિધિત્વ ધરવતી સંસ્થા તરીકે સ્વીકાર કર્યો છે, એટલું જ નહિ પણ આંતરરાષ્ટ્રીય મજૂર સંસ્થાએ પણ આ સંસ્થાનો એ રીતે સ્વીકાર કર્યો છે.

પૂ૦ ગાંધીજીની રીતિનીતિ પ્રમાણે સત્ય અને અહિંસાને માર્ગે શાંતિથી કશા લાલચમાં લપટાયા વગર, એકધારું મજૂર કાર્ય કરવાને પરિણામે અમદાવાદ મજૂર મહાજન સંઘમાંથી અખિલ હિંદ રાષ્ટ્રીય મજદૂર કોંગ્રેસ જેવી દેશવ્યાપી મધ્યસ્થ મજૂર સંસ્થાની સ્થાપના થઇ છે. અને રોજબરોજ તેની સભ્ય સંખ્યા વધતી જાય છે. તેનું કાર્યક્ષેત્ર વિસ્તરતું જાય છે. આ બતાવી આપે છે કે આપણા દેશ માટે પૂ૦ ગાંધીજીએ દોરી આપેલી મજૂર નીતિ જ કલ્યાણકારી છે. દેશના મજૂરો અને તેમનાં મંડળો એ માર્ગે ચાલી પોતાનું, ઉદ્યોગોનું અને દેશનું હિત સાધે એ તો જરૂરનું છે જ, પણ સાથે સાથે પૂ૦ ગાંધીજીની વિચારસરણી જગતભરમાં ફેલાય, વર્ગ વર્ગના ભેદો નાબૂદ થાય અને જગતમાં સાચી શાંતિ ફેલાય અને સર્વોદયની સ્થાપના થાય એ પણ એટલું જ જરૂરી છે.



# બીરબલ સાહની

## હિન્દના એક મોટા પ્રાચીન વનસ્પતિશાસ્ત્રી

ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા.



૧૯૩૬ની વસન્ત ઋતુમાં છઠ્ઠા હિન્દી એફ. આર. એસ. ( F. R S.-Fellow of the Royal Society of London ) તરીકે પ્રોફેસર બીરબલ સાહનીની ચૂંટણી થઈ. ઘણી જાતની નવીનતા આ ચૂંટણીએ આણી. પ્રોફેસર બીરબલ સાહની પંજાબના બેરા નામના ન્હાના સ્થળના હતા. એમના પિતા પ્રોફેસર રુચિરામ સાહની લાહોરની સરકારી કૉલેજમાં રસાયનશાસ્ત્રના અધ્યાપક તરીકે, તેમ જ પંજાબના એક આગળ પડતા શિક્ષક તથા શિક્ષણપ્રવીણ વ્યક્તિ તરીકે સારી પેઠે જાણીતા હતા. એમની માતા શ્રીમતી ઈશ્વર દેવી (આનન્દ નામના કુટુમ્બની) હતી, પિતા જેમ હિન્દમાં કેળવણી, વિજ્ઞાન તથા ઉદ્યોગો વધારવાની એમની હોંશથી, તથા પુરાણા ગુરુની પ્રતિષ્ઠાથી જાણીતા હતા, તેમ માતા ધાર્મિક તથા બહુ સંસ્કારી વનિતા હતાં. બીરબલ ત્રીજા સંતાન ( બીજા પુત્ર ) હતા. ૧૮૯૧ ના નવેમ્બરની ૧૪ મી તારીખે એ પંજાબમાં જન્મ્યા હતા. છતાં મેઘનાદ સાહની પેઠે એમણે પોતાની કારકિર્દીનો મ્હોટો ભાગ સંયુક્ત પ્રાન્તમાં ગાળ્યો હતો. સાહની કરતાંય વધારે વર્ષો ગાળ્યાં, હતાં, કારણ કે સાહ તો પ્રયાગથી કલકત્તા પાછા ફર્યા છે જ્યારે સાહની તો સંયુક્ત પ્રાન્તમાં જ વસી પડ્યા અને લખનવી જ થયા. મુખ્યત્વે એ લખનૌ યુનિવર્સિટીમાં વનસ્પતિવિજ્ઞાનના પ્રોફેસર તરીકે તેમ જ વિજ્ઞાનની 'ફેકલ્ટિ' ના 'ડીન' તરીકે રહ્યા. ઉપર જણાવેલ ચૂંટણી વખતે તેમ જ મૃત્યુ સમયે પણ તે લખનૌમાં હતા.

આમ એક રીતે એફ. આર. એસ. થનાર એ પહેલા પંજાબી હતા, અગર પહેલા સંયુક્તપ્રાન્તવાસી હતા. વળી આ વખતે રૉયલ સોસાયટિએ ગણિત ને ભૌતિકશાસ્ત્ર છોડીને પહેલી જ વાર હિન્દમાં જીવનશાસ્ત્રના, વનસ્પતિશાસ્ત્રના વિદ્વાનને પસંદ કર્યા હતા. વનસ્પતિઓમાં ય જે વનસ્પતિનો હવે લોપ થયો છે, જેના અવશેષ કે આકૃતિ માત્ર પથ્થરો શિલાઓની વચ્ચે દબાયલા મળી આવે છે, અને જેનું જ્ઞાન કેવળ એ સામગ્રી દ્વારા જ આજે થઈ શકે છે એવી નષ્ટ થયેલ વનસ્પતિઓના અભ્યાસનો એમને ખાસ શોખ હતો. તેથી વનસ્પતિવિદ્યાની ઉપરાંત ભૂશાસ્ત્ર, ભૂગર્ભશાસ્ત્ર, ભૂસ્તરશાસ્ત્ર વગેરેમાં ય એ નિષ્ણાત હતા. આ પ્રાચીન વનસ્પતિના શાસ્ત્રને 'Palaeobotany' કહે છે કેવળ સેંકડો કે હજારો નહિ, પણ લાખ્ખો ને કરોડો વર્ષો પહેલાંની વનસ્પતિઓનો આ શાસ્ત્રમાં સમાવેશ છે, તેથી તેવી વનસ્પતિના બીરબલ સાહનીને સંસર્ગ રહેતો અને તેનું ઘણું જ્ઞાન મેળવી એમણે દુનિયાની પાસે રજૂ કર્યું છે.

લાહોરની સરકારી કૉલેજમાં એમણે વિજ્ઞાનનો અભ્યાસ શરૂ કર્યો. પછીથી ઇંગ્લન્ડ જઈને ૧૯૧૧ ના ઑક્ટોબરમાં તે કેમ્બ્રિજમાં દાખલ થયા, ત્યાંની ઈમેન્યુઅલ કૉલેજમાં તે 'ફાઉન્ડેશન સ્કૉલર' થયા, 'લાઈફ મેમ્બર' (આજીવન સભ્ય) થયા, અને 'હાર્ડિમેન સંશોધન'નું ઈનામ લઈ આવ્યા. 'નેચરલ સાયન્સીઝ' ( કુદરતનાં વિજ્ઞાનશાસ્ત્રો ) માં ડીગ્રી લીધા પછી વિખ્યાત પ્રોફેસર સીવર્ડની કને એમણે પ્રાચીન વનસ્પતિવિદ્યાનો ખાસ અભ્યાસ શરૂ કર્યો. એમની પાસેથી એમને ખૂબ પ્રેરણા, મદદ ને દિશા મળ્યાં. મ્યૂનિકની જર્મન યુનિવર્સિટીમાં પણ તેઓ ઉનાળાનુ એક સત્ર રહ્યા, પછીથી કેમ્બ્રિજ તેમ જ લંડન બેઉ યુનિવર્સિટીઓની ઊંચી ડી. એસ સી. ની ડીગ્રીઓ એમણે મેળવી. બહુ સારા ને અપૂર્વતાવાળા સંશોધનોથી જ આ ડીગ્રીઓ લેવાય છે. વળી એ સારાં સંશોધનોને લીધે રૉયલ સોસાયટિ તરફથી તેમ જ ઈમેન્યુઅલ કૉલેજ તરફથી પણ એમને મદદ ('ગ્રાન્ટ' રૂપે) મળ્યાં કરતી.

પહેલા વિશ્વયુદ્ધનો આખો સમય સાહની ઇંગ્લન્ડમાં રહ્યા. એમની શોધોએ ત્યાંના વિજ્ઞાનશાસ્ત્રીઓનું ધ્યાન ખેંચ્યું. પ્રોફેસર સીવર્ડની પણ એવી મમતા થઈ કે એ એમના માનીતા શિષ્યોમાંના એક થયા; છેલ્લા ત્રીસ વર્ષમાં

સાહનીએ પ્રાચીન વનસ્પતિ સંબન્ધી જે કામ કર્યું છે તે જ બતાવી આપે છે કે આ મહાન ગુરુની આશાઓ બીરબલે કેવી સરસ રીતે પૂરી પાડી.

૧૯૧૯ માં તે હિન્દ પાછા આવ્યા, અને નવા સ્થપાયેલ કાશી વિશ્વવિદ્યાલય (બનારસ હિન્દુ યુનિવર્સિટી) માં વનસ્પતિશાસ્ત્રના પ્રોફેસર તથા એના વિભાગના વડા નિમાયા. ૧૯૨૦ ના એપ્રિલમાં મ્હારે કાશી જવાનું થયું હતું: તે વખતે મ્હારો એમની સાથે પહેલો મેળાપ થયો. એમનું આ પ્રથમ દર્શન જરૂર આનન્દજનક હતું.

એ જ વર્ષમાં એમનાં લગ્ન શ્રી સાવિત્રી સુરીની સાથે થયાં, અને તેઓ કાશી છોડીને લાહોરની સરકારી કૉલેજમાં વનસ્પતિશાસ્ત્રના એક પ્રોફેસર તરીકે ગયા. પછી વળી સંયુક્ત પ્રાન્તમાં લખનૌ યુનિવર્સિટી સ્થપાઈ, અને ત્યાં ૧૯૨૧ માં વનસ્પતિશાસ્ત્રના પ્રોફેસર તથા વનસ્પતિ વિભાગના વડા તરીકે ગયા. અને પછી ત્યાં જ રહ્યા. કેટલાક સમય પછી વિજ્ઞાનની 'ફેકલ્ટી' ના 'ડીન' તરીકે એ ચૂંટાયા મરણપર્યન્ત આ સ્થાનો એમણે સાચવ્યા.

સાહનીએ વારંવાર ઈંગ્લન્ડ યુરોપની મુસાફરીઓ કરી છે, લાંબા નિવાસો પણ કરેલ છે. ઘણી વિદ્વત્સંસ્થાઓ, સભાઓ તથા યુનિવર્સિટીઓ સાથે એમણે સારો સંબન્ધ રાખ્યો છે. એમના સ્વભાવનાં કેટલાંક સુલક્ષણો આથી પણ સ્પષ્ટ થાય છે. હિન્દુ યુનિવર્સિટી છોડ્યા પછી તેઓ ત્યાંના એક 'ઑનરરિ' (સંમાન્ય) પ્રોફેસર તરીકે ચાલુ રહ્યા છે (બોસ, રાય, રામન વગેરેની પેઠે). ૧૯૨૯ માં કેમ્બ્રિજ યુનિવર્સિટીએ :એમનાં વિશેષ સંશોધનકાર્યની ઉપર એમને 'એસ સી. ડી.' ની ડીગ્રી આપી. આ ડીગ્રી સાધારણ ડૉક્ટરની ડીગ્રી કરતાં વધારે ઊંચી અને વિરલ ગણાય છે. કદાચ એ મેળવવામાં હિન્દીઓમાં તેઓ પહેલા જ હશે. ૧૯૩૬ માં, એફ. આર. એસ. થયા. એ જ વર્ષમાં, કલકત્તાની રૉયલ એશિયાટિક સોસાયટિ ઑવ બેંગાલ' તરફથી, જીવનશાસ્ત્રમાં ઉચ્ચ સંશોધનો કરવા માટે, 'બાર્કલે-ચન્દ્રક' (Barclay medal) એમને અપાયો, તેમ જ ૧૯૪૭ માં સર કદમચી રામલિંગ રેડિ રાષ્ટ્રીય પારિતોષિક (National Prize for Sciences Agriculture and Technology) એમને મળ્યું.

'ઇન્ડિયન સાયનન્સ કૉંગ્રેસ' ના તેઓ ત્રણ વખત એક વિભાગી પ્રમુખ થઈ ચૂકયા છે અને એક વખત આખી કૉંગ્રેસના મુખ્ય પ્રમુખ થયા છે. ૧૯૨૧ માં તે વનસ્પતિવિભાગના પ્રમુખ હતા, ૧૯૨૬ માં ભૂશાસ્ત્ર-વિભાગના પ્રમુખ થયા, ૧૯૩૮ માં 'સાયન્સ કૉંગ્રેસની રજતજયન્તીના પ્રસંગે વનસ્પતિવિભાગના ફરીથી પ્રમુખ થયા, અને ૧૯૪૦ માં મદ્રાસની બેઠકમાં તે આખી કૉંગ્રેસના સામાન્ય પ્રમુખ હતા.

હિન્દની ત્રણ જાણીતી મુખ્ય વિજ્ઞાન સંસ્થાઓમાં પણ તે સારા પદ ઉપર રહી ચૂક્યા છે. પ્રયાગની 'નેશનલ ઍકેડેમિ ઑવ સાયન્સીઝ' ના તે 'ફેલો,' ઉપપ્રમુખ, પ્રમુખ તથા વિદેશ ખાતાના મંત્રી (ફોરેન સેક્રેટરિ) રહી ચૂક્યા છે. રામનની બેંગલોરની 'ઇન્ડિઅન ઍકેડેમી'ના પણ 'ફેલો' તથા ઉપપ્રમુખ (ઠેઠ લગી) રહ્યા. નેશનલ ઈન્સ્ટિટયૂટ ઑવ સાયન્સીઝ'ના પણ 'ફેલો' તથા ઉપપ્રમુખ હતા. ૧૯૨૧ માં સ્થપાયેલ 'ઈન્ડિયન બોટેનિકલ સોસાયટિ' ('હિન્દી વનસ્પતિ વિદ્યાની સભા')ના સ્થાપકો તથા પ્રમુખોમાંના તે (૧૯૨૩) માં એક હતા. 'રૉયલ એશિયાટિક સોસાયટિ ઑવ બેંગાલ'ના તથા 'ઈન્ડિયન એસોસિએશન ફોર ધી કલ્ટિવેશન ઑવ સાયન્સ' (બેઉ કલકત્તાનાં) ના પણ તે સભ્ય હતા. લાહોરની 'ફિલૉસોફિક સોસાયટિ'ના તે માજીપ્રમુખ હતા.

હિન્દની બહાર પણ એમની ખ્યાતિ ખૂબ પહોંચી છે. ૧૯૩૦ માં પાંચમી 'આન્તર રાષ્ટ્રીય વનસ્પતિશાસ્ત્રની કૉંગ્રેસ' કેમ્બ્રિજમાં મળી હતી. તેના પ્રાચીનવનસ્પતિના વિભાગના તે એક ઉપપ્રમુખ હતા. છઠ્ઠી 'આન્તરરાષ્ટ્રીય વનસ્પતિ કૉંગ્રેસ' એમ્સ્ટરડેમ (હોલેન્ડ) માં ૧૯૩૫ માં મળી. તેના પણ તે જ મુજબ પ્રાચીનવનસ્પતિવિભાગના ઉપપ્રમુખ હતા. આ જ કૉંગ્રેસની સાતમી બેઠક ૧૯૫૦ માં સ્ટોકહોમ (સ્વીડન) માં મળવાની છે તેના તે મુખ્ય પ્રમુખ પણ ચૂંટાયા, પરંતુ એ ઉંચા પદ ઉપર બેસવાનો પ્રસંગ આવતા પહેલાં તો તે ચાલી ગયા.

તે ઉપરાંત 'ભૂશાસ્ત્રની સભા' ('જીઑલૉજિકલ સોસાયટિ') ના તે સભ્ય હતા. અમેરિકાની 'ઍકેડેમિ ઑવ આર્ટ્સ એન્ડ સાયન્સીઝ'ના પણ તે સામાન્ય સભ્ય હતા. એમના રસના બીજા વિષયોમાં શિક્કાઓનું શાસ્ત્ર પણ હતું, અને 'ન્યુમિસ્મૅટિક સોસાયટિ' ('શિક્કાશાસ્ત્રની સભા') તરફથી એમને ૧૯૪૪ માં નેલ્સન-રાઈટ ચંદ્રક મળ્યો હતો.

'ઇન્ડિઅન સાયન્સ કોંગ્રેસે' પોતાની રજતજયન્તીના ઉત્સવપ્રસંગે (૧૯૩૮ માં) 'પાછલાં પચીસ વર્ષમાં હિન્દની વિજ્ઞાનની પ્રગતિ' કરીને, ૭૬૭ પાનાંનો એક દળદાર ગ્રન્થ પ્રકટ કર્યો છે. તેમાં વિજ્ઞાનનાં જુદાં જુદાં શાખા-શાસ્ત્રોમાંનાં એક પ્રાચીન વનસ્પતિશાસ્ત્રની શાખા ઉપરનો ભાગ સાહનીએ તૈયાર કર્યો હતો, જેમ ભૌતિક શાસ્ત્રના સંબન્ધનો ભાગ મેઘનાદ સાહે તૈયાર કર્યો હતો.) તે જોવાથી તેમ જ 'ઇન્ડિઅન સાયન્સ કોંગ્રેસ'ના ૧૯૨૧, ૧૯૨૬, ૧૯૩૮, ને ૧૯૪૦ ના રીપોર્ટો ઉપરથી સાહનીનાં ભાષણોનો તથા મુખ્ય કાર્યનો સારો ખ્યાલ આવશે, 'બ્રિટિશ એસોસિએશન ફોર ધી એડ્વાન્સમેંટ ઑવ સાયન્સ' ની ૧૯૩૯ની બેઠકના પ્રમુખ પ્રોફેસર સીવર્ડ હતા; બીજે જ વર્ષે (૧૯૪૦) 'ઇન્ડિયન સાયન્સ કોંગ્રેસ'ના સામાન્ય પ્રમુખ સાહની હતા. બન્નેનાં વ્યાખ્યાનોમાં ઘણી સમાનતા છે.

સૌથી છેલ્લે (અને આ સાહનીનું છેલ્લું પરન્તુ જીવનનું એક મ્હોટામાં મ્હોટું કાર્ય છે) બીરબલે લખનૌમાં 'પ્રાચીનવનસ્પતિની સંસ્થા' (Institute of Palaeobotany) સ્થાપી (૧૯૪૬). હિન્દમાં તો તે અપૂર્વ સંસ્થા છે જ, પણ આખી દુનિયામાં પ તે અજોડ છે, કારણ કે કોઈ દેશમાં પ્રાચીન વનસ્પતિના સંશોધનની આવી અલગ સંસ્થા હજી નથી. તેને સાહનીએ પોતાની બધી મિલ્કત આપી દીધી છે. પોતે જીંદગીભરમાં કરેલ પ્રાચીન તથા અર્વાચીન સઘળી વનસ્પતિઓ, ફોસિલ' વગેરેનો અજોડ સંગ્રહ, તેમજ પોતાની કુલ લાઇબ્રેરી સાહનીએ આને આપી દીધી છે. સંયુક્ત પ્રાન્તની સરકારે તે માટે એક સરસ મકાન કાઢી આપ્યું છે અને હિન્દની સરકારે શરૂના તથા આગળ નિર્વાહના ખર્ચને માટે 'ગ્રેન્ટ' આપવાનું સ્વીકાર્યું છે.

એ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ પ્રાચીન વનસ્પતિશાસ્ત્ર (વિશાળમાં વિશાળ અર્થમાં) ના અભ્યાસ તથા વિકાસ કરવાનો તથા આર્થિક ભૂશાસ્ત્ર (economic geology) ના પ્રશ્નોના નિકાલમાં તેનો ઉપયોગ કરવાનો છે. મૂળના નવાં અપૂર્વ સંશોધનો ઉપરાંત વિદ્યાર્થીઓને તાલીમ આપવાનો હેતુ પણ છે. તે માટે શિષ્યવૃત્તિ વગેરેની વ્યવસ્થા પણ છે. આવાં સંશોધનો તથા તેઓની વ્યવસ્થા યુરોપ-અમેરિકામાં કેવી રીતે થાય છે, શી સગવડો છે, કેવાં સાધનો છે વગેરે જોવા તથા તેની માહિતી એકઠી કરવાને ૧૯૪૭ માં હિન્દી સરકારે સાહનીને તે દેશમાં મોકલ્યા હતા. ત્યાંથી તે ૧૯૩૭ ના સપ્ટેમ્બરમાં પાછા ફર્યા હતા.

સાહની અને પંડિત જવાહરલાલ નેહરુ વિલાયતમાં (કોલેજમાં) સાથે ભણતા હતા. સાહનીના આમંત્રણથી પંડિતજી આ સંસ્થાનો પાયો નાખવાને માટે ખાસ લખનૌ આવ્યા. ૧૯૪૯ ના એપ્રિલની ચોથી તારીખે એનો પાયો નંખાયો.

આ પાયો નાખવાની વિનંતિ કરતાં સાહનીએ જે ભાષણ આપ્યું હતું તેમાં કહ્યું હતું કે: ".. આ સંસ્થા આખી દુનિયામાં એક જ ને પહેલી છે, .. પ્રાચીન વનસ્પતિવિદ્યા એ વનસ્પતિશાસ્ત્ર ને ભૂશાસ્ત્ર બન્નેની મળીને થઇ છે. વસ્તુત: તે શિલાઓની વનસ્પતિનું શાસ્ત્ર છે. આ શાસ્ત્રમાં આપણે કેવળ 'ફોસિલ પ્લેન્ટ'—શિલાઓની ઉપર ઉગેલ, શિલામાં કોરાયેલ ને સચવાયેલ વનસ્પતિઓનો જ અભ્યાસ કરીએ છીએ એમ નથી. પણ તે વનસ્પતિ જેમાંથી મળી આવે છે તે પથ્થરોનોયે અભ્યાસ કરીએ છીએ. આમ કર્યાથી જ ભૂમિના વિધવિધ સમયની વનસ્પતિની ઉત્ક્રાન્તિનું કાંઇક માનસિક ચિત્ર આપણે ખડું કરી શકીએ છીએ. આ વાત આપણે અનુભવ ઉપરથી જ સિદ્ધ કરી શકીએ છીએ 'ફોસિલ' વનસ્પતિના અભ્યાસથી વનસ્પતિઓના વિકાસના ઇતિહાસમાં આપણે ડોકીઆં કરી શકીએ છીએ એટલું જ નહિ પણ ભૂમિ ઉપરના થરોના આયુષ્યની પણ ચોક્કસ હકીકત આપણને માલૂમ પડે છે. એથી પૃથ્વીનાં ખનીજ દ્રવ્યોને શોધી શકાય છે, ખાસ કરીને કોલસા તથા તેલ જેવાં. વળી ભૂતકાળની ભૂગોળનું કાંઇક ચિત્ર આપણે જોઈ શકીએ છીએ. પૃથ્વીના કવચ જેવા થરો અને પોપડાઓ શેના બનેલા છે, પૃથ્વીની ગતિથી તેઓની ઉપર શી અસરો થાય છે અને તેમાંથી આખા ખંડનાં ખંડોની ઉપર શી અસર થાય છે તેની પણ કાંઇક સમજણ પડે છે.

"આવા ઘણા થરો ભૂશાસ્ત્રીઓએ વનસ્પતિ રહિત જ માની લીધેલા. હજારો ફીટ ઊંડા એવા આ થરોમાં વનસ્પતિનાં સૂક્ષ્મ 'ફોસિલો' છે અને તેઓએ શિલાઓની ઉંમર ઉપર, તથા તેલવાળા થરોની ઉપર પુષ્કળ પ્રકાશ નાંખ્યો છે...."

"આ પાયાનો પથ્થર છે તે તદ્દન અસાધારણ પ્રકારનો નમૂનો છે. જુદા જુદા દેશોમાંથી સંગ્રહેલ શિલાઓ તથા 'ફોસિલો'માંથી તેને આ લેબોરેટરિમાં જ બના-

વવામાં આવ્યો છે. સૌથી વધુ પુરાણાં 'ફૉસિલ'થી માંડીને સૌથી વધુ અર્વાચીન સમયનાં 'ફૉસિલ' એમાં સમાયાં છે. ઓછામાં ઓછાં ૬૦ કરોડ વર્ષોથી તે લગભગ બે હજાર વર્ષો લગીના સમયના તે નમૂના છે. એ નમૂનાઓમાંના કેટલાક અમે જ વીણી ભેગા કરેલા અને બીજા કેટલાક આખી પૃથ્વી ઉપરના મ્હારા બન્ધુઓએ અમને ભેટ આપેલા છે. ....આમ અમારાં સાધનોની મર્યાદા પ્રમાણે પ્રાચીન વનસ્પતિશાસ્ત્રના પૂરા ક્ષેત્રના પ્રતિનિધિઓ અમે આ પાયાના પથ્થરમાં મૂક્યા છે."

આ સંસ્થાને જગતના ઘણા વિદ્વાનોએ સારો આવકાર આપ્યો, પણ એમાં કરુણતાનું એક પાસું આવી ગયું. આ શુભ ક્રિયાની પછી તરત જ સાહની માંદા પડ્યા, માંદગી બહુ ગંભીર થઈ અને ૯ મી એપ્રિલે તો એમનો જીવ ઊડી ગયો.

કહે છે કે એમના છેલ્લા શબ્દો એ હતા કે "આ સંસ્થાનું જતન કરજો." સાહનીને સંતાન નથી. એમનાં પત્ની શ્રીમતી સાવિત્રી સાહનીએ જીવનભર એમને ખૂબ સાથ આપ્યો છે, એમનું કામ ઉપાડી લીધું છે, સહચાર આપ્યો છે, સાથે હર્યાં ફર્યાં છે અને આ નવી સંસ્થાનાં તે પ્રમુખ છે. કહોને કે આ પુરાતન વનસ્પતિ–મન્દિર એ બન્નેનું ખરું સંતાન છે, અને હવે સાવિત્રી બ્હેન જ એને ઉછેરશે. સાહનીના મિત્રો તથા શિષ્યોનું વિશાળ મંડળ એમાં જરૂર મદદ કરશે.

આમ ડૉક્ટર સાહનીએ જીંદગીની પૂરી કમાઈનો, પોતાની સકળ વિદ્યાનો અને પોતાની પત્નીનો ય ઉત્તમ ઉપયોગ કર્યો. બેઉએ જીવનની બધી કમાઈનું સમર્પણ કરીને કલકત્તામાં સંશોધન-મન્દિર સ્થાપ્યું; રામ તો પહેલેથી જ પોતાના યુવાન શિષ્યોને સર્વ આપતા રહ્યા હતા, છતાં છેવટે પોતાના પગારનો મોટો ભાગ એમણે કલકત્તા યુનિવર્સિટીની 'વિજ્ઞાની કૉલેજ'ને આપ્યો. રામને તો એક મહાત્યાગથી જ બ્રાહ્મણજીવન શરૂ કર્યું, અને વળી બેંગલોરમાં હવે 'ઇન્ડિયન ઍકેડેમિ'નું મન્દિર, પ્રયોગશાળા વગેરે વધુ ધન એકત્ર કરીને સ્થાપ્યું છે. સાહનીએ ઉપર બતાવ્યા પ્રમાણે નવી જ, જાતનું પ્રાચીનવનસ્પતિશાસ્ત્રનું મન્દિર, પોતાના સર્વસ્વના દાનથી ઉઘાડ્યું.

પ્રાચીન વનસ્પતિશાસ્ત્રના કામનો શોખ હિન્દમાં સાહનીએ જ પહેલો કેળવ્યો. એમને આ કામની ઘણી ધગશ હતી જે હવે એમનાં પત્નીમાં ને શિષ્યોમાં ઊતરી છે. કેમ્બ્રિજમાં એ અભ્યાસ કરતા હતા ને કાંઈક સંશોધનો પ્રકટ પણ કરી ચૂક્યા હતા તે વેળાએ (૧૯૨૦ માં) ઑસ્ટ્રેલિયાથી એમના ગુરુ પ્રોફેસર સીવર્ડ ઉપર કેટલીક 'ફૉસિલો' તથા 'petrified plants' ની સામગ્રી મોકલવામાં આવી, એનું વર્ણન, ઓળખ, વર્ગીકરણ વગેરેનું કામ, ખૂબ ભરોસાથી, સીવર્ડે આ યુવાન હિન્દીને સોંપ્યું. એ કામ પૂરું થયા પછી (ઑસ્ટ્રેલિયાના) ક્વીન્સલેન્ડના 'જીઑલૉજિકલ સર્વે' ('ભૂશાસ્ત્રીય અવલોકન') ના અધિકારીને તેનો રીપૉર્ટ મોકલતાં, તેમાં પ્રોફેસર સીવર્ડે યુવાન સાહનીને ખૂબ અભિનન્દન આપ્યાં. તે જ પ્રમાણે "હિન્દના ગોંડવાનાની વનસ્પતિઓ : એક પુનરાવર્તન" કરીને એક સંશોધનમાલા સાહનીએ પ્રકાશિત કરી. પ્રાચીન-વનસ્પતિશાસ્ત્રના આ કામની ઉપરાંત જીવતી અર્વાચીન વનસ્પતિઓના સંબંધમાં એમની વિદ્વતા તથા શોધખોળો પણ પ્રશંસાને પાત્ર થઈ છે. એ સૌની વિગતવાળી નોંધ પ્રોફેસર સાહનીના સંબંધી જે હકીકતો વૈજ્ઞાનિક પત્રોમાં પ્રકટ થઈ છે તેમાં આવેલ છે.

સાહની જરા ન્હાની નાજુક દેહયષ્ટિવાળા તથા ૧૯૩૦–૩૧ ના ગાંધીજીના સત્યાગ્રહની પછી સ્વચ્છ ખાદીધારી હતા. સુન્દર મુખાકૃતિ, વિચારમાં ઉતરી ગયેલી છતાં તેજભરી આંખો, કોમળતા ને સ્મિતની વચ્ચે વારંવાર ઉત્સાહ ને આવેશ ઝબકી ઊઠે એવી પ્રકૃતિ, અને ઘણીવાર રમણીય નાજુક પત્નીનો સાથ : એ સર્વને લીધે તે આકર્ષક થતા હતા, એકંદરે સારું બોલી શકતા, અને પોતાની સાથે કામ કરનારાની તથા પોતાના શિષ્યોની ઘણી પ્રીતિ સંપાદન કરી ચૂકેલા હતા.

રામનની સાથે એમને સારી મૈત્રી હતી. એમના પાછળ રામને લખ્યું છે કે 'આજના કાળમાં Sahni could ill be spared.' શ્રી રાજગોપાલાચાર્યે સાહનીના અગ્નિસંસ્કારને સમયે મોકલેલ શોક સંદેશમાં કહ્યું હતું તેમ આપણે એટલું જ ઇચ્છીએ કે "મૃત્યુ નિર્દયતાથી આપણામાં જે જે સ્થાનો ખાલી કરી દે છે તે તે સ્થાનો પૂરવાને માટે સાહની જેવા બીજાઓ વધુ ને વધુ સંખ્યામાં આવ્યા કરો."

---

*લેખકના "વિજ્ઞાન મંદિર" નામે પ્રકટ થતાં પુસ્તકમાંથી એક પ્રકરણ.



# સ્રીસ્વભાવ



શ્રી પુપુલ જયકર

**શહેરની** બહાર ઘણે દૂર શ્રમજીવીઓનાં ઝૂંપડાં હતાં. ભાગ્યે જ ચાર ફૂટ ઊંચાઈનાં લાગતાં આ ઝૂંપડાંનાં છાપરાં ઉપરથી મેલાં ચિંથરાં લબડતાં હતાં અને આજુ-બાજુ તૂટેલાં ડબલાં વેરાયેલાં પડયાં હતાં. દુર્ગંધ મારતી ખાળ, દાંતિયાં કરતાં વાંદરાં, રખડતાં કૂતરાં અને ધૂળમાં આળોટતાં છોકરાં–આ વિશિષ્ટ સૃષ્ટિનાં ખાસ અંગો હતાં.

એમાંના એક ઝૂંપડાના બારણાં પાસે એક સ્ત્રી બેઠી હતી. તે એકાગ્ર નજરે ઘાસનાં છોતાંનું દોરડું વણી રહી હતી. એક છેડો પગના અંગૂઠામાં ભરાવીને, પહોળા પગ રાખીને, બીજે હાથે ભેગાં કરેલાં છોતાંને તે વળ દઈ રહી હતી. એની આસપાસ તાડનાં પાન પડયાં હતાં, જેમાંથી સાવરણા બનાવવામાં આવતા. એ સ્રીના પગ આગળ એક નવ માસનું બાળક ઊંઘતું હતું. બાળકના



શરીર ઉપર એકે વસ્ત્ર નહોતું. માત્ર માથા ઉપર એક જૂની બાબાટોપી ઓઢાડેલી હતી. બાળકની પાસે જ એક થાંભલા સાથે વાંદરાને બાંધેલું હતું. વાંદરું આસપાસ વેરાયેલા એઠવાડના કણ ચાટી રહ્યું હતું.

તે સ્રીએ ભૂરા રંગનું, લગભગ ચીંથરું થઈ ગયેલ વસ્ત્ર પહેર્યું હતું. વાળનો અંબોડો લીધેલો હતો અને હાથ તથા મોં ઉપર ધૂળના થર બાઝેલા હતા. એના વક્ષઃસ્થળ ઉપરની ચોળી હજી ઢીલી જ હતી, જે ઉપરથી એણે હમણાંજ બાળકને ધવડાવીને સુવરાવ્યું હશે એમ અનુમાન કરી શકાય. સ્રીના મુખ ઉપર ચિંતા અને ગ્લાનિની રેખાઓ સ્પષ્ટ તરી આવતી હતી. એના હાથ દોરડું વણવામાં ખૂબ ઝડપથી ફરી રહ્યા હતા.

ઝૂંપડાંઓની નજીકમાં થઈને પસાર થતા રસ્તા ઉપર એક સ્ત્રી માથે પાણીનાં બે માટલાં લઈને જઈ રહી હતી. એના પેટમાં બાળક હતું તે આ બાઈની ઝૂંપડી પાસે ઊભી રહી અને આ સ્રીને ઉદ્દેશીને બોલી "કેમ રામી ! પાણી ભરવા કેમ નથી આવતી ?"

"આવો મધુતાઈ! ઘણા દિવસથી તમારી જોડે વાત કરી નથી; આવો, આવો."

મધુતાઈ અંદર આવીને બેઠી. તે રામીને પાંદડાં એકઠાં કરી આપવા લાગી.

"ચકલી ઉપર બેડું પાણી ભરતાં બે કલાક થયા" મધુએ શરૂ કર્યું. "પેલી રાંડ ચકલીને વળગી રહી'તી તે કેમે કરી ઊખડતી નહોતી, ને મારે આટલું મોડી થવું પડયું."

"એટલા સારૂં તો હું પાણી ભરવા ના આવી મધુતાઇ! જુઓ છો ને કેટલું કામ પડયું છે તે?" તાડનાં પાંદડાં તરફ આંગળી ચીંધતાં રામી બોલી. "કંટ્રાટી તો કાલ આવી લાગવાનો. ને મારો ધરવાળો તો જાણો છો ને, બે દિ'થી પીડે જ પડયો રહ્યો છે." બોલતાં બોલતાં અમળાતા દોરડાને તેણે જોરથી આંચકો માર્યો.

"પેલી ગમની બાયડીઓ કેટલી ભૂંડી છે તે જાણો છો ને મધુતાઇ? પેલી સકુ મારા ગામની. અમે અહીં આવ્યા તેના આગલા વરસે જ એ આવેલી. ને એને પેલી ઓરડી મળેલી. હવે એ એમ જ માની બેઠી છે, કે એ મારી ઉપરી છે. એ ગૈડ કેટલો કરે છે ને ગાળો કેટલી ભાંડે છે! ઓહો...." બે હાથ લાંબા કરીને મોંના મચકોડ અને ખભાના ઉલાળ સાથે રામીએ આપવીતી શરૂ કરી.

"એનો ધરવાળો મીલમાં કામે જાય છે." મધુ બોલી.

"બોન, તમને શી ખબર? એનો ધણી નહિ, પણ એ કમાય છે. એ તો જેની તેની સાથે ફરે છે."

"કૂતરી નહિ તો! એનો ધણી મીલમાં કામે જાય છે એટલે જાણે એની નાત ફરી ન ગઈ હોય એમ વાત કરે છે!"

"હું પાણી ભરવા જઉં છું ત્યારે બોન! મને હલકા પેટની ને ભિખારણ—એવી એવી ગાળો ભાંડે છે." તાડનાં પાન એક બાજુએ મૂકતાં રામીએ ફરિયાદ કરી.

"આપણે ભિખારી ને એ મોટી શેઠાણી ના જોઈ હોય તો! જાણે એના બાપદાદાએ વાંદરાં નચાવીને કોઇ દિ' ભીખ જ ન માગી હોય!"

"ભીખનો ધંધો તો બહુ હારો બોન! મારી માસીના કાકાનો છોકરો જબરો ભિખારી હતો. પોણોહો વરસે મૂઓ ત્યારે પાછળ હગસો રૂપિયા મેલતો ગ્યો. એ દા'ડા હારા હતા. આજ તો આપણે મોટા થઈ ગ્યા તે મીલમાં કામે જઇએ છીએ!" બોલતાં બોલતાં રામી જોરથી તિરસ્કારપૂર્વક થૂંકી.

"અરે રામીબાઇ, તેં બીજું હાંભળ્યું? કે' છે કે આપણે ગંદા છીએ ને રોગ ફેલાવીએ છીએ તે એ લોક આપણને અહીંથી કાઢવાના છે."

"કાઢવા તો દો." દોરડું હાથમાં લઇને જોરથી વળ દેતાં રામી બોલી. હરિ કે'તો'તો કે આપણી નાતનાં લોક આયાં તે પો'લાં આંઇથી બે ગઉ છેટે આપણા વડવા ખુલ્લામાં રહેતા'તા. તાંથી એ લોકે ખાલી કરવાનું કહ્યું તઈ આપણા લોકે ના પાડી. એટલે ઈ લોકે આપણાં ઝૂંપડાં બાળ્યાં, ને આપણા લોકે ફેર બાંધ્યાં ને ઇમ તૈણ વાર બાળ્યાં ને તૈણ વાર બાંધ્યાં."

"આમ કે'છે કે આપણે ગંધાતાં હૈએં, ને આમ પાણીની ચકલી માગીએ હૈએં તઈ ના પાડે છે ને કે' વગર રજાએ રહો છો તે ચકલી નૈ મળે.! જૂલમ છે ને? એ લોક કે' છે કે આપણાં છોકરાં ગંધ મારે છે; ના'વા પાણી ના મળે તારે ગંધ ના મારે તો શું એમાંથી ગુલાબ ને મોગરો મેંક'વાનો હતો?"

"હશે, ભાગ્ય આપણાં. રામી, તારો નાનો લાલ કેવો સરસ દીસે છે! કાલ કૈં ભીખમાંથી મળ્યું કે નહિ? મારું તો વાંદરું માંદું છે તે હાથ ભાંગ્યા છે."

"બોન, વાત જ ના પૂછો! બહુ જ ખરાબ દા'ડો ગ્યો. લોક એવા કંજૂસ થઈ ગ્યા છે કે વાત ન પૂછો. હવે આજ મારે ભીખે નથી જવું. ગુસ્સાએ મારી ભૂખ મારી નાખી છે ને આજ તો આના બાપનેય ભૂખે મારવો છે."

"તું એને ખાવાનું નહિ ધરે તો એ તને કૂટી નાખશે. નથી જાણતી?"

"મને મારશે ને? છો મારે. એ મને મારે એ તો બહુ ગમે. એનામાં એટલું કૌવત ના રહ્યું હોત તો ક્યારની એ હું એને છોડીને નાસી ગઈ હોત."

"એ બૌ દેખાવડો છે એટલે તો બોન, તારે સાબદો ચોકીપહેરો રાખવો. પેલી ગમની સકુડી જોડે મેં દને નખરાં કરતાં જોયો'તો."

"કોણ સકુડી—રાંડ કૂતરી? મારા ધણી સામી નજર તો માંડે! આખી ને આખી ઊતૈડી નાખું!"

"તો થા તૈયાર જો સામે આવે."

સકુ કૈંક ગણગણતી આવતી હતી. એણે નવો સાલ્લો ને નવી અતલસની ચળકાટ મારતી ચોળી પહેર્યાં હતાં. વાળ સુગંધી તેલ નાખીને આકર્ષક રીતે ઓળ્યા હતા, અને કાનની પાછળ ચંપાનાં ફૂલ ખોસ્યાં હતાં. તે રામીની નજીક આવીને બેઠી, ને મધુતાઇના ખબર પૂછવા લાગી.

"કેમ, મધુતાઈ-કેમ છે? છોકરાને કેમ છે?"

"સારું" મધુતાઇએ ટૂંકામાં પતાવ્યું.

રામી નીચું જોઇને ખૂબ ઝડપથી કામ કરી રહી હતી.

"રામીબાઈ, તમે એકલાં શા હારુ કામ કરો છો? તમારો ધરવાળો ક્યાં ગયો? એને મીલમાં કામે મોકલતાં હો તો આ મારા જેવાં નવાં કપડાં પહેરવા મળે ને?" એમ કહેતાં સકુએ પોતાના નવા સાલ્લાનો એક છેડો ખેંચીને બતાવ્યો. રામીને રોમે રોમે ક્રોધ વ્યાપી રહ્યો.

"તારે મોઢે મારા ધણીનું નામ ન લેતી." એ તાડૂકી.

"કેમ અલી, શું કામ ના લઉં? કેવો રૂપાળો છે? બધાં બૈરાંમાં કનૈયા કુંવર જેવો લાગે છે!" સકુ નફ્ફટાઈપૂર્વક હસી.

"ચૂપ રહે, એ વંઠેલી! મારા ધણી ઉપર તેં બદદાનત કરી છે. હું જાણું છું."

"અરે, એમાં તને નવાઈ શી લાગે છે? તારી જાત સામું તો જો. તું ઘરડી થઈ ગઈ પછી એ દારુ ઢીંચીને બીજાનાં બૈરાં ઉપર નજર ના નાખે તો શું કરે?"

"રામી, એ તો છકેલી છે. એના બોલ્યા સામું ના જોઈશ. એને બોલવાનું જ ક્યાં ભાન બચ્યું છે?" મધુતાઇએ વચ્ચે પડીને ભભૂકતા અગ્નિને હારવા પ્રયત્ન કર્યો. પણ એની જ્વાળા એકદમ શમે તેવી હવે સ્થિતિ રહી નહોતી.

"શું બોલી—શું બોલી?" મધુની વાત નહિ ગણકારતાં રામીએ ત્રાડ નાખી. "રાંડ નફ્ફટ, મારા છોકરા ઉપર તારો ઓછાયો પડે તે પહેલાં નીકળ અહીંથી."

"જરા ઊભી તો રહે. તારા ધણીને આવવા દે, મને બહુ સરસ લાગશે એમ કહીને તારા ધણીએ જ મને આ સાલ્લો અપાવ્યો છે. હવે કંઇ કહેવું છે?"

"નીકળ અહીંથી, નફ્ફટ. નહિ તો તારી આંખો ખેંચી કાઢીશ, રાંડ ભૂંડણ!" એમ બોલતાં બોલતાં તો રામી સકુને ગળે બાઝી. થોડી વાર બેઉ વચ્ચે સારી પેઠે ઝપાઝપી ચાલી. છેવટે જ્યારે મધુતાઈએ બન્નેને જુદી પાડી ત્યારે સકુનાં મોં ઉપર થયેલ ઊઝરડામાંથી લોહી વહેતું જણાતું હતું, ને એ ધ્રુસકે ને ધ્રુસકે રડી રહી હતી. તેનાં નવાં કપડાં ધૂળમાં રગદોળાઇને ફાટી ગયાં હતાં. આસપાસનાં માણસો એકઠાં થઈ ગયાં ને ચીસો પાડતી અને ગાળો વરસાવતી સકુને લઈ ગયાં.

રામી પુનઃ દોરડાં વણવાના કામમાં પ્રવૃત્ત થઈ ગઈ. ઢળતો પહોર થતો હોવાથી ઝૂંપડીનો પડછાયો અત્યારે બરાબર એના ઉપર પડતો હતો.

સાંજે એ ઝૂંપડાંની સામેના રસ્તા ઉપર એક ખાનગી મોટર આવીને ઊભી રહી. એક સુઘડ પોષાકવાળા ડ્રાઈવરે મોટરનું બારણું ખોલ્યું અને તેમાંથી એક કોમળ અને સ્વરૂપવતી છતાં પ્રગલ્ભ લાગતી યુવતિ ઊતરી. તેણે ખૂબ ચીવટાઈપૂર્વક કપડાં પહેર્યાં હતાં. એ શહેરનાં સામાજિક કાર્યકર હતાં. સમાજસેવાની તેમ ઈતર સર્વ પ્રવૃત્તિઓમાં કાર્ય કરતાં તેમના મુખ ઉપરથી એકધારું ડહાપણ નીતરી રહ્યું હતું. બધું જ યોજનાપુરઃસર થવું જોઇએ એવો એમનો દૃઢ આગ્રહ હતો. મનુષ્યસ્વભાવ, રમતગમત, સુવાવડ, ભેટસોગાદ અને કબજિયાત— બધા જ વિષયોની માવજત સંપૂર્ણપણે યોજનાપુરઃસર થવી જોઇએ એવી એમની માન્યતા હતી. તેમની યોજનામાં પોતાનાં બાળકો અને પોતે જેને સેવાનો લાભ આપી રહ્યાં હતાં તે સૌ કોઇને બરાબર ગોઠવવાની એમની મહેચ્છા હતી. કામ, ક્રોધ અને ભૂખની જંગલી વૃત્તિઓ ઉપર સંપૂર્ણ વિજય મેળવવાની તેમની મહત્ત્વાકાંક્ષા હતી. પોતે કોઈ મહાન વ્યક્તિ છે એવું હરેક પળે એમને લાગ્યાં કરતું.

પોતાનાં સંતાનોને પ્રમાણસર મિઠાઈ વહેંચી દીધા પછી તરત જ લોભ અને ખાઉધરાપણા ઉપર તે ભાષણ આપતાં કારણ, મનુષ્યમાં દેહ અને સ્વભાવનાં સઘળાં અનિષ્ટ તત્ત્વો લોભ તેમ જ ખાઉધરાપણામાંથી જન્મે છે એવી એમની દૃઢ માન્યતા હતી. ભેટસોગાદ દેવામાં પણ તેમણે આ જ પદ્ધતિ અખત્યાર કરી હતી. કોઈ ગરીબ સગાંને ત્યાં લગ્ન હોય તો તે પાંચ રૂપિયાથી વિશેષ ચાંદલો કરતાં નહિ. આનું કારણ દર્શાવતાં તે ઘણી સહાનુભૂતિ પૂર્વક કહેતાં કે "મારે ત્યાં લગ્ન હોય ત્યારે આ લોકોને તણાવું ના પડે. માટે હું એમને પોષાય એવી રકમ ચાંલ્લામાં આપું છું."

નક્કી કરેલ સંખ્યાનાં બાળકોને ક્રમવાર જન્મ આપીને પછી પોતે એકધારો સંયમ પાળી શકે છે એવી બડાઇ મારવાની તેમને ટેવ હતી. તેમણે પોતાના પતિને પણ સંયમ કેળવવાનો ઉપદેશ આપ્યો હતો અને સમાજસેવાનું પુણ્યકાર્ય કરતાં કરતાં આધ્યાત્મિકતા તરફ વળ-

વાની પોતાની મનોભાવના અનેકવાર વ્યકત કરી હતી. 'બિચારાં ગરીબ અને અજ્ઞાન લોકોને મારાં જ્ઞાન અને અનુભવનો લાભ આપીને આધ્યાત્મિક શિક્ષણ દ્વારા ઊંચે લઇ જવા તે મારો ધર્મ છે.' એમ તેઓ ઘણીવાર કહેતાં.

પોતે મોટરમાંથી નીકળીને 'સેવાસમાજ' તરફથી ચાલતા ભરત-ગૂંથણ વર્ગ તરફ વળે છે ત્યાં સામેજ આવેલા રામીના ઝૂંપડામાંથી ગાળો અને રુદનનો અવાજ તેમને કાને પડયો.

"શું છે?" તેમનું સ્વાગત કરવા આવેલ સ્ત્રીકાર્યકરને તેમણે પૂછ્યું.

"એ તો રામીનો ધણી ફરીથી દારુ પીને આવ્યો છે તે રામીએ એને ખાવા નથી આપ્યું તેથી મારપીટ કરે છે." ખૂબ નરમાશથી પેલાં બહેને જવાબ આપ્યો.

"ચાલ, હું એને વારું ને સ્ત્રીસન્માનની ભાવના અને નશાબાજીનાં અનિષ્ટો વિશે તેને સમજાવું."

"સાવિત્રી બેન, આપને ઠેકાણે હું હોઉં તો ન જાઉં. આ તો હલકી વર્ણના અબૂઝ લોક કહેવાય. એનો નશો ઊતરે ત્યાં સુધી ખમી જાઓ."

"માલતીબેન, કૃપાકરીને તમે તમારું કામ સંભાળો, અને બીજાના કામમાં નાહક દખલ ન કરો." પોતાના હાથ નીચેના કાર્યકરને તેની સ્થિતિનું ગર્વપૂર્વક ભાન કરાવીને સાવિત્રીબેન રોફમાં ને રોફમાં પેલી ઝૂંપડી તરફ વળ્યાં.

રામીને ઝૂંપડે બરાબર કજિયો જામ્યો હતો. સાવિત્રીબેને ત્યાં પહોંચીને જોયું તો ધગડુ રામીને ચોટલો ઝાલીને ખેંચતો હતો, અને એક વાંસની ડાંગ વડે તેના પર પ્રહાર કરી રહ્યો હતો. રામી "ઓછાકટા–કૂતરા–દારૂડિયા–હૈલરંડિબાજ–" એમ ચીસો પાડયાં કરતી હતી, ને તેના પ્રત્યેક શબ્દે તેના ઉપર ફટકો પડતો હતો.

પાંચ છ માણસ ટોળું વળીને આ તમાશો જોઈ રહ્યાં હતાં. સવિત્રીબેન બારણાં વચ્ચે પડેલ પાંદડાં, વાંદરું અને બાળકને ઓળંગીને, ટોળે વળેલ માણસોમાંથી માર્ગ કરીને પતિપત્ની લડતાં હતાં તે જગાએ આવી પહોંચ્યાં. દુર્ગંધ માથું ફાડી નાખે તેવી હતી. એટલે નાકે ખાદીનો રૂમાલ રાખીને તે ઉભાં. રામીની ચીસો વધુ ને વધુ તીક્ષ્ણ થતી જતી હતી ને ધગડુ હાંફતો હતો.

"બંધ કર" રામીને મારતા ધગડુને સાવિત્રીબેને દૃઢ અવાજે કહ્યું. પણ ધગડુએ તો રામીને મારવું ચાલુંજ રાખ્યું. સાવિત્રીબેનને મનમાં આ હલકટ લોકની સામે ખૂબ જ રોષ ચઢી આવ્યો.



"તું બંધ કર, નહિ તો પોલિસને બોલાવું છું." સાવિત્રીબેને દારૂડિયાને ફરી પડકાર્યો. પોલિસ શબ્દ સાંભળતાં ધમકુનો હાથ આપમેળે જ ઢીલો થઇ ગયો અને કોણ આવ્યું છે તે જોવા તેણે આગળ નજર કરી.

પતિના પંજામાંથી છૂટેલી રામી એક ખૂણામાં જઇને પડી અને "ઓ મા રે!" કહેતી રડવા લાગી.

પાસે ઉભેલા એક માણસે સાવિત્રીબેનને કહ્યું "બાઈ, તમે વચ્ચે ના પડતાં. રામીએ એના ધણી હાર્ ખાવા નો'તું રાખ્યું; પછી મારેજ ને?"

"હારતો; ખાવા ન આપે તો ધણીએ બૈરીને મારવી જ જોઈએ" બીજાએ ટાપસી પૂરી.

"ને પાછી ધણીને ગાળો કેવી દે છે!" એક સ્ત્રી બોલી.

"ધણીમાં ધણીપણું હોય તો બૈરાંની ગાળ કદી ના સાંખે." બીજીએ ટહોર કરી.

આ સાંભળીને સાવિત્રીબેન બે ઇંચ અદ્ધર થઇ ગયાં. ઘણા વખતથી એમને જે જોઇતી હતી તે વ્યાખ્યાનપીઠ અહીં મળી ગઈ. પોતે સ્ત્રીત્વનો ઉદ્ધાર કરવા નીકળ્યાં હતાં. આ બધી ગ્લાનિ ને નિરાશામાં પોતે જ એક માત્ર આશાનું કિરણ હોય એમ તેમને હવે સ્પષ્ટ ખાત્રી ઇ. ક્ષણભર ચમકતી આંખે તે બધાંને જોઈ રહ્યાં. ને રૂપો તરફ વાગ્બાણ ફેંક્યું.

"તમે બૈરાંને મારો છો તે તમારામાં માણસાઇ કે નહિ? તમે આમ કરો તે તો જાનવર કરતાં યે હતર કહેવાય."

પાસે ઉભેલાં માણસો અંદર અંદર ગૂસપૂસ કરતાં હતાં તેમને ઉદ્દેશીને તે બોલ્યાં.

"તમે સૌ કાળજાં વિનાનાં છો? આ નિઃસહાય અબળાને માર ખાતી તમે ટાઢે કલેજે જોયાં કરો છો ને વચ્ચે પડવાની વાત તો બાજુએ રહી, પણ તેના દુઃખ તરફ હસો છો? મનુષ્યજીવનનો હેતુ હું તમને કઇ રીતે સમજાવું?" આટલું બોલતી સાવિત્રીબેનનો સ્વર ઉત્તરોત્તર ઊંચે ચઢતો લાગ્યો, ને હાથ પણ આદેશ દેતો હોય. તેમ ઊંચો થયો. આ પળે પોતે સીતા અને સતીનું દૈવત ધારણ કરી રહ્યાં હોય તેમ સાવિત્રીબેનને લાગ્યું.

પાસે ઉભેલાં અબૂઝ માનવીઓ પ્રત્યે સમભાવપૂર્ણ દૃષ્ટિ નાખતાં પુનઃ તે બોલ્યાં "તમે દારૂ પીને સારાનરસાનો વિવેક ભૂલી જાઓ છો. તમે જાનવર બની જાઓ છો. તમારું પુરુષાતન હણાઇ જાય છે અને તમે હલકી કુટેવના ગુલામ બનો છો. દારૂ છોડીને હું કહું તે તમે સાંભળો! હું તમને માણસ બનાવીશ."

સાવિત્રીબેનના આ શબ્દો દુઃખતા શરીરને ગાભામાં દબાવીને પડી રહેલી રામીના કાને પડ્યા. એને લાગ્યું કે તેના પતિ ઉપર કોઇ આક્રમણ કરી રહ્યું છે.

બીજી તરફ સાવિત્રીબેનની મહત્તા પરાકાષ્ઠાએ પહોંચી હતી. એમનું શિર ઉન્નત હતું; હાથ પહોળા કરીને તે પોતાના માનવબંધુઓને ઉદ્બોધી રહ્યાં હતાં. સાવિત્રીબેનને જોતાંની સાથે જ તેના શરીરનો દુખાવો એકાએક અદૃશ્ય થઇ ગયો. વાઘણની માફક ઊછળીને તે આગળ આવી અને રૂક્ષ સ્વરે તાડુકી; "નીકળ અહીંથી."

પહેલાં તો સાવિત્રીબેનને લાગ્યું કે પોતાના સાંભળવામાં કંઇ ભૂલ થઈ હશે. આ શબ્દો પોતાને ઉદ્દેશીને કહેવામાં આવ્યા હોય એ તેમને સંભવિત ન લાગ્યું. એમણે તો પોતાનું ભાષણ ચાલુ રાખ્યું: "તમે લોકો દારૂ પીઓ છો અને ઝનૂનમાં આવી જઈ ગમે તેવા અપશબ્દો ઉચ્ચારો છો. તમે અજ્ઞાન છો. તમારાં બાળકો રોગિષ્ટ છે. આ બધાનું મૂળ કારણ એ છે કે તમે ઇશ્વરને ભૂલી ગયા છો. પસ્તાવું પડે તે પહેલાં ઈશ્વર તરફ વળો!"

રામીને જ્યારે એમ લાગ્યું કે એના શબ્દોની અસર થઇ નથી, ત્યારે તે સીધી સાવિત્રી બેનના મોઢા પાસે મોઢું લઈ જઇને બરાડી: "નીકળ અહીંથી, નહિ તો બહાર ફેંકી દઇશ." સાવિત્રી બેન તો ગુસ્સાથી લાલપીળાં થઇ ગયાં. રામીને તે કહેવા લાગ્યાં; "તારો ધણી દારુ પીને તને મારતો હતો એનાથી હું તને બચાવવા આવી તેનો તું આ બદલો આપે છે? કોઇનો ઉપકાર જાણવો તો એક બાજુ રહ્યો, પણ ગાળો દઇને ઉપકાર ઉપર અપકાર કરે છે? મેં નહોતું જાણ્યું કે તું આટલી બધી હલકટ હઇશ" તેમની આંખમાંથી નર્યો તિરસ્કાર વરસતો હતો.

"હલકટ?! શું બોલી?" ઝનૂનમાં આવી જઇને રામી તેમની સામે ધૂરકતી આવી. ગૌરી એને અટકાવવાનો પ્રયત્ન કરવા લાગી: "બોલવા દોને રામી બાઇ એને."

"ધણીધણિયાણીની વાતમાં એ કોણ વચ્ચે પડનારી?" લક્ષ્મી બોલી. આસપાસનાં માણસ રામીને શાંત પાડવા લાગ્યાં, પણ રામી એમ શાંત રહે તેમ નહોતી એ તો સાવિત્રી બેનની સામે તાડૂકતી જ રહી: "મારો ધણી મને મારે એમાં તારે શું? એનામાં પુરુષાતન છે તારે મારે છે ને? એ મારો ધણી છે. એમાં તું કોણ વચ્ચે પડનાર? તું-તુ-તું? તારો ધણી કેવો નમાલો છે કે એ તને ઘરમાં છોકરાં સાચવવા રાખી શકતો નથી? એ તે

"તું બંધ કર, નહિ તો પોલિસને બોલાવું છું." સાવિત્રી-બેને દારૂડિયાને ફરી પડકાર્યો. પોલિસ શબ્દ સાંભળતાં ધગડુનો હાથ આપમેળે જ ઢીલો થઇ ગયો અને કોણ આવ્યું છે તે જોવા તેણે આગળ નજર કરી.

પતિના પંજામાંથી છૂટેલી રામી એક ખૂણામાં જઇને પડી અને "ઓ મા રે!" કહેતી રડવા લાગી.

પાસે ઉભેલા એક માણસે સાવિત્રીબેનને કહ્યું "બાઈ, તમે વચ્ચે ના પડતાં. રામીએ એના ધણી દારૂ ખાવા નો'તું રાખ્યું; પછી મારેજ ને?"

"હાસ્તો; ખાવા ન આપે તો ધણીએ બૈરીને મારવી જ જોઈએ" બીજાએ ટાપસી પૂરી.

"ને પાછી ધણીને ગાળો કેવી દે છે!" એક સ્ત્રી બોલી.

"ધણીમાં ધણીપણું હોય તો બૈરાંની ગાળ કદી ના સાંખે." ચોથીએ ટકોર કરી.

આ સાંભળીને સાવિત્રીબેન બે ઈંચ અદ્ધર થઇ ગયાં. ઘણા વખતથી એમને જે જોઇતી હતી તે વ્યાખ્યાનપીઠ અહીં મળી ગઈ. પોતે સ્ત્રીત્વનો ઉદ્ધાર કરવા નીકળ્યાં હતાં. આ બધી ગ્લાનિ ને નિરાશામાં પોતે જ એક માત્ર આશાનું કિરણ હોય એમ તેમને હવે સ્પષ્ટ ખાત્રી થઇ. ક્ષણભર ચમકતી આંખે તે બધાંને જોઈ રહ્યાં. ને પુરુષો તરફ વાગ્બાણ ફેંક્યું.

"તમે બૈરાંને મારો છો તે તમારામાં માણસાઇ છે કે નહિ! તમે આમ કરો તે તો જાનવર કરતાં યે બદતર કહેવાય."

પાસે ઉભેલાં માણસો અંદર અંદર ગૂસપૂસ કરતાં હતાં તેમને ઉદ્દેશીને તે બોલ્યાં.

"તમે સૌ કાળજાં વિનાનાં છો? આ નિઃસહાય અબળાને માર ખાતી તમે ટગર ટગર જોયાં કરો છો ને વચ્ચે પડવાની વાત તો બાજુએ રહી. પણ તેના દુઃખ તરફ હમદર્દી છો? મનુષ્યજીવનનો હેતુ હું તમને કઇ રીતે સમજાવું?" આટલું બોલતા સાવિત્રીબેનનો સ્વર ઉત્તરોત્તર ઊંચે ચડવા લાગ્યો, ને હાથ પણ આદેશ દેતો હોય તેમ ઊંચો થયો. આ પળે પોતે સીતા અને સતીનું દૈવત ધારણ કરી રહ્યાં હોય તેમ સાવિત્રીબેનને લાગ્યું.

પાસે ઉભેલાં અબૂઝ માનવીઓ પ્રત્યે સમભાવપૂર્ણ દૃષ્ટિ નાખતાં પુનઃ તે બોલ્યાં "તમે દારૂ પીને સારાનરસાનો વિવેક ભૂલી જાઓ છો. તમે જાનવર બની જાઓ છો. તમારું પુરુષાતન હણાઇ જાય છે અને તમે હલકી કુટેવના ગુલામ બનો છો. દારૂ છોડીને હું કહું તે તમે સાંભળો! હું તમને માણસ બનાવીશ."

સાવિત્રીબેનના આ શબ્દો દુઃખતા શરીરને ગાભામાં દબાવીને પડી રહેલી રામીના કાને પડ્યા. એને લાગ્યું કે તેના પતિ ઉપર કોઇ આક્રમણ કરી રહ્યું છે.

બીજી તરફ સાવિત્રીબેનની મહત્તા પરાકાષ્ઠાએ પહોંચી હતી. એમનું શિર ઉન્નત હતું; હાથ પહોળા કરીને તે પોતાના માનવબંધુઓને ઉદ્બોધી રહ્યાં હતાં. સાવિત્રીબેનને જોતાંની સાથે જ તેના શરીરનો દુખાવો એકાએક અદૃશ્ય થઇ ગયો. વાઘણની માફક ઉછળીને તે આગળ આવી અને રૂક્ષ સ્વરે તાડૂકી; "નીકળ અહીંથી."

પહેલાં તો સાવિત્રીબેનને લાગ્યું કે પોતાના સાંભળવામાં કંઇ ભૂલ થઈ હશે. આ શબ્દો પોતાને ઉદ્દેશીને કહેવામાં આવ્યા હોય એ તેમને સંભવિત ન લાગ્યું. એમણે તો પોતાનું ભાષણ ચાલુ રાખ્યું: "તમે લોકો દારૂ પીઓ છો અને ઝનૂનમાં આવી જઈ ગમે તેવા અપશબ્દો ઉચ્ચારો છો. તમે અજ્ઞાન છો. તમારાં બાળકો રોગિષ્ટ છે. આ બધાનું મૂળ કારણ એ છે કે તમે ઇશ્વરને ભૂલી ગયા છો. પસ્તાવું પડે તે પહેલાં ઈશ્વર તરફ વળો!"

રામીને જ્યારે એમ લાગ્યું કે એના શબ્દોની અસર થઇ નથી, ત્યારે તે સીધી સાવિત્રી બેનના મોઢા પાસે મોઢું લઈ જઇને બરાડી: "નીકળ અહીંથી, નહિ તો બહાર ફેંકી દઇશ." સાવિત્રી બેન તો ગુસ્સાથી લાલ-પીળાં થઇ ગયાં. રામીને તે કહેવા લાગ્યાં; "તારો ધણી દારુ પીને તને મારતો હતો એનાથી હું તને બચાવવા આવી તેનો તું આ બદલો આપે છે! કોઇનો ઉપકાર જાણવો તો એક બાજુ રહ્યો, પણ ગાળો દઇને ઉપકાર ઉપર અપકાર કરે છે? મેં ન્હોતું જાણ્યું કે તું આટલી બધી હલકટ હઇશ" તેમની આંખમાંથી નર્યો તિરસ્કાર વરસતો હતો.

"હલકટ!! શું બોલી!" ઝનૂનમાં આવી જઇને રામી તેમની સામે ધૂરકતી આવી. ગૌરી એને અટકાવવાનો પ્રયત્ન કરવા લાગી: "બોલવા દોને રામી બાઇ એને."

"ધણીધણિયાણીની વાતમાં એ કોણ વચ્ચે પડનારી!" લક્ષ્મી બોલી. આસપાસનાં માણસ રામીને શાંત પાડવા લાગ્યાં. પણ રામી એમ શાંત થાય તેમ નહોતી એ તો સાવિત્રી બેનની સામે તાડૂકતી જ રહી: "મારો ધણી મને મારે એમાં તારે શું! એનામાં પુરુષાતન છે તો મારે છે ને! એ મારો ધણી છે. એમાં તું કોણ વચ્ચે પડનાર! તું-તુ-તું? તારો ધણી કેવો નમાલો છે કે એ તને તું-તુ-તું? તારો ધણી કેવો નમાલો છે કે એ તને ઘરમાં ઊકરાં આપવા રાખી શકતો નથી! એ તે



બૌદ્ધ સ્તૂપ, સાંચી

ફોટો: શ્રી અસદ કે. સૈયદ

માણસ છે કે બાયલો કે તને આમ બે બદામની કુંડીની માફક રખડવા દે છે? જા ઘેર, જાય છે કે નહિ?"

હવે બીજી સ્ત્રીઓ પણ રામીની સાથે ભળી અને સાવિત્રી બેનની આસપાસ ટોળે વળીને એમને પીંખી ખાવા લાગી: "બાઇ, ઘેર જા." "અહીંથી હાલતી થા." "અમારી જેમ એકાદ ધણી ખોળી કાઢ કે જે તને મારે ઝૂડે ને શરીરે આવાં ચકામાં કરે."

આ બધું સાંભળતાં સાવિત્રી એનના કાનના કીડા ખરી પડતા હતા. કાનમાં આંગળાં નાખીને એ ઊભાં હતાં. આવી નીચતા! આવું ભયંકર અપમાન! આ લોક આટલાં બધાં હલકટ? મારે એમનાથી દૂર રહેવું જોઇએ. એમનો કદી ઉદ્ધાર થવાનો નથી. આમ તે વિચાર કરતાં હતાં ત્યાં ફરીને રામી તેમના તરફ આવતી જણાઇ. સાવિત્રીબેન મોં ફેરવી ગયાં. પણ રામીની વાગ્ધારા તો અવિરત ચાલતી જ રહી. તે બોલી: "એ મારું માણસ છે મારું માણસ, સમજી! જા નીકળ અહીંથી, કૂતરી! નાસ અહીંથી, નહિતો તારી આંખ્યો જ ખેંચી કાઢીશ. જા, નીકળ." ભેગાં થયેલ માણસોને વિખેરવા સારુ તેણે આસપાસ વેરાયેલ તાડનાં પાન આમ તેમ વીંઝયાં એટલે લોકો પણ છૂટાં પડીને સૌ સૌને કામે વળગ્યા.

સાવિત્રીબેન મોટરે પાછાં આવ્યાં. એમનો ચહેરો જીવનમાં કદી નહિ અનુભવેલ શરમ અને ગ્લાનિથી સફેદ પૂણી જેવો થઇ ગયો હતો. પાપ અને અધમતાની ઊંડી ખીણમાંથી જાણે પોતે નીકળ્યાં હોય એમ તેમને લાગ્યું.

રામી અને ધગડુ હવે એકલાં પડયાં. ઘડીભર થંભીને રામી ચોળાઇને અસ્તવ્યસ્ત થયેલ કપડાં સમાં કરવા લાગી. પુરુષ તેના તરફ કામુક ભાવે, પ્રસંશાભરી નજરે જોઇ રહ્યો હતો. તે એકાએક સ્ત્રી તરફ વધ્યો. ચોટલો ઝાલી તેને પોતાના તરફ ખેંચી.

એટલામાં અત્યાર લગી ઊંઘી રહેલ બાળક જાગ્યું; તે મુખ પર સ્મિત લાવીને પગનો અંગૂઠો મોંમાં લઇને ચૂસતું હતું. રખડતુ કૂતરું તેની પાસે આવ્યું ને છીંક ખાઇને ચાલતું થયું વાંદરું ઘડીવાર ઓવાડના કણ ચાટતું ને ઘડીવાર શરીર ઉપર વળગેલી જૂને વલૂરીને ઓછી કરતું આમતેમ કૂદી રહ્યું હતું.

પછી થોડી વારમાં જ ઝૂંપડીમાંથી બહાર આવીને રામીએ ઘાસનાં છોતાંને પગના અંગૂઠામાં પરોવીને દોરડું વણવા માંડયું ને બાળકને ખોળામાં લીધું બાળકે કિલકિલાટ હાસ્ય કર્યું, ને રામીની છાતીમાં માથું નાખીને સંતોષથી ધાવવા લાગ્યું.

# આ અંકની ચિત્રસામગ્રી

આ અંકનું મુખ્ય રંગીન ચિત્ર 'સંધ્યાના સૂર' આપણા અગ્રગણ્ય ચિત્રકાર શ્રી. સોમાલાલ શાહની મુલાયમ પીંછીની પ્રસાદી છે, આ ચિત્રમાં ખેતરમાં દિવસનું કામ પતાવી સાંજને વખતે ઘર તરફ જઇ રહેલા બે મિત્રો નજરે પડે છે. એકનો વર્ણ શ્યામ છે, અન્યનો વર્ણ ગૌર છે. આવું વર્ણવૈચિત્ર્ય આપણે ત્યાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે. સાધારણ રીતે એક જ માણસ એક સાથે બે પાવા વગાડતો ગામડાગામમાં અને ખેતરમાં ગુજરાત બાજુએ ઘણીવાર નિહાળવા મળે છે. આની અંદર ચિત્રકારે તેના બદલે એક મિત્રયુગલ ગોઠવીને દરેકને પાવો વગાડતો ચિતરેલ છે. આવું સંગીત સંધ્યાકાળે કોઈ જુદું જ વાતાવરણ જમાવતું લાગે છે. તેઓ ચાલતા ચાલતા પાવો વગાડતા હોવાથી સંધ્યાકાળે સૌ કોઈ જાણે કે ઘર તરફ જઈ રહ્યાં હોય તેવી જાતનો મધુર અવાજ તેમાંથી આવતો લાગે છે. ડાબી બાજુએ અસ્તાચળ ઉપર આરૂઢ થયેલા સૂર્યનારાયણ જતાં જતાં પણ પોતાના બધાયે રંગો વેરી જતા નજરે પડે છે. આખા ચિત્રમાં વ્યાપી રહેલ વાતાવરણનું ગાંભીર્ય આપણને ઊંડા ચિન્તનમાં ઉતારે છે. આ ચિત્ર આવી વિશિષ્ટતાના કારણે અત્યન્ત મોહક લાગે છે. આ ચિત્ર જાણે કે એક સ્વતંત્ર ખંડકાવ્ય ન હોય તેવી તેની સુશ્લિષ્ટ રચના અને રંગમેળવણી છે.

આર્ટ પેપરના પહેલા પાના ઉપર શ્રી. અસદ કે. સૈયદની લીધેલી સંયુક્ત પ્રાન્તમાં આવેલ બૌદ્ધ ધર્મીઓના જાણીતા યાત્રાધામ સાંચીના બૌદ્ધ સ્તુપની છબી આપવામાં આવી છે. આ સ્તુપ અને આસપાસનાં શિલ્પનિર્માણોમાંથી કેટલુંક ઇ. સ. પૂર્વે ૩૦૦ જેટલું જૂનું છે અને તેમાંનો કેટલોક ભાગ સમ્રાટ અશોકે બંધાવેલો છે. આ સ્થળ પુરાતનતા તેમ જ શિલ્પવિશિષ્ટતાના કારણે પુરાતત્ત્વવેત્તાઓને તેમ જ કળા રસિક નરનારીઓને કંઇ કાળથી આકર્ષી રહેલ છે. રેલવે ટ્રેનમાંથી પણ આ ટેકરી અને તે ઉપરનો સ્તુપ દૂર દૂરથી પ્રવાસીઓની નજર ખેંચે છે. ચોથા પાના ઉપર સમુદ્રતટ ઉપરના સુન્દર પ્રાતઃકાળનું અને સૂર્યોદયનું અદ્ભુત દૃશ્ય આપવામાં આવ્યું છે. કીનારે હોડી આવી છે અને તેમાંથી પ્રવાસીઓ ઉતરીને પોતપોતાના નિયત સ્થાન તરફ પગલાં માંડી રહ્યા છે. વાદળાથી ઢંકાયલા સૂર્યનો પ્રકાશ અને કિરણવીલા સમુદ્ર ઉપર પથરાઇ રહી છે અને એ રીતે આ દૃશ્ય અનન્ત વિશ્વમાં ભરેલા અપૂર્વ સૌન્દર્યની આપણને ઝાંખી કરાવે છે.

વચલાં બે પાનાં ઉપર તેમ જ રંગીન ચિત્રની પાછળ શ્રી. કનુ દેસાઇનાં ચિત્રોના હાફટોન બ્લોક્સ છાપવામાં આવ્યા છે જેની વિશેષતા સમજાવતો ડૉ. કઝીન્સનો લેખ આ અંકમાં અન્યત્ર પ્રગટ કરવામાં આવ્યો છે. આ ઉપરાંત કળાકાર શ્રી છગનલાલ જાદવનાં કેટલાંક ચિત્રો પણ વિવેચન સાથે આ અંકમાં અન્યત્ર આપવામાં આવેલ છે.

# સાર્થ ગૂજરાતી જોડણીકોશ

## એક અવલોકન

[ચોથી આવૃત્તિ : મુદ્રક અને પ્રકાશક, શ્રી. જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ મૂલ્ય રૂપિયા ૬૨]

અવલોકનકાર : **શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી**

**સન** ૧૯૩૭ માં નવજીવન પ્રકાશન મંદિર તરફથી સાર્થ ગુજરાતી જોડણીકોશની ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ થયેલી એ પછી આજ બાર વર્ષે આ સુધારા વધારાવાળી લગભગ પોણો લાખ શબ્દોથી સમૃદ્ધ ચોથી આવૃત્તિ પ્રસિદ્ધ થઇ છે. તેનો સમાદર કરતાં આનંદ થાય છે. ૧૯૨૯ માં "જોડણીકોશ"ના મથાળા નીચે ગુજરાત વિદ્યાપીઠ તરફથી એક શબ્દસૂચિ માત્ર તૈયાર થઇ અને પછી એ જ વર્ષમાં અર્થો ઉમેરી ૩૦૦૦ શબ્દોના ઉમેરણ સાથે ૪૬૬૬૧ શબ્દોનો "સાર્થ ગૂજરાતી જોડણીકોશ" પ્રસિદ્ધ થયો. આ બેઉ પ્રયત્નથી ગુજરાતી ભાષાની જોડણીના પ્રશ્નનો લગભગ નિવેડો આવી ગયો. ત્રીજી આવૃત્તિના પ્રકાશન પછી તો મુંબઇ સરકારે પણ "જોડણી કોશ" પ્રમાણેની જોડણીને માન્ય કરી એટલે શાળા-પાઠશાળાઓમાં સર્વત્ર એક જ ધોરણની જોડણી વ્યાપક બની ગઇ. ગુજરાત વિદ્યાપીઠના ૨૦ વર્ષના સતત પ્રયત્ને ગુજરાતી ભાષાની જોડણી આજે એકધારી થઇ ચૂકી છે. આનો સમગ્ર યશ ગુજરાત વિદ્યાપીઠને ફાળે છે એમ જાહેર કરતાં છાતી સવાઇ ફૂલે છે. ૭૫ વર્ષના જોડણીના ભયાનક ઝંઝાવાત પછી આ જાતનો વ્યવહારુ ઉકેલ એ સામાન્ય જનતાને તો પરમ આશીર્વાદરૂપ નીવડયો. સ્વ. ડૉ. આનંદશંકર ધ્રુવે એક વાર જોડણીની ચર્ચા કરતાં ના સૌ મુનિર્યસ્ય મતં ન भिन्नम् એમ કહી સાક્ષરોમા રહેલા મતભેદ વિષે ટકોર કરી હતી. એ વાત ખરી જ છે કે વિદ્વાનો પોતે પકડયું એ છોડવા તૈયાર નથી હોતા. એની પાછળ એમની પાસે સમર્થક બળ અવશ્ય હોય છે—અને એ ઘણી વખત સાચા પણ હોય છે; પણ એ ભૂલી જવામાં આવે છે કે સમાજમાં વ્યવહાર એ જ પ્રધાન વસ્તુ છે. વ્યવહારને જે અનુકૂળ હોય તેનો જ આમજનતા વધુ સમાદર કરે છે. એની પાછળ નરી શાસ્ત્રીયતાનું કાંઇ પણ ચાલતું નથી. સામાજિક વ્યવહારોમાં પણ શાસ્ત્ર બાજુએ રહી જાય છે અને વ્યવહાર કે રૂઢિ જ પ્રબળ બને છે. शास्त्राद् रूढिर्बलीयसी । ખુદ સંસ્કૃત વ્યાકરણમાં પણ પાણિનિને હાથે નક્કી થયેલા સિદ્ધ નિયમ સંખ્યાબંધ સ્થાનોમાં એક બાજૂ હડસેલાઈ ગયા છે. અને એમણે નિર્દેશેલા અન્ય વૈકલ્પિક મતોનો જ પ્રધાનપણે સ્વીકાર થયા કર્યો છે. જે પ્રમાણે ભાષા ઉચ્ચરિત થતી જ હોય તે પ્રમાણે જ લેખનમાં મૂર્ત કરવાનું જીવંત ભાષાઓના વિષયમાં ખૂબ જ મુશ્કેલ છે. આપણી લિપિઓ ઉચ્ચારણની દૃષ્ટિએ લગભગ પૂર્ણતાએ પામેલી છે, છતાં બધાં જ ઉચ્ચારણોને યથાસ્થિત રીતે મૂકવાની એનામાં સંપૂર્ણ શકિત નથી એને માટે નવા નવા સંકેત યોજવા જ પડે છે અને છતાંય સંપૂર્ણતા લાવી શકાતી નથી. કોઇ પણ ભાષાના ઉચ્ચારણમાં આરોહાવરોહાત્મક (pitch) અને આઘાતાત્મક (stress) એ બેઉ પ્રકારના સ્વરભાર (accent) હોય છે જ; બેશક એની માત્રા પ્રજાના ગળાની શક્તિના પ્રમાણમાં ઓછેરી-વધતેરી હોય. આ સ્વરભારો બતાવવાનું સાધન લિપિમાં ગમે તેટલું ઊભું કરવામાં આવે તોયે એનાથી સાચો ખ્યાલ ન જ આવી શકે. સ્વરોના વિષયમાં જોતાં (૧) લઘુ પ્રયત્ન, (૨) પૂર્ણ પ્રયત્ન, (૩) સ્વરભારયુક્ત, (૪) સ્વર-ભારવિહીન, (૫) હ્રસ્વ, (૬) દીર્ઘ, અને (૭) પ્લુત. આ સાતે પ્રકાર પૂર્ણ રીતે બતાવી શકાતા નથી. વ્યંજનોના વિષયમાં પણ જોતાં મુખ્યત્વે લઘુપ્રયત્ન 'ય' અને 'વ' તેમજ 'હ' કારનું કેવળ સ્વરાત્મક ઉચ્ચારણ—કે જે વસ્તુસ્થિતિએ તો સ્વરોના બે પ્રકાર (૧) અલ્પપ્રાણ અને (૨) મહાપ્રાણમાં મહાપ્રાણસ્વરોના રૂપમાં છે તે—બતાવવાનું સર્વસામાન્ય જનતા માટે લગભગ મુશ્કેલ છે. આ બધી વસ્તુઓ વિદ્વાનોને મૂંઝવે છે અને પરિણામે મતભેદ ખડા થાય છે. આનો ઉકેલ માત્ર વ્યવહારુપણાનો સમાદર કરવામાં આવે તો જ આવે. ગુજરાત વિદ્યાપીઠે આ ઉકેલ લાવી આપી **વ્યવહારુ એકધારી જોડણી** દેશને આપી છે. જોડણીમાં સુધારાનાં દ્વાર બંધ રાખ્યાં જ નથી; અને દર આવૃત્તિએ જોડણીમાં જરૂરજોગા સુધારા કરવામાં પણ આવ્યા છે.

૨

જોડણીકોશની ત્રીજી આવૃત્તિ વખતે તત્સમ શબ્દોના વિષયમાં તે તે શબ્દ કઈ ભાષાનો છે એ વસ્તુ સંકેતથી કૌંસમાં બતાવવામાં આવી હતી. સંપાદકે આને "તત્સમ શબ્દોની વ્યુત્પત્તિ" માની લીધેલી. પ્રસ્તાવનામાં આ પ્રકારનો નિર્દેશ ( ચોથી આવૃત્તિમાં છપાયેલી ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના, પૃ.૨૭) હોવાથી મારા જેવા વ્યુત્પત્તિ-પિપાસુઓને એ આવૃત્તિ જોતાં તદ્દન નિરાશા મળેલી. બાર વર્ષ પછી ચોથી આવૃત્તિમાં વ્યુત્પત્તિનાં દર્શન થયાં–હા, બેશક, પ્રાપ્ય છે ત્યાં તદ્ભવ શબ્દોમાં. તત્સમ શબ્દોની વ્યુત્પત્તિનું કામ તો ગુજરાતી કોશને માટે વધુ પડતું છે, જે આ ચોથી આવૃત્તિમાં પણ કરવામાં આવ્યું નથી. તે તે ભાષાના શબ્દકોશોનુ એ કાર્ય છે અને એ થયું જ હોય છે. ગુજરાતી ભાષાના શબ્દકોશનો વિચાર કરિયે ત્યારે તો તદ્ભવ શબ્દોની વ્યુત્પત્તિનો જ વિચાર મુખ્ય હોય–ના એ જ હોય. ચોથી આવૃત્તિમાં આ પ્રયત્ન કરવામાં આવ્યો છે.

આ ઉપરાંત આ આવૃત્તિનું વિશેષ તત્ત્વ શબ્દપ્રયોગો યાને રૂઢિપ્રયોગો, અને શબ્દની બાજૂમાં આવશ્યક હોય ત્યાં ઉચ્ચારણ નોંધવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે તે છે. મળી શકે તેટલા રૂઢિપ્રયોગો દાખલ કરી ચોથી આવૃત્તિએ જનતાની મોટી સેવા કરી છે. પૂર્વે સ્વ. લલ્લુભાઇ ગોકળદાસ પટેલે પોતાના ગુજરાતી કોશમાં એકલે હાથે કરેલા પ્રયત્નમાં ખૂબ ખંતથી અને મહેનતથી આ અંગનો સમાદર કરેલો હતો. એ પછી સંખ્યાબંધ નવા પ્રયોગ વહેતા થયા છે. તેમાંના જેટલા મળી શક્યા તે આ નવી આવૃત્તિમાં ઉમેરી લેવામાં આવ્યા છે. શબ્દપ્રયોગ એ જુદી વસ્તુ છે. વસ્તુસ્થિતિમાં એકનો એક શબ્દ જુદા જુદા અર્થમાં ભાષામાં પ્રયુક્ત થયો હોય–મુખ્યત્વે ગ્રંથસ્થ થયો હોય–તેને તેવા તેવા અવતરણ દ્વારા રજૂ કરવાનો હોય છે. 'ભગવદ્ગોમંડળ કોશ' માં આ પ્રયત્ન થયો એ પૂર્વે સ્વ. લલ્લુભાઇ ગોકળદાસ પટેલે પોતાના ગુજરાતી કોશમાં અને સ્વ. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા તથા એમના પુત્ર શ્રી. ભરતરામ ભાનુસુખરામ મહેતાએ ગુજરાતી–અંગ્રેજી કોશમાં કર્યો હતો. આ વસ્તુ ભારે સમય અને શક્તિ માંગી લે છે. ગુજરાત વિદ્યાપીઠનો આ મનોભાવ છે અને ચોથી આવૃત્તિની તૈયારી વખતે જ આવા શબ્દપ્રયોગ એકત્રિત કરવાનો ભગીરથ પ્રયત્ન તેણે શરૂ કર્યો જ છે, પણ એનો ઉપયોગ ચોથી આવૃત્તિના પ્રકાશનમાં કરી શકાયો જ નથી. જોડણીકોશની ત્રીજી આવૃત્તિ વર્ષો પહેલાં જ ખૂટી ગઇ હતી અને માંગ જબર હતી–એની દરેક પ્રકારના લેખન-વ્યવસાયીઓ અને વિદ્યાર્થીઓને ભારે જરૂરિયાત હતી, એટલે એ વિના જ ચોથી આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવી છે. તોયે ગ્રંથ મોટો થઇ ગયો છે.

૩

જોડણીકોશની મહત્તા આજે ગુજરાતભરમાં જ નહિ, પણ હવે તો ગુજરાતી ભાષાનો અભ્યાસ ઇતર પ્રાન્તોમાં પણ થતો હોઇ ત્યાં ત્યાં સર્વત્ર છે. ગુજરાતી ભાષાનો હાલ તો આ એકમાત્ર સંપૂર્ણ કોશ છે એથી જ સંપાદક કે સંપાદકોની જવાબદારી પણ વધી જાય છે. એની વ્યાપકતા ન હોય તોયે 'શબ્દકોશ' એ શાસ્ત્રગ્રંથ હોઇ સંપાદકની જવાબદારી સહેજ પણ ઓછી થતી નથી.

આ શબ્દકોશની ગુણવત્તા, તે તે તત્સમ શબ્દ કઇ ભાષાનો છે એ બતાવવા કૌંસમાં નાગરી અક્ષરોમાં સાંકેતિક ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે ઉપરાંત તે તે તદ્ભવ શબ્દ કઇ કઈ ભાષામાંથી ઊતરી આવ્યો છે, કેવા મૂળ ઉપરથી એ બતાવવા તે તે ભાષાનો પ્રાપ્ય મૂળ શબ્દ, પ્રાપ્ય અવાંતર રૂપ એ વિગેરે નોંધવામાં આવ્યું છે ત્યાં સ્પષ્ટ છે. અવલોકનની દૃષ્ટિએ મેં સ્વરવિભાગનો મોટો ભાગ તપાસ્યો છે. અહીં મુખ્યત્વે 'અ' અક્ષરમાં ક્યાં ક્યાં સૂચન કરવા જેવું છે એ બતાવવા પ્રયત્ન કરું છું ૫૯મા પાનેથી ૬૩ મા સુધીમા 'અવ' ઉપસર્ગવાળા સંખ્યાબંધ શબ્દ નોંધાયેલા છે. ઉત્તરપદમાં શુદ્ધ તત્સમ હોય એવા શબ્દોના પૂર્વપદમાં 'અવ' નાં દર્શન થતાં ત્યાં ત્યાં કૌંસમાં [સં] એ સંકેત નોંધવામાં આવ્યો છે. અવકૃપા, અવક્રિયા, અવગત (૨) અવગતિ પામેલું, અવગતિ, અવગતિક(–યું), અવચિહ્ન, અવદશા, અવદાદ, અવપાણિ અવયોગ, અવલક્ષણ, અવસર્પ, અવસ્પર્શક–આ શબ્દોની બાજૂમાં [સં.] નોંધવામાં આવ્યું છે. એનો અર્થ એ કે એ સંસ્કૃત તત્સમ શબ્દો છે. વસ્તુસ્થિતિએ ઉત્તરપદો બધાં શુદ્ધ તત્સમ શબ્દોનાં બનેલાં છતાં ઉપસર્ગ શુદ્ધ સંસ્કૃત 'અવ' નથી, પણ અપ' નો તદ્ભવ છે. આમાંના 'અવગત-અવગતિ શુદ્ધ સંસ્કૃત હોય ત્યારે અર્થ 'જાણેલું–સમજે' એવા થાય; તદ્ભાવ હોય ત્યારે જ 'અપગતિ' ના અર્થ થાય.

'અપ' ના સંબંધે નોંધોમાં શબ્દોમાં એક સ્થળે ગરબડ થઇ છે. 'અપકાય' = પાણીના જીવ એ શબ્દ [સં.] લખ્યો છે. વસ્તુસ્થિતિએ તત્સમ તરીકે તો એ 'અપ્કાય' હોય. એમાં 'અપ' ઉપસર્ગ નથી પણ સં. 'अप्' = પાણી શબ્દ છે.

'અગમ' જેવા શબ્દમાં ત્રીજી આવૃત્તિમાં એકસરખા સ્વરૂપના શબ્દોને એક જ મથાળે મૂકવામાં આવ્યા હતા, એ ભૂલ આ આવૃત્તિમાં સમજું છું કે શરતચૂકથી રહી ગઈ હશે, કેમકે એવા થોડા અપવાદે અન્યત્ર એવા એકસ્વરૂપવાળા શબ્દોને પ્રાયઃ અલગ અલગ મથાળે નોંધ્યા છે.

'અગમ' શબ્દના અગમ, आगमिक, आगम, अग्रिम એવાં ચાર સ્વરૂપ એકજ મથાળે નોંધાયાં છે; આમાંનો પહેલો 'અગમ્ય' ના અર્થનો [સં.] તરીકે નોંધ્યો છે. બાકીના તદ્ભવ ગણી એનાં સં. મૂળ આપ્યાં છે. વસ્તુસ્થિતિએ ચારે રૂપ તદ્ભવ જ છે. 'અગમ' નો 'અગમ્ય' એવો અર્થ હોય ત્યારે પણ એ તદ્ભવ છે. 'अगम' એવો સંસ્કૃત તત્સમ છેજ; પણ ત્યાં કાંઇ અર્થ 'અગમ્ય' ઇંદ્રિયાતીત.' એવો અર્થ થતો જ નથી; 'ત્યાં તો ચાલવા અશક્ત' એવો અર્થ થાય છે. ઉપરાંત 'અગ' ના જે અર્થ તે એના છે.

અકરણી [સં.]; અતિક્રશ [સં.]; અપૂજ [સં.], 'અપ્રક (-ગ) ટ' માં સં. હોઇ 'અપ્રગટ' પણ સં. હરે; અભિલાપા [સં.]; અરવલી (લ્લી) [સં.]; અલી [સં.]-ભમરો; અશાત (-તા) [સં.]; સૂતકના અર્થમાં અશૌચ [સં.]; અસંત [સં]; અસાવધ [સં.]; અહોનિશ [સં.]; અગિત [સં.]; અંતર [સં.]; આ શબ્દોને સ્વરૂપસાદૃશ્યે સંસ્કૃત તત્સમ ગણી લેવામાં આવ્યા છે. ગુજરાતીમાં 'અપૂજ' તો 'સં. 'અપૂજ્ય' ઉપરથી છે. 'અભિલાપ' સં. માં પું. છે; ગુજરાતીમાં નારીજાતિએ 'આ' સાથે વપરાય છે. 'આડા પહાડ' ને માટે 'અરવલી (-લ્લી)' તો અંગ્રેજો તરફથી મળેલું નામ છે; સંસ્કૃત સાથે એને કાંઇ સંબંધ જ નથી. 'અસંત' ને પ્રા. કહ્યો હોત તો નભત. 'અહોનિશ' તો 'અહર્નિશ' ને સ્થાને 'અહોરાત્ર' ની સામ્યતા (analogy)થી ગુજરાતીમાં ઉભો થયેલી સંધિવાળો છે વગેરે.

'અગત્ય' ને માટે स. अगति લખ્યો છે. શબ્દસંબંધ સાચો છે. પણ વિકાસ જુદી રીતે મળ્યો છે. સંસ્કૃતમાં 'अगति' ની ત્રીજી વિભક્તિનું એક વચન अगत्या થાય છે. તે વપરાતાં છેલ્લો 'આ' ચાલ્યો ગયો છે અને પૂર્ણ ય-વાળો 'અગત્ય' શબ્દ આપણે માટે નારી જાતિમાં રહ્યો છે. 'અઘોર' ને 'અ+સં. घोर' કહ્યો છે. સંબંધ સાચો છે; પરંતુ 'અઘોર' 'અલોપ' જેવા શબ્દોમાં 'અ' પૂર્વગ સં. 'आ' ઉપસર્ગથી આવ્યો છે. 'आ= ચારે બાજુથી' તેથી 'ખૂબ' એવો અર્થ મળ્યો છે. બેશક, સં. માં 'आघोर' અને 'अलोप' શબ્દ નથી પ્રયોજાયેલા.

'અલવેસર' નો અર્થ ચોથી આવૃત્તિમાં પણ સુધર્યો નથી. એનો અર્થ 'શણગારેલું ખચ્ચર (?)' થતો નથી. સંપાદકોએ અર્થ સામે શંકા મૂકી છે એ વાજબી છે. એનો અર્થ 'સુંદર અલબેલું' થાય છે. એમાં 'अल' દ્રવિડી શબ્દ + ईसर (सं ईश्वर) એ શબ્દ છે. 'અલબેલું', જેવા શબ્દમાં 'અલ'-આ રીતે મળેલો છે, જેનો અર્થ સુંદર છે. अल+बइल्ल सुंदर वृषभ, તેથી 'વરણાગિયો.'

'અખણિયારૂં' = વિ. (કા.) જુઓ અખિયાણું' આ પ્રમાણે કોશમાં નોંધાયેલો છે. 'અખિયાણું' શુભ કાર્યના આરંભમાં ગોર તથા વસવાયાં વગેરેને અપાતી ઘઉં, નાળિયેર, ખારેક વગેરેની બક્ષિસ માટે વપરાય જ છે. કાઠિયાવાડમાં 'અખાણિયારું' કદી વપરાતો નથી. 'અખણિયારું શું રહી ગયું છે?' એમ રૂઢિપ્રયોગ જાણીતો છે. એ ખરૂં કે રૂઢિપ્રયોગમાં શબ્દનો વાચ્યાર્થ ચાલ્યો ગયો હોય છે. આ રૂઢિપ્રયોગથી સ્પષ્ટ તો એ થાય છે કે કાંઇ કાર્ય બાકી રહી ગયું, છે એ કરવાને માટે સામો માણસ રોકાયેલો છે; એ અસલ કે અણગમતું બનતાં વક્તા સામાને. એ ઉક્તિદ્વારા કાંઇ બાકી ન રહેતાં ચાલ્યા જવાનું કહે છે. આ વિષે પૂર્વે 'બુદ્ધિપ્રકાશ' માં એક સંભાવના આપી હતી. શબ્દ સં. માં अक्षनिताकारकम् (अ + क्षनित + आकारकम्)— प्रा. * अक्खणियाआरअं—अप * अक्खणियारउं આ જણાય છે. ચોર કે ધાડપાડુ આવ્યા હોય, લૂંટ ચલાવી ચાલ્યા જતા હોય તેમાંનો કોઇ પાછો આવે ત્યારે ઉપરની ઉક્તિ હોય: 'એવો: કયો આકાર ખોદ્યા વિનાનો બાકી રહી ગયો છે, તે પાછો આવ્યો છે?' 'અખિયાણું' શબ્દને માટે જોડણીકોશમાં સં. अक्षत-वायन

મૂળ તરીકે અપાયો છે એ સ્વાભાવિક શબ્દ છે; 'અખણિયારું' માં એવી કોઇ સંભાવના નથી.

આ નવી ચોથી આવૃત્તિમાં વ્યુત્પત્તિ આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. એ અંગ વિના શબ્દકોશ અધુરોજ રહે છે. વ્યુત્પત્તિઓ આપવા પાછળ અથાગ પરિશ્રમ લેવામાં આવ્યો છે એ સ્પષ્ટ છે. આ વિષય ભાષાઓના ક્રમિક વિકાસનો બહોળો પરિચય માગી લે છે. પરિચયની ઊણપ 'અ' ના નીચેના શબ્દોમાં જણાઇ આવે છે.

અકરાંતિયું–अतिक्रांत; અકરું–उत्कतोरु (?); અકારું–सं. अकारक (?), प्रा. अकारग;–અકોણું–અ+કૂણું (?); અકકડ–स. उत्कट–प्रा. उक्कड (?); અખ (–ખ્ખ) ડ – અ + ખડ (?); અખોડ – सं. अक्षोट (?); અખોવન–सं. अक्षयवन्त; અગ (ગ્ગ) ડ–सं. अवट, (?), प्रा. अगड; અગડંબગડં રવ૦ (?) કે सं. अकृतविकृत, प्रा. अगडविगड (?); અગાત–सं. अग (?); અગિયર–प्रा. अयगर (?); અઘડ–सं. आगर्त (?); અઘરું–सं. अग्राह्य (?); અચપચું–અધ+પોચું (?); અચાનક–हि. અ+ચાનક (?); અચો– અ+ सं. नह् (?); અછોડો– दे. अच्छोडिअ (?); અટકવુંदे. अट्ट (?); અટપટું–सं. घटपट (?); અટૂલ– सं. अटल (?); અડવું–(૨) दे. अड्ड=આડું (?) (૪) प्रा. आअड्ड, सं. व्यापृ (?); અડાઉ–म॰अडाऊ, प्रा. अडवी – જંગલ પરથી (?); અડાણી– म.; सं. अज्ञानी; અણુકી(–ચી)–सं. अनीति (?), प्रा. अणईइ; અણખ–दे. अणक्खल=ક્રોધ (?); અણખિયું– दे. अणक्खल=ક્રોધ (?); અણુસાર–सं. अनुमार (?); અતડું–અ+ तट, प्रा. तड; અતરાપી [–પુ]– प्रा. अतर=સમુદ્ર પરથી (?); અથાક (–ગ)– दे. अत्थग्घ=અગાધ; અદબદ– सं. अर्धबध्ध (?); અદ્ધગડું – अर्ध–અધ + सं. उत्कुट्टक, प्रा. उक्कुड्डण પરથી (?); અધવાયું–सं. अध्व+वाहक (?); અધૂરું– सं. अर्ध + पूर्ण (?); અધોળ–अर्ध+तोल (?); અનમનું– सं. अन्यमनस्क; અનાડી–सं. अज्ञानी; અનાવલા–सं. अनाविल; અને– सं. अन्यत् (?); અનોખું–અ+નોખું; અપ(–પ્પ) ટ–(૨)–सं. अपट्ट; અપટી–म., सं. आपत् (?); અપલ્યા– सं. अ+पल = માંસ; અબોટ–અનું + બોટવું (?) કે सं. अमुक्त (?); અભખો– सं. अमत्य (?); અભડાવું– सं. भ्रष्ट (?); અમથું–सं. मिथ्या (?); અલખ– सं. अलक्ष; અલેતું–અ+લહેતું; અલ્યા (લ્યો)–दे. अल्लय=પરિચિત (?); અવઘડ– सं. अवघट्ट પરથી (?); અષ્ટંપષ્ટં– सं. स्पष्ट– अस्पष्ट; અહાલેક–सं. अलक्ष; અંટવાવું–'અટો' પરથી (?); વગેરે.

જ્યાં ક્યાંય શંકા છે તેવાં સ્થળોમાં સંપાદક તરફથી જ (?) પ્રશ્નચિહ્ન મૂકવામાં આવેલ છે. એક રીતે એ પ્રામાણિકતા વખાણવા લાયક છે. પણ 'શબ્દકોશ' જેવા માર્ગદર્શક ગ્રંથમાં ઠેર ઠેર (?) પ્રશ્નચિહ્ન મૂકવાં એ પ્રામાણિકતાને બદલે 'અજ્ઞાન'નાં સૂચક થઇ પડે. 'શબ્કોશ' એ કાંઇ પ્રયોગદર્શક વસ્તુ નથી કે જેમાં 'આમ પણ થાય ને આમ પણ થાય' યા 'આમ પણ હોય ને આમ પણ હોય' એમ જ્યાં ત્યાં કહેવામાં આવે. આવાં સ્થાનોમાં મૌન એ વધુ હિતાવહ વસ્તુ છે. આપણે ઉપરના 'અ' માંના શબ્દ તપાસિયે તો એમાં ખાસ કરી ત્રણ સ્થિતિ વ્યકત થાય છે:

(૧) સિદ્ધ છતાં શંકામાં મૂકવાની
(૨) અસિદ્ધ છતાં સિદ્ધ તરીકે મૂકવાની
(૩) અસિદ્ધ અને શંકામાં મૂકવાની

આમાંથી પહેલા વિભાગમાં નીચેના શબ્દો આવે છેઃ

'અકોણું' ના સામે 'અ+કૂણું' બરોબર છે. એ રીતે 'અખ (-ખ્ખ) ડ' નો 'અ+ખડ' સાથે સંબંધ. જે ઉમેરવાનું છે તે અનુક્રમે અ+કોમલ' અને 'અ+ક્ષત'. 'અખોડ' માટે 'अक्षोट' બરોબર છે. 'અગિયર' માટે प्रा. 'अयगर' બરોબર છે; વ્યત્યયથી પછી 'અગિયર' થયો છે. 'અઘડ' અને 'અગડ' બેઉ માટે प्रा. अगड, सं. आ+गर्त ચાલી શકે એવો છે 'અઘરું' માટે सं. अग्राह्य બરોબર છે. 'અછોડો' માટે 'दे. अच्छोडिअ' છે તે सं. आ+छोटय' સાથે સંબંધ છે. સીંચવાના સાધનમાંથી દોરડવાચક બની ગયો છે. 'અટપટું' નો સંબંધ सं. 'घटपट' સાથે છે જ. ન્યાયની પરિભાષામાંથી આ શબ્દ મળ્યો છે. 'અટૂલ' માટે 'सं.अटल' બરોબર છે. 'અડવું' માટે 'दे.अड्ड = આડું' છે. (૪) प्रा. आअड्ड નો સંબંધ પણ સ્પષ્ટ છે. 'અણખ' અને 'અણખિયું' માટે दे. अणक्खल=ક્રોધ યોગ્ય છે. 'અણુસાર' માટે 'सं अनुसार' યોગ્ય છે. 'અદબદ' માટે सं अर्धबध्ध વિશે શંકાની જરૂર નથી. 'અધવાયું માટે सं. अध्व+वाहिक એટલું સુધારી લેવું. 'અધૂરું' માટે એ પ્રમાણે 'अर्ध-पूरक' એમ સુધારી લેવું. 'અધોળ' માટે सं.अर्ध+तोल યોગ્ય જ છે. 'અનમનું'

'सं. अन्य+मनस्' એમ કરી લેવું; 'क' પ્રત્યયની જરૂર નથી. 'અને' નું એ રીતે સં. अन्यस्मिन्' કરી લેવું 'અ+ઓટવું' ની શંકા નિરર્થક છે; ત્યાં 'સં. अमुक्त' ની જરૂર જ નથી. 'અભખો' સામે 'સં. अभक्ष' ની શંકા જરૂરી નથી; 'अभक्ष' એમ સુધારી લેવું. 'અલખ' સામે 'સં. अलक्ष्य' કરી લેવું. 'અવધડ' માટે 'સં. अव+घट्' યોગ્ય છે. 'અંટવાનું' માટે 'આંટો' ચાલી શકે એમ છે.

બીજા વિભાગમાં નીચેના શબ્દ છે:

'અકરાતિયું' માટે 'आक्रांत' કરી લેવું; 'અખોવન' માટે 'अक्षय-वन्त' જેવો કોઈ સંસ્કૃત શબ્દ જ નથી; 'अक्षय + वन' જ યોગ્ય છે. 'અડાણી' માટે સં. अज्ञानी' નિરર્થક છે; મૂળ પ્રાપ્ય નથી. 'અતડું' માટે 'સં. आर्त + સ્વાર્થે 'ड' યોગ્ય થશે. 'અથાક (–ગ)', 'અથાહ' માટે 'સં. अस्ताघ – એ ઉપરથી દેશ્ય માનેલો 'अत्थग्घ' બરોબર છે. 'અનાડી' માટે 'सं. अन्यायप्रवृत्तिक' જોઇયે એમ મને જણાયું છે. 'અનાવલા' બ્રાહ્મણ 'અનાવળ' ગામના ઉપરથી થયા છે, 'अनाविल' એવું સંસ્કૃતીકરણ કરાયું છે; 'सं. अन्न + पद्र' નો સંબંધ છે. 'અપ(પ્પ)ટ' ના બીજા અર્થનો સંબંધ 'सं. अप्रवृत्त' સાથે છે. 'અપલ્યા' નો સંબંધ 'अ + पल માંસ' સાથે સર્વથા શક્ય નથી. 'અષ્ટં પષ્ટં' માત્ર રવાનુકારી છે. 'અહાલેક' માટે 'सं. अहो + अलक्ष्य' એમ સુધારી લેવું.

ત્રીજા વિભાગમાં નીચેના શબ્દ છે:

'અકરું', અકારું', અકકડ, અગડંબગડં, અગાત, અચપચું (એ 'અર્ધ + પચ્યું' છે.), અચાનક, અચો, અડાઉ, અણુકી (–ચી), અતરાપી, અદ્ગડું (જે સં. अर्ध + उत्क નો વિકાર છે), 'અનોખું' (માં 'અ + નોખું'થી સ્પષ્ટતા નથી. 'અ' નકારવાચક નથી. નોખું = દે. नोक्ख = નવીન એ અર્થ છે.) અપટી (જેનો સંબંધ સં૰ अप्रवृत्ति સાથે છે.), અભડાવું (સં. आ + भट' સાથે એકરૂપ છે.), અમથું (સં. आ + मिथ्या), અલ્યા (–લ્યો) (આ શબ્દ સં. हे. अरयः પ્રો. હેલ્યો શત્રુને માટે વપરાતો તેના ઉપરથી ઊતરી આવ્યો વધુ સંભવિત છે.)

વ્યુત્પત્તિના વિષયમાં શાસ્ત્રીય દૃષ્ટિએ આપણે ત્યાં એક જ માત્ર પ્રયત્ન થયો છે તે સ્વ. નરસિંહરાવ દિવેટિયા તરફથી. પરંતુ વિદેશમાં તેમ જ હિંદમાં અન્ય પ્રાંતોમાં પણ મહત્ત્વનું કાર્ય થયું છે. जुल्स ब्लोके મરાઠીભાષા ઉપર અને પ્રો. ટર્નરે ગુજરાતી ભાષા ઉપર, ઉપરાંત સ્વ. ડૉ. ટેસિટોરીએ મધ્યકાલીન ગુજરાતી ઉપર કર્યું છે. સ્વ. ડૉ. પિશલનું પ્રાકૃત વ્યાકરણ અને સ્વ. ગાઇગરનું પાલિ ઉપરનું પુસ્તક પણ મહત્ત્વનાં છે. હિંદમાં ડૉ. સુનીલકુમાર ચેટરજીનું 'બંગાળી ભાષાનાં મૂળ અને વિકાસ' અને ડૉ. એસ. એમ. કત્રેનું 'કોંકણીનું બંધારણ' પણ મહત્ત્વનાં પુસ્તક છે. આ બધાને વટાવી જાય તેવું અદ્યતન કાર્ય પ્રો. ટર્નરનો 'નેપાળી શબ્દકોશ' છે. આ ગ્રંથોના સહારાથી ઘણું કાર્ય સાધી શકાય એમ છે. ડૉ. બનારસીદાસનો 'પંજાબી' ઉપરનો ગ્રંથ, ડૉ. ત્ર્યંબકલાલ દવેનો 'સોળમી સદીની ગુજરાતી' નો ગ્રંથ વગેરે પણ મોજૂદ છે જ. મરાઠી ભાષાનો વ્યુત્પત્તિ કોશ પણ પ્રાપ્ય છે.

પ્રો. ટર્નરે 'અંગીઠી' માટે સં. अग्निष्ठिका, 'અગાડી' માટે સં. अग्रार्ध, 'અગ (–ગુ) વો,' માટે સં. अग्रेगु, 'અચંબો' માટે સં. स्कम्भ् ધાતુનો સંબંધ, 'અલોપ' માટે સં. आ + लोप વગેરે સૂચવ્યા છે. બ્લૉકે 'અંગુછો' માટે સં. अंगवस्त्र સૂચવ્યો છે, જ્યારે ટર્નર 'अंगोच्छ:' સૂચવે છે. 'અગાડી' માટે ટર્નર अग्रार्ध કહે છે, પણ જોઇયે अग्रावर्ते. વધારે ઊંડા ઊતરતાં મૂળોની વધારે અને વધારે નજીક જઈ શકાય. આમાં માત્ર કલ્પના કામ નથી આપતી; તલસ્પર્શી શાસ્ત્રીય ભાષાજ્ઞાન ખાસ અપેક્ષિત છે. દરેકને પૂર્ણ જ્ઞાન નથી જ હોતું, તેથી કેટલાંક સ્થાનોમાં મતભેદ તેમ જ વિકલ્પો પણ મળે. પણ શાસ્ત્રોના વિષયમાં આવાં મતભેદ અને વિકલ્પોનાં સ્થાન ઓછાં જ હોય છે.

## ૫

ચોથી આવૃત્તિમાં ઉચ્ચારણો નોંધવાનો પ્રયત્ન થયો છે: ખાસ કરી વિવૃત ઍ, ઑ, લઘુ પ્રયત્ન 'ય' અને 'હ' નું સ્વરિત ઉચ્ચારણ કહો કે ત્યાંનો તે તે મહાપ્રાણિત સ્વર કહો. વિવૃત ઉચ્ચારણ નોંધતાં સંખ્યાબંધ સ્થળે 'પ્રશ્નાર્થ' ચિહ્ન મૂકવામાં આવ્યું છે. આટલાં વિપુલ સ્થાનોમાં શંકા હોય એ ખૂબ મુશ્કેલીમાં મૂકી દે. લઘુ પ્રયત્ન યકાર અવધ (ધ,) આમ અલ્પવિરામથી બતાવ્યો છે, જ્યારે 'હ' નું સ્વરિત ઉચ્ચારણ

વર્ણલોપ ચિહ્ન ( ? ) થી બતાવાયું છે. લઘુપ્રયત્ન 'અકાર' હ્રસ્વ ચિહ્ન ( ખોડાનું ચિહ્ન) થી બતાવવાનો પ્રયત્ન થયો છે, પણ એ તો 'કહેવું' 'રહેવું' જેવા માટે મર્યાદિત છે. ખરું જોતાં અહીં 'લઘુપ્રયત્ન અકાર છે જ નહિ. લઘુપ્રયત્ન 'અ'નાં સ્થાન તો શબ્દોમાં અસ્વરિત 'અ'માં ખૂબ ખૂબ વ્યાપક છે. ધ્રુવ સ્મારક ગ્રંથના ત્રીજા અંગ્રેજી ગ્રંથમાં મારા 'Stress Accent in Modern Gujarati' એ મથાળાના લેખમાં આની શાસ્ત્રીય મીમાંસા કરવામાં આવી છે. જોડણીકોશના વિદ્વાન સંપાદકને એ લેખ જોઈ જવા વિનંતિ કરું છું. આપણે ત્યાં માત્ર 'અ' જ લઘુ પ્રયત્ન છે એમ નથી; 'ઇ' 'ઉ' 'એ' અને 'ઓ' પણ લઘુપ્રયત્ન છે. આ માત્ર Phonetics —વાણીશાસ્ત્ર—નો વિષય છે. માત્ર વ્યાકરણીઓને પણ કદાચ આ વાત સમજવી મુશ્કેલ પડે. પોચો અનુસ્વાર બતાવવા પોલું મીંડું (૦) કૌંસમાં બતાવ્યું છે, જે 'આં' માં મળે છે, પણ 'ઇ' 'ઊ' માં તો દર્શન જ નથી થતાં. અગાઉ સંખ્યાબંધ વાર સૂચવ્યું છે કે આ પોચો અનુસ્વાર નથી, પણ છેક વેદકાળથી ચાલુ આવતું અનુનાસિક સ્વરિત ઉચ્ચારણ છે. પોચો અનુસ્વાર એ ભ્રામક સંજ્ઞાનો 'શબ્દકોશ' જેવા શાસ્ત્ર-ગ્રંથમાં ઉપયોગ અવશ્ય ખૂંચે. પ્રો. બ. ક. ઠાકોર તેમ જ મારા તરફથી શાસ્ત્રગ્રંથોમાં પૂર્ણ અનુસ્વાર માટે પોલું મીંડું અને અનુનાસિક માટે ચાલુ બિંદુ જ પ્રયોજાયું છે, આ વસ્તુ પણ સંપાદકશ્રીના ધ્યાનની બહાર ગઈ જણાય છે. વારુ, ભલે પોલું મીંડું વપરાયું, પણ એ સર્વત્ર પ્રયોજાયું નથી. ગુજરાતીમાં એકાદ બે અપવાદ સિવાય તદ્ભવ શબ્દોમાં આદિ, અંત કે મધ્યમાં પોચું અનુ-નાસિક ઉચ્ચારણ જ છે. આ વસ્તુ કોશકારની નજર બહાર તો ન જ જવી જોઈએ.

૬

જોડણીના નિયમોના વિષયમાં આજે ખાસ કહેવાનું ન હોય. ધોરણ સામાન્ય રીતે વ્યાપક થઈ ચૂક્યાં છે. જે કેટલાક અપવાદ યા નિયમ-વિરુદ્ધનું આવી જગામાં છે તે તરફ વારંવાર ધ્યાન દોરવામાં આવ્યું છે; દા. ત.

૧. નિરનુનાસિક 'ઇ-ઉ-ઈ-ઊ'ના જે કાંઈ ફેર-ફાર છે તે સ્વીકારવામાં આવ્યા છે. એથી ઊલટું સાનુનાસિક દીર્ઘ ઈં-ઊં ની ઉચ્ચારણ-માં નિરનુનાસિક 'ઇ-ઉ-ઈ-ઊ' જેવી જ સ્થિતિ છતાં સાધિત શબ્દોમાં કે મૂળભૂત શબ્દોમાંની અસ્વરિત દશામાં કશો ફેરફાર ઇષ્ટ નથી; જેમ કે- 'ભૂલવું' નું 'ભુલાવું', પણ 'ખૂંચવું'નું 'ખૂંચાવું'; 'ખીજવું'નું 'ખિજાવું'; પણ 'દીંચવું'નું 'દીંચાવું.'

અત્યાર સુધી સ્વરભારના તત્ત્વને સમઝવામાં થયેલી ગંભીર ગફલતનું આ પરિણામ છે. નાકમાંથી બોલતો હોય કે નાકમાંથી ન બોલાતો હોય— 'ઇ' કે 'ઉ' ની સ્થિતિ એક સરખી જ છે.

૨. તત્સમ શબ્દોની શુદ્ધિ મૂળ પ્રમાણે કાયમ રાખવી એમ સિદ્ધાંત છે. તેથી જ 'પીડવું'નું 'પીડાવું' ને 'દીપવું'નું 'દીપાવવું' વગેરેમાં 'ઈ' અવિકૃત દીર્ઘ રાખ્યો છે. તો પછી 'જીવવું'નું 'જિવાડવું' શા માટે?

વસ્તુસ્થિતિએ ગુજરાતી ભાષામાં આવ્યા પછી સાધિત શબ્દસ્થિતિમાં ઉચ્ચારણનું એકસરખું ધોરણ છે, ત્યાં આવો કોઈ અપવાદ કે પ્રત્યપવાદ ટકી શકતો જ નથી, અસ્તિત્વ જ ધરાવી શકતો નથી.

૩. મારી નજરમાં 'ઊંચકો' શબ્દ આવ્યો, તે 'ઉચકો' હોવો જોઈએ. હ્રસ્વ સ્વરની પૂર્વ-નો સ્વર દીર્ઘ જોઈએ એવો નિયમ કર્યો છે. 'ચ' હ્રસ્વ માટે 'ઊ' દીર્ઘ, પણ ત્યારે 'ઉછંગ'ની કેવી સ્થિતિ છે? હિંદીમાં તો સ્પષ્ટ રીતે उचक्का છે. વસ્તુસ્થિતિએ જોડાક્ષરની પૂર્વતાને લીધે ગુરુતા જ મળી છે, જે પહેલી શ્રુતિમાંના उ ને હ્રસ્વ જ રાખે છે.

વસ્તુસ્થિતિએ ગુજરાતી ભાષામાં— એવું જ હિંદી ભાષામાં પણ—સામાન્ય રીતે इ उ હ્રસ્વ જ મળી આવે છે. उतरना વગેરે એનાં ઉદાહરણ જાણીતાં છે. વિભક્તિના સ્વરાદિ પ્રત્યય લાગતાં હિંદીમાં અંત્ય સ્વરો દીર્ઘ હોય તે પણ હ્રસ્વ થઈ જાય છે. ગુજરાતીમાં ઉચ્ચારણમાં આ જ સ્થિતિ પ્રવર્તતી હોવા છતાં એવા દીર્ઘ ઈ ને દીર્ઘ જ રાખવાનું જોડણીમાં સ્વીકારાયું છે. અનાદિ દશામાં 'કરિયો' 'કરિયે' એવી સ્વાભાવિક જોડણી સ્વીકાર્યા છતાં 'કરીએ' 'બોલીએ' એ વગેરે સર્વ-સામાન્ય ક્રિયાપદોમાં દીર્ઘ ઈ કારને જ પકડી રાખવામાં

આવ્યો છે. હિંદીમાં ત્યાં હ્રસ્વ इ જ છે. ગુજરાતી ગળામાં આ હ્રસ્વ જ છે; એટલું જ નહિ એમાં 'નદી+એ' જેવી સ્થિતિ નથી, પણ 'કર્+ઇયે' જેવી સ્થિતિ જ છે, છતાં દીર્ઘ ઈ અને ए રાખવામાં આવ્યા છે.

૪. યશ્રુતિના વિષયમાં આજે એવી પરિસ્થિતિ છે કે નારીજાતિના અકારાંત શબ્દો અને આજ્ઞાર્થ બીજા પુરુષ એક વચનનાં રૂપો તેમજ લુપ્ત પ્રત્યયાંત ગણાતાં સાતમી વિભક્તિનાં મૂળ इ વાળાં રૂપોમાં એ લગભગ ભૂલાઇ ગઇ જેવી જાણે કે થઇ ગઇ છે; પણ હશ્રુતિ તો આજે જોડણીમાં સ્વરિત દશાને બદલે સ્પષ્ટ 'હ'-કારથી બતાવવામાં આવે છે; દા. ત. વહાલો, વહાણ, અહેરો. તો પણ કેટલાક શબ્દોમાં— ખાસ કરી સાર્વનામિક રૂપોમાં એ સર્વથા લખાતી–બતાવાતી નથી; દા. ત. મારું, તારું, ત્યારે, જ્યારે, ત્યાં, જ્યાં. આનો ઉકેલ શ્રી. કાકા સાહેબે શરૂથી જ જોડણીકોશની પ્રસ્તાવનામાં માગ્યો છે. મારા તરફથી વિસર્ગનું સૂચન થયું છે. શ્રી. કાકા સાહેબને એ પસંદ પડેલ છે. અને મને માહિતી છે ત્યાં સુધી શ્રી. મશરુવાળા પણ વિસર્ગનો સમાદર કરે છે; દા. ત. વાઃલો, વાઃણ, માઃરું, તાઃરું, જ્યાઃરે, ત્યાઃરે, જ્યાંઃ, ત્યાંઃ, કેઃ, રેઃ, વગેરે. આનો સમાદર કરવામાં આવે તો ભાષામાં આ શ્રુતિ સ્વાભાવિક સ્વરૂપમાં આવી રહે. ડૉ. સુનીલકુમાર ચેટરજી જેવા સમર્થ ભાષાશાસ્ત્રીએ અંગ્રેજી transliteration પદ્ધતિમાં આ જ ચિહ્ન હશ્રુતિ માટે પ્રયોજ્યું છે, એ એમના Indo-Aryan and Hindi નાં ભાષણ જોવાથી સ્પષ્ટ થશે.

વ્યક્તિગત શબ્દોની જોડણી અને વ્યુત્પત્તિનો પ્રશ્ન હજી ઊભો જ છે. 'સમજ' જેવામાં સં. संबुध्यते▸प्रा. संबुज्झइ▸* समुज्झइ જેવાં અવાંતર રૂપોથી 'ઝ' છે; અને 'સમજ' લખાતું તેમાં એનો ખ્યાલ હતો જ. सम्+ध्यै જેવાં વિચિત્ર મૂળ સ્વીકારતાં પણ 'ઝ' જ આવે. 'બચ્ચું' જેવા શબ્દના મૂળમાં 'वत्स' ની સંભાવના કરવામાં આવી છે, જ્યાં મૂળ સં. अवत्स▸प्रा. अवच्च–, *वच्च જેવાં છે. આ બધું જોવા જાણવાની દષ્ટિ કોશકારને માટે અનિવાર્ય છે. પ્રસ્તાવના (પૃ. ૮)માં લખ્યું છે કે "તત્સમ વ્યુત્પત્તિ ઉપરાંત જેટલી મળી શકી તે બધી તદ્ભવ વ્યુત્પત્તિ પણ આ વખતે સંઘરી છે. તેમાં પ્રાકૃત રૂપો પણ દર્શાવ્યાં છે. તે વિષે એક વસ્તુ કહેવાની જરૂર છે. આમ દર્શાવેલાં પ્રાકૃત રૂપો પ્રત્યક્ષ ઉપયોગમાં આવ્યાં હોય તે જ લેવાનું રાખ્યું છે; કલ્પીને તે રજૂ કર્યાં નથી." વિદેશના અને આ દેશના સમર્થમાં સમર્થ ભાષાશાસ્ત્રીઓની આ અવહેલના છે. એ કલ્પના નથી, સ્વાભાવિક વિકાસક્રમ છે. આપણા સુધી આવવાને માટે અવાંતર રૂપ અદલોઅદલ વપરાયું મળવું જ જોઇયે એવું નથી. વસ્તુસ્થિતિએ એ વપરાયું પણ હોય, પણ જોવામાં ન પણ આવ્યું હોય.

છતાં આ ભગીરથ પ્રયત્નને માટે જોડણીકોશના સંપાદક શ્રી. મગનભાઇ પ્ર. દેસાઇને અભિનંદન આપ્યા વિના રહી શકાતું નથી. એમણે ઇચ્છયું છે કે "અભ્યાસકો શબ્દો ઉપરાંત કોશનાં બીજાં અંગોમાં પણ સુધારા વધારા કરવામાં ખૂબ મદદ કરી શકે. આવી બધી મદદ આવકારપાત્ર થશે એ તો કહેવાનું હોય જ નહિ; અમે તે માટે પ્રાર્થના કરીએ છીએ." (પ્રસ્તા. પૃ. ૧૧) વિશેષ અભિનંદનીય વસ્તુ મને આ પણ લાગી છે. નવી આવૃત્તિની તૈયારી વખતે મેં 'અકારના' બે નાના હપ્તા વ્યુત્પત્તિની દૃષ્ટિએ મોકલ્યા હતા તેનો સમાદર થયો હોત તો કોશમાંની સંખ્યાબંધ અસ્પષ્ટતા કદાચ દૂર થઇ શકી પણ હોત. 'ખાવું' ને માટે સં. खाद् ધાતુ આપ્યો, પણ ખવાવું ના (૨) માટે સં. क्षपित, प्रा. खविअ પરથી?" જેવી કુકલ્પનાને તો અવકાશ ન જ રહેત. અમદાવાદમાં આ વિષયમાં કરી છૂટે એવા જે વિદ્વાનો છે તેઓની મદદ માગવામાં આવે તો આ દેશનું જ કાર્ય હોઇ સહકાર અવશ્ય મળશે એવી શ્રદ્ધા છે.



# પંડિત જવાહરલાલ : બે રેખાચિત્રો

## જવાહર સાથે ૩૦ વર્ષ

મૂળ અંગ્રેજી: આચાર્ય જે. બી. કિરપલાણી

અનુવાદક: શ્રી. પરમાનંદ

[પંડિત જવાહરલાલ નહેરૂના જન્મદિવસ ઉપર અનેક સામયિક પત્રોએ ખાસ અંકો કાઢયા હતા અને તેમાં અનેક વિદ્વાનો, વિચારકો તેમજ રાજકારણી પુરુષોએ પંડિતજીની ઉજ્જવળ કારકિર્દી અને ગુણાઢયતા વિષે પોતપોતાના ખ્યાલો અને અનુભવો પ્રગટ કર્યા હતા તે સર્વમાંથી બે લેખો અથવા તો રેખાચિત્રો ખાસ ધ્યાન ખેંચે તેવાં હતાં એક રેખાચિત્ર આચાર્ય કિરપલાણીજીનું આલેખેલું છે અને બીજું શ્રી કૃષ્ણ કિરપલાણીનું આલેખેલું છે ઉભય પંડિત જવાહરલાલ નહેરૂના અંગત પરિચયમાં આવેલી વ્યકિતઓ છે અને પ્રત્યેકે પંડિતજી વિષે પોતાના મન ઉપર પડેલી છાપને આબેહૂબ ઉતારવાનો પ્રયત્ન કર્યો છે. પ્રસ્તુત બન્ને રેખાચિત્રો અનુક્રમે નીચે આપવામાં આવે છે. તંત્રી]



પંડિત જવાહરલાલ સાથે મને ૩૦ વર્ષનો પરિચય છે. આપણા દેશની આ અતિ મહત્વની અને અનેક તીવ્ર સંવેદનોથી ભરેલી મુદત દરમિયાન અમે એકમેક સાથે અત્યન્ત નિકટ રહીને કામ કર્યું છે. તેમનો આજ સુધીનો ઉત્કર્ષ હુ મુગ્ધભાવે નિહાળી રહ્યો છું તેમના જાહેર-જીવનના પ્રારંભકાળમાં અમારે એકમેકને ખૂબ સાથે રહે-વાનું બનતું હતું. આનંદભવનનું ઉદાર આતિથ્ય માણ-વાનો લહાવો મને અનેકવાર મળ્યો છે. એ વખતના મહાસભાવાદીઓમાં તેઓ ઉદ્દામ લેખાતા હતા. અને જો કે મેં બાપુની વિચારસરણી અને આગેવાની નિરપવાદ રીતે સ્વીકારી હતી, તોપણ સ્થિતિચુસ્તોમાં મારી ગણના એક અગ્રણી જેવી લેખાતી હતી. આ કારણે અમારી વચ્ચેનો પ્રેમભાવ વધતો જતો હતો. તેમનો એક યુવકસહજ જુસ્સો અને સરળ અને મોહક રીતભાત, વળી આજે જેમને એક પ્રકારની ઘૃણા-પૂર્વક 'કોંગ્રેસના સ્વયંસેવકો' તરીકે ઓળખવામાં આવે છે તેમના વિષેનું તેમનું મમત્વ અને આમ જનતા વિષેની તેમની લાગણી—આ બધું મને ખૂબ ગમતું હતું. અને જે ઉમરાવ વર્ગમાંથી તેઓ આવ્યા હતા તેમની પરંપરાગત તોછડાઈથી તેઓ તદ્દન મુક્ત નહોતા એમ છતાં પણ આમજનતા સાથે જે રીતે તેઓ હળીમળી જતા હતા તે કારણે તેમના પ્રત્યે હું આકર્ષાયલો રહેતો હતો. એક યા બીજા મુદ્દાઓ પરત્વે અવારનવાર અમારી વચ્ચે તીવ્ર મતભેદ પડતો હતો એમ છતાં પણ બાપુજી પ્રત્યેની અમારી સમાન વફાદારી અમને એકમેક સાથે સંકળાયલા રાખતી હતી આજે પણ મારા દિલમાં તેમના વિષે એ જ સદ્ભાવ કાયમ રહ્યો છે.

તેઓ કોંગ્રેસના પ્રમુખ હતા તે દરમિયાન હું બે વાર કોંગ્રેસનો મુખ્ય મંત્રી હતો. તેમની સાથે કામ કરવું એ એક પ્રકારનો લહાવો હતો. તેઓ પદ્ધતિસર કામ કરવાવાળા, નિષ્ઠાવાન, અત્યંત પરિશ્રમશાળી અને સમજદાર કાર્ય-કર્તા હતા. કોંગ્રેસના બંધારણમાં અને એ. આઇ. સી.

સી.ના વહીવટમાં જેના જેના હું પરિચયમાં આવ્યો છું તે કોંગ્રેસપ્રમુખો કરતાં ઘણા વધારે સક્રિય રસ લેતા મેં તેમને જોયા અને જાણ્યા છે. જ્યારે પણ તેઓ અલ્હાબાદમાં હોય ત્યારે તેઓ કોંગ્રેસ કાર્યાલયમાં નિયમિત રીતે આવવાનું અને કામ કરવાનું કદી ચૂકતા નહિ અને એમ છતાં પણ કોંગ્રેસના ચાલુ કામકાજમાં કે શિસ્તબદ્ધ કાર્યવાહીમાં તેઓ કદી પણ અણઘટતી દખલગીરી કરતા નહિ.

એ તો જાણીતું છે કે સહજમાં ઉશ્કેરાઇ જવું અને મિજાજ ગુમાવવો એ તેમનો સ્વભાવ છે, પણ જેઓ તેમના લાંબા વખતના નિકટ પરિચયમાં આવ્યા છે તેઓ એ પણ જાણે છે કે પોતાની ભૂલ માલૂમ પડતાં તેઓ તુરતજ સુધરી લે છે. તેમનામાં ભારે ઉદાર વૃત્તિ છે, અને ન્યાયબુદ્ધિ પણ એટલી જ જાગૃત છે. જ્યારે પોતે આવેશમાં આવી જઇને કાંઇક ખોટું કરી બેઠેલ છે એમ તેમને માલૂમ પડે છે કે તુરતજ તે ભારે મીઠાશપૂર્વક કબૂલ કરે છે અને જો કે એવીજ ભૂલનું પાછું પુનરાવર્તન કરતાં તે અટકી જાય છે એમ નથી બનતું, એમ છતાં પણ એ વખતે તો તેઓ તુરતજ માફી માગવા સુધીની નમ્રતા દાખવે છે. પણ જ્યારે એક બાજુએ પોતાના અંગત આવેશ સંબંધે તેઓ આટલા ઉદારચરિત અને નમ્ર છે ત્યારે બીજી બાજુએ રાજકારણી નિર્ણયોમાં પોતાની ભૂલો ભાગ્યેજ કબૂલ કરે છે. આવું કાંય એ પણ કારણ સંભવે છે કે એક માનવી તરીકે તે જેટલા સભાન અને જાગૃત છે તેટલા સભાન અને જાગૃત રાજકારણી પુરૂષ તરીકે તેઓ ન પણ હોય. બાપુ અને જવાહર વચ્ચે આ એક મોટો તફાવત છે બાપુ પોતાની ભૂલો કબૂલ તો કરતા હતા એટલું જ, નહિ પણ તે ભૂલોને હિમાલય જેવડી મોટી કલ્પતા હતા. આમ છતાં પણ, એક 'રાજકારણી પુરૂષ તરીકે જવાહરની જે કોટિ છે તે કરતાં એક માનવી તરીકેની તેમની કોટિ વધારે ઉચ્ચ પ્રકારની છે એ હકિકત પણ તેમના ગુણ પક્ષે જ છે, જો કે બાપુની માફક તેઓ જેટલા સરસ માનવી છે તેટલા સરસ જો રાજકારણી પુરૂષ હોત તો દેશને ખરેખર અગણિત લાભ થત.

ત્રણ વર્ષ સુધી અમે અહમદનગરના કિલ્લામાં સાથે પૂરાયલા હતા. તેમના જેવો આવેશપરાયણ સ્વભાવવાળો, સતત પ્રવૃત્તિશીલ આદતવાળો અને રાજકરણી જીવનના ક્ષોભસંક્ષોભથી સતત ટેવાયલો માણસ જેલમાં ખૂબ ઉદાસ પ્રકૃતિનો અને વાતવાતમાં ઉશ્કરાઇ જાય તેવો જ બની બેસે એમ કોઇને પણ સ્વાભાવિક રીતે કલ્પના આવે. પણ નવા સંયોગોને જવાહરલાલ એકદમ અને બહુ સરસ રીતે અનુકૂળ થઇ ગયા હતા. ખરી રીતે એ કિલ્લાની બંધિયાર દીવાલો અંદર જે ગમગીનીભર્યું વાતાવરણ અનુભવગોચર થતું હતું તે ગમગીનીનો ભાર તેમની હાજરીથી ઉલટો ખૂબ હળવો થતો હતો અને તેમનો સહવાસ અમારો ઉલ્લાસ ટકાવી રાખવામાં બહુ મદદરૂપ બનતો હતો. તે અમારી મંડળીનો આત્મા હતા. બૌદ્ધિક તેમ જ શારીરિક પ્રવૃત્તિઓમાં તેઓ સારી રીતે રોકાયલા રહેતા હતા. અમારી આ ફરજિયાત પરહેજગીમાં તેમના રસવૈવિધ્ય અને પ્રાણપૂર્ણતાને લીધે અમને ખૂબ બળ મળતું હતું. જો કે તેમના વિપુલ વાંચનને કોઇ સીમા નહોતી, એમ છતાં પણ અમારી ચાલુ વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓમાં પણ તેઓ રસપૂર્વક ભાગ લેતા. બાગકામમાં તેઓ ખૂબ જ રસ ધરાવતા હતા અને પાકશાસ્ત્રને લગતી પોતાની કુશળતા જેનો ઉપયોગ મોટે ભાગે ઇંડા તળવામાં આવતો તે વિષે પણ પોતે મગરૂર રહેતા હતા. તેમનો સહવાસ સદા આલ્હાદક બનતો અને એક બહાદુર સાથી તરીકે તેઓ સૌ કોઇના પ્રેરણામૂર્તિ બનતા.

તેઓ એક બાળક માફક હસી શકે છે અને તેમને અનુલક્ષીને હોય એવી મર્મોક્તિ બાદ કરતાં કોઇ પણ મર્મોક્તિનો આનંદ તેઓ અનુભવી શકે છે અને તેની કદર કરી શકે છે. પણ આપણને વીંધતી મર્મોક્તિ આપણામાંના જ કેટલા સહી શકે છે? તેઓ દેખાવમાં ખૂબ આવેશપરાયણ હોવા છતાં હાડમાં ભારે ધીરજવાળા-કદાચ વધારે પડતી ધીરજવાળા-છે. તેમનું વિચારનિરૂપણ સાધારણ રીતે એકાન્તવાદી હોય છે. આ એકાન્તવાદીપણું તેમની ઉદારતાભરી સહિષ્ણુતાને ઢાંકી દે છે તેવી જ રીતે તેમનામાં અવારનવાર પ્રગટ થતું આવેશમય વર્તન અને ગર્વયુક્ત શબ્દ-આવિર્ભાવ અંદર રહેલી નરમાશ જે ઘણી વખત નબળાઇમાં પરિણમેલી હોય છે તે નરમાશને આવરી લે છે. જો તેમનામાં થોડી સરખી પણ મગરૂરી ન હોય તો તે નવાઇ જેવું જ ગણાય કારણ કે નમ્રો

સુખવૈભવમાં ઉછરેલ છે અને લોકોની પ્રશંસા પણ માનવીના મગજને ભમાવી મૂકે છે.

વીસ વર્ષ પહેલાં પણ તેઓ આજે છે તેવા જ લગભગ હતા—મનોહર છતાં મનસ્વી, લોકશાસનવાદી છતાં આપખુદ, વિચારમાં અણનમ, આચારમાં સહજમાં વાળી શકાય એવા નવા. વિચારપ્રવાહોને એકદમ ઝીલી શકે—ધારણ કરી શકે—એવું તેમનું માનસ છે અને નવા ખ્યાલો અને સૂત્રો તેમના ચિત્તને બહુ સહેલાઇથી આવરી લે છે.

લડતનાં વર્ષો દરમિયાન બે વિચારપ્રવાહો વેગપૂર્વક વહી રહ્યા હતા—યુરોપમાં સમાજવાદ અને હિંદુસ્તાનમાં ગાંધીવાદ. પોતાના સ્વભાવ મુજબ તેઓ બન્નેના ભોગ થઇ પડયા હતા. વિચારમાં સમાજવાદના અને આચારમાં ગાંધીવાદના. બન્ને પ્રવાહો નવા હતા અને બન્ને ભારે વેગવાન હતા. એ બન્નેનો તેઓ કંઇ કાળે સમન્વય કરી શકયા નહોતા અને આજે પણ તેનો કોઇ સમન્વય તેઓ સાધી શકયા નથી સિવાય કે તેઓ ખરી રીતે બન્ને વાદથી અમુક અંશે ચ્યુત થયા છે. આમ આવતા વિચારપ્રવાહોને ઝીલવાની શકિતનો અતિરેક તેમના માટે લાભમાં પણ પરિણમે છે અને ગેરલાભમાં પણ પરિણમે છે. એક બાજુ આ વિશિષ્ટતાને લીધે તેઓ હંમેશાં જાગૃત અને ચંચલ રહે છે, નવા આંદોલનોને ઝીલતા જાય છે અને એ રીતે જુદા જુદા વર્ગના લોકોના દિલ જીતવામાં સફળ નીવડે છે. બીજી બાજુએ તેમનાં વાણી અને વર્તન એક પ્રકારની અનિશ્ચિતતાથી અંકિત બને છે અને આ અનિશ્ચિતતા અસરકારક કાર્ય નીપજાવવાની આડે આવે છે. તેમને હેમલેટ સાથે સરખાવવામાં આવેલ છે તેમાં કશું નવાઇ પામવા જેવું નથી.

તે એક સજ્જન મિત્ર છે. બીજા ઘણાખરા રાજકારણી પુરુષોમાં અપવાદરૂપ એવા જવાહર મેલી મુત્સદ્દીગીરીથી તદ્દન પર છે. તે કદી કોઇનું બૂરું કરતા નથી, કોઇ વિષે વેરબુદ્ધિ સેવતા નથી તેમજ કદી પણ પીઠ પાછળ ઘા કરતા નથી. કમનસીબે માણસની પરખ કરવામાં તેઓ જોઇએ તેટલા કુશળ નથી, તેથી મિત્રોની તેમની પસંદગી હંમેશાં જોઇએ તેટલી સારી નથી હોતી. તેમના વિશ્વાસ અને પ્રેમનો સહેલાઇથી દ્રોહ થઇ શકે છે. ખુશામત તેમને ગમે છે, અને એ સ્વાભાવિક છે કારણ કે તે ખુશામત પાછળ અમુક અંશે ખરા દિલનો આદર પણ હોય છે. બાપુ પણ કદાચ ખુશામતના ભોગ બનતા હતા, પણ બાપુ ખુશામતખોરોને આરપાર જોઇ શકતા હતા ત્યારે જવાહરલાલમાં એ શકિત છે જ નહિ. બોલવામાં ઉપર ઉપરની ચપળતા હોય અને બૌદ્ધિક ચમકારા હોય—ખાસ કરીને પાશ્ચાત્ય ઢબના—તેનાથી એ સહેજે અંજાઇ જાય છે. એ આશ્ચર્યજનક છે કે જે બીજાને આંજી દેવામાં કુશળ છે તે પોતેજ બીજાથી આમ સહેલાઇથી અંજાઇ શકે છે. અમેરિકાના 'ટાઇમ ન્યુસ મેગેઝીન'માં તેમનું એક રેખાચિત્ર આપવામાં આવ્યું હતું તેમાં એમ જણાવવામાં આવ્યું હતું કે "આજે દિલ્હીમાં પરદેશી સત્તાઓનાં જ્યાં થાણાં નંખાયા છે તે વસાહતમાં જ જવાહરલાલના ઘણા ખાસ નિકટવર્તી મિત્રો હોય છે...તેમના વિષે પાટનગરમાં આજે તો એમ બોલાય છે કે ઉંચી કક્ષાના સરકારી વર્તુળોમાં બ્રિટીશ યુનિવર્સિટીની ડીગ્રીને અંગ્રેજી રાજ્ય કરતાં પણ આજે વધારે પસંદગી આપવામાં આવે છે." આ વાંચીને મને ભારે રમુજ પડી.

પંડિત જવાહરલાલ આપણા મહાઅમાત્ય છે. એક રીતે આ અનિવાર્ય છે. લોકોને તેમનામાં શ્રદ્ધા છે અને બાપુ તેમને ચાહતા હતા. અને તેમનામાં ખૂબ વિશ્વાસ રાખતા હતા. તેઓ દુનિયાના દેશોમાં ખૂબ જાણીતા અને માનીતા છે, અને જ્યારે આપણામાંનો કોઇ એક પશ્ચિમના લોકોની પ્રશંસા પામે છે ત્યારે જેમને હજુ તાજેતરમાં જ આઝાદી પ્રાપ્ત થઇ છે તેવા આપણે હિંદીઓ એ પ્રશંસાથી બહુ મલકાઇ જઇએ છીએ. તેમની અસાંપ્રદાયિક વિચારશ્રેણી જોઇને લઘુમતી વર્ગોએ તેમનામાં વિશ્વાસ મૂકયો; પાશ્ચાત્ય સંસ્કૃતિની તેમના આખા ઘડતરમાં જે ઘેરી છાયા પડી છે તે જોઇને અંગ્રેજો તેમની ઉપર ખુશ બન્યા; સમાજવાદીઓને એમ લાગ્યું કે જવાહર લગભગ પોતામાંના જ એક છે. અને મૂડીવાદીઓ, તેમની ધાકધમકીની કેટલી કિંમત છે તે બરોબર સમજી ગયા હતા. અને આ રીતે તેમને અગ્રસ્થાને મૂકવામાં પરસ્પર વિરોધી સર્વ તત્ત્વોએ સમાધાન અનુભવ્યું હતું. પણ તેઓ આપણા મહાઅમાત્ય છે તેથી એક રીતે હું રાજી છું તેમ બીજી રીતે નાખુશ પણ છું. કારણ કે તેમને એક ભગીરથ કાર્ય કરવાનું છે અને એ માટે કદાચ નિષ્ઠુરતાભરી પદ્ધતિની જરૂર નહિ હોય તોપણ વજ્ર-

હૃદયના માનવીની પોલાદી નિશ્ચયશકિતની જરૂર તો છે જ.

કેટલાંક વર્ષ પહેલાં તેમણે અન્ય નામાભિધાનથી પોતાના વ્યકિતત્વ વિષે 'મોડર્ન રીવ્યૂ'માં એક લેખ લખ્યો હતો. તેમાં તેમણે જણાવ્યું હતું કે "અમુક વસ્તુઓ અમુક સમયમાં થવી જ જોઇએ, પોતાને ન ગમે તે સાફ થઇ જવું જોઇએ અને નવેસરથી બધું નિર્માણ થવું જોઇએ. આવી તેમની તીવ્ર કામના લોકશાસનની ધીમે કામ કરવાની પદ્ધતિને ભાગ્યે જ લાંબો વખત સહન કરી શકે તેમ છે. તેમના હાથમાં ભલેને સત્વ ન આવે અને કોતરાં આવે, પણ પોતાની ઇચ્છા પ્રમાણે હાથમાં આવ્યું તેને વાળ્યા વિના તે જંપ વાળીને બેસી શકે તેમ છે જ નહિ." પોતાના પૃથક્કરણને મળતું જ તેમનું આજનું ચરિત્ર હોત તો મને કેટલો આનંદ થાત? કમનસીબે આજે તેઓ પોતે જ બીજાની ઇચ્છાને જાણે કે નમતું આપી રહ્યા છે. જે તેમને પહેલાં નહોતું ગમતું અને આજે પણ તેમને જે નથી ગમતું તેવું કશું પણ તે સાફ કરી શક્યા નથી.

તેઓ પરદેશથી પુષ્કળ માન સન્માન પામીને પાછા આવે છે. આપણે તેમને ચાહીએ છીએ અને તેમના વ્યકિતત્વનો આવડો મોટો પ્રભાવ પડેલો જોઇને ગર્વ અનુભવીએ છીએ પણ માન સન્માનનો ઝળહળાટ મેઘધનુષ્યના રંગ માફક લાંબો વખત ટકતો નથી. જવાહરલાલના ગૌરવનાં મૂળ હિંદની વાસ્તવિક પરિસ્થિતિની નક્કર જમીનમાં નંખાવાં જોઇએ. તેમણે મોટે મોઢે અને ભારે બહાદુરીથી પ્રજાને જે વચનો આપ્યાં છે તે વચનોનો મુદ્દામ પૂરો અમલ થવો જોઇએ. આજના રાજ્યવહીવટમાંથી ગેરવ્યવસ્થા અને લાંચરૂશ્વતનો અન્ત આવવો જોઇએ; વ્યાપારી જીવનમાંથી કાળા બજારનો છેડો આવવો જોઇએ; અને સરકાર જે કહે છે તે કરવા માગે છે એવો પાકો વિશ્વાસ લોકોમાં ઉભો થવો જોઇએ. તેમને સરદાર જેવા શકિતશાળી અને કઠણ હૈયાના સાથી મળ્યા છે. અને તેઓ બન્ને મળીને, જે કદી પણ થવાનું નથી એમ જાહેર જનતા માનવા લાગી છે, તે જરૂર પાર પાડી શકે તેમ છે. જવાહરલાલનો આજ સુધીનો ભૂતકાળ ભવ્ય છે. અને એટલું જ ભવ્ય ભાવિ, જો તેઓ સાધ્યને સિદ્ધ કરવામાં કૃતનિશ્ચયી બને તો, તેમના માટે સુલભ છે. એ કાર્ય સિદ્ધ કરવા માટે તેમને દીર્ઘ આયુષ્ય મળો! મારી તેમને અન્તરની અનેક શુભેચ્છાઓ છે.

# જવાહર એટલે

## વિરોધી વૃત્તિઓનો ચિત્રવિચિત્ર સંગમ

મૂળ અંગ્રેજી: **શ્રી. કૃષ્ણ કિરપલાણી**

અનુવાદક: **શ્રી. પરમાનંદ**

સુખી અને સમૃદ્ધ ગૃહજીવનમાંથી હિંદી રાજકારણના ડહોળા ધસમસતા પ્રવાહમાં પંડિત જવાહરલાલ નહેરૂએ ઝંપલાવ્યું તેને આજે ૩૦ વર્ષ થવા આવ્યાં. એ વખતે જે આંધળું સાહસ લાગતું હતું, અથવા તો બેવકૂફીભર્યું બલિદાન દેખાતું હતું તેમાંથી આવું સુન્દર પરિણામ આવશે એવી તેમને ભાગ્યે જ કલ્પના આવી હશે. આજે તો તેઓ લોકોના એક અપ્રતિમ આગેવાન છે અને (ચીન પાછું એકત્ર અને સંગઠિત થાય નહિ ત્યાં સુધી) દુનિયાના સૌથી વધારે વસ્તીવાળા રાજ્યના મહાઅમાત્ય છે, એટલું જ નહિ પણ દુનિયાના સૌથી વધારે શકિતશાળી રાષ્ટ્રના પ્રમુખે તેમનું ભારે શાનદાર સન્માન કર્યું છે, તેમ જ અમેરિકાના છાપાંઓએ 'એશિયાના સૌથી વધારે આગળ પડતા રાજપુરૂષ' તરીકે તેમની ઉપર પ્રશસ્તિઓની ઝડી વરસાવી છે. ગાંધીજી પછી કોઇ પણ હિંદી આવા ભારે સન્માનને યોગ્ય હોય તો તે બેશક જવાહરલાલ નહેરૂ જ છે. તેઓ કાંઇ આજે એકાએક પ્રકાશમાં આવ્યા નથી. હિંદની આઝાદીની લડતમાં તેમણે જે બહાદુરીભર્યો ભાગ ભજવ્યો હતો તે કારણે પોતાના દેશવાસીઓના દિલમાં તો તેમની કંઇ કાળથી પ્રતિષ્ઠા થઇ ચૂકી હતી. તેઓ હિંદના મહાઅમાત્ય થયા તેના કંઇ કાળ પહેલાં પશ્ચિમના લોકો પણ તેમના વિષે સન્માન ધરાવતા થયા હતા. ખરી રીતે તો જ્યારે ૧૯૪૭માં તેમને આ મહાન અધિકાર સ્વીકારવાનું કહેવામાં આવ્યું ત્યારે પ્રજાની આ પસંદગી અનિવાર્ય હતી એમ હિંદમાં તેમ જ અન્યત્ર એકસરખો મત પ્રવર્તતો હતો. આ પસંદગી કેમ અનિવાર્ય બની ચૂકી હતી? જે પક્ષે નવી સરકારી રચનામાં તેમને પોતાના આગેવાન તરીકે પસંદ કર્યા હતા તે પક્ષના તે વખતે તેઓ કદી સર્વસત્તાધીશ સ્વામી ન હતા તેમ જ આજે પણ નથી. એ વાત ખરી છે કે ગાંધીજીએ તેમને પોતાના વારસ તરીકે જાહેર કર્યા હતા. અને બીજી ઘણી બાબતો માફક

આ બાબતમાં પણ ગાંધીજીની ઇચ્છા પ્રજાની પસંદગીમાં કારણરૂપ બની હતી પણ સાથે સાથે એ પણ જણાવવું જોઇએ કે ગાંધીજીની આ પસંદગીમાં તો પ્રજાની પસંદગી જ પ્રતિબિંબિત થઇ રહી હતી.

આ પસંદગીનું રહસ્ય શું છે? આ એક એવા આગેવાનનો કિસ્સો છે કે જે પોતાના પક્ષનું નિયંત્રણ કર્યા સિવાય તેની ઉપર પ્રભુત્વ ધરાવે છે. અને રાજકારણી ઇતિહાસમાં આ કંઇ સાધારણ ઘટના નથી. આનો ખુલાસો તો કદાચ કોંગ્રેસપક્ષનું જે ચિત્રવિચિત્ર સ્વરૂપ છે અને હિંદી પ્રજાનું જે વિલક્ષણ માનસ છે તેમાંથી જ મળી શકે તેમ છે. જો કોંગ્રેસ ઉપર મૂડીવાદીઓનું સ્વામીત્વ હોત, અથવા તો મજૂરવર્ગનું પ્રભુત્વ હોત તો નહેરૂ આજે જ્યાં છે ત્યાં કદી ન હોત. વળી કોંગ્રેસના વિરોધીઓ વર્ણવે છે તે મુજબ કોંગ્રેસ જો ફાસીસ્ટ (સર્વ સત્તા જેમાં કેન્દ્રિત થઇ છે તેવી) હોત, અથવા તો હિંદુત્વના પ્રાધાન્યથી ઉપલક્ષિત હોત તો પણ નહેરૂ આજના સ્થાને ન હોત. તેવી જ રીતે પશ્ચિમના આપણા કેટલાક શુભચિંતકો આપણા વિષે કલ્પના કરે છે તે મુજબ આપણે પરેખર અધ્યાત્મવાદી કે ગાંધીવાદી હોત તો પણ આ સ્થાન માટે જવાહરની પસંદગી થવા પામત નહિ. સત્ય હકીકત એમ છે કે આપણે આર્થિક, નૈતિક તેમ બૌદ્ધિક બધી બાબતોમાં એક પ્રકારની અનિશ્ચિત મનોદશામાંથી પસાર થઇ રહ્યા છીએ; આપણા રૂઢિગત ખ્યાલો અને આપણામાં ઉગેલા નવા વિચારો તે જ ભાવનાઓ, આપણાં સ્થાપિત હિતો અને આપણામાં જન્મેલી અવનવી આકાંક્ષાઓ બન્ને વચ્ચે અવિરત યુદ્ધ ચાલી રહ્યું છે, અને આપણી નિર્ણયશક્તિ જડવત્ બની ગઇ છે. હિંદી બાજિના ચાલી રહેલા આ ચર્ળાવ્યગ નાટકના તખ્તા ઉપર નહેરૂ માટે અનિવાર્યપણે ભારે બહાદુરીભર્યો ભાગ ભજવવાનું નિર્માણ થયું હતું.

આપણને કયા પ્રકારની આર્થિક અથવા તો સામાજિક રચના જોઇએ છીએ તે બાબતમાં આપણે હિંદીઓ મનથી કશું નક્કી કરી શકયા નથી. આપણે ગાંધીજીને પાગલની માફક ચાહતા આવ્યા છીએ અને અચકાતાં અચકાતાં તેમને અનુસરતા આવ્યા છીએ. આપણા દિલમાં તેમના માટે ભારે આદર અને ભક્તિભરેલ છે. પણ જેટલા પ્રમાણમાં આપણે તેમનું કહેવું માનીએ છીએ તેટલા જ પ્રમાણમાં આપણે તેમના વિચારોથી ઉન્મુખ બનીને ચાલીએ છીએ. આપણે હિંસાને ધિક્કારીએ છીએ અને સાથે સાથે આપણા લશ્કરના પરાક્રમોની કથાઓ સાંભળતાં રોમાંચ અનુભવીએ છીએ. આપણે ગામડાંઓ પ્રત્યે ઉંડી સહાનુભૂતિ હોવાનો દાવો કરીએ છીએ અને તેમના સહવાસથી હંમેશા દૂર ભાગીએ છીએ. આપણે ભૂતકાળની ભવ્યતાનાં ગુણગાન કરતાં થાકતા નથી અને વર્તમાન ઉપરનાં તે જ ભૂતકાળનાં બંધનો સામે બળવો પોકારીએ છીએ. આપણે લોકશાસનના સિદ્ધાન્તને માન્ય કરીએ છીએ, અને એમ છતાં આપણે સ્વભાવથી વીરપૂજક છીએ અને અભ્યાસથી બીજાને દબાવીને ચાલીએ છીએ. આપણે ચારિત્ર્યનું બહુમાન કરીએ છીએ અને સત્તાની પૂજા કરીએ છીએ. આપણે પશ્ચિમના પ્રભાવ સામે આક્રોશ કરીએ છીએ અને તેનો સ્પર્શ થતાં પુલકિત બનીએ છીએ. આવું જે આપણામાં વિચારો અને વળણોનું પરસ્પરવિરોધી સ્વરૂપ નજરે પડે છે તે સમજપૂર્વકના દંભનું પરિણામ છે એમ નથી, પણ તે વિલક્ષણ સ્વરૂપ આપણા ચિત્તના ડહોળાણનું, માનસિક ગોટાળાનું, અસ્પષ્ટ વિચારણાનું, અનુમાપક છે. નહેરૂ માટે આપણા દિલમાં જે પ્રેમ અને આદરભાવ છે તેનું મોટા ભાગે એ કારણ છે કે તેમના ગૂઢ વ્યકિતત્વમાં ઉપર જણાવેલ પરસ્પર વિરોધી વૃત્તિઓનો સમન્વય સાધવાની આપણી મનોકામના પ્રતિબિંબિત થઇ રહી છે એવું આપણને ઝાંખું ઝાંખું લાગ્યા કરે છે. આપણી સામે એક સુન્દર, સાહસશૂર, ઉમરાવ કુટુંબનો નવજવાન હતો; તેમની નસોમાં બ્રાહ્મણોનું કેટલીયે પેઢીઓનું લોહી વહેતું હતું અને તેમના પ્રાણમાં ક્ષત્રિઓનું સત્વ હતું. જેની લોકો જન્મથી કદમબોશી કરતા હતા એવા સિંહાસનારૂઢ વર્ગમાનો એક નબીરો આપણી નજર સામે આમજનતાની યાતનાઓમાં ભાગીદાર બનવા માટે પોતાના સર્વ અધિકારો અને ભોગોપભોગની સગવડોનો ત્યાગ કરીને ચાલી નીકળ્યો હતો. હેરો અને કેમ્બ્રિજની શોભારૂપ બનેલ નવશિક્ષિત જુવાન સાબરમતીના ચરણે પોતાનું સર્વસ્વ ધરી રહ્યો હતો. આ એક અર્વાચીન દ્વિજ હતો.

પ્રજાએ તેને આરાધ્ય દેવતાના સ્થાને સ્થાપ્યો અને જવાહરે પોતાની યોગ્યતા પુરવાર કરી આપી. તેમને

ભારે નામનાપૂર્વક જે ભાગ ભજવવાનો હતો તે માટે
આવશ્યક સર્વ ગુણો તેમનામાં હતા. તેમનામાં બુદ્ધિ હતી,
ધૈર્ય હતુ, વફાદારી હતી અને જે માટે આપણા હિંદીઓના
દિલમાં અત્યન્ત આગ્રહ હોય છે તેવું ઉચ્ચ દ્રષ્ટિનું
શીલ પણ તેમનામાં હતું. સાથે સાથે તેમનામાં પૂરતું
વ્યક્તિત્વ ખીલેલું હતુ અને ગાંધીજીના અન્ય અનુયાયી-
ઓથી તેમને જુદા પાડી શકાય એવું—અને એમ છતાં
પણ જેમ સુભાષના સંબંધમાં બન્યું તેમ ગાંધીજી સાથે
અથડામણમાં આવે તે હદ સુધીનું નહિ એવું—તેમનામા
વિશિષ્ટ વ્યક્તિત્વ અને મૌલિક વિચારસામર્થ્ય હતું.
ગાંધીજીના તેજે તેઓ તેજસ્વી હોવા છતાં
તેમની પોતાની આસપાસ પણ એક પ્રકારનું
આભામંડળ હતું. પોતાના ગુરુથી જુદા પડવા જેટલું
તેમનામાં બુદ્ધિબળ હતું અને તેને અનુસરવા જેટલું
તેમનામાં શાણપણ હતું. આ એક એવા પ્રકારનું બૌદ્ધિક
વળણ હતું કે જે પોતાના દેશના બુદ્ધિશાળી જુવાન-
વર્ગના સર્વસામાન્ય વળણ સાથે સર્વાંશે મળતું આવતું
હતું જન્મથી વૈભવશાળી, હૃદયથી લોકશાસનવાદી, પ્રતી-
તિથી સમાજવાદી, લાગણીઓથી રાષ્ટ્રવાદી અને ભાવનાથી
એક વિશ્વવ્યાપી રાજ્યતંત્રનું સ્વપ્ન સેવનાર—નહેરૂના
આવા બહુરંગી વ્યક્તિત્વનું આકર્ષણ રાષ્ટ્રની સીમા
ઓળંગીને પરદેશોમાં ફેલાયેલું હતું.

રાષ્ટ્રવાદી મંડળીઓમાં પરસ્પર વિરોધી તત્ત્વોનું નહેરૂ
મિલનસ્થાન બન્યા હતા. મૂડીવાદીઓને જો કે તેમનામાં
વિશ્વાસ નહોતો, એમ છતાં પણ તેમનાથી તેઓ ભડકતા
નહોતા, કારણ કે તેમની સમાજવાદી મંતવ્યો હોવા છતાં
અન્તરથી તેઓ ઉદારમતવાદી હતા. વળી ગાંધીવાદથી પ્રતિકૂળ
મન્તવ્યો તેઓ અવારનવાર રજૂ કરતા તો પણ ગાંધીવાદીઓ
નહેરૂ પ્રત્યે ઉદાર ભાવથી અને ક્ષમાવૃત્તિથી જોતા, કારણ કે
ગાંધીજી પ્રત્યેની તેમની નિષ્ઠાની ગાંધીવાદીઓને પૂરેપૂરી
ખાત્રી હતી. સમાજવાદીઓ એમ માનીને મલકાતા હતા
કે જો કે તેમનું દિલ અન્યત્ર હતું એમ છતાં પણ તેમનું
મસ્તક તો સમાજવાદ તરફ જ ઢળેલું હતુ. સામ્યવાદીઓ
પણ તેમના તરફ ઉદારતા દાખવતા હતા, કારણ કે જો કે
તેઓ સહયાત્રી નહોતા, એમ છતાં પણ તેઓ સુદૃઢપણે
ફાસીસ્ટવાદના વિરોધી હતા અને તેમનું આન્તરરાષ્ટ્રીય વળણ
સામ્યવાદીઓને પ્રતિકૂળ નહોતું. લાગણીપરાયણ લોકો તેમના
ઉન્માદભર્યા આવિષ્કારો ઉપર વારી જતા હતા. બુદ્ધિ-
વાદીઓને તેમની તટસ્થ અને પ્રજ્ઞાપૂત વિચારસરણી ખૂબ
ગમતી હતી. સમાજમાં અગ્રસ્થાન ધરાવતી સન્નારીઓ
દીવાનખાનાઓમાં તેમની આસપાસ પતંગીઆની માફક
ઘૂમ્યા કરતી હતી અને બહાર રસ્તા ઉપર લોકોનાં ટોળે-
ટોળાં તેમના મુખારવિંદનું દર્શન પામતાં આનંદઘેલાં બની
જતાં હતાં. અને જયજયકારનો વરસાદ વરસાવતાં હતાં.

તેમના શુભેચ્છકોની એમ ફરિયાદ છે કે પોતાની
સત્તા પાકેપાયે સુપ્રતિષ્ઠિત થાય એવો કોઇ સત્તાનો જવા-
હરલાલને લોભ નથી. તેમણે ન કલ્પી શકાય એવી લોક-
પ્રિયતા પ્રાપ્ત કરી હતી, પણ એના પ્રમાણમાં કોંગ્રેસની
સંસ્થા ઉપર તેમણે જોઇતું પ્રભુત્વ પ્રાપ્ત કર્યું
નહોતું. લાખો માણસો તેમના પ્રશંસક હતા, પણ
તેમાંથી ભાગ્યે જ કોઇ તેમના અનુયાયી હતા. નેતા
તરીકે તેમણે દોરવણી આપી છે એ કરતાં તેઓ
વધારે દોરવાતાં આવ્યા છે. ગાંધીજી જીવતા હતા ત્યારે
તો કેટલા અંશે આ અનિવાર્ય હતું. ગાંધીજીની અસા-
ધારણ આત્મશક્તિએ સૌ કોઇની આત્મશક્તિને આવરી
લીધી હતી. ગાંધીજીના પોતાના અન્ય સાથીઓ કે જેમણે
રાજકારણના ક્ષેત્રમાં વધારે લાંબી મુદતની સેવા આપી
હતી, અને જેઓ ગાંધીજીના વિચારો પ્રત્યે વધારે ઉંડી
નિષ્ઠા ધરાવતા હતા, તેમના બદલે ગાંધીજીએ જવાહરને
પોતાના વારસ તરીકે પસંદ કર્યા તે જવાહરના વ્યક્તિગત
અસાધારણ લોકસુંબક તત્ત્વને અને ચારિત્ર્ય અને બુદ્ધિના
અનુપમ ગુણોને જ આભારી છે. જેમાં દ્દણની સ્વપ્ને
પણ સંભાવના થઇ ન શકે એવું તેમનું વિશુદ્ધ
ચારિત્ર્ય, તેમની ઉદાર સહાનુભૂતિ, તેમના વિચારોની
અપાર વિશાળતા તેમજ ઉદાત્તતા અને કોઇ પણ રાજ-
કારણી કે સાંપ્રદાયિક મંડળી સાથે ઓતપ્રોત બની
જવાથી દૂર રહેવાની ચાલુ વૃત્તિ—આ વિશિષ્ટ ગુણોએ
જનતામાં તેમના વિષે એવી પ્રતીતિ નિર્માણ કરી હતી કે
આવી વિરાટ અને વિવિધરંગી પ્રજાનું હિત તેમના હાથમાં
સદા સહિસલામત રહેશે.

તેમની સિદ્ધિઓનાં વખાણ કરવાં કે તેમની ત્રુટિઓ
વિષે અનુતાપ ચિન્તવવો એ હજુ વધારે પડતું વહેલુ
છે. તેમણે ઘણું કર્યું છે અને ઘણું અધૂરું પડતું મૂક્યું
છે. રાષ્ટ્રની સમસ્યાઓ એટલી જ ઘી છે અને એટલી

જટિલ છે કે એ બધાંનો આ ટૂંકા વખતમાં ઉકેલ આવી જશે એવી આશા રાખવી તે કેવળ ગાંડપણ જ કહેવાય. ન્યાયી અને વ્યાજબી સમાજરચના ઉભી કરવાની જે આશા તેમણે લોકોને આપી છે, તે બધું સરખું ઉતરે તોપણ પાર પડતાં ઘણો વખત લાગશે. આ દરમિયાન જો કે આજે પણ તેઓ હિંદના અત્યન્ત આદરણીય અને લોકપ્રિય અનન્ય નેતા છે એમ છતાં પણ તેમની લોકપ્રિયતા પાછળ પ્રારંભમાં જે તીવ્ર રોમાંચ અનુભવવામાં આવતો હતો તે ઓસરતો જાય છે. આજે પણ તેમની આસપાસ પ્રશંસકોનાં ટોળેટોળાં ફરી વળે છે એમ છતાં પણ એ લોકાદર અશ્રદ્ધાનાં તત્ત્વથી હવે અમિશ્રિત નથી રહ્યો. તેમનામાં જે બૌદ્ધિક નરમાશ (intellectual flexibility) છે જેને લીધે સર્વ વર્ગના લોકો તેમને આજ સુધી ચાહી રહ્યા છે તે બૌદ્ધિક નરમાશની વિલક્ષણતા એ છે કે તેના લીધે જ લોકોમાં શ્રદ્ધા અને ધૈર્ય પેદા થઇ શકતાં નથી અને એ શ્રદ્ધા અને ધૈર્ય વિના બહાદુરી ભરેલું કોઇ-પણ રાષ્ટ્રીય પરાક્રમ શક્ય બનતું નથી. તેઓ શબ્દોનું સાચું મૂલ્ય આંકવામાં ભારે કુશળ પુરુષ છે અને તેથી તેમને પણ ભાન થયું હોવું જોઇએ કે જે આત્મવિશ્વાસની ઝળકને લીધે તેમનાં આગળનાં લખાણો અને પ્રવચનો ભારે ચમકદાર લાગતાં હતાં તે આત્મવિશ્વાસની ઝળકથી આજનાં લેખ અને પ્રવચનો વંચિત બન્યાં છે. જો ગાંધીજી જીવતા રહ્યા હોત તો જવાહરલાલનું કાર્ય વધારે સરળ બન્યું હોત. તેમની સમગ્ર રાજકીય કારકિર્દી દરમિયાન તેમણે ગાંધીજી પાસેથી બળ મેળવ્યું હતું અને ગાંધીજીએ નક્કી કરેલી વ્યૂહરચનાને તેઓ અનુસરતા હતા. ગાંધીજીમાં ભારે સર્જનશીલ પ્રતિભા હતી, ગાંધીજી એક ભવ્ય શિલ્પી હતા, જેમના સ્પર્શે એક સાધારણ કારીગર મહાન કળાકાર બની જતો હતો. પરંતુ એ મોટું દુર્ભાગ્ય છે કે જે નવી મહેલાત ઉભી કરવાની હતી તેના પાયા પણ પૂરેપૂરા નખાઇ જાય તે પહેલાં નિષ્ઠુર વિધાતાએ ગાંધીજીને આપણી પાસેથી ઝૂંટવી લીધા છે. આઝાદીએ આપણે કલ્પના કરી હતી તે કરતા પણ ઘણી વધારે સમસ્યાઓ પેદા કરી છે. જ્યારે ગાંધીજીની વાણીમાં રહેલાં શાણપણ અને નૈતિક પ્રતિભાની આપણને અસંત આવશ્યકતા હતી તેવા સમયે એ વાણી સદાને માટે લુપ્ત થઇ ગઇ છે, અને હિંદના ઇતિહાસમાં ભૂરામાં બૂરી કટોકટીનો એકલા હાથે સામનો કરવાનું જવાહરલાલના ભાગે આવ્યું છે.

તેમના ધૈર્ય વિષે તો કદી શક હતો જ નહિ, અને તેમણે સામે ઉભેલી કટોકટીનો સામનો પણ પૂરી બહાદુરીપૂર્વક કર્યો છે. પણ હજુ તેમને કટોકટીને પાર ઉતરવાનું બાકી છે અને લોકોની અનેક આશાઓને પાર પાડવાની છે. તેમણે આજ સુધીમાં અનેક સાધનાઓ કરી છે અને એમ છતાં હજુ તેમને એક સાધના કરવાની બાકી છે અને તે એ છે કે ક્યારે ઉદાર થવું અને ક્યારે કડક-નિષ્ઠુર-થવું, ક્યારે નમતું આપવું અને ક્યારે ચોક્કસ બાબતને મક્કમપણે વળગી રહેવું-આ નિપુણતા તેમણે હજુ સાધવાની છે. ગાંધીજીની રાજકારણી પ્રતિભાનું આ જ ખરું રહસ્ય હતું. આજે એ વખત છે કે જ્યારે જવાહરની મહત્તાની ખરી કસોટી થઇ રહી છે. આજે એ સમય આવી લાગ્યો છે કે જ્યારે માનવીમહત્તાના એક નવા શિખરને તેમણે પહોંચવાનું છે. ઇતિહાસમાં આપણે ઘણી વાર જોયું છે કે સત્તાપ્રાપ્તિ જેટલી સહેલી છે તેટલો તેનો અમલ સહેલો નથી. ગાંધીજીએ જવાહર વતી પ્રજાને જે વચન આપ્યું છે, જે આશા આપી છે તે પાર પાડવામાં જવાહરલાલ જો સફળતા પ્રાપ્ત કરશે તો તેમની ગણના હિંદના ઇતિહાસમાં અશોક અને અકબરની હરોળમાં કરવામાં આવશે.

---

આ અંકના મુખ્ય રંગીન ચિત્રના નિર્માતા

**ચિત્રકાર શ્રી. સોમાલાલ શાહ**



શ્રી. છગનભાઇ ડોંગીઆના સૌજન્યથી

# કનુ દેસાઈની કલાકૃતિઓ

મૂળ લેખક: ડૉ. જેઈમ્સ એચ. કઝીન્સ
અનુવાદક: શ્રી. રવિશંકર મ. રાવળ

[આ લેખમાં કળાકાર શ્રી. કનુ દેસાઇનાં કેટલાંક ચિત્રોનું વિવેચન કરવામાં આવ્યું છે. એ વિવેચનનું હાર્દ યથાસ્વરૂપે ગ્રહણ થઇ શકે એ હેતુથી તેમનાં કેટલાંક ચિત્રો ઉપરથી હાફટોન બ્લોક્સ તૈયાર કરાવીને આ અંકમાં રંગીન ચિત્રની પાછળ તેમજ બીજા અને ત્રીજા આર્ટ પેઇજ ઉપર છાપવામાં આવ્યા છે. એમ છતાં આ લેખમાં ઉલ્લેખાયલા બધાં ચિત્રો આપી શકાયા નથી એ માટે અમો દિલગીર છીએ. છપાયલા ચિત્રોને અપાયલો સંખ્યાંક આ લેખમાંના સંખ્યાંકને મળતો રાખ્યો છે જેથી તે તે ચિત્રને લગતું વિવેચન વાંચો સહેલાઇથી સમજી શકે. તંત્રી]

ઇટલીના પ્રખ્યાત શિલ્પકાર બેન્વે નુ ચેલીનીનો કહેવો કે ચાલીસ વર્ષ સુધીમાં કોઇ મનુષ્ય કંઇ જાણવા જેવું કરી બતાવે તો તેણે પોતાની આત્મકથા લખી નાખવી જોઇએ એ પ્રમાણે કનુ દેસાઇને ૧૯૪૭ માં ચાલીસ વર્ષ થયા. તેથી તેમણે પણ જાતે અથવા કોઇ પાસે તેમના જીવનની નોંધ મૂકવી જોઇએ. મને પૂછો તો હું તેમના આંતરજીવનની હકીકત માગું, તેમણે કલાકૌશલ્ય કેવી રીતે વિકસાવ્યું તે લખાવું અને ખાસ તો તેમનું સ્વાભાવિક સૌન્દર્ય-આકલન અને બૌદ્ધિક દૃઢતા કેવી રીતે તેમણે પ્રાપ્ત કરી કે જેને લઇને તે આજના જાતજાતના વાયરામાંથી-"મૉડર્ન" બનવામાંથી-બચી શકયા. આજે હિન્દુસ્તાનમાં કોઇ કલાકાર 'મૉડર્ન' કેમ થઇ ગયો તે કહેવું સહેલ છે, પણ કેટલાક કેમ ન બન્યા, ખાસ કરી કનુ દેસાઇ જેવો આર્ટીસ્ટ, એ કહેવું મુશ્કેલ છે. તેમણે કરેલાં અનેક સુંદર ચિત્રોમાંથી થોડાં પર વિચાર કરીને આપણે થોડું ઘણું સમજી કરી શકીએ, પરંતુ તેમનું પોતાનું શબ્દચિત્ર તે પોતે જ આપે તો જ વધારે ઉપયુક્ત બને.

કલાકારની દૃઢતા કે ઉચ્ચ ભાવનો પરિચય તેણે પસંદ કરેલા વિષયોની કક્ષા ઉપરથી, અને વધુ તેના નિરૂપણશક્તિ પરથી મળી રહે છે. આ રંગસર ગ્રંથમાં એકે ચિત્રપૃષ્ટ એવું નથી કે જે માત્ર આંખનો વિષય હોય અથવા કેકેકે હોય. નં. ૧ નું એક સાદું ચિત્ર જુઓ. કલાકારે તેનું નામ 'ગીત માધુરી'



રાખ્યું છે. આવી વસ્તુ માટે ઘણાનો વાસના, પ્રેમ ને સામગ્રીનો અભાવ સાલે. જાણે વિહ્વળ કરનાર વાસ્તવિકતા વિના આવો વિષય લેવાય જ નહિ. ચિત્રનું પાત્ર નીચી નજર રાખી બેઠેલ છે ચહેરો કે નીચેના અંગોનું દર્શન થતું નથી. તે પોતાના સંગીતના તાલમાં લીન છે. તેના ખોળામાં ઢળેલા તંબૂરામાં મીરાંનું કોઇ પ્રેમભક્તિનું પદ ગુંજી રહ્યું હશે. આ ચિત્રના પાત્ર ઉપરની ઝૂલતી ડાળીઓ વસંતના વાયુનું મધુર સૂચન કરે છે.

બીજા સંગીતચિત્ર નં. ૨ નું નામ 'દિવ્ય ગાન' છે. તેમાં કનુ દેસાઇનું મૂળ રહસ્ય વધુ પ્રગટ થાય છે. એ રહસ્ય એટલે વર્ણવી ન શકાય એવી સત્ય કથાનું ઉચ્ચારણ-બધું પ્રત્યક્ષ નિરૂપણ. શ્રીકૃષ્ણ એક ઝાડને અઢેલી 'દિવ્ય ગાન' વહેતી મુરલી ધૂનમસ્ત બની બજાવી રહ્યા છે, અને તેમની પ્રિયતમાસ્વરૂપ રાધા તેમની પીઠ પાછળજ છે.

કલાની સૂક્ષ્મતાથી અને ઊંડી માનસિક વિચારણાથી ચિત્રકારે તેનું મુખ કૃષ્ણથી ઉલટી બાજુ પર રાખ્યું છે. તે પણ સ્વરસમાધિમાં છે; હવામાં અને આત્મામાં સંગીત જ્યારે વ્યાપી જાય છે ત્યારે સંગીતકાર ગૌણ બની જાય છે.

દિવ્ય ગાન મનુષ્યને જ્યારે ઉચ્ચભાવમાં એટલે કે સર્વ આત્માઓને એકરસ કરતા પરમાત્મસ્વરૂપમાં લીન કરે છે, ત્યારે અહંકારનો લય થાય છે. રાધાનાં નેત્રો તૃપ્તિપૂર્ણ છે. તેના મોં પર સૌંદર્યને ઘરે એટલી ઉદાસીની છાંટ છે, કારણ કે વ્યક્ત અને અવ્યક્ત વચ્ચેના ભેદનું તેને ભાન છે. આ સુંદર ચિત્રમાં બીજું પાત્ર કૃષ્ણની માનીતી ગાય છે. અહીં વેણુ-ગોપાળ એક સ્વરૂપ છે. આ સુંદર ગાયના મોં પર ઘણી વાર પ્રાણીઓ પર દેખાતી સાદી ભાવમયતા અને સંગીતનું આકર્ષણ તેની ઉંચી કરેલી ડોકથી પ્રત્યક્ષ થાય છે. આ લોકોત્તર સુરાવલિમાં મગ્ન બનેલ અંતર બહારની ભાવસૃષ્ટિમાં ભાગ લેવા ઉપરના વૃક્ષની ડાળીઓ ચોતરફના પવનમાં આમ તેમ ફરકતી આંદોલન ઉપજાવે છે. ગુજરાતની હોનહાર યુનિવર્સિટીમાં એક વધુ ઉપયોગી ચર્ચાલેખ માટે પૂર્વ અને પશ્ચિમના ચિત્રોમાં ગાયનું આલેખન સૂચનાયોગ્ય ગણાશે. તેમાં પ્રાચીન અને અર્વાચીન ચિત્રોને પણ સ્થાન હોવું જોઇશે, તે સાથે પશ્ચિમના પ્રદેશની માંસમુમુક્ષા અને પૂર્વના જગવ્યાપી અનુકંપાથી ઉભા થતા જાતિભેદોનું માનસવિશ્લેષણ પણ બનાવવું જોઇએ.

સંગીતની સાથે નૃત્ય પણ જન્મે છે. રંગ અને તાલ એક જ વિશ્વલીલાના બે જુદા જુદા પ્રકારો છે. સ્વરમાં તાલ અને લયમાં પણ તાલ. સંગીતભાવનાનો ચિત્રકાર નૃત્યસ્વરૂપોથી અલગ રહી શકયો નથી. કનુ દેસાઇનાં નૃત્યચિત્રો પાછળ હું તેમના મનોભાવોની એક ભૂમિકા જોઉં છું. એ ભૂમિકા આખા ભારતવર્ષની સર્વસાધારણ છે અને તે એ કે બહારના મર્મને-significance ને-ઉચ્ચ બનાવી અંતર જગતમાં લઇ જવી.

આ ભૂમિકાઓનો ક્રમ બતાવનારાં ચિત્રો, ખાસ વ્યવસ્થાપૂર્વક એક પછી એક એમ મૂકયાં નથી. ભૂતળની જુદી જુદી ભૂરચના માટે કાળક્રમ વગર ચાલે નહિ, પણ માનસિક ભૂમિકાઓ તો કાળરહિત હોય છે. અલંકારિક વાણીથી એ સમજાવી શકાય નહિ. પૃથ્વીના ગોળા પર એક પછી એક થર બંધાયા તે વાત અહીં લાગુ થતી નથી. અહીં તો જીવનના તળમાં વખતોવખત મંથનો મચાવતી એક બીજી અસરો ઝીલતી ચેતનાસૃષ્ટિમાં કામ લેવાતું છે.

ગરબાનૃત્ય-શ્રી. કનુ દેસાઇનું એક બીજું ચિત્ર છે તો ભૂતળ ઉપર, પણ પૂરેપૂરું ભૂમિ પર નથી. ઝૂકેલી સર્વ સુંદરીઓ એક જલતી જ્યોતની આસપાસ ઘૂમી રહી છે, પણ તેઓ એ દેખાતી જ્યોતને નમી રહી નથી. તેમના અંતરમાં તો એ જ્યોતથી સરજાતી જગદંબાની પ્રતિમા છે. ભૂમિપરનાં નૃત્યોમાં બીજું નં. ૮ નું 'મયૂર નૃત્ય' છે. અહીં વળી માનવતા અને માનવેતરતાનું સુંદર સંમીશ્રણ છે. નાચતી યુવતીના વાળમાં પીંછાનું આરોપણ તેની એકતાનું સૂચક છે.

'જાગ નૃત્ય' વળી બે ઘૂમતી સ્ત્રી અને ઢોલ વગાડનારની તાલબદ્ધ એકતાનતા રજૂ કરે છે. પાછળની ભીંત પરનાં વિવિધ ચિત્રાંકનો રાજસ્થાની અને મોગલ સમયનું સ્મરણ કરાવે છે.

નં. ૯ નું ચિત્ર રચનાકૌશલ્ય અને ભાવદર્શનનો એક ઉત્કૃષ્ટ નમુનો છે. એક યુવતી તાલ અને સંગીતની મસ્તીમાં પૂરવેગે ઘૂમે છે. પાછળની બેઠક પર ત્રણ સંગીતકારો તેના પ્રેરકબળ છે. બેઠકની આગલી બાજુ પર હાથીની હારનાં ચિત્રો તાલમાં પૂર્તિ કરે છે. નર્તકીની વેશભૂષા અપ્રતિમ સુંદરતાનો નમુનો છે. આવાં બીજાં ઘણાં ચિત્રો છે. પરંતુ બાકીનાં ચિત્રો ભાગ્યવંતને માટે જાતે સમજવાનો આનંદ રહેવા દઉં છું.

નં. ૩ નું 'અર્જુન નૃત્ય' આપણને અદ્ધર ઉઠાવે છે અને કથાના પ્રદેશમાં લઇ જાય છે. ભારતનો આ ભડવીર નૃત્યના તાલમાં ભાન ભૂલી રહ્યો છે. કલાકારે તેનો તાલબદ્ધ મરોડ અને ગતિસૂચન ચાતુરી પ્રતીતિકારક રીતે દર્શાવ્યાં છે. આખી ચિત્રયોજનામાંથી જગવેલી એક પણ રેખા નથી. ખાસ નોંધપાત્ર વસ્તુ એ છે કે આ ચિત્ર વૈષ્ણવસંપ્રદાયના પાત્રનું છે. નટરાજને તેમાં જગા ન હોય. છતાં થાંભલાની કુંભી ઉપર નૃત્યના અધિદેવના નટરાજની નાનીશી પ્રતિમાએ સ્થાન જમાવ્યું છે. આથી કદાચ અર્જુનની તાકાતનો વિશ્વના કલાસ્વામી જોડે મુકાબલો થતો હોય એવું લાગે છે.

'બંસી' ગ્રંથના આગળના પાનામાં છે. નદિ જેવી રંગછાંટ પણ રેખાની લીલા બનાવતું આ ચિત્ર

ઉચ્ચ ધ્વનિસંકેતની સપાટી પર આપણને ચડાવે છે. કૃષ્ણ બંસી વગાડે છે. રાધા નાચે છે. રાગ અને તાલનો સંપૂર્ણ મેળ જામ્યો છે. આમ પ્રકૃતિપુરુષના ગુણોનું અને વાદ્યોનું અદ્વૈત; પગકાષ્ટાએ બતાવતું છાયાચિત્ર પુસ્તકના પ્રારંભમાં નજરે પડે છે. એનું નામ "રાધાકૃષ્ણ" જાણી જોઇને નથી રખાયું. કારણ કે આંખની નજરે ભલે એ પાત્ર હોય—પણ તે બેઉનો અદ્વૈત-ભાવ બતાવવા—આ અનાદિ, અનન્ત જોડીનું ઐક્ય સૂચવવા–વિચાર, લય અને નૃત્યની એકાગ્રતા રજૂ કરવા–તેનું નામ "દ્વૈતાદ્વૈત" રાખ્યું છે. (Two into one)

આ વિવેચન પુરું કરતા પહેલાં કનુ દેસાઇનાં નૃત્યમય ચિત્રોની સામે તેમનાં કેટલાંક સ્થિતિસ્તબ્ધ ભાવનાનાં ચિત્રોની આલોચના કરવા હું ઇચ્છું છું.

નં ૫ નું ચિત્ર "એકાકી" કોઇ પણ જાતના માનસિક વિવાદ વગર મનુષ્યની ઉંડી નિરાશા દાખવે છે. ચિત્રના નામથી મનોદશાનો નિર્દેશ થાય છે. તેની અસર માટે જોનાર ! કલ્પના પર છોડી દેવામાં આવ્યું છે. કનુ દેસાઇના ગ્રંથનાં આ ચિત્ર જોનાર એક અંગ્રેજ ચિતારાએ કહ્યું હતુ કે વૃક્ષોને પણ એકાન્તવાસ ભારે પડતો લગે છે. છતાં તેમના દેખાવમાં થોડી ઘણી દીલસોજી પણ છે. નિરાધાર યુવતીની જેમ વૃક્ષડાળો પણ એ ન દિશામાં ઢળી રહી છે. પણ સ્ત્રીની બેઠકમાં કોઇ પણ પ્રકારનું હલન ચલન નથી અને ડાળીઓ આંખને ઉપર નીચે દોરે છે, અને એવા તફાવતથી માનવમાત્રની દશાને વધુ ઘેરી બનાવે છે. અસર વધારવામાં સ્ત્રીની ઓઢણી પણ વિશેષ સાધન બને છે. તેની રેખાઓ આંખ ને મોંથી ઉલટી દિશામાં વૃક્ષ તરફ વાળે છે.

તાલમયતાના સાથ વગર સ્થિતિસ્તબ્ધના સમજવી મુશ્કેલ છે. અને ચિત્રરચનામાં સ્થિતિસ્થાપકતાના અંકુશ વગર જીવનનું તાલમાન બેસૂર મેળ વિનાનું બની જાય છે. હું એમ કહેવા માગતો નથી કે કળાકાર સર્જન વખતે આવા બધા વિચારોને લગામ સોંપીને ચિત્રો કરે છે. મારી પૂર્ણ ખાતરી છે કે મારી ભાવમયતા મારી કવિતા અને છંદના ઉદ્ગાર વખતે જે કંઇ કાર્ય કરે છે તે પ્રમાણે તેને પણ અનુભવ થતો હશે.

એવી જ પણ જૂદી વિચારસૃષ્ટિવાળી કૃતિ નં. ૬ છે. તેને 'રાધા' નામ આપવામાં આવ્યું છે. તેના હાથ પાસે હળવે પકડી ઢાળેલું મોરપીંછ કહી દે છે કે તેનો પ્રીતમ પાસે નથી. અહીં બધી રેખાઓ તેના સુંદર આરોહઅવરોહમાં સ્થિરતા પામી ગઇ છે. માત્ર તેની ચુંદડીના ભાતભીના રંગો જુદી જુદી ભભક આપી રહ્યા છે.

"તું અને હું" નામનું ચિત્ર એ અમર પ્રેમપાત્રોને જોડે બેઠેલાં બતાવે છે. પશ્ચિમમાં કે પશ્ચિમના સંસ્કારવાળી કળામાં આવા જોડાને કેવી રીતે રજૂ કરવામાં આવે તે કાંઇ કહેવું પડે એમ છે? છાપાંઓમાં અને સીનેમાની જાહેરાતના બનાવો જોઇ લ્યો. દરેક વખત અધીન બનતી સ્ત્રી આતુર નયને નર સામે જોઇ રહેતી દેખાય છે, પણ કનુ દેસાઇનાં ચિત્રો જાતીય તત્ત્વની આધુનિક બિભત્સ સૂચનાથી સદંતર અબાધિત રહ્યાં છે. કૃષ્ણના સ્કંધ પર મૂકેલો રાધાનો હાથ તેને બેશક સ્પર્શ કરે છે પણ તેના બન્ને હાથ તો તેની દિવ્ય બંસીને જકડી રહ્યા છે અને તેમના બંનેની દૃષ્ટિથી પર એવા કોઇ ભાવમાં તેઓ મશગુલ છે.

કનુ દેસાઇનાં ચિત્રોમાં જે અનેક કથા-ઉપકથાઓ આવે છે તે એક પછી એક જોતાં આનંદ થાય છે. પણ હવે છેવટ એક ચિત્ર નં. ૭ "ધરતી અને આકાશ" જે પુસ્તકમાં પહેલું જ છે તેનાથી આ વિવેચન પુરૂ કરીશ. "ધરતી અને આકાશ" એ શબ્દોથી જ તેના કોઇ પણ પ્રકારમાં ઉપર વિશાળ અવકાશ અને નીચે વિસ્તાર પામતી પૃથ્વીની કલ્પના સ્ફુરે છે. પણ પશ્ચિમના પ્રાચીન દૃષ્ટાઓ માત્ર જગત્ અને સૃષ્ટિના પોતાના વિચારોને સ્વર્ગમાં બધા દૈવી પાત્રો જે એમ કહી વર્ણવતા. પાછળથી ધર્મ અને કળાના સ્વરૂપોને આધ્યાત્મિક ભાવો ગણવામાં આવ્યા. તેમ અહીં ચિત્રકારે પુરાણાં પાત્રોને પરંપરાની ઢબે દેવ દેવીના રૂપમાં બેસાડયાં છે. તેમને આપણે વિષ્ણુ અને લક્ષ્મી પણ કહી શકીએ, અથવા જગત્ પિતા અને જગત્ અંબા પણ કહી શકીએ. વળી મને આ ચિત્ર જોતાં બીજી કલ્પના સ્ફુરે છે. ચિત્રકારે ચિત્રના બે પાત્રોને ઘાટા પૃથ્વી કરીને પાસે પાસે એક જ બેઠક પર બતાવ્યા છે તેમનું ધ્યાન એકબીજામાં કે એકબીજાના શરીર પર કેંદ્રીત નથી પણ હાથમાંના કમળમાં તેમની દૃષ્ટિ ઢળેલી છે. આ કમળ તે તળાવડીમાં ઉગેલું કમળ નથી, પણ જીવન સર્વ પાંખડીએ ખીલેલું હોય તેનો તે સંકેત છે. તેથી ચિત્રનું

બીજું નામ અર્ધનારીશ્વર આપી શકાય.

આ વિવરણ પૂરું થવા આવ્યું છે એટલામાં કનુ દેસાઈનું રહસ્ય સ્થાપિત કરતા બે મુદ્દાઓ નજર પર આવે છે. કનુ દેસાઈથી જુદા જ ક્ષેત્રમાં ઉછરેલ નવી પેઢીનો એક હીંદી કળાકાર મારી પાસે પોતાનાં વીશ ચિત્રો લઈને આવ્યો. તેણે પુરાણી કથાઓનાં પાત્રોને પરંપરા છોડી નવી ઢબે રજૂ કર્યાં હતાં તે મને ગમ્યાં, પણ તેના લોકજીવનનાં ચિત્રોનાં પ્રાણી અને માનવીને જે વિરૂપતા આપી હતી તેથી હું તેનો આદર કરી શક્યો નહિ. હાલની (મોડર્નીસ્ટ) ચિત્રશૈલીથી દેવો અને જનતાનાં પાત્રો વેશ પહેરેલા ઢંગી અને ઉતરી ગયેલા લાગે છે. ચપળ અને ચબરાક પણ નકલી અને મૂઢ રીતે જીવનને ઉશ્કેરતાં લાગે છે. નથી તેમાં અંતરનો કોઈ પ્રકાશ, નથી કોઈ ઉચ્ચ જીવનની ઝાંખી કે નથી કોઈ તત્ત્વનું નિરૂપણ.

સાથે બીજો મુદ્દો યાદ આવ્યો. ૧૭૦૧ ની સાલની ફરી છપાયેલી જોન ડેનીસની એક ચોપડી મળી આવી. તેનું નામ The Advancement and Representation of Modern Poetry (આધુનિક કવિતાનો વિકાસ અને સંરક્ષણ) એની અસલ પ્રત મેં અમેરિકાની લીટરરી ટ્રેઝરી ઑફ વેલેસ્લી કૉલેજના પુસ્તકાલયમાં જોયેલી અને તે પર તેના માલિકની સહી ઝાંખી શાહીથી લખેલી તેથી હું મંત્ર-મુગ્ધ થયેલો. તે સહી હતી P. B Shelley. શેલીને જે વાંચવાયોગ્ય લાગ્યું તે મારે માટે પણ યોગ્ય હોય જ. એટલે મેં ગમે તેમ કરી તેની એક પ્રત મેળવી. પણ તેમાં રજૂ કરવામાં આવેલી અસ્થાપિત સૂફી તરકકાટવાળી તર્કસરણીથી હુ કાંઇ ખાસ આકર્ષાયો નહિ, પણ તેમાંના એક વિધાને મારું ખાસ ધ્યાન ખેંચ્યું, અને તે આ છે: ચિત્રની કળાની કસોટી પ્રથમ તેના ચિત્રની વસ્તુ અને પછી તેની કર્તકુશળતા છે. ડેનીસે તો કાવ્યકળા ઉપર જ લખ્યું છે; પણ કળાના કાનૂનો જો ખરા જ હોય, તો તે બધી કળાઓને એક સરખા લાગુ થાય. ડેનીસના નિબંધમાં લખ્યું છે કે પ્રાચીન કવિઓ તેમના કથાવસ્તુને લઈને મહત્તા પામતા. અને પ્રાચીન સાહિત્ય-પ્રેમીઓ પણ એમ માનતા કે મહાન બાબતોથી કવિતામાં જેટલી મહત્તા ખીલવી શકાય એટલી અધમ વસ્તુઓથી ન જ બને. એ સંજોગોમાં કૌશલ્યનો આધાર કાવ્ય માટે ઉત્પન્ન થતી તીવ્ર ઊર્મિ ઉપર જ મુખ્ય વે હોય છે અને એવી ઊર્મિ તો અધમ વસ્તુ કરતા પવિત્ર વસ્તુમાંથી મળવાનો વધુ સંભવ. આને ચિત્રના આયનમાં ઉતારીએ તો એમ કહી શકાય કે જે વસ્તુ પવિત્ર છે, જે ઉચ્ચ ભાવના અને અભિલાષને જાગૃત કરે છે અને કલાકારના મનમાં આદર કે અહોભાવ પેદા કરે છે તે વસ્તુ કલાકારને તેની સર્વશક્તિથી કામ કરવા પ્રેરે છે; અને તેના પસંદ કરેલા પાત્રો તે કદરૂપું કે બેહૂદુ અથવા ઉતરતી કોટિનું બનાવતો રોકે છે, અને સરસ શૈલિનો જન્મ થાય છે. પછી ભલે તે દેવકથાનું કોઈ અદ્ભુત પાત્ર હોય યા ન હોય.

આ સિદ્ધાંતને સ્થાપિત કરનારી બાબતો આ પુસ્તકમાં ઘણી છે. તે બધી હું કહી શક્યો નથી તેમનાં છાયાચિત્રો આગળના મુદ્દાઓનું સમર્થન કરે છે. છાયાચિત્રો ઉપર કનુ દેસાઈએ પ્રભુત્વ જમાવ્યું છે. જગતની વસ્તુઓમાં તે સનાતન પ્રકાશ જૂએ છે. અંતર્ગત ભાવો અને નિરૂપણ તેમને સહજ છે.

તંબુરા સાથે ગાતી સુંદરીમાં એક એક રેખા જીવંત અને તાલપૂર્ણ છે તેને "તુંહી તુંહી" નામ આપીને ચિત્રકારે તેને ભાવનાસભર કર્યું છે. આમ દરેક ચિત્ર કનુ દેસાઈના હાથમાંથી જ નહિ, પણ હૃદયમાંથી અને નિર્મળ આત્મામાંથી પરમાત્માના સહસ્ત્રવધ નામોના ઉચ્ચારણરૂપે નીકળતું આવે છે. અને તેથી હિંદી ચિત્ર-કલાના ઇતિહાસમા આ કળાકારનું અમર સ્થાન નિશ્ચિત થાય છે.

---

## હિન્દી વિજ્ઞાન પરિષદ

(અનુસંધાન પાનું ૬૫)

વખત બાદ કરતાં સવારના નવથી માંડી રાતના નવ-દશ સુધી કાંઇને કાંઇ કાર્યક્રમ હોય છે. બધામાં હાજરી આપવી મુશ્કેલ બને છે એટલે કેટલીય ચર્ચાઓ અને ભાષણો રહી જાય છે. પરદેશી વૈજ્ઞાનિકોની હાજરીનો તેમના તરફથી થતા લોકભોગ્ય ભાષામાં અપાતાં ભાષણો સિવાય બીજો કોઇ વિશેષ લાભ મળતો નથી. એ અંગે થતો ખર્ચ પરિણામના હિસાબે વ્યાજબી છે એ પ્રશ્ન વિચારણા માગે છે. આ અંગે સૂચનાઓ કરવા સમિતિ નીમવામાં આવી છે. એવો સમય આવ્યો છે કે આજની વિજ્ઞાન પરિષદ નવી રચનાની અપેક્ષા ધરાવે છે.

આવતા વર્ષની બેઠક કલકત્તામાં મળશે. તેના પ્રમુખ મુંબઇના સુપ્રસિદ્ધ ભૌતિકશાસ્ત્રી ડૉ. એચ. જે. ભાભા ચુંટાયા છે. આ વખતે પાન-ઇન્ડિયન ઓશન વિજ્ઞાન પરિષદ પણ પ્રથમવાર મળશે. હિંદી મહાસાગરના પ્રદેશમાં આવેલા દેશોના વૈજ્ઞાનિકોની વિજ્ઞાનવિષયક પ્રવૃત્તિઓનો સમન્વય કરવા તેમ જ દક્ષિણ-પૂર્વ એશિયાના વૈજ્ઞાનિકો સમાગમમાં આવે એ અર્થે આ પરિષદ યોજવામાં આવી છે તેમાં ઓસ્ટ્રેલિયા, ન્યુઝીલેન્ડ, મલાયા, ઇન્ડોનેશિયા, સીલોન, માડાગાસ્કર અને દક્ષિણ આફ્રિકાના પ્રતિનિધિઓ ભાગ લેવા આવશે. એશિયાના વિજ્ઞાનના ઇતિહાસમાં આ પરિષદ નવાં પગલાં પાડે છે જેનાં ભવિષ્યમાં જરૂર શુભ પરિણામ દેખાશે.

# હિંદી વિજ્ઞાન પરિષદ

ડૉ. નરસિંહ મૂળજી શાહ.
એમ. એસસી. પીએચ. ડી.

## ૩૭મું અધિવેશન

ઇશુના ૧૯૫૦ મા વર્ષના દ્વિતીય દિવસે પૂના વૈજ્ઞાનિકોનું યાત્રાધામ જેવુ થઇ પડયું હતું. તાજેતરમાં અસ્તિત્વમાં આવેલી પૂના યુનિવર્સિટીના આમંત્રણથી હિંદી વિજ્ઞાન પરિષદનું સાડત્રીશમું વાર્ષિક અધિવેશન ત્યાં મળ્યું હતું. ૧૯૫૦ના જાન્યુઆરીનું પ્રથમ અઠવાડિયું વિજ્ઞાન-સપ્તાહ સમું પસાર થયું. પરિષદના ચુંટાયેલાં પ્રમુખ પ્રોફેસર પી. સી. મહાલનોબીસ હિંદના અગ્રગણ્ય વૈજ્ઞાનિકોમાંના એક છે. તેઓ આકડાશાસ્ત્રના નિષ્ણાત છે અને તેમના વૈજ્ઞાનિક કાર્યની કદર ગ્રેટ-બ્રિટનની રૉયલ સોસાયટિએ તેમને સોસાયટિના ફેલો (એફ. આર. એસ.) તરીકે ચૂંટીને કરેલી છે. પરદેશોમાંથી આવેલા વિજ્ઞાનીઓની હાજરીને લીધે પરિષદની બેઠક આંતરરાષ્ટ્રીય સંમેલન જેવી બની હતી.

હિંદે છેલ્લાં થોડાં વર્ષોમાં સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિકો પેદા કર્યા છે. આમાંના કેટલાક દુનિયાના વૈજ્ઞાનિકોની સાથે આગલી હરોળમાં સ્થાન ધરાવે છે. હિંદના યુવકો દેશની સંશોધનસંસ્થાઓમાં અતિ મહત્વના પ્રશ્નો પર કાર્ય ચલાવી રહ્યા છે. જૂના કાળમાં જેમ આપણા વિદ્વાનો વૈજ્ઞાનિક સંશોધનમા અગ્રસ્થાને હતા તેમ આધુનિક હિંદ પણ પોતાનું યોગ્ય સ્થાન આ ક્ષેત્રમાં પ્રાપ્ત કરશે એમ ખાત્રીથી કહેવાય. આ પરિસ્થિતિ આણવામાં હિંદી વિજ્ઞાન પરિષદનો ફાળો નાનોસૂનો નથી. ૧૯૧૪ માં કલકત્તામાં મળેલી બેઠક ત્રણ દિવસની હતી અને કુલે ૩૧ સંશોધન-નિબંધો ચર્ચા માટે આવ્યા હતા. આજે પરિષદનો વિકાસ એટલે સુધી પહોંચ્યો છે કે હજારેક જેટલા નિબંધો આવે છે અને એ કાર્ય માટે એક આખું સપ્તાહ પણ પૂરતું ન થાય. વિષયવાર વિભાગોની સંખ્યા પણ તેર સુધી પહોંચી છે. વિજ્ઞાન પરિષદની સાથોસાથ વિજ્ઞાનવિષયક અન્ય પરિષદો અને મંડળો પણ પોતાની બેઠકો ભરે છે. આહું અખિલ હિંદ ફાર્માસ્યુટિકલ કોન્ફરન્સનો ઉલ્લેખ કરવો જોઇએ. વિજ્ઞાન પરિષદ એટલે સમગ્ર હિંદમાંથી એકત્ર થયેલા ભિન્ન ભિન્ન વૈજ્ઞાનિકોનો સમુદાય-સાદી ભાષામાં કહીએ તો મેળો. ઉત્તરથી દક્ષિણ અને પૂર્વથી પશ્ચિમ હિંદના સઘળા પ્રાંતોમાંથી અને તે સાથે જોડાયલા દેશી રાજ્યોમાંથી પ્રતિનિધિઓ આવે છે. આવી વિશાળ સંસ્થા અને તેના પ્રતિનિધિ સમુદાયની સગવડોને બધી રીતે પહોંચી વળવું એ કાંઇ સાધારણ કાર્ય નથી. પૂનામાં આ બધી સગવડો ઉભી કરવા ત્યાંના સ્થાનિક કાર્યકર્તાઓએ ખરેખર જ ખૂબ જહેમત ઉઠાવી હતી.

વિજ્ઞાન પરિષદના પ્રમુખના ભાષણનો વિષય હતો 'આંકડાશાસ્ત્ર શા માટે?' ઇસવી સન પૂર્વે ત્રીજા સૈકામાં કૌટિલ્યે પોતાના અર્થશાસ્ત્રમાં વિગતો ભેગી કરવી, તેને તપાસવી વગેરે સબંધી ઉલ્લેખ કરેલ છે. પાક વાર જમીનનું વર્ગીકરણ કરવા માટે લોઢાની ચકરડીઓવાળો વાંસ વાપરવો એવો ઉલ્લેખ ૧૬ મા સૈકામાં અકબરના અમલ દરમિયન લખાયેલી 'આયને અકબરી' માં જડી આવે છે. ૧૯ મી સદીની શરૂઆતમાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીની વતી બુકાનને જમીનની માપણી કરી હતી. આમ આંકડાશાસ્ત્ર વ્યવહારૂ વિજ્ઞાન છે. આંકડાશાસ્ત્રની અગત્ય સમજાવતાં પ્રમુખશ્રીએ દેશની આજની અનાજની પરિસ્થિતિ અંગે આંકડા રજૂ કરી સમજાવ્યું હતું કે દેશની વધતી જતી વસતીના પ્રમાણમાં અનાજનું ઉત્પાદન વધવું જોઇએ. આ કામ માટે સાચા આંકડાની જરૂર છે. આપણા દેશનું વસતીપત્રક દશ વર્ષ પહેલાં થયું હતું. દરમિયાન ઘણા ફેરફારો થઇગયા છે. એટલે સાચી પરિસ્થિતિ સમજવા આંકડા વિશ્વાસપાત્ર બને એવાં પગલાં સરકારે લેવાની જરૂર છે

આ વર્ષની બેઠકનું ખાસ આકર્ષણ પરદેશી વૈજ્ઞાનિકોનાં જાહેર ભાષણો હતાં. પહેલે જ દિવસે પ્રો. એચ. માર્કે 'મોલ્યુલોઝના રસાયન અંગે આધુનિક પ્રગતિ' પર ભાષણ આપ્યું હતું. રૂ, શણ, વગેરે તંતુઓનો અભ્યાસ કરી પ્રો માર્કે કાપડ બનાવટ અંગે જે માર્ગદર્શન અમેરિકામાં કરાવ્યું છે તેનો અહેવાલ આપ્યો હતો. પ્રો. જે. ડી. બરનાલે વિજ્ઞાનનો ઇતિહાસ સમજાવ્યો હતો. પૂર્વની તેમ જ હિંદની સંસ્કૃતિએ એમાં જે હિસ્સા આપ્યો છે તે સંબંધી પણ તેમણે ઉલ્લેખ કર્યો હતો. પ્રો. બરનાલ એક સરસ વક્તા છે અને તેઓ વિષયની છણાવટ ખૂબ સુંદરતાથી કરે છે. વિજ્ઞાનના ઇતિહાસમાં જે ઉત્ક્રાન્તિ થઇ છે તેમાં અનેક સામાજીક ફેરફારો પણ સમાયેલા છે. જે ઉત્પાત એટમ બૉમ્બે આજે મચાવ્યો

છે તેવો જ ઉત્પાત નારૂગોળાની શોધે કર્યો હતો. વૈજ્ઞાનિકોમાં પ્રો. બરનાલ નૂતન વિચારસરણી ધરાવે છે.

૧૯૫૦ ની ત્રીજી તારીખનો દિવસ હિંદના વિજ્ઞાન-ઇતિહાસમાં સુવર્ણઅક્ષરે નોંધાયેલો રહેશે. નેશનલ કેમીકલ લેબોરેટરીની ઉદ્‌ઘાટનક્રિયા તે દિવસે વડા પ્રધાન પંડિત નહેરુએ કરી. હિંદ આધુનિક વિજ્ઞાનના ક્ષેત્રમાં આગળ વધે છે એનો પુરાવો જેને જોઇતો હોય તેણે આ લેબોરેટરીની મુલાકાત લેવી. પૂનામાં પાસાણના વિશાળ ક્ષેત્ર પર આજે જે બાંધકામ થઈ રહ્યું છે તે આ લેબોરેટરી છે. દેશના હુન્નર–ઉદ્યોગની ખીલવણી અર્થે આ પ્રયોગશાળા સંશોધન હાથ ધરશે. તેના પ્રથમનિયામક તરીકે અમેરિકાના સુવિખ્યાત પ્રોફેસર જે. ડબ્લ્યુ મેકબેઇન નીમાયા છે. આ પ્રયોગશાળા હિંદના યુવકોને સંશોધનમાં પડવાની તકો આપે છે અને દેશના ઉદ્યોગીકરણમાં ખૂબ હિસ્સો આપ। એવી સૌની અપેક્ષા છે.

રૉયલ સોસાયટિના પ્રમુખ સર રોબર્ટ રોબીન્સન દુનિયાના કાર્બનિક રસાયનિકોમાં અગ્રેસર છે. તેમણે પેનીસીલીનના રસાયનિક બંધારણ પર ઘણું કાર્ય કર્યું છે. સહકારી સંશોધનનું આ શુભ પરિણામ છે ઇંગ્લાંડ અને અમેરિકાએ સહકાર કરીને આ સંશોધન પાર ઉતાર્યું છે. તેમણે ચિત્રો દેખાડીને આ સંશોધનના જુદા જુદા પાસાઓ સમજાવ્યાં હતા.

અમેરિકાના પ્રો. કોમ્પટને એટમીક બોમ્બની બનાવટનો પોતાનો જાતઅનુભવ વાર્તારૂપે કહી સંભળાવ્યો હતો. પ્રો. કોમ્પટનના ભાષણે શ્રોતાવર્ગ પર ખૂબ અસર કરી હતી. રોબીન્સન અને કોમ્પટનનું ભાષણ એક ઢાલનાં બે પાસાં જેવું હતું. પેનીસીલીને હજારોને બચાવ્યા છે અને હજી બચાવે છે તો એક જ એટમ બોમ્બે ૬ ડોનો ધાણ કાઢી નાખ્યો છે. પેનીસીલીન સંશોધનની શાંતિમય બાજુ છે તો એટમ બોમ્બ તેનું સંહારાત્મક પાસું છે. પ્રો. કોમ્પટન તેમના કોસ્મીક કિરણોના સંશોધન અંગે ૧૯૨૬-૨૭ માં હિંદમાં આવી ગયા હતા. સુપ્રસિદ્ધ સ્ત્રી વૈજ્ઞાનિક મેડમ ક્યુરીનાં પુત્રી મેડમ જોલયો–ક્યુરી અને તેમના પ્રોફેસર જોલિયો ક્યુરી ફ્રાન્સથી આ બેઠકમાં ભાગ લેવા આવ્યા હતા. તેમણે રેડિયમની શોધ અને બનાવટી રેડિયો–એક્ટિવિટી સંબંધી ભાષણો આપ્યાં હતાં. બન્ને વૈજ્ઞાનિકો ફ્રેન્ચ ભાષામાં બોલે છે. પરંતુ અંગ્રેજી બોલતાં પણ તેમના સુન્દર ઉચ્ચાર ફ્રેન્ચ જેવા થાય છે. તેથી તેમને સમજવામાં બહુ મુશ્કેલી પડે છે.

આ ઉપરાંત અમેરિકામાંથી બ્યૂરો ઑફ સ્ટાન્ડર્ડસના નિયામક ડૉ. ઇ.યુ કોન્ડન અને સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિક પ્રો. હરમન માર્ક પણ આવેલ હતા.

આ બધામાં ભાત પાડતા સ્વીડનના પ્રો. ઓ. ઇ. એચ રીડબેકનો ખાસ ઉલ્લેખ કરવો ઘટે છે. તેઓ ગણિતશાસ્ત્રી, ભૌતિકવિજ્ઞાની અને કુશળ ઇજનેર પણ છે. પ્રો. રીડબેક યુવાન છે અને તેમની અંગ્રેજી ભાષામાં બોલવાની આવડત ખાસ ધ્યાન ખેંચે એવી હતી. સ્વીડનના હોવા છતાં સુંદર અંગ્રેજી બોલે છે, એટલું જ નહિ, પણ તેઓ હિંદની સંસ્કૃતિમાં ખૂબ રસ ધરાવે છે. તેઓ શાંતિ પરિષદમાં શાંતિનિકેતન જઇ આવ્યા છે અને સેવાગ્રામમાં પણ રહી આવ્યા છે. હિંદના યુવકોને તેમણે સૂચવ્યું છે કે વિજ્ઞાનનો સાચો ઉપયોગ થાય એ જોજો. આજના જગતમાં અહિંસા એ જ એક માર્ગ છે એ શ્રદ્ધા તેમણે જાહેર કરી હતી.

પ્રો. હરમાન માર્ક આસ્ટ્રીયન છે, પણ અમેરિકામાં બ્રુકલીન પોલીટિકનીક ઇન્સ્ટીટ્યૂટમાં કાર્બનિક રસાયનના પ્રોફેસર છે. તેમનું પ્લાસ્ટીક પરનુ ભાષણ ખૂબ વિચારણીય હતું. એ વિષયને તેમણે જે રીતે રજૂ કર્યો તે ખૂબ મૌલિક હતી. આ વિષયના તેઓ તજ્જ્ઞ ગણાય છે. પ્લાસ્ટીકો માત્ર ઉપરછલી શોધખોળની ભૂમિકામાંથી નીકળી હવે પદ્ધતિસરના વિજ્ઞાનના ક્ષેત્રમાં આવતા જાય છે એ તેમની મૂળભૂત શોધોને આભારી છે.

ડૉ. કોન્ડને અમેરિકામાં બ્યૂરો ઑફ સ્ટાન્ડર્ડમાં જે કાર્ય થઈ રહ્યું છે તેનો ખ્યાલ આપ્યો હતો. આ બ્યૂરોમાં ત્રણ હજાર વૈજ્ઞાનિકો કાર્ય કરે છે. આ સંસ્થા અમેરિકામાં સંશોધન માટે ખૂબ સુન્દર વાતાવરણ ઉભું કરે છે એટલું જ નહિ, પણ ઉદ્યોગોને પણ મદદ કરે છે. ત્યાં 'એમોનિયા ઘડિયાળ'ની શોધ સમયનું બરાબર ધોરણ (standardisation) નક્કી કરવા માટે કરવામાં આવી છે. તેના પર ગુરુત્વાકર્ષણની અસર થતી નથી તે એટમિક શક્તિ પર ચાલે છે. એટલે સામાન્ય ઘડિયાળો કરતાં તેની રચના સાવ જુદી પડે છે.

વિજ્ઞાન પરિષદનું કાર્ય ખૂબ વિસ્તાર પામ્યું છે. કાર્યક્રમ ભરચક રાખવામાં આવે છે. બપોરના જમણનો

(અનુસંધાન ૬૩ મા પાને)

# વિહંગાવલોકન

**સાંવત્સરિક પરિક્રમ્મા**

આ જાન્યુઆરી માસના પ્રારંભ સાથે ઇ. સ. ૧૯૪૯નું વર્ષ પુરૂં થાય છે અને ૧૯૫૦નું વર્ષ શરૂ થાય છે. આવે પ્રસંગે આપણું મન સહેજે વિદાય થતા વર્ષમાં શું શું બની ગયું અને આગામી વર્ષના ગર્ભમાં શું હશે તેનો અદ્યતન વર્તમાનને અનુલક્ષીને વિચાર કરવા પ્રેરાય છે.

સૌથી પહેલો વિચાર આપણા પોતાના દેશની પરિસ્થિતિને અંગે સ્ફુરે છે. આજે દેશને આઝાદી મળ્યાને ત્રીજું વર્ષ ચાલે છે. આઝાદી બાદ પ્રથમ કેટલાક મહીનામાં કાશ્મીરની ઉપર પાકીસ્તાને આક્રમણ કર્યું અને કાશ્મીર હિંદ સાથે જોડાયલું હોઇને હિંદી સૈન્યે કાશ્મીરનું રક્ષણ કરવાના હેતુથી પાકીસ્તાનના સૈન્યનો સામનો કર્યો ત્યારથી પાકીસ્તાન સાથે શરૂ થયેલી અથડામણોનો અન્ત આવવાને બદલે તે ઉત્તરોત્તર વધતી ગઇ છે. ગયા વર્ષે જાન્યુઆરીની પહેલી તારીખે કાશ્મીરમાં પાકીસ્તાની અને હિંદી સૈન્ય વચ્ચે યુદ્ધવિરામની જાહેરાત થઇ હતી. તે યુદ્ધવિરામ હજુ ચાલુજ છે, એમ છતાં પણ આ ઝઘડો એવો ને એવો જ ઉભો છે. સંયુક્ત રાજ્યોની સંસ્થાદ્વારા નીમાયલી કમીટીએ આ ઝઘડાનો નીવેડો લાવવા કેટલાક પ્રયત્ન કર્યો, એમ છતાં આજે કાશ્મીરને લગતા ત્રણ પ્રશ્નો ઉપર એવી આંટી પડી છે કે જે ઉકેલવી અત્યન્ત મુશ્કેલ થઇ પડી છે. અને પરિણામે કાશ્મીરના પ્રશ્નનો લોકમતથી નિર્ણય કરવાનું કાર્ય અતિ દુર્ઘટ બની ગયું છે.

ગયા વર્ષ દરમિયાન સપ્ટેમ્બર માસની ૧૮ મી તારીખે અંગ્રેજ સરકારે ડોલરના અનુસંધાનમાં પાઉન્ડની કિંમત ૪.૦૩ થી ઉતારીને ૨.૮૦ ઉપર લાવીને મુકી અને આપણને રૂપીઆનો ભાવ પણ એજ પ્રમાણમાં ઘટાડવાની ફરજ પડી. પરિણામે જ્યાં જ્યાં ડોલરનું ચલણ હોય ત્યાં ત્યાંનો માલ અને ખાસ કરીને અમેરિકાનો માલ આપણને લગભગ ૪૦ ટકા મોંઘો પડવા લાગ્યો એક તો તે બાજુના માલની આયાત માટે આપણે ત્યાં ડોલરની અછત હતી જ. તે અછતમાં આ કારણે વધારો થયો. બીજી બાજુએ પાકીસ્તાને પોતાના ચલણની કિંમત એની એજ રાખી પરિણામે હિંદ અને પાકીસ્તાન વચ્ચે જે લાખો રૂપિયાનો પરસ્પર વ્યાપાર ચાલતો હતો તેમાં એકાએક ઘણી મોટી મડાગાંઠ ઉભી થઇ છે. રૂપિયાભાવના ભાવઘટાડાએ દેશના સમસ્ત અર્થકારણ ઉપર ઘણી ગંભીર અસર કરી છે, જેના લાભાલાભની નિશ્ચયાત્મક તારવણી આજે પણ શક્ય નથી.

વળી પાકીસ્તાન સાથેના આપણા સંબંધો પણ પાકીસ્તાનની આ બાબતને લગતી અવળી નીતિને લીધે વધારે બગડ્યા છે. અને તેની સાથેનો આપણો સર્વ વ્યાપાર ખોરવાઇ ગયો છે. આ રીતે કોમી અથડામણ હમેશને માટે દૂર થશે એવી આશાએ સ્વીકારવામાં આવેલ પાકીસ્તાન હિંદની સુલેહ શાન્તિને અત્યન્ત જોખમરૂપ નીવડયું છે. તેની પજવણી આજે એક સરખી રીતે ચાલુ છે અને આમાંથી કોઇ પણ વખતે બે દેશો વચ્ચે લડાઇ ફાટી નીકળશે એવી સંભાવના–એવી ભીતિ–સૌ કોઇને ચિંતાવ્યાકુળ બનાવી રહેલ છે.

હિંદની અંદર માઇસોર, હૈદ્રાબાદ અને કાશ્મીર સિવાય સર્વ દેશી રાજ્યોનું હિંદમાં કરવામાં આવેલું વિલીનીકરણ એ સૌથી વધારે મહત્વની ઘટના છે. માઇસોરે પણ હિંદના અન્ય ઘટકોને લાગુ પડતું નવું બંધારણ સર્વાંશે સ્વીકાર્યું છે. હૈદ્રાબાદ પણ હજુ હમણાં જ હિંદ સાથે રીતસર જોડાયું છે અને નવા બંધારણનો નામદાર નિઝામે સ્વીકાર કર્યો છે. પરિણામે કાશ્મીર સિવાયનું આખું હિંદ એક બંધારણ નીચે સંગઠિત બન્યું છે.

હિંદમાં જે જે પરદેશી વસાહતો હજુ ઉભી છે તે તદ્દન નાબુદ થવી જ જોઇએ. આ દિશાએ હિંદી સરકારની નીતિ ધીરજની અને લોકમત અનુસાર કામ કરવાની રહી છે. ચંદ્રનગરે હિંદમાં જોડાવાનો ઘણી મોટી બહુમતિથી નિર્ણય જાહેર કરી દીધો છે, અને અલ્પ સમયમાં તે જોડાઇ જવા વકી છે. અન્ય ફ્રેન્ચ વસાહતોમાં આ પ્રશ્ન ઉપર બહુ થોડા સમયમાં મતપ્રદાન યોજવામાં આવ. એવી આશા રહે છે અને એ જ રીતે પોર્ટુગીઝ વસાહતો પણ હિંદમાં બહુ લાંબા સમય પહેલાં વિલીન થઇ જશે એમ માનવામાં આવે છે.

ગયા માર્ચ માસની બીજી તારીખે શ્રીમતી સરોજિની નાયડુના અવસાનથી રાજકારણના ક્ષેત્રમાં કેટલાંય વર્ષોથી બહુ મહત્વનો ભાગ ભજવતી ગાંધીજીની સાથીદાર વ્યક્તિને આપણે ગુમાવેલ છે.

ગાંધીજીના ખુની નાથુરામ ગોડસે અને વિનાયક આપ્ટેને નવેમ્બર માસની ૧૫ મી તારીખે ફાંસી દેવાતાં ગાંધીજીના ખુનીઓને ફાંસી દેવી તે યોગ્ય કે નહિ એ પ્રશ્નનો છેવટનો અન્ત આવ્યો છે.

બ્રિટીશ કોમનવેલ્થના સભ્ય–રાષ્ટ્રોની લંડન ખાતે એપ્રીલ માસની ૨૧ મી તારીખે પરિષદ મળી હતી. આ પરિષદ સમક્ષ હિંદ પોતાના નવા બંધારણ મુજબ સર્વસત્તાધીશ સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય બનતું હોવાથી એ નવી કક્ષાએ બ્રીટીશ કોમનવેલ્થના સભ્ય તરીકે હિંદ ચાલુ રહેવું કે કેમ અને એ રીતે હિંદ ચાલુ રહી શકે કે કેમ એ બન્ને પ્રશ્નો ઉપસ્થિત થયા હતા. હિંદે બ્રીટીશ કોમનવેલ્થના સભ્ય તરીકે ચાલુ રહેવાનો પોતાનો નિર્ણય જાહેર કર્યો. હતો અને 'સ્વતંત્ર હિંદ આ રીતે સભ્ય

તરીકે ચાલુ રહી શકશે એવો એ પરિષદે ઠરાવ કર્યો હતો. અંગ્રેજોની રાજ્યધુરાથી આપણે તદ્દન મુક્ત થયેલા હોવા છતાં ઇંગ્લાંડ સાથેના આપણા સંબંધો આ રીતે આજે મહોબ્બતભર્યા ચાલુ રહ્યા છે.

હિંદના મહાઅમાત્ય અમેરિકાના પ્રવાસે જઈ આવ્યા અને તે દેશ સાથેના આપણા સ્નેહસંબંધોને વધારે ગાઢ બનાવી આવ્યા. આ પ્રવાસને રાજકારણની દૃષ્ટિએ ઘણું મહત્ત્વ આપવામાં આવે છે. નહેરૂ વિષે અમેરિકાની પ્રજાએ અત્યન્ત ભાવમુગ્ધતા દાખવી છે એ વિષે બે મત છે જ નહિ.

હિંદનું નવું રાજ્યબંધારણ ગયા વર્ષ દરમિયાન તૈયાર કરવામાં આવ્યું છે. જાન્યુઆરી માસની આગામી ૨૬ મી તારીખથી આ બંધારણ અમલમાં મુકાશે અને હિંદ એક સર્વ સત્તાધીશ સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય Indian Sovereign Republic-તરીકે જાહેર થશે. આખા હિંદને એક સરખી રીતે લાગુ પડે અને તેમાં સરકારી અને દેશી રાજ્યોનો પણ કશો ભેદ ન હોય એવું બંધારણ હિંદના ઇતિહાસમાં અજોડ અને અદ્વિતીય ઘટના છે. આ બંધારણ હિંદને અસંપ્રદાયિક રાજ્યશાસન આપે છે, અસ્પૃશ્યતાને નાબુદ કરે છે, માણસ માણસ વચ્ચેના, સ્ત્રી પુરૂષ વચ્ચેના, ગોરા કાળા વચ્ચેના, હિંદુ મુસલમાન વચ્ચેના સર્વ ભેદોને તિલાંજલિ આપે છે અને લોકશાસનના મજબુત પાયા ઉપર સમસ્ત રાજ્યવહીવટની રચના કરે છે.

આ બંધારણના પેટા ભાગ તરીકે ભાવી હિંદની રાજભાષાના પ્રશ્નનો ગયા વર્ષે જે નીકાલ આવ્યો છે તે પણ એક મહત્ત્વની ઘટના છે. આ નીકાલ મુજબ હિંદની રાજભાષા હિંદી અને રાજલિપિ દેવનાગરી બનશે, અંગ્રેજી ભાષાનો ઉપયોગ ૧૫ વર્ષ સુધી રહી શકશે; સંખ્યાંક સંબંધમાં અંગ્રેજી આંકડાઓનો ઉપયોગ કરવામાં આવશે. આ નીકાલે આપણી વચ્ચેના એક મોટા *ઝગડાના મૂળને નાબુદ કર્યું છે.*

હિંદુ કોડ બીલ હિંદી ધારાસભાની એરણ ઉપર આવીને બેઠું છે. હિંદુ કોડ બીલનો મુખ્ય આશય આખા હિંદમાં વસતા હિંદુઓને એકસરખો સામાજિક કાયદો લાગુ પડે અને આજે જે પ્રાન્તવાર કાયદાભેદ પ્રવર્તે છે તે અનિયમિતતા દૂર થાય એવી પરિસ્થિતિ ઉભી કરવાનો છે. હિંદુ સમાજના સ્થિતિચુસ્ત વર્ગે આ નવા હિંદુ કોડ સામે ભારે જેહાદ જગાવી છે, અને હિંદુ ધર્મ અને સંસ્કૃતિના નામે બાવી જનતાને ખુબ ઉશ્કેરવા માંડી છે. આ કોડ સંબંધે કોંગ્રેસી આગેવાનોમાં પણ પુરો એકમત નથી. આગામી ધારાસભામાં આ બીલ વિષે ચર્ચા અને નિર્ણય માટે રજુ કરવામાં આવશે. જેને નવસર્જન કરવું છે, જરૂરી એકતા ઉભી કરવી છે અને સ્ત્રીપુરૂષ વચ્ચેની સમાનતાને કાયદાની દૃષ્ટિએ હિંદુ સમાજમાં અમલી બનાવવી છે. તેણે આ નવા કોડને પુરો ટેકો આપવો ઘટે છે.

રાષ્ટ્રીય સ્વયંસેવક ઉપરનો સરકારી નિષેધ તેના સરસંચાલકે આ સંઘની પ્રવૃત્તિને માત્ર સાંસ્કૃતિક ક્ષેત્રમાં મર્યાદિત રાખવાની બાંહાધરી આપવાથી તેમ જ તે મુજબ સંઘના બંધારણમાં જરૂરી ફેરફાર કરવાની કબુલાત આપવાથી દૂર કરવામાં આવ્યો છે. આ રીતે રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘની પ્રવૃત્તિ કાયદાના પ્રતિબંધથી મુક્ત બની છે. આ સંઘનો દાવો રાજકારણથી મુક્ત રહીને કેવળ સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ ચલાવવાનો હોવા છતાં તેની હીલચાલના સ્વરૂપમાં કોઈ મહત્ત્વનો ફેરફાર દેખાતો નથી અને તેથી હિંદી રાજકારણમાં રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘની ગુંચ ઉભી જ છે એમ માનીને સૌ કોઈએ ચાલવું રહ્યું.

હવે તો પાછી હિંદુ મહાસભા પણ માથું ઉંચકે છે, રાજકારણમાં પ્રવેશ કરે છે અને પાકીસ્તાન સમેત એવા 'અખંડ હિંદુસ્તાન'ના લોકસૂત્રને આગળ ધરીને ઉપશમ પામેલી કોમી વૈમનસ્યની આગને ચેતાવી રહેલ છે. નવા હિંદના સર્જન સાથે કોમી મેળાપનું તત્ત્વ અમુક રીતે એવું સંકળાયલું છે કે તે તત્ત્વની નાબુદી અશક્ય નહિ તો અત્યન્ત વિકટ તો છે જ, અને તે જ કારણે હિંદનું ભાવી હમેશાં ચિન્તાજનક રહ્યા કરે છે.

હિંદના આજે બે દુશ્મનો છે. એક કોમીવાદ, બીજો સામ્યવાદ. સામ્યવાદની નીતિ અરાજકતા, ભાંગફોડ, ભૂગર્ભ પ્રવૃત્તિ, જ્યાં ત્યાં માલમીલ્કત અને જાનમાલનો નાશ–આવા ઉપાયોદ્વારા હિંદમાં પગભર થવાની રહી છે અને અમુક પ્રદેશોમાં અમુક વર્ગોમાં તેણે ભારે પ્રભુત્વ જમાવ્યું છે. આ સામ્યવાદનો ફેલાવો પણ હિંદને માટે અત્યન્ત ભયપ્રદ બની રહેલ છે.

ગયા વર્ષની શરૂઆતમાં હિંદ ખાતે એશીયાના દેશોના પ્રતિનિધિઓની એક પરિષદ બોલાવવામાં આવી હતી અને તે પરિષદમાં ઇન્ડોનેશીઆની આઝાદીના પ્રશ્ન ઉપર *ખુબ ભાર મુકવામાં આવ્યો હતો. આના પરિણામે* ઇન્ડોનીશીઆની આઝાદીના પ્રશ્નને ઘણું જોર મળ્યું હતું. વળી આ રીતે એશીઆઈ એકતાના ખ્યાલને પણ નવો વેગ મળ્યો હતો.

આન્તરરાષ્ટ્રીય પ્રદેશે ગત વર્ષમાં બે મહત્ત્વની ઘટના બની છે. ચીનમાં ચાંગ-કાઈ-શેકની સરકાર પરાસ્ત થઈ છે અને ત્યાં સામ્યવાદી સરકારનું રાજ્ય સ્થપાયું છે. ચીન હિંદનો અતિ નિકટવર્તી દેશ હોવાથી આ ઘટનાની હિંદ ઉપર બહુ મહત્ત્વની અસર પડવાનો અને એશીઆના અન્ય દેશોમાં પણ સામ્યવાદના ફેલાવાને ઘણું જોર મળવાનો સંભવ છે. એક બાજુએ રશીઆની દક્ષિણ સરહદ કાશ્મીરની ઉત્તરે હિંદને સ્પર્શે જ છે. બીજી બાજુએ સામ્યવાદી ચીન પણ ટીબેટ દ્વારા હિંદને સ્પર્શે જ

રહ્યું છે. દૂરપૂર્વના આઝાદ થતા દેશો ઉપર પણ સામ્યવાદી વાદળો ઘેરાતાં જાય છે. આ નવી ઘટનાની અસર તળે કાશ્મીરનો પ્રશ્ન વધારે ગંભીર સ્વરૂપ પકડે છે.

ગત વર્ષના આખર ભાગમાં ઇન્ડોનેશીઆને ડચ-શાસનથી મુક્તિ મળી છે, અને ઇન્ડોનેશીઆ સંપૂર્ણતયા સ્વાધીન બન્યું છે. આ પણ એશીઆ પક્ષે અત્યંત મહત્વની ઘટના છે. હવે પરસત્તાને અધીન એવા એશીઆ ખંડમાં બે જ દેશો રહ્યા—ઇન્ડોચાઇના અને મલાયા. આ બન્ને દેશોમાં પણ આઝાદીની હીલચાલ જોસભેર ચાલી રહી છે અને એક ઠેકાણે ફ્રેંચ અને અન્યત્ર અંગ્રેજી હકુમતની નાબુદીની નોબત ગડગડી રહી છે. આશા રાખીએ કે આ બન્ને પ્રદેશોને સંપૂર્ણ આઝાદી પ્રાપ્ત કરતાં વિશેષ વિલંબ નહિ લાગે.

મધ્ય પૂર્વમાં પેલેસ્ટાઇનમાં યહુદી રાજ્ય મક્કમ પાયે સ્થપાઇ ચુક્યું છે, અને યહુદીઓ અને આરબોનો ઝગડો હાલ તો વિરામને પામ્યો છે.

વિશાળ ક્ષેત્રે યુનાઇટેડ સ્ટેટ્સ અને રશીઆ વચ્ચે શસ્ત્રસ્પર્ધા અને ઘર્ષણ ચાલ્યા જ કરે છે અને યુરોપ અમેરિકાની દુનિયા આજે લગભગ બે વિભાગમાં વહેંચાઇ ગઇ છે રશીઆએ પણ એટમ બોંબ શોધ્યો છે અથવા તો અણુશક્તિનો વ્યવહારૂ ઉપયોગ હાથ કર્યો છે એ હકિકતે અમેરિકાની ધાક ધમકી ઉપર ખુબ ઠંડુ પાણી રેડ્યું છે. આમ છતાં પણ આ બન્ને વચ્ચેનો ઉકળાટ કાંઇ ઓછો થતો નથી. હિંદે આંતરરાષ્ટ્રીય સમુદાયમાં, ખાસ કરી રશીઆ તથા અમેરિકાના જામેલા વર્તુળો પરત્વે, તટસ્થતાની નીતિ અખત્યાર કરી છે અને આ દુનિયાને કોઇ પણ રીતે આગામી યુદ્ધથી બચાવવું અને સ્થાયી સુલેહ અને શાંતિની સ્થાપના કરવી એ બાજુના ઉપર જ હિંદની પરદેશી રાજ્યનીતિ નિર્માણ પામી રહી છે.

ગયા ડીસેંબર માસમાં હિંદ ખાતે દુનિયાભરના શાન્તિવાદીઓની પરિષદ ભરાઇ ગઇ અને દુનિયાને મુંઝવતા અને શાન્તિને જોખમાવતા અનેક પ્રશ્નોની તે પરિષદમાં ખુબ છણાવટ થઇ. બીજું વિશ્વયુદ્ધ પુરૂં થયા પછી પણ દુનિયા ઠરીઠામ બેઠી નથી અને ત્રીજા વિશ્વયુદ્ધના ચોમેર ભણકારા વાગી રહ્યા છે. વળી અગ્રગણ્ય રાષ્ટ્રોના આગેવાનો પરસ્પર વેરઝેર વધે એવી વાણીનો અનર્ગળ ઉપયોગ કરી રહ્યા છે, જેના પરિણામે અશાન્તિ, અસ્થિરતા અને અસહીસલામતીનું વાતાવરણ ચોતરફ ઘટ્ટ બનેલું રહે છે. આની સામે હિંદ ખાતે મળેલી શાન્તિવાદી પરિષદનો વિશ્વમાં શાન્તિ સ્થાપનાનો આ પ્રયત્ન બહુ નજીવો ગણાય અને એમ છતાં તેમાં જે પ્રકારના નિષ્ઠાવાન અને શક્તિશાળી પુરૂષો એકત્ર થયા હતા તે જોતાં તે પ્રયત્નનું મહત્વ એટલું નજીવું લેખી નહિ શકાય.

આવી અનેક મહત્વપૂર્ણ ઘટનાઓથી ભરેલું એક વર્ષ પુરૂં કરીને આપણે નવા વર્ષમાં જ્યારે પ્રવેશ કરીએ છીએ ત્યારે એમાંની કેટલીએક ઘટનાઓના લાંબા લાંબા ઓળાઓ નવા વર્ષના પટ ઉપર પથરાયેલા માલુમ પડે છે અને આપણો માર્ગ વિઘ્નો, આફતો અને અનેક ભયાનક સંભાવનાઓથી પુષ્કળ જટિલ બનેલો જણાય છે. નવા વહીવટી તંત્ર નીચે પ્રજાજનોને હજુ કોઇ ખાસ રાહતનો અનુભવ થયો નથી. રૂશ્વતખોરી અને કાળા બજારના વિષચક્રમાંથી આપણી રાજ્ય-સંસ્થા તેમજ પ્રજાજનો ઉંચે આવી શકતા નથી. પલટાતી જતી અર્થરચના મધ્યમવર્ગનો ધ્વંસ કરી રહી છે. ચીજોની મોંઘવારી હજુ વધતી જ રહી છે અને અનેક કુટુમ્બો જીવવું કેમ અને ટકવું કેમ એ પ્રશ્નની ગુંગળામણમાં હતપ્રાણ થઇ રહ્યા છે. સમસ્ત રાજકારણ સત્તાશાહી બનતું જાય છે. નૈતિક સમતુલા તુટતી જાય છે. ઉદારતા અને પરમત-સહિષ્ણુતા અલોપ થતી જાય છે. માનવીના દિલમાંથી માનવતાની લાગણી એકદમ ઓસરતી ચલી છે. નિર્વાસિતોનો પ્રશ્ન આખી અર્થ રચનાને તો ગુંગળાવી રહેલ છે, પણ સાથે સાથે અનેક સામાજિક સમસ્યાઓ પણ ઉભી કરી રહેલ છે. પાકીસ્તાનમાં હિંદ સામે ઝેરી પ્રચાર વિના અંકુશે ફાલી ફુલી રહ્યો છે અને તેના પ્રત્યાઘાતો હિંદ ઉપર પણ અત્યન્ત અનિષ્ટ અસર નીપજાવી રહેલ છે. આવા સાર્વત્રિક અસ્વસ્થતાભરેલા વાતાવરણ વચ્ચે આપણે ૧૯૫૦ના વર્ષમાં પગલાં માંડી રહ્યાં છીએ. આ સંયોગોમાં આપણુ સર્વને ઇશ્વર સન્મતિ આપે, કર્તવ્યપથ ઉપર સુદૃઢ રહેવાનું બળ આપે, વિભાજિત થવાને બદલે સંયોજિત બનવાની આપણામાં વૃત્તિ પ્રેરે, સત્ય અને અહિંસા તરફ આપણાં મન અને બુદ્ધિને વાળે અને આપણા રાષ્ટ્રને જ માત્ર નહિ પણ આખી માનવજાતને કલ્યાણ અને સ્વાસ્થ્યના માર્ગે સદા પ્રગતિશીલ રાખે એવી અન્તરની પ્રાર્થના અને તદનુસાર પોતપોતાના વ્યક્તિગત જીવનનું સતત ઘડતર એ જ માથા ઉપર ઉભેલી કટોકટીમાંથી હિંદને તેમજ આખા જગતને બચાવવાનો સામ્યગ્ માર્ગ છે.

## શાન્તિવાદી પરિષદ

ગયા ડીસેમ્બર માસમાં દેશના તેમજ પરદેશથી આવેલા શાંતિવાદીઓની પરિષદનાં બે અધિવેશન મળ્યાં. પહેલું અધિવેશન પહેલા અઠવાડિયામાં શાન્તિનિકેતન ખાતે મળ્યું; બીજું અધિવેશન ચોથા અઠવાડિઆ દરમિયાન સેવાગ્રામ ખાતે મળ્યું. પહેલા અધિવેશન દરમિયાન શરૂઆતમાં કેટલાંક અવિધિસરની ચર્ચા ચાલી અને પછી પરદેશથી આવેલા શાન્તિવાદીઓને ગાંધીજીની અતિ નિકટ રહેલા—જેવા કે કાકાસાહેબ કાલેલકર, આચાર્ય કિરપલાણીજી, પ્યારેલાલજી, શ્રી. આર્યનાયકમ્ વગેરે વ્યક્તિઓએ ગાંધીજીના વિચારો તેમજ લાંબા જીવનપર્યટણનો વિસ્તારથી પરિચય કરાવ્યો. અધિવેશનના અન્ત ભાગમાં પ્રતિનિધિઓ જુદા જુદા મંડળોમાં વહેંચાઇ ગયા.

એક મંડળીને કોઇપણ દેશમાં યુદ્ધ ફાટવાની કટોકટી ઉપર શાન્તિવાદીઓએ શું કરવું જોઇએ એ વિષે રીપોર્ટ કરવાનું સૂચવવામાં આવ્યું. બીજા મંડળીને આ દુનિયામાંથી વિગ્રહને સદાને માટે નાબૂદ કરવા માટે શું કરવું તે વિષે રીપોર્ટ કરવાનું કહેવામાં આવ્યું. આ ઉપરાંત આ દુનિયામાં સ્થયી શાન્તિ સ્થાપવાની દૃષ્ટિએ સૌ કોઇને સ્વીકાર્ય અને તેવા વ્યકિતગત તેમ જ સામુદાયિક રીતે અમલમાં મૂકવાયોગ્ય સિદ્ધાન્તો તારવવા, જુદા જુદા દેશોની અંદર ભિન્ન ભિન્ન વર્ગો વચ્ચે ચાલતી અથડામણો અને તેના વ્યવહારૂ ઉકેલ વિષે રીપોર્ટ કરવો, આ દુનિયામાં શાન્તિપરાયણ અને યુદ્ધવિરોધી માનસ પેદા કરવા માટે અદ્યતન શિક્ષણમાં કેવા ફેરફારની તેમ જ કઇ બાબત ઉપર વિશેષ ભાર મૂકવાની જરૂર છે તે વિષે ભલામણો કરવી—આવા ત્રણ પ્રકારના કાર્ય માટે એક એક સમિતિ ઉભી કરવામાં આવી. આ બધાં મંડળોએ સેવાગ્રામના અધિવેશનમાં પોતપોતાના અહેવાલો રજૂ કર્યા અને તેમાંથી કેટલીક બાબતો સર્વાનુમતે સ્વીકારવામાં આવી; કેટલીક બાબતો બહુમતીએ સ્વીકારી; કેટલીક બાબતો વિશેષ વિચાર માટે અનિશ્ચિત દશામાં રાખવામાં આવી.

આ પરિષદમાં ભાગ લેવા માટે Power of Non-Violence—અહિંસાની તાકાત—એ નામના સુપ્રસિદ્ધ ગ્રંથના કર્તા શ્રી. રીચાર્ડ ગ્રેગ આવ્યા હતા. તેમણે આ પરિષદમાં જે કાંઇ બન્યું તેનો સમગ્રપણે ઉપસંહાર કરતાં તેમણે જણાવ્યું હતું તે મુજબ પરદેશથી આવેલા પ્રતિનિધિઓ ઘણાખરા ગાંધીજી વિષે અને તેમના વિચારો વિષે બહુ જ ઓછી માહિતી ધરાવતા હતા. તે સર્વના મન ઉપર ગાંધીજી વિષે ઘણો મોટો પ્રકાશ અને ઘણી ઉંડી છાપ પડી. અને એ રીતે વિશ્વવ્યાપી ગાંધીજીના વિચારોના વિશ્વવ્યાપી પ્રચારને ઘણો મોટો અવકાશ મળશે, અને શાન્તિવાદીઓના કાર્યને તે દ્વારા ઘણો સારો વેગ મળશે. બીજું ગાંધીજીની પાયાની કેળવણીની આખી યોજના તરફ સૌ કોઇનું ખુબ ધ્યાન ખેંચાયું અને સૌ કોઇના દિલમાં તે માટે ભારે પક્ષપાત જનમ્યો. આ બાબતમાં સર્વ પ્રતિનિધિઓએ એકમતી દાખવી આ બન્ને કારણને લીધે ગાંધીજીની એક world force—દુનિયાના એક ક્રાન્તિકારી બળ તરીકેની ઉપયોગિતા આ પરિષદથી ખૂબ વધશે એમ તેમને લાગ્યું. વળી આ પરિષદમાં રશિયા અને અમેરિકા, હિંદ અને પાકીસ્તાન, દક્ષિણ આફ્રિકાવાસીઓ અને હિંદીઓ તથા હબસીઓ, યહુદીઓ અને આરબો—તેવી જ રીતે નિઃશસ્ત્રીકરણ, રાજસત્તાનું વિકેન્દ્રીકરણ, ઉદ્યોગોનું વિકેન્દ્રીકરણ, વ્યક્તિગત જીવનશુદ્ધિ, શાન્તિ સેનાઓની સ્થાપના આદિ અનેક પ્રશ્નો વિગતવાર ચર્ચાયા હતા; અને પરિણામે સૌ કોઇ વધારે બળ વિશ્વાસ અને પ્રેરણા મેળવીને પોતપોતાના સ્થાને વિદાય થયા હતા. આ પરિષદમાં પૂર્વ-પાકીસ્તાનમાંથી બે હિંદુ અને એક મુસલમાન ભાગ લેવા આવ્યા હતા; પશ્ચિમ પાકીસ્તાનમાંથી કોઇ આવ્યું નહોતું.

આજે હિંદ ખાતે ભરાયલી આ શાન્તિવાદી પરિષદનું પૂર્વે કોઇ કાળે હોય તે કરતાં પણ આજે ઘણું વધારે મહત્વ છે. દુનિયાનો નૈતિક હ્રાસ અને ભયગ્રસ્તતા વિશ્વ શાન્તિને જોખમાવનારાં સૌથી વધારે બળવાન કારણો છે. એક બાજુ રશિયા અને બીજી બાજુ અમેરિકા—આ બે કેન્દ્રો આસપાસ દુનિયાનો ઘણાખરા દેશો એક યા બીજી રીતે—પાધી કે આડકતરી રીતે—પરસ્પરવિરોધી પક્ષ માંડીને બેઠા છે. આજે જે ગતિએ આ બન્ને મહારાજ્યો વચ્ચે અથડામણ વધતી રહી છે, તે ગતિને રોધવામાં ન આવે, અને બીજી દિશાએ પ્રજાનાં મન વાળવામાં ન આવે તો ત્રીજું વિશ્વયુદ્ધ બહુ દૂર છે એમ માનવાને કશું કારણ નથી. આ રીતે દુનિયાને માથે ઝઝુમતા સંપૂર્ણ વિનાશમાંથી માનવજાતને બચાવવી હોય તો આજે જે વિઘાતક બળો કામ કરી રહ્યાં છે તે બળોને તોડી નાંખે એવો વિચારપ્રવાહ વહેતો થવાની ખાસ જરૂર છે, અને આ કોઇ સાધારણ કાર્ય નથી. જેમ સુખ સુખને સૌ કોઇ ઝંખે છે છતાં સુખની પ્રાપ્તિ સુલભ નથી તેવી જ રીતે શાન્તિની કેવળ ઝંખનાથી આ દુનિયામાં સ્થાયી શાન્તિની કદી સ્થાપના થવાની નથી. આ માટે અનેક દિશાએથી અનેકવિધ પ્રયત્નો શરૂ થવાની જરૂર છે, અને યુદ્ધવિરોધી માનસની એક અભેદ્ય દીવાલ ચોતરફ ઉભી કરવાની આવશ્યકતા છે. કોઇ પણ કાળે યુદ્ધ અનિષ્ટ જ હતું. એમ છતાં પણ આજે યુદ્ધની અનિષ્ટતા અનેકગણી વધી ગઇ છે. આનાં કેટલાંક વિશિષ્ટ કારણો છે:

(૧) આજે દુનિયાના દેશો એકમેકની અત્યન્ત નજીક આવ્યા છે અને કોઇ પણ બે દેશો વચ્ચે શરૂ થતાં યુદ્ધને વિશ્વવ્યાપી સ્વરૂપમાં પલટાતા વાર લાગે તેમ નથી.

(૨) માનવજાતના દિલમાંથી માનવતાની લાગણી એકદમ ઓસરી ગઇ છે. ગમે તેવા હત્યાકાંડો કોઇ પણ પ્રકારના માનસિક ક્ષોભ સિવાય આજે માણસો જોઇ શકે છે, સાંભળી શકે છે અને 'એમાં શું?' એમ કહીને પોતપોતાના વ્યાપારમાં સૌ નિમગ્ન રહે છે. માણસે માનવતાસૂચક 'અરેરાટી' ગુમાવી દીધી છે.

(૩) વિજ્ઞાનના વિકાસને લીધે યુદ્ધની સંહારક શક્તિ પાર વિનાની વધી ગઇ છે.

પરિણામે આજે યુદ્ધમાં જોડાવું એટલે માત્ર સ્વપરનો નહિ, પણ સર્વતોમુખી નાશ નોતરવા બરોબર છે. આમ હોવાથી આજની દુનિયાને ટકવું હોય—માનવી માનવી વચ્ચેની સભ્યતાને ટકાવવી હોય—તો આગામી કોઇપણ યુદ્ધને આ દુનિયામાં અસંભવિત બનાવવું જ જોઇએ.

આ જ હેતુથી દેશ પરદેશની શાન્તિનિષ્ઠ—અહિંસાનિષ્ઠ—કેટલીક વિશિષ્ટ વ્યક્તિઓ કવિવર ટાગોરના સ્મૃતિ-

સંસ્કારથી ભરેલા શાન્તિનિકેતનમાં અને ગાંધીજીના સ્મૃતિ-સંસ્કારથી ભરેલા સેવાગ્રામમાં મળી હતી અને આજની દુનિયાની વિષમ પારસ્થિતિ વિષે અત્યન્ત ગંભીરપણે વિચારણા ચલાવી રહી હતી. આમાંના ઘણાખરા એવા હતા કે જેમણે યુદ્ધવિરોધને કારણે અથવા તો એવા જ કોઇ ઉદાત્ત હેતુને અનુલક્ષીને વર્ષોના જેલવાસ સ્વીકાર્યા હતા. આજે કવિવર ટાગોર હયાત નથી; ગાંધીજી પણ હયાત નથી; પણ હિંદને આઝાદી મળ્યા બાદ ત્રણ વર્ષના ગાળાની અંદર આવું એક આંતરરાષ્ટ્રીય સંમેલન વિનાશ તરફ જોસભેર ઘસડાતી જતી દુનિયાને, અને વિશ્વયુદ્ધના કાળમુખનો ગ્રાસ થવાની અણી ઉપર આવેલી સમસ્ત માનવજાતને કોઇપણ રીતે ઉગારવા માટે શું કર્તવ્ય છે તેનો વિચાર કરવા માટે એકત્ર થયેલું જોતાં તે બન્ને શાન્તિવાદી અને અહિંસાવાદી સન્તોના આત્મા જ્યાં હોય ત્યાં કેટલી શાન્તિ-કૃતાર્થતા-અનુભવતા હશે તે સહજપણે કલ્પી શકાય તેમ છે.

આ સમેલનને હિંદના અગ્રગણ્ય રાજદ્વારી આગેવાનો પંડિત જવાહરલાલ નહેરૂએ, બાબુ રાજેન્દ્રપ્રસાદે તથા અન્ય નેતાઓએ બહુ ભાવપૂર્વક આવકાર્યું હતું. આ સંમેલનના અંગમાં જે કાંઇ જાહેર પ્રવચનો થયાં તેમાં બધાનો સમાન સૂર એક જ હતો કે આજે રાગ અને દ્વેષનાં, અવિશ્વાસ અને અસહિષ્ણુતાનાં, ગુંડાગીરી અને ભયવ્યાકુળતા'નાં ઘાતક બળોએ માનવ જાતને ઘેરી લીધી છે, રાષ્ટ્ર રાષ્ટ્રના આગેવાનો કોઇ પણ પ્રશ્ન ઉપર મતભેદ પડતા, કે અંગત સ્વાર્થને નાનો સરખો ધક્કો લાગતાં એકમેક સામે ઝેરી વાણીનો વરસાદ વરસાવવા લાગે છે અને યુદ્ધની પરિભાષાનો છૂટથી ઉપયોગ કરવા માંડે છે. આમાંથી દુનિયાને પાછી વાળવાનો કોઇ રાજમાર્ગ નથી. દુનિયાનું સમુદાય-માનસ વેરઝેરથી ભરેલું બની ગયું છે. તે માનસને વેરઝેરથી મુક્ત કરવા માટે અને તેને પ્રેમ, સદ્‌ભાવ અને સભ્યતાનો નવો સંસ્કાર આપવા માટે જો કોઇ તત્કાળ ઉપાય હોય તો તે માત્ર વ્યક્તિગત સુધારણાનો છે. વ્યક્તિ સુધરશે તો આખરે સમાજ સુધરશે. આ માટે એવી વ્યક્તિઓ મોટી સંખ્યામાં દેશ દેશમાં ઉભી થવાની જરૂર છે કે જેના દિલમાં અહિંસાની સાચી પ્રતિષ્ઠા થઇ હોય, જેના જીવનમાં માનવતાપ્રચુર સંસ્કૃતિ અને સભ્યતાનું નવું ધોરણ અમલી બન્યું હોય, જે યુદ્ધને ટાળવાને અને શાન્તિને રક્ષવાને પોતાની જાતનું બલિદાન આપવાને સદા તત્પર હોય, જે સદા ક્રિયાશીલ હોય અને જેને મન નાતજાત, ધર્મસંપ્રદાય કે કાળાગોરાનો કશો ભેદભાવ ન હોય. આવી એક એક વ્યક્તિ-સક્રિય શાન્તિવાદી અને અહિંસાપરાયણ-આ વિશ્વમાંથી વિદાય પામેલી શાન્તિને, માનવતાને, ઐક્યની ભાવનાને પુનઃસ્થાપિત કરવા માટે અને દ્વેષ, મત્સર, વૈમનસ્ય અને સ્પર્ધાના ઘાતક બળોને વિદારવા માટે, આજના એટમ બોંબ સામે, એક મહાન શક્તિ સમું કામ કરી શકશે. આવી એક વ્યક્તિમાંથી અનેક વ્યક્તિઓ જન્મ પામશે અને તેમાંથી આખા રાષ્ટ્રનું એવું સંસ્કરણ પેદા થશે કે ઉપર બેઠેલા રાજકારણી સૂત્રધારો પોતપોતાના રાષ્ટ્રના સંકુચિત સ્વાર્થો આગળ ધરીને યુદ્ધ તરફ પ્રજાને ગમે તેટલા ઘસડવા માગશે તો પણ પ્રજા પોતાની શાન્તિનિષ્ઠા ઉપર મક્કમ રહેશે, અને એવા યુદ્ધને ટેકો આપવાની ચોખ્ખી ના પાડશે. આજે જ્યાં શાન્તિવાદની અહિંસાધર્મની હાંસી થાય છે ત્યાં આવતી કાલે વિશ્વશાન્તિની આરાધના થશે. અને અહિંસાના સૂત્રે સર્વ રાષ્ટ્રો અને પ્રજાજનો સુગ્રથિત થશે, અને સર્વત્ર સુસ્નેહ, શાન્તિ, સ્વાસ્થ્ય, સુખ અને સમૃદ્ધિનું સામ્રાજ્ય સ્થપાશે. ગાંધીવાદને વરેલા આપણે આ સંદેશ જીવનમાં ઉતારીએ અને શાન્તિવાદીઓના મહાન કાર્યને બને તેટલો ટેકો આપીએ!

## પાકીસ્તાન સાથે યુદ્ધની સંભાવના અને ગાંધીવાદ

તા. ૪-૧-૫૦ ના રોજ મુંબઇ ખાતે ચોપાટી ઉપર મળેલી જાહેર સભામાં વ્યાખ્યાન આપતાં હિંદના નાયબ વડા પ્રધાન સરદાર વલ્લભભાઇ પટેલે પાકીસ્તાન સાથે હિંદના ઉત્તરોત્તર બગડતા જતા સંબંધનો વિગતવાર ઉલ્લેખ કરતાં જણાવ્યું હતું કે "હિંદ અને પાકીસ્તાન વચ્ચે મૈત્રી જેવું કશું રહ્યું જ નથી. એટલું જ નહિ, પણ તે બન્ને વચ્ચે મતભેદોની ખાઇ તો વધતી જ જાય છે અને પરસ્પર તીવ્રતર કડવાશ પેદા થઇ રહેલ છે. આમાંથી પરિણામે બન્ને દેશો વચ્ચે લડાઇ થવાનો સંભવ રહે છે. આમ અનિષ્ટમાં અનિષ્ટ કસોટી માટે તૈયાર રહેવા અને જે કોઇ આફતો આવે તેનો ધૈર્યપૂર્વક સામનો કરવા માટે તૈયાર રહેવા હું તમને આગ્રહ કરું છું. આપણા ગમે તેટલા શુભ અને પ્રમાણિક ઇરાદાઓ હોય એમ છતાં પણ કોઇ પ્રકારની સમાધાની ન જ થાય તો બહારના કોઇપણ આક્રમણ માટે આપણે આપણી પ્રજાને તૈયાર કરવી રહી આ હેતુ માટે આપણે બળવાન સૈન્ય તૈયાર કરવું જ જોઇએ અને ટકાવી રાખવું જ જોઇએ."

પાકીસ્તાનની આખી નીતિ પ્રારંભથી હિંદને સતત પજવવાની અને તેના માર્ગમાં ભાત ભાતના અંતરાયો નાખવાની રહી છે એ સર્વત્ર સુવિદિત છે. બાર મહીના પહેલાં કાશ્મીરના રક્ષણ અર્થે ગયેલા હિંદી લશ્કર સાથે પાકીસ્તાનનું સૈન્ય કાશ્મીરની ભૂમિ ઉપર લડી રહ્યું હતું અને આજે માત્ર કામચલાઉ નહેરૂની ઉપર જ ત્યાં યુદ્ધવિરામ પ્રવર્તે છે એ પણ સૌ કોઇ જાણે છે. પાકીસ્તાનની સરકાર ન્યાય, નીતિ સભ્યતા, પડોશીધર્મ કશું જ સમજતી નથી. હમણાં આપણું ખરીદેલું શણ કારણ વિના એ સરકાર અટકાવી બેઠી હતી અને એ સામે તેને કોલસો પૂરો પાડવાનું જ્યારે હિંદે અટકાવ્યું ત્યારે જ શણને હિંદમાં આવવા દેવાની વાત તેણે કબૂલ કરી હતી. આ બધું ધીમે ધીમે આ બે દેશોને ભાવિ યુદ્ધની સંભાવના તરફ ઘસડી જતું લાગે છે. આ પ્રકારની

સંભાવના તરફ હિંદી પ્રજાનું આ રીતે ધ્યાન ખેંચવામાં આવે એ તદ્દન યોગ્ય અને સ્વાભાવિક છે. આવી યુદ્ધની સંભાવનાને અનુલક્ષીને જબરજસ્ત સૈન્ય ઉભું કરવાની વાત અનુચિત છે એમ પણ એકાએક આપણાથી નહિ કહેવાય.

પણ અહીં આનુષંગિક રીતે એક પ્રશ્ન ઉભો થાય છે. કોઇ પણ દેશ સાથે અન્ય દેશને ગંભીર અથડામણીનો પ્રસંગ ઉભો થાય અને કોઇ પણ પ્રકારના આક્રમણના હેતુથી નહિ પણ કેવળ આત્મરક્ષાના હેતુથી યુદ્ધનો સ્વીકાર કરવામાં આવે અને પરિણામે હજારો માણસોની સામસામી કતલ શરૂ થાય–આ રીતે જનતાના ઇતિહાસમાં આજ સુધી આમ જ બનતું આવ્યું છે અને અનેક દેશોને અવારનવાર આવા સંરક્ષક યુદ્ધમાં સંડોવાવું પડ્યું છે–હિંદ માટે આવી કટોકટી ઉભી થાય ત્યારે આ જ વિચાર અને આચારની પરંપરાને જ હિંદ પાકીસ્તાન સંબંધેના પોતાના વ્યવહારમાં અનુસરશે કે પોતાને ગાંધીવાદી કહેવરાવવાનો દાવો કરવાવાળું અને ગાંધીજીએ પ્રરૂપેલી અહિંસાનું દિનરાત રટણ કરવાવાળું હિંદ અહિંસાના ધોરણે આ બાબતનો કાંઇક જુદી રીતે વિચાર કરશે ખરું? પાકીસ્તાન જે કાંઇ કરે તે નીચું માથું રાખીને આપણે સહન જ કર્યા કરવું એમ કોઇ અહિંસાવાદી કદી સ્વપ્ને પણ ન સૂચવે. પણ ગાંધીજીએ આવા આક્રમણનો–અન્યાયનો–અધર્મનો–સામનો કરવાની એક બીજી જ પદ્ધતિ આપણને શીખવી છે અને એ પદ્ધતિના અધૂરા, ઉણા ઉપયોગ વડે પણ આપણા દેશમાં જડ ઘાલીને બેઠેલી અંગ્રેજોની શાસનધુરાને આપણે ઉખેડી શક્યા છીએ એમ આપણે માનીએ છીએ. દુનિયાને મુસ્લેહ શાન્તિના માર્ગે ચાલવાની અને તે માટે ગાંધીજીના જીવનસંદેશને અનુસરવાની આપણે હાકલ કરીએ છીએ. તો પછી ઘર સામે દાવાનળ સળગે તેને ઠારવા આપણે જૂની રીતરસમ મુજબ જ ચાલવાનો, અને પાશવી યુદ્ધ ખેલવાનો વિચાર કરીશું કે ગાંધીજીના વિચારધોરણે આ આફતનો સામનો કરવા માટે બીજા કોઇ કાર્યક્રમનો–નીતિ રીતિનો–કાંઇક વિચાર કરીશું ખરા? સામાન્ય પરંપરાના ધોરણે આપણે વિચારવા ને વર્તવા આપણે ટેવાયલા છીએ અને શસ્ત્રયુદ્ધ સામે શસ્ત્રયુદ્ધ જ હોય, અને એમ ન કરીએ તો દુશ્મન આપણી છાતી ઉપર ચઢી બેસે અને આપણા આખા દેશને ખેદાનમેદાન કરી નાખે. આવા કટોકટીના પ્રસંગે અહિંસા કે હિંસાની વાતોને સ્થાન હોઇ જ ન શકે–આમ આપણું મન જે આવા સંયોગોમાં સતતપણે યુદ્ધોન્મુખ બનવાને ટેવાયલું છે તે બોલી ઉઠે છે, પણ સાથે સાથે આપણને ગાંધીજી યાદ આવે છે. અને આવી કટોકટીના વખતે જો ગાંધીજી હયાત હોય તો તેઓ આવા સંરક્ષક યુદ્ધને સંમત કરત કે કેમ એવો પ્રશ્ન આપણા ચિત્તમાં સામો ઉભો થય છે,' અને જેમણે જર્મનીના આક્રમણ વખતે તેમજ હિંદ ઉપરના જાપાનીઝ હુમલાના સંભવિત આક્રમણના પ્રસંગે અહિંસાના ધોરણે કોઇ જુદી જ સલાહ આપી હતી તેઓ આવા પાશવી યુદ્ધમાં ઝંપલાવવાની સંમતિ આપવાના બદલે અહિંસાના ધોરણે એવો જ કોઇ બીજો અસરકારક માર્ગ જરૂર આપણને બતાવત એવી આપણને સહેજે કલ્પના આવે છે. આજે ગાંધીજી નથી, પણ તેમના સિદ્ધાન્તો, તેમની વિચારસરણી, તેમના અસહકાર, સત્યાગ્રહ, સવિનય ભંગ આદિ સાધનોનો ખ્યાલ આપણી સામે મોજૂદ છે. ભગવાન બુદ્ધે જગતને સંદેશો આપ્યો હતો કે વૈરથી વૈર કદી શમશે નહિ; અને ગાંધીજીએ આ સંદેશાને આપણી સામે અવારનવાર આગળ ધર્યો હતો. ગાંધીજીએ જગતને અહિંસક સામનાની એક ચોક્કસ દૃષ્ટિ આપી છે. તો પછી ફલિત થાય છે કે પાકીસ્તાન સાથેના વધતા જતા વૈમનસ્ય પરત્વે અન્તિમ ઉપાય તરીકે એકાન્ત યુદ્ધનો જ વિચાર કર્યા કરવાને બદલે આ દૃષ્ટિએ વિચાર કરતા થવાની અત્યન્ત આવશ્યકતા છે. કારણ કે આજનાં યુદ્ધ ભારે ભયંકર હોય છે, સ્થાનિક યુદ્ધને આંતરરાષ્ટ્રીય સ્વરૂપ પકડતાં વાર નથી લાગતી, અને આવા યુદ્ધનો વિજય પણ અનેક અનર્થપૂર્ણ શક્યતાઓથી ભરેલો હોય છે–આ બધું આજસુધીના ઇતિહાસ ઉપરથી અને છેલ્લાં બે વિશ્વયુદ્ધના અનુભવ ઉપરથી આપણ સર્વના ધ્યાનમાં બરોબર આવી ચૂક્યું છે.

આવી વિચિત્ર વિચારણાને જાણે કે પહેલાંથી કલ્પીને કહેતા ન હોય એમ સરદાર વલ્લભભાઇ પટેલે એ જ વ્યાખ્યાનમાં જણાવેલું છે કે "મહાત્મા ગાંધીજીને આખી જીંદગી સુધી અનુસરીને અમે ચાલતા આવ્યા છીએ. અમે કોઇ બેવકૂફ માણસો નથી. અમારે તેમના સિદ્ધાન્તોને જરૂર ધ્યાનમાં રાખવાના છે, પણ સાથે સાથે એ સિદ્ધાન્તો અને જેને કોઇ પણ ભાવિ આક્રમણથી સુરક્ષિત રાખવો જ જોઇએ તેવા આપણા રાષ્ટ્રની જરૂરિયાતો–આ બન્ને વચ્ચે મેળ મેળવવાનો છે અને તેથી જ અમે જણાવીએ છીએ કે રાષ્ટ્રની સરહદોને સંભાળવા માટે મજબૂત શસ્ત્રસંપન્ન સૈન્ય રાખ્યા સિવાય આપણને ચાલે તેમ નથી." જેઓ પ્રચલિત લોકઅભિપ્રાયના ટેકા ઉપર સત્તાપ્રતિષ્ઠિત બનેલ છે અને એ ટેકા ઉપર જ જેમની સત્તા નિર્ભર છે તેવા આપણા આજના રાજદ્વારી સૂત્રધારો દેશના જીવનમરણના સવાલ ઉપર, કોઇ પણ નવા આદર્શ ઉપર ચાલવાનું જોખમ ખેડવાને તૈયાર ન હોય એ સ્વાભાવિક છે. સાધારણ રીતે તેમની દૃષ્ટિ વ્યવહારે વાસ્તવવાદી હોય એ પણ એટલું જ સ્વાભાવિક છે. વળી આવી કટોકટીની સંભાવનાની ચર્ચા કરતાં અહિંસાને જો કોઇ આગળ ધરે તેને લોકમત કેટલો ટકવા દે એ પણ એક પ્રશ્ન છે. પણ જેઓ આવી રાજદ્વારી જવાબદારીઓ વહન નથી કરતા તેમણે આ આખો પ્રશ્ન–બેવકૂફ લેખાવાનું જોખમ ખેડીને પણ–ગંભીરપણે ઉંડાણથી વિચાર કરવાની અને એ વિચારણામાંથી જે કાંઇ સૂઝે તે પ્રજાસમક્ષ નિર્ભયપણે

મૂકવાની આજને વખતે અત્યન્ત આવશ્યકતા છે. કારણ કે જેવી રીતે અમેરિકા અને રશિયાની ચાલુ અથડામણ આજની વિશ્વશાન્તિને જોખમાવી રહેલ છે તેવી જ રીતે હિંદ અને પાકીસ્તાનના વૈમનસ્યમાં પણ વિશ્વશાન્તિનો ભંગ થવાનું ભારે જોખમ રહેલું છે એ વાસ્તવિકતાની કોઈએ પણ ઉપેક્ષા કરવી ઘટતી નથી.

અહીં એ સ્પષ્ટ કરવાની જરૂર છે કે આજના આપણા રાજ્યકર્તાઓ આ પરિસ્થિતિથી બીનવાકેફ છે અથવા તો તેમનું માનસ આજે અંશતઃ પણ યુદ્ધોન્મુખ બન્યું છે એમ કહેવા કે સૂચવવાનો જરા પણ આશય નથી. કોઈની પણ સાથે યુદ્ધથી બને તેટલા દૂર રહેવાની વૃત્તિ જેટલી આપણી છે તેટલી જ તેમની છે. યુદ્ધના ભયંકર પરિણામોનું કદાચ આપણા કરતાં તેમને વધારે સચોટ ભાન છે. હજુ હમણાં જ છાપામાં સમાચાર હતા કે આપણી સરકાર તરફથી પાકીસ્તાન સરકારને પરસ્પર એવી સુલેહ સંધિ કરવાનું કહેણ મોકલવામાં આવ્યું છે કે આપણા બન્ને રાષ્ટ્રો વચ્ચે સામસામે ગમે તેટલા મતભેદો અને અથડામણનાં કારણો ઉભા થાય તો પણ એ બધાનો નીકાલ આપણે પરસ્પર વાટાઘાટથી કે લવાદી વડે કરીશું પણ કોઈ કાળે એકમેક સામે યુદ્ધ કરવાનો આપણે વિચાર નહિ કરીએ એવી આપણે આપણે બન્ને પ્રતિજ્ઞા લઈએ. (આ કહેણનો આ નોંધ લખાય છે ત્યા સુધીમાં પાકીસ્તાન તરફથી કશો જ ઉત્તર આવ્યો નથી.) આનો અર્થ જ એ છે કે હિંદ પાકીસ્તાન સાથેની કોઈ પણ ગંભીર અથડામણથી દૂર રહેવા માટે સૂઝે તેટલા પ્રયત્ન કરી રહ્યું છે અને સંયોગવશાત્ હિંદ અને પાકીસ્તાન વચ્ચે કદાચ યુદ્ધની પરિસ્થિતિ ઉભી થાય તો પણ એવા યુદ્ધ માટે હિંદને કોઈપણ દોષ દઈ શકશે નહિ. આ વિષે પણ બે મત જ છે જ નહિ. પણ અહીં પ્રશ્ન તો વ્યાજબી કે ગેરવ્યાજબી એ ॥ કોઈ પણ યુદ્ધથી –માનવી સંહારથી–દૂર રહેવાનો અને યુદ્ધોત્પાદક સંયોગો વચ્ચે પાકીસ્તાન સામે કોઈ અહિંસાત્મક સામનો શક્ય છે કે નહિ એ વિચારવાનો છે. અંગ્રેજો સામે લડવામાં ગાંધીજીએ આપણને આવી અહિંસક સૂઝ આપી હતી અને પરિણામે આપણે જાનમાલની કશી પણ ગંભીર ખુવારીથી બચવા પામ્યા હતા, આપણો હેતુ સિદ્ધ થયો હતો અને અંગ્રેજો સાથે મીઠો સંબંધ પુનઃ સ્થાપિત થયો હતો. પાકીસ્તાનની સમસ્યા આથી વધારે કપરી છે એ બરોબર છે. પણ તેમાં જ આપણી ખરી કસોટી છે. જો આ સામે ઉભેલી સમસ્યાનો અહિંસક સાધનો દ્વારા આપણે કોઈ સફળ ઉકેલ લાવી શકીશું તો દુનિયાને ગાંધીજીના માર્ગે ચાલવાનું કહેવાનો કાંઈ અર્થ હશે નહિ તો દુનિયા સંહાર અને પરસ્પર વિનાશના માર્ગે ચાલ્યા જ કરવાની છે અને બુદ્ધ, મહાવીર, ઈશુ ખ્રિસ્ત માફક ગાંધીજી પણ પ્રાતઃસ્મરણ પૂરતા જ ઉપયોગી રહેવાના છે પછી દુનિયાની કાયાપલટ વિષે કોઈ આશાને સ્થાન નહિ રહે.

## ગાંધીજી વિષે અધ્યાપક આઈન્સ્ટીન

થોડા સમય પહેલાં પ્રિન્સિપાલ અગ્રવાલ સહકુટુંબ અમેરિકાના પ્રવાસ ઉપર ગયેલા તે દરમિયાન તેમને જાણીતા વિજ્ઞાનશાસ્ત્રી અધ્યાપક આઈન્સ્ટીનને મળવાનું બનેલું. આ પ્રસંગનું તેમણે 'અમૃતબઝાર પત્રિકા'માં સુન્દર વર્ણન પ્રગટ કર્યું છે. તેમની સાથે ગાંધીજીના સૌથી મોટા પુત્ર મણિલાલ ગાંધી હતા. અધ્યાપક આઈન્સ્ટીન ન્યુ યોર્કની નજીકમાં પ્રીન્સેટન યુનિવર્સિટીના વિસ્તારમાં રહે છે. પ્રાથમિક ઔપચારિક ખબરઅન્તર પૂછાયા બાદ સહજપણે ગાંધીજી વિષે વાત નીકળી. અને અધ્યાપક આઈન્સ્ટીને પૂછ્યું કે "મહાત્મા ગાંધીના ખૂનના સમાચાર સાંભળીને મને સખ્ત આઘાત લાગ્યો હતો અને આખી દુનિયા ભારે શોકાતુર બની હતી. પણ એવો તે કોણ વિચિત્ર માણસ હતો, કે જે તેમનું ખૂન કરવાની હદ સુધી પહોંચી ગયો?" પ્રિન્સિપાલ અગ્રવાલે હિંદના ભાગલાથી માંડીને ગાંધીજીના ખૂન સુધીની હિંદની કોમી પરિસ્થિતિ, હિંદના મુસલમાનોને રક્ષણ આપવાની ગાંધીજીની ચિન્તા, પાકીસ્તાનના જૂલ્મોને કારણે હિંદુઓની ઉશ્કેરાયલી લાગણી અને તેમાંથી ગાંધીજીનું ખૂન કરવા માટે યોજાયલું કાવતરું–આ બધી હકીકતનો તેમને ખ્યાલ આપ્યો. આઈન્સ્ટીને એક મોટો નિશ્વાસ નાંખ્યો અને જણાવ્યું કે "ગાંધી માણસજાતમાં પણ એક ભારે આશ્ચર્યજનક વ્યક્તિ હતા. પોતાના વિચારો લોકોને ગમે છે કે નહિ તેની તેમણે કદી પરવા કરી નહોતી તેમ જ પોલીસના રક્ષણની પણ કદી દરકાર કરી નહોતી. દુનિયાના સૌથી મોટા માણસો સંબંધમાં આવી કરૂણાજનક ઘટનાઓ બનતી જ આવી છે. પણ ગાંધીનું મૃત્યુ એ જ તેમનો મોટો વિજય હતો."

થોડી વાર બાદ અધ્યાપક આઈન્સ્ટીને પ્રિન્સિપાલ અગ્રવાલને પૂછ્યું કે "ગ્રામોદ્યોગના આકારમાં આર્થિક વિકેન્દ્રીકરણ કરવાનો મહાત્મા ગાંધીનો ખ્યાલ માત્ર હિંદની પરિસ્થિતિને અનુલક્ષીને જ હતો કે આખી દુનિયા માટે પણ આવી વિકેન્દ્રિત રચના તેમની કલ્પનામાં હતી ખરી?" અગ્રવાલે જવાબ આપ્યો કે "હું સમજું છું ત્યાં સુધી આખી દુનિયા રાજકીય તેમ જ આર્થિક ક્ષેત્રમાં વિકેન્દ્રિત યોજના સ્વીકારે એવી ગાંધીજીની અપેક્ષા હતી. કારણ કે અહિંસક સમાજરચના માટે વિકેન્દ્રીકરણ અનિવાર્ય હતું." શ્રી મણિલાલ ગાંધીએ આ વિચાર પ્રત્યે પોતાની સંમતિ દર્શાવી. અધ્યાપક આઈન્સ્ટીન વિચારગ્રસ્ત હોય એમ કહેવા લાગ્યા કે "મને પણ લાગે છે કે સમાજની ભાવિ રચનાનું સ્વરૂપ વિકેન્દ્રીકરણ ઉપર જ ઘડાશે. પણ એ કેમ થશે તેની મને સૂઝ પડતી નથી. મધ્યવર્તી કેન્દ્રસ્થ સરકાર તરફથી હંમેશા આપખુદ બનવાનું અને જૂલમ થવાનું જોખમ રહેવાનું જ છે. મોટાં ભરચક વસતીવાળાં શહેરો ભારે ભયાનક નીવડે છે મને લાગે છે કે સ્થાનિક વિકેન્દ્રીકરણ વ્યવહારૂ છે. દરેક માણસે

પોતાની આજીવિકા માટે પોતે જ મહેનત કરવી જોઈએ. હું આ ક્રમે સમાજવાદી બની ગયો છું."

આ મેળાપ દરમિયાન થયેલા બીજા સવાલ જવાબ પણ એટલા જ વિચારપ્રેરક હતા. મીસીસ અગ્રવાલે પૂછ્યું કે "માનવી અને સમાજનું નૈતિક ધોરણ શી રીતે ઊંચે ચઢાવવું." અધ્યાપક આઇન્સ્ટીને જવાબ આપ્યો કે "દરેક સ્ત્રીએ અને પુરુષે પોતે જ પોતાની જાતને સુધારવાની છે. આજના સમયમાં આપણે કોઈ, પણ વિશ્વમાં સત્તા અને સંપત્તિનું બહુમાન કરીએ છીએ; આ ભોગ કે બલિદાનની આપણને કશી કિંમત રહી નથી. પરિણામે લોકો મહત્ત્વાકાંક્ષી બન્યા છે. આ મહત્ત્વાકાંક્ષા—લોભ—સ્વાર્થ—માનવજાતનો મોટામાં મોટો દુશ્મન છે. આપણે ડૉલર એકઠા કરવા પાછળ નહિ, પણ સેવા કરવા પાછળ મનને જોડવું જોઈએ. આપણે આ વિચારધોરણમાં પરિવર્તન કરવાની દિશાએ, તેમ જ વધારે સારી અને સુખી દુનિયાનું નિર્માણ કરવાની દિશાએ આજની શાળાઓ ઘણું કામ કરી શકે."

શ્રી મણિલાલ ગાંધી જેઓ દક્ષિણ આફ્રિકાના પ્રશ્ન સંબંધે સંયુક્ત રાજ્યોની બેઠકમાં શું ચાલે છે તે એક બીન–અધિકારી મુલાકાતી તરીકે નજરે નિહાળવા માટે અમેરિકા આવ્યા હતા તેમણે પ્રશ્ન કર્યો કે "સંયુક્ત રાજ્યોની સંસ્થા કોઈ ઉપયોગી હેતુ સિદ્ધ કરી શકશે એમ આપને લાગે છે?" આઇન્સ્ટીને જવાબ આપ્યો કે "તેની વૃદ્ધિ તેનો જે રીતે ઉદ્ભવ થયો છે તેમાં જ રહેલી છે. તેનો જન્મ એવા સરકારી તંત્રો દ્વારા થયો હતો કે જે તંત્રોને પોતાને જ પોતાની ચોક્કસ મર્યાદાઓ વળગેલી છે. પણ આવી સ્પષ્ટ મર્યાદાઓ હોવા છતાં પણ સંયુક્ત રાજ્યની સંસ્થા શા માટે કાંઈ સારું કામ કરી નહિ શકે—આમ વિચારવાને કશું કારણ નથી."

શ્રી મણિલાલે પૂછ્યું કે "આપ આગામી વિશ્વયુદ્ધ વિષે શું ધારો છો?" ગંભીર વદને તેમણે જવાબ આપ્યો કે "એ વિષે કોઈ કહી શકે તેમ છે? હું એટલું જાણું છું કે સર્વ દેશોમાં વસતા ઘણાખરા લોકોને લડાઈ બીલકુલ જોઈતી નથી. લડાઈ સંપનારા આગેવાનો જ ઊભી કરે છે અને હું પ્રમાણિકપણે માનું છું કે આ સંઘના આગેવાનો કેવળ 'પાગલ માણસો' હોય છે પણ આ 'પાગલ માણસો'ને રાજકારણમાં આટલું બધું મહત્ત્વનું સ્થાન કેમ મળે છે એ જ મારે મન આશ્ચર્ય-જનક છે." છેવટે તેમની સહી અને સંદેશો માંગતાં અધ્યાપક આઇન્સ્ટીને પોતાની સહી ઉપર નીચેનો સંદેશો આપ્યો: "માણસ માટે માણસ કરતાં બીજી કોઈ વધારે ઉપયોગી વસ્તુ નથી."

અહિં એ વાત બહાર જાહેર નથી કે આ એ જ અધ્યાપક આઇન્સ્ટીને મૂ. બાપુજી ગાંધીજીના અવસાનો પ્રસંગે એ મતલબનો ઉલ્લેખ કર્યો કે "સંભવ છે કે હવે પછીની પેઢીઓ ભાગ્યે જ માનવાને તૈયાર હશે કે આવા એક જીવતા જાગતા માણસે ખરેખર એક વખત આ ધરતી ઉપર પદસંચાર કર્યો હશે."

## સંસ્કૃતિ એટલે શું?

જાન્યુઆરી માસની પહેલી તારીખે પંડિત જવાહરલાલ નહેરુને નાગપુર યુનિવર્સિટી તરફથી 'ડૉક્ટર ઑફ લૉઝ'ની ડીગ્રી અર્પણ કરવામાં આવી હતી. આ અર્પણવિધિના સમારંભ પ્રસંગે તેમણે અનેક વિષયોને સ્પર્શતું એક અત્યન્ત ઉદ્બોધક વ્યાખ્યાન આપ્યું હતું. આ પ્રસંગે culture—સંસ્કૃતિ—એટલે શું એ પ્રશ્નની ચર્ચા કરતા તેમણે જણાવ્યું હતું કે "આપણાં લોકો હજુ પણ સાંકડા વર્તુળમાં જ રચ્યાપચ્યાં રહે છે. એ જોઈને મને ભારે દુઃખ થાય છે. અમુક પ્રકારની ટોપી કે પાઘડી પહેરવામાં કે અમુક ભાતની ટીલાટપકાં કરવામાં કોઈ સાંસ્કૃતિક વિશેષતા રહેલી છે એ માન્યતા જ અત્યન્ત ભુલભરેલી છે. યુવાન સ્ત્રીપુરુષોને ઘણી વખત ઘરડાં માણસોની માફક બોલતાં અને વર્તતાં જોઈને મને ભારે આશ્ચર્ય થાય છે. આ જટિલ દુનીયામાં અને ખાસ કરીને હજારો પ્રકારના વૈવિધ્યથી ભરેલા હિંદમાં વસતાં લોકોને મનનું શોચનીય સાંકડાપણું દાખવતી પરિભાષામાં પોતાના વિચારો રજુ કરતા સાંભળીને હું વિસ્મય પામું છું. તેઓ હિંદુ સંસ્કૃતિ કે જે માનવજાતની સમગ્ર સંસ્કૃતિની એક નાની સરખી બાજુ રજુ કરે છે તેની મહત્તા ગાયે જાય છે. આપણું જીવન નાતજાતના બંધનોથી અને કૃત્રિમ શૃંખલાઓથી જકડાયેલું હોઈને આપણું ચિત્ત મુક્ત વાતાવરણ અનુભવી શકતું નથી; અને આપણી પ્રજાનો સ્વભાવ સ્થિતિચુસ્ત હોવાથી આપણે કશી પ્રગતિ સાધી શકતા નથી. કુવાના દેડકા જેવું આપણે સંકીર્ણ જીવન જીવીએ છીએ, અને વિશાળ દુનિયાની આપણે સદાકાળ ઉપેક્ષા કરતા રહ્યા છીએ. આ જ વૃત્તિ અને વલણને આપણી ભૂતકાળની પરાધીનતા આભારી છે. આજે પણ લોકો ભૂતકાળ તરફ જ નજર નાંખ્યા કરે છે અને સાંકડી વિચારધરેડમાં જ ઘુમ્યા કરે છે એ જોઈને હું ભારે દુઃખ અનુભવું છું.

"આપણે જે મોટી મોટી વાતો કરીએ છીએ તે કરતાં સંસ્કૃતિ કાંઈક જુદી અને વધારે ગંભીર વસ્તુ છે. એ તો સમગ્ર રાષ્ટ્રીય વિચાર અને વર્તનનો સ્વાભાવિક આવિર્ભાવ છે. તે તમે શું છો તે, અને નહિ કે તમે શું બોલો છો તે રજૂ કરે છે. આ તો તે પાયાની સંસ્કૃતિ છે કે જે આખી માનવજાતને વ્યાપી રહી છે. આટલી બધી ભયંકર આફતો આવવા છતાં પણ, વધારે ઊંડાણમાં રહેલ એ સ્થાયી સંસ્કૃતિ આજે પણ જીવન્ત રહી છે. અન્ય જનો વિષે ઉદારભાવ, અન્ય માન્યતાઓ, સંપ્રદાયો, ધર્મો પરત્વે સમભાવ, આદરભાવ એ સંસ્કૃતિનો સાચો પાયો છે. જો આ પાયાની વસ્તુ નહિ હોય તો પ્રજાને ઘડવાનું—સંગઠિત કરવાનું કાર્ય અશક્ય છે.

પણ દુનિયાની બીજી બધી વસ્તુઓની માફક એ પણ અનેકાન્ત છે, સાપેક્ષ છે. માણસે શું કરવું જોઇએ તેનો આધાર તેની વ્યક્તિગત પરિસ્થિતિ ઉપર અવલંબિત રહે છે. ફરજ કાંઇ અધ્ધર હવામાં લટકતી કોઇ ચીજ નથી. સ્વધર્મ પાછળ તો એ સત્યનો સ્વીકાર રહેલો છે કે ફરજ અથવા તો કર્તવ્યધર્મ એ વ્યક્તિનાં વિશિષ્ટ સંયોગો ઉપર આધાર રાખે છે. જે સ્થાનમાં જે વ્યક્તિ મૂકાયેલ હોય તે સ્થાન જ તે વ્યક્તિનો ધર્મ નક્કી કરે છે. પછી તે સ્થાન ગમે તે કારણો તથા સંજોગોને લીધે ઉપસ્થિત થયું હોય. સાપેક્ષતા દુનિયાની સર્વ વસ્તુઓના વિચારને લાગુ પડે છે. સ્વધર્મના નિર્ણયને આ સનાતન સિદ્ધાંતથી અળગો કરી શકાય જ નહિ. દરેક વ્યક્તિ માટે અને દરેક સંયોગમાં એક જ પ્રકારનો ધર્મ હોઇ શકતો નથી. આપણે જે પૃથ્વી ઉપર વિચરીએ છીએ અને પ્રવૃત્તિ કરીએ છીએ તે ગતિશીલ અને વર્તુળાકાર પૃથ્વી ઉપર જેમ સીધી લીટી દોરી શકાય તેમ નથી, તેવી જ રીતે સમયે સમયે ઉભા થતા ચોક્કસ પ્રકારના સંયોગો તેમજ જુદી જુદી વ્યક્તિઓની વિશિષ્ટ પરિસ્થિતિનો ખ્યાલ કર્યા સિવાય કોઇ પણ અમુક વ્યક્તિના સ્વધર્મનો નિર્ણય કરી શકાય જ નહિ. આ ઉપરથી ગીતા કેવળ વ્યવહારવાદ-એટલે કે પ્રસંગ મુજબ ટુંકી દૃષ્ટિએ અનુકૂળ પડે તેવો અને પોતાના જ માત્ર લાભમાં હોય તેવો માર્ગ-ગ્રહણ કરીને ચાલવું એવા સહેલા સસ્તા સિદ્ધાંતનું પ્રતિપાદન કરે છે એમ કોઇએ સમજવાનું નથી. સ્વધર્મનો માર્ગ કઠિન અને ઘણી વખત તરવારની ધાર ઉપર ચાલવા જેટલો વિકટ હોય છે. આ સ્વધર્મનું અનુપાલન ભારે આત્મભોગ, ધૈર્ય અને નિર્ભયતાની અપેક્ષા રાખે છે. ગીતા સ્વધર્મમાં રહેલ સાપેક્ષતાના સિદ્ધાન્તનું પ્રતિપાદન કરે છે. જેમ જાણીતો વિજ્ઞાનશાસ્ત્રી આઇન્સ્ટીન સ્થળ અને કાળને લગતા નવા ખ્યાલો સાથે ભૌતિક ગતિને ઘટાવવા માટે સાપેક્ષતાના સિદ્ધાન્તને કેવળ નવા આકારમાં રજૂ કરે છે, તેવી રીતે ગીતા પણ સચોટપણે પ્રતિપાદન કરે છે કે દરેક વ્યક્તિનો ધર્મ તેના દેશ, કાળ તેમજ માનવસમાજમાં તેના વિશિષ્ટ સ્થાન અને અધિકાર ઉપર અવલંબે છે.

"આ પછી અનાસક્તિનો પાવનકારી સિદ્ધાન્ત વિચારવાનો રહે છે. દુન્વયી પ્રવૃત્તિ સાથે હિંસાનો દોષ તો જોડાયલો જ હોય છે. પણ જો આપણે યોગ્ય વિવેકપૂર્વક નિષ્કામપણે કર્તવ્યધર્મનું પાલન કરીએ તો પછી આપણને આવો કશો દોષ લાગતો જ નથી"

स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः। એ જાણીતા ગીતા-સૂત્રના બે ત્રણ અર્થ ઘટાવવામાં આવે છે. એક તો ઉપરની ચર્ચામાં એક ઠેકાણે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેમ સ્વધર્મ એટલે વર્ણાશ્રમ ધર્મ એમ સમજીને દરેક વ્યક્તિએ પોતપોતાના વર્ણધર્મ અનુસાર વર્તવું અને અન્ય વર્ણના ધર્મ અનુસાર ચાલવાનો કદી કોઇએ વિચાર કરવો નહિ એવો અર્થ કરવામાં આવે છે. બ્રાહ્મણે બ્રાહ્મણનો આચાર પાળવો; ક્ષત્રિયોચિત કે વૈશ્યોચિત પ્રવૃત્તિ પાછળ મન દોડાવવું નહિ. બીજો અર્થ આમ પણ કરવામાં આવે છે કે દરેકે પોતપોતાને કુળપરંપરાપ્રાપ્ત ધર્મ અનુસાર જે આચારવ્યવહાર પ્રાપ્ત થયો હોય તેને અનુસરવું; ધર્માન્તરનો કદી વિચાર કરવો નહિ. આ બન્ને અર્થ ઘટના બરોબર નથી તથા આજના યુગવિચાર અને પલટાયલા આચાર વિચાર તેમજ માનસિક વલણો સાથે જરા પણ બંધ બેસે તેવી નથી. સ્વધર્મનો માન્યવર રાજાજીએ ત્રીજો જ અર્થ ઘટાવ્યો છે અને તે ભારે બુદ્ધિપૂર્વકનો અને મૌલિક કોટિનો છે. તે અર્થ સ્વીકારતાં ઉપરના સૂત્રનો આ રીતે અર્થ ઘટાવી શકાય. વ્યક્તિ વ્યક્તિની સ્થિતિ તેમજ સંયોગો ભિન્ન ભિન્ન હોય છે અને તદનુસાર પ્રત્યેક વ્યક્તિને ભિન્ન ભિન્ન કર્તવ્યધર્મ પ્રાપ્ત થાય છે, અને તે ધર્મ પણ સંયોગો બદલાતાં બદલાતો જાય છે. આ રીતે પોતપોતાને પ્રાપ્ત થતા ધર્મનું અનુપાલન કરતાં કરતાં મૃત્યુ આવે તો તે પણ શ્રેયસ્કર ગણવું. આથી અન્યથા વર્તનાર હંમેશા પોતાના શ્રેયને જોખમાવે છે.

આ રીતે સ્વધર્મવિચારને સાપેક્ષતાવાદ સાથે સંલગ્ન કરીને ગીતાદર્શનનો જૈનદર્શનના પાયામાં રહેલ અનેકાન્તવાદ સાથે રાજાજીએ સુન્દર સમન્વય સાધી બતાવ્યો છે, અને એ રીતે બન્ને દર્શન એક જ વિચારશ્રેણી ઉપર ઉભેલાં છે એવી સમજણ તેમના વિવેચનમાંથી સહજપણે પ્રાપ્ત થાય છે.

## વહીવટી નોકરીઓ વિષે આપણા વિદ્યાર્થીઓની ઉદાસીનતા

એક વખત કૉલેજમાં ભણતા તેજસ્વી વિદ્યાર્થીઓને આઇ. સી. એસ. (ઇન્ડિયન સીવીલ સર્વીસ)નું બહુ આકર્ષણ હતું અને એ માટેની પરીક્ષા આપવા માટે આપણા ગુજરાતમાંથી વિદ્યાર્થીઓ ઠીક ઠીક સંખ્યામાં ઇંગ્લાંડ જતા, ત્યાં રહેતા, ભણતા અને ઠીક પ્રમાણમાં પસાર થતા. આ પરીક્ષામાંથી પસાર થયેલા વિદ્યાર્થીઓને હિંદી સરકારના વહીવટની અનેક શાખા પ્રશાખાઓમાં ઉત્તરોત્તર વિશિષ્ઠ અધિકારો મળતા, જે દ્વારા પોતપોતાની શક્તિ દાખવવાની તેમને પૂરી તક મળતી અને આર્થિક લાભ પણ બહુ સારો થતો.

આજે એ જ આઇ. સી. એસ.ના સ્થાને ઇન્ડિયન એડમીનીસ્ટ્રેટીવ સર્વીસ, ઇન્ડિઅન ઑડીટ એન્ડ એકાઉન્ટ્સ સર્વીસ, ઇનકમટેક્ષ સર્વીસ, પોસ્ટલ સર્વીસ, મીલીટરી એકાઉન્ટ્સ સર્વીસ, ઇન્ડિયન ફૉરેન સર્વીસ અને આવી બીજી પણ કેટલીક સર્વીસો માટેની પરીક્ષાઓ અને હરીફાઇઓની મધ્યવર્તી સરકાર તરફથી યોજના કરવામાં આવી છે, અને તેમાં સંખ્યાબંધ વિદ્યાર્થીઓ બેસે છે. આ બધી સર્વીસોનો શરૂઆતનો માસિક પગાર રૂા. ૩૫૦નો હોય છે. આઇ. એ. એસ.માં જોડાયલા અધિકારીનો